ॐ

श्रीस्वामिनारायणो विजयतेतराम् ।

# सत्सङ्गिजीवनम् ।

## शतानन्दमुनिविरचितम् ।

## पंचमप्रकरणम् ।

हरिजीवनदासकृत-गुर्जरानुवादसहितम् ।

सनातनधर्मधुरन्धराचार्यश्री-
आनन्दप्रसादमहाराजश्रीनी आज्ञाथी
वडतालमन्दिरतरफथी छपावी प्रसिद्धकर्ता-
कोठारी पु० धर्मस्वरूपदासजी ।

सं० १९९२. निर्णयसागरप्रेस मुंबई. सन १९३६.

किंमत रु. १-८-०

અપવાદ, ધાન્ય ઘૃતાદિકની શુદ્ધિપ્રકારનો ભેદ, જળાશયમાં જળશુદ્ધિનો ભેદ, ગૃહશુદ્ધિનો પ્રકારભેદ, કામળી આદિક વસ્તુઓનો શુદ્ધિપ્રકારભેદ, તામ્રાદિ ધાતુઓના શુદ્ધિપ્રકારભેદો, ગાયોએ સુંઘેલા કાંસાદિકની શુદ્ધિનો પ્રકાર, મોટા અન્નરાશિને શ્વાનઆદિકના સ્પર્શમાં શુદ્ધિનો પ્રકાર, રજ આદિકને અપવિત્રનો સ્પર્શ થતાં પણ દોષે રહિતપણું, દર્ભાદિકમાં નિર્માલ્યતા દોષનો અભાવ, કવચિત્ તેનો અપવાદ, જન્માશૌચ મૃતાશૌચના ભેદો, ગ્રહણાશૌચના ભેદો, શુદ્ધિસ્નાનમાં ગ્રાહ્ય જળના ભેદો, ગ્રહણમાં કરવાનાં દાનોના ભેદો અને ગ્રહણમાં કરવાનાં શ્રાદ્ધોના ભેદો વિગેરે ॥૧૯॥

૨૦ શ્રાદ્ધવિધિનું નિરૂપણ કરતાં પ્રથમ કહેલું શ્રાદ્ધનું લક્ષણ, શ્રાદ્ધોનું નિત્ય નૈમિત્તિકાદિભેદથી બાર પ્રકારપણું, મતભેદથી શ્રાદ્ધનું ચારપ્રકારપણું, શ્રાદ્ધને યોગ્ય દેશભેદનું નિરૂપણ, શ્રાદ્ધમાં વર્જ્ય દેશભેદનું નિરૂપણ, છન્નુ પ્રકારના શ્રાદ્ધભેદો, જેનો પિતા જીવતો હોય તેણે શ્રાદ્ધની અકર્તવ્યતા, કવચિત્ તેનો અપવાદ, મહાલયાદિકમાં શ્રાદ્ધાચરણવિષે પ્રકારભેદો, શ્રાદ્ધમાં નિમંત્રણીયોગ્ય બ્રાહ્મણનું નિરૂપણ, દૈવ પિત્ર્યમાં વરવાના વિપ્રોની સંખ્યા, દંતધાવનાદિકની શ્રાદ્ધમાં વર્જનીયતા, શ્રાદ્ધકર્તા અને શ્રાદ્ધભોક્તાના નિયમવિશેષો, શ્રાદ્ધમાં માંસનો પ્રતિષેધ, શ્રાદ્ધમાં પ્રસસ્ત અન્ન દુધ આદિકના ભેદો, ગોત્રનામાદિકના ઉચ્ચારણપૂર્વક શ્રાદ્ધની કર્તવ્યતા, ગોત્રાદિકના અપરિજ્ઞાનમાં વિશેષવિધિ, વિસર્ગાદિકર્મોની પિતૃપૂર્વક કર્તવ્યતા, સવ્ય અપસવ્યના સમયભેદો, શ્રાદ્ધમાં ગ્રાહ્ય વર્જ્ય પુષ્પભેદ, આમશ્રાદ્ધનો અધિકારિભેદ, મૃતાહાદિકમાં આમશ્રાદ્ધનો પ્રતિષેધ, આમાન્નના અભાવમાં સુવર્ણથી શ્રાદ્ધવિધાનનો પ્રકાર, પુત્રજન્મમાં શ્રાદ્ધની સુવર્ણથીજ કર્તવ્યતા, સંકલ્પશ્રાદ્ધમાં આવાહનાદિકનો પ્રતિષેધ, શ્રાદ્ધદિવસે દ્રવ્ય વિપ્રાદિકની અપ્રાપ્તિમાં કર્તવ્યનો પ્રકાર, શ્રાદ્ધમાં બ્રહ્મયજ્ઞ કરવામાં વિશેષ, પત્ની રજસ્વળા થતાં શ્રાદ્ધભેદથી કર્તવ્ય અકર્તવ્યનો વિચાર, વ્રતોપવાસદિવસે શ્રાદ્ધપ્રાપ્તિમાં શ્રાદ્ધની પરદિને કર્તવ્યતા, સંન્યાસિના પણ વાર્ષિકશ્રાદ્ધની પુત્રે કર્તવ્યતા, આમશ્રાદ્ધાદિકના આચરણમાં પૂર્વાહ્ણાદિ સમયભેદનો વિધિ, મૃતાહાદિકના અપરિજ્ઞાનમાં કર્તવ્યકાળનિર્ણય, યજ્ઞાદિકમાં વૃદ્ધિશ્રાદ્ધની કર્તવ્યતા, પિતા સંન્યાસી થતાં કે પતિત થતાં પુત્રે વૃદ્ધિશ્રાદ્ધાદિકમાં પિતાને પરિત્યજીને પિતામહને

श्रीस्वामिनारायणो जयति ।

# विषयानुक्रमणिका ।

---

## पञ्चमप्रकरणम् ।

આરંભીનેજ શ્રાદ્ધની કર્તવ્યતા, તીર્થશ્રાદ્ધમાં અર્ઘ્યાદિકનો પ્રતિષેધ, શ્રાદ્ધમાં અતિથિ આદિકને જમાડવાનુ વિધાન, બ્રહ્મચારિએ પણ માતાપિતાના શ્રાદ્ધની કર્તવ્યતા, સંન્યાસીઓને તેનો પ્રતિષેધ, શ્રાદ્ધાચરણમાં અર્થ અને અનાચરણમાં અનર્થ અને શ્રાદ્ધથી પિત્રિઓને તૃપ્ત થવાનુ ઉપપાદન વિગેરે ॥૨૦॥

૨૧ કળિયુગમાં વર્જ્ય ધર્મોનું નિરૂપણ અને ગુરૂપદમાં રહેલા ધર્મવંશીયોના વિશેષધર્મનું નિરૂપણ ॥૨૧॥

૨૨ રાજાના ધર્મોનું નિરૂપણ કરતાં પ્રથમ રાજપદની પ્રવૃત્તિના નિમિત્તનું નિરૂપણ, રાજાને અવશ્ય અપેક્ષિત ગુણવિશેષો, રાજાએ પરિત્યાગ કરવાનાં અઢાર વ્યસનોના ભેદો, રાજ્યના અંગભૂત સાત પ્રકૃતિનું નિરૂપણ, સધિ આદિક છ ગુણનું નિરૂપણ, સેનાપતિપ્રમુખ અઢાર તીર્થો (ચાર મોકલવાનાં સ્થાનો) ના ભેદો, અમાત્ય રાષ્ટ્ર આદિકના ભેદથી પાંચ પ્રકારનો પ્રકૃતિવર્ગ કે જે સ્વપક્ષ પરપક્ષ ભેદથી દશ પ્રકારે ભેદ પામે છે તેનું સ્થાન વૃદ્ધિ આદિકના નિશ્ચયપૂર્વક રાજાએ ઉદ્યમની કર્તવ્યતા, વૃદ્ધોનું ઉપસેવન કરવું વિગેરે રાજાના ગુણો અને સર્વત્ર શકા રાખવી વિગેરે દોષો, રાજાએ સહાયપણે સ્વીકારવાના પુરૂષોનાં લક્ષણ અને યથાયોગ્ય દડવા યોગ્યનું દંડવિધાન વિગેરે ॥૨૨॥

૨૩ નાસ્તિક્ય આદિક ચૌદ દોષોની અવશ્ય રાજાએ ત્યાજ્યતા, સંધિમાં અયોગ્ય પુરૂષો, મંત્રવિચારનો પ્રકાર, પુરોહિત પદમાં રાખવા યોગ્યનું લક્ષણ, જ્યોતિષીપદમાં નિયોજ્યનું લક્ષણ, વૈદ્યપદમાં પ્રયોજ્યનું લક્ષણ, જીતવાની ઇચ્છાની યાત્રામાં પ્રવર્તેલા રાજાએ વિચારવાના શત્રુને ભયસ્થાનભેદો, ભેદોપાયનો પ્રકાર, ખજીનો આદિકના સંરક્ષણમાં વિનિયોગ કરવા યોગ્યનું લક્ષણ, ખજીનો ખાલી નહિ થવા દેવાનો ઉપાય, ધનાદિકવડે જ્ઞાત્યાદિજનોની ઉપર અનુગ્રહ કરવાનું વિધાન, ધર્માદિ કાર્યમાં યથાધિકાર નિયોજ્યતા, નિયોગને અનર્હ પુરૂષો, ચારવાક્યના શ્રવણનો સમય, પરરાષ્ટ્રની પ્રજાને વશ કરી લેવાનો ઉપાય, દેશભેદથી વ્યવસ્થિત આચારાદિકની પાળનીયતા, રાજ્યમાં વિભાગથી તલાવ આદિક કરવાનું વિધાન, પ્રતિગ્રામ પાંચ પુરૂષની પરિષદ્ સ્થાપવાનો પ્રકાર, નેહ ગ્રામ પુરાદિકથકી કરગ્રહણમાં અનુક્રમ, સ્વપરનું બળાબળ વિચારીને, કૃષિ આદિક અષ્ટ કર્મની કર્તવ્યતા,

સેનાપતિપદમાં પ્રયોજ્યનું લક્ષણ, રાજાએ રાખવાના અધ્યાપકનું લક્ષણ, તેવા અધ્યાપકથકી રાજાએ સર્વ શાસ્ત્રના અધ્યયનની આવશ્યકતા વિગેરે રાજનીતિઓ ॥૨૩॥

૨૪ રાજનીતિની ધર્મોપજીવનમાં હેતુતા, ષડ્વર્ગનું નિરૂપણ, સામાદિ ચાર ઉપાયોનો યથાયોગ્ય પ્રયોગ, અષ્ટપ્રકારની સેનાનું નિરૂપણ, વ્યૂહરચનાનું નિરૂપણ, રાજાને મનોજયની આવશ્યકતા, રાજાનીજ કાળમાં કારણતા, વિગેરે રાજનીતિઓ કહી છે ॥૨૪॥

૨૫ મન્ત્રીપદમાં નિયોગ કરવા યોગ્યનું લક્ષણ, સુહૃદ્પદમાં ગ્રહણ કરવા યોગ્યનું લક્ષણ, મંત્રનાં પાંચ અંગોનું નિરૂપણ, મંત્રમાં અયોગ્ય પુરૂષો, મંત્રાલોચનને યોગ્ય દેશ, છ પ્રકારના કીલાનું નિરૂપણ, ચાતુર્વર્ણ્ય રક્ષણની આવશ્યકતા, મદ્ય દ્યૂતાદિ સ્વભાવની નિયમનતા, ધનાઢ્યોને રાજાએ માન આપવાનું વિધાન, ફળવૃક્ષોનું નહિ છેદનવિધાન, વૃત્તિવિહીન વિપ્રોને રાજાએ વૃત્તિ કલ્પી આપવાનું અવશ્યવિધાન, કૃપણ અનાથ આદિકનું વિશેષતઃ પરિપાલનવિધાન, રાજાએ દીર્ઘસૂત્રી નહિ થવાનું વિધાન, ગવાદિ સંરક્ષણ માટે યુદ્ધની કર્તવ્યતા, અપરાધવિશેષથી સર્વસ્વ હરી લેવાના પ્રસંગમાંપણ તેમની તેમની જીવિકાભૂત આયુધાદિ ઉપકરણ નહિ હરી લેવાનું વિધાન, વિગેરે રાજનીતિઓ ॥૨૫॥

૨૬ વ્યવહાર (દાવા)ના નિર્ણયમાટે સભાસદપદમાં નિયોગ કરવા યોગ્યનું લક્ષણ, ન્યાયાધીશ અમાત્ય આદિક સાથેજ રાજાએ વ્યવહાર જોવાનું વિધાન, સભાનું લક્ષણ, વ્યવહારના ચાર પાદો, વ્યવહારપદોમાં ઋણાદાનાદિ ભેદથી અઢાર પ્રકારનો ભેદ, વ્યવહારનિર્ણયમાં આદરણીય પ્રમાણનું બે પ્રકારપણું, તેમાં માનુષપ્રમાણનું ત્રિવિધપણું, દિવ્યપ્રમાણોનું અષ્ટપ્રકારપણું, માનુષીક્રિયા અને દૈવીક્રિયાઓનો સાથે સંયોગ થતાં માનુષીક્રિયા સાક્ષી વિગેરેનુંજ આદરણ, દિવ્ય પ્રમાણોવડેજ અર્થનો નિર્ણય કરનાર રાજાની અધમતા, ન્યાયાધીશ આદિકનું ભિન્ન ભિન્ન કાર્ય, રાજા સભાસદ આદિકને સભામાં બેસવાવિષે દિશાનો નિયમ, અધિકારિભેદથી સભાસ્થાનનો ભેદ, દેશાદિકના આચારનો અનાદર કરીને કેવળ શાસ્ત્રથી વ્યવહારનિર્ણયની અકર્તવ્યતા, દુષ્ટ સાક્ષી આદિકનું લક્ષણ, સાક્ષિઓમાં યોગ્ય જનો, સ્ત્રી

બાળક આદિકની સાક્ષીમાં અથાહ્યતા, જાણવા છતાં પણ સાક્ષી નહિ પુરતા અને વિપરીત બોલતાની સદોષતા, વધદંડની રાજાએ રૂડીરીતે વિચાર્યા વિના સભ્યાદિકના અનુમતથી એકદમ અકાર્યતાનું વિધાન વિગેરે ॥૨૬॥

૨૭ દંડની પ્રશસા, બ્રાહ્મણાદિકની વધદંડમાં અયોગ્યતા, યુદ્ધમાં ન વધ કરવા યોગ્ય પુરૂષો, વૃત્તિના અલાભથી ચોરીમાં પ્રવર્તેલા વેદવેદી વિપ્રની દંડમાં અયોગ્યતા, દૂતનીપણ રાજાએ અવધ્યતા, દેવવિપ્રાદિકની વૃત્તિને હરનારા રાજાને અનર્થ, દુર્બળ ઉપર રાજાએ દયાની કર્તવ્યતા વિગેરે ॥૨૭॥

૨૮ બ્રાહ્મણોની પ્રશંસા, રાજાએ બ્રાહ્મણોને વિવિધ દાનની કર્તવ્યતા, દેવમંદિરો વાવ્યો કુવાઓ તલાવો બગીચાઓ વિગેરેની રાજાએ કર્તવ્યતા વિગેરે ॥૨૮॥

૨૯ રાજાએ માંસભક્ષણની પરિત્યાજ્યતા, અહિંસા મહાવ્રતની રાજાએ વિશેષતઃ પાળનીયતા, રાજધર્મને ઉલંઘન કરી પ્રવર્તતા રાજાને અત્યનર્થ વિગેરે ॥૨૯॥

૩૦ સ્રીયોના ધર્મોનું નિરૂપણ કરતાં પ્રથમ કહેલું સધવા વિધવાનું લક્ષણ અને સધવા સ્રિયોમાં ધર્મનિષ્ઠ અધર્મનિષ્ઠ ભેદથી પતિવ્રતા અને ત્રિવિધ કુલટા આદિક ભેદનું નિરૂપણ વિગેરે ॥૩૦॥

૩૧ પતિવ્રતાધર્મનું નિરૂપણ તથા પતિવ્રતાની પ્રશંસા વિગેરે ॥૩૧॥

૩૨ ઉત્તમ મધ્યમ અધમભેદથી પતિવ્રતાની ત્રિવિધતા, તેણીઓનાં લક્ષણો, ધર્મતારતમ્યને અનુસારે તેણીઓને અનુમરણસમયે થતો ફળભેદ અને મુમુક્ષુ આદિક નારીઓને અનુમરણ (સતી થવાનું)ની અકર્તવ્યતા વિગેરે ॥૩૨॥

૩૩ વિધવા સ્રીયોના ધર્મોનું સવિસ્તર નિરૂપણ ॥૩૩॥

૩૪ વિધવાનારીઓએ કરવાના વ્રતવિશેષો, નિયમવિશેષો અને દાનવિશેષોનું નિરૂપણ વિગેરે ॥૩૪॥

૩૫ વ્રતનિયમાદિકના ભંગમાં વિધવાઓએ કરવાના વ્રતવિશેષોનું નિરૂપણ તથા પ્રામાદિક મદ્યપાન માંસભક્ષણાદિકમાં પ્રાયશ્ચિત્તવિશેષોનું નિરૂપણ વિગેરે ॥૩૫॥

૩૬ સર્વ સ્ત્રીયોએ સાધારણપણે કરવાની ભગવત્પૂજાના વિધિનું નિરૂપણ ॥૩૬॥

૩૭ રજસ્વળા થતાં સ્ત્રીયોની અસ્પૃશ્યતા, પાંચમે દિવસે તેથકી વિશુદ્ધિ, કવચિત્ આપદામા ત્રીજે દિવસે શુદ્ધિનો પ્રકાર, રજસ્વળાના સ્પર્શમાં પ્રાયશ્ચિત્તનો પ્રકાર, રજસ્વળાપણુ ગુપ્ત રાખવામા દોષ, બ્રહ્મચર્યવ્રતપરાયણ નરનારીના તે વ્રતના ભગ માટે પ્રવર્તતા નારી નરને પ્રત્યવાય, એરીતે સ્ત્રીસાધારણ ધર્મનુ નિરૂપણ ॥૩૭॥

૩૮ વાનપ્રસ્થના ધર્મો અને તે વાનપ્રસ્થોમાં વૃત્તિભેદને લીધે ચાર પ્રકારપણાનું નિરૂપણ ॥૩૮॥

૩૯ સન્યાસિના ધર્મો કહેતા પ્રથમ કુટીચકાદિ ભેદથી સન્યાસિમાં ચાર પ્રકારપણ, તેમના લક્ષણો, મદ તીવ્ર તીવ્રતર ભેદથી વૈરાગ્યનું ત્રણ પ્રકારપણુ, તેમના લક્ષણો, મદવૈરાગ્યવાળાને સન્યાસમાં અનધિકાર, વિવિદિષાસન્યાસ-વિદ્વત્સન્યાસ ભેદથી સન્યાસમા બે પ્રકાર, સંન્યાસથી ભ્રષ્ટ થએલાને પ્રત્યવાયની અધિકતા, સંન્યાસાશ્રમમા પ્રવેશક્રમનો વિધિ અને સન્યાસને પામેલાના ધર્મો વિગેરે ॥૩૯॥

૪૦ સન્યાસિએ ભિક્ષાગ્રહણમા આચરવાના વિધિનું નિરૂપણ ॥૪૦॥

૪૧ સંન્યાસીઓ માટે પ્રતિષેધ કરેલા કર્મો, પ્રતિષિદ્ધ તે તે કર્મોના આચરણમાં તેમણે અનુષ્ઠાન કરવાના પ્રાયશ્ચિત્તોના વિધિઓ, સન્યાસધર્મથકી ભ્રષ્ટ થએલાનો રાજાએ કરવા યોગ્ય દડ, ધર્મભ્રષ્ટ યતિના દર્શનમાં સવસ્ત્ર સ્નાનવિધિ, સંન્યાસીથકી થએલાં બાળકોનો ચડાળો સાથે રાખવાનું વિધાન, જ્ઞાનસંન્યાસ વેદસંન્યાસ કર્મસંન્યાસ ભેદથી સંન્યાસની ત્રિવિધતા, વૈરાગ્ય જ્ઞાન ભક્તિના ઉત્કર્ષવાળા બ્રહ્મદર્શી સંન્યાસીને આશ્રમચિહ્નોની અપેક્ષા નહિ હોવાથી અવિધિગોચરતા વિગેરે ॥૪૧॥

૪૨ ચારવર્ણોથકી ઇતર સંકરજાતીય જનોના ધર્મોનું નિરૂપણ ॥૪૨॥

૪૩ પ્રાયશ્ચિત્તવિધિનું નિરૂપણ કરતાં પ્રથમ પ્રાયશ્ચિત્તશબ્દનો અર્થ, પાપોનુ ૭ પ્રકારપણુ, જ્ઞાનકૃત અજ્ઞાનકૃત ભેદથી ૭ પ્રકારના પણ પાપોનુ બે પ્રકારપણુ, પાચમા વર્ષપર્યંતના બાળકમાં પ્રત્યવાયનો અભાવ, પાચવર્ષ થકી ઉપર દશવર્ષ સુધીનો બાળક પાપ કરતાં તેના ભ્રાતાદિકે પ્રાયશ્ચિત્તની

કર્તવ્યતા, અગીયારમા વર્ષને આરંભીને સોળવર્ષ સુધીના બાળકને અર્ધા પ્રાયશ્ચિત્તની કર્તવ્યતા, વૃદ્ધાદિકને પણ અર્ધા પ્રાયશ્ચિત્તની કર્તવ્યતા, પરિષદનું લક્ષણ, પરિષદના કહ્યા પ્રમાણે પ્રાયશ્ચિત્તની કર્તવ્યતા, રહસ્ય પ્રાયશ્ચિત્તનો પ્રકાર વિગેરે ॥૪૩॥

૪૪ મહાપાપોના પ્રાયશ્ચિત્તનું નિરૂપણ–તેમાં પ્રથમ બ્રહ્મહત્યાપ્રાયશ્ચિત્ત, બ્રહ્મહત્યા સમાનપાપનું પ્રાયશ્ચિત્ત, સુરાપાનનું પ્રાયશ્ચિત્ત, સુરાપાનસમાનપાપનું પ્રાયશ્ચિત્ત, સુવર્ણસ્તેયપાપનું પ્રાયશ્ચિત્ત, સુવર્ણસ્તેયસમાનપાપનું પ્રાયશ્ચિત્ત, ગુરૂસ્ત્રીગમનનું પ્રાયશ્ચિત્ત, ગુરૂસ્ત્રીગમનસમાન પાપનું પ્રાયશ્ચિત્ત, માતૃગમનાદિ અતિપાપનું પ્રાયશ્ચિત્ત, મહાપાતકીઓના સંસર્ગિઓને કરવાનું પ્રાયશ્ચિત્ત, સંસર્ગિઓના પણ સંસર્ગિઓને કરવાનું પ્રાયશ્ચિત્ત ॥૪૪॥

૪૫ ઉપપાપનું પ્રાયશ્ચિત્ત નિરૂપણ કરતાં પ્રથમ ગોહત્યામાં બ્રાહ્મણનું સ્વામિપણું તેથકી ઇતરનું સ્વામિપણું જ્ઞાનકૃતપણું અજ્ઞાનકૃતપણું એવા ભેદથી પ્રાયશ્ચિત્તનો ભેદ, વ્રાત્યતા (મુખ્ય ગૌણ કાળમાં પણ ઉપનયનસંસ્કારે રહિતપણું)માં પ્રાયશ્ચિત્ત, ચોરી કરવામાં ચોરેલા વસ્તુભેદથી અને સ્વામિભેદથી પ્રાયશ્ચિત્તનો ભેદ, અપણ્યવિક્રય (ન વેચવા યોગ્ય વસ્તુના વેચાણમાં) નામના ઉપપાપનું પ્રાયશ્ચિત્ત, પરિવેદન પરિવિત્તિમાં (મોટો ભાઈ દારાગ્નિસંગ્રહે રહિત છતાં નાનાભાઇને તેના ગ્રહણમાં અને નાનોભાઈ દારાગ્નિસહિત થતાં મોટાભાઇનું તેના ગ્રહણમાં) પ્રાયશ્ચિત્ત, ભૃતકાધ્યાપન–ભૃતકાધ્યયન (મૂલ્ય લઇને ભણાવામાં અને મૂલ્ય દઇને ભણવામા) પ્રાયશ્ચિત્ત, પારદાર્યનામના ઉપપાપમાં સવર્ણના અનુલોમ વિલોમભેદથી પ્રાયશ્ચિત્તનો ભેદ, વેશ્યાગમનમાં પ્રાયશ્ચિત્ત, શક્ત અશક્તભેદથી પ્રાયશ્ચિત્તભેદ, ચંડાળસ્ત્રીગમનમાં પ્રાયશ્ચિત્ત, ચંડાળાદિકે ભોગવેલી સ્ત્રીયોને પ્રાયશ્ચિત્ત, સ્ત્રીઆદિકવધનામના ઉપપાપમાં ગુણવાન્ અગુણવાન્ ભેદથી સ્ત્રીપુરૂષભેદથી કામકૃત અકામકૃતભેદથી પ્રાયશ્ચિત્તના ભેદો, ગજાદિ પશુપક્ષીજાતિના વધમાં પ્રાયશ્ચિત્તભેદો, વૃક્ષછેદનમાં પ્રાયશ્ચિત્તભેદ, વીર્યપાતમાં પ્રાયશ્ચિત્ત, નાસ્તિક્ય નામના ઉપપાપમાં પ્રાયશ્ચિત્ત, અવકીર્ણિતા નામના ઉપપાપમાં બ્રાહ્મણી આદિક ભેદથી પ્રાયશ્ચિત્તનો ભેદ, સ્વપ્નમાં થતા વીર્યપાતમાં પ્રાયશ્ચિત્ત, વ્રતના અંગભૂત બ્રહ્મચર્યભંગમાં પ્રાયશ્ચિત્ત, વાનપ્રસ્થાદિકને બ્રહ્મચર્યવ્રત-

ભંગમાં પ્રાયશ્ચિત્તનો અતિદેશ, ઉક્ત પ્રાયશ્ચિત્તના આચરણમાં અશક્તનેમાટે લઘુપ્રાયશ્ચિત્ત, તળાવાદિ વિક્રયનામના ઉપપાપનું પ્રાયશ્ચિત્ત, પશ્વાદિ હીન યોનિનિષેવણનામના ઉપપાપમાં પ્રાયશ્ચિત્ત, ઋણાનપાક્રિયા (કરેલુ કરજ પાછું ન આપવું) આદિક ઉપપાપનું પ્રાયશ્ચિત્ત ॥૪૫॥

૪૬ માંસભક્ષણાદિ પ્રકીર્ણનામનાં પાપોનું પ્રાયશ્ચિત્ત, વૈષ્ણવદ્રોહાદિ અત્યધિક પાપનું પ્રાયશ્ચિત્ત, પ્રાયશ્ચિત્તના અનાચરણમાં રાજાએ બળાત્ કરાવાનું વિધાન વિગેરે ॥૪૬॥

૪૭ ચાંદ્રાયણાદિ વ્રતોનાં લક્ષણો—તેમાં યવમધ્યચાંદ્રાયણનું લક્ષણ, પિપીલિકામધ્યચાંદ્રાયણનું લક્ષણ, પ્રકારાંતરથી ચાંદ્રાયણ, યતિચાંદ્રાયણ, શિશુચાંદ્રાયણ, ઋષિચાંદ્રાયણ, સોમાયનવ્રત, કૃચ્છ્રલક્ષણ, તપ્તકૃચ્છ્રવ્રતના ભેદો, સાતપન કૃચ્છ્રનું લક્ષણ, મહાસાંતપનનું લક્ષણ, તેમાં મતભેદ, યતિ. સાંતપનવ્રતનું લક્ષણ, પર્ણકૃચ્છ્રનું લક્ષણ, પર્ણકૂર્ચવ્રતનું લક્ષણ, ફળાદિના-નાવિધ કૃચ્છ્રોનાં લક્ષણો, પાદકૃચ્છ્રનું લક્ષણ, પ્રાજાપત્યકૃચ્છ્રનું લક્ષણ, અતિકૃચ્છ્રનું લક્ષણ, વર્ણને અનુસારે પાદકૃચ્છ્રનું નિરૂપણ, કૃચ્છ્રાર્ધનું લક્ષણ, કૃચ્છ્રાતિકૃચ્છ્રનું લક્ષણ, પારાકકૃચ્છ્રનું લક્ષણ, સૌમ્યકૃચ્છ્રનું લક્ષણ, મતાંતરથી તેનું લક્ષણ, તુલાપુરૂષકૃચ્છ્રનું લક્ષણ, મતાંતરથી તેનું લક્ષણ, વ્રતોત્તમ બ્રહ્મકૂર્ચનું લક્ષણ, પંચગવ્યનું લક્ષણ, યતિસાંતપન, આગ્નેયકૃચ્છ્રનું લક્ષણ, યામ્યકૃચ્છ્રનું લક્ષણ, યાવકકૃચ્છ્રનું લક્ષણ, કૌબેરકૃચ્છ્રનું લક્ષણ, ગોવ્રતનું લક્ષણ, ઉદ્દાલક વ્રતનું લક્ષણ, વીરાસનનું લક્ષણ વિગેરે ॥૪૭॥

૪૮ કર્મવિપાકનું નિરૂપણ અને શિવરામ વિપ્રે કરેલી ભગવત્સ્તુતિ વિગેરે ॥૪૮॥

૪૯ એરીતે ધર્મોપદેશ કરીને, દુર્ગપુરમાં વસંતોત્સવ કરીને ત્યાંથી શ્રીનગર પધારી પુષ્પદોળમહોત્સવ કરીને, ત્યાંથી વડતાલ પધારી ત્યાં રામનવમી મહોત્સવ કરીને દુર્ગપુર પધારેલા ભગવાનની ઉત્તમનૃપે દુર્ગપુરમાં મહામદિર કરવાની પ્રાર્થના કરતાં ત્યાં કરાવેલો મંદિરનિર્માણનો આરંભ. ત્યાંથી જુનાગઢ પધારી ભગવાને યથાવિધિ કરેલી શ્રીદ્વારિકાધીશાદિ દેવપ્રતિષ્ઠાનું નિરૂપણ વિગેરે ॥૪૯॥

૫૦ મુકુંદાનંદવર્ણિને ઉદ્દેશીને ભગવાને કરેલું ઉદ્ધવસંપ્રદાયને અનુસારે

नैष्ठिकब्रह्मचर्यदीक्षाने पामेलाओना परिग्रह स्त्रीप्रसगवर्जन विगेरे धर्म विशेषोनु निरूपण अने प्रमादथी थता धर्मभगमा प्रायश्चित्तनु निरूपण विगेरे ॥५०॥

५१ वर्णिओए त्याग करवाना प्रतिषिद्ध कर्मो अने तेना आचरणमा प्रायश्चित्तविशेषोनु निरूपण विगेरे ॥५१॥

५२ वर्णिओए करवाना नित्यकर्मादिक अने प्रमादथी तेना भगमा प्रायश्चित्त विगेरे ॥५२॥

५३ वर्णिओने वेदाध्ययननी कर्तव्यता अने ते प्रसगथी वेदोना प्रादुर्भावनो क्रम विगेरे ॥५३॥

५४ ब्रह्मचारिओए करवाना आह्निकविधिनु सक्षेपमा निरूपण अने मुकुदानंदवर्णिए करेली श्रीहरिनी स्तुति ॥५४॥

५५ दुर्गपुरमा भगवाने यथाविधि महोत्सव साथे करेली श्रीगोपीनाथजीनी प्रतिष्ठा अने पोताना प्रादुर्भावनु धर्मप्रवर्तनरूप प्रयोजन परिपूर्ण करी रहेता धर्मप्रवर्तनोपयोगी एवा पण व्यावहारिकथकी विरामने पामवा इच्छता भगवाने गोपाळानंदमुनि तथा स्वाश्रितोप्रति करेलो सदुपदेश विगेरे ॥५५॥

५६ योगस्वरूपने जाणवा इच्छता शतानदमुनिने उद्देशीने साग योगनो उपदेश आपता भगवाने करेली योगनी प्रशसा, योगयोग्य देशनो उपदेश, योग्ययोग्य आहारसेवनक्रमनो उपदेश अने स्त्री स्त्रैणसगनी वर्जनीयता विगेरे ॥५६॥

५७ योगना यम नियमादि अष्ट अगो, समाधि अगिमा यमादिकनी अगता, अतरग बहिरग भेदथी यमादि अष्टागनी द्विविधता, क्रमथी अहिंसादि यमोनु लक्षण अने तेमनु फळ, शौचादि नियमोनु लक्षण अने तेमनु फळ, आसननु लक्षण आसनोना भेदो आसनोनु फळ नाडीशोधननो प्रकार नाडीशोधननु फळ, प्राणायामनु लक्षण अने प्राणायामना कुभकादि भेदो विगेरे ॥५७॥

५८ विविधनादश्रवणरूप शून्यक प्राणायामस्वरूपनु निरूपण, प्रणवनो महिमा, शून्यक प्राणायामनी सिद्धिथी सहजसमाधिनी सिद्धि अने शून्यक प्राणायामसिद्धिनी दुर्लभता विगेरे ॥५८॥

૫૯ યોગસાધનમાં પ્રવર્તેલાએ નાસાનિઃશ્વાસમાં જાણવાનાં પૃથિવ્યાદિ તત્ત્વોનો સ્થિતિક્રમ અને ઈડાદિનાડીવહનમાં કરવાનો કાર્યભેદ વિગેરે ॥૫૯॥

૬૦ પ્રત્યાહાર ધારણા ધ્યાન સમાધિનું લક્ષણ નિરૂપણ ॥૬૦॥

૬૧ શરીરમાં વર્તતા કોશ અસ્થિ પેશી નાડીઓ વિગેરેનું નિરૂપણ ॥૬૧॥

૬૨ બ્રહ્માંડરચનાનું નિરૂપણ ॥૬૨॥

૬૩ કારણભૂત પાંચ મહાભૂતો અને કાર્યભૂત, પિંડબ્રહ્માંડમાં રહેલાં પાંચ ભૂતોના સ્વરૂપનો વિવેક ॥૬૩॥

૬૪ બાહ્ય વર્તતા અને પિંડ બ્રહ્માંડમાં વર્તતા વાયુના સ્વરૂપ સ્વભાવનો વિવેક ॥૬૪॥

૬૫ યોગિએ અવશ્ય જાણવાનાં પોતાના શરીરપાતકાળનાં ચિહ્નોનું નિરૂપણ ॥૬૫॥

૬૬ યોગોપદેશ સાંભળીને પ્રસન્ન થએલા શતાનંદમુનિએ કરેલી ભગવાનની સ્તુતિ અને પ્રસન્ન થએલા ભગવાને શતાનંદમુનિને કરેલું તદભીષ્ટવરપ્રદાન વિગેરે ॥૬૬॥

૬૭ ભગવાનના વરપ્રસાદથી ત્રૈકાલિક વિજ્ઞાનને પામેલા શતાનંદમુનિએ ભગવાનની આજ્ઞાને અનુસારે કરેલું સટીક શિક્ષાપત્રી સત્સંગિજીવન ગ્રંથનું નિર્માણ, ભગવાને કરેલું મુનિવિરચિત સ્વચરિતનિબન્ધનું ભક્તોસાથે શ્રવણ, શ્રીનગરાદિકમાં કરાવેલાં તે તે મંદિરોમાં ભગવાને પ્રતિષ્ઠા કરેલી નરનારાયણાદિ અર્ચાઓમાં ભક્તોએ સાક્ષાત્ કરેલું ભગવાનનું અદ્ભુત ઐશ્વર્ય વિગેરે ॥૬૭॥

૬૮ ભગવાનની અદ્ભુત અંતર્ધાનલીલાનું નિરૂપણ અને શતાનંદમુનિએ રચેલા નિબન્ધોનો નામથી નિર્દેશ વિગેરે ॥૬૮॥

૬૯ શ્રીહરિજયંતીવ્રતવિધિનું વિસ્તૃત નિરૂપણ અને તેના ઉદ્યાપનનું નિરૂપણ ॥૬૯॥

૭૦ સત્સંગિજીવન નામના આ નિબન્ધનો સંક્ષેપમાં વિષયાનુક્રમ, તેનો સમુત્કર્ષ અને સત્સંગિજીવનના શ્રવણકીર્તનાદિકનું ફળ ॥૭૦॥

સમાપ્તા પંચમપ્રકરણવિષયાનુક્રમણિકા ।




श्रीस्वामिनारायणो जयति ।

# सत्सङ्गिजीवनम् ।

## गुर्जरानुवादसहितम् ।

## पञ्चमप्रकरणम् ।

सुव्रत उवाच—एकदा शिवरामस्तं विप्रवर्यो नराधिप ।। पप्रच्छ प्राञ्जलिर्नत्वा नारायणमृषीश्वरम् ॥१॥ ब्राह्मण उवाच—भगवञ्छ्रोतुमिच्छामि नृणां धर्मं सनातनम् । त्वमेव सर्वधर्मज्ञो धर्ता

### [1]અધ્યાય ૧ લો.

સુવ્રતઋષિ કહેછે—હે પ્રતાપસિંહ રાજન્! એક દિવસે પ્રશ્ન પુછવાનો અવસર પામીને, વિપ્રવર્ય શિવરામભટ્ટ કે જે શિયાણી ગામના નિવાસી, શ્રીહરિની પાદુકા રાખવાની સેવામા રહેલા હતા તેમણે, સમસ્ત મહર્ષિમડળે રૂડીરીતે સેવાતા ચરણકમળ જેમના છે એવા શ્રીનારાયણ મુનિને દુર્ગપુરમા નિશ્ચળપણે રહીને ભક્તજનોને સુખ આપતાને પ્રણામ કરીને બે હાથ જોડીને વિનયથી એમ પુછ્યુ ॥૧॥ શિવરામવિપ્ર પુછેછે—હે ભગવન્! શ્રુતિસ્મૃતિમૂળ હોવાથી સનાતન એવો નરોના અભ્યુદય તથા શ્રેયના સાધનભૂત ધર્મ સાભળવા હું ઇચ્છુછુ (જે સાભળવા ન ઇચ્છતો

૧ આ અધ્યાયમા ધર્મરક્ષક ભગવાને ધર્મશાસ્ત્રના વક્તાઓ કહેવા પૂર્વક ૭ પ્રકારના ધર્મનુ લક્ષણ નિરૂપણ કર્યુ છે

धर्मस्य च प्रभो ! ॥२॥ बुधैरपि सुदुर्ज्ञेयो धर्मोऽयं सामवेदवत् । केवलं त्वां समाश्रित्य वर्तते सर्वथा हि सः ॥३॥ यदा यदा तु भवति ग्लानिस्तस्यात्र भूतले । तदा तदाऽवतीर्य त्वं सम्यक्पासि तमच्युत ! ॥४॥ वक्ता कर्ताऽविता चास्य नान्यस्त्वत्तोऽत्र विद्यते । न स्वर्गे न च पाताले न च ब्रह्मसदस्यपि ॥५॥ तस्मात्त्वमाश्रमैः साकं वर्णानां च पृथक् पृथक् । वक्तुमर्हसि सद्धर्मानितरेषां नृणां च मे ॥६॥ सुव्रत उवाच—इति ब्राह्मणवर्यस्य प्रश्नं सर्वहितावहम् ।

હોય તે ઉપદેશ આપવાને યોગ્ય નથી, આ શુશ્રૂષાનો પ્રકાશ કરવાથી પોતાની સદુપદેશની પાત્રતા જણાવી છે ) હે પ્રભો ! આપજ સર્વ ધર્મના રહસ્યને યથાર્થ જાણનારા અને ધર્મના ધરનારા છો ( તેતે કાળે અવત રીને તેનુ સંરક્ષણ કરો છો માટે ) બીજાતો આપની કૃપાના વશપણાથી તેવા છે તથાપિ તેમા કોઈપણ તમારે સમાન નથી ( આથી ધર્મોપદેશકપણામાં ભગવાનનું પ્રાધાન્ય જણાવ્યું) ॥૨॥ આ ધર્મ વિદ્વજ્જનોએપણ અત્યત દુર્જ્ઞેય છે, કેમ કે ધર્મતત્ત્વની ગતિ અતિગહન છે જે વેદવિધિબોધિત અર્થ છે તે ધર્મ છે, વેદવિધિઓતો વિવિધ વર્તેછે (તો આથી—આ દુર્જ્ઞેય ધર્મની અવશ્ય જ્ઞાતવ્યતાપણ જણાવી છે ) તે આ દુર્બોધ ધર્મ સામવેદની પેઠે આપજ એક આરાધ્ય અને પ્રવર્તકને અવલબીને સર્વથા પ્રવર્તે છે ॥૩॥ તેમાં હેતુ કહેછે—હે અચ્યુત ! આ ભૂતળઉપર જ્યારે જ્યારે તે ધર્મની ગ્લાનિ થાયછે ત્યારે ત્યારે તમે દેવમનુષ્યાદિરૂપે અવતરીને તે ગ્લાનિ પામેલા ધર્મને સમુજ્જીવન આપીને રૂડીરીતે પરિપાળન કરો છો ॥૪॥ માટે આ ધર્મનો સંરક્ષક ઉપદેશક અને પ્રવર્તક તમારાથકી બીજો કોઈ આ ભૂલોકમા નથી વર્તતો, સ્વર્ગમા નથી વર્તતો, પાતાળમાં નથી વર્તતો અને બ્રહ્માની સભામાપણ નથીજ વર્તતો કિંતુ આપજ એક આ ધર્મના સંરક્ષક ઉપદેશક અને પ્રવર્તક છો ॥૫॥ તો તમે મને શુશ્રૂષુને બ્રાહ્મણાદિવર્ણોના, બ્રહ્મચાર્યાદિ આશ્રમોના અને ઈતર સંકરજાતીય જનોના તે સદ્ધર્મોને પૃથક્ પૃથક્ કહેવાને યોગ્ય છો ॥૬॥ સુવ્રતઋષિ કહેછે—હે રાજન્ ! આવું વિપ્રવર્ય શિવરામનું વચન સર્વજનહિતકારિ સાભળીને પ્રસન્ન થએલા

श्रुत्वा स भगवानूचे प्रसन्नो धर्मरक्षकः ॥७॥ श्रीनारायणमुनिरुवाच—नैःश्रेयसकरो नृणां ब्रह्मन्! प्रश्नः कृतस्त्वया। ततः सनातनान् धर्मानार्षवाक्यैर्वदामि ते ॥८॥ वेदप्रणिहितो धर्मो ह्यधर्मस्तद्विपर्ययः। वेदो नारायणः साक्षात्स्वयंभूरिति गीयते ॥९॥ धर्मा वेदेन ये प्रोक्ता ऋषिभिस्तत्त्वदर्शिभिः। प्रोक्तास्त एव स्मृतिषु प्रमाणं तास्ततः स्मृताः ॥१०॥ पुराणन्यायमीमांसाधर्मशास्त्राङ्गमिश्रिताः। वेदाः

તે આ ધર્મરક્ષક ભગવાન્ શ્રીહરિ બોલ્યા ધર્મરક્ષક આ ભગવાનનો ધર્મજીજ્ઞાસાથકી બીજો કયો પ્રસાદસંપાદક ઉપાય છે? કોઈપણ નહિ ॥૭॥

**શ્રીનારાયણમુનિ** કહેછે—હે વિપ્ર! આ ધર્મપ્રશ્નથી હું પ્રસન્ન થયોછું. આ તમારો પ્રશ્ન કેવળ સ્વાર્થે નથી કિંતુ સર્વ નરોના નિઃશ્રેયસને કરનારો છે, માટે તમોએ જાણવા ઈચ્છેલા સનાતન ધર્મોને આર્ષ વાક્યોવડેજ ઉપપાદન કરૂંછું. (સ્વય ભગવાન્ સર્વ ધર્મના પ્રવર્તક છે અને સર્વેશ્વર છે પણ અવતારલીલાને અનુસરીને 'આર્ષ' એમ કહેછે) ॥૮॥ તેમા પ્રથમ ધર્મનું લક્ષણ કહેછે-જે વેદપ્રણિહિત અર્થ તે ધર્મ કહ્યો છે, તે જૈમિનિ મુનિએ કહ્યું છે-'ચોદનાલક્ષણોઽર્થો ધર્મઃ.' ઇતિ તેથકી જે વિપરીત તે અધર્મ કહ્યો છે. (જે તો વેદવિધિવિરૂદ્ધ હોઇને અનર્થ છે તે અધર્મ જાણવો) શકા-'વેદવિહિત' એમ કહેવાથી વિશેષ શો? કે જેથી તેની ધર્મતા મનાય? તો કહેછે કે-વેદતો સાક્ષાત્ નારાયણ કહેવાય છે—જે આ સર્વના સ્રષ્ટા પાળયિતા સંહર્તા નારાયણ છે એજ છે, એટલે તે આ સર્વ ધર્મના મૂળભૂત નારાયણજ સાક્ષાત્ અપૌરૂષેય (જેનો કોઈ પુરૂષ પ્રણેતા નથી) વેદાખ્ય રૂપથી પ્રકાશેછે, માટેજ નારાયણજ જેમ એમ વેદપણ સ્વયભૂ (સ્વય થએલો) કહ્યો છે. તેથી, અપૌરૂષેય હોવાથી પુરૂષબુદ્ધિમૂળક જે દોષો તેણે રહિત છે માટે વેદની પ્રથમ પ્રમાણતા જાણવી ॥૯॥ તપ શક્તિસંપન્ન તત્ત્વદર્શી મન્વાદિ મહર્ષિઓ પોતાના તપોબળથી નહિ અધ્યયનમાં આવતા વેદશાખાવિશેષોને પામીને જે અર્થનું સ્મરણ કરેછે તેપણ ધર્મ માન્યો છે. શ્રુતિમૂળક હોવાથી તેનુ પણ પ્રામાણ્ય છે. માટેજ સ્મરણયોગને લીધે 'સ્મૃતિ' એમ કહેવાય છે ॥૧૦॥ પુરાણ,

स्थानानि विद्यानां धर्मस्य च चतुर्दश ॥११॥ मन्वत्रिविष्णुहारीत-याज्ञवल्क्याङ्गिरोयमाः । व्यासापस्तम्बसंवर्ताः कात्यायनबृहस्पती ॥१२॥ पराशरोशनःशङ्खलिखिता दक्षगौतमौ । शातातपो वसिष्ठश्च धर्मशास्त्रप्रवर्तकाः ॥१३॥ सन्ति चान्येऽपि मुनय एतद्धर्मानुसारिणः । तदुक्तान्यपि शास्त्राणि प्रमाणत्वेन गम्यताम् ॥१४॥ एतेषामुक्तिमात्रस्य प्रामाण्ये सत्यपि द्विज ! । युगानुरूपो बोद्धव्यो विशेषः खलु सर्वदा ॥१५॥ कृते तु मानवा धर्मास्त्रेतायां गौतमा हिताः । द्वापरे शङ्खलिखिताः कलौ पाराशराः स्मृताः ॥१६॥ तेभ्योऽपि मोक्षधर्मोक्ता श्रीमद्भागवतोदिताः । भगवद्गीतया चोक्ता धर्माः श्रेयस्कराः कलौ ॥१७॥ श्रुतिस्मृत्युदितं धर्ममनुतिष्ठन् हि मानवः ।

(વિષ્ણુપુરાણાદિ) ન્યાય, (કાણાદિદર્શન અંશથી) મીમાંસા, (વેદવાક્યવિચારાત્મક પૂર્વોત્તર નામની) માનવાદિ ધર્મશાસ્ત્ર, છંદ વ્યાકરણ નિરૂક્તાદિ ૭ વેદાંગો, ઋગાદિ ચાર વેદો, આ મળીને ચૌદ, વિદ્યાનાં અને ધર્મનાં સ્થાનો (હેતુ) છે ॥૧૧॥ તેમાં મનુ અત્રિ વિષ્ણુ હારીત યાજ્ઞવલ્ક્ય અંગિરા યમ વ્યાસ આપસ્તંબ સંવર્ત કાત્યાયન બૃહસ્પતિ પરાશર ઉશનસ શંખ લિખિત દક્ષ ગૌતમ શાતાતપ વસિષ્ઠ, આ મુનિઓ ધર્મશાસ્ત્રના પ્રવર્તકો છે. તથા બીજા પણ તેમના મતને અનુસરનારા બોધાયનાદિ મુનિઓ ધર્મનિર્ણયમાં પ્રમાતાઓ છે. તો તેમણે કહેલાં શાસ્ત્રોપણ પ્રમાણપણે જાણવાં ॥૧૨-૧૪॥ હે દ્વિજ ! આ મન્વાદિ મુનિઓના વચનમાત્રનું પ્રામાણ્ય સમાન છે તોપણ સર્વ કાળમાં સત્યાદિ યુગાનુસારી વિશેષ તેમાં જાણવો ॥૧૫॥ તેવી સ્મૃતિ છે-સત્યયુગમાં તો મનુપ્રોક્ત ધર્મનું પ્રાધાન્ય છે, ત્રેતાયુગમાં ગૌતમમુનિએ કહેલા ધર્મોનું પ્રાધાન્ય છે, દ્વાપરયુગમાં શંખલિખિતમુનિમત ધર્મોનું પ્રાધાન્ય છે અને કલિયુગમાં પરાશરપ્રોક્ત ધર્મનું પ્રાધાન્ય કહ્યું છે ॥૧૬॥ પરાશરોક્ત ધર્મોથકીપણ ભારતમાં મોક્ષધર્મમાં કહેલા તથા શ્રીમદ્ભાગવતમાં કહેલા તથા ભગવદ્ગીતાએ કહેલા (ચકારાત્ શ્રીવાસુદેવમાહાત્મ્યમાં કહેલા) પારમૈકાંતિક ધર્મો કલિયુગમાં શ્રેયસ્કર સમજવા ॥૧૭॥ આ ધર્મના આચરણનું ફળ કહેછે-જે માનવ શ્રુતિ-

इह कीर्तिमवाप्नोति प्रेत्य चानुत्तमं सुखम् ॥१८॥ स षड्विधो वर्णधर्मो धर्म आश्रमिणां तथा। धर्मो वर्णाश्रमाणां च गौणो नैमित्तिकस्तथा ॥१९॥ साधारण इति प्रोक्ताः षोढा तद्भेदवेदिभिः। लक्षणान्यपि चैतस्य सङ्क्षेपेण वदामि ते ॥२०॥ वर्णत्वमेकमाश्रित्य यो धर्मः सम्प्रवर्तते। वर्णधर्मः स तु प्रोक्तो यथोपनयनादिकम् ॥२१॥ आश्रमं तु समाश्रित्य धर्मो यः सम्प्रवर्तते। स खल्वाश्रमधर्मो हि भिक्षादण्डादिको यथा ॥२२॥ वर्णत्वमाश्रमत्वं च योऽधिकृत्य प्रवर्तते। स वर्णाश्रमधर्मस्तु मौञ्ज्यादिर्मेखला यथा ॥२३॥ यो गुणेन प्रवर्तेत गुणधर्मः स उच्यते। यथा मूर्धाभिषिक्तस्य प्रजानां परिपालनम् ॥२४॥ निमित्तमेकमाश्रित्य यो धर्मः सम्प्रव-

સ્મૃતિએ કહેલા ધર્મનુ યથાવર્ણ યથાશ્રમ અનુષ્ઠાન કરેછે તે इह–માનુષ લોકમા કીર્તિને પામેછે અને મરીને સર્વોત્તમ સુખને પામેછે ॥૧૮॥

તે આ ધર્મ, વર્ણધર્મ આશ્રમધર્મ વર્ણાશ્રમોભયધર્મ ગુણધર્મ નૈમિત્તિક ધર્મ સાધારણધર્મ, એવા ભેદથી તેના ભેદને જાણનારા મુનિઓએ છ પ્રકારનો કહ્યો છે આ ષડ્વિધ ધર્મનુ લક્ષણપણ તમને અનુક્રમે સક્ષેપમા હવે કહુછુ ॥૧૯–૨૦॥ જે એક વિપ્રાદિ વર્ણભાવને નિમિત્ત કરીને પ્રવર્ત્યો હોય તે વર્ણધર્મ કહ્યો છે, જેમ–'अष्टवर्षं ब्राह्मणमुपनयेत्'–'આઠ વર્ષના બ્રાહ્મણબાળકને ઉપવીત આપવી' ઇત્યાદિ વિધિપ્રાપ્ત ઉપનયનાદિ છે જે એક બ્રહ્મચાર્યાદિ આશ્રમભાવને નિમિત્ત કરીને પ્રવર્ત્યો હોય તે આશ્રમધર્મ માન્યો છે, જેમ–ભિક્ષાભેદ દંડભેદાદિક અને અગ્નીંધનાદિક છે જે તે બન્નેને ( વર્ણ આશ્રમ ) અધિકાર કરીને પ્રવર્ત્યો હોય તે વર્ણાશ્રમધર્મ કહ્યો છે, જેમ–મૌંન્જ્યાદિ મેખળાવિશેષ વિગેરે. જે અભિષેકાદિ ગુણવિશેષમૂળથી પ્રવર્તતો હોય તે ગુણધર્મ માન્યો છે, જેમ–રાજ્યાભિષેકને પામેલા ક્ષત્રિયને પ્રજાપરિપાલન અધિકાર પ્રાપ્ત થાયછે જે એક નિમિત્તવિશેષ (વિહિતનુ અકરણ અને પ્રતિષિદ્ધનુ સેવનરૂપ)ને આશરીને પ્રવર્ત્યો હોય તે નૈમિત્તિકધર્મ જાણવો, જેમ–પ્રાયશ્ચિત્તવિધિ છે. હે દ્વિજ! જે ધર્મ, વર્ણભેદ કે આશ્રમભેદ કે બીજા કોઈ નિમિત્તની

तते । नैमित्तिकः स विज्ञेयः प्रायश्चित्तविधिर्यथा ॥२५॥ वर्णाना-माश्रमाणां च सर्वेषां यः समो भवेत् । स हि साधारणो धर्मस्त्व-हिंसादिर्यथा द्विज ! ॥२६॥ धर्म आचरितः शुद्धे देशे स्यात्फल-दायकः । स एवाशुचिदेशे तु कृतोऽप्यकृतवद्भवेत् ॥२७॥ मृगः कृष्णश्चरेद्यत्र स्वभावात्तु महीतले । स पुण्यदेशः कथित आर्याव-र्तश्च पुण्यभूः ॥२८॥ यत्र यत्र हरेर्भक्ता भवेयुः शुद्धचेतसः । ज्ञेयः स स पवित्रो वै देशो धर्मक्रियोचितः ॥२९॥ कायक्लेशैर्न बहुभिर्न चैवार्थस्य राशिभिः । धर्मः सम्प्राप्यते ह्येष श्रद्धाहीनैः सुरैरपि ॥३०॥ तच्छ्रद्दधानैर्नियमेन धर्मः संवर्धनीयः पुरुषैः सुदेशे । भवे-

---

અપેક્ષા નહિ રાખીને, સર્વ કોઇને અધિકાર કરીને સાધારણપણે 'मा हिंस्यात्सर्वा भूतानि' એમ અહિંસાદિકનું વિધાન કરાયછે તે આ સામાન્ય-ધર્મ કહ્યો છે ॥૨૧–૨૬॥

તે આ ધર્મ, શુદ્ધ દેશવિશેષમાં અનુષ્ઠાન કરતાં તરત વાંછિત ફળને આપનારો થાય છે. એજ ધર્મ અશુદ્ધ દેશમાં અનુષ્ઠાન કરતાં તો વ્યર્થ થઈ જાય છે ॥૨૭॥ શુદ્ધ દેશને કહે છે–જે દેશમાં ભૂતળ ઉપર કાળીયાર મૃગ સ્વભાવથી (પણ બળાત્ લઈ જઇને પોષણ કરેલો નહિ) વિચરતો હોય તે પુણ્યદેશ કહ્યો છે અને આર્યાવર્ત નામનો જે દેશ તે 'પુણ્ય-ભૂમિ' છે એમ મહર્ષિઓએ કહ્યો છે ॥૨૮॥ જે દેશમાં તો સ્વભાવથી શુદ્ધ ચિત્તવાળા ભગવદેકાંતિક ભક્તો રહેતા હોય તે પવિત્રતમ દેશ સર્વ ધર્મક્રિયામાં સમુચિત માન્યો છે. (અશુદ્ધ દેશનુ લક્ષણ અને શુદ્ધા-શુદ્ધ દેશના લક્ષણનો વિસ્તાર તૃતીયપ્રકરણસ્થ ધર્મસિદ્ધિઅધ્યાયથકી જાણવો) ॥૨૯॥ ધર્માચરણમાં શ્રદ્ધાજ એક મૂળ છે. તો તે શ્રદ્ધા વિના આ ધર્મ દેવોપણ કૃચ્છ્રાદિવ્રતોવડે કરેલા અત્યધિક કાયક્લેશોએ કરીને અને ધનના ઢગલાઓના વ્યયે કરીને નથીજ સિદ્ધ કરી શકતા. તો શ્રદ્ધાહીન મનુષ્યો ન સિદ્ધ કરી શકે એમાં કાંઈ કહેવાનુંજ રહેતું નથી ॥૩૦॥ માટે આ શ્રદ્ધામૂળ ધર્મ શ્રદ્ધાળુ પુરુષોએ શ્રદ્ધાપૂર્વક નિયમથી શુભ દેશમા આચરણ પ્રચારણવડે સંવૃદ્ધિ પમાડવો. શ્રદ્ધાથી સંવૃદ્ધિ

त्सहायी परलोक एव ध्रुवं नतु ज्ञातिधनादयोऽन्ये ॥३१॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे पञ्चमप्रकरणे धर्मोपदेशे षड्विधधर्मलक्षणनिरूपणनामा प्रथमोऽध्यायः ॥१॥

श्रीनारायणमुनिरुवाच—ब्रह्मक्षत्रियविट्शूद्रा वर्णाश्चत्वार ईरिताः। मुखबाहूरुपादेभ्यो वैराजस्याभवन् द्विज ! ॥१॥ तेषां साधारणो धर्मश्चतुर्णामप्युदीर्यते । अहिंसा ब्रह्मचर्यं च त्यागोऽस्तेयं क्षमाऽऽ

पमाडेलो आ धर्मज परलोकप्रयाणमां सहायी थाय छे, (सहचर थईने सुख उपजावेछे ) बीजा ज्ञाति धनादिक नथी थता. जेने माटे पोते आत्मानो क्षय करी दीधो छे ते ज्ञात्यादिको परलोक गमनमां सहायी थता नथी. उलटा स्वोपार्जित धनना खोटा व्ययथी अधःपातमां हेतु थायछे ॥३१॥ इति श्रीसत्संगिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे पंचमप्रकरणे धर्मोपदेशे षड्विधधर्मनिरूपणनामा प्रथमोऽध्यायः ॥१॥

## [1]अध्याय २ जो.

श्रीनारायणमुनि कहेछे—हे शिवराम विप्र ! ब्राह्मण क्षत्रिय वैश्य अने शूद्र आ चार वर्णो सर्गना आदिभागमां वैराजपुरुषना मुख बाहु ऊरु ( साथळ ) अने पादथकी अनुक्रमे थया हता. 'ब्राह्मणोऽस्य मुखमासीत् बाहू राजन्यः कृतः । ऊरू तदस्य यद्वैश्यः पद्भ्यां शूद्रोऽजायत' एवी श्रुति छे ॥१॥ ते आ चार वर्णोना साधारण धर्मो अहिंसादि कह्या छे, तेनुं हवे निरूपण करुं छुं. तेमां अहिंसा–काय वाणी मनथी प्राणिमात्रपीडनथकी निवृत्ति. ब्रह्मचर्य–आश्रमने अनुसारे लेवुं. त्याग–यथाशक्ति सत्पात्रमां दानशीलता. अस्तेय–आपत्काळमां पण चोरी न करवी. क्षमा–पर अपकारिओविषेपण तेना अपराधोनी परिगणना न करवी. आर्जव–मन वाणी कायनी एकरूपता. संतोष–यथालब्ध अन्नादिकमां अलंबुद्धि. ब्रह्मवित्सेवा–ब्रह्मविच्छब्दवाच्य भगवदेकांतिक भक्तोनी

[1] आ अध्यायमां भगवाने सामान्यधर्मोनुं निरूपण करवापूर्वक चार वर्णोना धर्मभेदो अने वृत्तिभेदोनु निरूपण कर्युं छे.

र्जवम् ॥२॥ सन्तोषो ब्रह्मवित्सेवा ग्राम्येच्छापरिवर्जनम् । शौचं तपो दया सत्यं तितिक्षा च शमो दमः ॥३॥ युक्तायुक्तविवेकश्च जन्ममृत्युसमीक्षणम् । सर्वदा पापभीरुत्वं कुसङ्गपरिवर्जनम् ॥४॥ अन्नाद्यादेः संविभागो भूतेभ्यश्च यथोचितम् । तेष्वात्मदेवताबुद्धिर्मनुष्येषु विशेषतः ॥५॥ कथायाः श्रवणं नित्यं कीर्तनं स्मरणं हरेः । सेवेज्यावनतिर्दास्यं सख्यं चात्मसमर्पणम् ॥६॥ एष साधारणो धर्मः सर्वेषां सुखदायकः । कथितोऽथ विशेषांस्ते तेषां धर्मान्वदाम्यहम् ॥७॥ शमो दमस्तपः शौचं सन्तोषः क्षान्तिरार्ज-

વિનયથી યથાયોગ્ય શુશ્રૂષા કરવી. વિવેક વિરાગવડે ધીમેધીમે માયિક સુખાસક્તિનો પરિત્યાગ. ( ધર્મવિરૂદ્ધ કામનો પરિત્યાગ ) શૌચ—મન વાણી કાયની શુદ્ધિ અથવા બાહ્ય આભ્યંતર બે પ્રકારનું. તપ—યથાવર્ણ યથાશ્રમ વિહિતભોગસંકોચરૂપ તપશ્ચર્યા. દયા—પરદુઃખની અસહિષ્ણુતા. સત્ય—સ્વપરદ્રોહવર્જીત યથાર્થભાષણ. તિતિક્ષા—પ્રારબ્ધભોગ્ય શીતોષ્ણાદિ દ્વન્દ્વની સહનશીલતા. શમદમ—બાહ્ય આભ્યંતર ઇન્દ્રિયોનો નિગ્રહ. યુક્તાયુક્તવિવેક—સ્વધર્માનુગુણ સદસદ્વિવેચનશીલતા. જન્મમૃત્યુસમીક્ષણ—પોતપોતાના કર્મને અનુસારે જન્મમરણચક્રનું અવર્જનીયપણાનું ચિંતન. તેથીજ સર્વદા પાપકર્મોથકી ભયશીલપણું. માટેજ કુસંગનો પરિત્યાગ. પ્રાણિઓને યથાયોગ્ય અન્નાદિકનો વિભાગ કરી આપવો. સર્વત્ર ભૂતમાં પોતાની અંતર્યામીદેવતાની અંતર્યામિપણાની મતિ રાખવી. ( આ મતિ સર્વત્ર અદ્વેષને સંપાદનારી છે ) તેમાં પણ મનુષ્યોવિષે વિશેષપણે આત્મદેવતાબુદ્ધિ કરવી. ભગવાન વાસુદેવમાં શ્રવણ કીર્તન સ્મરણાદિ નવલક્ષણવાળી ભક્તિ નિત્ય કરવી. તે આ સાધારણ ધર્મો સર્વ જનોને સુખ આપનારા કહ્યા છે. હવે હું તે વિપ્રાદિ સર્વ વર્ણોના વિશેષધર્મોનું નિરૂપણ કરૂં છું ॥૨-૭॥

**તેમાં પ્રથમ વિપ્રના વિશેષધર્મોને** કહુંછું—શમ દમ તપ શૌચ સંતોષ શાંતિ આર્જવ તથા અહિંસયજ્ઞ—સાત્વિક યાગ. અમાત્સર્ય—પરોત્કર્ષનું અસહન તે મત્સર કહેવાય તેણે રહિતપણું મૈત્રી—સર્વ ભૂતોમાં. કૃપા-

चम् । अहिंस्रयज्ञोऽमात्सर्यं मैत्री सत्यं धृतिर्दया ॥८॥ धर्मोऽनसूया दानं च हर्यर्चा मार्दवं त्रपा । ज्ञानं विज्ञानमास्तिक्यं स्वाध्यायः समदृष्टिता ॥९॥ चतुर्विंशतिसङ्ख्याका ब्राह्मणस्य मयोदिताः । गुणाः स्वाभाविका ह्येते सर्वाभीष्टफलप्रदाः ॥१०॥ शौर्यं धैर्यं च वीर्यं च तितिक्षा तेज उद्यमः । औदार्यं स्थैर्यमुत्साहो मान आत्मजयस्तथा ॥११॥ ब्रह्मण्यत्वं तथैश्वर्यं रक्षणं चारिनिग्रहः । दक्षत्वं च प्रसादश्च सङ्ग्रामेष्वपलायनम् ॥१२॥ शस्त्रवाहनयोः प्रीतिर्दानं

दन्यन्न वा कुर्यान्मैत्रो ब्राह्मण उच्यते' એમ મનુએ કહ્યું છે. સત્ય ધૃતિ-આપત્કાળમાંપણ અનાકુળતા. દયા ધર્મ-વર્ણપ્રાપ્ત આચાર. અનસૂયા-અન્યગુણોમાં દોષારોપ તે અસૂયા કહેવાય, તેણે રહિતપણું. દાન હરિપૂજા. માર્દવ-ચિત્તની અકઠિનતા. ત્રપા-અકાર્યમાં લજ્જા સ્વાધ્યાય-વેદાધ્યયન. જ્ઞાન-શાસ્ત્રાધ્યયનજન્ય. વિજ્ઞાન-ઉપનિષત્સંબન્ધિ પાંડિત્યરૂપ સમદર્શિપણું. આસ્તિકપણું. તે આ ચોવીશ ગુણો બ્રાહ્મણના સ્વાભાવિક-પ્રકૃતિનિયત મેં માન્યા છે. આ ગુણો સર્વને અભીષ્ટ ફળ આપનારા છે. યદ્યપિ શમ દમ તપ શૌચ સંતોષાદિ કેટલાક ગુણો સાધારણધર્મોમાં ગણ્યા છે તથાપિ 'આ ગુણો બ્રાહ્મણના સ્વાભાવિક છે' એવા વિશેષને અનુસરીને આ અસાધારણ ધર્મોમાં ગણ્યા છે. શમ દમાદિ ગુણો બ્રાહ્મણને સ્વાભાવિક-પ્રકૃતિથીજ પ્રાપ્ત છે ॥૮-૧૦॥ હવે ક્ષત્રિયના વિશેષ ધર્મોને કહેછે-શૌર્ય-મહાશત્રુસૈન્યમા નિર્ભયપણે પ્રવેશશીલતા. ધૈર્ય-મધ્યે અંતરાય આવી પડે તોપણ આરંભેલા કાર્યનો પરિત્યાગ ન કરવો વીર્ય-પ્રભાવ તિતિક્ષા-કઠોરશસ્ત્રપ્રહારાદિકની સહનશીલતા. તેજ-પરને પરાભવ કરવાનું સામર્થ્ય. ઉદ્યમ-પરપરાજયાર્થે ઉદ્યોગ. ઔદાર્ય-ઉદારચિત્તપણું. સ્થૈર્ય-અનાકૂળ સ્વભાવપણું. ઉત્સાહ-સંગ્રામ કરવામાં ચિત્તવિષે સમુલ્લાસ. માન-પરકૃત પરાભવાદિકના નહિ સહનમાં ઉપયોગી ચિત્તની ઉન્નતતા. આત્મજય-જીતમનપણું. બ્રહ્મણ્યત્વ-બ્રાહ્મણહિતૈકપરતા. ઐશ્વર્ય-ઇશ્વરભાવ. રક્ષણ-પ્રજાપરિરક્ષણ અરિનિગ્રહ-શત્રુનિગ્રહશીલતા. દક્ષત્વ-ક્રિયાસિદ્ધિનું સામર્થ્ય. પ્રસાદ-આશ્રિતોઉપર

द्रव्यमखे रुचिः । ब्राह्मणाभ्यर्चनं नित्यं वासुदेवार्चनं तथा ॥१३॥ प्रजानां पुत्रवद्रक्षा शरणागतपालनम् । क्षत्रियस्य गुणा ह्येते प्रोक्ताः स्वाभाविका मया ॥१४॥ आस्तिक्यं चोद्यमो नित्यमदम्भो ब्रह्मसेवनम् । पोषणं च त्रिवर्गस्य भक्तिश्च गुरुदेवयोः ॥१५॥ कृषिगोरक्षणरुचिर्दाननिष्ठा च दक्षता । स्वाभाविका गुणा ह्येते वैश्यस्य परिकीर्तिताः ॥१६॥ शुश्रूषणं द्विजगवां देवानां चाप्यमायया । तत्र लब्धेन सन्तोषः शूद्रप्रकृतयस्त्विमाः ॥१७॥ ब्राह्मणक्षत्रियविशस्त्रयः प्रोक्ता द्विजातयः । एकजातिर्मतः शूद्र उपनीतेरभावतः ॥१८॥ आद्यं तु सत्कुले जन्म तेषां प्रोक्तं ततः परम् ।

પ્રસાદૈકસ્વભાવતા. સંગ્રામમાં પોતાના મરણનો નિશ્ચય થાય તોપણ તે થકી નહિ નિવૃત્ત થવું. શસ્ત્રવાહનાદિકમાં પ્રીતિ. દાનપરાયણતા. બહુ દ્રવ્યવ્યયસાધ્ય યાગમાં રૂચિ. (ધનનો યાગમાંજ ઉપયોગ કરવો) બ્રાહ્મણોનું સમર્ચન. વાસુદેવનું સમર્ચન. પ્રજાઓનું પુત્રની પેઠે પરિરક્ષણ. શરણાગતોનું પરિપાલન. તે આ છવીશ ક્ષત્રિયના સ્વાભાવિક ગુણો મેં કહ્યા ॥११-१४॥ હવે વૈશ્યના વિશેષ ધર્મોને કહેછે-વેદ અને વૈદિક ધર્મમાં આસ્તિકતા. ન્યાયથી પ્રતિદિન અર્થાર્જનમાં સમુદ્યોગ. નિષ્કપટતા. બ્રાહ્મણસેવન. ધર્મ અર્થ કામનું પોષણ. ગુરૂ તથા દેવમાં ભક્તિ. કૃષિ કરવી. ગોરક્ષણમાં અભિરૂચિ. દાનમાં નિષ્ઠા. દક્ષતા-વાણિજ્યાદિ ક્રિયામાં પ્રાવીણ્ય. આ અગીઆર વૈશ્યના સ્વાભાવિક ગુણો કહ્યા છે ॥१५-१६॥ શૂદ્રના વિશેષ ધર્મોને કહેછે-શ્રીકૃષ્ણાદિ દેવમંદિરો, દ્વિજ-ત્રૈવર્ણિક જનો અને ગાયોની નિષ્કપટભાવથી સેવા કરવી. તે સેવા કરવાથી પ્રાપ્ત થએલા અન્નધનાદિકથી સંતોષ રાખવો. આ શૂદ્રના સ્વાભાવિક ધર્મો કહ્યા છે ॥१७॥

બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્ય આ ત્રણ દ્વિજાતિસંજ્ઞિત જાણવા. શૂદ્રતો એકજાતિ (કેવળ શુદ્ધ માતા પિતાથકી જન્મભાગી) જાણવો, કેમકે તેમને દ્વિજાતિપણાને પમાડનારા ઉપનયનસંસ્કારનો અભાવ છે. 'शूद्रश्चतुर्थो वर्ण एकजातिः' એવી સ્મૃતિ છે ॥१८॥ દ્વિજાતિશબ્દની નિરૂક્તિ કહેછે-ઉપનયન સંસ્કારથીજ દ્વિતીય જન્મ માન્યું છે, તે બ્રાહ્મણાદિ ત્રણનું

संस्कारैर्वैदिकैश्चान्यत्तेन प्रोक्ता द्विजा इति ॥१९॥ गर्भाधानं पुंसवनं सीमन्तो जातकर्म च । नामक्रिया निष्क्रमोऽन्नप्राशनं चौलकर्म च ॥२०॥ कर्णवेधो व्रतादेशो वेदारम्भक्रियाविधिः । केशान्तः स्नानमुद्वाहो विवाहाग्निपरिग्रहः ॥२१॥ त्रेताग्निसङ्ग्रहश्चेति संस्काराः षोडश स्मृताः । ब्राह्मणक्षत्रियविशां वेदमन्त्रैरुदीरिताः ॥२२॥ नवैताः कर्णवेधान्ता मन्त्रवर्जं क्रियाः स्त्रियाः । विवाहो मन्त्रत-

વિશુદ્ધ માતાપિતાથકી જે જન્મ તે પ્રથમ જન્મ કહ્યું છે. તે પછી વૈદિક ચૌળ ઉપનયનાદિ સંસ્કારોવડે દ્વિતીય જન્મ કહ્યું છે. આવા બે વાર જન્મહેતુને લીધે તેઓ 'દ્વિજ' એમ કહેવાય છે. 'मातुर्यदग्रे जायन्ते द्वितीयं मौञ्जीबन्धनात् । ब्राह्मणक्षत्रियविशस्तस्मादेते द्विजाः स्मृताः ॥' એમ યાજ્ઞવલ્ક્યે કહ્યું છે ॥૧૯॥ હવે સંસ્કારોનું નિરૂપણ કરેછે-તેમાં ગર્ભાધાન પુંસવન અને સીમંત આ ત્રણ ક્ષેત્રસંસ્કાર છે. જાતકર્માદિ જન્મેલા બાળનો સંસ્કાર છે. નામક્રિયા-પુત્રનું નામકરણ. નિષ્ક્રમણ-ચોથે માસે કરવાનું કુમારનું ગૃહથકી બહાર કાઢવા નિમિત્તનું કર્મ. અન્નપ્રાશન-છઠ્ઠે માસે કરવાનું બાળકને પ્રથમ અન્ન ખવરાવવા નિમિત્તનું કર્મ. ચૌળકર્મ-જન્મથી ત્રીજે વર્ષે કે પ્રથમ વર્ષે કરવાનું બાલકના પ્રથમ કેશ ઉતારવા નિમિત્તનું કર્મ. કર્ણવેધ-બાળકના પ્રથમ કાન વીંધાવવા નિમિત્તનું કર્મ. વ્રતાદેશ-ઉપનયનસંસ્કાર. વેદારંભક્રિયાવિધિ-'श्रावण्यां प्रोष्ठपद्यां वा उपाकृत्य यथाविधि । युक्तश्छन्दांस्यधीयीत मासान्विप्रोऽर्धपञ्चमान् ॥' એરીતે સ્મૃતિએ કહેલો સ્વાધ્યાયસંસ્કાર. કેશાંત-વેદવ્રતની સમાપ્તિના અંગપણે કરવાનું કેશવાપન નામનું કર્મ. સ્નાન-વ્રતસમાવર્તનસંસ્કાર. ઉદ્વાહ-પત્નીપરિગ્રહરૂપ વિવાહસંસ્કાર. વિવાહાગ્નિપરિગ્રહ-અગ્ન્યાધાન નામનું કર્મ. ત્રેતાગ્નિસંગ્રહ-અગ્નિહોત્ર નામનું કર્મ. આ રીતે આ સોળ સંસ્કારો કહ્યા છે. તે આ સંસ્કારો બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્યોને વૈદિક મન્ત્રોવડે કરવાના જાણવા ॥૨૦-૨૨॥ તેમાં ત્રણ વર્ણની સ્ત્રીયોનો એક વિવાહ સંસ્કાર વૈદિક મન્ત્રોવડે કરવાનો જાણવો. બીજા કર્ણવેધસંસ્કારપર્યંતના ગર્ભાધાનાદિ નવ સંસ્કારો વેદમંત્રોચ્ચારણે વર્જીત કરવા. શૂદ્રને તો વિવાહ

स्तस्याः शूद्रस्यामन्त्रतो दश ॥२३॥ सच्छूद्रस्य दश प्रोक्ताः संस्कारा मन्त्रवर्जिताः । असच्छूद्रस्य तु ब्रह्मन् ! विवाहो ह्येक ईरितः ॥२४॥ शूद्रो वर्णश्चतुर्थोऽपि वर्णत्वाद्धर्ममर्हति । वेदमन्त्रस्वधास्वाहावषट्कारादिभिर्विना ॥२५॥ यज्ञदानादिकं मन्त्रैः पौराणैर्ब्राह्मणेरितैः । कुर्याच्च शृणुयाद्विप्रात्सपुराणं स भारतम् ॥२६॥ युगान्तरे तु नारीणामासीन्मौञ्जीनिबन्धनम् । अध्यापनं च वेदानां सावित्रीवाचनं तथा ॥२७॥ तत्रापि ब्रह्मवादिन्यः सद्योवध्वश्च सुव्रत ! । बभूवुर्द्विविधा योषा द्विजानां तीक्ष्णबुद्धयः ॥२८॥

---

સુધીના દશેય સંસ્કારો વેદમન્ત્રોચ્ચારણે વર્જીતજ (પૌરાણિક મન્ત્રોવડે) કરવાના જાણવા. સત્ અસત્ એવા ભેદથી શૂદ્ર બે પ્રકારના છે, તેથી તેમનો તેમાં ભેદ કહે છે–હે બ્રહ્મન્! તેમાં પણ સચ્છૂદ્રને ગર્ભાધાનને આરંભીને વિવાહસુધીના દશ સંસ્કારો (ઉપનયનાદિ રહિત) મંત્રવર્જીત કહ્યા છે. અસચ્છૂદ્રને તો વિવાહ એકજ સંસ્કાર કરવાનો કહ્યો છે. 'विशुद्धान्वयसञ्जातो निवृत्तो मद्यमांसतः। द्विजभक्तो वणिग्वृत्तिः सच्छूद्रः स प्रकीर्त्यते ॥' આ સ્મૃતિએ કહેલા લક્ષણવાળા સચ્છૂદ્રો સમજવા. અને તેથકી વિપરીત અસચ્છૂદ્રો સમજવવા, એરીતે સત્ અસત્ શૂદ્રનું લક્ષણ જાણવું ॥૨૩-૨૪॥ તેમાં ચતુર્થવર્ણ શૂદ્રપણ વર્ણપણે સજાતિ હોવાથી દ્વિજની પેઠે આ પણ ધર્મકર્મને યોગ્ય છે. માટે ઉક્ત સર્વ સંસ્કારને અને ધર્મને વૈદિકમંત્રો વિના અને સ્વાહા સ્વધાદિક વિના દેવપિતૃતર્પણને યોગ્ય છે ॥૨૫॥ પુરાણપ્રોક્ત વિપ્રોચ્ચારિત મંત્રોવડે યજ્ઞદાનાદિક ધર્મકાર્યને પણ કરવાને તે લાયક છે. તથા શ્રેયોર્થી તે શૂદ્ર વિપ્રથકી ભારત અને પુરાણને સાંભળવાને યોગ્ય છે, (અધિકારી છે) 'वेदश्रुतौ नाधिकारः क्वचिच्छूद्रस्य विद्यते । पुराणश्रवणे त्वस्ति देवब्राह्मणसन्निधौ ॥' એમ સ્કાંદમાં કહ્યું છે ॥૨૬॥ સ્ત્રીયોને યુગભેદથી સંસ્કારમાં વૈષમ્ય હતું. તે એવી રીતે કે-પૂર્વે ત્રેતાદિ યુગમાં દ્વિજાતીય સ્ત્રીયોને પણ ઉપનયનસંસ્કાર વેદાધ્યયન ગાયત્રીપાઠનાદિક થતું હતું. હે સુવ્રત! તે યુગાંતરમાં પણ ત્રૈવર્ણિકોની તીક્ષ્ણબુદ્ધિવાળી બ્રહ્મવાદિની તથા સદ્યોવધૂ એવી

तत्राद्यानां व्रतस्थानामासीदग्नीन्धनं सदा । स्वगृहे भैक्षचर्या च ब्रह्मचर्यं तथाऽष्टधा ॥२९॥ अन्यासां तूपनयनाद्विवाहोऽभूच्च योषिताम् । एतत्कलौ निषिद्धं वै योषितां बुद्धिजाड्यतः ॥३०॥ अध्यापनं याजनं च विशुद्धाच्च प्रतिग्रहः । जीविकावृत्तयस्तिस्रो ब्राह्मणस्य प्रकीर्तिताः ॥३१॥ प्रतिग्रहं मन्यमानस्तपस्तेजोयशोनुदम् । अन्याभ्यामेव जीवेत्स शिलैर्वा दोषदृक् तयोः ॥३२॥ चतु-

બે પ્રકારની સ્ત્રિયો હતી. ( બે પ્રકારનો આશ્રમભેદ પણ હતો ) તે બન્નેને મધ્યે પ્રથમની મહાવ્રતનિષ્ઠ બ્રહ્મવાદિની નારીઓને નૈષ્ઠિકોની પેઠે અગ્નીંધન સદા યાવજ્જીવં હતું અને ભૈક્ષચર્યાદિ નિયમ પોતાના પિત્રાદિ સંબન્ધિજનના ગૃહે હતો તથા અષ્ટધા પુરૂષપરિત્યાગરૂપ બ્રહ્મચર્યવ્રત હતું. બીજી જે સદ્યોવધૂ નામની નારીઓ હતી તેમને તો વૈરાગ્યના અભાવને લીધે યજ્ઞોપવીત સંસ્કાર થયા પછી વિવાહ થતો હતો. આ આશ્રમભેદ અને ઉપનયન અધ્યયનાદિક કળિયુગમાં નારીઓની જડબુદ્ધિને લીધે પ્રતિબંધ કર્યું છે ॥૨૭-૩૦॥

હવે બ્રાહ્મણાદિ ચાર વર્ણોની જીવિકાવૃત્તિ કહેતાં પ્રથમ બ્રાહ્મણની વૃત્તિને કહેછે—અધ્યયન અધ્યાપન યજન યાજન દાન પ્રતિગ્રહ આ છ ધર્મો-મધ્યે યાજન—યજ્ઞ કરાવવો, અધ્યાપન—વેદાદિ વિદ્યા ભણાવવી અને સ્વધર્મ-નિષ્ઠથકી પ્રતિગ્રહ કરવો આ ત્રણ ધર્મો વિપ્રની વૃત્તિઓ ( જીવિકા ) છે. ( જીવન તો અવાંતર—આનુષંગિક છે, એની ધર્મતાજ મુખ્ય છે ) 'इज्याध्ययनदानानि सर्वेषां च द्विजन्मनाम् । प्रतिग्रहोऽध्यापनं च ब्राह्मणस्यैव याजनम्' એમ શ્રીભાગવતમાં કહ્યું છે. 'षण्णां तु कर्मणामस्य त्रीणि कर्माणि जीविका । याजनाध्यापने चैव विशुद्धाच्च प्रतिग्रहः ॥' એમ મનુસ્મૃતિમાં કહ્યુ છે ॥૩૧॥ તેમાં પણ વિપ્ર 'જે પ્રતિગ્રહ છે તે તપ તેજ અને યશને નાશ કરનારો છે' એમ જો માનતો હોય તો યાજન અધ્યાપનવડેજ જીવિકા કરે. તે બન્નેમાં પણ દોષપ્રસંગને દેખતો ઉત્તમ વિપ્ર શિલ—ધણીએ ક્ષેત્રમા પડી મુકેલાં છુટાં છુટાં કંટીયાં વીણી લાવવાવડે જીવિકા કરે ॥૩૨॥ તથા આ વિપ્રને દેહનિર્વાહનિમિત્તે મુખ્યગૌણભેદથી પ્રકારાંતરે બીજી પણ

विधा तथास्यान्या जीविकावृत्तिरुच्यते । मुख्यानुकल्पभेदेन देहनिर्वाहहेतुना ॥३३॥ वार्ता विचित्राः शालीनं यायावरशिलोञ्छनम् । विप्रवृत्तिश्चतुर्धेयं श्रेयसी चोत्तरोत्तरा ॥३४॥ शस्त्राजीव्यं क्षितेे रक्षा परसैन्यस्य निर्जयः । राज्यं च नीत्या सहितं क्षत्रस्योक्ता हि जीविका ॥३५॥ कृषिवाणिज्यगोरक्षाः कुसीदं च तुरीयकम् । वार्ता वृत्तिश्चतुर्धेत्थं वैश्यस्योक्ता च जीविका ॥३६॥ सेवनं ब्राह्मणादीनां निश्छद्म क्रयविक्रयौ । शूद्रस्येति स्मृतिप्रोक्ता जीविकाऽस्ति द्विजोत्तम ! ॥३७॥ लवणं मधु तैलं च दधि तक्रं

ચાર પ્રકારની વૃત્તિ મહર્ષિઓએ ઉપદેશ કરી છે ॥૩૩॥ તેને કહે છે- વિચિત્રવાર્તા-નહિનિષિદ્ધ કૃષિકર્મ વાણિજ્યાદિરૂપા, શાલીન-યાચના કર્યા વિના પ્રાપ્ત થએલુ, યાયાવર-પ્રતિદિન યાચનાથી મળેલું અને શિલોઞ્છન. તેમાં શિલનું વ્યાખ્યાન કર્યું છે. ઉઞ્છન-હાટ આદિકમાં પડેલા કણ વીંણી લાવવા તે, આ બન્ને મળીને એક વૃત્તિ જાણવી. આ વાર્તાદિરૂપા ચાર પ્રકારની વિપ્રવૃત્તિ ઉત્તરોત્તર ઉત્તમ માની છે. વાર્તાની અપેક્ષાએ શાલીન, શાલીનની અપેક્ષાએ યાયાવર, યાયાવરની અપેક્ષાએ શિલોંછન વૃત્તિ ઉત્તમ છે. ( તેમાં કૃષિ વાણિજ્ય તો આપત્કાળમાં જાણવી ) ॥૩૪॥ હવે ક્ષત્રિયવૃત્તિને કહેછે-શસ્ત્ર અસ્ત્રના ધારણથી આજીવન, પૃથ્વીનું પરિપાળન, શત્રુસૈન્યનો પરાજય અને નીતિથી મળેલું રાજ્ય, આ ક્ષત્રજાતિની જીવિકા કહી છે. 'शस्त्रास्त्रभृत्त्वं क्षत्रस्य' એવી મનુસ્મૃતિ છે. 'प्रधानं क्षत्रिये कर्म प्रजानां परिपालनम्' એવી યાજ્ઞવલ્ક્ય સ્મૃતિ છે ॥૩૫॥ હવે વૈશ્યવૃત્તિને કહે છે-કૃષિ-વૃદ્ધપરાશરસ્મૃતિમાં કહેલી રીતીને અનુસારે ખેતી કરવી, વાણિજ્ય-લાભાર્થે નહિ નિષિદ્ધ પદાર્થના ક્રયવિક્રયરૂપ વ્યાપાર કરવો, ગૌરક્ષા-ગવાદિ પશુઓનું પાળન કરવું અને ચોથું કુસીદ-વૃદ્ધિમાટે દ્રવ્યપ્રયોગ કરવો, ( વ્યાજવટો ) આ ચાર પ્રકારની વાર્તા વૈશ્યની જીવિકા વૃત્તિ કહી છે.' 'कुसीदं कृषिवाणिज्यं पशुपाल्यं विशः स्मृतम्' એમ યાજ્ઞવલ્ક્યે કહ્યું છે ॥૩૬॥ હવે શૂદ્રવૃત્તિને કહેછે-હે દ્વિજોત્તમ ! બ્રાહ્મણાદિ દ્વિજાતિઓની નિષ્કપટપણે સેવા કરવી, ક્રયવિક્રય-વાણિજ્ય કરવું, આવી

घृतं पयः । विक्रीणीयाच्छूद्रजातिर्न दोषस्तस्य विद्यते ॥३८॥ विक्रयो मद्यमांसादेरभक्ष्यस्य च भक्षणम् । अगम्यागामिता चौर्यं शूद्राणां पातहेतवः ॥३९॥ इत्येते द्विजवर ! कीर्तिता मया ते वर्णानां निगममता वृषाश्चतुर्णाम् । वक्ष्यामि क्रममनुसृत्य वेदगीतं सर्वास्तान् परमहितानथाश्रमाणाम् ॥४०॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे पञ्चमप्रकरणे धर्मोपदेशे चातुर्वर्ण्यधर्मनिरूपणनामा द्वितीयोऽध्यायः ॥२॥

श्रीनारायणमुनिरुवाच— ब्रह्मचर्यं च गार्हस्थ्यं वानप्रस्थश्च सन्मते ! । सन्न्यास इति चत्वार आश्रमाः परिकीर्तिताः ॥१॥ त्रैवर्णिकस्य

સ્મૃતિપ્રોક્ત શૂદ્રની જીવિકા છે ॥૩૭॥ લવણ મધ તૈલ દહી છાશ ઘી દુધ આદિકને શૂદ્રજાતિ વેચે, તેથી તેને દોષ નથી. મદ્યમાંસાદિકનો વિક્રય કરવો, અભક્ષ્ય ડુંગળી લસણ આદિકનું ભક્ષણ કરવું, અગમ્યા–પરાંગનાનુ ગમન કરવું, ચોરી કરવી, આ દોષોજ શૂદ્રને પાતિત્યકારક છે. માટે તેમણે તેનું આચરણ નજ કરવું ॥૩૮–૩૯॥ હે વિપ્રવર ! આ પ્રકારે ચારેય વર્ણના આ ધર્મભેદો યથાશાસ્ત્ર મેં તમને કહ્યા હવે વેદોક્ત અનુક્રમને અનુસરીને પરમ હિતને કરનારા ચાર આશ્રમોના સર્વે ધર્મો તમને કહું છુ તેને એકાગ્ર મનથી સાંભળો ॥૪૦॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...પંચમપ્રકરણે ધર્મોપદેશે ચાતુર્વર્ણ્યધર્મનિરૂપણનામા દ્વિતીયોऽધ્યાયઃ ॥૨॥

## [1]અધ્યાય ૩ જો.

શ્રીનારાયણમુનિ કહેછે—હે સન્મતે ! બ્રહ્મચર્ય ગાર્હસ્થ્ય વાનપ્રસ્થ અને સંન્યાસ આ ચાર આશ્રમો કહ્યા છે ॥૧॥ ત્રૈવર્ણિક ( બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય ) ને બ્રહ્મચર્ય ગાર્હસ્થ્ય વાનપ્રસ્થ સંન્યાસરૂપ ચાર આશ્રમો યથાધિકાર ધારવાના કહ્યા છે. જેતો અધ્યયનના અંગભૂત બ્રહ્મચર્ય છે તેની આશ્રમોમાં ગણના નથી, કિંતુ નૈષ્ઠિક બ્રહ્મચર્યની છે. શંકા–છાંદોગ્યમાં

૧ આ અધ્યાયમા ભગવાને આશ્રમધર્મોનું નિરૂપણ કરતા પ્રથમ બ્રહ્મચર્યાશ્રમ ધર્મનુ નિરૂપણ વિસ્તારથી કર્યુ છે

चत्वार आश्रमा विदिता इमे । तुरीयमाश्रमं केचिन्नेच्छन्ति क्षत्र-

'त्रयो धर्मस्कन्धाः-यज्ञोऽध्ययनं दानमिति प्रथमः, तप एव द्वितीयः, ब्रह्मचार्याचार्यकुलवासी तृतीयः, अत्यन्तमात्मानमाचार्यकुलेऽवसादयन् सर्व एते पुण्यलोका भवन्ति'' એમ ધર્મના સ્કંધ-વિભાગભૂત આશ્રમોનું ત્રણપણુંજ કહ્યું છે ? **સમાધાન**-તો તેમ નથી, 'ब्रह्मसंस्थोऽमृतत्वमेति' આ શ્રુતિએ સંન્યાસનામનો ચોથો આશ્રમ જે પુણ્યલોકપ્રદ છે તે ત્રણ ધર્મ-સ્કંધોથકી ભિન્ન જ્ઞાનૈકાંત છે, તે અનુપદજ કહ્યો છે. શંકા-ત્યારે તે ધર્મ-સ્કંધ નહિ કહેવાય ? તો તે સત્ય છે, ધર્મથકી જે અન્ય છે અને અધર્મ-થકી જે અન્ય છે તે પરંબ્રહ્મમાં નિષ્ઠાવાળા જે છે તેજ તે આશ્રમમાં વર્તે છે, તો આ જ્ઞાનસ્કંધ છે. વસ્તુતાએ તો તપશબ્દથી તપ જેમાં પ્રધાન છે એવા સંન્યાસનો પણ સંગ્રહ થઈ શકે છે, તો ચાર આશ્રમો કહેવામાં કશો વિરોધ નથી. વળી સ્મૃતિકારો ચાર આશ્રમને કહેછે, તો શ્રુત્યર્થમાં કશી વિપ્રતિપત્તિ (સંશય) નથી. કેટલાક મહર્ષિઓ ચતુર્થાશ્રમ (સંન્યાસ) ક્ષત્રિય વૈશ્ય માટે ઈચ્છતા નથી (એમાં ક્ષત્રિય વૈશ્યને અધિકાર નથી) ક્ષાત્ર સ્વભાવજન્ય હોવાથી તે ટલી શકતું નથી એમ તેઓનું માનવું છે, આ યુક્ત છે, તીવ્રવૈરાગ્યની દૃઢતા પ્રશમૈકસ્વભાવવાળી હોવાથી તે ક્ષાત્ર પ્રકૃતિને વિરૂદ્ધ છે, માટે કદાચિત્ આરૂઢપાતિત્ય આવી પડે, (ક્ષત્રિય આશ્ર-મમાંથી પતિત થાય) માટેજ ગીતામાં અર્જુનપ્રતિ ભગવાને કર્મયોગમાંજ અધિકાર કહ્યો અને 'प्रकृतिस्त्वां नियोक्ष्यति' એમ કહ્યું. 'इमं विवस्वते योगं प्रोक्तवानहमव्ययम् । विवस्वान् मनवे प्राह मनुरिक्ष्वाकवेऽब्रवीत् ॥ एवं परं-पराप्राप्तमिमं राजर्षयो विदुः ।' આ વચનથી મુમુક્ષામાં પણ આ કર્મ-યોગનોજ રાજર્ષિઓએ સંપ્રદાયપરંપરાથી સમાશ્રય કર્યો છે એમ જણાય છે. વૈશ્યને માટે પણ એમજ જાણી લેવું. આવા હેતુથી ક્ષત્રિય વૈશ્યમાટે સંન્યાસનો નિષેધ કરેલો જાણવો. અથવા 'ब्रह्मचर्यं समाप्य गृही भूत्वा वानप्रस्थाश्रममेत्य वैराग्याभावेऽप्याश्रमक्रमानुसारेण यः सन्न्यसति स कर्म-सन्न्यासी' આ નારદપરિવ્રાજકોપનિષદમાં કહેલા સંન્યાસવિશેષમાં ક્ષત્રિય વૈશ્યને અધિકાર અને 'यदहरेव विरजेत्तदहरेव प्रव्रजेत्' આ શ્રુતિએ કહેલા,

वैश्ययोः ॥२॥ कीर्त्यमानान्मया तत्र द्विजातीनां यथोचितम्। ब्रह्मचर्याश्रमस्थानां धर्मानादौ शृणु द्विज ! ॥३॥ जातकर्मादिभिः पूर्वं संस्कारैः संस्कृतोऽपि सन्। उपनीत्यैव लभते द्विजत्वं द्विजबालकः ॥४॥ गर्भाष्टमेऽष्टमे वाब्दे ब्राह्मणस्योपनायनम्। एकादशे क्षत्रियस्य वैश्यस्य द्वादशे स्मृतम् ॥५॥ तीक्ष्णबुद्धेर्ब्राह्मणस्य पञ्चमेऽब्देऽपि शस्यते। अष्टमे क्षत्रियस्यापि वैश्यस्य नवमे तथा ॥६॥ ब्रह्मवर्चसकामो वा विप्रोऽब्दे पञ्चमेऽर्हति। बलार्थी मेखलां क्षत्रं षष्ठेऽर्थार्थ्यष्टमे च विट् ॥७॥ संस्कारेष्विह सर्वेषु द्विजत्व-

તીવ્ર વૈરાગ્યની દૃઢતાને લીધે કરાતા પારિવ્રજ્યમાં અનધિકાર, આવા વિભાગને અભિપ્રાય કરીને અધિકાર અનધિકારને કહેનારાં વચનોની એક હાર્દતા જાણવી ॥૨॥ તેમાં પ્રથમ બ્રહ્મચર્યાશ્રમનુ નિરૂપણ કરતાં નહિ ઉપવીત આપેલા અને નહિ વેદનું અધ્યયન કરેલાને આશ્રમમા અધિકાર નહિ હોવાથી પ્રથમ ઉપનયનસંસ્કાર પ્રમુખ વેદાધ્યયન વ્રત જે ઉપકુર્વાણ બ્રહ્મચર્યરૂપ છે તેને કહેવાનો આરંભ કરેછે—હે દ્વિજ ! તેમાં પ્રથમ બ્રહ્મચર્યાશ્રમમાં રહેલા દ્વિજાતીયોના ધર્મોને યથાયોગ્ય હું કહુંછું તેને તમે સાંભળો ॥૩॥

ત્રૈવર્ણિક બાળક પ્રથમ તેતે કાળમા કહેલા જાતકર્માદિ સંસ્કારોએ કરીને સંસ્કૃત કર્યા છતા પણ દ્વિજપણાને તો ઉપનયનસંસ્કાર પ્રાપ્તિથીજ પામે છે. દ્વિજત્વને પમાડનારો સંસ્કારતો ઉપનયનસંસ્કારજ છે ॥૪॥ તેમા આ ઉપનયનકાળ છે-વિપ્રને ગર્ભધારણ દિવસને આરભીને આઠમા વર્ષમા અથવા જન્મદિનને આરંભીને આઠમા વર્ષમાં ઉપવીત સંસ્કાર કહ્યો છે. ક્ષત્રિયને ગર્ભથકી કે જન્મથકી અગીયારમા વર્ષમાં કહ્યો છે. વૈશ્યને ગર્ભથકી કે જન્મથકી બારમા વર્ષમાં કહ્યો છે ॥૫॥ જે બાળતો બુદ્ધિવાણીની પ્રવીણતાવાળો હોવાથી અધ્યયનસમર્થ હોય તેને તો ગર્ભથી કે જન્મથી પાચમુ આઠમુ અને નવમુ વર્ષ વર્ણક્રમને અનુસારે યજ્ઞોપવીતમાં યુક્ત છે ॥૬॥ જે વિપ્ર તો બ્રહ્મવર્ચસકામ—સ્વાધ્યાયતેજની કામનાવાળો હોય તે પૂર્વોક્ત પ્રકારે પાંચમા વર્ષમાં મેખળા—ઉપનયન સંસ્કારને યોગ્ય છે. બળાર્થી ક્ષત્રિય છઠા વર્ષમાં યજ્ઞોપવીતને યોગ્ય છે.

प्रापको ह्ययम् । मौञ्जीबन्धस्ततः सम्यक् कर्तव्यः स यथाविधि ॥८॥ विप्रं वसन्ते क्षितिपं निदाघे वैश्यं घनान्ते व्रतिनं विदध्यात् । माघादिशुक्रान्तिमपञ्चमासाः साधारणा वा सकलद्विजानाम् ॥९॥ न जन्ममासे न च जन्मधिष्ण्ये न जन्मकालीयदिने विदध्यात् । ज्येष्ठे न मासि प्रथमस्य सूनोस्तथा सुताया अपि मङ्गलानि ॥१०॥ जन्ममासे तिथौ भे च विपरीतदले सति । कार्यं मङ्गलमित्याहुर्गर्गभार्गवशौनकाः ॥११॥ बृहस्पतेर्बलं दृष्ट्वा कर्तव्यमुपनायनम् । तस्मिंस्तु निर्बले कुर्याच्चैत्रे मीनगते रवौ ॥१२॥ स्वशाखेशबलं

અર્થાર્થી વૈશ્ય આઠમા વર્ષમા ઉપવીતને યોગ્ય છે ॥૭॥ આ સર્વ સંસ્કારો મધ્યે આ મૌંજીબંધ-ઉપવીતસંસ્કારજ સર્વાધિક છે, જેણે ત્રૈવર્ણિકને દ્વિજપણુ સંપાદન કરી અપાય છે. માટે આ તો યથાવિધિ રૂડીરીતે કરવો ॥૮॥ વિપ્રને વસંતઋતુમાં વ્રતી-ઉપનયનસંસ્કારવાળો કરે. ક્ષત્રિયને ગ્રીષ્મઋતુમાં વ્રતી કરે. વૈશ્યને શરદૃતુમાં વ્રતી કરે. એમને માટે આ વિશેષ કાળ જાણવો. અથવા માઘમાસ આદિ જેમાં છે અને જ્યેષ્ઠમાસ અંતે જેમાં છે એવા પાંચ માસો સમસ્ત દ્વિજોને માટે ઉપવીત આપવામાં સાધારણ માન્યા છે. (આ ગર્ગમતને અનુસારે કહ્યું છે) ॥૯॥ પુત્રના જન્મમાસમાં જન્મનક્ષત્રમાં અને જન્મતિથિએ મંગળ-ઉપનયનાદિ સંસ્કાર ન કરવો. ગર્ગ ભાર્ગવ શૌનક મુનિઓતો તે જન્મમાસાદિનું વિપરીત દળસતે મંગળ કરવું એમ કહે છે-એટલે શુકલ કૃષ્ણ ઉભયપક્ષાત્મક જન્મ-માસમધ્યે જો શુકલપક્ષમાં પુત્રજન્મ હોય તો કૃષ્ણપક્ષમાં અને કૃષ્ણ-પક્ષમાં જન્મ હોય તો શુકલપક્ષમાં મંગળકર્મ કરવું. જન્મતિથિમધ્યે પણ તેની પૂર્વની ત્રીશ ઘડીમધ્યે જન્મ હોય તો ઉત્તરની ત્રીશ ઘડીમધ્યે અને ઉત્તરની ત્રીશ ઘડીમધ્યે જન્મ હોય તો પૂર્વની ત્રીશ ઘડીમધ્યે મંગળ કરવું. એવીજ રીતે જન્મનક્ષત્રમાં પણ જાણી લેવું. જ્યેષ્ઠ પુત્ર અને જ્યેષ્ઠ પુત્રીનું પણ જ્યેષ્ઠ માસમાં માંગળિક કર્મ ન કરવું, આવો વિશેષ પણ જાણવો ॥૧૦-૧૧॥ ગોચરરીતિએ બૃહસ્પતિનું બળ વિચારીને, તે જો હોય તો ઉપનયન કરવું. તેમનું બળ ન હોય તો ચૈત્રમાસમાં સૂર્ય મીનરાશિને

दृष्ट्वा लग्नशुद्धिं विलोक्य च । स्वस्वशाखानुसारेण पूर्वाह्णे व्रतमादिशेत् ॥१३॥ पितैवोपनयेत्पुत्रं तदभावे पितुः पिता । तदभावे पितुर्भ्राता तदभावेऽपि सोदरः ॥१४॥ शुद्धकार्पाससूत्रेण समेनात्रुटितेन च । स्थाने पवित्रे सह्वातं पण्णवत्याङ्गुलीषु च ॥१५॥ त्रिवृदूर्ध्ववृतं कार्यं तन्तुत्रयमधोवृतम् । त्रिवृतं चोपवीतं स्यात्तस्यैको ग्रन्थिरिष्यते ॥१६॥ यज्ञोपवीते द्वे धार्ये श्रौते स्मार्ते च कर्मणि । तृतीयमुत्तरीयार्थे वस्त्राभावे तदिष्यते ॥१७॥ उपवीतं

પામતાં તો તે ઉપનયન કરવું, અન્યદા નહિ ॥૧૨॥ પોતપોતાની ઋગાદિ શાખાઓના ઈશ ગુરૂ શુક્રાદિકનુ બળ વિચારીને, તેમનુ જો બળ હોય તો સુલગ્નમા સ્વસ્વશાખાને અનુસારે પૂર્વાહ્ને ઉપવીત સંસ્કારને કરે. શાખેશો રત્નસંગ્રહમાં કહ્યા છે-'ऋगथर्वसामयजुषां गुरुसौम्यभौमसिताः' ઇતિ ॥૧૩॥ હવે ઉપવીત આપવામાં અધિકારીઓને કહેછે—પિતાજ પુત્રને ઉપવીત આપે. પિતાના અભાવમા પિતામહ આપે તેના અભાવમાં પિતાનો ભ્રાતા ( કાકો ) આપે. તેના પણ અભાવમાં જ્યેષ્ઠ ભ્રાતા ઉપવીત આપે. આનો વિશેષ ધર્મસિંધુ થકી જાણવો ॥૧૪॥ હવે યજ્ઞોપવીત કરવાનો પ્રકાર કહેછે-પવિત્ર પ્રદેશમાં બેસીને બનાવેલા, સર્વત. સરખા, ( કોઈ ભાગમાં જાડા કે પાતળા નહિ ) નહિ તુટેલા-અવિચ્છિન્ન એવા શુદ્ધ કાર્પાસસૂત્ર ( સુતર ) થી જોડાજોડ મળેલી હરકોઈ એક હાથની ચાર આગળીઓના મૂળમાં છનુવાર વિંટવાના ક્રમથી છનુસંખ્યાસંખ્યાત લાંબા કરેલાથી યજ્ઞોપવીત કરવું. તે છનુવાર ગણેલા સૂત્રને ત્રિગુણ ( ત્રેવડુ ) કરી દક્ષિણ કરને ઊર્ધ્વ કરીને વળ દેવો પછી તેને ત્રેવડુ કરી વામ કરને ઊર્ધ્વ કરીને વળ દેવો. એટલે નવસૂત્ર ભેગા થાય. પછી તેને ત્રિગુણ કરતા ઉપવીત નિષ્પન્ન થાય છે તે યજ્ઞોપવીતને એક પાકી ગાઠ વાળવી ॥૧૫-૧૬॥ શ્રૌતકર્મ અગ્નિહોત્રાદિકમાં તથા સ્માર્તકર્મ ગર્ભાધાનાદિ સંસ્કાર કર્મમાં બે યજ્ઞોપવીત ધારવા. ઉત્તરીય વસ્ત્રની સિદ્ધિમાટે ત્રીજું ઉપવીત ધારવું તેતો ઉત્તરીયવસ્ત્રના અભાવમાં ધારવાનું કહ્યું છે ॥૧૭॥ બટુ-બ્રહ્મચારિને એકજ ઉપવીત ધારવાનું જાણવું. બીજા ગૃહસ્થ વાન-

वटोरेकं द्वे तथेतरयोः स्मृते । एकमेव यतीनां स्यादित्याहुरपि केचन ॥१८॥ उपवीतं क्रमेण स्यात्कार्पासं शाणमाविकम् । सर्वेषां वा द्विजातीनां कार्पासं तत्प्रशस्यते ॥१९॥ पृष्ठदेशे च नाभ्यां च धृतं यद्विन्दते कटिम् । तद्धार्यमुपवीतं स्यान्नातिलम्बं नचोच्छ्रितम् ॥२०॥ विप्रस्य मेखला मौञ्जी मौर्वी राज्ञो विशस्तथा । शाणा सा प्रवरग्रन्थिस्त्रिवृच्छ्लक्ष्णा समा मता ॥२१॥ पालाशो दण्ड आमौलेर्बैल्वो वा ब्राह्मणस्य तु । न्यग्रोधजः खादिरो वा ललाटान्तो नृपस्य च ॥२२॥ नासान्तः पैलवो दण्डो वैश्यस्यौदुम्ब-

प्रस्थने બે ઉપવીત ધારવાનાં કહ્યાં છે. યતિઓને તો એકજ ઉપવીત ધારવાનું છે. એમ કેટલાક મુનિઓ કહે છે ॥૧૮॥ વિપ્રને કપાસના સૂત્રથી બનાવેલું, ક્ષત્રિયને શણના સૂત્રથી બનાવેલું અને વૈશ્યને ઘેટાના વાળથી બનાવેલું ઉપવીત ધારવાનું જાણવું. એરીતે વિપ્રાદિ વર્ણને અનુક્રમે યજ્ઞોપવીતમાં કાર્પાસસૂત્ર શણસૂત્ર મેષલોમરૂપ દ્રવ્યભેદ જાણવો. અથવા સર્વ દ્વિજાતિઓ માટે કપાસના સૂત્રથી બનાવેલું ઉપવીત પ્રશસ્ત માન્યું છે. 'कार्पास-क्षौम-गोवाल-शण-वल्क-तृणोद्भवम् । यथासम्भवतो धार्यमुपवीतं द्विजातिभिः ॥' એમ કાત્યાયને કહ્યું છે ॥૧૯॥ તેનું પ્રમાણ કહેછે-જે ઉપવીત પૃષ્ઠ પ્રદેશમાં અને નાભિમાં ધારતાં કટિપ્રદેશને પામે છે તે ઉપવીત ધારવા યોગ્ય છે. તેથી અત્યંત લાંબું કે ઉંચું ન ધારવું ॥૨૦॥ હવે મેખળામાં વિશેષ કહેછે- વિપ્રને મેખળા મૌઞ્જી-મુંજતંતુમયી ધારવાની કહી છે. ક્ષત્રિયને મેખળા મૌર્વી-કાશતંતુમયી કહી છે. વૈશ્યને મેખળા શાણા-શણતંતુમયી કહી છે. તે આ મેખળા ત્રિગુણા-ત્રેવડી, શ્લક્ષ્ણા અને સમાન માની છે. તેને પોતપોતાના પ્રવરની સંખ્યાને સમપણે ગ્રંથિ વાળવાની જાણવી ॥૨૧॥ હવે દંડમાં વિશેષ કહે છે- બ્રાહ્મણને ખાખરાના કાષ્ઠનો કે બીલીના કાષ્ઠનો દંડ કહ્યો છે, તે આમૌલી-કેશાંતપર્યંત સમુન્નત રાખવો. ક્ષત્રિયને વડના કાષ્ઠનો અથવા ખેરના કાષ્ઠનો દંડ કહ્યો છે, તે લલાટપર્યંત ઉન્નત રાખવો. વૈશ્યને પીલુડાના કાષ્ઠનો અથવા ઉમરડાના કાષ્ઠનો દંડ કહ્યો છે, તે નાસિકાના અગ્ર પરિમિત ઉન્નત રાખવો. હવે અજીન કહે છે- વિપ્રને

रोऽपि वा । पैणं रौरवमाजं च विप्रादेरजिनं मतम् ॥२३॥ उपविश्योत्तरे चाग्नेराचार्यः प्राङ्मुखः सुधीः । प्रत्यङ्मुखाय वटवे सावित्रीं समुपादिशेत् ॥२४॥ प्रदक्षिणं परीत्याग्निमुपस्थाय दिवाकरम् । दण्डाजिनोपवीताढ्यो वटुर्भिक्षेत्समेखलः ॥२५॥ ब्राह्मणक्षत्रियविशामादिमध्यावसानतः । भैक्षचर्या क्रमेण स्याद्भवच्छब्दोपलक्षिता ॥२६॥ यावत्तु नोपनयनं क्रियते वै द्विजन्मनः । कामचेष्टोक्तिभक्ष्यस्तु तावद्भवति सुव्रत ! ॥२७॥ कृतोपनयनः सम्यक् ब्रह्मचारी स कीर्त्यते । द्विजश्च सोऽथ प्रयतो वसेद्गुरुगृहे व्रती ॥२८॥ मेखलाजिनवासांसि जटादण्डकमण्डलून् । विभृयादुपवीतं च दर्भपाणिर्यथाविधि ॥२९॥ ईदृशो ब्रह्मचारी च शौचा-

એણ–કાળીયાર મૃગનું અજીન કહ્યુ છે. ક્ષત્રિયને રૌરવ–ગૌર મૃગનું અજીન માન્યું છે. વૈશ્યને આજ–બકરાનું અજીન કહ્યું છે ॥૨૨–૨૩॥ હવે ગાયત્રીમંત્રોપદેશવિધિને કહેછે– અગ્નિના ઉત્તર દિગ્વિભાગમાં સુબુદ્ધિ આચાર્ય પૂર્વાભિમુખ બેસીને પશ્ચિમાભિમુખ બેઠેલા બટુને સાવિત્રીનો સમુપદેશ કરે ॥૨૪॥ અનંતર અગ્નિની પ્રદક્ષિણા કરી, સૂર્યનું ઉપસ્થાન કરી, મેખળા દંડ અજીન ઉપવીત ધારીને બટુ ભિક્ષા માગે ॥૨૫॥ બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્યને અનુક્રમે આદિ મધ્ય અંતમાં સંબોધનાંત ભવતશબ્દના પ્રયોગવાળો ભિક્ષાગ્રહણવચનપ્રકાર જાણવો. એટલે બ્રાહ્મણબટુ 'ભવતિ ભિક્ષાં દેહિ' એમ બોલે. ક્ષત્રિયબટુ 'ભિક્ષાં ભવતિ દેહિ' એમ બોલે. વૈશ્યબટુ 'ભિક્ષાં દેહિ ભવતિ' એમ બોલે. આ પ્રકારે બટુને ભિક્ષાપ્રકાર જાણવો ॥૨૬॥ હે સુવ્રત ! જ્યાંસુધી ત્રૈવર્ણિક બાળકને ઉપવીત ન દીધું હોય ત્યાંસુધી (ઉપવીત પહેલાંજ) તે કામચાર કામવાદ કામભક્ષ છે પણ ઉપવીત આપ્યા પછી તો નહિ. 'પ્રાગુપનયનાત્કામચારવાદભક્ષા.' એમ ગૌતમે કહ્યું છે ॥૨૭॥

યથાવિધિ ઉપવીતસંસ્કારને પામેલો દ્વિજાતિ બ્રહ્મચારી કહેવાય છે. અનંતર દ્વિજાતિ તે બ્રહ્મચારી નિયમતત્પર થઈ બ્રહ્મચર્યવ્રતવાળો થઈ ગુરૂના ગૃહમાં વસે 'સ ગુરુર્યः ક્રિયાઃ કૃત્વા વેદમસ્મૈ પ્રયચ્છતિ' એમ યાજ્ઞવલ્ક્યે ગુરુનું લક્ષણ કહ્યું છે ॥૨૮॥ બ્રહ્મચારી, મેખળા અજીન જટા દંડ કમંડળને

चारसमन्वितः । आहूतोऽध्ययनं कुर्याद्वीक्षमाणो गुरोर्मुखम् ॥३०॥ आरम्भेऽन्ते च शिरसा पादयोः प्रणमेद्गुरोः । छन्दांसि समधीयीत त्यक्त्वाऽनध्यायवासरान् ॥३१॥ गुरुश्च ताडयित्वापि विद्यामध्यापयेत्स तम् । औद्धत्यनाशनार्थत्वान्न दोषः शिष्यताडने ॥३२॥ अधोभागे शरीरस्य शनैः कुर्वीत ताडनम् । नोत्तमाङ्गे न हृदये दोषभागन्यथा भवेत् ॥३३॥ लालयेत्पञ्च वर्षाणि दश वर्षाणि ताडयेत् । प्राप्ते तु षोडशे वर्षे पुत्रं मित्रवदाचरेत् ॥३४॥ ब्रह्मचारी गुरुं नित्यं विद्याकामो जितेन्द्रियः । सेवेत तद्ब्रह्मचर्यं चतुष्पादित्युदीर्यते ॥३५॥ आचार्यमेव पितरौ ज्ञात्वा द्रोहादिव-

યથાવિધિ ધારે તથા ઉપવીતને ધારે અને હાથમાં દર્ભ ધારનારો થાય ॥૨૯॥ આવો વ્રતનિષ્ઠ વર્ણી 'दिवासन्ध्यासु कर्णस्थ.' ઇત્યાદિકથી યાજ્ઞવલ્ક્યે કહેલા શૌચાચારે સંપન્ન થઇ ગુરૂના અવસરની રાહ જોતાં તેમણે બોલાવ્યો થકો સાવધ થઇ તે ગુરૂના મુખને જોતો થકો વેદાધ્યયન કરે ॥૩૦॥ અધ્યયનના આરંભમાં અને અંતમા ગુરૂના પાદમાં મસ્તક મુકીને પ્રણામ કરે. અનધ્યાય દિવસો અષ્ટમી ચતુર્દશી પ્રતિપદા વિગેરેનો ત્યાગ કરી અન્ય દિવસોમાં વેદોનું અધ્યયન કરે ॥૩૧॥ ગુરૂ તે આ બટુને આળસુને પણ ભર્ત્સન તાડનાદિવડે પણ પોતાને વશ કરીને વિદ્યા ભણાવે, એનું તાડન હિતકારી છે ઔદ્ધત્યનાશનાદિ હિતમાટે કરવામાં આવતું શિષ્યનું પ્રશાસન ગુરૂને દોષ માટે થતુંજ નથી ॥૩૨॥ જો તાડન અવશ્ય કરવું પડે તો શરીરના અધોભાગમા ધીમેથી તાડન કરે મસ્તકમાં તથા ઉરઃસ્થળમાં તાડન ન કરે. અન્યથા શિષ્યને તાડન કરે તો ગુરૂ દોષભાગી થાય ॥૩૩॥ પ્રસંગાત્ પુત્રનો કે શિષ્યના તાડનનો અવધિ કાળ કહેછે—પાચમા વર્ષપછી તે સોળમા વર્ષ પહેલાં પુત્ર-શિષ્યના તાડનશિક્ષણનો કાળ છે તે પછીતો (સોળમું વર્ષ પ્રાપ્ત થતા તો) મિત્રનેજ જેમ એમ યુક્ત અર્થનો અવબોધ આપવાપણે શિક્ષણ કરે પણ તાડનાદિકે કરીને ન કરે ॥૩૪॥ વિદ્યાર્થી વર્ણી વિજીતેન્દ્રિય થઈ નિત્ય ગુરૂની સેવા કરે. તે આ વિદ્યાગ્રહણના અંગભૂત ગુરૂપાસનરૂપ બ્રહ્મચર્ય ચાર પાદોએ યુક્ત થતાં સંપૂર્ણ

जितः । शिष्यवृत्त्याऽऽनुयाद्विद्यां पादोऽयं प्रथमोऽस्य हि ॥३६॥ गुरोः पत्नीं च पुत्रं च विनयान्मानयन् शुचिः । जितेन्द्रियोऽभ्यसेद्विद्यां द्वितीयः पाद इत्ययम् ॥३७॥ उपकारं गुरुकृतं निजजाड्यविनाशनम् । जानन्सेवेत तं प्रीत्या तृतीयः पाद इत्ययम् ॥३८॥ आचार्यस्य प्रियं कुर्याद्वाङ्मनःकायकर्मभिः । प्राणैर्धनैश्चाप्रमत्तः पादस्तुर्योऽयमस्य च ॥३९॥ ज्ञानं सत्यं तितिक्षा ह्रीरमात्सर्यं

થાય છે ॥૩૫॥ તેનો આ પ્રથમ પાદ–પોતાના આચાર્યનેજ માતાપિતા માનીને–ગુરૂતો વિદ્યાથી શિષ્યને જન્મ આપેછે, તેજ ખરૂંજન્મ છે, બીજું ગર્ભાદિરૂપ જન્મતો ક્લેશૈક ફળવાળું છે, માટે આચાર્યજ સાચા માતા પિતા છે એમ જાણે, એરીતે જાણીને તેમનો દ્રોહ ઈર્ષ્યાદિ કલુપતાએ રહિત થઇ, પ્રણિપાત પ્રશ્નાવસરપ્રતીક્ષણ આદિક શિષ્યલક્ષણોએ લક્ષિત થઈ ગુરૂની શુશ્રૂષાથી તેથકી વિદ્યાને પામે તે આ પ્રથમ પાદ કહ્યો છે ॥૩૬॥ ગુરૂવિષેજ જેમ એમ ગુરૂપત્નીમાં અને તેમના પુત્રમાં વિનય માનનાદિકને શુદ્ધ ભાવથી કરતો થકો જીતેન્દ્રિય થઈ વિદ્યાનો અભ્યાસ કરે તે આ દ્વિતીય પાદ કહ્યો છે ॥૩૭॥ 'ગુરૂએ કરેલો વિદ્યાપ્રદાનરૂપ ઉપકાર પોતાના અજ્ઞાનરૂપ અંધકારનો નાશ કરનારો પ્રત્યુપકારથી ન અદલો વાળી શકાય એવો છે' એમ સમઝીને પરા પ્રીતિથી ગુરૂની સેવા જે કરવી તે તૃતીય પાદ માન્યો છે. વિદ્યાથકી બીજું વિલોચન નથી, તેનાથીજ પુરૂષાર્થ અને તેનું સાધન લક્ષમાં આવે છે. ચક્ષુતો પશુપક્ષ્યાદિ સાધારણ હોઇને તેનાથી અનર્થ અને તેનું સાધનજ લક્ષ કરાય છે. તે આ વિદ્યાવિલોચન જેમણે આપીએ છીએ તે ગુરૂનો પ્રત્યુપકાર કયો છે ? કોઈ પણ નથી ॥૩૮॥ તે આચાર્યનું ત્રણ કરણથી ( મન વાણી કાયથી ) પ્રિયજ કરે. ( તેમનું પ્રિયજ કરવાપરાયણ ત્રણ કરણવાળા થવું ) અને યથાધિકાર પ્રાણ તથા ધનવડે સાવધાન થઈ તેમનું પ્રિય કરે. આ બ્રહ્મચર્યનો ચતુર્થ પાદ કહ્યોછે આ બ્રહ્મચર્યપાદો સનત્સુજાતે કહેલા જાણવા ॥૩૯॥ જ્ઞાન–સદસતનું વિજ્ઞાન. સત્ય–ભૂતોનો ઉપઘાત ન થાય એવું યથાર્થ વચન. તિતિક્ષા–શીતોષ્ણાદિકની અને પરકૃતનિંદા આદિકની સહનશીલતા. હ્રી–

धृतिस्तपः । शमो दमोऽनसूया च दानं यज्ञो गुणा अमी ॥४०॥ कामः क्रोधः शोकमोहौ तृष्णेर्ष्या चाकृपा स्पृहा । लोभोऽसूया जुगुप्सा च मानो दोषा इमे मताः ॥४१॥ त्यक्त्वा दोषान् द्वादशैतान् युक्तो द्वादशभिर्गुणैः । वेदाभ्यासं प्रकुर्वीत वेदार्थं च विचिन्तयेत् ॥४२॥ सायं प्रातरुपासीत वह्निं चार्कं समाहितः । प्रातः-

અકાર્ય કરવામાં લજ્જા. અમાત્સર્ય–પરગુણની અસહનતારૂપ મત્સરનો અભાવ. ધૃતિ–અત્યંત આપત્તિમાં પણ વ્રતાદિકનો અત્યાગ. તપ–કૃચ્છ્રચાંદ્રાયણાદિ તપશ્ચર્યા. શમ–અંતઃકરણનિયમન. દમ–જીહ્વા ઉપસ્થાદિકનો નિગ્રહ. અનસૂયા–પરગુણોમાં દોષાવિષ્કારનો અભાવ. દાન–પાત્રમાં દ્રવ્યાર્પણ. યજ્ઞ–વિષ્ણુપૂજન. આ જ્ઞાનાદિ બાર ગુણો કહ્યા છે. કામ–સ્ત્રીનો અભિલાષ. ક્રોધ–ઇચ્છાના પ્રતિઘાતથી થતો, આક્રોશ તાડનાદિકમાં હેતુભૂત મનસ્તાપ. શોક–અભીષ્ટ અર્થના નાશમાં મનની વિકળતા. મોહ–કૃત્યાકૃત્યવિવેકની વિહીનતા. તૃષ્ણા–મનોભિલષિત પદાર્થનો ઉત્તરોત્તર લાભ થવા છતાં પણ અતૃપ્તિ. ઈર્ષ્યા–પરોત્કર્ષની અસહનશીલતા. અકૃપા–નિર્દયતા. સ્પૃહા–ભોગ્ય વર્ગમાં આદર. લોભ–દ્રવ્યવ્યયમાં ભયશીલતા. અસૂયા–પરગુણોમાં દોષદર્શન. જુગુપ્સા–પરનિંદા. માન–પોતાવિષેજ પૂજ્યતાબુદ્ધિ. આ બાર દોષો કહ્યાછે. તે આ ગુણદોષોને મધ્યે આ કામાદિ બાર દોષોનો ત્યાગ કરીને જ્ઞાનાદિ બાર ગુણોને અનુપાળતો થકો બ્રહ્મચારી વેદાભ્યાસને કરે અને વેદાર્થને સર્વદા વિચારે. યદ્યપિ વર્ણિને દાન યજ્ઞગુણનું અનુપાલન દુર્ઘટ છે, ગુરુકુળમાં વિદ્યાર્થે વસતા, ગુરુદત્ત ભિક્ષાથી શરીર ધારણને કરતા અધ્યેતા આને કાંઇ પણ ધન નથી કે જેને આ આપે. અગ્નિસાધ્ય જે યજ્ઞ છે તે અનાહિતાગ્નિ આ વર્ણીને ઉપપન્ન નથી. અથાપિ લોભમાં પ્રતિદ્વંદ્વીભૂત, દાનાનુકૂળ ચિત્તવૃત્તિ સંપત્તિ કહેવાની ઇચ્છાથી દાનગુણયોગ આ વર્ણિમાં કહેવા ઇચ્છયો છે. સ્ત્રીસંગ્રહસાધ્ય યજ્ઞમાં નહિ અધિકારી એવો પણ આ બ્રહ્મચારી જપયજ્ઞાદિકમાં અધિકારી છેજ. માટે યજ્ઞના અન્વયની ઉપપત્તિ થાય છે ॥૪૦–૪૨॥ બ્રહ્મચારી સાયંપ્રાતઃ સાવધાન થઈ સૂર્ય તથા અગ્નિનું ઉપાસન કરે. ( સૂર્યોપસ્થાન અને સમિદાધાનને પ્રાતઃ-

सन्ध्यां जपं कृत्वा गुर्वादीन्प्रणमेत्त च ॥४३॥ अभिवादनशीलस्य वृद्धसेवारतस्य च । आयुर्यशो बलं बुद्धिर्वर्धतेऽहरहोऽधिकम् ॥४४॥ सायं प्रातश्चरेद्भैक्षं पवित्रद्विजवेश्मसु । निवेद्य गुरवे तच्च भुञ्जीत तदनुज्ञया ॥४५॥ अनारोग्यमनायुष्यमस्वर्ग्यं चातिभोजनम् । अपुण्यं लोकविद्विष्टं तस्मात्तत्परिवर्जयेत् ॥४६॥ नैकस्यान्नं समश्नीयान्नित्यं वर्णी ह्यनापदि । ब्राह्मणः काममश्नीयाच्छ्राद्धे व्रत-

સાય કરે ) પ્રાત સાય સંધ્યા અને ગાયત્રીજપને કરીને ગુરૂ ગુરૂપત્ની અને બીજા ગુરૂજનોને પ્રણામ કરે ॥૪૩॥ પ્રતિદિન ગુર્વાદિકને અભિવંદન કરવાના સ્વભાવવાળા, જ્ઞાનાદિવૃદ્ધ જનોની સેવામાં આસક્ત એવા બ્રહ્મચારીને દિને દિને આયુષ યશ બળ બુદ્ધિની અભિવૃદ્ધિ થતી જાયછે. મનુ પણ કહેછે—'अभिवादनशीलस्य नित्यं वृद्धोपसेविनः । चत्वारि तस्य वर्धन्ते आयुर्विद्या यशो बलम् ॥' इति ॥૪૪॥ બ્રહ્મચારીએ દેહયાત્રા ભિક્ષાથીજ કરવી તે ભિક્ષ પવિત્ર વિપ્રના ઘરમાંજ કરવુ. પણ પતિતાદિકના ઘરમાં નહિ તે ભિક્ષાપ્રાપ્ત અન્નાદિ ગુરૂને નિવેદન કરીને તેમની આજ્ઞાને પામીનેજ જમવું ॥૪૫॥ અતિભોજન અનારોગ્યકર આયુષ્યવિરોધિ અને લોકનિંદિત છે ( એરીતે દૃષ્ટહાનિકર છે ) તેમજ પ્રમાદ આલસ્યને કરનાર હોવાથી પુણ્યનો પ્રક્ષય કરનારૂં અને પરલોકસાધનના અનુષ્ઠાનથી પ્રચ્યુતિ કરનાર હોવાથી અસ્વર્ગ્ય છે ( એરીતે અદૃષ્ટ અનર્થકર પણ છે ) માટે તે અતિભોજનને વર્ણી વર્જે. યદ્યપિ અતિભોજનનો નિષેધ સર્વ સાધારણ છે તથાપિ અધ્યયનાર્થે પ્રવર્તેલા, બ્રહ્મચર્યવ્રતધારી રહેલાને અત્યંત પ્રતિકૂળ છે એમ જણાવા વર્ણિપ્રતિ તેનું વિશેષપણે વિધાન કર્યું છે. (અતિભોજન વિદ્યાધ્યયનમાં અને બ્રહ્મચર્યમાં વિરોધિ પ્રસિદ્ધ છે) ॥૪૬॥ વર્ણી વિપદા વિના નિત્ય એકનું અન્ન ન જમે. ( આપદામાં ભિક્ષનો આ અપવાદ છે ) તથા બ્રાહ્મણજાતીય બ્રહ્મચારી શ્રાદ્ધમાં નિમંત્રણ કર્યો થકો યથેચ્છ જમે. પરં વ્રત-મધુમાંસાદિઅનશનવ્રતને નહિ પીડતો થકો-પોતાના વ્રતનો વિલોપ ન્હેરીને ન થાય એરીને જમે. ક્ષત્રિયાદિ બ્રહ્મચારિને શ્રાદ્ધમાં ભોજનનો નિષેધ કરવા બ્રાહ્મણપદનું ગ્રહણ કર્યું છે. 'सामान्य-

मपीडयन् ॥४७॥ तिष्ठेत्कृताञ्जलिर्भक्त्या गुरोरभिमुखं सदा । त्वमत्रोपविशेत्युक्तस्तस्यासीत पुरः स तु ॥४८॥ गुरोश्च चक्षुर्विषये न यथेष्टासनो भवेत् । नचैवास्यानुकुर्वीत गतिभाषितचेष्टितम् ॥४९॥ गुरोर्निन्दा भवेद्यत्र सद्य उत्थाय तत्स्थलात् । कर्णौ पिधाय गच्छेद्वा शिक्षयेन्निन्दकान्प्रभुः ॥५०॥ दूरस्थो नार्चयेदेनं न क्रुद्धो नान्तिके स्त्रियाः । नचैवास्योत्तरं ब्रूयादुच्चशब्देन कर्हिचित् ॥५१॥ उदकुम्भं कुशान्पुष्पं समिधोऽस्याहरेत्सदा । मार्जनं लेपनं नित्य-

वैदयोश्चैव नैतत्कर्म प्रचक्षते' એવી સ્મૃતિ છે ॥૪૭॥ વર્ણી સદા ગુરૂની અનુજ્ઞાની રાહ જોતોથકો ભક્તિથી બે હાથ જોડીને તેમને અભિમુખ ઉભો રહે, તેમની અભ્યનુજ્ઞા વિના બેસે નહિ. 'તું અહીં બેશ' એમ ગુરૂએ આજ્ઞા આપ્યો થકોજ તેમની આગળ બેસે. તે મનુએ કહ્યું છે–'शरीरं चैव वाचं च बुद्धीन्द्रियमनांसि च । नियम्य प्राञ्जलिस्तिष्ठेत् वीक्षमाणो गुरोर्मुखम् ॥' ઇતિ ॥૪૮॥ ગુરૂની દૃષ્ટિ આગળ યથારૂચિ બેસે નહિ. તે મનુએ કહ્યું છે–'नीचं शय्यासनं चैव सर्वदा गुरुसन्निधौ । गुरोस्तु चक्षुर्विषये न यथेष्टासनो भवेत् ॥' ઇતિ. ગુરૂના ગમન ભાષણ ચેષ્ટિતનું અનુકરણ કરેજ નહિ. ( દેશી કાઢે નહિ ) તે મનુએ કહ્યુ છે–'नोदाहरेदस्य नाम परोक्षमपि केवलम् । न चैवास्यानुकुर्वीत गतिभाषितचेष्टितम् ॥' ઇતિ ॥૪૯॥ ગુરૂની નિંદા જ્યાં થતી હોય તે સ્થળથકી તત્ક્ષણ ઉઠીને કાન બીડી દઇને અન્યત્ર જતા રહેવું. જો ગુરૂનિંદક જનના નિગ્રહમાં સ્વયં સમર્થ હોય તો તેનો નિગ્રહ કરવો. તેવું મનુવચન છે–'गुरोर्यत्र परीवादो निन्दा वापि प्रवर्तते । कर्णौ तत्र पिधातव्यौ गन्तव्यं वा ततोऽन्यतः ॥' ઇતિ ॥૫૦॥ સ્વય દૂર રહીને અન્યને નિયોજીને ગુરૂને અર્ચે નહિ, (ગમનમાં જો અશક્ત હોય ત્યારે તો દૂર રહીનેજ બીજાપાસે અર્ચન કરાવે ) કોપ પામીને ગુરૂને સમર્ચે નહિ. પત્નીસન્નિધિમાં રહેલા ગુરૂને પૂજે નહિ. ગુરૂની સમક્ષ ઉચ્ચ સ્વરથી ઉત્તર ક્યારેયપણ નજ આપે ॥૫૧॥ ગુરૂને માટે જળપૂર્ણ ઘડો પુષ્પો દર્ભો અને સમિધને નિત્ય સ્વય લાવે. બીજી જે ઉપયોગિ વસ્તુ તેપણ લાવે. ગુરૂના અંગમાં ગંધાનુલેપન તૈલાભ્યજન માર્જન સ્નપનાદિ કરે

मन्नानां च समाचरेत् ॥५२॥ नास्य निर्माल्यशयने पादुकोपानहावपि । आक्रामेदासनं छायां मञ्चकं वा कदाचन ॥५३॥ साधयेद्दन्तकाष्ठादीन्कृत्यं चास्मै निवेदयेत् । अनापृच्छ्य न गच्छेत्तं क्वापि स प्रियकृद्गुरोः ॥५४॥ पादौ प्रसार्य पुरतो गुरोर्नासीत कर्हिचित् । आस्फोटनं चाट्टहासं न कुर्यात्तत्र च स्वपिम् ॥५५॥ धावन्तमनुधावेच्च गच्छन्तं गुरुमन्वियात् । नोदाहरेच्च तन्नाम ब्रूयान्नापृष्टमुत्तरम् ॥५६॥ जितेन्द्रियः स्यात्सततं वश्यात्माऽक्रोधनः शुचिः । प्रयुञ्जीत सदा वाचं मधुरां गुरुसन्निधौ ॥५७॥ स्त्रीणां कथायाः श्रवणं प्रेक्षणं कीर्तनं तथा । सङ्कल्पं क्रीडनं तामिर्निश्चयं गुह्यभाषणम् ॥५८॥ वर्जयेत्प्रयतो नित्यं तत्स्पर्शं तु विशेषतः ।

---

( તેઆ ગુરૂપરિચરણ માન્યું છે ) એમાં મનુવચન છે-'उदकुम्भं सुमनसो गोशकृन्मृत्तिकाकुशान् । व्याहरेद्यावदर्थानि ॥' ઇતિ ॥૫૨॥ ગુરૂનું નિર્માલ્ય, (પ્રથમ ધારીને પછી અંગથકી ઉતારી મુકેલું પુષ્પમાળાદિક ) શય્યા, પાદુકા, પગરખાં, આસન, છાયા અને પર્યંકને કદાપિ ઉલ્લંઘે નહિ ॥૫૩॥ ગુરૂનું પ્રિયકર્તા વર્ણી દાતણ આદિક પદાર્થોને તે તે સમયે આપવામાટે લાવીને રાખી મુકે. પોતાને જે કાંઈ કર્તવ્ય હોય તો ગુરૂને નિવેદન કરી તેમની અનુજ્ઞા મેળવીને કરે. ગુરૂને પુછયા વિના કોઈપણ સ્થળમાં જાય નહિ ॥૫૪॥ ગુરૂની આગળ પગ લાંબા કરીને કદાચિત્ પણ નજ બેસે. તથા ગુરૂની આગળ મલ્લાદિકની પેઠે બાહુનું તાડન, ખડખડાટ હાસ અને શયનને નજ કરે ॥૫૫॥ ધોડતા ગુરૂની પાછળ ધોડતો જાય. ( ધીમે ધીમે ન જાય ) યથાસુખે જતા ગુરૂની પાછળ તેમજ જાય. ( ઉભો રહે નહિ ) તે ગુરૂનું નામ કદાપિ ઉચ્ચારે નહિ. ગુરૂએ પુછયા વિના ઉત્તર આપે નહિ ॥૫૬॥ વર્ણી નિરંતર જીતેન્દ્રિય જીતમન જીતક્રોધ અને બાહ્ય આભ્યંતર શુદ્ધિસંપન્ન થાય. ગુરૂની સન્નિધિમાં સદાય વિનય પ્રણય મધુરજ વાણીને ઉચ્ચારે ॥૫૭॥ વર્ણી નિયમતત્પર થઇને સ્ત્રીયોની કથાનું શ્રવણ, તેણીઓનું સંદર્શન, સંકલ્પ, સ્ત્રીયોસાથે ક્રીડા, પુરૂષદ્વારા કે એકાંતમાં ગુહ્યભાષણ, સ્ત્રીપ્રાપ્તિનો નિશ્ચય, આ સર્વને સર્વદા ત્યાગ કરે. સ્ત્રીના અંગસ્પર્શને

स्त्रीसङ्गिसङ्गं च यत्नं कुर्यात्कर्हिचिद्व्रती ॥५९॥ गुरुवद्गुरुपत्नी च पूज्या च गुरुपुत्रकः । अवमानं न कुर्वीत तयोरपि कदाचन ॥६०॥ अभ्यञ्जनं स्नापनं च गात्रसम्मर्दनं तथा । गुरुपत्न्या न कुर्वीत केशानां च प्रसाधनम् ॥६१॥ गुरुपत्नीति युवतिर्नाभिवाद्या हि पादयोः । कुर्वीत वन्दनं भूमावसावहमिति ब्रुवन् ॥६२॥ अङ्गस्पर्शो न कर्तव्यो गुरुपत्न्या अपि क्वचित् । तेनापि व्रतभङ्गः स्याद्यतोऽत्र ब्रह्मचारिणः ॥६३॥ पितृष्वसा मातृष्वसा भ्रातृजाया च मातुली । गुरुपत्नीच मान्याश्च जननी भगिनी तथा ॥६४॥ गुरोस्त्यागो न कर्तव्यः कर्हिचिद्ब्रह्मचारिणा । कामाल्लोभाच्च मोहाच्च तं त्यक्त्वा पतितो भवेत् ॥६५॥ गुरोरप्यवलिप्तस्य कार्याकार्यमजानतः ।

તો વિશેષપણે વિવર્જે. બ્રહ્મચર્યવ્રતધારી બટુ સ્ત્રીલંપટજનપ્રસંગને કદાચિત્ પણ નજ કરે ॥૫૮-૫૯॥ ગુરૂની પેઠે ગુરૂપત્ની પૂજનીય છે તથા ગુરૂપુત્ર પૂજ્ય છે. તે બન્નેનું કદાપિ અવમાન નજ કરે ॥૬૦॥ જે અભ્યંજન-તૈલાદિકથી અંગમર્દન, ગાત્રસંમર્દન-થાક ઉતારવા ચરણાદિ અંગ દાબવું, સ્નાપન-સ્નાન કરાવવું વિગેરે ગુરૂની પરિચર્યા જે કરવાપણે આદેશ કરેછે તે ગુરૂપત્નીની ન કરવી. તથા કેશપ્રસાધન-કાંસકીથી જુઓ કાઢવી તૈલ નાંખવું તેપૂર્વક કેશો ગુંથવા તે નજ કરવું ॥૬૧॥ જેતો પાદનો ઉપસ્પર્શ કરીને અભિવંદન તે ગુરૂપત્ની યુવતિ હોય તો તેણીનું નજ કરવું. 'અમુક ગોત્રશાખા નામનો હું તમને નમન કરૂંછું' એમ બોલતો થકો ભૂમિમાં અભિવંદન-સમીપ પ્રદેશમાં વંદન કરે ॥૬૨॥ ગુરૂપત્નીના પણ પરિચરણાદિકમાં પણ અંગસ્પર્શમાત્રપણ જે રીતે કદાચિત્ પણ ન થાય તે રીતે વર્તવું, કારણ કે સ્ત્રીયોનો અંગસ્પર્શ બ્રહ્મચારીના બ્રહ્મચર્યવ્રતના વિલંગ માટે થાય. તે મનુએ કહ્યું છે-'स्वभाव एव नारीणां नराणामिह दूषणम् । अतोऽर्थान्न प्रमाद्यन्ति प्रमदासु विपश्चितः ॥' ઇતિ ॥૬૩॥ ગુરૂપત્નીની પેઠે ફોઇ, માસી, ભાભી, મામી, જનની-પોતાની માતા અને અપર માતા, બ્હેન, આ સર્વેપણ સંમાનનીય છે ॥૬૪॥ બ્રહ્મચારીએ ગુરૂનો ત્યાગ કદાપિ ન કરવો. જો કામ લોભ મોહાદિ દોષને વશ થઇને ગુરૂનો ત્યાગ કરે

उत्पथं प्रतिपन्नस्य मनुस्त्यागं न्यमब्रवीत् ॥६६॥ लौकिकं वैदिकं चापि ज्ञानमाध्यात्मिकं यतः । आददीत न तं क्वापि गुरुं शिष्योऽवमानयेत् ॥६७॥ अहेरिव गणाद्भीतः सौहित्यान्मरणादिव । राक्षसीभ्य इव स्त्रीभ्यः स विद्यामधिगच्छति ॥६८॥ द्यूतं पुस्तकशुश्रूषा वाटिकासक्तिरेव च । स्त्रियस्तन्द्रा च निद्रा च विद्याविघ्नकराणि षट् ॥६९॥ विद्यामेवमधीयानो ब्रह्मचारी गुरोर्गृहे । वसंस्त्रिषवणस्नायी कुसङ्गं परिवर्जयेत् ॥७०॥ पुष्पस्रजश्चन्दनं च रसासक्तिं च कुङ्कुमम् । सुगन्धिद्रव्यसम्पर्कं वर्जयेद्दन्तधावनम् ॥७१॥

તો પતિત થાય ॥૬૫॥ ઉક્ત અત્યાગનો અપવાદ કહેછે-અવલિપ્ત-ગર્વવડે અંધ, શાસ્ત્રવિહિત કાર્ય અકાર્યના વિવેકે રહિત, શાસ્ત્રવિહિત સ્વધર્મના ઉલ્લંઘનરૂપ કુમાર્ગને પામેલા, એવા ગુરૂનો પણ ત્યાગ સમુચિત છે. તેવા ગુરૂના ત્યાગને મનુ કહેછે, આ શ્લોક મહાભારતમાં બહુ સ્થળે કહ્યો છે તથા કૂર્મપુરાણમા યથાલિખિતજ છે ॥૬૬॥ લૌકિકજ્ઞાન-લોકમર્યાદામા ઉપયોગિ જ્ઞાન, વૈદિકજ્ઞાન-વેદબોધિતધર્મસ્વરૂપનુ જ્ઞાન, ( અથવા વૈદિકશબ્દનું સાહચર્ય છે તો લૌકિકજ્ઞાન સ્માર્ત લેવું ) આધ્યાત્મિક-ઉપનિષદ્બોધ્ય આત્મસ્વરૂપનું જ્ઞાનપણ જે ગુરૂથકી ગ્રહણ કરે તે ગુરૂનું શિષ્ય અવમાન કદાપિ નજ કરે ॥૬૭॥ જે વર્ણી જનસઘથકી કૃષ્ણસર્પથકીજ જેમ એમ ભય પામેછે સ્વાદુ અન્નભોજનાદિકથકી મરણથકીજ જેમ એમ ભય પામેછે. સ્ત્રીઓથકી રાક્ષસીયોથકીજ જેમ એમ ભય પામેછે તે વિદ્યાને પામેછે, બીજો નહિ ॥૬૮॥ દ્યૂત-જુગટું રમવું, પુસ્તકની સદા શુશ્રૂષા, બાગબગીચા જેવા બેસવામાં આસક્તિ, સ્ત્રીયોસાથે સંભાષણાદિ, આળસ્ય, અતિશયનિદ્રા, આ છ વિદ્યામાં વિઘ્ન કરનાર છે તેને વર્ણી ત્યાગ કરે ॥૬૯॥ ઉક્ત નિયમોએ સંપન્ન, ગુરૂના ગૃહમાં રહેલો, વિદ્યાને ભણતો બ્રહ્મચારી ત્રણ વખત સ્નાન કરનારો થાય અને કુસગનો પરિત્યાગ કરે ॥૭૦॥ પુષ્પમાળાધારણ, ચદનથી અંગરાગ, નાનાવિધ રસાસ્વાદમાં આસક્તિ, શરીરશોભાર્થે કુકુમધારણ, સુગન્ધિ પુષ્પવાસિત તૈલાદિકનો સંબન્ધ, કાષ્ઠવડે દાંતને અતિ ઘસવાપૂર્વક શુદ્ધિ કરવી, આ સર્વેનો પરિ-

अभ्यङ्गं चाञ्जनं छत्रमादर्शालोकनं तथा । व्रती स वर्जयेद्द्यूतं गीतवादित्रनर्तनम् ॥७२॥ प्राणिहिंसां च पैशुन्यं कामं लोभं भयं तथा । वर्जयेन्मधु मांसं च ह्यभक्ष्यं लशुनादिकम् ॥७३॥ सन्ध्ययोश्च दिवास्वापं निशश्चाद्यन्तयामयोः । वर्जयेच्च प्रयत्नेन परीवादमुपानहौ ॥७४॥ अनृत्यदर्शी च भवेद्ग्राम्यगीतं च सर्वथा । शृणुयान्न व्रती धीरो नानृतं च वदेद्वचः ॥७५॥ न मञ्चे शयनं कुर्याच्च च ताम्बूलभक्षणम् । तत्तत्कालोचितं सर्वं वैदिकं विधिमाचरेत् ॥७६॥ उपाकर्म च वेदानां कुर्वीत हि यथाविधि । बह्वृचः श्रावणे मासि पूर्वाह्णे श्रवणाख्यमे ॥७७॥ यजुर्वेदी च तन्मासे पौर्णमास्यां विधानतः । मध्याह्ने तत्प्रकुर्वीत हस्तर्क्षे तत्र सामगः ॥७८॥ सङ्क्रान्तिर्ग्रहणं वापि यदि पर्वणि जायते । श्रावणे हस्तयुक्तायां

त्याग करे ॥७१॥ अभ्यंग-तेलमर्दनपूर्वक स्नान, अंजन-काजળथी नेत्रनुं अंजन, छत्रधारण, दर्पणमां मुखदर्शन, द्युत, गीतगायन, वादित्रवादन, नृत्य, आ सर्वनो वर्णी त्याग करे ॥७२॥ प्राणिनी हिंसा, चाडीयापणुं, काम, क्रोध, लोभ, भय, मधु, ( मध के मद्य ) मांस, असक्ष्य लशुनादि, आ सर्वेने वर्णी वर्जे ॥७३॥ बे संध्यामां, रात्रिना आदिअंत पहोरमां अने दिवसे निद्राने प्रयत्नथी परिवर्जे. तथा परनिंदा अने पगरखांनो परित्याग करे ॥७४॥ धीर वर्णी नृत्यदर्शन नज करे. ग्राम्यगीत सर्वथा नज सांभळे ('ग्राम्य' एम कह्युं छे तेथी भगवद्गीतमां अप्रतिषेध जणाव्यो छे) कदाचित् पण असत्य वचन नज वदे ॥७५॥ खट्वाशयन तांबूलभक्षणादिकने वर्जे. ते ते काळमां करवापणे कहेला वैदिकविधिने समग्रपणे करे ॥७६॥

हवे वेदपाठारंभना विधिविशेषरूप उपाकर्मने कहेछे-वेदोनुं उपाकर्म ( संस्कारपूर्वक श्रुतिनुं ग्रहण ) यथाविधि वर्णी करे. तेमां ऋग्वेदी वर्णी श्रावणमासमां श्रवणनक्षत्रमां पूर्वाह्णे करे. यजुर्वेदी वर्णी श्रावणमासमां पूर्णिमातिथिए मध्याह्ने यथाविधि उपाकर्म करे. सामवेदी वर्णी श्रावणमासमां हस्तनक्षत्रमां अपराह्णकाळे उपाकर्म करे. ने श्रावणमासमां सिंहस्थ सूर्य होय तो तेमांज करे. अन्यथा भाद्रपदमासमां करे

पञ्चम्यां वा तदिष्यते ॥७९॥ अर्धरात्रादधस्ताच्चेत् सङ्क्रान्तिर्ग्रहणं भवेत्। उपाकर्म न कुर्वीत परतश्चेन्न दोषकृत् ॥८०॥ पौषमासस्य रोहिण्यामष्टकायामथापि वा। जलान्ते छन्दसां कुर्यादुत्सर्गं च द्विजो बहिः ॥८१॥ उपाकर्मदिनेऽप्येके वेदोत्सर्गं प्रकुर्वते। कर्मणोरुभयोरत्र ऋषीणां पूजनं स्मृतम् ॥८२॥ एवमाचारसम्पन्नमात्मवन्तमदाम्भिकम्। वेदशास्त्रपुराणानि गुरुरध्यापयेत्स तम् ॥८३॥

॥૭૭-૭૮॥ જે શ્રાવણપૌર્ણિમાએ સંક્રાતિ અથવા ચંદ્રગ્રહણ હોય તો શ્રાવણમાં હસ્તનક્ષત્રયુક્ત જે કોઈ તિથિએ અથવા શ્રાવણ શુકલપંચમી તિથિએ ઉપાકર્મ કરવાનું જાણવું. આ ઋગ્વેદી યજુર્વેદિઓને માટે સ્મૃતિમહાર્ણવને અનુસારે કહેલું જાણવું ॥૭૯॥ તેમાં આ વિશેષ છે–જો ગ્રહણ કે સંક્રાતિ રાત્રિના મધ્યભાગથકી નીચે હોયતો ઉપાકર્મ ન કરે. અને જો અર્ધરાત્રિથકી તે બન્ને ઊર્ધ્વ હોય તો ઉપાકર્મ કરેજ ॥૮૦॥ હવે ઉત્સર્ગ કાળને કહેછે–પોષમાસના રોહિણી નક્ષત્રમાં અથવા અષ્ટકા (પોષ માઘ ફાલ્ગુન માસના કૃષ્ણપક્ષની સપ્તમી અષ્ટમી અને નવમીના ત્રણ દિવસો) માં ગામથકી બહારના ભાગમાં જળાશયના સમીપે વર્ણી વેદોના યથાવિધિ ઉત્સર્ગ (કેટલાક દિવસ વેદાભ્યાસની વિરતિરૂપ કર્મવિશેષ)ને કરે. (તદનંતર પક્ષિણી–દોઢ દિવસ કે અહોરાત્ર વિરામ પામીને શુક્લ પક્ષમાં વેદોનું અને કૃષ્ણપક્ષમાં અંગોનું અધ્યયન કરે, એમ જાણવું) તે પણ મનુએ કહ્યું છે—'यथाशास्त्रं तु कृत्वैवमुत्सर्गं छन्दसां बहिः। विरमेत्पक्षिणीं रात्रिं तथाप्येकमहर्निशम्। अत ऊर्ध्वं तु छन्दांसि शुक्लेषु नियतः पठेत्। वेदाङ्गानि च सर्वाणि कृष्णपक्षेषु सम्पठेत् ॥' इति ॥૮૧॥ કેટલાએક મુનિઓ ઉપાકર્મ કરવાને દિવસેજ (એક સાથે ભેગોજ) વેદોત્સર્ગને પણ કહેછે. આ બન્ને કર્મમાં પણ ઋષિઓનું પૂજન કરવાનું માન્યું છે 'उपाकर्मणि चोत्सर्गे यथाकालं समेत्य च। ऋषीन्दर्भमयान्कृत्वा पूजयेत्तर्पयेत्ततः ॥' એમ કાર્ષ્ણાજિનિએ કહ્યું છે. આ કર્મમાં બ્રહ્મચારીઓએ નવીન યજ્ઞોપવીતાદિકનું ધારણ કરવું. 'मौञ्जीं यज्ञोपवीतं च नवं दण्डं च धारयेत्। अजिनं कटिसूत्रं च नवं वस्त्रं तथैव च ॥' આ પ્રકારે બ્રહ્મચારીને પ્રતિવર્ષે

वहुनापि च कालेन परीक्ष्य ब्रह्मचारिणम् । उपादिशेद्गुरुर्ज्ञानं भूत्वा निष्कपटोऽखिलम् ॥८४॥ वेदं वेदौ च वेदान्वा सोऽप्यधीत्य यथारुचि । गुरवे दक्षिणां दत्वा समावर्तेत च द्विजः ॥८५॥ गृहं वनं वा प्रविशेत्प्रव्रजेद्वा विलोक्य सः । मन्दत्वं मध्यमत्वं च स्ववैराग्यस्य तीव्रताम् ॥८६॥ चतुर्विधो ब्रह्मचारी कथ्यते द्विजसत्तम ॥।

ધારણમાં વિશેષ કહ્યો છે. 'આ ઉપાકર્મ ઉત્સર્ગકર્મ બ્રહ્મચારી સમાવૃત્ત ગૃહસ્થ વાનપ્રસ્થ સર્વેએ કરવું' એમ ધર્મસિન્ધુમાં કહ્યુ છે ॥૮૨॥

(પ્રાસંગિક પરિસમાપ્ત થયુ) આ રીતે ઉક્ત સદાચારે સંપન્ન, નિયમિત મનવાળા, અદાંભિક એવા બ્રહ્મચારીને ગુરૂ વેદો તથા તેના અંગોનો અભ્યાસ કરાવે ॥૮૩॥ બહુકાળે કરીને પણ પરીક્ષા કરીને શિષ્ય બ્રહ્મચારીને ગુરૂ સર્વ જ્ઞાનનો ઉપદેશ કરે. પણ શિષ્યલોભથી પરીક્ષા કર્યા વિના ઉપદેશે નહિ. પરીક્ષા કરીને પછીથી નિષ્કપટ થઇને ઉપદેશ કરે ॥૮૪॥ દ્વિજાતિ બ્રહ્મચારી સ્વશાખાભૂત એક વેદને કે બે વેદ-ઋગ્યજુષને કે ત્રણ વેદ-ઋગ્યજુષ્સામને (અથવા ચારેયને પણ) યથારૂચિ યથાબળ ભણીને ગુરૂને દક્ષિણાદાન કરીને તેમની આજ્ઞાથી વેદવ્રતસમાપ્તિનિમિત્તનું સ્નાન કરે. 'गुरवे तु वरं दत्वा स्नायीत तदनुज्ञया । वेदं व्रतानि वा पारं नीत्वा ह्युभयमेव वा ॥' એમ યાજ્ઞવલ્ક્યે કહ્યુ છે ॥૮૫॥ અનંતર વર્ણી પોતાના વૈરાગ્યની મંદતા મધ્યતા અને તીવ્રતાને વિચારીને યથાધિકાર ગૃહ-દારસંગ્રહરૂપ ગૃહસ્થાશ્રમમાં કે વાનપ્રસ્થાશ્રમમાં કે સંન્યાસાશ્રમમાં પ્રવેશ કરે અથવા નૈષ્ઠિક થાય. એટલે મદવૈરાગ્યવાળો ગૃહી થાય, મધ્યમવૈરાગ્યવાળો વની થાય, તીવ્રવૈરાગ્યવાળો સંન્યાસી થાય કે નૈષ્ઠિક થાય. 'गृहं वनं वा प्रविशेत्प्रव्रजेत्तत्र वा वसेत्' એમ ભાગવતમાં કહ્યુ છે. યદ્યપિ 'सुतविन्यस्तपत्नीकस्तया वानुगतो भवेत् । वानप्रस्थः' આ યાજ્ઞવલ્ક્યવચન ગૃહસ્થનેજ વાનપ્રસ્થમા અધિકાર જણાવેછે. તથાપિ આ વચન આશ્રમના સમુચ્ચયપક્ષને (એક વ્યક્તિમાં ગૃહસ્થાદિ ત્રણેય આશ્રમોનું અનુક્રમે સાહિત્ય) અભિપ્રાય કરીને પ્રવર્તે છે. પરસ્તુતઃ ગાર્હસ્થ્ય નહિ કરેલાને પણ વાનપ્રસ્થાશ્રમમાં અધિકાર છે. તે મિતાક્ષરામાં 'अविप्लुतब्रह्मचर्यो यमिच्छे-

सावित्रः प्राजापत्यश्च ब्राह्मो नैष्ठिक इत्यसौ ॥८७॥ प्राप्योपनयनं सम्यग्गायत्रीं प्रपठन्व्रतम्। दिनत्रयं धारयेच्च प्रथमः स प्रकीर्तितः ॥८८॥ द्वितीयस्तु पठन्वेदं व्रती संवत्सरं भवेत् । आवेदग्रहणाद्वापि द्वादशाब्दान्व्रती परः ॥८९॥ यावज्जीवं चतुर्थस्तु तिष्ठेद्गुरकुले व्रती । उत्तरोत्तरतः श्रैष्ठ्यं ज्ञेयमेतस्य निश्चितम् ॥९०॥ अज्ञानान्मांसमिश्रं वा सुरासंसृष्टमेव वा । पुनः संस्कारमर्हन्ति भुक्त्वाऽन्नादि द्विजातयः ॥९१॥ सेवमानो गुरुं सोऽपि व्रतं स्वं पालयेत् दृढम् । अज्ञानाज्ज्ञानतो वापि तच्च्युतौ निष्कृतं चरेत् ॥९२॥ अकृत्वा भैक्षचरणमसमिध्य च पावकम् । अनातुरः सप्तरात्रमवकीर्णिव्रतं चरेत् ॥९३॥ असद्भैक्षभुजौ वान्ते नग्नस्त्रीदर्शने

---

त्तमावसेत्' એમ નિરૂપણ કર્યું છે ॥૮૬॥ હવે બ્રહ્મચારિની ચતુર્વિધતા સ્મૃતિસમ્મતને નિરૂપણ કરેછે–હે દ્વિજસત્તમ! સાવિત્ર પ્રાજાપત્ય બ્રાહ્મ અને નૈષ્ઠિક, એરીતે ચાર પ્રકારના બ્રહ્મચારીઓ છે જે યથાવિધિ ઉપનયનને પામીને ગાયત્રીને પઢતો થકો બ્રહ્મચર્યવ્રતને ત્રણ અહોરાત્રપર્યંત ધારણ કરે તે પ્રથમનો સાવિત્રસંજ્ઞિત કહ્યો છે જે વેદને પઢતોથકો એક સંવત્સરપર્યંત બ્રહ્મચર્યવ્રતને ધારણ કરે તે બીજો પ્રાજાપત્યસંજ્ઞ કહ્યો છે જે વેદાધ્યયનપર્યંત અથવા દ્વાદશવર્ષપર્યંત વ્રતી થાય તે ત્રીજો બ્રાહ્મ સંજ્ઞિત કહ્યો છે જેતો તીવ્ર વૈરાગ્યસંપન્ન હોઇને યાવજ્જીવ ગુરૂના ગૃહમા વ્રતી થઈ રહે તે ચોથો નૈષ્ઠિકસંજ્ઞ કહ્યો છે. એમનુ ઉત્તરોત્તર શ્રેષ્ઠપણુ શાસ્ત્રે નિશ્ચય કર્યું છે ॥૮૭–૯૦॥ મદિરાથી કે માંસથી મિશ્રિત અન્નાદિકને મોહથી જમે તો દ્વિજાતિઓ પુનઃસંસ્કાર–ફરી ઉપનયનને યોગ્ય થાય છે ॥૯૧॥ તે આ વ્રતી ગુરૂને સેવતો થકો પોતાના બ્રહ્મચર્ય પ્રાપ્ત વ્રતને યથાવિધિ પાળે અજ્ઞાનથી કે જ્ઞાનથી તેની પ્રચ્યુતિમા પ્રાયશ્ચિત્ત યથાશાસ્ત્ર કરે ॥૯૨॥ તેને કહેછે–રોગાદિ વિપદાએ વર્જીત એવો પણ જે વર્ણી ભિક્ષાચર્યા કર્યા વિના કે અગ્નિમા હોમ કર્યા વિના સાત અહોરાત્રને અતિક્રમ કરે તે તે દોષના પરિહારમાટે અવકીર્ણિવ્રતને આચરે અવકીર્ણિવ્રત આમાંજ પ્રાયશ્ચિત્તપ્રકરણમા કહેશે ॥૯૩॥ વર્ણી

तथा । नग्नस्वापेऽमिनिर्मुक्ताभ्युदितत्वे दिवाशये ॥९४॥ श्मशाना-क्रमणेऽश्वाद्यारोहे पूज्यव्यतिक्रमे । विना यज्ञोपवीतं च भोजनादि-क्रियाकृतौ ॥९५॥ प्रतिग्रहे च मण्यादेर्वृक्षसर्पादिघातने । एतेष्वन्य-तमे दोषे जाते तच्छुद्धये द्विजः ॥९६॥ स्नात्वाचम्योत्तमे देशे कृत्वा त्रीन्प्राणसंयमान् । अष्टोत्तरसहस्रं तु प्रजपेद्वेदमातरम् ॥९७॥ प्रायश्चित्तं हि सर्वत्र व्रतभङ्गे समीरितम् । तच्चाग्रेऽहं वदि-ष्यामि सर्वेषां हि हितावहम् ॥९८॥ नैष्ठिकानां वनस्थानां यतीनां ब्रह्मचारिणाम् । नाशौचं कीर्तितं सद्भिः शावं सौत्यं च सन्मते ! ॥९९॥ आचार्यं समुपाध्यायं मातरं पितरं गुरुम् । निर्हृत्य च व्रती

ભિક્ષામાં મળેલા અસત્ અન્નનું ભક્ષણ કરે, વાન્તિ કરે, નગ્નનારીનું નિરીક્ષણ કરે, નગ્નપણે નિદ્રા કરે, સૂર્યાસ્તસમયે કે સૂર્યોદયસમયે સ્વાપ કરે, દિવાસ્વાપ કરે, શ્મશાનનું ઉલ્લઘન કરે, અશ્વાદિ વાહનમાં બેસે, પૂજ્યપૂજાનો વ્યતિક્રમ કરે, યજ્ઞોપવીત ધાર્યા વિના ભોજનાદિ ક્રિયાને કરે, મણિરત્નાદિ પદાર્થનો પરિગ્રહ કરે, વૃક્ષ સર્પાદિકનો ઘાત કરે, આને મધ્યે જે કોઇ એકપણ દોષ થઇ જાય તો તેના નિવારણમાટે સ્નાન કરી આચમન કરી પવિત્ર પ્રદેશમાં બેસીને ત્રણ પ્રાણાયામ કરીને વેદમાતા ગાયત્રીનો અષ્ટોત્તરસહસ્ર (૧૦૦૮ વાર) જપ કરે ॥૯૪-૯૭॥ તે તે વ્રતભંગમાં જે પ્રાયશ્ચિત્ત વિશેષપણે કહ્યું છે તે સર્વ આગળ હું કહીશ. જેના જ્ઞાનથી સર્વેનું હિત થાય ॥૯૮॥ હે સન્મતે! નૈષ્ઠિકો, વાનપ્રસ્થો, સંન્યાસીઓ અને બ્રહ્મચારી–વેદાધ્યયનના અંગભૂત બ્રહ્મચર્યમાં નિષ્ઠાવાળાઓને મરણનિમિત્તનું અને જન્મનિમિત્તનું આશૌચ મુનિઓએ માન્યું નથી ॥૯૯॥ પોતાના આચાર્યને કે ઉપાધ્યાયને મરણ પામતાં તથા માતા કે પિતા કે ગુરૂને મરણ પામતાં તેમને બાળીને બ્રહ્મચારી તત્ક્ષણ સ્નાનથી શુદ્ધ થાયછે. આ શુદ્ધિ તો કર્માધિકારાર્થે છે પણ સર્વદા નથી. તેમાં અંત્યકર્મનિમિત્તનું અસ્પૃશ્યપણું દશદિવસનું છેજ. 'शुध्येत्तु दशमेऽहनि' એમ દિવોદાસે કહ્યું છે. ગુર્વાદિકનો ભેદ યાજ્ઞવલ્ક્યે સ્મર્યો છે–'स गुरुर्यः क्रियाः कृत्वा वेदमस्मै प्रयच्छति । उपनीय दद्वेदमाचार्यः स उदाहृतः । एकदेशमुपाध्याय ऋत्वि-

प्रेतं सद्यः स्नानेन शुद्ध्यति ॥१००॥ न त्यजेत्सूतके कर्म ब्रह्मचारी स्वकं क्वचित् । सव्रतो ह्येव कुर्वीत तेषां पिण्डोदकक्रियाम् ॥१०१॥ एते मया ते द्विजवर्य ! धर्मा आद्याश्रमस्थस्य यथावदुक्ताः । समासतोऽथाऽऽह्निककर्म सर्वं वदामि शुद्धं विहितं द्विजानाम् ॥१०२॥ इतिश्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे पञ्चमप्रकरणे धर्मोपदेशे ब्रह्मचर्याश्रमधर्मनिरूपणनामा तृतीयोऽध्याय ॥३॥

श्रीनारायणमुनिरुवाच—स्नानं सन्ध्या जपो होमः स्वाध्यायः पितृतर्पणम् । देवताभ्यर्चनं चेति षट् कर्माणि दिनेदिने ॥१॥ प्रातः-

---

य्यज्ञकृदुच्यते' इति ॥१००॥ સ્નાનમાત્રથી શુદ્ધિ થાય છે એમ જે કહ્યુ તે શુદ્ધિ પોતાનું કર્મ કરવાપુરતી જાણવી એમ સ્પષ્ટ કરી કહેછે-તે આ વર્ણી પોતાના આચાર્યાદિકના દહનનિમિત્તનું આશૌચ છતાં પણ સંધ્યા અગ્નિકાર્યાદિ કર્મનો કદાપિ ત્યાગ કરે નહિ. તે આચાર્યાદિકની પિંડોદક ક્રિયાને સ્વય વ્રતનિષ્ઠ હોઇનેજ કરે ॥૧૦૧॥ હે દ્વિજવર્ય ! પ્રથમાશ્રમનિષ્ઠ બ્રહ્મચારિના આ ધર્મો સંગ્રહથી મેં તમને યથાશાસ્ત્ર કહ્યા હવે સમસ્ત દ્વિજોનુ વિહિત શુદ્ધ સર્વ આહ્નિક કર્મ કહુંછું તેને સાભળો ॥૧૦૨॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...પંચમપ્રકરણે ધર્મોપદેશે બ્રહ્મચર્યાશ્રમધર્મનિરૂપણનામા તૃતીયોઽધ્યાયઃ ॥૩॥

## [1]અધ્યાય ૪ મો.

શ્રીનારાયણમુનિ કહેછે—હે દ્વિજ ! દ્વિજોએ અનુદિન અનુક્રમે કરવાનાં આ ષટ્કર્મો—સ્નાન, સંધ્યાજપ, હોમ, સ્વાધ્યાય, પિતૃતર્પણ અને દેવતાપૂજન છે ॥૧॥ તેમાં સ્નાન નામના કર્મનુજ આથમ્ય છે, દ્વિજ પ્રાત સ્નાન કર્યા વિના સંધ્યાદિ સ્વકર્મોમાં યોગ્ય થતો નથી 'प्रात स्नानं विना नित्यं द्विजो भवति सूतकी' એમ શાતાતપે કહ્યુ છે. 'प्रात.स्नाना-यतोऽर्हः स्याद्दैवे पित्र्ये च कर्मणि' એમ સ્કાંદમાં કહ્યુ છે. યદ્યપિ પરાશર ઋષિ 'सन्ध्या स्नानं' એમ સંધ્યાને પ્રથમ પઠેછે. અથાપિ સ્નાનનું આથમ્ય

---

૧ આ અધ્યાયમા ભગવાને સ્નાનસંધ્યાનો સવિસ્તર વિધિ કહ્યો છે

स्नानं विना नैव द्विजन्मा निजकर्मसु । अर्हः सन्ध्यादिषु स्यात्तु
तस्मात्तत्पूर्वमाचरेत् ॥२॥ नद्यां तडागे कूपे वा गृहे वा स्नानमा-
चरेत् । उद्धृत्य पञ्च मृत्पिण्डान्स्नायात् परजलाशये ॥३॥ विशुद्धां
मृदमादाय बर्हींषि तिलगोमयम् । शुचौ देशे प्रतिष्ठाप्य विधिव-
त्स्नानमाचरेत् ॥४॥ उपग्रही बद्धशिखो जलमध्ये प्रविश्य च ।

કહેવા ઇચ્છયું છે. માધવાચાર્યે આ વચનના વ્યાખ્યાનઅવસરમાં એમ કહ્યું છે કે-'पूर्वमप्राप्ति स्नानस्य शुद्धिहेतुत्वाच्छुद्धस्यैव सन्ध्यावन्दनाद्यधिकारित्वात् स्नानं पूर्वभावि' ઇતિ ॥૨॥ તે સ્નાન નદીમાં કે તળાવમાં કે કુવામાં કે ગૃહમાં ( કુવા આદિકથકી લાવીને ઘેર ભરી રાખેલા જળથી ) કરે. આમાં પૂર્વ પૂર્વ પ્રશસ્ત છે. પૂર્વ પૂર્વના અલાભમાં ઉત્તરોત્તર લેવું. તે યોગીશ્વરે કહ્યુ છે-'नदीस्नानानि पुण्यानि तडागे मध्यमानि च । वापीकूपे जघन्यानि गृहे प्रत्यवराणि च ॥' ઇતિ. તેમાં પણ પરજળાશયમાં ન સ્નાન કરે, જો કરે તો પાંચ મૃત્પિંડોને બહાર કાઢીનેજ સ્નાન કરે. તેવું વચન છે-'परकीयनिपानेषु न स्नायाद्धि कदाचन । पञ्च पिण्डान् समुद्धृत्य स्नायाद्वाऽसम्भवे पुनः ॥' ઇતિ. પ્રાતઃસ્નાનમાં તો આ વિશેષ સ્મૃતિએ કહ્યો છે-'अल्पत्वाद्धोमकालस्य बहुत्वात् स्नानकर्मणः । प्रातः सङ्क्षेपतः स्नायात् होमलोपो विगर्हितः ॥' ઇતિ. આથી-'विशुद्धां मृदमादाय' આ સમીપનાજ શ્લોકમાં કહેવામાં આવનારો વિશેષ માધ્યાહ્નિક સ્નાનમાં નિયત છે પણ પ્રાતઃસ્નાનમાં નહિ એમ જાણવું. માટેજ 'ततो मध्याह्नसमये स्नानार्थं मृदमाहरेत् । पुष्पाक्षतान् कुशतिलान् गोमयं शुद्धमेव च ॥' એમ સ્મૃતિ કહેછે ॥૩॥ વિશુદ્ધ મૃત્તિકા છાણ દર્ભ તલ આદિક લઇને પવિત્ર પ્રદેશમાં સ્થાપન કરીને યથાવિધિ સ્નાન કરે. તે યોગયાજ્ઞવલ્ક્યે કહ્યુ છે-'मृत्तिकां गोमयं दर्भान् पुष्पाणि सुरभीणि च । आहरेत्स्नानकाले तु स्नानार्थं प्रयतः शुचिः ॥' ઇતિ ॥૪॥ દ્વિજાતિ ઉપગ્રહી-ડાબા હાથમાં ત્રણ દર્ભ ધારણ કરીને શિખાબંધન કરીને, જળમધ્યે પ્રવેશ કરી તે તે મૃત્તિકાદિ દેવતાઓના મંત્રોવડે મૃત્તિકાદિકને અનુક્રમે મસ્તકપ્રમુખ પોતાના અવયવોમાં યથાવિધિ વિલેપન કરીને સ્નાન કરે. તેમાં વિશેષ સ્મૃતિએ

तत्तन्मन्त्रैर्मृदार्द्रांश्च स्नायात्स्वाङ्गे विलिप्य सः ॥५॥ मन्त्राः स्नानेऽम्बुदैवत्याः पावमान्यश्च पावने । ग्रहीतव्या ऋचस्तेन स्मरता हृदये हरिम् ॥६॥ स्नानाङ्गं तर्पणं कृत्वा परिधाय च वाससी । धौते ततः स चाचम्य सन्ध्योपासनमाचरेत् ॥७॥ प्रातःस्नाने न कर्तव्यं कदाचित्तिलतर्पणम् । जलमध्ये स्थितः कुर्यात्केवलं कुशवारिणा ॥८॥ उष्णोदकेन यत्स्नानं वृथा स्नानं तदुच्यते । अशक्तस्यैव तत्स्नानं

---

કહ્યો છે–'मृदेकया शिरः क्षाल्यं द्वाभ्यां नाभेस्तथोपरि । अधश्च तिसृभिः कार्यं षड्भिः पादौ तथैव च । प्रक्षाल्य सर्वकायं तु द्विराचम्य यथाविधि ।' 'पुनश्च गोमयेनैवमग्रमग्रमिति ब्रुवन् । अग्रमग्रं चरन्तीनामोषधीनां वने वने । तासामृषभपत्नीनां सुरभीणां शरीरतः । उत्पन्नं लोकसौख्यार्थं पवित्रं कायशोधनम् । त्वं मे रोगांश्च शोकांश्च पापं च हर गोमय ! ॥' ઇત્યાદિ. એરીતે બીજુંપણ જાણવું ॥૫॥ વરૂણદેવતાક મંત્રોવડે સ્નાન અને પવમાન નામની ઋચાઓવડે માર્જન કરવું. તે આ બન્ને દ્વિજાતિએ મનવડે હરિનું સ્મરણ કરવાપૂર્વક કરવું. (આમાં આ વિશેષ–'गृहे स्नानममन्त्रकं' એવું વચન છે તો ઘરમાં કુવાથકી કાઢેલા જળથી કે ઉષ્ણ જળથી સ્નાન કરવામાં કોઇપણ વિધિ નથી એમ જાણવું ) ॥૬॥ 'नित्यं नैमित्तिकं काम्यं त्रिविधं स्नानमुच्यते । तर्पणं तु भवेत्तस्य अङ्गत्वेन प्रकीर्तितम् ॥' 'स्नानादनन्तरं तावत्तर्पयेत्पितृदेवताः ।' ઇત્યાદિ સ્મૃતિએ સ્નાનના અંગપણે કહેલું તર્પણ કરવું. તે પછી વસ્ત્રો ધોએલાં ધારવાં. (એક પહેરવું અને એક ઓઢવું) તેવું વચન છે–'एवं स्नात्वा ततः पश्चादाचम्य च विधानतः । उत्थाय वाससी शुक्ले शुद्धे तु परिधाय च ॥' ઇતિ. તદનંતર દ્વિજાતિ આચમન કરીને સંધ્યોપાસન કરે ॥૭॥ (તેમાં પ્રાતઃસ્નાનમાં કરવાના તર્પણમાં આ વિશેષ છે) પ્રાતઃસ્નાનના અંગભૂત તર્પણ તિલોવડે કદાચિત્ પણ ન કરે. કિંતુ જળના મધ્યમાં રહીને કેવળ દર્ભયુક્ત જળવડે તર્પણ કરે ॥૮॥ તે સ્નાન શીતોદકવડેજ પ્રશસ્ત માન્યું છે. જે તો 'आप एव सदा पूतास्तासां वह्निर्विशोधकः । ततः सर्वेषु कालेषु उष्णाम्भः पावनं स्मृतम् ॥' 'आपः स्वभावतो मेध्याः किं पुनर्वह्निसंयुताः । तेन सन्तः प्रशंसन्ति

प्रशस्तं मुनिभिः स्मृतम् ॥९॥ रविसङ्क्रान्तिवारेषु ग्रहणे च शशिक्षये । व्रताहेषु च षष्ठीषु स्नातव्यं नोष्णवारिणा ॥१०॥ अशक्तावशिरस्कं वा स्नानमस्य विधीयते । आर्द्रेण वाससा वाऽथ मार्जनं पावनं स्मृतम् ॥११॥ देशकालौ विलोक्यैव प्राहुः स्नानान्तराणि च । आपन्नानां द्विजातीनां पूर्वजा हि महर्षयः ॥१२॥ मार्जनं पावनैर्मन्त्रैर्ब्राह्मं स्नानं कुशोदकैः । भस्मोद्धूलनमाग्नेयमापादतलमस्तकम् ॥१३॥ गोखुरोद्धूतरजसा वायव्यं स्नानमुच्यते । स्नानं सातपवर्षेण यत्त-

स्नानमुष्णेन वारिणा ॥' એરીતે ઉષ્ણોદકવડે સ્નાન ક્વચિત્ કહ્યું છે તે અશક્ત માટેજ મુનિઓએ પ્રશસ્ત કહ્યું છે. કેમકે 'वृथा ह्युष्णोदकस्नानं' એમ ઉષ્ણજળવડે સ્નાનનો પ્રતિષેધ કર્યો છે. 'अतोऽशक्तस्य शंसन्ति स्नानमुष्णेन वारिणा' એમ અશક્ત માટે ઉષ્ણ જળવડે સ્નાનની અભ્યનુજ્ઞા આપી છે ॥૯॥ યદ્યપિ અનાતુરને નદી આદિકના અલાભમાં ઉષ્ણોદક સ્નાનની અનુમતિ 'नित्यं नैमित्तिकं चैव क्रियाङ्गं मलकर्षणम् । तीर्थाभावे तु कर्तव्यमुष्णोदकपरोदकैः ॥' એમ આપી છે તથાપિ રવિવારે, મેષાદિરાશિમાં રવિના સંક્રમણદિવસે, સૂર્યચંદ્રના ગ્રહણમાં, અમાવાસ્યાએ, એકાદશ્યાદિ વ્રતદિવસોએ અને સર્વકોઈ ષષ્ઠીતિથિએ ઉષ્ણોદકથી સ્નાન નજ કરવું. 'मृते जन्मनि सङ्क्रान्तौ श्राद्धे जन्मदिने रवौ । दुष्टस्पर्शे चोपरागे न स्नायादुष्णवारिणा ॥' એમ વૃદ્ધમનુએ કહ્યું છે ॥૧૦॥ રોગાતુરને માટે અશિરસ્ક–શિરઃસ્નાને વર્જીત કંઠપર્યંત સ્નાન અથવા ભીનાં વસ્ત્રવડે અંગમાર્જન પ્રશસ્ત માન્યું છે ॥૧૧॥ પુરાતન મહર્ષિઓએ દેશકાળની વિચાર કરીને, રોગાદિ આપદાને પામેલા દ્વિજોમાટે બીજાંપણ સ્નાનો કહ્યાં છે. સ્નાનો બ્રાહ્મ આદિક ભેદથી છ પ્રકારનાં છે–તેમાં 'आपोहिष्ठादि' આ પવમાન મંત્રોચ્ચારણપૂર્વક દર્ભસહિત જળવડે અંગમાં જે પ્રોક્ષણ કરવું તે **બ્રાહ્મ** નામનું સ્નાન કહ્યું છે. પાદતળને આરંભીને મસ્તકપર્યંત અંગમાં ભસ્મ ચોળવી તે **આગ્નેય** નામનું સ્નાન કહ્યું છે. ગાયોની ખરીયોવડે ઉડેલી ધૂળવડે જે સ્નાન તે **વાયવ્ય** નામથી કહ્યું છે. તડકાએ સહિત મેઘપ્રવર્ષણ જળવડે જે સ્નાન તે **દિવ્ય** નામનું કહ્યું છે. ભગવાનનું હૃદયમાં

दिव्यमुदाहृतम् ॥१४॥ मानसं च हरेर्ध्यानं स्नानमाहुर्मनीषिणः । स्नानान्येतान्यशक्तस्य शक्तस्यैव तु वारुणम् ॥१५॥ कालातिक्रमणं न स्यात्सन्ध्यायाश्च यथा तथा । प्रातःस्नानविधिः कार्यो मध्याह्ने-ऽशेषमाचरेत् ॥१६॥ ऊर्ध्वपुण्ड्रं मृदा कृत्वा भस्मना वा त्रिपुण्ड्रकम् । स्वस्वशाखानुसारेण कुर्युः सन्ध्याविधिं द्विजाः ॥१७॥ रात्र्यन्तयामनाड्यौ द्वे सन्ध्याकालोऽयमुच्यते । दर्शनाद्रविरेखायास्तदन्तो मुनिभिः स्मृतः ॥१८॥ आयतं पूर्वतः कृत्वा गोकर्णाकृतिवत्करम् । संहताङ्गुलिना तेन गृह्णीयादुदकं द्विजः ॥१९॥ मुक्ताङ्गु-

જે સ્મરણ તે માનસ નામનું સ્નાન કહ્યું છે. નદ્યાદિકના જળવડે જે સ્નાન પ્રથમ કહ્યું તે વારૂણ નામથી મુનિઓએ માન્યું છે. તેમાં વારૂણ સ્નાન તો શક્ત-અનાતુરને માટેજ માન્યું છે ॥૧૨-૧૫॥ જેરીતે સંધ્યા અને હોમના સમયનું ઉલ્લંઘન ન થાય તેરીતે પ્રાતઃ સ્નાનવિધિ સંક્ષેપમાં કરવો. મધ્યાહ્ને તો સવિસ્તર કરવો. 'प्रातः सङ्क्षेपतः स्नानं मध्याह्ने तु सविस्तरम्' એમ કાત્યાયને કહ્યું છે ॥૧૬॥

એરીતે સ્નાનવિધિ કહીને હવે બીજું સન્ધ્યાકર્મ કહેછે—લલાટાદિ અંગમાં ઊર્ધ્વપુંડ્ર ગોપીચંદનાદિ તીર્થમૃત્તિકાવડે અથવા ત્રિપુંડ્ અગ્નિહોત્ર-ભસ્મવડે યથાચાર કરે. તે પછી પોતપોતાની શાખાને અનુસારે સંધ્યાવિધિ કરે. ઊર્ધ્વપુંડ્ર વિના કરેલા સંધ્યાદિકર્મની નિરર્થકતા બૃહન્નારદીયમાં કહી છે–'यज्ञो दानं जपो होमः स्वाध्यायः पितृकर्म च । वृथा भवति विप्रेन्द्रा ऊर्ध्वपुण्ड्रं विना कृतम् ॥' ઇતિ ॥૧૭॥ રાત્રિના છેલા પહોરની છેલી જે બે ઘડી તે પ્રાતઃસંધ્યાનો સમય કહ્યો છે. રવિરેખાના દર્શનનો જે સમય તે સંધ્યાનો અંત કહ્યો છે. પ્રાતઃસંધ્યાનો આ કાળપરિમાણ છે. સંધ્યાસામાન્યનું લક્ષણ તો 'अहोरात्रस्य यः सन्धिः सूर्यनक्षत्रवर्जितः' આ સ્મૃતિએ કહ્યુંછે ॥૧૮॥ (આચમનાર્થે જળગ્રહણમાં હસ્તતળના વિન્યાસનો પ્રકાર કહે છે) દક્ષિણ હસ્તતળને પૂર્વ પ્રદેશમાં પ્રસારેલો, ગોકર્ણાકારતુલ્ય, પરસ્પર મળેલી આંગળીયોવાળો કરીને તેવા કરતળવડે દ્વિજ જળ ગ્રહણ કરે. પછી આચમનસમયે મળેલી આંગળીયોમાંથી અંગુઠો અને કનિષ્ઠિકા

ष्ठकनिष्ठेन करेणाचमनं चरेत् । ब्राह्मेणैव तु तीर्थेन द्विजो नित्यमुपस्पृशेत् ॥२०॥ अङ्गुष्ठमूलरेखायां ब्राह्मं तीर्थमिहोच्यते । प्रदेशिन्याश्च यन्मूलं पितृतीर्थं तदीरितम् ॥२१॥ कनिष्ठामूलतः पश्चात्प्राजापत्यं प्रकीर्तितम् । अङ्गुल्यग्रे स्मृतं दैवं मध्ये वाह्नं च सौमिकम् ॥२२॥ तत्तत्कार्येषु बोद्धव्यं तत्तत्तीर्थं द्विजन्मना । त्रिरेवमाचम्य ततस्त्रिः कुर्यात्प्राणसंयमम् ॥२३॥ गायत्रीं शिरसा सार्धं सप्तव्याहृतिपूर्विकाम् । दशप्रणवसंयुक्तां प्राणायामे जपेद्द्विजः ॥२४॥ पञ्चाङ्गुलीभिर्नासाग्रपीडनं प्रणवाभिधा । मुद्रेयं

---

આંગળીને જુદી પાડીને તેવાજ કરવડે આચમન કરે. તેમાં પણ બ્રાહ્મતીર્થથીજ દ્વિજ નિત્ય આચમન કરે, એવો વિશેષ જાણવો. બ્રાહ્મ તીર્થનું લક્ષણ આગળ કહેશે. ગોકર્ણનું લક્ષણ જમદગ્નિએ કહ્યું છે-'अङ्गुष्ठाग्रं समाकुञ्च्य मध्यमामध्यपर्वणि । गोकर्णं तद्धि विज्ञेयं सर्वेष्वाचमनेष्विह ॥' ઇતિ ॥૧૯-૨૦॥ અંગુષ્ઠમૂળરેખામાં બ્રાહ્મતીર્થ કહ્યું છે. પ્રદેશિની (તર્જની) આંગળીનું જે મૂળ તે પિતૃતીર્થ કહ્યું છે. કનિષ્ઠિકા આંગળીના મૂળથકી પાછળ પ્રાજાપત્ય તીર્થ કહ્યું છે. આંગળીઓના અગ્રભાગમાં દૈવતીર્થ કહ્યું છે. દક્ષિણ હસ્તતળમધ્યે અગ્નિતીર્થ અને સોમતીર્થ કહ્યું છે. 'कनिष्ठादेशिन्यङ्गुष्ठमूलान्यग्रं करस्य च । प्रजापति-पितृ-ब्रह्म-देवतीर्थान्यनुक्रमात् ॥' એમ યાજ્ઞવલ્ક્યે કહ્યું છે. 'करतले त्वग्नितीर्थं तत्र मतिमहः स्मृतः' એમ આચારાર્કમાં કહ્યું છે. 'करमध्ये सौम्यं प्राहुः' એમ ક્ષીરસ્વામી કહેછે ॥૨૧-૨૨॥ દ્વિજાતિએ તે તે પિતૃદેવાદિના કાર્યમાં તે તે તીર્થ ગ્રહણ કરવાનું જાણવું. આ રીતે બ્રાહ્મ તીર્થથી આચમન ત્રણવાર કરે. પછી પ્રાણાયામ ત્રણવાર કરે ॥૨૩॥ 'ॐ आपो ज्योती रसोऽमृतं ब्रह्म भूर्भुवःस्वरोम्' આ શિરોમંત્રે સહિત, 'ॐभूः ॐभुवः ॐस्वः ॐमहः ॐजनः ॐतपः ॐसत्यं' આ સાત વ્યાહૃતિપૂર્વક, દશપ્રણવે યુક્ત એવી ગાયત્રી (ચોવીશ અક્ષરવાળી) ને દ્વિજ પ્રાણાયામમાં જપે. એટલે પ્રથમ યથાલિખિત આદિ ઓંકારે સહિત સાત વ્યાહૃતિઓ, પછી આદિ ઓંકારે સહિત તકારાદિ તકારાંત ગાયત્રી, પછી આદિ અંતમાં ઓંકારે સહિત.શિરોમંત્ર,

सर्वपापघ्नी वानप्रस्थगृहस्थयोः ॥२५॥ कनिष्ठानामिकाङ्गुष्ठैर्नासाग्रस्य च पीडनम् । ॐकारमुद्रा सा प्रोक्ता यतेश्च ब्रह्मचारिण. ॥२६॥ सूर्यंनारायणं साक्षाद्ब्रह्मविष्णुशिवात्मकम् । ध्यात्वा तमुदयात्पूर्वमर्घ्यदानं समाचरेत् ॥२७॥ दुर्निवार्या रजन्त्यन्यैर्मन्देहा नाम राक्षसा' । उद्यन्तं भास्कर नित्यं हन्यन्तेऽर्घ्योदकैश्च ते ॥२८॥ दिनान्तरे पुनस्ते च जीवन्त्येव विधेर्वरात् । सन्ध्यामुपासीत ततः प्रत्यहं द्विजसत्तमः ॥२९॥ विवस्वतः सहायार्थं यो द्विजो नाञ्जलित्रयम् । दद्यान्मन्देहनाशाय सोऽपि मन्देहतां व्रजेत् ॥३०॥

એરીતે દશ ઑંકારેસહિત ગાયત્રી પ્રાણાયામમા જપવી ॥૨૪॥ તે પ્રાણાયામમા દક્ષિણ હસ્તની પાચેય આગળીઓવડે જે નાસાગ્રપીડન-નાસાગ્રવર્તિપ્રાણવાયુનો નિરોધ તે આ પ્રણવનામની મુદ્રા સર્વ પાપને પ્રણાશ કરનારી કહી છે, તે આ મુદ્રા વાનપ્રસ્થ તથા ગ્રહસ્થમાટે જાણવી કનિષ્ઠિકા અનામિકા અને અગુઠાવડે જે નાસાગ્રનુ પીડન-પકડવુ તે ઑંકાર મુદ્રા માની છે તે આ મુદ્રા યતિ બ્રહ્મચારિમાટે જાણવી ॥૨૫-૨૬॥ સૂર્યને, સર્ગસ્થિતિસહારને બ્રહ્માદિ તે તે દેવતારૂપે કરતા, માટેજ તેના તેના અતરાત્મભૂત સાક્ષાત્ નારાયણપણે ધ્યાન કરીને, સૂર્યમડળના ઉદય પહેલાજ અર્ઘ્યદાન-ઑંકારે સહિત ગાયત્રીમન્ત્રનુ ઉચ્ચારણ કરીને અર્ઘ્યોદકાજળિ પ્રદાન કરે 'कराभ्या तोयमादाय गायत्र्या चाभिमन्त्रितम् । आदित्याभिमुखतिष्ठंस्त्रिरूर्ध्वं सन्ध्ययो क्षिपेत् ॥ मध्याह्ने तु सकृदेव क्षेपणीय द्विजातिभि' એવી વ્યાસસ્મૃતિ છે ॥૨૭॥ અર્ઘ્યદાનમા કારણ કહેછે-મદેહ નામના કોઈ રાક્ષસો છે, તેઓ અન્ય-અર્ઘ્યથકી બીજાં અસ્ત્ર શસ્ત્રાદિકવડે નિવારણ થાય એવા નથી, ઉદય પામતા સૂર્યને તેઓ પ્રતિદિન પીડે છે, તે રાક્ષસો આ અર્ઘ્યોદકવડે (વજ્રીભૂત થએલા) હણાય છે, તે અર્ઘ્યોદકવડે હણાએલા પણ તે આ રાક્ષસો બ્રહ્માના વરદાનથીજ

ईषन्नम्रः प्रभाते तु मध्याह्ने ऋजुसंस्थितः । उपविष्टस्तु सायाह्ने द्विजश्चार्घ्यं विनिःक्षिपेत् ॥३१॥ हस्ताभ्यां स्वस्तिकं कृत्वा ह्युपतिष्ठेत्प्रगे रविम् । मध्याह्ने तु ऋजू बाहू सायं मुकुलिनौ करौ ॥३२॥ उत्तमा तारकोपेता मध्यमा लुप्ततारका । कनिष्ठा सूर्यसहिता प्रातःसन्ध्या त्रिधा मता ॥३३॥ उत्तमा सङ्गवादूर्ध्वं मध्यमा कुतपात्परम् । अपराह्णेऽधमा ज्ञेया मध्यसन्ध्या त्रिधा स्मृता ॥३४॥ उत्तमा सूर्यसहिता मध्यमा लुप्ततारका । कनिष्ठा तारकोपेता सायंसन्ध्या त्रिधोदिता ॥३५॥ यस्तु द्विजो लौकिककर्मसक्तः सन्ध्यां न काले

---

આપે તેપણ મદેહરાક્ષસભાવને પામે છે ॥૩૦॥ હવે અર્ધ્યદાનનો પ્રકાર કહેછે–તેમાં પ્રાત કિંચિત્ નમ્ર પૂર્વકાયવાળો થઇને અર્ધ્ય આપે. મધ્યાહ્ને તો સરલશરીરથી ઉભો રહીને અર્ધ્ય આપે. સાયાહ્ને તો બેસીને અર્ધ્ય આપે ॥૩૧॥ હવે ઉપસ્થાનનો પ્રકાર કહે છે–પ્રાતઃકાળે હસ્તવડે સ્વસ્તિક કરીને સૂર્યનું ઉપસ્થાન કરે. મધ્યાહ્ને બાહુને સરલ કરીને ઉપસ્થાન કરે. સાયસમયે તો હાથને કમળના ડોડાજેવા કરીને રવિનું ઉપસ્થાન કરે. ( એમ ઉપસ્થાનમાં ભેદ છે ) ॥૩૨॥ ઉક્તલક્ષણ પ્રાત.કાળસંધ્યાનું તારાએ સહિતપણામાં ઉત્તમપણું, તારાઓના લોપમાં મધ્યમપણું અને સૂર્યબિંબોદયમાં અધમપણુ, એમ ત્રિવિધપણું જાણવું ॥૩૩॥ એરીતે માધ્યાહ્નિક સંધ્યાના અનુષ્ઠાનકાળમાંપણ ઉત્તમ મધ્યમ અધમ ભેદ જાણવો. જેમ કે–સંગવસમયથકી ( સૂર્યોદયથકી બાર ઘટિકા અતિક્રમ થયા પછી ) ઊર્ધ્વ ઉત્તમકાળ, કુતુપકાળ ( દિવસનો આઠમો મુહૂર્ત )થકી ઊર્ધ્વ મધ્યમ અને અપરાહ્ન ( સૂર્યોદયથકી જે અઢાર ઘટિકા તેથકી પર )કાળમાં તો અધમ કહ્યો છે. એરીતે ત્રિવિધપણું જાણવું ॥૩૪॥ એરીતે સાયંસંધ્યાસમય પણ–સૂર્યે સહિતા સંધ્યા ઉત્તમ, લુપ્તતારકા–સૂર્યાસ્તમનનું અતિસમીપમાં થવાપણું હોવાથી તારાના દર્શને રહિત મધ્યમ અને સારીરીતે તારાઓના દર્શને યુક્ત કનિષ્ઠ, છે, એમ ત્રણ પ્રકારનો જાણવો ॥૩૫॥ સંધ્યા નહિ કરવામાં દોષ કહેછે–પૃથ્વીમાં જે દ્વિજ લૌકિક કર્મમાં આસક્ત થઇને યથાસમય સંધ્યાને આચરે નહિ તે જીવતોથકો શૂદ્રસમાન છે અને

समुपास्त उर्व्याम् । जीवन्मृत. शूद्रसमः स नूनं भविष्यति श्वा नूतनुं विहाय ॥३६॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे पञ्चम प्रकरणे धर्मोपदेशे स्नानसन्ध्याविधिनिरूपणनामा चतुर्थोऽध्याय ॥४॥

श्रीनारायणमुनिरुवाच—सन्ध्यामेवमुपासीनस्त्रिषु कालेष्वपि द्विज । गायत्रीं प्रजपेद्भक्त्या प्रणवेन समन्विताम् ॥१॥ वेदबीजं हि गायत्री तद्बीजं प्रणवो मत. । प्रणवान्न परं किञ्चिद्ब्रह्मैकाक्षरमेव स. ॥२॥ त्रींल्लोकांस्त्रीन्गुणान् कालांस्त्रीनग्नींस्त्रिगमांश्च य' ।

मरीने श्वानयोनिने निश्चे पामशे, माटे द्विजोए सावधान थई यथाकाळ यथाविधि सध्यानु समुपासन प्रतिदिन करवु 'गायत्री येन न ज्ञाता ज्ञात्वा नैव ह्युपासिता । स जीवन्नेव शूद्र स्याम्मृत श्वा चैव जायते ॥' एवी वृद्ध-याज्ञवल्क्यस्मृति छे ॥३६॥ इति श्रीसत्संगिजीवने पंचमप्रकरणे धर्मोपदेशे स्नानसंध्याविधिनिरूपणनामा चतुर्थोऽध्यायः ॥४॥

## [1]अध्याय ५ मो.

श्रीनारायणमुनि कहेछे—हे ब्रह्मन्' पूर्वोक्त प्रकारे त्रणेय काळमा—प्रात मध्याह्नसायकाळमा सध्यानु यथाविधि समुपासन करतो द्विज प्रणव—ॐकारे सहित गायत्रीने भक्तिथी जपे ॥१॥ प्रणवनो आ महिमा छे, जेथी गायत्रीनो प्रणवपूर्वकज जप करवानो कहेछे वेदोनु मूळ गायत्री मानी छे, अने तेनु मूळ प्रणव मान्यो छे प्रणवथकी पर श्रेष्ठ किंचित् पण नथी एकाक्षरात्मक आ प्रणव ब्रह्मैव—परब्रह्मज छे, आ परब्रह्मनो असाधारण निर्देश छे, माटे महैव एम स्तुति करेछे 'एतद्वै सत्य काम पर चापर च ब्रह्म यदोंकार' एवी श्रुति छे 'ओमित्येकाक्षर ब्रह्म' एम गीतामा कह्यु छे ॥२॥ आ अकार उकार मकार त्रणना समुदायरूप प्रणव पोताना अवयवभूत अकारादि त्रण अक्षरोवडे भूरादि त्रण लोकमा, सत्वादि त्रण गुणोमा, भूत भविष्य वर्तमानरूप त्रण काळोमा, गार्हपत्यादि त्रण अग्निओमा अने ऋगादि त्रण वेदोमा व्यापीने आ त्रणना अधी-

[1] आ अध्यायमा गायत्रीमत्रना जपनो विधि निरूपण कर्यो छे

व्याप्याक्षरैरकाराद्यैस्त्रीभिरास्ते ह्यधीश्वरः ॥३॥ प्रणवाद्याः स्मृता वेदाः प्रणवे पर्यवस्थिताः । वाङ्मयं प्रणवे सर्वं तत्तदाद्यं जपेन्मनुम् ॥४॥ आर्षं छन्दो दैवतं च विनियोगं च ब्राह्मणम् । पञ्चाङ्गानीति मन्त्रस्य विद्यात् सर्वत्र शास्त्रतः ॥५॥ गायत्री सर्वमन्त्राणां साररूपा निगद्यते । सर्ववेदस्वरूपा च त्रिपदा सर्वसद्धिदा ॥६॥ गायत्री प्रकृतिर्ज्ञेया प्रणवः पुरुषस्तथा । योगे सत्युभयोः सिद्धे-

શ્વરપણે વર્તેછે. આથી-એની સર્વ કાર્યમા વ્યાપકતા કહી. 'परं चापरं च' આ શ્રુતિએ કાર્યબ્રહ્મરૂપતા કહીછે. સ્તુતિપ્રકરણ હોવાથી આ અર્થની ઉપપત્તિ છે ॥૩॥ ઋગયજુપસામરૂપ ત્રણ વેદો પ્રણવાદ્યાઃ-પ્રણવથકીજ અભિવ્યક્તિને પામ્યા છે. અને પ્રણવમાંજ સંપ્રતિષ્ઠિતાઃ-પોતાના મૂળ-સ્વરૂપ પ્રણવમા સૂક્ષ્મરૂપે સ્થિતિને પામેલા છે. પ્રણવજ વેદત્રયીનું મૂળ છે એમ શ્રુતિ કહે છે-'भूरिति ऋग्वेदादजायत भुवरिति यजुर्वेदात् सुवरिति सामवेदात्, तान्यभ्यतपत्, तेभ्योऽभितप्तेभ्यस्त्रयो वर्णा अजायन्त अकार उकारो मकार इति, तान्येकधा समभवत्तदेवदोमिति ॥' ઇતિ. માટેજ સર્વ વાઙ્મય પ્રણવમાં પ્રતિષ્ઠા પામેલું છે. લૌકિક એવાપણ શબ્દો વેદ-મૂળથીજ પ્રવર્ત્યા છે. માટે ગાયત્રીમંત્ર અને મંત્રમાત્રને પ્રણવપૂર્વકજ જપે ॥૪॥ જપવા યોગ્ય મંત્રમાત્રના ઋષિ-મંત્રકર્તા મુનિ, છંદ-મંત્રનું ગાયત્રી આદિક વૃત્ત, દૈવત-મંત્રમાં ઉપાસ્ય દેવતા, વિનિયોગ-સ્વવાંછિત ફળની પ્રાપ્તિમાટે વિનિયોજના, બ્રાહ્મણ-નૈરૂક્તાદિ, આ પાંચ અંગો શાસ્ત્રથકી જાણવાં જરૂરનાં છે. તો આ ગાયત્રીનો જપ છંદદેવતા આદિકના જ્ઞાનપૂર્વકજ કરવો. 'आर्षं छन्दो दैवतं च विनियोगस्तथैव च । वेदितव्यं प्रयत्नेन ब्राह्मणेन विशेषतः ॥ अविदित्वा मुनिं छन्दो दैवतं योगमेव च । यो ध्यायेद्यो जपेद्वापि स पापीयान् प्रजायते ॥' એવી સ્મૃતિ છે ॥૫॥ ગાયત્રી સર્વકોઈ મંત્રોના સારરૂપા છે (સર્વમંત્રો મધ્યે શ્રેષ્ઠ છે) અને પૂર્વોક્ત પ્રકારે સર્વવેદસ્વરૂપા છે, તે આ બ્રાહ્મણોક્ત ત્રણ પદવાળી ગાયત્રી ઐહિક પારલૌકિક સમગ્ર સિદ્ધિને આપનારી હોવાથી અવશ્ય જપવી ॥૬॥ પ્રણવ વિના જપેલી ગાયત્રીથી અર્થસિદ્ધિ થતી નથી. જેમ કેવળ પ્રકૃતિથી

जपतां वाञ्छितं फलम् ॥७॥ कुशवृष्यां निविष्टस्तु कुशपाणिर्जितेन्द्रियः। अर्कबिम्बे हरिं ध्यायन् गायत्रीं प्रयतो जपेत् ॥८॥ प्रणवं पूर्वमुच्चार्य भूर्भुवः स्वस्तथैव च। गायत्रीं प्रणवश्चान्ते जप एवमुदाहृतः ॥९॥ वाचिको मानसोपांशुः सावित्र्यास्त्रिविधो जपः। त्रयाणां जपयज्ञानां श्रेयान्स्यादुत्तरोत्तरः ॥१०॥ यदुच्चनीचैः स्वरितैः शब्दैः स्पष्टपदाक्षरैः। मन्त्रमुच्चारयेद्वाचा जपयज्ञः स वाचिकः ॥११॥ शनैरुच्चारयेन्मन्त्रमीषदोष्ठौ प्रचालयेत्। किञ्चिच्छब्दात्स्वयं विद्यादुपांशुः स जपः स्मृतः ॥१२॥ यो भवेदचलज्जिह्वाद्दशनावरणो जपः। स मानसः समाख्यातो जपः श्रुतिविभूषणैः ॥१३॥ ध्यायेत्स्वमनसा मन्त्रं तथौष्ठौ न विचालयेत्।

---

કશો અર્થ નથી તેમ કેવળ પુરૂષથી અર્થ નથી, કિંતુ તે બન્ને પરસ્પર મળતાં અર્થ સિદ્ધ થાય છે. એજ રીતે પરસ્પર મળેલાંજ પ્રણવ-ગાયત્રીવડેજ અર્થસિદ્ધિ છે. તેમાં ગાયત્રીને પ્રકૃતિ (સ્ત્રી) જાણવી અને પ્રણવને પુરૂષ જાણવો. 'गायत्री चाभवत्पत्नी प्रणवोऽभूत्पतिस्तथा' એવી પરાશર સ્મૃતિ છે. તો આ બેનો યોગ થતાંજ જાપક દ્વિજોને વાછિત અર્થ સિદ્ધ થાય છે ॥૭॥ દર્ભાસન ઉપર બેસીને, હાથમાં દર્ભ ધારીને, સર્વ ઇન્દ્રિયોનો પ્રત્યાહાર કરીને, સૂર્યમંડળમાં ભગવાન્ નારાયણનું ધ્યાન કરતો થકો સાવધાન થઈ ગાયત્રીને જપે ॥૮॥ તેમાં પ્રથમ પ્રણવપૂર્વક 'भूर्भुवः स्वः' આ વ્યાહૃતિને ઉચ્ચારીને, પછીથી ગાયત્રીને ઉચ્ચારીને ફરી તેના અંતમાં પ્રણવને ઉચ્ચારે આ રીતે ગાયત્રીનો જપપ્રકાર જાણવો ॥૯॥ વાચિક ઉપાંશુ અને માનસ આ ત્રણ પ્રકારનો સાવિત્રીનો જપ છે તેમા સ્પષ્ટ પદ અક્ષરવિભાગથી અને સ્પષ્ટ ઉદાત્ત અનુદાત્ત સ્વરિતરૂપ સ્વરભેદથી કરાતો (પરશ્રવણને યોગ્યપણે કરાતો) જે છે તે જપ વાચિક કહ્યો છે. જેમાં કિંચિત્ ઓષ્ઠપુટ હાલે અને પોતાનાજ શ્રવણમાત્રનેજ ગોચર થાય અને ધીમેથી વર્ણનો ઉચ્ચાર થાય, એરીતે કરાતો જે જપ તે ઉપાંશુ કહ્યો છે. જીહ્વા અને હોઠ હાલે નહિ એરીતે કરાતો જે જપ તે મુનિઓએ માનસ માન્યો છે. તે આ ત્રણ પ્રકારના જપોમા ઉત્તરોત્તર જપ શ્રેષ્ઠ

न कम्पयेच्छिरोग्रीवं दन्तान्नैव प्रकाशयेत् ॥१४॥ यक्षराक्षसभूतानि सिद्धविद्याधरा गणाः । हरन्ति प्रसभं यस्मात्तस्माद्गुप्तं जपेन्मनुम् ॥१५॥ अकुर्वाणस्त्वरां निद्रां जयंश्च जपवैरिणीम् । नान्यासक्तमना धीरो नेक्षमाण इतस्ततः ॥१६॥ न चङ्क्रमन्न च हसन्न पार्श्वमवलोकयन् । नापावृतो न जल्पंस्तु न प्रावृतशिरास्तथा ॥१७॥ न पदा पदमाक्रम्य चालयन्न करौ तथा । गायत्रीमसमाधिश्च न च संश्रावयन् जपेत् ॥१८॥ प्राङ्मुखस्तु जपेत्तिष्ठन्प्रातराभास्करोदयात् । प्रत्यङ्मुखः समासीनः सायं चातारकोदयात् ॥१९॥ तिष्ठन् द्विजश्च मध्याह्ने जपेदासीन एव वा ।

કહ્યો છે ॥૧૦-૧૩॥ જપતો જન પોતાના મનથી મંત્રનું (મંત્રાર્થનું) ધ્યાન કરે તથા ઓષ્ઠને હલાવે નહિ. (વર્ણ સ્વરની અભિવ્યક્તિથકી અન્યત્ર) મસ્તક અને ડોકને કંપાવે નહિ. દંતોને નજ પ્રકાશ કરે ॥૧૪॥ ગુપ્તપણેજ મંત્રજપ કરવો, બહુજનપ્રકાશપણે નજ કરવો, કારણ કે અગુપ્તપણે (પ્રસિદ્ધ) કરેલા જપના ફળને યક્ષ રાક્ષસ ભૂત સિદ્ધ વિદ્યાધર ગણો (પ્રમથાદિ) બળાત્ હરી જાય છે ॥૧૫॥ ત્વરાને નહિ કરતો થકો જપની વૈરિણી નિદ્રાને જીતીને (જપતા જનોને નિદ્રા પ્રકૃતિથી સમુદ્ભવે છે) ધૃતિમાન્ થઇ જપ કરે. અન્યમાં આસક્ત મનવાળો થઈ મંત્રજપ ન કરે. અહીંતહીં ચોમેર જોતોથકો જપ ન કરે. ચાલતો ચાલતો ન જપે. હસતો હસતો ન જપે. પડખામાં રહેલાને જોતોથકો જપે નહિ. મસ્તકે આચ્છાદન કર્યા વિના ન જપે. કોઇની સાથે કિંચિત્ બોલતોથકો ન જપે. મસ્તકે વસ્ત્રને વીટીંને ન જપે. એક પાદને બીજા પાદવડે દબાવીને (પગઉપર પગ મુકીને) જપે નહિ. હાથને હલાવતોથકો ન જપે. અનિશ્ચળ ચિત્તથી ન જપે. (એકાગ્ર મનવાળો થઈ જપે) પોતે ઉચ્ચારેલા મંત્રનું જેરીતે બીજાને શ્રવણ થાય તે રીતે ન જપે. એવમાદિ ચેષ્ટાવાળો થઈ મંત્રને નજ જપે ॥૧૬-૧૮॥ પ્રાતઃકાળે પૂર્વાભિમુખ ઉભો રહીને સૂર્યોદયપર્યંત ગાયત્રીને જપે. સાયંસમયે પશ્ચિમાભિમુખ બેસીને તારાઓના ઉદયપર્યંત જપે. મધ્યાહ્ને ઉભો રહીને અથવા બેસીને ગાયત્રીને જપે. આમાં આ

सूर्याभिमुख एवाऽऽद्यो द्वितीयः प्राङ्मुखो भवेत् ॥२०॥ प्रातर्नाभौ करं कृत्वा मध्याह्ने हृदि संस्थितम् । सायं जपेच्च नासाग्रे जपो हि त्रिविधः स्मृतः ॥२१॥ सहस्रपरमां देवीं शतमध्यां दशावराम् । गायत्रीं प्रजपेन्नित्यं महापातकनाशनीम् ॥२२॥ दशभिर्जन्मजनितं शतेन तु पुराकृतम् । त्रिजन्मजं सहस्रेण गायत्री हन्ति किल्बिषम् ॥२३॥ चतुर्विंशतिलक्षैश्च पुरश्चरणमीरितम् । गायत्र्यास्तत्तु यः कुर्यात्सर्वान्कामान्स चाप्नुयात् ॥२४॥ गायत्र्या जपविधिरित्युदीरितस्ते कर्तव्यो द्विज ! निजशक्तितोऽनुघस्रम् । आलस्यं निजसुकृतारिमाशु हित्वा संस्कारं दशममुपा-

વિશેષ છે- જે ઉભો રહીને જપે તે સૂર્યાભિમુખ મુખ રાખીનેજ જપે. જેતો બેસીને જપે તે પૂર્વાભિમુખ મુખ રાખીનેજ જપે ॥૧૯-૨૦॥ પ્રાત કાળે ગૌમુખીની અંદર ઘાલેલા જમણા હાથને નાભિપ્રદેશ સાથે સંલગ્ન કરીને જપે. મધ્યાહ્ને કરને હૃદયપ્રદેશ આગળ રાખીને જપે. સાયકાળે હસ્તને નાસાગ્ર આગળ રાખીને જપે. એરીતે જપ ત્રિવિધ કહ્યો છે ॥૨૧॥ એક હજાર સંખ્યાથી કરેલો ગાયત્રીજપ ઉત્તમ માન્યો છે. એક સો સંખ્યાથી કરેલો જપ મધ્યમ માન્યો છે. દશસંખ્યાપરિમિત જપ તો અધમ કહ્યો છે. તેથી ન્યૂન તો નજ કરવો ઉક્ત ત્રણ પક્ષમાંથી એક પક્ષને અવલંબીને યથાનુકૂળ એક એક કાળમાં મહાપાતકને નાશ કરનારી ગાયત્રીનો જપ નિત્ય કરે ॥૨૨॥ તે આ જપવા માંડેલી મહાપાપનાશિની ગાયત્રી દશ જપવડે વર્તમાન જન્મજન્ય પાપને નાશ કરેછે. શત જપવડે વર્તમાનથકી પૂર્વના એક જન્મનાં પાપને નાશ કરેછે. સહસ્ર જપવડે વર્તમાનજન્મથકી પૂર્વનાં ત્રણ જન્મનાં પાપને પ્રણાશ કરેછે ॥૨૩॥ ગાયત્રીનું પુરશ્ચરણ કરવામાં ચોવીશ લાખપરિમિત જપ કરવો, એમ શાસ્ત્રોમા કહ્યુંછે. જે જન આ રીતે ગાયત્રીની પુરશ્ચર્યાને કરે તે સર્વ મનોરથોને પામેછે ॥૨૪॥ હે દ્વિજ ! આ રીતે ગાયત્રીના જપનો વિધિ તમને કહી સંભળાવ્યો. દશમસંસ્કાર-ઉપનયનને પામેલા સમસ્ત દ્વિજોએ સુકૃતશત્રુ આળસનો જલદી ત્યાગ કરીને પ્રતિદિન યથાકાળ યથાશક્તિ-સહસ્ર કે શત કે

गतैर्द्विजैः सः ॥२५॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे पञ्चमप्रकरणे धर्मोपदेशे गायत्रीजपविधिनिरूपणनामा पञ्चमोऽध्यायः ॥५॥

श्रीनारायणमुनिरुवाच—कालातिक्रमणं यस्तु प्रमादात्कुरुते द्विजः। सन्ध्यायाः स तु कृत्वैव प्रायश्चित्तं विशुद्ध्यति ॥१॥ सन्ध्याकाले त्वतिक्रान्ते स्नात्वाऽऽचम्य यथाविधि। जपेदष्टशतं देवीं ततः सन्ध्यां समाचरेत् ॥२॥ प्रातरेव प्रकुर्वीत कार्य आवश्यके सति। अपि माध्याह्निकीं सन्ध्यां द्विजन्मा न तु सर्वदा ॥३॥ नोपास्ते यस्तु मूढात्मा सन्ध्यां पूर्वां च पश्चिमाम्। स शूद्रेण समो ज्ञेयः

દશવાર ગાયત્રીનો જપ કરવો ॥૨૫॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...પંચમપ્રકરણે ધર્મોપદેશે ગાયત્રીજપવિધિનિરૂપણનામા પંચમોઽધ્યાયઃ ॥૫॥

## [1]અધ્યાય ૬ ઠો.

શ્રીનારાયણમુનિ કહેછે—( એરીતે ચોથા અધ્યાયમાં ષટ્ કર્મની અંતર્ગત સ્નાન સંધ્યા કર્મો કહીને, પછી પાંચમામાં સંધ્યાકર્મની અંતર્ગત જપવિધિ કહીને, હવે આ છઠ્ઠામાં હોમવિધિ બ્રહ્મયજ્ઞ પિતૃતર્પણ નામનાં ત્રણ કર્મો કહેતાં પ્રથમ સંધ્યાકાળના અતિક્રમનું પ્રાયશ્ચિત્ત આદિકને કહેછે-) હે બ્રહ્મન્! જે દ્વિજ સંધ્યાકાળનો પ્રમાદનેલીધે અતિક્રમ કરે તેતો પ્રાયશ્ચિત્ત કરીનેજ વિશુદ્ધ થાય. અન્યથા નજ શુદ્ધ થાય ॥૧॥ તેમાં આ પ્રાયશ્ચિત્ત—મુખ્ય સંધ્યાસમયનો અતિક્રમ થાય તો યથાવિધિ સ્નાન કરી આચમન કરીને ગાયત્રીનો અષ્ટોત્તરશતસંખ્યાપરિમિત (૧૦૮) જપ કરે. તેથી વિશુદ્ધ થતાં સંધ્યાને સમાચરે ॥૨॥ કોઈ આવશ્યક કાર્ય હોય તો માધ્યાહ્નિકી સંધ્યાને પણ પ્રાતઃકાળેજ કરી લે. કાર્યાતિપાત ન હોય તો કેવળ સ્વેચ્છાથી નિરંતર પ્રાત. નજ કરે. ( પ્રાત.સંધ્યાને મધ્યાહ્ન કરે, એમ પણ જાણી લેવું ) ॥૩॥ જેતો દ્વિજ અનાદરથી કે અશ્રદ્ધાથી પ્રાતઃસંધ્યા સાયંસંધ્યાને ઉપાસતો નથી તે નિશ્ચે મૂઢાત્મા (શાસ્ત્રાર્થને જાણેછે પણ

[1] આ અધ્યાયમાં ભગવાને પ્રાતર્હોમ બ્રહ્મયજ્ઞ અને દેવપિતૃતર્પણનો વિધિ નિરૂપણ કર્યોછે.

सर्वैकर्मबहिष्कृतः ॥४॥ अर्घ्यान्तां मानसीं सन्ध्यां कुशवारिविवर्जिताम् । सूतके मृतके वाऽपि द्विजः कुर्यान्न चाखिलाम् ॥५॥ गृहे गोष्ठे नदीतीरे सन्ध्या दशगुणा क्रमात् । सम्भेदे स्याच्छतगुणा ह्यनन्तेश्वरसन्निधौ ॥६॥ सन्ध्याकर्मावसाने तु स्वयं होमो विधीयते । स्वयं होमे फलं यत्स्यान्न तदन्येन लभ्यते ॥७॥ ऋत्विक्

આચરતો નથી માટે આ મૂઢજ છે ) છે. તે આ શૂદ્રસદૃશ દ્વિજ સર્વ શ્રૌત સ્માર્ત કર્મોથકી બહિષ્કૃતજ જાણવો ॥૪॥ જન્માશૌચ મરણાશૌચમાં તો સંપૂર્ણ સંધ્યા ઉપસ્થાનસુધીની ન કરે કિંતુ અર્ઘ્યપ્રદાનપર્યંતા કરે. દર્ભોદકવડે તો અર્ઘ્ય ન અર્પે કિંતુ તેણે વર્જીત અર્પે. તે સંધ્યાને માનસી કરે-મંત્રો મનથીજ અનુસંધાન કરવાપણ ઉચ્ચારવા નહિ. તેવું વચન છે-'सूतके मृतके चैव सन्ध्याकर्म न सन्त्यजेत् । मनसोच्चारयेन्मन्त्रान् प्राणायाममृते द्विजः ॥' ઇતિ. અંજળિપ્રક્ષેપમાં તો વાચિક ઉચ્ચારણને અભિપ્રાય કરીને પૈઠિનસિ મુનિ કહેછે-'सूतके सावित्र्याऽञ्जलिं प्रक्षिप्य प्रदक्षिणं कृत्वा सूर्यं ध्यायन्नमस्कुर्यात्' ઇતિ. અન્યત્ર પણ કહ્યું છે-'गायत्रीं सम्यगुच्चार्य सूर्यायार्घ्यं विनिक्षिपेत् । मार्जनं तु नवा कुर्यादुपस्थानं न चैव हि ॥' ઇતિ ॥૫॥ પોતાના ઘરમાં કે ગાયો બાંધવાના સ્થાનમાં કે નદીતટમાં ઉપાસેલી સંધ્યા ઉત્તરોત્તર દશ ઘણા અધિક ફળને આપે છે. પુણ્ય નદીઓના સંગમમાં સમુપાસેલી સંધ્યા શત ઘણા અધિક ફળને આપનારી છે. પરમેશ્વરસન્નિધિમાં ( પ્રતિમાસમીપે ) ઉપાસેલી તો સંધ્યા અનંત ઘણા ફળને આપનારી છે ॥૬॥ સંધ્યાવિધિની પરિસમાપ્તિ કરીને પછી સ્વયં હોમ કરે. બીજાપાસે હોમ ન કરાવે. 'अथागम्य गृहं विप्रः समाचम्य यथाविधि । प्रज्वाल्य वह्निं विधिवत् जुहुयाज्जातवेदसम् ॥' આ સ્મૃતિએ હોમનું વિધાન કર્યું છે. યદ્યપિ સંધ્યોપાસનપ્રકરણમાં 'સ્વયં ઉપાસન કરવું' એમ કહ્યું નથી, અથાપિ પ્રવાસાદિકમાં બીજાપાસે હોમ કરાવાનો પ્રાપ્ત થાય છે એવા વિશેષને મનમાં અભિપ્રાય કરીનેજ 'स्वयं होमो विधीयते' એમ કહ્યું. સ્વયં હોમ કરવાથી જે ફળ થાય તે બીજાપાસે કરાવાથી ન થાય. (અરધુ થાય ) ॥૭॥ પરદેશ પ્રયાણાદિકને લીધે પોતાની અસન્નિધિમાં ઋત્વિક્,

पुत्रो गुरुर्भ्राता भागिनेयोऽथ विट्पतिः । एतैरपि हुतं यत्स्यात्तद्धुतं स्वयमेव तु ॥८॥ होमे यत्फलमुद्दिष्टं जुह्वतः स्वयमेव तु । हूयमाने तदन्येन फलमर्धं प्रपद्यते ॥९॥ कार्ये आवश्यके प्राप्ते प्रासायां क्वापि चापदि । पक्षहोमं प्रकुर्वीत नान्यथा तु कदाचन ॥१०॥ पवित्रपाणिः पूतात्मा शुक्लाम्बरधरो द्विजः । अनन्यमनसा नित्यं जुहुयात्संयतेन्द्रियः ॥११॥ पवित्रं कौशिकं ताम्रं राजतं हैममेव वा । दक्षिणे तत्करे धार्यं पवित्रं चोत्तरोत्तरम् ॥१२॥

( જે વર્ણીથકો પાકયજ્ઞાદિકને કરેછે તે ) પુત્ર, ગુરૂ, ( જે ક્રિયાઓ કરીને વેદ ભણાવે તે ) ભ્રાતા, ભગિનીપુત્ર, જામાતા, આ છ જણાઓ પાસે હોમ કરાવે તેમણે જે હોમ કર્યો તે પોતેજ કર્યો જાણવો (વ્યર્થ થાય નહિ) સ્મૃત્યર્થસારમા તો 'पत्नी पुत्रश्च कन्यका' એવો વિશેષ દર્શાવ્યોછે. પ્રવાસમા બીજાપાસે હોમ કરાવાનો સ્મૃતિએ કહ્યો છે 'निक्षिप्याग्निं स्वदारेषु परिकल्प्यर्त्विजं तथा । प्रवसेत् कार्यवान् विप्रो वृथैव न चिरं वसेत् ॥' ઇતિ. બીજાપાસે કરાવામાં તારતમ્ય સ્મૃતિએ કહ્યુ છે–'अन्यैः शतहुताद्धोमादेक शिष्यहुतो वरः । शिष्यैः शतहुताद्धोमादेक. पुत्रहुतो वरः । पुत्रैः शतहुताद्धोमादेको ह्यात्महुतो वरः ॥' ઇતિ ॥૮॥ આ રીતે પ્રવાસસમયે ઋત્વિગાદિકની પાસે હોમ કરાવામાં ફળ અર્ધું મળે–સ્વય હોમ કરવામા જે ફળ કહ્યું છે તેનું અર્ધ ફળ મળે ॥૯॥ કદાચિત્ આવશ્યક કાર્યવિશેષ પ્રાપ્ત થાય કે આપત્કાળ પ્રાપ્ત થાય તો પક્ષહોમ કરવો. અન્યથા તો ક્યારેયપણ પક્ષહોમ નજ કરવો. તેવી સ્મૃતિ છે–'शरीरापत्प्रवेशत्र भयाद्वार्ति. प्रजायते । तथाऽन्यास्वपि चापत्सु पक्षहोमो विधीयते ॥' ઇતિ ॥૧૦॥ કેવો થઇને હોમ કરવો તેને કહેછે–યથાવિધિ સ્નાન જેણે કર્યું છે, શ્વેતામ્બરને ધારી રહેલો, સંધ્યાનું સમુપાસન જેણે કર્યું છે, માટેજ પવિત્ર મન જેનું છે, પવિત્રાને હાથમાં ધારી રહેલો, આવો થઇને દ્વિજ અનન્ય મનથી આલ્ય ઇન્દ્રિયોને નિયમમા કરીને નિત્ય ( યાવજ્જીવ ) હોમ કરે ॥૧૧॥ તે પવિત્રુ દર્ભમય કે તામ્રમય કે સુવર્ણમય ધારવું. તેમા ઉત્તરોત્તર ઉત્તમ છે. તે પવિત્ર જમણા કરમાં ધારવું. શોભાયમાન પોતાનો વર્ણ જેનો છે, (કાંતિથી સુશો-

सुवर्णस्य सुवर्णस्य सुवर्णस्याङ्गुलीयकम् । पवित्रमिति विज्ञेयं सर्वकर्मसु शोभनम् ॥१३॥ अनामिक्यां धृतं हेम तर्जन्यां रूप्यमेव च । कनिष्ठिक्यां धृतं खड्गं तेन पूतो भवेन्नरः ॥१४॥ दैवतानि नमस्कुर्यादुपहारान्निवेदयेत् । दद्यात्पुष्पादिकं तेभ्यो वृद्धांश्चैवाभिवादयेत् ॥१५॥ वेदपाठं ततः कुर्याद्यथाशक्ति समाहितः । उपविश्य शुचौ देशे प्राचीनाग्रकुशासने ॥१६॥ वेदान् साङ्गान् पुराणानि भारतं वा यथारुचि । स्तोत्राणि वा तदुक्तानि रामायणमपि द्विजः ॥१७॥ स्वाध्यायसिद्धये नित्यं यथाशक्ति पठेद्द्विज ! । आरम्भे च समासौ च प्रणवं समुदीरयेत् ॥१८॥ देवान् ब्रह्मऋषींश्चाथ तर्पयेदक्षतोदकैः । तिलोदकैः पितॄन्भक्त्या

ભમાન ) નારાયણાદિ ઉત્કૃષ્ટ ભગવન્નામાક્ષરોથી અંકિત, સુવર્ણમય પવિત્રની જે મુદ્રિકા (વીંટી) તે પવિત્રું જાણવું. તે સર્વ કર્મોમાં પરિશુદ્ધ છે એમ જાણવું ॥૧૨-૧૩॥ અનામિકા અંગુળિમાં સુવર્ણનિર્મિત પવિત્રું, તર્જની આંગળિમાં રત્નનિર્મિત પવિત્રું અને કનિષ્ઠિકા આંગળીમાં ખડ્ગપવિત્રું ધારણ કરે. તે આ ત્રિવિધ પવિત્રાના ધારણથી નર પવિત્ર થાય છે ॥૧૪॥ હોમ કર્યા પછી જે દેવતાનો હોમ હોય તે યજ્ઞનારાયણાદિ દેવતાઓને નમસ્કાર કરે. તેઓને ઉપહારો નિવેદન કરે અને પુષ્પાદિવડે પૂજન કરે. પછી ગુરૂવિગેરે વૃદ્ધ જનોને અભિવંદન કરે ॥૧૫॥

હવે સ્વાધ્યાયવિધિ કહેછે–તે પછી પવિત્ર પ્રદેશમાં અગ્રભાગ પૂર્વદિશાતરફ રહે એવા દર્ભની સાદડીમાં બેસીને સાવધાન થઈ ઋગાદિરૂપ સ્વશાખાનો પાઠ કરે. દ્વિજ યથાશક્તિ તેનાં અંગો, પુરાણો, ભારત, રામાયણ અથવા તેમાં કહેલાં ભગવત્સ્તોત્રોનો યથારૂચિ પાઠ કરે. હે દ્વિજ ! એરીતે સ્વાધ્યાય સિદ્ધિસારૂ યથાશક્તિ નિત્ય પાઠ કરતાં આરંભમાં અને અંતમાં પ્રણવનું ઉચ્ચારણ કરે. 'वेदाथर्वपुराणानि सेतिहासानि शक्तितः । जपयज्ञप्रसिद्ध्यै च ब्रह्मयज्ञं समाचरेत् ॥' એમ યાજ્ઞવલ્ક્યે કહ્યું છે. આ સ્વાધ્યાય સ્વસ્વગૃહ્યને અનુસારે કરવાનો જાણવો ॥૧૬-૧૮॥

હવે તર્પણવિધિ કહેછે–અનંતર દેવો તથા બ્રહ્મઋષિઓનું પોતાના ગૃહ્ય-

स्वसूत्रोक्तविधानतः ॥१९॥ तर्पयेत्प्राङ्मुखो देवानृषींश्चोदङ्मुखः पितॄन् । दक्षिणाभिमुखश्चैवं तर्पणस्य विधिः स्मृतः ॥२०॥ पितृत्वादपसव्येन दक्षिणाभिमुखस्तिलैः । देवत्वाद्देवतीर्थेन यमान्सन्तर्पयेद्बुधः ॥२१॥ आब्रह्मस्तम्बपर्यन्तं जगत्तृप्यत्विति ब्रुवन् । क्षिपेत्तिलोदकं भूमौ कुर्वन्सङ्क्षेपतर्पणम् ॥२२॥ वस्त्रं निष्पीडयेद्भूमौ न द्वादश्यां न सङ्क्रमे । चतुर्दश्यां श्राद्धदिने न च क्षारेण

સૂત્રમાં કહ્યાપ્રમાણે અક્ષત (યવ)મિશ્રિત જળવડે ભક્તિપૂર્વક તર્પણ કરે. પિત્રિઓનું તિલમિશ્રિત જળવડે તર્પણ કરે. તેમાં પૂર્વાભિમુખ થઇને દેવોનું તર્પણ કરે. ઉત્તરાભિમુખ થઇને ઋષિઓનું તર્પણ કરે. દક્ષિણાભિમુખ થઇને પિત્રિઓનું તર્પણ કરે. આરીતે તર્પણનો વિધિ કહ્યોછે ॥૧૯–૨૦॥ તેમાં પિત્રિઓનું પિત્રિઓ હોવાથી અપસવ્ય કરીને (જમણે ખભે જનોઈ કરીને) દક્ષિણાભિમુખ થઇને પિતૃતીર્થથી તિલવડે તર્પણ કરે, યમાદિકનું દેવ હોવાથી પૂર્વાભિમુખ રહી ઉપવીતી થઈ દેવતીર્થથી તર્પણ કરે, મનુષ્યો (ઋષિઓ)નું ઉત્તરાભિમુખે રહી નિવીત થઈ (કંઠમાં ઉપવીત કરી) પ્રાજાપત્ય તીર્થથી તર્પણ કરે. તેવું વચન છે–'सव्येन दैवकर्माणि वामेन पितृतर्पणम् । निवीतेन मनुष्याणां तर्पणं संविधीयते ॥' ઇતિ. 'तथा कृत्वा निवीतं तु यत्र सूत्रमतन्द्रितः । प्राजापत्येन तीर्थेन मनुष्यांस्तर्पयेत्पृथक् ॥' એવું પણ વચન છે ॥૨૧॥ એરીતે જુદેજુદે પ્રકારે દેવાદિકનું તર્પણ કરીને, અંતે સંક્ષેપથી સર્વ કોઇને તૃપ્ત કરવા 'બ્રહ્માદિ સ્તંભપર્યંત સમસ્ત જગત્ તૃપ્તિને પામો' એમ બોલતોથકો તિલોદકને ભૂમિઉપર મુકે. તે વ્યાસે કહ્યુ છે–'आब्रह्मस्तम्बपर्यन्तं जगत्स्थावरजङ्गमम् । जलाञ्जलित्रयं दद्यात्कुर्वन् सङ्क्षेपतर्पणम् ॥' ઇતિ ॥૨૨॥ 'ये चास्माकं कुले जाता अपुत्रा गोत्रिणो मृताः । ते गृह्णन्तु मया दत्तं वस्त्रनिष्पीडनोदकम्' આ સ્મૃતિએ દેવર્ષિ પિતૃતર્પણને અંતે જે વસ્ત્રનિષ્પીડન (વસ્ત્ર નિચોવવું તે) કરવાનું કહ્યુંછે તેમાં આ અપવાદ જાણવો–દ્વાદશીએ ચતુર્દશીએ સંક્રાંતિદિને અને શ્રાદ્ધદિને વસ્ત્રને ભૂમિઉપર નિચોવે નહિ. તેમજ આ દિવસોમાં વસ્ત્રને ક્ષારયુક્ત કરીને ધુવે નહિ. (આ પ્રાસંગિક છે) આ વસ્ત્રનિચોવેલું જળ તર્પણથકી પહેલાં

योजयेत् ॥२३॥ यज्ञोपवीती दैवे स्यान्निवीत्यार्षे च तर्पणे । प्राचीनावीती पैत्रे च तत्तन्मन्त्रान्समुच्चरन् ॥२४॥ देवान् दैवेन तीर्थेन ब्राह्मेण च मुनींस्तथा । पैत्रेण तर्पयेत्पितॄन्स्वकीयान्दैविकानपि ॥२५॥ साग्रान्समूलान्दर्भांश्च धृत्वा दक्षिणपाणिना ।

न આપવું. તેવું વચન છે-'यावद्देवानृषींश्चैव पितॄंश्चापि न तर्पयेत् । तावन्न पीडयेद्वस्त्रं योहि स्नातो भवेद्द्विजः ॥ निष्पीडयति यो विप्रः स्नानवस्त्रमतर्प्य च । निराशाः पितरो यान्ति शापं दत्त्वा सुदारुणम् ॥' ઇતિ ॥૨૩॥ દેવસંબન્ધિ તર્પણમાં યજ્ઞોપવીતી (જેમ ઉપવીત ધરાયછે તેમજ)જ થાય. ઋષિસંબન્ધી તર્પણમાં નિવીતી (કંઠમાં લાંબી ઉપવીત ધરનારો)જ થાય. પિતૃસંબન્ધી તર્પણમાં પ્રાચીનાવીતી (જમણે ખભે જનોઈ રાખનારો) થાય. તે તે દેવાદિકના તર્પણયોગ્ય મંત્રોને ઉચ્ચારતો થકો તર્પણ કરે. તેવી શ્રુતિ છે-'निवीतं मनुष्याणां प्राचीनावीतं पितॄणामुपवीतं देवानाम्' ઇતિ. દેવોને દૈવ તીર્થવડેજ, ઋષિઓને બ્રાહ્મ તીર્થવડેજ, પિત્રિઓને પિતૃતીર્થવડેજ તૃપ્ત કરે. પિત્રિઓ બે પ્રકારના સ્વકીય-અદિવ્ય અને દિવ્ય એવા ભેદથી છે. તે બન્ને પ્રકારનાપણ પિત્રિઓનું તર્પણ કરે. તેવું વચન છે.-'पितॄन् दिव्यानदिव्यांश्च पितृतीर्थेन तर्पयेत्' ઇતિ. તેમાં દિવ્ય પિત્રિઓ વસુઓ રૂદ્રો આદિત્યો છે. અદિવ્ય સ્વકીય પિત્રાદિક છે. તેવું વચન છે-ध्रुवो धर्मश्च सोमश्च आपश्चैवानिलोऽनलः । प्रत्यूषश्च प्रभासश्च वसवोऽष्टौ प्रकीर्तिताः ॥ अजैकपादहिर्बुध्न्यो विरूपाक्षोऽथ रैवतः । हरश्च बहुरूपश्च त्र्यम्बकश्च सुरेश्वरः ॥ सावित्रश्च जयन्तश्च पिनाकी चापराजितः । एते रुद्राः समाख्याता एकादश सुरोत्तमाः ॥ इन्द्रो धाता भगः पूषा मित्रोऽथ वरुणोऽर्यमा । अहिर्विवस्वान् त्वष्टा च सविता विष्णुरेव च ॥ एते वै द्वादशादित्या देवानां प्रवरा मताः । एते च दिव्याः पितरः पूज्याः सर्वप्रयत्नतः ॥ ઇતિ. તીર્થભેદતો પ્રથમ કહ્યાછે ॥૨૪-૨૫॥ વળી તર્પણમાં આ વિશેષ જાણવો-જેના અગ્રભાગો છેદાઈ ગયા ન હોય અને જેનાં મૂળ તુટી ગયાં ન હોય એવા દર્ભોને લઈને પૃષ્ઠભાગમાં વળગાડેલા ડાબા હાથવાળા જમણા હાથથી દેવાદિકનું તર્પણ કરે. તેમાં દર્ભોના અગ્રોવડે દેવોનું

सव्येन चान्वारब्धेन देवादींस्तर्पयेद्द्विजः ॥२६॥ अग्रैस्तु तर्पये-द्देवान्मनुष्यांश्चैव मध्यतः । पितॄंश्चैव तु मूलाग्रैः कुशानां तु यथाक्रमम् ॥२७॥ कुशाः काशा यवा दूर्वा उशीराश्च सकुन्दराः । गोधूमा व्रीहयो मुञ्जा एते दर्भाः प्रकीर्तिताः ॥२८॥ नभोमासस्य दर्शे ये कुशाः शुद्धा उपाहृताः । अयातयामास्ते दर्भा नियोक्तव्याः पुन. पुनः ॥२९॥ कुशः प्रादेशमात्रः स्याद्द्विगुणो दर्भ उच्यते । हस्तमात्रो भवेद्वज्रो गोपुच्छस्तृणमुच्यते ॥३०॥ श्राद्धकाले कुशः श्रेष्ठो दानेषु दर्भ उच्यते । आवसथ्ये भवेद्वज्रो गोपुच्छ. प्रेतकर्मणि ॥३१॥ पाणिनैकगुणं प्रोक्तं दर्भैः शतगुणं तथा । अक्षय्यं यज्ञ-

તર્પણ કરે દર્ભોના મધ્યભાગવડે મનુષ્યો (સનકાદિક)નુ તર્પણ કરે. દર્ભોના મૂળાગ્રોવડે પિત્રિઓનુ તર્પણ કરે આવા અનુક્રમથી તર્પણવિધિ કરે તે દક્ષસ્મૃતિમા કહ્યુ છે–'अग्रैस्तु तर्पयेद्देवान् मनुष्यान्कुशमध्यत. । पितृस्तु कुशमूलाग्रै विधि. कौशो यथाक्रमम् ॥' ઇતિ ॥૨૬-૨૭॥ દર્ભતો કુશ, કાશ, યવાકુર, દૂર્વાકુર, કુદર (એક જાતનુ સુગધિ તૃણ) ઘઉના અકુરો, ડાગરના અકુરો, મુજ, આ બધા કહ્યા છે આમા કુશ–દર્ભોનુજ પ્રાધાન્ય જાણવુ કુશોના અભાવમા કાશ (જેને કાહડો કહેછે) પ્રશસ્ત માન્યા છે યવાકુર આદિકતો તેથી કનિષ્ઠ જાણવા અથવા કર્મભેદથી ગ્રહણ કરવા ॥૨૮॥ હવે કુશાહરણકાળને નિરૂપેછે–શ્રાવણમાસની અમાવાસ્યાએ શુદ્ધ દર્ભો યથાવિધિ લાવવા તે આ દર્ભો અયાતયામ-ઉક્ત કાળે આણેલા હોવાથી નથી ગયો સાર જેમાથી એવા છે તે આ શુદ્ધ દર્ભોને તે તે સમયે વિનિયોજે ॥૨૯॥ પ્રાદેશમાત્ર (તર્જની આગળી અને અગુઠાના વિસ્તાર પરિમાણવાળો) કુશ કહ્યો છે બે પ્રાદેશમાત્ર દર્ભ કહ્યો છે હસ્તમાત્ર (અઢાર આગળ પરિમાણવાળો) વજ્ર કહ્યો છે ગોપુચ્છપરિમિત પ્રવૃદ્ધિ પામેલો તૃણ કહ્યો છે. આ ચારેય પ્રકારે દર્ભનોજ વિશેષ જાણવો તેમા શ્રાદ્ધકાળે કુશને શ્રેષ્ઠ કહ્યો છે દાનકર્મમા દર્ભ ઉત્તમ માન્યો છે આવ-સથ્ય કર્મમા વજ્ર શ્રેષ્ઠ છે પ્રેતકર્મમા ગોપુછ શ્રેષ્ઠ છે શ્રેષ્ઠપણાની ઉક્તિ છે તો અલાભમા યથાસભવ ગ્રહણ કરવા એમ જાણવુ ॥૩૦-૩૧॥ કેવળ

पात्रेण पितॄणां तर्पणं भवेत् ॥३२॥ एकैकमञ्जलिं देवा द्वौ द्वौ च सनकादयः । त्रींस्त्रीन् वाञ्छन्ति पितरः स्त्रियश्चैकैकमञ्जलिम् ॥३३॥ मातृमुख्यास्तु यास्तिस्रस्तासां दद्याज्जलाञ्जलीन् । त्रींस्त्रीनेव ततोऽन्यासां दद्यादेकैकमञ्जलिम् ॥३४॥ रवौ शुक्रे त्रयोदश्यां सप्तम्यां निशि सन्ध्ययोः । मघासु भौमे नन्दायां न कुर्यात्तिलतर्पणम् ॥३५॥ तीर्थे तिथिविशेषे च गङ्गायां प्रेतपक्षके । निषिद्धेऽपि दिने कुर्यात्तिलमिश्रिततर्पणम् ॥३६॥ तिलाभावे निषिद्धाहे सुवर्णरजतान्वितम् । तदभावे निषिञ्चेत्तु दर्भैर्मन्त्रेण वोदकम् ॥३७॥ प्रत्यूषहोमप्रमुखकर्म मयोदितं ते स्मार्तैर्वचोभिरखिलं

કરવડે કરાતા પિતૃતર્પણની અપેક્ષાએ દર્ભોવડે કરાતું તર્પણ શત ઘણું અધિક ફળને આપે છે. તેની અપેક્ષાએ ખડ્ગપાત્રથી કરાતું પિતૃતર્પણ અક્ષય્ય ફળને આપે છે ॥૩૨॥ એક એક અંજળિવડે દેવો તૃપ્ત થાય છે. બે બે વડે સનકાદિકો તૃપ્ત થાય છે પિત્રિઓ તો ત્રણ ત્રણ અંજળિવડે તૃપ્ત થાય છે. સ્ત્રિયો ( માતા આદિકથકી વ્યતિરિક્ત ) એક એક અંજળિથી તૃપ્તિને પામે છે તેવું વચન છે-'प्रागग्रेषु सुरांस्तर्पेन्मनुष्यांश्चैव मध्यतः। पितॄस्तु दक्षिणाग्रेषु चैक-द्वि-त्रिजलाञ्जलीन् ॥' ઇતિ ॥૩૩॥ માતા પિતામહી પ્રપિતામહી આ ત્રણ સ્ત્રિયોને તો ત્રણ ત્રણ જળાંજળિઓ અર્પે. તેથકી અન્ય અબળાઓને તો એક એક અંજળિ અર્પે ॥૩૪॥ તેમાં તિલતર્પણનો અપવાદ કાળવિશેષમાં સ્મૃતિએ કહ્યો છે-રવિવારે શુક્રવારે મંગળવારે સર્વ ત્રયોદશીએ સર્વસપ્તમીએ રાત્રિતર્પણમા બન્ને સંધ્યાકાળમાં સર્વ મઘાન ક્ષત્રોમા અને નંદા-પ્રતિપદા પછી એકાદશીએ તિલતર્પણ ન કરવું ॥૩૫॥ તેમા પ્રતિપ્રસવ ( નિષેધનો નિષેધ ) આ છે-પુષ્કરાદિ તીર્થમા, અમાવાસ્યાદિ તિથિએ, ગંગામાં તથા પિતૃપક્ષમાં તિલતર્પણ નિષિદ્ધપણ રવિશુક્રાદિ દિને કરવુ ॥૩૬॥ જે દિને તિલવડે તર્પણ નિષેધ કર્યું છે તે દિને અને તિલ ન મળે તે દિને સુવર્ણરજતે સહિત તર્પણ કરવુ. તેના પણ અભાવમા કેવળ દર્ભોવડે અથવા કેવળ મંત્રવડે જળનું નિષિંચન કરે ॥૩૭॥ હે દ્વિજવર ! દ્વિજોને અવશ્ય કરવાપણે કહેલુ પ્રાતર્હોમપ્રમુખ તર્પણાંત સર્વ કર્મ

विहितं द्विजानाम् । देवार्चनस्य विधिमद्य वदामि सर्वमावश्यकं द्विजवरानुदिनं विधेयम् ॥३८॥ इति श्रीमत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे पञ्चमप्रकरणे धर्मोपदेशे प्रातर्होमब्रह्मयज्ञदेवपितृतर्पणविधिनिरूपणनामा षष्ठोऽध्यायः ॥६॥

श्रीनारायणमुनिरुवाच—करिष्यन्पूजनं विष्णोः कृतसन्ध्याविधिर्द्विजः । पूजाद्रव्याणि सम्भृत्य पूर्वं कुर्यात्ततोऽर्चनम् ॥१॥ समित्पुष्पकुशादीनि ब्राह्मणः स्वयमाहरेत् । शूद्रानीतैः क्रयक्रीतैः पूजयेन्न रमापतिम् ॥२॥ दैवं पित्र्यं च वा कर्म सन्ध्योपास्त्यादि नैत्यकम् । शूद्राहृतेन तोयेन विप्रो नैव समाचरेत् ॥३॥ उदङ्मुखः प्राङ्मुखो वा देवतासम्मुखोऽथवा । उपविश्यार्चयेद्भक्त्या निजेष्टं

મેં સ્મૃતિવચનોના અનુવાદથી તમને આ પ્રકારે કહ્યું. હવે દેવાર્ચનના વિધિનું નિરૂપણ કરૂંછું. જે આ વિધિ દ્વિજોએ પ્રતિદિન અવશ્ય કર્ત્તવ્ય છે ॥૩૮॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...પંચમપ્રકરણે ધર્મોપદેશે પ્રાતર્હોમ-બ્રહ્મયજ્ઞ-પિતૃતર્પણવિધિનિરૂપણનામા ષષ્ઠોઽધ્યાયઃ ॥૬॥

## [1]અધ્યાય ૭ મો.

શ્રીનારાયણમુનિ કહેછે—સંધ્યા હોમ કરી પરવારેલો દ્વિજ વિષ્ણુની પૂજાનો પ્રારંભ કરતાં પ્રથમ પૂજાપદાર્થો ચંદન પુષ્પાદિકને એક સ્થળે લાવી તૈયાર કરીને પછી પૂજન કરે. તે પૂજાપદાર્થ સમિધ, પુષ્પ દર્ભાદિ પોતેજ લાવે. 'समित्पुष्पकुशादीनि ब्राह्मणः स्वयमाहरेत्' એવી સ્મૃતિ છે. શૂદ્રે આણેલાં અને મૂલ્ય આપીને ગ્રહણ કરેલાં પુષ્પાદિવડે વિષ્ણુનું પૂજન પ્રતિષિદ્ધ છે ॥૧-૨॥ દેવસંબન્ધિ કે પિતૃસંબન્ધિ કર્મ તથા સંધ્યોપાસનાદિ નિત્યકર્મ શૂદ્રે આણેલા જળવડે ન જ કરે. 'स्नानमाचमनं दानं देवतापितृतर्पणम् । शूद्रोदकैर्न कुर्वीत तथा मेघाद्विनि.सृतैः ॥' એવી શંખસ્મૃતિ છે ॥૩॥ ઉત્તરદિશાભિમુખે કે પૂર્વદિશાભિમુખે યોગ્ય આસનમાં બેસીને અંગદેવસહિત ઇષ્ટદેવ સર્વેશ્વરનું ભક્તિથી પૂજન કરે.

[1] આ અધ્યાયમાં ભગવાને દેવાર્ચનવિધિનું સવિસ્તર નિરૂપણ કર્યુંછે.

साङ्गमीश्वरम् ॥४॥ शैली दारुमयी लौही लेप्या लेख्या च सैकती । मनोमयी मणिमयी प्रतिमाष्टविधा स्मृता ॥५॥ एतास्वपि भवेच्छ्रद्धा यस्य यत्र स तां नरः । निश्छद्म पूजयेद्भक्त्या यथालब्धोपचारकैः ॥६॥ भक्त्यार्पितं दलं पुष्पं गृह्णात्यम्भोऽपि केशवः । न पश्यत्यन्यथा त्वङ्ग द्रव्यपुञ्जानपि ध्रुवम् ॥७॥ चतुर्णां ब्राह्मणादीनां वर्णानां योषितां तथा । प्रतिमापूजनं शस्तं विष्ण्वा-

અથવા આ નિયમ નથી, કિંતુ દેવને સન્મુખ બેસીને અર્ચન કરે 'शुचिसम्भृतसम्भारः प्राग्दर्भैः कल्पितासन. । आसीन. प्रागुदग्वार्चेदर्चायास्त्वथ सम्मुखः ॥' એમ ભાગવતમાં કહ્યુ છે. 'उदङ्मुख. प्राङ्मुखो वा चलायां सम्मुखोऽथवा' એમ સ્કાદમા કહ્યુ છે ॥૪॥ તે પ્રતિમાપૂજનમા અષ્ટ પ્રકારની પ્રતિમા શૈલી–શ્વેતનીલમાથી એક શિલામયી, ચદનાદિ કાષ્ઠમયી, લૌહી–સુવર્ણરજત તામ્રઆદિકમાથી એક ધાતુમયી, લેપ્યા–મૃત્તિકા ચદનાદિવિલેપનમયી, લેખ્યા–ચિત્રમયી, સૈકતી–વેળુમયી, મણિમયી–સ્ફટિકાદિ મણિમયી, મનોમયી–યથારૂચિ મનથી કલ્પેલી કહીછે. આ અષ્ટપ્રકારની પ્રતિમામધ્યે પણ જેને જેમા પ્રીતિ ઉપજે તે તે પ્રતિમાને શ્રદ્ધાભક્તિપૂર્વક યથાલબ્ધ ઉપચારોવડે પૂજે ॥૫-૬॥ હે વિપ્ર! પૂજોપકરણો બહુબહુ હોય તો પણ ભક્તિ વિના ભગવાનની પ્રસન્નતામાટે સમર્થ નથી. ભક્તિથી અર્પેલા પત્ર પુષ્પ જળને પણ પ્રીતિથી ગ્રહણ કરેછે અન્યથા તો હાર આભરણાદિ પૂજાપદાર્થપુંજને પણ ગ્રહણ કરતા નથી. આ અર્થ નિશ્ચિતજ છે. 'पत्र पुष्प फल तोय यो मे भक्त्या प्रयच्छति । तदहं भक्त्युपहृतमश्नामि प्रयतात्मनः ॥' એવું તો સ્વય ભગવાનનુજ વચન છે ॥૭॥ આ વિષ્ણુવિગેરેની પ્રતિમાની પૂજામાં વિપ્રાદિ ચાર વર્ણો તથા તેમની નારીઓને અધિકાર છેજ. 'सर्ववर्णैस्तु सम्पूज्याः प्रतिमाः सर्वदैवताः । लिङ्गान्यपि तु पूज्यानि मणिभिः कल्पितानि वै ॥' એમ વારાહમા કહ્યુ છે શાળગ્રામશિલાના સમર્ચનમા બ્રાહ્મણનેજ અધિકાર છે. પર વૈષ્ણવદીક્ષાને પામેલો હોય તો ક્ષત્રિયાદિકને પણ અધિકાર જાણવો આ સ્થળે શૂદ્ર સચ્છૂદ્ર સમજવો. એમ હરિભક્તિવિ-

दीनां हि भक्तितः ॥८॥ शालग्रामशिलापूजा विहिता ब्राह्मणस्य वै । त्रयाणां क्षत्रियादीनां वैष्णवत्वे तु सोचिता ॥९॥ विष्णुः शिवो गणपतिः सूर्यो देवी च पञ्चमी । एता भक्तिमता पूज्या देवता विष्णुरेव वा ॥१०॥ शालग्रामाः समाः पूज्या विषमेष्वेक एव च । खण्डिता स्फुटिता वापि शालग्रामशिला शुभा ॥११॥ गृहे लिङ्गद्वयं नार्च्यं शालग्रामद्वयं तथा । द्वे चक्रे द्वारिकायास्तु नाऽर्च्यं सूर्यद्वयं तथा ॥१२॥ शक्तित्रयं तथा नार्च्यं गणेशत्रयमेव च । द्वौ शङ्खौ नार्चनीयौ च खण्डिता प्रतिमा तथा ॥१३॥ पञ्चा-

---

લાસમાં સ્કાદવચનથી કહ્યું છે–'બ્રાહ્મણક્ષત્રિયવિશાં સચ્છૂદ્રાણામથાપિ વા । શાલગ્રામેઽધિકારોઽસ્તિ ન ચાન્યેષાં કદાચન ॥ અતો નિષેધકં યત્તુ વચનં શ્રૂયતે સ્ફુટમ્ । અવૈષ્ણવપરં તત્તદ્વિજ્ઞેયં તત્ત્વદર્શિભિઃ ॥' ઇતિ ॥૮-૯॥ તેમાં યથાકુળાચાર પચાયતનપૂજા કે કેવળ વિષ્ણુની પૂજા કરવી. પંચાયતન પૂજામાં (વિષ્ણુ શિવ ગણપતિ સૂર્ય અને દેવી એ રીતે) વિષ્ણુપ્રધાન પંચાયતનપૂજા પ્રીતિથી કરવી. સ્વતંત્રતામાં તો વિષ્ણુ પુરૂષોત્તમજ પૂજનીય છે ॥૧૦॥ શાળગ્રામોની જો પૂજા કરે તો સમાઃ–'બે ચાર છ' એમ સમસંખ્યાક પૂજવા પણ વિષમસંખ્યાક ન પૂજવા, વિષમસંખ્યાક જો પૂજે તો એકજ પૂજે પણ 'ત્રણ પાંચ' એમ ન પૂજે. શાળગ્રામ શિલા જો કિંચિત્ ભાગી ગઈ હોય કે બે પ્રકારે ફુટી ગઇ હોય પણ અભગ્નચક્રાંશવાળી પૂજ્ય છે. તે વારાહપાદ્મમાં કહ્યું છે– 'શાલગ્રામાઃ સમાઃ પૂજ્યાઃ સમેષુ દ્વિતયં નહિ । વિષમા નૈવ પૂજ્યાસ્તુ વિષમેષ્વેક એવ હિ ॥ શાલગ્રામશિલા ભગ્ના પૂજનીયા સચક્રકા ।' ઇતિ ॥૧૧॥ બે શિવલિંગ, બે શાળગ્રામ, દ્વારિકાનાં બે ચક્ર અને બે સૂર્ય ગૃહમાં પૂજવા નહિ. 'શાળગ્રામો સમ પૂજવા' એમ પ્રથમ કહ્યું તે ગૃહથકી વ્યતિરિક્ત વિષયવાળું લેવું (ઘરમાં સમ પૂજવા નહિ, અન્યત્ર પૂજવા) અથવા ચાર આદિક સમ સંખ્યાવિષયવાળું લેવું, (એટલે બે પૂજવા નહિ) ॥૧૨॥ તથા પાર્વતીની ત્રણ પ્રતિમાઓ પૂજવી નહિ. ત્રણ ગણપતિ પૂજવા નહિ અને બે શંખો પૂજવા નહિ. તથા ખંડિત પ્રતિમા (ઘરમાં કે મંદિરમાં) પૂજવી નહિ ॥૧૩॥ પંચાયતનપૂજામાં

यतनपूजायां देवतासन्निवेशनम् । यथोक्तविधिना कृत्वा ततः पूजनमाचरेत् ॥१४॥ मध्ये विष्णुस्तथैशाने शिवो वह्नौ गणेश्वरः । नैर्ऋतेऽर्कश्च वायव्ये दुर्गा स्थाप्या क्रमेण च ॥१५॥ पञ्चायतनमेतद्धि पूजनीयं सतां सदा । सूक्तेन पौरुषेणाथ तत्तन्मन्त्रैश्च वैदिकैः ॥१६॥ देशकालौ प्रकीर्त्यादौ गणेशस्मृतिपूर्वकम् । कुर्यान्न्यासविधिं सम्यक्सूक्तेनैतेन च द्विजः ॥१७॥ करयोः पादयोर्जान्वोः कट्योर्नाभौ हृदि क्रमात् । कण्ठे बाह्वोर्मुखे नेत्रे मूर्ध्नि वामाङ्गतो न्यसेत् ॥१८॥ पूजाद्रव्याणि संशोध्य शङ्खं घण्टां च पूजयेत् ।

તેતે દેવતાઓના સ્થાપનનો અનુક્રમ તેના તેના વિધાનને અનુસારે કરીને પછી પૂજન કરે ॥૧૪॥ મધ્યપ્રદેશમાં વિષ્ણુની સ્થાપના કરવી, ઈશાનકોણમાં શિવની સ્થાપના કરવી, અગ્નિકોણમાં ગણપતિની સ્થાપના કરવી, નૈર્ઋતકોણમાં સૂર્યની સ્થાપના કરવી અને વાયુકોણમાં પાર્વતીની સ્થાપના કરવી. આવા અનુક્રમે પાંચ દેવતાઓ સ્થાપવી. આમાં દિશાનું સ્વરૂપ ધર્મપ્રવૃત્તિમાં કહ્યું છે–'पूज्यपूजकयोर्मध्ये पूर्वमित्यभिधीयते । ऐशानं पूजकापेक्षं पूज्यापेक्षं हि तत्रचेत् । देवस्य मुखमारभ्य दिशं प्राचीं प्रकल्पयेत् ॥' इति ॥૧૫॥ તે આ વિષ્ણુપ્રમુખ પચાયતનની 'सहस्रशीर्षा' આ સોળ ઋચાત્મક પુરુષસૂક્તવડે અને તેતે દેવોના બીજા વૈદિક મંત્રોવડે સદા પૂજા કરવી ॥૧૬॥ તેમાં પ્રધાનપણે વિષ્ણુના પૂજનનો પ્રકાર નિરૂપણ કરું છું– પ્રથમ દ્વિજ ગણેશસ્મરણપૂર્વક દેશકાળ (આ કાળમાં આ દેશમાં આ હું કરીશ એવો સંકલ્પ કરવાના અનુક્રમથી)ને ઉચ્ચારીને પુરુષસૂક્તવડેજ ન્યાસવિધિને, બે કરમાં બે ચરણમાં બે જાનુમાં બે કટિમાં નાભિમાં હૃદયમાં કંઠમાં બે બાહુમાં મુખમાં નેત્રમાં (બે નેત્ર મળીને એક અંગ

यथादृष्टं श्रुतं वाथ ध्यात्वा श्रीविष्णुमर्चयेत् ॥१९॥ अर्चकस्य तपोयोगादर्चनस्यातिशायनात्। आभिरूप्याच्च विम्बानां देवः साम्निध्यमृच्छति ॥२०॥ सूक्तमन्त्रैः षोडशभिरुपचारास्तु षोडश। अर्पणीया भक्तिमता द्विजेन प्रत्यहं द्विज! ॥२१॥ आवाहनं चासनं च पाद्यार्घ्याचमनानि च। स्नानवस्त्रोपवीतानि चन्दनं कुसुमानि च ॥२२॥ धूपं दीपं च नैवेद्यं ताम्बूलं दक्षिणां तथा। पुष्पाञ्जलिं प्रदायैव नमस्कुर्वीत सादरम् ॥२३॥ स्थिरायां प्रतिमायां च शालग्रामेऽपि सर्वदा। वाणलिङ्गे च कर्तव्ये नावाहनविसर्जने ॥२४॥ तत्र सूक्ताद्यमन्त्रेण ध्यानमेव विधीयते। पूजाविधौ न कुर्वीत वित्तशाठ्यं कदाचन ॥२५॥ नाक्षतैरर्चयेद्विष्णुं न तुलस्या

રૂપથી શ્રીવિષ્ણુનું ધ્યાન કરીને પૂજન કરે ॥૧૯॥ પૂજક જનના બ્રહ્મચર્યાદિરૂપ તથા મન્ત્રાનુધ્યાનાદિરૂપ તપોયોગને લીધે તથા પ્રતિદિન કરાતા બાહ્યઆભ્યંતરરૂપ અર્ચનના ઉત્કર્ષને લીધે તથા બિંબ-પૂજ્ય શૈલ્યાદિ પ્રતિમાઓના આભિરૂપ્ય-યથાનુરૂપ સૌન્દર્યાતિશયને લીધે સ્વેષ્ટદેવ બિંબમાં સાન્નિધ્ય(આવિર્ભાવ)ને પામે છે ॥૨૦॥ હે દ્વિજ! ભક્તિમાન્ દ્વિજ પ્રતિદિન 'સહસ્રશીર્ષા' આદિક સોળ પુરૂષસૂક્ત મંત્રોવડે અનુક્રમે આવાહનાદિ ષોડશ ઉપચારોને ભક્તિથી ભગવાનને સમર્પે. તે ઉપચારો-આવાહન આસન પાદ્ય અર્ધ્ય આચમન સ્નાન વસ્ત્ર ઉપવીત ચંદન પુષ્પ ધૂપ દીપ નૈવેદ્ય તાંબૂળ દક્ષિણા પુષ્પાંજળિ, આ સોળ કહ્યા છે. તે આ ઉપચારોને ભક્તિથી સમર્પીને અંતે આદરથી નમસ્કાર કરે ॥૨૧-૨૩॥ સ્થિર પ્રતિમામાં અને શાળગ્રામમાં પણ સર્વદા આવાહન વિસર્જન ન કરવું. બાણલિંગમાં પણ આવાહન વિસર્જન ન કરવું ॥૨૪॥ જેમાં આવાહન નથી તેમાં ધ્યાનજ પુરૂષસૂક્તની પ્રથમ ઋચાથી કરવું. ધનસંપત્તિ હોય તો ધનને અનુસારે પૂજન કરવું. તેમાં ક્યારેય વિત્તશઠતા-સંકોચ ન કરવો ॥૨૫॥ પૂજોપકરણપણે કહેલાં દ્રવ્યોમધ્યે અક્ષતો (ડાંગરના તંદુલ)વડે વિષ્ણુનું પૂજન ન કરવું. શાળગ્રામમાંજ આ અક્ષતનિષેધ છે પણ વિષ્ણુપ્રતિમામાં નહિ. 'શાલગ્રામશિલામેવ નાક્ષતૈરર્ચયેદ્દ્વિજઃ' એવી હારીતસ્મૃતિ

गणाधिपम् । न दूर्वया यजेद्देवीं बिल्वपत्रैर्दिवाकरम् ॥२६॥ चम्पकेन च केतक्या नार्चयेच्छङ्करं तथा । उन्मत्तमर्कपुष्पं च विष्णोर्वर्ज्यं सदा बुधैः ॥२७॥ मल्लिकामालतीजातीकेतकाशोकचम्पकैः । पुन्नागनागबकुलैः पद्मकैरुत्पलैस्तथा ॥२८॥ कुन्दैश्च करवीरैश्च पुष्पैरन्यैः सुगन्धिभिः । प्रशस्तं पूजनं विष्णोर्वर्ज्योऽत्र वनकेतकी ॥२९॥ वर्ज्यं पर्युषितं पत्रं वर्ज्यं पर्युषितं जलम् । वर्ज्यं पर्युषितं पुष्पं मालाकारगृहं विना ॥३०॥ बिल्वपत्रं च माध्यं च तमालामलकीदलम् । कह्लारं तुलसी चैव पद्मं च मुनिपुष्पकम् ॥३१॥ हेमपुष्पाद्यलङ्काराः कुशाश्च कलिकास्तथा । एतत्पर्युषितं न स्यात्तीर्थतोयं च सुव्रत ! ॥३२॥ वैधृतौ च व्यतीपाते भौमभार्गवभानुषु ।

છે. તુલસીવડે ગણપતિની પૂજા ન કરે. દૂર્વાવડે દેવીની પૂજા ન કરે. બીલીપત્રવડે સૂર્યની પૂજા ન કરે. 'मुनिपुष्पैः' એવો પાઠ હોય તો અગથીયાનાં પુષ્પોવડે સૂર્યની પૂજા ન કરે, એવો અર્થ કરવો ॥૨૬॥ ચંપા તથા કેવડાવડે શિવની પૂજા ન કરે. તથા ધંતુરાનાં પુષ્પો અને આકડાનાં પુષ્પો વિષ્ણુના પૂજનમાં સદા વર્જ્ય છે ॥૨૭॥ મોટો મોગરો, ચમેલી, કેવડો, આસોપાલવનાં પુષ્પો, જાઈ, ચંપો, પુંન્નાગ, (સંદેશરાનાં પુષ્પો) નાગકેસર, બોરસડી, પદ્મ ઉત્પળ–સૂર્યશશિવિકાશી કમળો, કુંદકુસુમો (નાનો મોગરો) કણેર તથા બીજાં જાુઈ વિગેરે સુરભિત પુષ્પોવડે વિષ્ણુનું પૂજન પ્રશસ્ત માન્યું છે. આ પુષ્પોમાં વનકેતકી વર્જ્ય છે ॥૨૮–૨૯॥ પત્ર તથા જળ જો પર્યુષિત (વાશી) હોય તો પૂજનમાં વર્જ્ય છે. પુષ્પતો માળીના ગૃહથકી અન્યત્ર પર્યુષિત વર્જ્ય છે (માળીએ પોતાને ઘેર રાત્રિએ રાખીને બીજે દિને આણ્યું હોય તો તેમાં પર્યુષિત દોષ નથી, કિંતુ પૂજકના ઘરમાં પૂર્વ રાત્રિએ જે સ્થાપેલું તે પર્યુષિત દોષે યુક્ત થાય છે) ॥૩૦॥ હે સુવ્રત! બીલી તમાલ આમળી અને તુળસીના પત્રમાં આ વાશીપણાનો દોષ નથી તથા મોગરાનાં પુષ્પો કહ્લાર (એક જાતનું કમળ) કમળ અને મુનિપુષ્પમાં તેવો દોષ નથી. તથા દર્ભો અને સુવર્ણ રૂપ્ય પુષ્પ આદિકનાં આભરણોમાં વાશીપણાનો દોષ નથી તથા પુષ્પની કળિઓ અને

पर्वद्वये च सङ्क्रान्तौ द्वादश्यां सूतकद्वये ॥३३॥ तुलसीं न विचिन्वीत सन्ध्ययोश्च तथा निशि । विचिन्वन्नन्यदा तां च मन्त्रमेतमुदीरयेत् ॥३४॥ तुलस्यमृतजन्मासि सदा त्वं केशवप्रिये ! । केशवार्थं विचिन्वामि वरदा भव शोभने ! ॥३५॥ कृष्णमूर्धनि विन्यस्ता तुलसीपत्रमञ्जरी । सुवर्णकोटिपुष्पाणां फलं यच्छत्यतोऽधिकम् ॥३६॥ पृथक् शिवार्चने चाथ न ग्राह्यं तन्निवेदितम् । निर्माल्योल्लङ्घनेऽप्यस्य नृणां दोषो महान्भवेत् ॥३७॥ ग्राह्यं न शैवं नैवेद्यं पत्रं पुष्पं फलं जलम् । शालग्रामशिलासङ्गात्सर्वं याति पवित्रताम् ॥३८॥

ગંગાદિ તીર્થોદકમાં તે દોષ નથી ॥૩૧-૩૨॥ તુલસી તોડવાના કાળમાં વર્જ્ય સમયો-વૈધૃતિયોગ વ્યતીપાત મંગળવાર શુક્રવાર રવિવાર પૂર્ણિમા અમાવાસ્યા સંક્રાંતિ એકાદશી દ્વાદશી આ બધા છે. તથા જન્માશૌચમાં અને મરણાશૌચમાં તુળસીને તોડે નહિ. તથા બે સંધ્યાસમયે અને રાત્રિએ તોડે નહિ. આથકી વ્યતિરિક્ત કાળમાં તુલસીદળને તોડતાં આ મંત્રને ઉચ્ચારે ॥૩૩-૩૪॥ હે તુલસિ ! તમે અમૃતજન્મા છો-તમારો આશ્રય કરીને વિષ્ણુનું પૂજન કરનારાઓને અમૃત મળે છે. વળી તમે કેશવને અત્યંત પ્રિયા છો. તે તમને કેશવની પૂજાનિષ્પત્તિમાટે સંગ્રહણ કરૂં છું, તો આ મેં કરાતા તોડવાના દોષને ક્ષમા કરો અને હે શોભને ! મને વાંછિત વર આપનારાં થાવ ॥૩૫॥ બે પત્રે યુક્ત તુલસીમંજરી એકપણ ભગવાન શ્રીકૃષ્ણના મસ્તકે ભક્તિથી સમર્પણ કરવામાં આવે તો કોટિપરિમિત સુવર્ણપુષ્પોના ફળને આપેછે. ( કોટિ સુવર્ણપુષ્પો સમર્પવાથી જે ફળ થાય તે ભગવાનના મસ્તકે તુલસીપત્રમાંજર અર્પવાથી થાયછે, કેવળ એટલુંજ ફળ થાય એમ નહિ કિંતુ એનાથકી પણ અધિક ફળ આપેછે ) ॥૩૬॥ આ પંચાયતનમાં નિર્માલ્યદોષ નથી. પંચાયતન વિના પૃથક્ કેવળ શિવપૂજનમાં તો તેમને નિવેદન કરેલું ગ્રહણ કરવું નહિ. શિવનિર્માલ્યમાં જે વિધિ કહ્યો તેના ઉલ્લંઘનમાં તો નરોને મહાન્ દોષ છે ॥૩૭॥ શિવને નિવેદન કરેલું પત્ર પુષ્પ જળ કે ફુલ કાંઇ પણ પૂજકે પૂજાવશિષ્ટ પ્રસાદબુદ્ધિથી ન ગ્રહણ કરવું. પંચાયતનમાં તો શાળગ્રામ

वाणलिङ्गे स्वयम्भूते प्रतिमायां शिवस्य च। नैवेद्यादेर्न दोषोऽस्ति सिद्धे लिङ्गे च धातुजे ॥३९॥ पृथग्देव्याश्च पूजाथ नवरात्रादिपु द्विजैः। उपहारैः पायसाद्यैर्दैवैः कार्या न चासुरैः ॥४०॥ ग्रन्थमप्यासुरं दृष्ट्वा द्विजातिर्मद्यमांसयोः। संसर्गमपि नो कुर्यात्सद्यः पातित्यकारणम् ॥४१॥ सुरामांसादि नैवेद्यं यस्यै प्रागर्पितं भवेत्। तस्या देव्या न नैवेद्यं ग्राह्यमन्नाद्यपि क्वचित् ॥४२॥ द्विजन्मना तु दातव्यं देवीपूजनकर्मणि। माषान्नं श्रीफलं वापि पायसान्नं च सर्वदा ॥४३॥ यो जह्यान्मत्कृतामेतां मर्यादां दुर्मतिः पुमान्। वंशोच्छेदोऽत्र तस्य स्यात्कुम्भीपाके मृतः पतेत् ॥४४॥ कुसङ्गेना-

શિલા સંબન્ધને લીધે સર્વ શિવનૈવેદ્યાદિક પવિત્ર ગ્રાહ્ય થાયછે ॥૩૮॥ સ્વય પ્રાદુર્ભૂત બાણલિંગમાં જ્યોતિર્લિંગમાં સુવર્ણાદિધાતુલિંગમાં અને શિવની પ્રતિમામાં શિવનિર્માલ્ય પત્રપુષ્પાદિકના ગ્રહણમાં દોષ નથી ॥૩૯॥ દ્વિજોએ નવરાત્રાદિ વ્રતદિવસોમાં પાર્વતીની સ્વતંત્રપણે દુધપાક આદિક દેવ–દેવોચિત સાત્વિક ઉપહારોવડે પૂજા કરવી પણ આસુર–અસુરોચિત મદ્યમાંસાદિ ઉપહારોવડે નજ કરવી ॥૪૦॥ આસુરાંશ પુરૂષોએ બનાવેલા જે કુળાર્ણવ શિવરહસ્ય આદિક ગ્રંથો છે તે અવલોકવાજ નહિ. તેને અવલોકીને તેમાં કહેલા સુરામાંસાદિનો સંસર્ગ ગંધ લેવો સ્પર્શ કરવો દર્શન કરવું વિગેરેનેપણ દ્વિજાતિ નજ કરે, કેમકે તેપણ તત્ક્ષણ જાતિભ્રંશાદિ પાતિત્યને કરનાર છે ॥૪૧॥ દેવીને અર્પેલું સુરામાંસાદિ દેવીપ્રસાદ બુદ્ધિથી પણ નજ ગ્રહણ કરે આ અર્થતો સિદ્ધજ છે. પરં જે દેવીની આગળ પૂર્વેપણ મદ્યમાંસનું નિવેદન થયું હોય તેણીને અન્ય સમયમાં અર્પેલું પણ અન્ન ફળાદિકપણ ક્યારેકપણ દ્વિજાતિએ નજ ગ્રહણ કરવું ॥૪૨॥ દ્વિજાતિતો દેવીનું પૂજન માષાન્ન–અડદનાં વડાંવિગેરે, નાળીયેર દુધપાક આદિકવડેજ સર્વદા કરે ॥૪૩॥ જે કોઇ કુબુદ્ધિ પુરૂષ દેવીપૂજનમાં મેં બાંધેલી આ ધર્મમર્યાદાને ઉલ્લંઘીને પામરજનના પ્રસંગદોષથી અજાદિ પશુઓવડે દેવીના પ્રીણનમાટે પ્રયત્ન કરે તે પશુહનનજન્ય પ્રત્યવાયથી મરીને કુંભીપાકમાં પડે અને આ લોકમાં તેના વંશનો વિચ્છેદ

गुरवे दक्षिणां दत्त्वा स तु स्नायाद्यथाविधि ॥१॥ गुरोरनुज्ञया स्नातो व्रतं वेदं समाप्य च । धारयेद्वैणवीं यष्टिमन्तर्वासस्तथोत्तरम् ॥२॥ यज्ञोपवीतद्वितयं सोदकं ताम्रभाजनम् । छत्रं चोष्णीषममलं पादुके चाप्युपानहौ ॥३॥ रौक्मे च कुण्डले वेदं कृत्तकेशनखो दधत् । शुक्लाम्बरधरो नित्यं स्नातकाख्यो गृहे वसेत् ॥४॥ अनाश्रमी न तिष्ठेद्वै दिनमेकमपि द्विजः । आश्रमं हि विना तिष्ठन्प्रायश्चित्तेन शुद्ध्यति ॥५॥ उद्वहेरत ततो भार्यां सवर्णां साधुलक्षणाम् । जने-

हमामद्भिः परिगृहीतां धनस्य पूर्णां दद्यात्तदेव तु ततो भूयः' इति. तथा 'सप्तद्वीपवती भूमिर्दक्षिणार्थं न कल्पते' એવી શ્રુતિ છે. દક્ષિણા આપવા અશક્તનેતો ગુરૂની કેવળ અભ્યનુજ્ઞાની અપેક્ષા છે ॥૧॥ વેદને કે વ્રતને કે તે બન્નેને સમાપ્ત કરીને ગુરૂની આજ્ઞાથી સ્વગૃહ્યસૂત્રમાં કહેલા વિધિને અનુસારે સમાવર્તન જેણે કર્યું છે એવો દ્વિજ અતર્વસ્ત્ર ( પહેરવાનું )ને તથા બહિર્વસ્ત્ર ( ઓઢવાનું ) ને ધારણ કરે. તથા વેણુનિર્મિત યષ્ટિ (લાકડી) ને ધારણ કરે. વેદમાત્રના પરિસમાપનથી, વ્રતમાત્રના પરિસમાપનથી અને તે બન્નેના પરિસમાપનથી તે આ સ્નાતક ત્રણ પ્રકારનો કહ્યો છે. તેવી સ્મૃતિ છે–'विद्यास्नातको व्रतस्नातको विद्याव्रतस्नातकश्चेति' ઇતિ ॥૨॥ તે આ સ્નાતકના ધર્મમાં આ બધું કહ્યું છે-એ યજ્ઞોપવીત, જલસહિત તામ્રપાત્ર, (ઉપપાત્રે સહિત) છત્ર, શ્વેત ઉષ્ણીષ (પાઘડી), પાદુકા, પગરખાં, સુવર્ણમય કુંડળ અને દર્ભમુટ્ઠને ધારણ કરે. કેશ નખને કપાવે અને નિત્ય શ્વેત વસ્ત્રોને ધારે. એવોથકો સ્નાતક દ્વિજ ગૃહમાં વસે ॥૩-૪॥ તે પછી આ દ્વિજ અનાશ્રમી એકપણ દિન નજ રહે. કેમકે આશ્રમોમાંથી હરકોઇ એક આશ્રમમાં નહિ પ્રવેશ કરનારાને પ્રાયશ્ચિત્ત સ્મૃતિમાં કહ્યું છે. 'अनाश्रमी संवत्सरं प्राजापत्यं कृच्छ्रं चरित्वाऽऽश्रममुपेयात्' એવી હારીતસ્મૃતિ છે ॥૫॥ એરીતે આશ્રમ વિના રહેવામાં પ્રાયશ્ચિત્તાર્હતા છે તો વૈરાગ્ય વિનાનો દ્વિજ ગૃહાશ્રમમાં પ્રવેશ કરતાં ભાર્યાને,પરણે. તે ભાર્યા સમાનજાતિનીનેજ પરણે. કારણ કે તેની સાથેજ શ્રૌત સ્માર્ત કર્મમાં અધિકારસંપત્તિ છે. વળી સારાં લક્ષણોવાળીને પરણે. તે સ્મૃતિમાં કહ્યું છે-'नोद्वहेत्कपिलां कन्यां

तुरसगोत्रां च मातुरप्यसपिण्डकाम् ॥६॥ असवर्णाविवाहोऽपि परदारनिवृत्तये । अतिकामाकुलस्यैव द्विजस्य विहितः पुरा ॥७॥

---

नाधिकाङ्गीं न रोगिणीम् । नालोमिकां नातिलोमां न वाचालां न पिङ्गलाम् ॥ न श्मश्रुव्यञ्जनवतीं न चैव पुरुषाकृतिम् । न घर्घरस्वरां क्षामां तथा काकस्वरां न च ॥ नानिबन्धेक्षणां तद्वत् वृत्ताक्षीं नोद्वहेद्बुधः । यस्याश्च रोमशे जङ्घे गुल्फौ यस्यास्तथोन्नतौ ॥ गण्डयोः कूपकौ यस्या हसन्त्यास्तां च नोद्वहेत् । नातिरूक्षरुचिं पाण्डुकरजामरुणेक्षणाम् ॥ अपीनहस्तपादां च नच तामुद्वहेद्बुधः । न वामनां नातिदीर्घां नोद्वहेत् सङ्गतभ्रुवम् ॥ नचातिच्छिद्रदशनां न करालमुखीं तथा ॥' ઇતિ. વળી સમાનગોત્રે રહિતનેજ પરણે. (આથી સમાન પ્રવરે રહિતપણાનું ઉપલક્ષણ કરવું, સમાન પ્રવર પણ ન જોઇએ) તેવી સ્મૃતિ છે–'असमानार्षगोत्रजाम्' ઇતિ. તથા જનક અને જનનીના સપિંડ સંબન્ધે વર્જીતને જ પરણે. સાપિંડ્યતો અવયવના અન્વયથી આવે છે. મસ્તક હસ્ત આદિક લક્ષણવાળો પિંડવિશેષ દેહ છે, તેના અવયવનો અન્વય માતાથકી અને પિતાથકી સંતાનમાં (માશી ફોઈ આદિકમાં) આવે છે, શરીર તો ષટ્કોશથી ઉપજે છે, અસ્થિ સ્નાયુ મજ્જા આ ત્રણ પિતાથકી અને ત્વચા માંસ રૂધિર આ ત્રણ માતાથકી થાય છે. તો પિતૃસ્વસા (ફોઈ) આદિક પિતાથકી અને માતૃસ્વસા (માશી) આદિક માતાથકી સપિંડભાવને પામે છે. શંકા–આ સાપિંડ સંબંધ સર્વત્ર જે કોઇ પ્રકારે પ્રાપ્ત થાય છે તો વિવાહનો સંભવજ નથી? તો એમ નથી. સંકોચે કરીને તેની વ્યવસ્થાની ઉપપત્તિ છે. તેવી સ્મૃતિ છે–'पञ्चमात्

स च पातित्यहेतुत्वादधुना तु कलौ युगे। निषिद्ध एव मुनिभिस्त-त्वज्ञैस्तं ततस्त्यजेत् ॥८॥ स्त्रीसम्बन्धेऽप्यपसारि क्षयि श्वित्रि कुलं त्यजेत्। अभिशस्तं च पतितं दुराचारं त्यजेत्सुधीः ॥९॥ पुंलक्षणविहीनां च वयसा चावरां स्वतः। सुशीलां सर्वभावेन द्विजः कन्यां समुद्वहेत् ॥१०॥ सुलक्षणापि दुःशीला कुलक्षण-शिरोमणिः। अलक्षणापि या साध्वी सर्वलक्षणभूस्तु सा ॥११॥ विवाहा ब्राह्मदैवार्षाः प्राजापत्यासुरौ तथा। गान्धर्वो राक्षसश्चापि

धर्मान् वर्ज्यानाहुर्मनीषिणः॥' ઇતિ. માટે પાતિત્યહેતુ અસવર્ણવિવાહને ધર્મજ્ઞ ત્યાગ કરે ॥૭-૮॥ કન્યાના દાનમાં અને આદાનમાં દૃષ્ટ અનર્થ અપસ્માર (વાઇનો વ્યાધિ) રોગવાળું, ક્ષયરોગવાળું, કોઢના રોગવાળું વિગેરે કુળને ત્યાગ કરે. કારણકે તે રોગો શુક્ર શોણિતદ્વારા વંશપરંપરામાં અનુ-પ્રવેશે છે. તથા અદૃષ્ટ અનર્થકારી અભિશસ્તબ્રહ્મહત્યાદિ અપવાદવાળું, પતિત-મદ્યપાનાદિવડે પતિતતાને પામેલું, દુરાચાર-પરસ્ત્રીસંગ પલાંડુલશુ-નાદિ ભક્ષણ આદિક દુરાચારવાળું વિગેરે કુળનેપણ સુધી નર ત્યાગ કરે. તેવાં વચનો છે-'महान्त्यपि समृद्धानि गोऽजाविधनधान्यतः। स्त्रीसम्बन्धे दशेमानि कुलानि परिवर्जयेत् ॥ हीनक्रियं निष्पुरुषं निश्छन्दो रोमशार्श-सम्। क्षय्यामयाव्यपस्मारिश्वित्रिकुष्ठकुलानि च' ઇતિ ॥૯॥ ડાઢી મુંછ આદિક પુરૂષલક્ષણે વર્જીત, પરણનાર પુરૂષથકી વયે કરીને નાની, સર્વ ભાવથી (મન વાણી કાય આ ત્રણ કરણથી) સુશીલા એવી કન્યાને દ્વિજ પરણે ॥૧૦॥ જે કન્યા રૂપે કરીને અપસરાને સમાન હોય પણ જો કામ ક્રોધ કલહ દ્વેષાદિ દુઃશીલા હોય તો તે કુલક્ષણશિરોમણિનો ત્યાગજ કરવો. જે કન્યા શીળવૃત્તાદિ સંપન્ના હોય અને તે ભલે રૂપે કરીને ન્યૂન હોય તો પણ તેજ રૂપાદિ સર્વે સુલક્ષણ સંપન્ના સમજવી ॥૧૧॥ બ્રાહ્મ આદિક ભેદથી આઠ પ્રકારનો વિવાહ છે. તેમાં વિપ્રને માટે બ્રાહ્મ દૈવ આર્ષ અને પ્રાજાપત્ય આ ચાર વિવાહો કહ્યા છે. ક્ષત્રિયને માટે આસુર ગાંધર્વ અને રાક્ષસ આ ત્રણ કહ્યા છે. વૈશ્યને પણ બહુધા આજ વિવાહો કહ્યા છે. હીનજાતિ શૂદ્રને (કે સંકર જાતિનાને) તો પૈશાચ વિવાહ કહ્યો છે.

पैशाचश्चेति कीर्तिताः ॥१२॥ चत्वारस्तत्र विप्राणामाद्याः प्रोक्तास्ततस्त्रयः । प्रायः क्षत्रविशोरुक्ता हीनजातेस्तथाऽष्टमः ॥१३॥ अग्निर्वैवाहिकश्चाथ ग्रहीतव्यो द्विजन्मना । देवतानां तु सर्वासां प्रीणनाय निरन्तरम् ॥१४॥ सोऽग्निस्तदा प्रमादेन गृहीतो न यदा तदा । विभागकाले दायस्य ग्रहीतव्यः प्रयत्नतः ॥१५॥ दाराग्निरहिते ज्येष्ठे सोदरे सति नानुजः । दारानग्नींश्च गृह्णीयात्प्रायश्चित्ती स्मृतोऽ-

---

ते ब्राह्मादि विवाहोनुं लक्षण मनुए कह्युं छे–'आच्छाद्य चार्चयित्वा च श्रुतशीलवते स्वयम् । आहूय दानं कन्याया ब्राह्मो धर्मः प्रकीर्तितः ॥ यज्ञे तु वितते सम्यगृत्विजे कर्म कुर्वते । अलङ्कृत्य सुतादानं दैवं धर्मं प्रचक्षते ॥ एकं गोमिथुनं द्वे वा वरादादाय धर्मतः । कन्यादानं तु विधिवदार्षो धर्मः स उच्यते ॥ सहोभौ चरतां धर्ममिति वाचाऽनुभाष्य तु । कन्याप्रदानमभ्यर्च्य प्राजापत्यो विधिः स्मृतः ॥ ज्ञातिभ्यो द्रविणं दत्त्वा कन्यायै च स्वशक्तितः । कन्याप्रदानं स्वाच्छन्द्यादासुरो धर्म उच्यते ॥ इच्छयाऽन्योन्यसंयोगः कन्यायाश्च वरस्य च । गान्धर्वः स च विज्ञेयो मैथुन्यः कामसम्भवः ॥ हत्वा छित्वा च भित्वा च क्रोशन्तीं रुदतीं बलात् । प्रसह्य कन्याहरणं राक्षसो विधिरुच्यते ॥ सुप्तां मत्तां प्रमत्तां वा रहो यत्रोपगच्छति । स पापिष्ठो विवाहानां पैशाचः कथितोऽष्टमः ॥' इति ॥१२-१३॥ दारानो स्वीकारवाळो द्विज सर्व देवताओना निरंतर प्रीणनमाटे अग्निने राखे. ते आ विवाहकाळे ग्रहण करेलो अग्नि वैश्वदेवादि स्मार्त कर्ममाटे योग्य कह्यो छे. ते आ अग्नि आवसथ्य नामथी कहेवाय छे. जो दारसंग्रह कर्या पछी प्रमादने लीधे आ अग्नि न ग्रहण कर्यो होय तो दायना (पिता संबंधिधनना) विभागकाळे प्रयत्नथी पण ग्रहण करवो. अन्यथा धर्मप्रच्युति थाय ॥१४-१५॥ ज्येष्ठभ्राता दारसंग्रह अने अग्निसंग्रहे वर्जित होय तो कनिष्ठभ्राता दाराग्निसंग्रहने न करे, जो तेनुं ग्रहण करे तो ते प्रायश्चित्ती थाय छे. तेवुं वचन छे–'सोदर्ये तिष्ठति ज्येष्ठे न कुर्याद्दारसङ्ग्रहम् । आवसथ्यं तथाऽऽधानं पतितस्त्वन्यथा भवेत् ॥' इति. तेवा ते बन्ने भ्राताओ मध्ये नानो भाई परिवेत्ता नामथी अने मोटो भाई परिवित्ति नामनी कहेवाय छे. ते

न्यथा ॥१६॥ परिवेत्ताऽनुजस्तत्र परिवित्तिश्च पूर्वजः । तावुभावपि विज्ञेयौ प्रायश्चित्तार्हणौ ध्रुवम् ॥१७॥ ज्येष्ठस्यानुज्ञया दोषो नास्त्येव परिवेदने । धनवृद्ध्यादिसक्ते वा ज्येष्ठे रोगिणि नास्तिके ॥१८॥ कर्म स्मार्तं विवाहाग्नौ कुर्वीत प्रत्यहं गृही । दायकालाहृते वापि श्रौतं वैतानिकाग्निषु ॥१९॥ स्थानानुकूल्याभावाद्वा दारिद्र्याद्वाऽप्यनग्निकः । यः स दद्यात्तु सन्ध्यान्ते सायंप्रातर्जलाञ्जलिम् ॥२०॥ सूर्यप्रजापतिभ्यां च नम इत्युच्चरन्दिवा । सूर्यस्थानेऽग्निमुच्चार्य सायं दद्याज्जलं तथा ॥२१॥ कृत्वाऽपि भार्यां कामेन यथेष्टाचरणे द्विजः । क्वापि नैव प्रवर्तेत मर्यादां पालयन्हरेः ॥२२॥ ऋतुकालेऽ-

---

બન્ને પણ નિશ્ચે પ્રાયશ્ચિત્તને યોગ્ય કહ્યા છે. (પ્રાયશ્ચિત્તતો આગળ આજ પ્રકરણમા કહેશે) ॥૧૬-૧૭॥ જ્યેષ્ઠ ભ્રાતાની આજ્ઞાથી કનિષ્ઠ ભ્રાતાને દારાગ્નિસંગ્રહમાં દોષ નથીજ. તથા જ્યેષ્ટ ભ્રાતા ક્ષયાદિ મહારોગવાળો હોય, ધનવૃદ્ધિ આદિકમા આસક્ત હોય અને નાસ્તિક–વેદવિશ્વાસવર્જીત હોય તો કનિષ્ઠને દારાગ્નિસંગ્રહમાં દોષ નથી. તેવું વચન છે–'क्लीबे देशान्तरस्थे च पतिते भिक्षुके तथा । योगशास्त्राभियुक्ते च न दोषः परिवेदने ॥' ઇતિ ॥૧૮॥ ગૃહી પ્રતિદિન વૈશ્વદેવાદિ સ્માર્તકર્મને વૈવાહિક અગ્નિમાં અથવા દાયવિભાગકાળમાં આણેલા અગ્નિમાં કરે. શ્રૌતકર્મ અગ્નિહોત્રાદિકને તો વૈતાનિક–આહવનીયાદિ અગ્નિમા કરે ॥૧૯॥ જે દ્વિજ સ્થાનની અનુકૂળતાના અભાવને લીધે કે દારિદ્ર્યોપદ્રવને લીધે વૈવાહિકાદિ અગ્નિના સંગ્રહે રહિત હોય તેતો સંધ્યાકર્મને અંતે પ્રાત હોમસમયે 'सूर्यप्रजापतिभ्यां नमः' એમ મંત્રને ઉચ્ચારતોથકો જલાંજલિને આપે. તથા સાયંહોમસમયે 'अग्निप्रजापतिभ्यां नम.' એમ ઉચ્ચારતો થકો જલાંજલિને આપે ॥૨૦-૨૧॥ જે આ દ્વિજ વૈરાગ્યે રહિત, માટેજ વનમાં પ્રવેશ કરવા અસમર્થ હોઇને ગૃહમાં રહીને દારાના સંગ્રહવાળો છે તે પણ 'ધર્મજ આશ્રમનું પ્રધાન રૂપ છે' એમ માનીને ભાર્યામા શાસ્ત્રના અવિરોધથી કામને ધર્મના શેષપણે ઉપભોગવે, પણ ક્યારેય યથેષ્ટપણે નહિ. ભગવાન્ જે સર્વના પ્રશાસિતા છે તેમણે શાસ્ત્રમર્યાદા બાંધી છે. માટેજ ગૃહ-

भिगमनं गृहस्थस्य श्रुतिर्जगौ। स षोडशनिशारूप ऋतुप्राप्तिदिनान्मतः ॥२३॥ युग्मा पुत्रार्थिनस्तत्र शस्ताः कन्यार्थिनोऽपराः। उत्तरामुत्तरा श्रेष्ठा प्राहुस्तत्रापि शर्वरीम् ॥२४॥ वर्ज्यांस्तत्रापि यत्नेन तिथ्यादींच्छृणु सत्तम!। आद्याश्चतस्रो यामिन्यो दिवसश्च निरन्तरम् ॥२५॥ श्राद्धाहः श्राद्धपूर्वाहः पर्वाणि निखिलानि च। दशमी द्वादशी चैव सङ्क्रान्तिव्रतवासराः ॥२६॥ वर्ज्येष्वेतेषु कालेषु नोपगच्छेत्स्त्रियं गृही। गच्छंस्तु पुरुषो मृत्वा मार्जारः श्वा च जायते ॥२७॥ भार्या च सर्वथा रक्ष्या सर्वोपायैर्गृहस्थितैः। अन्न

સ્થને ધર્મપ્રજાના શેષપણે ઋતુકાળમા ભાર્યાસગમનને 'ऋतौ भार्यामुपेयात्' એમ શાસ્ત્ર વિધાન કરે છે તે ઋતુકાળ ઋતુપ્રાપ્તિ દિવસથકી સોળ રાત્રિરૂપ માન્યો છે ॥૨૨-૨૩॥ તે સોળ રાત્રિઓમા પણ યુગ્મ-ષષ્ઠી અષ્ટમી આદિક સમસખ્યાક રાત્રિઓ પુત્રાર્થી માટે શ્રેષ્ઠ કહી છે અયુગ્મ-પચમી સપ્તમી આદિક વિષમસખ્યાક રાત્રિઓ તો કન્યાર્થી માટે પ્રશસ્ત માની છે તે યુગ્મ અયુગ્મ નિશાઓમાપણ ઉત્તરોત્તર-આગળ આગળ વર્તતી રાત્રિઓ શ્રેષ્ઠ છે 'આ સ્થળે નિશાપદ ગ્રહણ કર્યું છે તો રાત્રિએજ ઉપસગમન જણાવ્યુ છે કારણકે દિવસે કામનો પ્રતિષેધ કર્યો છે 'प्राणं वा एते प्रस्कन्दन्ति ये दिवा रत्या सयुज्यन्ते' એવી શ્રુતિ છે હે સત્તમ! તે સોળ રાત્રિયોમા પણ પ્રયત્નથી વર્જવા યોગ્ય તિથ્યાદિકને સાભળો-આદ્ય-ઋતુદર્શન રાત્રિથકી પ્રથમની ચાર રાત્રિઓ, અમાવાસ્યા પૂર્ણિમ દિ સર્વ પર્વો, દશમી, દ્વાદશી, વ્રતદિન સક્રમણદિન, શ્રાદ્ધદિન અને તેથકી પુર્વદિન, આ સર્વ તિથિઓ સ્ત્રીસગમા વર્જ્ય છે દિવસતો સદા વર્જ્યજ છે ॥૨૪-૨૬॥ આ ઉક્ત વર્જ્ય કાળોમા પત્નીને પામતો ગૃહી પુરૂષ મરીને પૂનર્જન્મમા માર્જાર કે શ્વાન થાય છે ॥૨૭॥ ગૃહિજનોએ સર્વ પ્રકારે ભાર્યાનુ સરક્ષણ કરવુ, ધનજ જેમ એમ આદરથી પ્રયત્નવડે સરક્ષણ કરવુ, ઇષ્ટપ્રાપણ અને અનિષ્ટનિવારણવડે પ્રેમથી સરક્ષણ કરવુ તથા તેતે સમયે સમુચિત અન્ન વસ્ત્ર વિભૂષણ વિગેરેના અર્પણથી સર્વદા સત્કાર કરવો તેણીઓના મનનો સતોષ કુળના શ્રેયસારૂ થાય છે તેવુ વચન

वस्त्रविभूषाद्यैर्माननीया च नित्यदा ॥२८॥ विवाहात्प्राक् पिता रक्षे-द्यौवने च पतिः स्त्रियम् । रक्षेयुर्वार्धके पुत्रा नास्ति स्त्रीणां स्वतन्त्रता ॥२९॥ स्वातन्त्र्येण विनश्यन्ति कुलजा अपि योषितः । अस्वातन्त्र्यमतस्तासां प्रजापतिरकल्पयत् ॥३०॥ परदारा न गन्तव्याः सर्ववर्णेषु कर्हिचित् । इष्टापूर्तायुषां हन्त्री परदारगतिर्नृणाम् ॥३१॥ आयुषस्तपसः कीर्तेस्तेजसो यशसः श्रियः । विनाशकारणं मुख्यं परदारप्रधर्षणम् ॥३२॥ यादृशं पुरुषस्येह परदारोपसेवनम् । न तादृशमनायुष्यं लोके किञ्चन विद्यते ॥३३॥ मनसा च प्रदुष्टेन ये

છે-'यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः । यत्रैतास्तु न पूज्यन्ते सर्वास्तत्राफलाः क्रियाः ॥ पितृभिर्भ्रातृभिश्चैताः पतिभिर्देवरैस्तथा । पूज्या भूषयितव्याश्च बहुकल्याणमीप्सुभिः ॥ शोचन्ति जामयो यत्र विनश्यत्याशु तत्कुलम् । न शोचन्ति तु यत्रैता वर्धते तद्धि सर्वदा ॥ तस्मादेताः सदा पूज्या भूषणाच्छादनाशनैः । भूतिकामैर्नरैर्नित्यं संस्कारेषूत्सवेषु च ॥' ઇતિ ॥૨૮॥ એણીઓને એમનો ઉદરભરણાદિ બધો ભાર કદાપિ સોંપી દેવો નહિ. પુરૂષ પોતેજ બાલ્યને આરંભીને વાર્ધકપર્યંત એણીનું આદરથી સરક્ષણ કરે. વિવાહ પહેલાં પિતા રક્ષણ કરે. તેથકી પર વયમાં ભર્તા રક્ષણ કરે. વૃદ્ધ વયમાં પુત્રો રક્ષણ કરે. તો એણીઓને સ્વાતંત્ર્ય યોગ્ય નથીજ ॥૨૯॥ વળી સ્વાતંત્ર્ય ચારિત્રનો વિભ્રંશ કરનાર પણ છે, મહાકુળમાં પ્રસવેલી પણ નારીઓ સ્વાતંત્ર્યથી વિનષ્ટ થઇ જાય છે-સ્વધર્મ થકી ભ્રષ્ટ થાય છે. માટેજ એણીઓનામાટે પ્રજાપતિએ અસ્વતંત્રતાજ ધર્મપણે કલ્પી છે ॥૩૦॥ પુરૂષે પરદારા કદાચિત્ પણ પામવી નહિ. આ સર્વે વર્ણને સાધારણ ધર્મ છે. પરદારાનું ગમન નરોના કરેલા ઇષ્ટ-યાગાદિકના તથા પૂર્ત-કરેલા દેવમદિરાદિકના સર્વ સુકૃતને વિનાશ કરે છે. અને આયુષને વિનાશ કરેછે ॥૩૧॥ વળી તપ તેજ કીર્તિ યશ તથા ઐશ્વર્ય અને આયુષને પ્રધાનપણે વિનાશક પરદારપ્રધર્ષણ છે ॥૩૨॥ આ લોકમાં પુરૂષને પરદારોપસેવન જેવું અનાયુષ્ય-આયુષને નાશ કરનારૂં છે તેવું બીજું કાંઇપણ મહત્તર પાપ નથી ॥૩૩॥ જે જનો કામભાવદૂષિત મન-

पश्यन्ति परस्त्रियम् । ते जन्मरोगिणो भूमौ जायन्ते पुरुषाः किल ॥३४॥ परदारेषु ये मूढाश्चक्षुर्दुष्टं प्रयुञ्जते । तेन दुष्टस्वभावेन जात्यन्धास्ते भवन्ति हि ॥३५॥ स्त्रीबन्धकाश्च स्त्रीद्वेषाः स्त्रीमण्डलविहारिणः । स्त्रीणां चानुप्रयोक्तारः स्त्रीभोगपरिभोगिनः ॥३६॥ स्त्रीदेवताः स्त्रीनियमाः स्त्रीवेषाः स्त्रीप्रहारिणः । स्त्रीभावाः स्त्रीकथालोभा ये च स्त्रीणां प्रलोभकाः ॥३७॥ यावन्तो रोमकूपाः स्युः स्त्रीणां गात्रेषु निर्मिताः । तावद्वर्षसहस्राणि नरकेषु पतन्ति ते

---

વડે પરસ્ત્રીને જુવે છે તે ભૂમિમાં જન્મરોગી થાય છે-જેજે યોનિમાં જન્મને ધારે છે ત્યાં ત્યા જન્મથીજ દુશ્ચિકિત્સિક મહારોગગ્રસ્ત થાય છે. વળી જે મૂઢો વારંવાર પ્રરૂઢ રાગવાળા ચક્ષુષને પરદારાવિષે પ્રેરે છે તેઓ દુષ્ટ સ્વભાવનેલીધે નિશ્ચે જાત્યંધ-જન્મથીજ અંધ થશે ॥૩૪-૩૫॥ વળી જેઓ સ્ત્રીબંધક-પરસ્ત્રીને બળાત્ એકાંતમાં અપહરીને તેને રોકી બાંધીને ભોગવવા પ્રવર્તે છે, જેઓ સ્ત્રીદ્વેષ-પોતાને નહિ અનુકૂળ થનારી પરવનિતાઓવિષે દ્વેષ કરેછે-પીડવા અવર્તેછે, જેઓ સ્ત્રીમંડળવિહારી-પરાંગનાના મંડળોમાં તેણીના પ્રલોભનમાટે પ્રવર્તેછે અથવા તેણીઓના મંડળમાં વિહાર કરેછે, જેઓ પરનારીઓને પરનરો સાથે ઉપભોગ-સંબંધને ઘટાવી આપેછે, જેઓ પરદારાઓને પ્રલોભાવીને તેના ધનથી તેણીઓ સાથે વિહાર કરેછે, જેઓ પરાંગનાઓને તેણીના ઉપભોગની આકાંક્ષાથી દેવનેજ જેમ એમ આરાધવા પ્રવર્તેછે, જેઓ ઉપરથી નિયમાદિ પ્રદર્શાવીને પોતાના વશપણાને પામેલી પરપત્નીઓને નિઃશંકપણે ઉપભોગવવા પ્રવર્તેછે, જેઓ પરદારાના સંગ્રહણ માટે સ્ત્રીવેષને ધરેછે, જેઓ સ્ત્રીપ્રહારી-સ્ત્રીયોમાટે પરસ્પર પ્રહાર કરેછે અથવા સ્ત્રીઓને પ્રહાર કરીને પણ બળાત્ તેણીનો ઉપભોગ કરેછે, જેઓ ઉપભોગસિદ્ધિ માટે સ્ત્રૈણભાવને ભજેછે, જેઓ પરાંગનાની ગાથાઓમાં અત્યંત લોભીયા છે, જેઓ પરસ્ત્રીયોને તેણીના અભિલષિત અર્થો આપીને પ્રલોભાવે છે તે આ સર્વે કામિપુરૂષો સ્ત્રિયોના ગાત્રમાં જેટલા રોમરૂપો વર્તેછે તેટલાં હજાર વર્ષો (એક એક રોમપ્રતિ હજાર હજાર વર્ષપર્યંત)

॥३८॥ भक्ष्यन्ते कृमिभिस्ते च तप्ततैलेषु पाचिताः । अग्निक्षारनदीभ्यां च प्राप्नुवन्त्येव वेदनाम् ॥३९॥ ये च मूढा दुराचारा वियोनौ मैथुने रताः । पुरुषेषु च दुष्प्रज्ञा जायन्ते तेऽत्र षण्डकाः ॥४०॥ विधवां न स्पृशेन्नारीं पुरुषो गृहवानपि । विना स्वासन्नसम्बन्धस्त्रियः कश्चिदनापदि ॥४१॥ मात्रा स्वस्रा दुहित्रापि न सहोपविशेद्रहः । यावदर्थं व्यवहरेदन्यथापि विचक्षणः ॥४२॥ स्त्रीणां प्रसङ्गस्त्विह मानवानां स्त्रैणस्य चाप्यस्ति हि बन्धहेतुः । ततो विवेकी द्विविधं तमुज्झेत्सज्जेत सत्स्वच्युतवल्लभेषु ॥४३॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे पञ्चमप्रकरणे धर्मोपदेशे गृहस्थधर्मेषु विवाहादिनिरूपणनामाऽष्टमोऽध्यायः ॥८॥

---

નરકમા પડીને દુઃખને પામેછે ॥૩૬-૩૮॥ તે નરકોમાં કૃમિઓ તેઓને ભક્ષણ કરેછે, એમ છતાં પણ કર્મવશતાનેલીધે નહિ મરતા તેઓને યમદૂતો તપાવેલા તેલમાં રાંધેછે, એમ કરતાંપણ પ્રાણને નહિ ત્યાગ કરતાં તેઓને પ્રદીપ્ત અગ્નિમાં અર્ધદગ્ધ કરીને ક્ષારોદક નદીમાં ફેંકી દેછે. એરીતે વિવિધ વેદનાને તે પાપો પામેછે ॥૩૯॥ જે મૂઢ દુરાચારો વિયોનિ પશુઓમાં કે પુરૂષોમાં મૈથુનમાટે પ્રવર્તેછે તે દુર્બુદ્ધિ પુરૂષો મરીને અન્ય જન્મમાં નપુંસક થાયછે ॥૪૦॥ ગૃહસ્થ કોઇ પણ પુરૂષ સમીપદેહસંબન્ધે રહિત વિધવા વનિતાઓના સ્પર્શમાત્રને પણ આપત્કાળ વિના નજ કરે ॥૪૧॥ ધર્મનિપુણ ગૃહીજન પોતાની માતા બ્હેન દીકરીની સાથે પણ એકાંત સ્થળમાં નજ બેસે. અન્યત્ર-પ્રકાશમાં પણ યાવત્પ્રયોજનજ તેણીયો સાથે વ્યવહાર કરે પણ અધિક ન કરે ॥૪૨॥ હે દ્વિજ ! જે હેતુમાટે લોકમાં સ્રીયો અને સ્રીલંપટ જનોનો પ્રસગ માનવોને બંધહેતુ-અત્યંત દુઃખહેતુ છે તે હેતુમાટે વિવેકી પુરૂષ તે બન્નેના પ્રસગને પરિત્યાગ કરીને ભગવાનને બહુ વહાલા સંતોવિષે આસક્ત થાય. કારણકે સતોનો સમાગમજ શ્રેયમાટે થાયછે ॥૪૩॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...પંચમપ્રકરણે ધર્મોપદેશે ગૃહસ્થધર્મેષુ વિવાહાદિનિરૂપણનામાઽષ્ટમોઽધ્યાયઃ ॥૮॥

श्रीनारायणमुनिरुवाच—शनैः शनैः सञ्चिनुयाद्धर्मं वल्मीकशृङ्गवत् । परपीडामकुर्वाणः परलोकसहायिनम् ॥१॥ धर्म एव सहायी स्यादमुत्र न परिच्छदः । पितृमातृसुतभ्रातृयोषिद्बन्धुजनादिकम् ॥२॥ देहे पञ्चत्वमापन्ने दग्ध्वा तं च सुतादयः । बान्धवा विमुखा यान्ति धर्मस्तमनुगच्छति ॥३॥ कामश्चेद्रक्षणीयः स्यात्कुतो दग्धः शिवेन

## [1]અધ્યાય ૯ મો.

શ્રીનારાયણમુનિ કહેછે-હે બ્રહ્મન્! ધર્મપત્નીના પરિગ્રહવાળો જન પરલોકમાં સહાયભૂત ધર્મને વલ્મીક-કીડીઓ આદિકે બનાવેલા રાફડાના શિખરની પેઠે ધીમે ધીમે પ્રવૃદ્ધિ પમાડે. તેમાં પ્રધાન ઉપાય પરપીડાથકી પ્રતિનિવૃત્તિ છે, આ રીતે પરપીડાથકી પાછો વળીને ધર્મનો સચય કરે. અન્યથા ધર્મે સંચેલો પણ પ્રણાશ પામી જાય ॥૧॥ આ લોકમાં જે પરિચ્છદ-ગૃહ આરામ ક્ષેત્ર પશુ ધન ધાન્યાદિ ઉપકરણ ભોગમાટે ઉપકારક છે અને જે પિતા માતા સુત ભ્રાતા ભાર્યા મિત્ર આદિક બન્ધુજનો આ લોકમાં સહાયપણે જણાયછે, તે ઉપકરણ અને તે બન્ધુઓ અમુત્ર-પરલોકમાં ઉપકારક થતાજ નથી. જે અહીં અનુષ્ઠાન કરેલો ધર્મ છે તેજ ત્યા સહાયી થાયછે ॥૨॥ જેઓમા પ્રતિદિન 'આ સુત મારે સહાય છે, આ સહોદર મારે સહાય છે' એવો પ્રત્યય (વિશ્વાસ) આવતો હતો તે સુતાદિ બન્ધુઓ આ દેહ મરણ પામતા તત્ક્ષણ તે આને ચિતાગ્નિમાં બાળીને વિમુખ-પાછળ નહિ જોઇને પોતપોતાના ગૃહપ્રતિ જાયછે. તે સમયે અસહાયી એની પાછળ અનુષ્ઠાન કરેલો એક ધર્મજ જાયછે. માટે સર્વથા મનુષ્યદેહથી ધર્મનુજ રક્ષણ કરવું. 'उत्सृज्य विनिवर्तन्ते ज्ञातयः सुहृदः सुताः । अपुष्पानफलान्वृक्षान् यथा तात पतत्रिण ॥ अग्नौ प्रास्तं तु पुरुषं कर्मान्वेति स्वयं कृतम् । तस्मात्तु पुरुषो यत्नाद्धर्मं सञ्चिनुयाच्छनैः ॥ એમ ભારતમા વિદુરે કહ્યુ છે ॥૩॥ શકા-ધર્મજ જેમ

[1] આ અધ્યાયમા ભગવાને ધર્મપ્રશસાપૂર્વક પાચ મહાયજ્ઞોનો વિધિ સવિસ્તર સ્પષ્ટ નિરૂપણ કર્યો છે.

सः । रक्ष्योऽर्थश्चेदरक्षन् किं हरिश्चन्द्रादयो न तम् ॥४॥ धर्मस्तु रक्षितः सर्वैरपि देहव्ययेन च । पुरातनैर्नृपतिभिर्दधीच्याद्यैस्तथर्षिभिः ॥५॥ धर्मेणैव हरिः प्रीतो भवत्याशु जगत्पतिः । ब्रह्माण्डमखिलं चैतद्धर्मेणैव धृतं किल ॥६॥ त्रिवर्गेऽपि गुणैर्ज्येष्ठो धर्मो ह्यर्थस्तु

એમ કામ અને અર્થપણ પુરૂષાર્થપણે પરિગણ્યા છે, તો અવશ્ય તે બન્ને સંપાદનીય અને સંરક્ષણીય છે ? સમાધાન-આ અર્થ ન્યાય્ય નથી. જો કામ સંરક્ષણીય હોય તો તે શિવે કેમ બાળી દીધો, શિવે બાળી દીધો છે તે ઉપરથી તે રક્ષણીય નથી એમ સ્પષ્ટ જણાયછે. તથા અર્થ જો રક્ષણીય હોય તો તે હરિશ્ચંદ્રાદિ રાજાઓએ તૃણવત્ અનાદરથી કેમ ત્યાગ કરી દીધો, તેમણે ત્યાગ કરી દીધો છે તે ઉપરથી તે રક્ષણીય નથી એમ જણાય છે, તો અર્થ કામની સ્વતંત્રપણે પુરૂષાર્થતા નથી, પરંતુ ધર્મનાજ એક શેષપણે છે. ભાર્યાસંગ્રહપણ ધર્માર્થે છે, અર્થસંગ્રહપણ યજ્ઞદાનાદિ ધર્માર્થે છે, તેમાં તે જો વિરોધી થાય તો ત્યાજ્યજ છે ॥૪॥ માટેજ સર્વ કોઇ પુરાતન શિબિપ્રમુખ મહાનૃપોએ અને દધીચિપ્રમુખ મહર્ષિઓએ દેહના વિનાશે કરીનેપણ ધર્મનુંજ રક્ષણ કર્યુંછે ॥૫॥ કુળથી કે ધનથી કે વિદ્યાથી જગત્પતિ ભગવાન્ પ્રસન્ન થતા નથી, કિંતુ ધર્મના અનુષ્ઠાનથીજ તત્કાળ પ્રસન્ન થાયછે. આ અખિલ બ્રહ્માંડ કે જે વ્યવસ્થિત વિવિધ લોકવાળું, નિયમિત સૂર્યાદિગ્રહમંડળવાળું છે તેપણ ધર્મે ધાર્યુંથકુંજ નિશ્ચે રહેછે ॥૬॥ ત્રિવર્ગરૂપ પુરૂષાર્થમાં પણ ધર્મને પ્રથમપણે પરિગણ્યો છે, તે પછી અર્થ કામને ગણ્યા છે. કારણ કે ધર્મ ગુણોએ કરીને તે બન્નેથકી જ્યેષ્ઠ છે, કામતો અર્થની અપેક્ષાએ કનિષ્ઠ છે, માટેજ તેમાં કામ અંતે ગણ્યો છે, માટે અર્થ કામનો અનાદર કરી ધર્મનો સમાશ્રય કરવો. આમાં આ મોટાપણું ગુણે કરીને ધર્મનું છે. અર્થ કામ દેહની સાથે નાશ થાય છે, ધર્મતો દેહિની પાછળ અનુવર્તે છે, અર્થકામ કદાચિત્ આપદાને આપે છે, ધર્મતો પુરૂષને આપદાથકી રક્ષણ કરેછે, અર્થ કામ વિપરીત વાસનાનો ઉદ્ભવ કરવાદ્વારા અધોગતિ કરેછે, ધર્મતો ઉત્તમ ગતિનેજ પમાડેછે, અથાપિ આ ધર્મકામની પુરૂષાર્થતાતો ધર્મના ઉપયો-

मध्यमः । कामो यवीयाननुदितस्तस्माद्धर्मं समाश्रयेत् ॥७॥ धर्मावि-
रुद्धः सेव्योऽर्थः कामोऽपि च तथाविधः । तस्यैश्वर्याणि धर्मस्य दश
प्रोक्तानि सूरिभिः ॥८॥ तपो दानं क्षमा श्रद्धा भावशुद्धिर्बहुश्रुतम् ।
यज्ञक्रिया दया सत्यं संयमश्चेति सन्मते ! ॥९॥ धर्मेणैवर्षयस्तीर्णा
धर्मे लोकाः प्रतिष्ठिताः । धर्मेणैवाधिरे देवाः सेव्यो धर्मस्ततो
मतः ॥१०॥ तस्माद्धर्मपरो भूत्वा गृही पञ्च महामखान् । कुर्या-
न्नित्यं पञ्चसूनादोषनाशार्थमादृतः ॥११॥ कण्डनी पेषणी चुल्ली ह्युद-
कुम्भी च मार्जनी । पञ्चसूना गृहस्थस्य कथ्यन्ते पापहेतवः ॥१२॥

ગિપણે જાણવી. માટેજ ધર્મથકી નહિ વિરૂદ્ધ એવા અર્થ કામની સેવ્યતા શાસ્ત્રમાં કહી છે. આવા ગુણે કરીને જ્યેષ્ઠ ધર્મના સાધકપણે મુનિઓએ કહેલા ગુણો જે તેના અનુબન્ધિ ઐશ્વર્યરૂપ દશ છે તે જાણવા ॥૭–૮॥ હે સન્મતે! તે ગુણો–તપ-વિહિતભોગસંકોચરૂપ, દાન, ક્ષમા, શ્રદ્ધા, ભાવ-શુદ્ધિ–અસૂયાદિ દોષોએ રહિતપણારૂપ, બહુશ્રુત-તત્ત્વવેત્તાથકી મેળવેલું બહુશ્રવણ, યથાશક્તિ યજ્ઞાચરણ, દયા, સત્ય, સંયમ-સ્વચ્છંદતાનો પ્રતિરોધ, આ દશ કહ્યા છે ॥૯॥ જે મહર્ષિઓ પૂર્વે તીર્ણાઃ–જ્ઞાનવિરોધી વિપરીત

तद्दोषपरिहारार्थं कार्याः पञ्च महामखाः । ग्रस्तोऽन्यथा तु तैः पापैर्नरकान्प्राप्नुयाद्गृही ॥१३॥ दैवश्च भौतिकः पैत्रो ब्राह्मो मानुष इत्यमी । प्रोक्ताः पञ्च महायज्ञाः सर्वदोषापहारकाः ॥१४॥ शालाग्नौ साग्निकोऽनग्निः पचनाग्नौ यथाविधि । देवताभ्यो हविर्देयाद्देवयज्ञः स उच्यते ॥१५॥ जले वा भुवि होतव्यमग्न्यभावे द्विजन्मना । अन्नाभावे तु शाकाद्यैरपि दैवं समाचरेत् ॥१६॥ हुतशेषेण चान्नेन

અવર્જનીય છે ॥૧૨॥ તે આ પાચસૂના દોષના નિવારણમાટે પાચ મહાયજ્ઞો અવશ્ય ગૃહસ્થે કરવા અન્યથા-ન કરે તો તે પાંચ પાપોએ લીંપાયો થકો ગૃહસ્થ નર નરકોને પામે ॥૧૩॥ દેવયજ્ઞ ભૂતયજ્ઞ પિતૃયજ્ઞ બ્રહ્મયજ્ઞ મનુષ્યયજ્ઞ, એમ આ પાચ મહાયજ્ઞો સર્વ પચસૂનાદોષને હરનારા છે ॥૧૪॥ હવે એના લક્ષણો કહે છે-તેમાં, દેવતાઓને હવિષ્ જે અપાય તે આ દેવયજ્ઞ (વૈશ્વદેવ નામનું કર્મ) કહ્યો છે. સાગ્નિક સ્માર્તાગ્નિ સહિત હોય તો શાળાગ્નિ-આવસથ્ય અગ્નિમાં યથાવિધિ હવિષને હોમે. જો અનગ્નિક-અગ્નિગ્રહણે રહિત હોય તો તે લૌકિક પાકઅગ્નિમાંજ હોમે. જે અગ્નિમા પાક કરવામાં આવતો હોય તેને વિષેજ હોમે આવી વ્યવસ્થા જાણવી, તેમાં વચન છે-'शालाग्नौ लौकिके वाथ जले भूम्यामथापि वा । वैश्वदेवस्तु कर्तव्यो देवयज्ञः स वै स्मृतः । यदि स्याल्लौकिके पाकस्ततोऽन्नं तत्र हूयते । शालाग्नौ तु पचेदन्नं विधिरेष सनातनः ॥' ઇતિ. 'शालाग्नौ वा पचेदन्नं लौकिके वापि नित्यशः । यस्मिन्नग्नौ पचेदन्नं तस्मिन् होमो विधीयते ॥' ઇતિ તે આ વૈશ્વદેવ નામનો દેવયજ્ઞ પુરૂષસંસ્કાર છે પણ અન્નસંસ્કાર નથી. તેમ જો હોય તો પ્રત્યેક પાકમા તેની કર્તવ્યતા આવી પડે, માટે મનુ પણ બીજી વાર વૈશ્વદેવને પ્રતિષેધ કરે છે-'वैश्वदेवे निवृत्ते तु यद्यन्योऽतिथिराव्रजेत् । तस्याप्यन्नं यथाशक्ति प्रदद्यान्न बलिं हरेत् ॥' ઇતિ. 'ફરી પાક કરીને આપે પણ બળિને ન આપે' એવી એની વ્યાખ્યા છે ॥૧૫॥ દ્વિજાતિએ જો અગ્નિનો અભાવ હોય તો જળમાં કે ભૂમિ ઉપર હોમ કરવો અન્નના અભાવમા તો શાકાદિવડે પણ વૈશ્વદેવ કરવો. ॥૧૬॥ લિંપવા વિગેરેવડે શુદ્ધ કરેલા ભૂતળમા હોમતાં બાકી રહેલા

संस्कृते भूतले बलीन्। भूतेभ्य आहरेन्नित्यं भूतयज्ञः स चोच्यते ॥१७॥ स्वाध्यायो ब्रह्मयज्ञः स्यात्स चेत्प्राक्तर्पणान्न हि। कृतस्तदा तु कुर्वीत यथाशक्ति तदैव तम् ॥१८॥ प्रातश्चेत्सङ्गवादूर्ध्वमन्ते वा नित्यकर्मणाम्। अथवा वैश्वदेवान्ते ब्रह्मयज्ञस्त्रिधा मत. ॥१९॥ आवर्तनेऽवगाह्याप्सु कुशपाणिस्तु बह्वृचः। ब्रह्मयज्ञं प्रकुर्वीत सन्ध्यां माध्याह्निकीं ततः ॥२०॥ स्नानं कृत्वा तु मध्याह्ने द्विजः सन्ध्यामुपास्य च। ब्रह्मयज्ञं ततः कृत्वा तर्पयेत्तैत्तिरीयकः ॥२१॥ स्ववेदसंहिताध्यायं सूक्तं वा पौरुषं पठेत्। श्रीसूक्तयुक्तं वाशक्तः

અન્નથી પર્જન્ય પૃથ્વી આદિક ભૂતોને બળી નિત્ય સમર્પે તે ભૂતયજ્ઞ કહ્યો છે ॥૧૭॥ યથાશક્તિ સ્વશાખાનું અધ્યયન તે બ્રહ્મયજ્ઞ કહ્યો છે. તેવી શ્રુતિ છે-'यत् स्वाध्यायमधीयीतैकामप्यृचं यजु साम वा तद् ब्रह्मयज्ञ.' ઇતિ તેવી સ્મૃતિ છે-'स्वशाखाध्ययन विप्र ब्रह्मयज्ञ इति स्मृत.' ઇતિ તે આ બ્રહ્મયજ્ઞ તર્પણ કર્યા પહેલાજ કરવો જે તે સમયે ન કર્યો હોય તો વૈશ્વદેવને અંતે યથાશક્તિ કરવો. કાળમા વિકલ્પ સ્મૃતિએ કહ્યો છે-જો પ્રાતઃકાળમા કરે તો સંગવ સમયથકી ઊર્ધ્વ કરે અથવા સ્નાનાદિ નિત્યકર્મોને અંતે કરે અથવા વૈશ્વદેવને અંતે કરે, એરીતે બ્રહ્મયજ્ઞ કાળ ભેદથી ત્રણ પ્રકારનો માન્યો છે તેવું વચન પણ છે-'स चार्वाक् तर्पणात् कार्यः पश्चाद्वा प्रातराहुतेः। वैश्वदेवावसाने वा नान्यदा तु निमित्ततः ॥' ઇતિ ॥૧૮-૧૯॥ ઋગ્વેદીતો બ્રહ્મયજ્ઞાર્થે જળમા પ્રવેશ કરી દર્ભ હાથમાં લઇને બ્રહ્મયજ્ઞને કરે. પછી માધ્યાહ્નિકી સંધ્યાને કરે ॥૨૦॥ તૈત્તિરીયશાખાધ્યાયી તો મધ્યાહ્ને સ્નાન કરી માધ્યાહ્નિકી સંધ્યાનું સમુપાસન કરી પછી બ્રહ્મયજ્ઞને કરે તે પછી તર્પણ કરે. શ્રુતિ બ્રહ્મયજ્ઞને પ્રશંસેછે-'उत्तमं नाकमधिरोहति उत्तमः समानाना भवति यावन्तं हवा इमां वित्तस्य पूर्णां ददत् स्वर्गलोकं जयति तावन्तं लोक जयति भूयांसं चाक्षय्य चापपुनर्मृत्यु जयति ब्रह्मणः सायुज्य गच्छति' ઇતિ. સ્મૃતિપણ પ્રશસેછે-'यं य क्रतुमधीयीत तस्य तस्याप्नुयात् फलम्' ઇતિ ॥૨૧॥ પોતાની વેદસંહિતાના એકપણ અધ્યાયનો પાઠ કરે. અથવા અશક્ત લક્ષ્મીસૂક્તસહિત પુરુષસૂક્તનો પાઠ કરે. તેમાં પણ અશક્ત ઋવિ-

स्तोत्रमार्षं रमापतेः ॥२२॥ वेदादिपाठासामर्थ्ये स्वाध्यायार्थं सकृ-
ज्जपेत् । द्विजः सप्रणवां भक्त्या गायत्रीं निगमात्मिकाम् ॥२३॥
पितृुद्देशेन सततमेकं विप्रं तु भोजयेत् । अशक्तो भुवि पिण्डं वा
दद्यात्पितृमखस्तु सः ॥२४॥ गोभ्यः श्वभ्यश्च काकेभ्यः क्षुद्रजी-
वेभ्य आहरेत् । किञ्चिदन्नं ततो द्वारि प्रतीक्षेतातिथिं स्थितः ॥२५॥
वृद्धं बालं युवानं वा मूर्खं वा पण्डितं नरम् । वैश्वदेवान्तसम्प्राप्तं

પ્રણીત વિષ્ણુસ્તોત્રનો પાઠ કરે ॥૨૨॥ વેદાદિ પાઠનુ સામર્થ્ય ન હોય તો સ્વાધ્યાયસિધ્ધ્યર્થે એકવાર પ્રણવસહિત ગાયત્રીને જપે. કારણ કે તે આ ગાયત્રી સકળ વેદસ્વરૂપાજ માની છે 'ब्रह्मयज्ञस्य सिद्ध्यर्थं गायत्र्येकां जपेत्ततः । तेन प्रीतिं परां याति देवदेवो जनार्दनः ॥' એવી સ્મૃતિ છે ॥૨૩॥ હવે પિતૃયજ્ઞને નિરૂપેછે–પ્રતિદિન પોતાના પિતાના ઉદ્દેશથી એક વિપ્રને જમાડે અશક્તતો ભૂમિઉપર એક પિંડ પિતાઅર્થે મુકે તે આ પિતૃયજ્ઞ કહ્યો છે ॥૨૪॥ તે પછી ગાયો શ્વાનો કાગડાઓ અને બીજા ક્ષુદ્ર કીડીઓ વિગેરે જીવોને કિંચિત્ અન્ન અર્પે–એમને નિમિત્તે અન્નને ભૂમિઉપર મુકે. (આ તો બળિકર્મના અવશેષભૂત છે, એનો ભૂતયજ્ઞમાં સમાવેશ સમજવો) તેવી સ્મૃતિ છે–'शुनां च पतितानां च श्वपचां पापरोगिणाम् । वायसानां कृमीणां च शनकैर्निर्वपेद्भुवि ॥' ઇતિ. આ રીતે ભૂતોને અન્ન અર્પીને પોતાના ગૃહદ્વારમાં રહીને અતિથીની વાટ જુવે ॥૨૫॥ તે સમયે જે કોઇ વૃદ્ધ કે બાળ કે યુવા કે પંડિત કે મૂર્ખ આવે તે આ વૈશ્વદેવના અંતમાં યદૃચ્છાથી આવેલા અતિથિને 'આ સાક્ષાત્ વિષ્ણુજ આવ્યા છે' એમજ માને (અનાદર ન કરે, આદરથી આરાધે) અતિથિનું આ લક્ષણ છે–જે મન્વાદિ યુગાદિ-પ્રમુખ તિથિવિશેષોમાં દ્રવ્યલાભને ઉદ્દેશીને આવે છે તે આ અભ્યાગત કહેવાય, તેવો નહિ હોઇને ગ્રામાંતરથકી પ્રથમથી કાંઇ સંકેત કર્યા વિના બુભુક્ષાથી કેવળ આવે છે તે આ અતિથિ કહ્યો છે. તેવું વચન છે–'तिथि-पर्वोत्सवाः सर्वे त्यक्ता येन महात्मना । सोऽतिथिः सर्वभूतानां शेषानभ्यागतान् विदुः ॥' 'अनित्यमागतो यस्मात्तस्मादतिथिरुच्यते' 'न मित्रमतिथिं कुर्यान्नैकग्रामनिवासिनम् । अज्ञातकुलनामानं तत्काले समुपागतम् ॥ बुभुक्षु-मागतं श्रान्तं याचमानमकिञ्चनम् । ब्राह्मणं प्राहुरतिथिं स पूज्यः शक्तितो

**मन्येतातिथिमच्युतम् ॥२६॥ हन्तकारमथाग्रं वा भिक्षां वा शक्तितो द्विजः । दद्यादतिथये नित्यं मानुषो यज्ञ इत्यसौ ॥२७॥ ग्रासमात्रं**

बुधैः ॥' ઇતિ. વળી આગળ ભગવાન્ સ્વયં કહેશે. જેતો ગુણવિશેષનો નિયમ જમાડવાપણામાં સ્મૃતિવિષે 'नष्टशौचे व्रतभ्रष्टे विप्रे वेदविवर्जिते । दीयमानं रुदत्यन्नं किं मया दुष्कृतं कृतम् ॥' એમ સ્મૃતિમાં પ્રદર્શાવ્યો છે તેતો આ અતિથિમાં નહિ. હવ્યકવ્યાદિકમાંજ તે જાણવું. માટેજ 'मूर्खं वा पण्डितं नरम्' એમ કહ્યું. અન્યત્ર પણ સ્મૃતિએ કહ્યું છે-'द्वेष्यो वा यदि वा द्वेष्यो मूर्खः पण्डित एव वा । सम्प्राप्तो वैश्वदेवान्ते सोऽतिथिः स्वर्गसङ्क्रमः ॥' ઇતિ. એ રીતે મૂર્ખજ જેમ એમ પાપીપણ આતિથ્યને યોગ્ય છે એમ સ્મૃતિ કહે છે-'पापो वा यदि चण्डालो विप्रघ्नः पितृघातकः । वैश्वदेवे तु सम्प्राप्तो सोऽतिथिः स्वर्गसङ्क्रमः ॥' ઇતિ. આમાં આતિથ્યતો ભોજન કરાવામાત્ર જાણવું, પણ 'अतिथिं तत्र सम्प्राप्तं पूजयेत्स्वागतादिना । अर्घ्यासनप्रदानेन पादप्रक्षालनेन च ॥ श्रद्धया चान्नदानेन प्रियप्रश्नोत्तरेण च । गच्छन्तं चानुयानेन प्रीतिमुत्पादयेत् गृही ॥' આ સ્મૃતિએ કહેલું અર્ઘ્યાસનપ્રદાનાદિ સત્કરણપણ જાણવું નહિ. માટેજ સ્મૃતિ 'चण्डालो वा श्वपाको वा काले यः कश्चिदागतः । अन्नेन पूजनीयश्च परत्र हितमिच्छता ॥' 'चण्डालो वाऽथवा पापः शत्रुर्वा पितृघातकः । देशकालाभ्युपगतो भरणीयो मतो मम ॥' એમ કહેછે. આ અતિથિના ગોત્રાદિકની પરીક્ષા ન કરવી. 'पूर्वमेव परीक्षेत ब्राह्मणान् वेदपारगान्' આ સ્મૃતિએ કરવાની કહેલી પરીક્ષા હવ્યકવ્યમાંજ જાણવી. માટેજ સ્મૃતિ 'न पृच्छेद्गोत्रचरणे न स्वाध्यायं श्रुतं तथा । हृदये कल्पयेद्देवं सर्वदेवमयो हि सः ॥' 'न पृच्छेद्गोत्रचरणे देशं नाम कुलं श्रुतम् । अध्वनोऽभ्यागतं विप्रं भोजनार्थमुपस्थितम् ॥' 'स्वाध्यायगोत्रचरणमपृष्ट्वा च तथा कुलम् । हिरण्यगर्भबुद्ध्या तं मन्येताभ्यागतं गृही ॥' એમ કહેછે ॥૨૬॥ તે અતિથિઓને યથાશક્તિ અન્નદાન કરવું એમ હવે કહે છે-દ્વિજાતિ હંતકારપરિમિત અન્ન અથવા અગ્રપરિમિત અન્ન અથવા ભિક્ષાપરિમિત અન્ન યથાશક્તિ નિત્ય અતિથિને આપે. આ રીતે આ મનુષ્યયજ્ઞ થાય ॥૨૭॥ તેમાં હંતકારાદિ શબ્દથી કહેવા ઇચ્છેલો પરિમાણવિશેષ કહેછે-એક ગ્રાસપરિમિત

भवेद्भिक्षा तासामग्रं चतुष्टयम् । अग्राणि चापि चत्वारि हन्तकारोऽभिधीयते ॥२८॥ अतिथिं तत्र सम्प्राप्तमन्नाद्येनोदकेन च । सम्पूजयेद्यथाशक्ति गन्धपुष्पादिभिस्तथा ॥२९॥ न मित्रमतिथिं कुर्यान्नैकग्रामनिवासिनम् । तत्कालायातमज्ञातनामगोत्रं हि तं विदुः ॥३०॥ न पृच्छेद्गोत्रचारित्रं न स्वाध्यायं च पण्डितः । शोभनाशोभनाकारं तं मन्येत प्रजापतिम् ॥३१॥ अनित्यं हि स्थितो यस्मात्तस्मादतिथिरुच्यते । तस्मिंस्तृप्ते नृयज्ञोत्थादृणान्मुच्येद्गृहाश्रमी ॥३२॥ अध्वगः क्षीणवृत्तिश्च विद्यार्थी च विरागवान् । यतिश्च ब्रह्मचारी च षडेते धर्मभिक्षुकाः ॥३३॥ यतिर्मत्याग्निहोत्री च यश्चात्र

અન્નને ભિક્ષા કહેછે. ચાર ગ્રાસપરિમિત અન્નને અગ્ર કહેછે. સોળ ગ્રાસપરિમિત અન્નને હતકાર કહે છે. 'ग्रासमात्रं भवेद्भिक्षा अग्रं ग्रासचतुष्टयम् । हन्तः षोडशभिर्ग्रासैरूर्ध्वं भोजनं स्मृतम् ॥' એમ વ્યાસે કહ્યું છે ॥૨૮॥ વૈશ્વદેવ કર્મને અંતે આવેલા પૂજ્યયોગ્ય અતિથિને યથાશક્તિ અન્નોદકવડે અને ચંદન પુષ્પાદિવડે પૂજે ॥૨૯॥ મિત્રને અને એક ગ્રામનિવાસીને અતિથિ ન કરે. કારણ કે જેનું નામ ગોત્ર અજ્ઞાત હોય અને જે વૈશ્વદેવાંતસમયે યદૃચ્છાથી આવેલો હોય તેને અતિથિ કહ્યો છે ॥૩૦॥ વિવેકી દ્વિજ તેના ગોત્ર ચારિત્રાદિકને પુછે નહિ. અધ્યયનસંપત્તિને પુછે નહિ. શોભન આકારવાળો કે અશોભન આકારવાળો હોય તે આવેલા અતિથિને પ્રજાપતિજ માનીને સત્કાર કરે ॥૩૧॥ જે હેતુ માટે આ ઇતર વૃત્તિવિશેષાદિ નિમિત્તની અપેક્ષા નહિ રાખીને કેવળ બુભુક્ષાથી અનિત્ય આવેછે માટે તે અતિથિ કહ્યો છે. તે અતિથિ તૃપ્ત થતાં મનુષ્યયજ્ઞ નિમિત્તના ઋણથકી ગૃહાશ્રમી મુકાયછે ॥૩૨॥ જે અધ્વગ-તીર્થયાત્રાદિનિમિત્તે ગૃહથકી નીકળેલો વટેમાર્ગુ હોય, જે ક્ષીણકૃષિકાવૃત્તિવાળો હોય, જે વિદ્યાર્થી હોય, જે વિરક્ત-ગૃહક્ષેત્રાદિકનો ત્યાગ કરી રહેલો સાધુ હોય અને જે યતિ બ્રહ્મચારી હોય તે આ છ જણા ધર્મભિક્ષુક-અતિથિની પેઠે અન્નથી તૃપ્ત થતાં અન્નદાતાના ધર્મને વૃદ્ધિ પમાડનારા હોવાથી ધર્મભિક્ષુક કહ્યા છે ॥૩૩॥ સંન્યાસી, બ્રહ્મચારી, અગ્નિહોત્રી, વિષ્ણુયાગાદિમહાયજ્ઞકર્તા, આ સર્વે પ્રતિ-

मपाकृद्विजः । सदैतेऽतिथयः प्रोक्ता अपूर्वाश्च दिने दिने ॥३४॥ तेभ्यो न दत्त्वा पुरुषो योऽन्नं भुङ्क्ते गृहाश्रमी । स पापं केवलं भुङ्क्ते पुरीषं चान्यजन्मनि ॥३५॥ अतिथिर्यस्य भग्नाशो गृहात्प्रतिनिवर्तते । स दत्त्वा दुष्कृतं तस्मै पुण्यमादाय गच्छति ॥३६॥ अप्यम्बुना वा शाकेन यच्च वाऽश्नाति स स्वयम् । तेनैव पूजयेच्छक्त्या गृहस्थोऽतिथिमादरात् ॥३७॥ अन्नाच्छादनदानेषु पात्रं नैव विचारयेत् । अन्नस्य क्षुधितः पात्रं विवस्त्रो वसनस्य च ॥३८॥ इत्येष पञ्चयज्ञानां विधिः सङ्क्षेपतो मया । प्रोक्तो गृहस्थाश्रमिणा योऽनुष्ठेयो हि सर्वथा ॥३९॥ अकृत्वा यो द्विजो मोहान्नित्यं पञ्चमहामखान् । भुञ्जीत चेत्स मूढात्मा तिर्यग्योनिं प्रपद्यते ॥४०॥ स पञ्चसूनाजनितेन भूम्ना दोषेण लिप्तो यमयातनाश्च ।

---

દિન આવતા અપૂર્વ અતિથિઓજ જેમ એમ સદૈવ અતિથિઓ માન્યા છે (અતિથિ સમાનધર્મેવાળા છે) ॥૩૪॥ તે અતિથિઓને અન્ન નહિ આપીને જે ગૃહસ્થ જન જમેછે તે કેવળ પાપનેજ ખાયછે અને અન્ય જન્મમા વિષ્ટાને ખાનારો થાય છે ॥૩૫॥ જે અતિથિ જેના ગૃહથકી અન્નયાચના વ્યર્થ થતા ભગ્નાશ થઇને પાછો જાયછે તે અતિથિ તે ગૃહસ્થને પોતાનુ પાપ આપીને તેનુ પુણ્ય સ્વય સ્વીકારીને જાયછે ॥૩૬॥ જે અતિથિપૂજક સ્વય ગૃહસ્થ જે અન્ન કે શાક કે ફળ કે જળમાન જમતો હોય તે તે અન્નથી કે શાકથી કે ફળથી કે જળથીજ અતિથિને આદરથી યથાશક્તિ આરાધે, પણ અતિથિઅર્થ અવશ્ય ઉત્તમ અન્નમાટે યત્ન કરે નહિ ॥૩૭॥ અન્ન અને આચ્છાદનના દાનમા પાત્રના વિદ્યાદિગુણવિશેષનો વિચાર નજ કરે કેમકે અન્નનુ પાત્ર ક્ષુધાતર પ્રાણિમાત્ર છે આચ્છાદનનુ પાત્ર વસ્ત્રવિહીન માનુષ જાતિમાત્ર છે ॥૩૮॥ હે દ્વિજ ! આ પ્રકારે મેં પાચ મહાયજ્ઞોનો વિધિ જે ગૃહસ્થાશ્રમિએ સર્વથા અનુષ્ઠાન કરવાનો છે તે તમોને સક્ષેપમા નિરૂપણ કરી બતાવ્યો ॥૩૯॥ જે મૂઢાત્મા દ્વિજ મોહને લીધે પ્રતિદિન પાચ મહામખોને કર્યા વિના ભોજન કરે તે પશુપક્ષ્યાદિ તિર્યગ્યોનિને પામેછે ॥૪૦॥ પાચ મહાયજ્ઞોનુ અનુષ્ઠાન નહિ કરનારો ગૃહસ્થ દ્વિજ

हित्वा नृदेहं लभते द्विजन्मा सुधीस्ततस्तान्विदधीत नित्यम् ॥४१॥
इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे पञ्चमप्रकरणे धर्मोपदेशे गृहस्थधर्मेषु स्मार्तकर्मविधिनिरूपणनामा नवमोऽध्यायः ॥९॥

श्रीनारायणमुनिरुवाच—श्रुतिस्मृत्युदितः सम्यक्साधुभिर्यश्च सेवितः । तमाचारं निषेवेत गृही नान्यं तु कश्चन ॥१॥ स्नानसन्ध्यापरो नित्यं सत्यवादी जितेन्द्रियः । अनसूयो मृदुः शान्तो लोभमोहविवर्जितः ॥२॥ सावित्रीजाप्यनिरतो गोब्राह्मणहिते रतः ।

---

પૂર્વોક્ત કડની આદિક પચસૂનાજન્ય મહાદોષથી અનુલેપાયો થકો મરીને યમયાતનાને પામેછે. માટે સુબુદ્ધિ ગૃહસ્થ પચ મહાયજ્ઞોને પ્રતિદિન કરે ॥૪૧॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...પંચમપ્રકરણે ધર્મોપદેશે ગૃહસ્થધર્મેષુ સ્માર્તકર્મવિધિનિરૂપણનામા નવમોઽધ્યાયઃ ॥૯॥

## [1]અધ્યાય ૧૦ મો.

શ્રીનારાયણમુનિ કહેછે–હે બ્રહ્મન! શ્રુતિ સ્મૃતિ અને સદાચાર આ ત્રણ ધર્મનિર્ણયમાં પ્રમાણ છે. 'सदाचारः स्मृतिर्वेदास्त्रिविधं धर्मलक्षणम्' એમ મોક્ષધર્મમાં કહ્યું છે. 'साधूनां समयश्चापि प्रमाणं वेदवद्भवेत्' એમ માત્સ્યમાં કહ્યું છે. તો શ્રુતિસિદ્ધજ જેમ સ્મૃતિસિદ્ધજ જેમ એમ સદાચારસિદ્ધ ધર્મોનું ગૃહિજને અવશ્ય અનુષ્ઠાન કરવું. 'यान्यस्माकं सुचरितानि तानि त्वयोपास्यानि' એવો તો ગુરૂનો શિષ્યના પ્રતિ ઉપદેશ છે. અન્ય અસદાચારનું અનુષ્ઠાન કદાપિ ન કરવું ॥૧॥ આ માનુષ લોકમાં પુણ્યપરિપાકને લીધે દ્વિજજાતિમાં જન્મને પામીને સર્વાશ્રયભૂત ગૃહસ્થાશ્રમને પામેલો પુરૂષ, સ્નાનસંધ્યાને નિત્ય રૂડી રીતે અનુષ્ઠાન કરતો, સત્યનેજ સદા બોલતો, પ્રતિષિદ્ધ વિષયોથકી ઇન્દ્રિયોને પાછાં વાળતો અને ભોગપ્રસંગથકી પણ પાછાં વાળતો, અસૂયાદોષથી નહિ લેપાએલો, વાક્પારૂષ્યાદિકને પરિત્યાગ કરતો, સત્ય પ્રિયવચનાદિવડે ત્રણ કરણની મૃદુતાને વહન કરતો, કોપવેગે વર્જીત, લોભમોહે રહિત, સાવિત્રીને તેતે

---

૧ આ અધ્યાયમાં શુભ દેશકાળપાત્રનો વિશેષ અને યજ્ઞવિધિ નિરૂપણ કર્યોછે.

मातापित्रोर्हिते युक्तो देवब्राह्मणपूजकः ॥३॥ दान्तो यज्वा क्षमायुक्तः परद्रोहविवर्जितः । यथोचितं त्रिवर्गं च सेवेतात्र गृहाश्रमी ॥४॥ न धर्मवर्जितं काममर्थं वा मनसा स्मरेत् । सीदन्नपि निजं धर्मं सर्वथा नैव हापयेत् ॥५॥ त्रिवर्गं नातिकृच्छ्रेण भजेत गृहमेध्यपि । आश्वचण्डालपतितानन्नं संविभजेत्सदा ॥६॥ मृगांश्च पक्षिणोऽन्यांश्च क्षुद्रजीवानपि द्विज ! । पश्येत्स्वपुत्रसाम्येन नास्ति

સમયે જપતો, ગોબ્રાહ્મણના હિતમાં તત્પર, માતાપિતાના હિતને આચરતો, દેવો ભૂદેવોને પ્રતિદિન પૂજતો, મનને અસત્સંકલ્પથકી નિયમન કરતો, દેવપ્રીણન યાગમાં પ્રવર્તતો, પરદ્રોહથકી પરાઙ્મુખ, આવો થકો યથાયોગ્ય ધર્મ અર્થ અને કામને સેવે-ધર્મને અને તેનાજ ઉપયોગિપણે અર્થ કામને સેવે ॥૨-૪॥ ધર્મવર્જીત કામ કે અર્થને મનથીપણ સ્મરણ કરે નહિ. કૃશવૃત્તિ હોઇને વ્યથાને અનુભવવા છતાંપણ નિજધર્મને સર્વ પ્રકારે નજ ત્યાગ કરે. 'न सीदन्नपि धर्मेण मनोऽधर्मे निवेशयेत् । अधार्मिकाणां पापानामाशु पश्यन् विपर्ययम् ॥' એમ મનુએ કહ્યું છે ॥૫॥ બહુધા ગૃહસ્થોને પ્રકૃતિથીજ ગૃહાદિકમાં પ્રીતિ સમુદ્ભવેજ. તેના ઉપભોગશેષપણેજ ધર્મમા બહુકષ્ટથીજ પ્રવૃત્તિ થાય. તેમતો તેમણેપણ પ્રવર્તવું નહિ, કિંતુ અનાયાસથીજ પ્રીતિથી ધર્મને અને તેના ઉપકરણભૂત અર્થ કામને સેવે. ધર્મના શેષપણેજ ગૃહાદિકને અલેપપણે સેવે. ધનધાન્યની સમૃદ્ધિ હોય કે ન હોય પરંતુ પ્રાપ્ત થએલું અન્ન સદા શ્વાન ચાંડાળ પતિતને અભિવ્યાપીને વિભાગ કરી આપે (શ્રોત્રિય અતિથિને આપે એમાં કહેવુંજ શું ?) ॥૬॥ હે દ્વિજ! મૃગો, પક્ષિઓ અને બીજા જે પિપીલિકાદિ ક્ષુદ્રપ્રાણિઓ પોતાના ઘરમાં કે ઘરસમીપમાં, સંચરતા હોય તે સર્વેમાં પુત્રોમાંજ જેમ એમ સ્નેહ રાખવો. 'આ તો ઘરને પીડા કરનારા છે' એમ માને નહિ. એમ માનીને એમના અભિદ્રોહમાં યત્ન કરે નહિ. કેમકે તેઓ જ્યાં ત્યાં વેરાએલા અન્નકણોવડે ઉપજીવન કરેછે. તો આ પણ ગૃહસ્થને પોષ્યવર્ગ તરીકે માન્યા છે. વસ્તુવિચાર કરનારાઓને એમાં પોષ્ય કુટુંબથકી ભેદ મનાતો નથી. (આતો એમાં વિશેષ છે-પ્રયત્નથી બહુ બહુ પરિપોષણ કર્યા છતાં પણ

पशुहिंसाविहीना हि सात्त्विकानां मखाः प्रियाः। देवानां च हरेस्तत्तैर्यष्टव्यं भूतिमिच्छिता ॥१२॥ नास्त्यहिंसासमो धर्मो लोकेऽन्यः कोऽपि पावनः। प्राणिहिंसासमं पापं तथाऽन्यन्नास्ति भूतले ॥१३॥ पायसान्नैर्घृताद्यैश्च हविर्भिः प्रीणयन्सुरान्। भूसुरांस्तर्पयेत्सम्यग्भोजनैश्च सदक्षिणैः ॥१४॥ दृष्ट्वाग्निचक्रं कर्तव्यो होमारम्भोऽन्यथा त्विह। क्रूरग्रहमुखे पातादाहुतेः स्यान्महद्भयम् ॥१५॥ वृतैश्च ब्राह्मणैस्तत्र यजमानेन तत्स्त्रिया। ब्रह्मचर्यादिनियमाः पालनीयाः प्रयत्नतः ॥१६॥ एतेषु नियमभ्रष्टो यद्येकोऽपि यथोचि-

---

નથી માટે પોતાનો ઉદય ઇચ્છતા સાત્વિકોએ પશુહિંસાએ રહિત વિષ્ણુયાગાદિજ કરવા ॥૧૧-૧૨॥ શંકા-યાગમાં પશુહનનપણ વિહિત છે? તો તે સત્ય છે પણ તેથી શું? શંકા-યજનતો એક પુણ્ય છે? તો તે સત્ય છે-અંશથી પુણ્ય છે અને અંશથી પાપ પણ છે. દક્ષિણાદિ અંશમાં પુણ્ય છે પણ પશુહનનાંશમાં તો પાપજ છે શંકા-જો એમ હોય તો પશુહનનગર્ભિત યાગથી સ્વર્ગાદિસુખ ક્યાથી મળે? તો પુણ્યાંશના આધિક્યથી તો તે મળે. બીજું-તેવું યજન ધર્મપણે કેમ કહેવાય? તો વેદવિધિવિષય હોવાથી ધર્મ કહેવાય શંકા-અંશથી એની અધર્મતાપણ છે? તો તે સત્ય છે. માટેજ તેવો જે હોય તે પર ધર્મ ન કહેવાય લોકમાં કોઇપણ અહિંસામતપ્રધાન ધર્મથકી પર ધર્મ પાવન છેજ નહિ. તથા પ્રાણિહિંસાથકી બીજું ક્રૂર પાપ કોઇપણ નથી ॥૧૩॥ તો આ યાગમાં હોમવાનુ દ્રવ્ય હવિષ પાયસાન્નાદિરૂપજ લેવું. તે પાયસાન્ન (દુધપાક) તથા ઘૃતાદિકને અગ્નિમા હોમવાવડે દેવોને તૃપ્ત કરે. તથા ભૂદેવોને વિવિધ મધુર ભોજનો અને પૂર્ણ દક્ષિણાઓવડે યથેષ્ટ તૃપ્ત કરે ॥૧૪॥ પ્રથમ જ્યોતિષ્યમાં કહેલા અગ્નિચક્રની અનુકૂળતા અવલોકીને હોમનો આરંભ કરે. અન્યથાનો યાગમાં ક્રૂર ગ્રહો શનૈશ્ચરાદિકના મુખમાં હોમવાનાં દ્રવ્યો પડવાને લીધે મહત્ અનિષ્ટ યજમાનનું થાય ॥૧૫॥ તે યાગમાં ઋત્વિક્રૂપણે વરેલા વિપ્રોએ, યજમાને અને તેની પત્નીએ બ્રહ્મચર્યાદિ નિયમો પ્રયત્નથી પાળવા ॥૧૬॥ જો આ ઋત્વિજ યજમાનાદિકમાથી એકપણ બ્રહ્મચર્યાદિ નિયમોથકી ભ્રષ્ટ

तम् । प्रायश्चित्तं न कुर्याच्चेत्स यज्ञो निष्फलो भवेत् ॥१७॥ यथोक्ता दक्षिणा नस्याद्यत्र यत्र न वैदिकाः । विप्रसम्प्रीणनं यत्र न स्यात्सोऽपि मखोऽफलः ॥१८॥ आज्यप्लुतैर्यथा भोज्यैर्नृभिर्विप्रमुखे हुतैः । हरिस्तुष्येत्तथा नाग्नौ हुतैर्यज्ञे हविर्भरैः ॥१९॥ अयमेव महान्यज्ञः सर्वयज्ञोत्तमो मतः । प्रचुराज्यसितोपेतैर्भोज्यैर्यद्विप्रतर्पणम् ॥२०॥ प्रीतेषु ब्राह्मणेष्वेव प्रीतोऽत्यन्तं भवेद्धरिः । त्रैलोक्यं हि हरौ प्रीते तृप्तं स्यान्नात्र संशयः ॥२१॥ विप्रा विष्णोः प्रिया यद्वत्तथा नैव निजं वपुः । प्रिया नान्ये च विबुधा न च देवी रमा तथा ॥२२॥ येन सम्पूजिता विप्रास्तेन सम्पूजितो हरिः । येनापमानितास्ते च तेनासावपमानितः ॥२३॥ अविद्यो वा सविद्यो वा

थाय तो विहित प्रायश्चित्त करवुं. अन्यथातो ते यज्ञकर्म निष्फळ थाय ॥१७॥ जेमां वेदने नहि भणेला के वैदिक कर्मनुं अनुष्ठान नहि करनारा ऋत्विजो होय, जेमां दक्षिणा परिपूर्ण न होय, जेमां ब्राह्मणोनुं भोजनादिवडे संप्रीणन न होय ते यागपण निष्फळ थायछे ॥१८॥ तेमां प्रधान विप्रसंतर्पण छे. नरोए विप्रोना मुखमां पुष्कळ घृतमिश्रित मोदकादि भोज्यान्नो होमवावडे जेवा भगवान् प्रसन्न थायछे तेवा यज्ञमां अग्निविषे घृतादिहविर्भरो होमवावडे भगवान् प्रसन्न थता नथी ॥१९॥ सर्व यज्ञोनी अपेक्षाए पुष्कळ घृतसाकरे सहित सुस्वादु पावन अन्नोवडे जे विप्रतर्पण एज महान् मख मान्यो छे ॥२०॥ विप्रो मिष्टान्नभोजनादिवडे प्रसन्न थतां हरि अत्यंत प्रसन्न थायछे. ते हरि प्रसन्न थतां आखी त्रिलोकी तृप्त थायछे एमां संशय नथी. केमके ते हरि सर्वतनु छे ॥२१॥ ते आ सर्वेश्वरेश्वर भक्तवत्सल ब्राह्मणप्रिय भगवान् भवब्रह्मादि देवोमां, पोताना वपुमां, रमादेवीमां तेवी प्रीतिने करता नथी, जेवी विप्रोमां करेछे. भगवानने सर्वनी अपेक्षाए विप्रो बहु प्रिय छे ॥२२॥ जे जने विप्र संपूज्यो छे तेणे भगवान् पूज्याज छे. जेणे विप्र पूज्यो नथी तेणे भगवान् पूज्याज नथी. जेणे विप्रोनुं अपमान कर्युं छे तेणे भगवाननुंज अपमान कर्युं छे ॥२३॥ भूतळमां ब्राह्मण सविद्य-वेदशास्त्रने भणेलो होय के अविद्य-वेद-

ब्राह्मणो भूतले नृणाम् । पूजनीयो भोजनीयो नापमान्यः कदाचन ॥२४॥ मानयन्ब्राह्मणांस्तस्माद्गृही निर्मत्सरः सदा । देशकालविशेषेषु कुर्याद्धर्मं विशेषतः ॥२५॥ सत्पात्रं यत्र लभ्येत देशः पुण्यतमो हि सः । जन्म विष्णोर्यत्र यत्र सतां विचरणं तथा ॥२६॥ तपोविद्यादयोपेता यत्र स्युर्ब्राह्मणोत्तमाः । हर्यर्चापूजनं भक्त्या यत्र च स्यान्निरन्तरम् ॥२७॥ नद्यः पुराणप्रथिता यत्र गङ्गादयस्तथा । सरांसि पुष्करादीनि क्षेत्राण्यर्हाश्रितानि च ॥२८॥ तपःस्थानान्यृषीणां च सर्वेऽपि च कुलाचलाः । एते पुण्यतमा देशाः पुण्यकर्माचिताः सदा ॥२९॥ सहस्रगुणितं पुण्यमेषु स्यादितर-

શાસ્ત્રને ભણેલો ન હોય તોપણ તે જાતિમાત્રથી આદરપૂર્વક નરોએ પૂજનીય અને ભોજનીય છે. કદાપિ અપમાનનીય નથી. ( અવિદ્ય અન્યની અપેક્ષાએ આની અવિદ્યનીપણ આદરણીયતામા આ વાક્યનુ હાર્દ છે ) ॥૨૪॥

એરીતે સર્વોત્કૃષ્ટ વિપ્રોને ભોજનદક્ષિણાદિવડે સદાય સન્માન કરતો ગૃહસ્થ સ્વય નિર્મત્સર થઇને દેશવિશેષમાં અને કાળવિશેષમાં વિશેષપણે ધર્મને આચરે ॥૨૫॥ તેમાં દેશવિશેષને નિરૂપેછે–જેમાં 'स्वाध्यायवान् नियमवांस्तपस्वी ध्यानविच्च यः । शान्तो दान्तः सत्यवादी विप्रः पात्रमिहोच्यते ॥' આમાં કહેલા લક્ષણવાળુ સત્પાત્ર મળે, જેમાં વિષ્ણુનો પ્રાદુર્ભાવ હોય, જેમાં સંતોનું સંચરણ હોય તે પુણ્યતમ દેશ કહ્યો છે ॥૨૬॥ તપ વિદ્યા દયા ગુણોએ યુક્ત, માટે બ્રાહ્મણોત્તમ–આ ત્રણ બ્રાહ્મણને અવશ્ય અપેક્ષિત સમુત્કર્ષ છે, તેવા બ્રાહ્મણોત્તમો જેમાં હોય અને જેમાં હરિની અર્ચાનું અર્ચન અનુદિન આદરથી (પાચ વખત) અનુવર્તતુ હોય તે દેશ પુણ્યતમ માન્યો છે ॥૨૭॥ જેમાં ગંગાદિનદીઓ પુરાણપ્રખ્યાત વહેતી હોય તથા જેમાં પુષ્કરાદિ પવિત્ર સરોવરો હોય તથા જેમાં મહાપુરૂષોએ આશરેલા ક્ષેત્રો હોય તેપણ પુણ્યદેશો માન્યા છે ॥૨૮॥ વળી જે મહર્ષિઓનાં તપસ્થાનો છે તથા જે મહેન્દ્રાદિ સાત કુળપર્વતો છે તે આ સર્વે પુણ્યદેશો કહ્યા છે. આ ઉક્ત સમસ્ત પુણ્ય દેશો પુણ્યકર્મોના આચરણમાં સદા પ્રશસ્ત માન્યા છે ॥૨૯॥ અન્ય સ્થળમાં આચરાતા

स्थलात् । तस्मात्पुण्येषु तीर्थेषु कुर्यात्पुण्यं विशेषतः ॥३०॥ प्रादुर्भावाद्विचरणान्निवासाच्च हरेर्द्विज ! । परिग्रहान्मुनीनां च तीर्थानां पुण्यता स्मृता ॥३१॥ तीर्थयात्रां चिकीर्षुः प्राग्विधायोपोषणं गृहे । गणेशं च पितॄन्विप्रान्साधूञ्छान्तान्प्रपूजयेत् ॥३२॥ कृत्वाथ पारणां गच्छेत्तीर्थं नियमवान्गृही । न परीक्ष्या द्विजास्तीर्थे भोज्या ह्यन्नार्थिनोऽखिलाः ॥३३॥ तीर्थप्राप्तेः पूर्वदिने मुण्डनं चाप्युपोषणम् । कुर्यात्सम्प्राप्य तीर्थं तु श्राद्धं ब्राह्मणतर्पणम् ॥३४॥ यस्य हस्तौ च पादौ च मनश्चैव सुसंयतम् । विद्या तपश्च कीर्तिश्च स

---

સત્કર્મની અપેક્ષાએ આ પુણ્ય પ્રદેશોમા કરાતા સત્કર્મથી હજારઘણુ પુણ્ય અધિક સિદ્ધ થાયછે માટે પૂર્વોક્ત પુણ્ય પ્રદેશોમા વિશેષપણે સત્કર્મને સમાચરે ॥૩૦॥ હે દ્વિજ ! તીર્થોની તીર્થતા–પાવનપણામા પ્રકૃષ્ટ નિમિત્ત આજ છે–શુ ? તો ભગવાનનો પ્રાદુર્ભાવ, સમસ્ત મુનિજનોએ સદા ધ્યાન કરવાયોગ્ય તેમના ચરણકમળના સસ્પર્શરૂપ તેમનુ વિચરણ, તેમનો નિવાસ અને તેમનેવિષે એકાત ચિત્તવાળા મહર્ષિઓનો પોતાના વાસપણે પરિગ્રહ છે આ હેતુને લીધે તીર્થોની પુણ્યતા માની છે ॥૩૧॥

હવે પ્રસગાત્ તીર્થયાત્રાના વિધિને નિરૂપણ કરેછે–તીર્થયાત્રાને કરવા ઇચ્છતો ગૃહી પુરૂષ પ્રથમદિવસે ઘેર ઉપવાસ કરીને ગણપતિ, પિત્રિઓ, વિપ્રો અને શાત સાધુઓનો યથાયોગ્ય પૂજન મિષ્ટાન્નભોજન વિગેરેવડે સત્કાર કરે ॥૩૨॥ અનંતર પારણા કરીને ગૃહી નર નિયમયુક્ત થઈ તીર્થયાત્રાર્થે નિકળે તીર્થને પામીને તીર્થવાસી વિપ્રોને જમાડે તેમની ગુણ શીલાદિ પરીક્ષામા પ્રવર્તે નહિ અખિલ અન્નાર્થિઓ અન્નદાનથી તર્પણીય છે ॥૩૩॥ નિકળીને તીર્થપ્રાપ્તિથકી પ્રથમ દિવસે (તીર્થના સમીપદેશમા) મુડન કરાવે અને ઉપોષણ પણ કરે તીર્થને પામીને તો તીર્થશ્રાદ્ધ અને બ્રાહ્મણસતર્પણ કરાવે ॥૩૪॥ એ રીતે તીર્થયાત્રામા પ્રવર્તેલાને હસ્તસયમાદિ નિયમની અપેક્ષા છે તેમા હસ્તનો સયમ–પ્રતિગ્રહ પરપીડાદિ રાહિત્યરૂપ જાણવો પાદનો સયમ–અપવિત્ર પ્રદેશમા પાદતળ મુકવાએ રહિતપણારૂપ જાણવો મનનો સયમ–પરદ્રોહના ચિંતનથકી પરાઙ્મુખતારૂપ

तीर्थफलमश्नुते ॥३५॥ अकोपनो दृढमतिः सत्यवादी जितेन्द्रियः। आत्मोपमश्च भूतेषु प्राप्नुयात्तीर्थजं फलम् ॥३६॥ तिर्यग्योनौ न जायेत न कुदेशे च तीर्थकृत्। न दुःखी स्यात्स्वर्गभाक्च मोक्षोपायं स विन्दति ॥३७॥ अश्रद्दधानः पापात्मा नास्तिकोऽच्छिन्नसंशय.। हेतुनिष्ठश्च पञ्चैते न तीर्थफलभागिनः ॥३८॥ ब्रह्मचर्य विहीनो यस्तीर्थं वा व्रतमाचरेत्। न स तत्फलमाप्नोति प्राप्नोत्येव तु किल्बिषम् ॥३९॥ अन्यस्थाने कृतं पापं पुण्यक्षेत्रे विनश्यति। पुण्यक्षेत्रे कृतं पापं वज्रलेपो भवत्यलम् ॥४०॥ इन्द्रियाणि

જાણવો તથા વિદ્યાતપકીર્તિપરતાનીપણ અપેક્ષા છે તે આ જો ન હોય તો તીર્થયાત્રાનુ ફળ ન સિદ્ધ થાય ॥૩૫॥ ક્રોધ થવાનુ કારણ હોય તોપણ ક્રોધરહિત જે હોય, (જેના ક્ષમાજળથી ભીંજએલા મનમા કોપાગ્નિનો ઉદ્ભવ ન થતો હોય) ધર્મમા દૃઢ અધ્યવસાયવાળો, સત્ય બોલવાનાજ સ્વભાવવાળો, વિષયોએ નહિ અપહરેલા ઇન્દ્રિયોવાળો, સર્વ ભૂતોમા આત્મોપમથી યથાયોગ્ય પ્રણય રાખનારો, આવો તૈર્થિક તીર્થયાત્રાના ફળને પામેછે બીજો નહિ ॥૩૬॥ તે જન પૂર્વોક્ત પ્રકારે તીર્થયાત્રાને કરેછે તે મરણ પામતા કુદેશમા કુયોનિ પશ્વાદિકમા જન્મને નથીજ પામતો દુ ખી થતો નથી સ્વર્ગલોકને પામેછે ॥૩૭॥ જે શ્રૌતસ્માર્ત સદાચારોમા શ્રદ્ધારહિત હોય, જે હેતુક-લૌકિક અર્થમાજ જેમ એમ હેતુવાદથી તત્ત્વને જાણવા ઇચ્છતો હોય, તર્કની પ્રતિષ્ઠા નહિ હોવાથી અને જેના સશયો ટળી ગયા ન હોય, તે આ પાપાત્મા નાસ્તિક કરેલી તીર્થયાત્રાથી ફળને નજ પામે ॥૩૮॥ બ્રહ્મચર્ય એકાદશ્યાદિવ્રતમાત્રમા અને તીર્થયાત્રામા પ્રધાન અગ છે, તો બ્રહ્મચર્યથકી પ્રસ્ખલિત થએલો તેના ફળને નથીજ પામતો, કિંતુ પાપનેજ પામેછે ॥૩૯॥ તીર્થયાત્રામા પ્રવર્તેલો પુરૂષ જો પુણ્યક્ષેત્રમા પાપ કરે તો તેનો પ્રાયશ્ચિત્તથીપણ પરિહાર થતો નથી. કેમકે પાપના પ્રક્ષયમાટે તીર્થયાત્રામા પ્રવૃત્તિ છે, પુણ્યક્ષેત્રનો આવો મહિમા છે કે-અન્ય સ્થળમા કરેલા પાપને પ્રણાશ કરેછે. ત્યાજ જઇને જો પાપ કર્મ કરે તો તે અતિશય વજ્રલેપની પેઠે દુર્લંઘ થાયછે ॥૪૦॥ માટે તીર્થ

नियम्यैव तस्मात्तीर्थेषु सद्गृही । दानं दद्याद्यथाशक्ति ब्राह्मणान्भोजयेत्तथा ॥४१॥ वयोज्येष्ठा मातृतुल्याः समाना भगिनीसमाः । कनिष्ठाः कन्यकातुल्याः पश्येन्नारीस्तु निर्मलः ॥४२॥ कृतयात्रः पुनर्गेहं समेत्य श्राद्धमाचरेत् । ब्राह्मणान्भोजयित्वाऽथ यात्रायाः फलमाप्नुयात् ॥४३॥ अथ क्षेत्राणि पुण्यानि स्वस्ववित्तानुसारतः । श्रद्धया पुण्यकालेषु कुर्वीत सुकृतं गृही ॥४४॥ मासि भाद्रपदे कुर्याच्छ्राद्धमापरपक्षिकम् । स्वपित्रोश्च पितृव्यादेर्वैभवे सति वा पृथक् ॥४५॥ दिनक्षये व्यतीपाते विषुवे चायनद्वये । द्वादश्यामनुराधायाः श्रवणस्य च सङ्गमे ॥४६॥ एकादश्यां वा द्वादश्यामुत्तरात्रयसङ्गमे । ऊर्जे शुक्लनवम्यां च सप्तम्यां च तपःसिते ॥४७॥

યાત્રામા પ્રવર્તેલો સદ્ગૃહી તીર્થોમા ઇન્દ્રિયોને નિયમીનેજ યથાશક્તિ દાન વિપ્રોને આપે તથા તેમને જમાડે ॥૪૧॥ પોતાથકી વયે કરિને મોટી વનિતાઓને માતાતુલ્ય જુવે સમાન વયવાળી વનિતાઓને પોતાની બ્હેનતુલ્ય જુવે ન્યૂન વયની નારીઓને કન્યાતુલ્ય જુવે એમ નિર્મળ મનથી જુવે સર્વદા સાધારણ એવોપણ આ ધર્મ તીર્થયાત્રાપ્રસંગમા પાપની અધિકતા દૃઢ કરવા ફરી અહિં કહ્યો છે ॥૪૨॥ આ રીતે તીર્થયાત્રા કરીને ગૃહપ્રતિ પાછો આવેલો શ્રાદ્ધને કરે અનતર બ્રાહ્મણોને જમાડે અન્યથા તીર્થયાત્રાના ફળને ન પામે ॥૪૩॥

ગૃહિજન પુણ્યક્ષેત્રમા અને પુણ્યકાળમા શ્રદ્ધાથી યથાધન યથાશક્તિ સુકૃત કર્મને કરે ॥૪૪॥ પુણ્યકાળવિશેષોને કહેછે–ભાદ્રપદ માસના અપરપક્ષમા માતાપિતાનુ અને પિતૃવ્ય આદિકનું શ્રાદ્ધ કરે સ્વય ધનસંપન્ન હોય તો તેઓનુ પૃથક્ પૃથક્જ શ્રાદ્ધ કરે ॥૪૫॥ દિનક્ષય, વ્યતીપાત, વિષુવ–સુર્યનો મેષરાશિસક્રમ તુળારાશિસક્રમનો દિવસ, અયનદ્વય–દક્ષિણાયન ઉત્તરાયણ, દ્વાદશીએ અનુરાધાનો કે શ્રવણનક્ષત્રનો સગમ, એકાદશીએ કે દ્વાદશીએ ઉત્તરાફાલ્ગુની કે ઉત્તરાષાઢા કે ઉત્તરાભાદ્રપદા નક્ષત્રનો સગમ, કાર્તિકશુકલ નવમી, માઘશુકલસપ્તમી, અક્ષયતૃતીયા–વૈશાખશુકલતૃતીયા, અષ્ટકા–હેમત શિશિર ઋતુના અપરપક્ષની અષ્ટમીઓ,

अक्षयाख्यतृतीयायामष्टकान्वष्टकास्वपि । षष्ठ्यां च कपिलाख्यायां योगे चार्धोदयाभिधे ॥४८॥ राकायामनुमत्यां वा तन्मासाख्यर्क्ष-सङ्गमे । दिने स्वजन्मर्क्षयुते मन्वादिषु तिथिष्वपि ॥४९॥ उत्सवा-हेषु विष्णोश्च प्रादुर्भावदिनेषु च । इन्दुक्षयेऽर्कसङ्क्रान्तौ चन्द्र-सूर्यग्रहे तथा ॥५०॥ स्नानं दानं जपो होमः श्राद्धं ब्राह्मणभोजनम् । एतेषु कुर्याद्यत्किञ्चित्पुण्यं स्यादक्षयं हि तत् ॥५१॥ अमावास्याऽथ सोमेन सप्तमी भानुना सह । चतुर्थी भूमिपुत्रेण सोमपुत्रेण चाष्टमी ॥५२॥ चतस्रस्तिथयस्त्वेताः सूर्यग्रहणसम्मिताः । आसु दानं जपो होमो भवेत्कोटिगुणः कृतः ॥५३॥ गर्भाधानादिसंस्का-रत्रयकालेऽथ योषितः । जातकर्मादिषु तथा संस्कारेषु सुतस्य च ॥५४॥ प्रेतकर्मणि पित्रोश्च मृताहे वार्षिके तयोः । कुर्यात्पुण्यं

અન્વષ્ટકા-તે થકી ઉત્તરની નવમીઓ, (અપિશબ્દથી અષ્ટકાના પૂર્વદિનો-સપ્તમીઓ લેવી) કપિલાષષ્ઠી, અર્ધોદયયોગ, રાકા-પૂર્ણચન્દ્રયુક્ત પૂર્ણિમા કે અનુમતિ-એકકળામાત્રન્યૂનચંદ્રયુક્ત પૂર્ણિમા, તેતે માસનામના નક્ષ-ત્રોએ યુક્ત પૂર્ણિમાઓ, પોતાના જન્મનક્ષત્રે યુક્ત દિવસ, મન્વાદિયુગાદિ તિથિઓ, વિષ્ણુના અન્નકૂટાદિ ઉત્સવદિવસો તથા જન્માષ્ટમી રામનવમી આદિક પ્રાદુર્ભાવદિવસો, અમાવાસ્યા, સૂર્યનો તે તે રાશિમા જે પ્રવેશ તે દિવસો, ચંદ્રસૂર્યના ગ્રહણદિવસો, આ બધા પુણ્યકાળોમા સ્નાન દાન જપ હોમ શ્રાદ્ધ બ્રહ્મભોજ આદિક પુણ્યને યથાશક્તિ કરે. ઉક્ત શુભ કાળમા કરેલુ સત્કર્મ પુણ્યવિશેષને નિશ્ચે આપનારૂ થાયછે ॥૪૬-૫૧॥ સોમવારી અમાવાસ્યા, રવિવારી સપ્તમી, મંગળવારી ચતુર્થી, બુધવારી અષ્ટમી, આ ચાર તિથિઓ સૂર્યગ્રહણદિનને સમાન માની છે. આ તિથિઓમા કરેલાં દાન જપ હોમાદિકવડે કોટિઘણુ અધિક પુણ્ય થાયછે (આ સ્તુતિ છે) ॥૫૨-૫૩॥ વળી પત્નીના ગર્ભાધાન પુંસવન સીમંત નામના સંસ્કાર-દિવસે, પુત્રના જાતકર્માદિ સંસ્કારસમયે, પોતાના મંત્રદીક્ષા યજ્ઞદીક્ષાદિ સંસ્કારસમયે, માતાપિતાની ઔર્ધ્વદૈહિક ક્રિયામા, તે બંનેના વાર્ષિક મૃત-દિવસે અને પોતાના અભ્યુદય (અકસ્માત્ ધનાદિલાભ) સમયે યથાશક્તિ

यथाशक्ति स्वस्य चाभ्युदये सति ॥५५॥ श्रोत्रियाय कुलीनाय विनीताय तपस्विने। व्रतस्थाय दरिद्राय दानं देयं हि सर्वथा ॥५६॥ यथा तपः सत्ययुगे च यज्ञास्त्रेतायुगे द्वापर ईशपूजा । हिताय नृणामुदिता तथैव कलौ युगे ब्राह्मणवर्य ! दानम् ॥५७॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे पञ्चमप्रकरणे धर्मोपदेशे गृहस्थधर्मेषु देशकालपात्रविशेषनिरूपणनामा दशमोऽध्यायः ॥१०॥

श्रीनारायणमुनिरुवाच—सर्वेषामिह दानानामन्नदानं विशिष्यते ।

---

દાન કરે. કેમકે આ બધા પુણ્યકાળો કહ્યા છે ॥૫૪-૫૫॥ હવે દાન કહેતા તેનો અને તેના પાત્રનો મહિમા કહેછે-આજ દાનનો પાત્ર છે-જે કુલીન શ્રોત્રિય તપસ્વી અને વિનીત હોય, કુળમદ વિદ્યામદ અને તપોમદનો દૂષક હોય, (માટે વિનીત એમ કહ્યું છે.) જે વ્રતનિષ્ઠ અને દરિદ્ર (વૃત્તિકર્શિત) હોય, તે પાત્રોને સર્વથા દાન દેવું ॥૫૬॥ હે બ્રાહ્મણવર્ય! સત્યયુગમાં જેમ તપ નરોના હિતમાટે મુનિઓએ પ્રશસ્ત કહ્યું છે, ત્રેતાયુગમાં યજ્ઞો નરોના હિતમાટે જેમ પ્રશસ્ત માન્યા છે, દ્વાપરમા જેમ પરમેશ્વરપૂજન નરોના હિતમાટે પ્રશસ્ત માન્યું છે તેમજ કલિયુગમાં તો તપ આદિકની અપેક્ષાએ દાન નરોના હિતમાટે પ્રશસ્ત માન્યું છે ॥૫૭॥ ઇતિ શ્રીસત્સંગિજીવને ...પંચમપ્રકરણે ધર્મોપદેશે ગૃહસ્થધર્મેષુ દેશકાળપાત્રવિશેષનિરૂપણનામા દશમોઽધ્યાયઃ ॥૧૦॥

## [1]અધ્યાય ૧૧ મો.

શ્રીનારાયણમુનિ કહેછે—હે બ્રહ્મન્! પૂર્વ અધ્યાયના અંતમાં દાન પ્રસ્તુત કર્યું છે. તેમાં અન્નદાન, અન્ય સર્વ દાનોની અપેક્ષાએ અધિક છે. કારણ કે અન્નદાતા પ્રાણદાતાજ કહ્યો છે. અન્નજ પ્રાણિઓના પ્રાણ-પ્રાણધારણહેતુ છે. કળિયુગમાં પ્રાણધારણ વિશેષપણે અન્નને અધીન છે. પૂર્વકલ્પમાં પ્રજાપતિએ 'अन्नममृतम्'-અન્નજ અમૃત છે એમ કહ્યું હતું. જે હેતુમાટે અન્નવડેજ પ્રજાઓ જીવેછે તે હેતુમાટે અન્ન અમૃત કહ્યું છે.

---

૧ આ અધ્યાયમાં ભગવાને સર્વાધિક દાનવિધિનું નિરૂપણ કર્યું છે.

अन्नं हि प्राणिनां प्राणा ह्यन्नदः प्राणदः स्मृतः ॥१॥ अन्नममृतमित्याह पुराकल्पे प्रजापतिः । अन्नमाश्रित्य वर्तन्ते त्रयो लोका न संशयः ॥२॥ ब्राह्मणायाभिरूपाय यो ददात्यन्नमर्थिने । स निधत्ते निधिश्रेष्ठं पारलौकिकमात्मनः ॥३॥ ब्राह्मणं क्षत्रियं वैश्यं शूद्रं वान्यं क्षुधातुरम् । दृष्ट्वा स्वयमुपोष्यापि योऽन्नं दत्ते स धर्मवित् ॥४॥ कृतपातककर्मापि यो दद्यादन्नमर्थिने । ब्राह्मणाय विशेषेण न स पापेन लिप्यते ॥५॥ अन्नाभावे तु भिद्यन्ते शारीराः पञ्च

માટેજ ત્રણ લોકો અન્નનેજ આશરીને વર્તે છે એમા સશય નથી અન્ન વડે જીવતાથકા શ્રેયસારૂ કર્મ કરવા સમર્થ થાયછે, તો અભ્યુદય નિઃશ્રેયસના સાધનનું અનુષ્ઠાન કરવામાં સમર્થ વપુ જે હેતુમાટે અન્નેજ ધારી રખાયછે માટે અન્નદાન ઉત્કૃષ્ટ છે ॥૧-૨॥ જે ગૃહી વિદ્યાતપપ્રમુખગુણ સંપન્ન અર્થી વિપ્રને અન્ન આપેછે તે પોતાને પરલોકમાં ઉપયોગી શ્રેષ્ઠ નિધિને સંપાદન કરેછે (જેમ કોઈ ધનાઢ્ય આપદામા ઉપયોગ માટે ધનને જમીનમાં ખોદીને સંઘરી રાખેછે તેમ આ અતર્ગુપ્ત નિધિ છે) ॥૩॥ અન્નનું જે ભુખ્યો હોય તે પાત્ર છે, તો બ્રાહ્મણ હોય કે ક્ષત્રિય હોય કે વૈશ્ય હોય કે શૂદ્ર કે બીજો કોઈ હોય તે ક્ષુધાતુરને આવેલો જોઈને સ્વય ઉપવાસ કરીનેપણ જે અન્ન આપેછે તે ધર્મસ્વરૂપવિત્ ધાર્મિકાગ્રેસર છે. 'આ જાતિથી વર છે આ અવર છે, આ વિદ્યાથી વર છે આ અવર છે, તેથી આ અન્નદાનનો પાત્ર છે આ નથી' આવું વિવેચનતો ધર્મરહસ્યને નહિ જાણનારાઓને મતે છે. આ પાત્રવિભાગતો અન્યત્ર દાનમા અભિમત છે પણ અન્નદાનમાં નહિ ॥૪॥ આ અન્નદાન પાપકર્તાના પણ પાપને હરનારૂ છે. ગુણવાન્ બ્રાહ્મણને આપેલુ તો વિશેષપણે પાતકને પ્રણાશ કરેછે ॥૫॥ અન્નમહિમાને અનુવર્ણવેછે-વિલક્ષણ સંશ્લેષને પામેલાં પૃથિવ્યાદિ પાચ ભૂતોએ આરંભેલુ આ શરીર તેમણેજ ધાર્યાએ છીએ. આવા ધારણકારણને લીધે તે ધાતુઓ કહેવાયછે. તે આ પાચ પૃથિવ્યાદિ ધાતુઓ અનુદિન અનુસેવાતા અન્નવડેજ પોષણને પામેછે અન્નના અલાભમા તો તે આ પાચ ધાતુઓ અતે વિશીર્ણ થઈ જાયછે. લોકમા બળવાનનું પણ

धातवः । वलं वलवतोऽपीह प्रणश्यत्यन्नहानितः ॥६॥ अन्नेन वर्तते सर्वं यत्किञ्चित्स्थाणु जङ्गमम् । त्रिषु लोकेषु धर्मार्थमन्नं देयमतो बुधैः ॥७॥ अन्नदस्य मनुष्यस्य वलमोजो यशांसि च । पुण्यं च वर्धते शश्वत्त्रिषु लोकेषु सुव्रत ! ॥८॥ भवनान्यन्नदातॄणां प्रकाशन्ते त्रिविष्टपे । तरुणादित्यवर्णानि स्थावराणि चराणि च ॥९॥ प्रासादाः पाण्डुराः शुभ्राः शय्याश्च कनकोज्वलाः । अन्नदास्ताः प्रपद्यन्ते तस्मादन्नप्रदो भवेत् ॥१०॥ लक्षं वाप्ययुतं विप्रान्सहस्रं शतमेव वा । सदन्नैः पायसाद्यैश्च शक्तितो भोजयेत्तु यः ॥११॥ दिव्यं विमानमारुह्य सौवर्णं सूर्यवर्चसम् । गीयमानो देवगणैः स

બળ દિને દિને ક્ષય પામી જાય, તો અન્નહાનિનેલીધે પ્રાણિઓ પ્રણાશ પામી જાયછે એમાં સંશય નથી ॥૬॥ ચરાચરાત્મક 'અધ્રુવ ત્રિલોકી-અંતર્ગત જગત્ ખાનારા અને ખાવાનું એવા વિભાગાત્મક વર્તેછે. તો ખાનારો વર્ગ અન્ન વિના નજ જીવે. લોકોને સર્જતા સર્વેશ્વરે આ વિભાગ લોકસ્થિતિ માટે નિર્માણ કર્યો છે. તે આ ત્રિલોકી અન્નમાં પ્રતિષ્ઠા પામી રહી છે. તો આ ત્રણ લોકોમાં ધર્મને ઇચ્છતા બુધજને બુભુક્ષિતને અન્ન આપવું. આ અન્નદાનધર્મ સર્વ લોકોમાં પ્રશસ્ત માન્યો છે ॥૭॥ હે સુવ્રત ! અન્નદાતા મનુષ્યનું શરીરસામર્થ્ય, ઇન્દ્રિયબળ, સકળ દિગંતપ્રકાશક યશ અને આ લોક પરલોકમાં સુખાકારી પુણ્ય નિરંતર પ્રવૃદ્ધિ પામતું જાયછે ॥૮॥ તે આ અન્નદાતા મહાનુભાવનું આ લોકમાં યદ્યપિ જીર્ણ પાંદડાંમય ઘર ભલે વર્તે છે તથાપિ પરલોક સ્વર્ગમાં તરૂણસૂર્યસદૃશ વર્ણવાળાં (અતિતેજસ્વી) ભવનો અને તેવાં વિમાનો પ્રકાશે છે. તથા પાંડુર-પીત-મિશ્રિત શ્વેતવર્ણવાળી શુભ્ર-કેવળ શ્વેતવર્ણવાળી હવેલીઓ અને સુવર્ણો-જ્જ્વળ શય્યાઓને અન્નદાતાઓ પામેછે. માટે અન્નદાનના મહિમાને જાણતા જને અન્નનું દાન કરવું ॥૯-૧૦॥ લાખ કે દશ હજાર કે હજાર કે સો વિપ્રોને જે ગૃહીજન સદુપાયસંપાદિત દુધપાકાદિ અન્નવડે યથાશક્તિ જમાડે તે આ જન સુવર્ણમય સૂર્યપ્રભાસદૃશ દિવ્ય વિમાનમાં બેસીને દેવગણોએ સ્તુતિ કર્યોથકો સ્વર્ગને પામીને ત્યાં સુખેથી રહેછે ॥૧૧-૧૨॥

स्वर्गे वसति ध्रुवम् ॥१२॥ तथाऽत्र भूमिदानं च महादानं प्रकीर्त्यते । सर्वान्कामानवाप्नोति भूमिदानेन मानवः ॥१३॥ अपि गोचर्ममात्रां यः पक्वधान्यभृतां महीम् । विप्राय साधवे दद्यात्तस्य पुण्यमनन्तकम् ॥१४॥ एको वृषः शतं गावो यावत्यां शेरते भुवि । गोचर्ममात्रा सा भूमिरुच्यते परिमाणतः ॥१५॥ सर्वपापविनिर्मुक्तो भूमिदः पुरुषो भवेत् । अश्वमेधाधिकं पुण्यं सद्यः प्राप्नोति निश्चितम् ॥१६॥ सुवर्णं रजतं वस्त्रं मणिमुक्तावसूनि च । सर्वमेतन्महाप्राज्ञो ददाति वसुधां ददत् ॥१७॥ पञ्च पूर्वान्स पुरुषान्स्वं च पञ्च परानपि । एकादश दद्भूमिं परिपालीह मानवः ॥१८॥ सर्वोपस्करसंयुक्तं दृढं वेश्म द्विजाय यः । दद्यात्सम्पूज्य विधिव-

અન્નદાનવિધાનથકી અનંતર જેમા અન્ન નિપજેછે તે ભૂમિના દાનના મહિમાને કહેછે-તથા આ લોકમા જે ભૂમિદાન છે તે મહર્ષિઓએ મહાદાન કહ્યુ છે. ભૂમિદાનને કરતો પુરૂષ સર્વ કામોને આ લોક પરલોકમાં પામેછે ॥૧૩॥ જે જન શુભલક્ષણલક્ષિત વિપ્રને પકવધાન્યપરિપૂર્ણ ગોચર્મમાત્ર પણ પૃથ્વી આપે તે અક્ષય પુણ્યને પામે ॥૧૪॥ એક બળીવર્દ અને સો ગાયો જેટલી જમીનમાં સુખેથી સુઈ રહે તેટલા વિસ્તારવાળી જમીનને ગોચર્મપરિમિતા કહેછે ॥૧૫॥ તે આ પૃથ્વીપ્રદાતા પુરૂષ સર્વ પાપોથકી વિમુક્ત થાયછે. અને તત્ક્ષણજ અશ્વમેધથકી અધિક પુણ્યને પામેછે ॥૧૬॥ સુવર્ણદાન, રજતદાન અને વસ્ત્રમુક્તામણિરત્નાદિક દાનથી જે ફળ થાય છે તે સર્વે ફળ મહાપ્રાજ્ઞ પુરૂષે કરેલા આ એક ભૂમિદાનથી સિદ્ધ થાય છે ॥૧૭॥ જે માનવ લોકમાં ભૂમિદાન કરેછે તે પોતાને, પોતાથકી પૂર્વે થએલા પાચ પુરૂષોને અને પોતાથકી આગળ થનારા પાંચ પુરૂષોને, એમ મળીને અગીયાર પુરૂષોને પાપથકી પરિપાળેછે અને પુણ્યસાથે જોડેછે ॥૧૮॥ હવે ગૃહદાનને વખાણેછે-અનિયત અન્નદાન પ્રથમ કહ્યું. પછી ભૂમિરૂપ નિયત અન્નદાન કહ્યુ, નિયત અન્નવાળાને નિયત નિવાસપણુ સમુચિત છે, તો હવે અવસરપ્રાપ્ત આ ગૃહદાન છે. ખાંડણીઓ ઘટી પાત્ર વસ્ત્ર ધન ધાન્યાદિ સમગ્ર ઉપકરણોએ પરિપૂર્ણ, દૃઢ-વાયુવૃષ્ટિના અભિઘાતને

ब्रह्मलोकं स चाप्नुयात् ॥१९॥ प्राकारा यत्र सौवर्णा गृहाण्युच्चैस्तराणि च । नानारत्नैर्भूपितानि तानि प्राप्नोति वेश्मदः ॥२०॥ कुटुम्बिने ब्राह्मणाय सुशीलां गां ददाति यः । सवत्सां वस्त्रसंयुक्तां सुरूपां च पयस्विनीम् ॥२१॥ हेमशृङ्गीं रूक्मखुरां मुक्ताहारविभूपिताम् । सदक्षिणां विधानेन विष्णुलोकं स चाप्नुयात् ॥२२॥ सुवर्णं दक्षिणोपेतं ब्राह्मणाय ददाति यः । न प्राप्नोति स मालिन्यं सर्वदोषैः प्रमुच्यते ॥२३॥ माघमासे तिलान् यश्च ब्राह्मणेभ्यः प्रयच्छति । ताम्रपात्रभृतान्सोऽपि यमलोकं न पश्यति ॥२४॥ निदाघकाले पानीयं यः प्रयच्छत्युपानहौ । छत्रं च वर्षाकाले यश्चन्द्रलोकं प्रयान्ति ते ॥२५॥ एकादशीव्रतं कृत्वा द्वादश्यां

સહન કરી શકે એવુ ઘર પાત્ર વિપ્રને યથાવિધિ સંપૂજીને જે આપે તે બ્રહ્મલોકને પામે ॥૧૯॥ તે આ ગૃહદાતા નર જેમાં સુવર્ણમય કિલ્લાઓ વિરાજેછે, જેમાં અતિઉન્નત નાનાવિધરત્નસમલકૃત ભવનો પ્રકાશેછે તે લોકને પામેછે ॥૨૦॥ હવે ગૌદાનને પ્રશંસેછે–કુટુંબી વિપ્રને ગાય સુશીલ–લાતો મારવી શીંગડુ મારવુ વિગેરે દોષોએ રહિત હોવાથી સારા સ્વભાવવાળી સુરૂપા સવત્સા બહુ દુધવાળી આપે. દુધ વિનાની કુશીલા દાનલાયક નથી તેવી ગાયોના દાનમાં વિફળતા અને અનર્થાપત્તિ શ્રુતિએ કહી છે–'पीतोदका जग्धतृणा दुग्धदोहा निरिन्द्रियाः । अनन्दा नाम ये लोकास्तान् स गच्छति ता ददत्' ઇતિ શીંગડાંમાં સુવર્ણથી, ખરીઓમાં રૂપાથી, ગળામાં મુક્તાહારથી સમલકૃત કરીને અને વસ્ત્રથી સમલકૃત કરીને દક્ષિણાસહિત યથાવિધિ આપે. જે જન આ રીતે ગાયનું દાન કરે તે વિષ્ણુલોકને પામે છે ॥૨૧–૨૨॥ જે ગૃહિજન બ્રાહ્મણોને દક્ષિણાસહિત સુવર્ણનુ દાન કરેછે તે માનસમાલિન્યથી મુક્ત થાયછે (નિર્મળ મનવાળો થાયછે) બીજા બધા દોષોથી પણ મુક્ત થાયછે ॥૨૩॥ જે માનવ માઘમાસમાં તામ્રપાત્રમાં ભરેલા તલ બ્રાહ્મણને આપેછે તે પણ યમયાતનાને અનુભવતો નથી ॥૨૪॥ જે જન ગ્રીષ્મસમયે પાનીય અને પગરખાને આપેછે તથા જે વર્ષાકાળમાં છત્રીને આપેછે તે ચંદ્રલોકને પામેછે ॥૨૫॥

भोजयेत्तु यः । विष्णुभक्तान्द्विजान्साधून् विरक्तांश्च विशेषतः ॥२६॥ सर्वेषामपि यज्ञानां प्राप्नोत्येव फलं स च । तस्मै प्रीतो हरिर्दत्ते सर्वं तन्मनसेप्सितम् ॥२७॥ द्वादश्यां मार्गशीर्षस्य केशवं तु प्रपूज्य यः । तद्भक्तान्भोजयेत्तस्य फलं स्यादश्वमेधजम् ॥२८॥ पौषे नारायणं भक्त्या पूजयित्वैव भोजयेत् । द्वादश्यां ब्राह्मणांस्तस्य वाजपेयफलं भवेत् ॥२९॥ माधवं यः समभ्यर्च्य द्वादश्यां माघमासि च । भोजयेद्ब्राह्मणांस्तस्य फलं स्याद्राजसूयजम् ॥३०॥ गोविन्दं फाल्गुनेऽभ्यर्च्य मासि यो द्वादशीदिने । प्रीणयेद्ब्राह्मणांस्तस्य फलं स्यादतिरात्रजम् ॥३१॥ विष्णुं भक्त्या समभ्यर्च्य द्वादश्यां मधुमासि च । तद्भक्तान्ब्राह्मणान्साधून्स्वशक्त्या प्रीणयेच्च य. ॥३२॥ पौण्डरीकस्य यज्ञस्य फलं प्राप्य स मानवः । दिव्यं

---

જે જનતો એકાદશીનુ વ્રત કરીને દ્વાદશીએ વિષ્ણુભક્ત દ્વિજો તથા વિરક્ત સાધુઓને વિશેષપણે જમાડે તે સર્વ કોઈ યજ્ઞોના ફળને પામેજ છે તેની ઉપર પ્રસન્ન થએલા ભગવાન્ શ્રીહરિ તેનું સમગ્ર મનોવાછિત પરિપૂર્ણ કરેછે ॥૨૬–૨૭॥ જે જન માર્ગશીર્ષ માસની એકાદશીનો ઉપવાસ કરી તે દ્વાદશીએ તે માસના અધિષ્ઠાતા, કેશવનામના ભગવદ્વ્યૂહાવતારવિશેષનું પૂજન કરીને, તેમના ભક્ત સાધુ બ્રાહ્મણોને જમાડે તે અશ્વમેધ યજ્ઞના ફળને પામેછે ॥૨૮॥ જે જન પોષમાસની એકાદશીનુ વ્રત કરીને, દ્વાદશી દિને નારાયણને ભક્તિથી પૂજીને સાધુ વિપ્રોને યથાશક્તિ ભોજન કરાવે તે વાજપેય યજ્ઞફળને પામેછે ॥૨૯॥ જે માનવ માઘમાસની એકાદશીનો ઉપવાસ કરી, દ્વાદશીદિવસે માધવ ભગવાનનુ પૂજન કરીને યથાશક્તિ સતબ્રાહ્મણોને જમાડે તે રાજસૂયયજ્ઞફળને પામેછે ॥૩૦॥ ફાલ્ગુન એકાદશીનો ઉપવાસ કરી દ્વાદશીદિને ગોવિંદ ભગવાનનુ અર્ચન કરીને જે યથાશક્તિ સાધુ વિપ્રોને તૃપ્ત કરે તે પુરૂષ અતિરાત્રયજ્ઞફળને પામે ॥૩૧॥ જે માનવ ચૈત્રમાસની એકાદશીનુ વ્રત કરી દ્વાદશીદિને વિષ્ણુનું ભક્તિથી સમર્ચન કરી તેના ભક્ત બ્રાહ્મણો સાધુઓને યથાશક્તિ જમાડે તે પૌંડરીક યાગના ફળને પામે અને દેહને અતે ભવબ્રહ્માદિદેવદુર્લભ દિવ્ય ભગવદ્ધામને

लोकमवाप्नोति देहान्ते देवदुर्लभम् ॥३३॥ द्वादश्यां पूजयित्वा यो माधवे मधुसूदनम् । भोजयेद्ब्राह्मणांस्तस्य ह्यग्निष्टोमफलं भवेत् ॥३४॥ त्रिविक्रमं पूजयित्वा ज्येष्ठे च द्वादशीदिने । भोजयेद्यो द्विजान् यायाद्गवामयनजं फलम् ॥३५॥ सम्पूज्य वामनं भक्त्या द्वादश्यां शुचिमासि यः । विप्रांस्तु भोजयेत्तस्य फलं स्यात्सोमयागजम् ॥३६॥ श्रावणे श्रीधरं यश्च समर्च्य द्वादशीदिने । भोजयेद्ब्राह्मणान् सोऽपि यायाद्विश्वजितः फलम् ॥३७॥ हृषीकेशं भाद्रपदे द्वादश्यां च समर्च्य यः । ब्राह्मणान्भोजयेत्तस्य सौत्रामण्याः फलं भवेत् ॥३८॥ आश्विने पद्मनाभं यः समर्च्य द्वादशीदिने । विप्रान्सन्तर्पयेत्सोऽपि सौमिकं फलमाप्नुयात् ॥३९॥ द्वादश्यां कार्तिके चेष्ट्वा मासि दामोदरं द्विजान् । भोजयेद्यः स चाप्नोति सर्व-

પામેછે ॥૩૨-૩૩॥ જે જન વૈશાખ માસમા એકાદશીનો ઉપવાસ કરી, તે દ્વાદશીએ મધુસૂદન નામના ભગવાનનુ ભક્તિથી પૂજન કરી, યથાશક્તિ સાધુબ્રાહ્મણોને જમાડે તે પુરૂષ અગ્નિષ્ટોમયજ્ઞના ફળને પામેછે ॥૩૪॥ જે જન જ્યેષ્ઠમાસમાં એકાદશીનો ઉપવાસ કરી, દ્વાદશીદિને ત્રિવિક્રમ ભગવાનની પૂજા કરીને યથાશક્તિ સાધુ વિપ્રોને ભોજન કરાવે તે ગવાયનયજ્ઞ ફળને પામેછે ॥૩૫॥ જે નર આષાઢ માસમા એકાદશીવ્રતનું ઉપોષણ કરી, તે દ્વાદશી દિવસે વામન ભગવાનનુ સંપૂજન કરી સાધુ બ્રાહ્મણને જમાડે તેને સોમયાગનું ફળ થાય છે ॥૩૬॥ જે જન શ્રાવણ માસમાં એકાદશીનો ઉપવાસ કરી, દ્વાદશીએ શ્રીધર ભગવાનનું સમર્ચન કરી બ્રાહ્મણોને ભોજન કરાવે તેપણ વિશ્વજીતયજ્ઞના ફળને પામે ॥૩૭॥ ભાદ્રપદમાસમાં એકાદશીનો ઉપવાસ કરી, દ્વાદશીએ હૃષીકેશ ભગવાનનું અર્ચન કરી જે યથાશક્તિ સાધુવિપ્રોને જમાડે તે સૌત્રામણીયાગના ફળને પામે ॥૩૮॥ આશ્વિન માસમાં એકાદશીનો ઉપવાસ કરી દ્વાદશીએ પદ્મનાભ ભગવાનનું સમભ્યર્ચન કરી જે યથાશક્તિ વિપ્રસાધુઓને જમાડે તે સૌમમખના ફળને પામે ॥૩૯॥ જે જન કાર્તિક માસમાં એકાદશીમત કરીને દ્વાદશીદિને દામોદર ભગવાનનું અભ્યર્ચન કરી બ્રાહ્મણ સાધુઓને જમાડે તે સર્વમેધ નામના

मेधफलं पुमान् ॥४०॥ द्वादशी वैष्णवी प्रेष्ठा तिथिर्नारायणस्य च । तस्यां यत्सुकृतं कुर्यात्तद्धवेदक्षयं खलु ॥४१॥ दानानि च यथाशक्ति दद्याद्विप्राय तद्दिने । तत्तदृतूचितैर्भोज्यैर्भक्तान्सम्प्रीणयेद्धरेः ॥४२॥ एवंविधो गृही दिव्यं किङ्किणीजालमण्डितम् । अर्कप्रभं समारुह्य विमानं याति तत्पदम् ॥४३॥ औषधं स्नेहमाहारं रोगिणे रोगशान्तये । ददानो रोगरहितो दीर्घायुर्जायते नरः ॥४४॥ वेदं शास्त्रं पुराणं वा भारतं वा ददाति यः । अक्षयं तद्धवेत्पुण्यं सर्वपापक्षयो भवेत् ॥४५॥ शीतकाले च वस्त्राणि काष्ठान्यूर्णापटांस्तथा । ददाति यो ब्राह्मणेभ्यः स नित्यं सुखमेधते ॥४६॥ यद्यदिष्टतमं लोके यच्चापि

યજ્ઞના ફળને પામે છે ॥૪૦॥ દ્વાદશીએ જે સુકૃત કર્યુ છે તે અક્ષય ફળને આપે છે, કેમકે આ તિથિના દેવ વિષ્ણુ છે. તેથી તે દેવદેવ વિષ્ણુ બહુ પ્રસન્ન થાયછે ॥૪૧॥ તે દિવસે વિપ્રોને દાનો યથાશક્તિ આપે તે તે ઋતુમા ઉચિત ભોજ્યાન્ન આપીને હરિના ભક્તોને પ્રસન્ન કરે ॥૪૨॥ આ રીતે તેતે પુણ્ય કાળવિશેષમા ભક્તો અને ભગવાનનું આદરથી અર્ચન કરતો ગૃહી માનવ મરીને નાની નાની કિંકિણી ( ઘુઘરીયો કે ઘંટડીયો )ના સમૂહથી શોભતા, સૂર્યપ્રભાસદૃશ તેજસ્વી, દિવ્ય વિમાનમાં બેસીને વિષ્ણુના પદને પામેછે ॥૪૩॥ જે વૈદ્ય કે બીજો કોઇ નર રોગાતુરને સમુચિત ઔષધ, પથ્ય આહાર અને અપેક્ષિત ઘૃતાદિકને આપે તે રોગરહિત, દૃઢગાત્ર અને દીર્ઘાયુ થાયછે ॥૪૪॥ જે પુરૂષ ઋગાદિ વેદ કે મીમાંસાદિરૂપ શાસ્ત્ર કે વિષ્ણુપુરાણાદિ પુરાણ કે ભારતનું ( તેના તેના પુસ્તકનું ) દાન યોગ્ય વિપ્રને આપેછે તેને અક્ષય પુણ્ય થાય અને સર્વ પાપનો પ્રક્ષય થાય ॥૪૫॥ જે જન શીતકાળમાં શીતનિવારણમાં સમર્થ કામળીયો, પહેરવા ઓઢવામા યોગ્ય વસ્ત્રો અને પ્રજ્વાળી શકાય એવાં શુષ્ક કાષ્ઠો બ્રાહ્મણોને આપે તે આ લોકમાં નિત્યસુખને પામેછે અને પરલોકમા પણ સુખને પામેછે ॥૪૬॥ લોકમાં જે જે વસ્તુ પોતાને પ્રિયતમ હોય અને ઘરમાં જે જે ઇષ્ટતમ હોય તે તે વસ્તુઓ આદરથી ગુણશાળી વિપ્રને જે આપે ( પ્રિય પદાર્થનું પ્રદાનજ પ્રશસ્ત છે, કેમ તો પ્રિય વસ્તુ પરને આપવા માટે

वृषितं गृहे । तत्तद्धणवते देयं तदेवाक्षयमिच्छता ॥४७॥ द्वादश्यां चैत्रशुक्ले च श्वेतवस्त्रप्रदो नरः । चैत्रे प्रतिदिनं वा यः सोऽक्षयं स्वर्गमेति हि ॥४८॥ वैशाखे स्वर्णदः शुक्रे छत्रोपानत्प्रदस्तथा । शय्याप्रदः शुचौ मासे श्वेतद्वीपमवाप्नुयात् ॥४९॥ पुराणदाता नभसि प्रोष्ठपादे च गोप्रदः । इषेऽश्वदाता पुरुषः कुलमुद्धरते निजम् ॥५०॥ ऊर्णामूर्जे च लवणं मार्गे पौषेऽन्नपर्वतम् । फाल्गुने सुरभिद्रव्यं यो दद्यात्स सुखी सदा ॥५१॥ न दानं यशसे दद्यान्न भयान्न च लोभतः । परलोकहितायैव देयं पात्रद्विजाय तत् ॥५२॥ पात्रभूतोऽपि यो विप्रः प्रतिगृह्य प्रतिग्रहम् । असत्सु विनियुञ्जीत तस्मै देयं न कर्हिचित् ॥५३॥ सञ्चयं कुरुते यस्तु समादाय ततस्ततः । धर्मार्थं

સ્વાર્થપર પુરૂષ ઉત્સાહી થતો નથી) તે અક્ષય ફળને પામેછે ॥૪૭॥ જે નર ચૈત્રમાસમા પ્રતિદિન અથવા અશક્ત હોય તો ચૈત્રશુકલ દ્વાદશીએ શ્વેત વસ્ત્રનું વિપ્રને આદરથી દાન આપેછે તે અક્ષય સ્વર્ગફળને પામેછે (અક્ષયતાતો લાંબો કાળ અનુભવવારૂપ જાણવી) ॥૪૮॥ જે નર વૈશાખમાં સુવર્ણનું દાન કરેછે, જ્યેષ્ઠમાં છત્ર ઉપાનહનું દાન કરેછે અને આષાઢમાં શય્યાનું દાન કરેછે તે આ લોકથકી પ્રયાણ કરતાં શ્વેતદ્વીપને પામેછે ॥૪૯॥ જે પુરૂષ શ્રાવણમાસમાં પુરાણપુસ્તકોનું પ્રદાન કરેછે, ભાદ્રપદ માસમાં ગાયોનું દાન કરેછે અને આસો માસમાં અશ્વોનું દાન કરેછે તે પોતાના પૂર્વ પર કુળનો પાપ થકી ઉદ્ધાર કરેછે ॥૫૦॥ જે જન કાર્તિકમાં કામળીનું દાન કરે, માર્ગશીર્ષમાં લવણનું દાન કરે, પોષમાં તો અન્નપર્વતનું દાન કરે અને ફાલ્ગુનમાં કેસર ચંદનાદિ સુગન્ધિ વસ્તુનું દાન કરે તે આ લોક પરલોકમાં સદા સુખી થાય ॥૫૧॥ કીર્તિકામનાથી કે લોકભયથી કે પ્રકારાંતરે અધિક ધનલિપ્સાથી દાન આપવું નહિ. (કેમકે તે નિષ્ફળ થાય છે) કિંતુ પરલોકમાં પોતાનું હિત થવાની ઇચ્છાથીજ પાત્ર વિપ્રને દાન કરવું ॥૫૨॥ 'વિદ્યાસંપન્ન આ વિપ્ર પાત્ર છે' એવી બુદ્ધિથી જેને આપ્યું છે તે જો લઇ લઇને અસત્કાર્યમાં વિનિયોગ કરતો હોય તો તેને દાન કદાપિ નજ દેવું ॥૫૩॥ જે વિપ્ર જ્યાંથી ત્યાંથી દુષ્પ્રતિગ્રહાદિકને પણ કરીને કેવળ ધન-

नोपयुञ्जीत तस्मै देयं न कर्हिचित् ॥५४॥ दानकाले च सम्प्राप्ते विप्रस्यासन्निधौ सति । सङ्कल्प्य मनसा तत्तु जलमध्ये जलं क्षिपेत् ॥५५॥ दातुः फलं दशगुणं भवेदेवं कृते सति । ग्रहीतुरपि विप्रस्य न दोषः स्यात्प्रतिग्रहे ॥५६॥ विद्यावते दरिद्राय लक्ष्मीभ्रष्टाय चार्थिने । यद्दीयते तदक्षय्यं सुशीलाय विशेषतः ॥५७॥ अक्रोधना धर्मपराः सत्यनित्या दमे रताः । ईदृशाः साधवो विप्रास्तेभ्यो दत्तं महाफलम् ॥५८॥ अमानिनः सर्वसहा निःस्पृहा विजितेन्द्रियाः । सर्वभूतहिता मैत्रास्तेभ्यो दत्तं महाफलम् ॥५९॥ साङ्गांश्च चतुरो वेदानधीते यो द्विजर्षभः । षट्कर्मनिरतः शान्तः सत्पात्रं स प्रकीर्त्यते ॥६०॥ ईदृशेभ्यस्तु यद्दानं ददाति धनवान् गृही । सहस्र-

---

સંચય માટેજ પ્રયત્ન કરેછે પણ ધર્મમાર્ગમાં તેનો વ્યય કરતો નથી તેને દાન કદાપિ નજ દેવું ॥૫૪॥ દાનસમય સૂર્યગ્રહણ સંક્રમણાદિ પ્રાપ્ત થાય અને જો પ્રતિગ્રહિતા પાત્ર વિપ્ર પાસે ન હોય તો 'યથાકાળ આવેલા અમુક બ્રાહ્મણને હું આ દાન આપીશ' એવો મનથી સંકલ્પ કરીને જળમધ્યે જળ મુકે, આ પ્રકારે કરવાથી દાતાને દશઘણું ફળ થાય અને પ્રતિગ્રહિતા વિપ્રને પણ તેવા પ્રતિગ્રહમાં દોષ નથી ॥૫૫-૫૬॥ જે વિદ્યાવાન્ હોય, જે દરિદ્ર હોય, જે લક્ષ્મીભ્રષ્ટ હોય, જે અર્થી હોય, તેમાં પણ જે સુશીલ હોય તેને વિશેષપણે આપેલું દાન અક્ષય ફળને સાધેછે ॥૫૭॥ તે આ સાધુવિપ્રો પાત્રોમાં પ્રકૃષ્ટ છે, જે ક્રોધવર્જીત હોય, જે ધર્મતત્પર હોય, જે સત્યવ્રતપર હોય અને જે ઇન્દ્રિયદમનમાં પ્રસક્ત હોય, તેમને આપેલું દાન મહાફળને આપેછે ॥૫૮॥ વળી ઉત્તમ પાત્ર આ છે-જે અમાની-વિદ્યા વૃત્ત કુળાદિકના અભિમાને રહિત હોય, જે સર્વસહ-પરાપરાધાદિકમાં અવિકૃત ચિત્તવાળા હોય, જે નિ:સ્પૃહ-લોભરહિત હોય, જે જીતેન્દ્રિય હોય, જે સર્વ ભૂતોના હિતપર હોય, જે સર્વભૂતોમાં સૌહાર્દશીલ હોય, આવા વિપ્રોને આપેલું દાન મહાફળને આપનારૂં થાય છે ॥૫૯॥ જે દ્વિજ-શ્રેષ્ઠ સાંગ ચાર વેદોને ભણેલો, સ્નાનસંધ્યાદિ ષટ્કર્મમાં નિષ્ઠાવાળો, જીતેન્દ્રિય પ્રશાંત હોય તે પાત્રોમાં શ્રેષ્ઠ કહ્યો છે ॥૬૦॥ ધનાઢ્ય ગૃહી આવા

गुणितं सद्यस्तद्भवत्येव निश्चितम् ॥६१॥ प्रज्ञाश्रुताभ्यां शीलेन वृत्तेन च समन्वितः। तारयत्येव हि कुलं स एकोऽपि द्विजोत्तमः ॥६२॥ निशम्यापि गुणोपेतं ब्राह्मणं साधुसम्मतम्। दूरादानाय्य सत्कृत्य सर्वभावेन पूजयेत् ॥६३॥ निष्फलं नवसूत्कृष्टं चाटचारणतस्करे। कुवैद्ये कितवे धूर्ते शठे मल्ले च वन्दिनि ॥६४॥ न्यायार्जितेनैव धनेन कुर्याद्दानं यथाशक्ति गृही द्विजेन्द्र!। न क्लेशयित्वा निजपोष्यवर्गं नान्यायलब्धेन धनेन चापि ॥६५॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे पञ्चमप्रकरणे धर्मोपदेशे गृहस्थधर्मेषु दानविधिनिरूपणनामैकादशोऽध्यायः ॥११॥

श्रीनारायणमुनिरुवाच—स्ववैभवानुसारेण गृहस्थो हरिमन्दिरम्।

પાત્ર વિપ્રોને જે દાન આપેછે તે તત્ક્ષણ સહસ્રઘણા અધિક ફળને આપેછે, એમાં સંશયલેશપણ નથી ॥૬૧॥ પરસ્પર અનુરૂપ પ્રજ્ઞાશ્રુતે તથા તે બન્નેને અનુરૂપ શીલ અને વૃત્તે સંપન્ન પ્રતિગ્રહિતા વિપ્રોત્તમ એકપણ દાતાના કુળને તારેજ છે ॥૬૨॥ જે સકળ સત્પાત્રગુણસંપન્ન સાધુસંમત વિપ્ર સન્નિધિમાં ન હોય, તેવો વિપ્ર દૂર દેશમાં વર્તતો હોય, તો તેને તે દેશથકી પોતાપાસે બોલાવીને આદરમાનપૂર્વક દાનભોજનવડે પૂજે ॥૬૩॥ ધનમદાંધ જનો મેઘોજ જેમ એમ કદાચિત્ અસ્થાનમા ચાટ–ઠગ ચારણ ચોર કુવૈદ્ય કપટી ધૂર્ત શઠ મલ્લ બન્દિજન આદિકમાં ધનને દાનપાત્રબુદ્ધિથી બહુ વર્ષાવે છે પણ તે સર્વ નિષ્ફળ થાય છે ॥૬૪॥ હે દ્વિજેન્દ્ર! ગૃહસ્થજન ન્યાયમાર્ગથી મેળવેલાજ ધનથી યથાશક્તિ દાન કરે. પોતાના પોષ્યવર્ગને કલેશ કરીને તે થકી મળેલા ધનથી કે અન્યાય માર્ગથી સંપાદેલા ધનથી પણ દાન ન કરે ॥૬૫॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...પંચમપ્રકરણે ધર્મોપદેશે ગૃહસ્થધર્મેષુ દાનવિધિનિરૂપણનામૈકાદશોઽધ્યાયઃ ॥૧૧॥

## [1]અધ્યાય ૧૨ મો.

શ્રીનારાયણમુનિ કહેછે—હે બ્રહ્મન્! હવે ધનાઢ્ય ગૃહસ્થોએ

[1] આ અધ્યાયમા પૂર્તકર્મનો વિધિ અને ગ્રહપૂજનનો વિધિ નિરૂપણ કર્યો છે

कारयेत्सुदृढं भक्त्या सुधालिप्तं समण्डलम् ॥१॥ यथा यथा चातिदृढं कारयेन्मन्दिरं गृही। तथा तथा फलोत्कर्षो ज्ञातव्यस्तस्य सुव्रत! ॥२॥ मन्दिरं कारयेद्रम्यं प्राचीसाधनपूर्वकम्। पुरस्तस्यैकभौमं च कारयेत्तार्क्ष्यमण्डपम् ॥३॥ मन्दिरं चाभितः कार्या धर्मशाला मनोहरा। पान्थवैष्णववासार्हा प्राकारेणाभिवेष्टिता ॥४॥ उद्यानं कारयेत्तत्र फलपुष्पद्रुमान्वितम्। मिष्टनिर्मलपानीयां वापिकां च सदोदकाम् ॥५॥ मध्ये श्रीवासुदेवं तु मन्दिरे स्थापयेद्यदा। आग्नेय्यामम्बिकां सूर्यं नैर्ऋते स्थापयेत्तदा ॥६॥ ब्रह्माणं स्थापयेद्वायावीशाने सात्मजं शिवम्। महोत्सवेन तन्मूर्तिः स्थापनीया यथाविधि ॥७॥ हरेरुपासातन्त्राणि पुरा प्रोक्तानि तेन वै।

કરવાનો પૂર્તકર્મવિધિ કહું છું પોતાની ધનસમૃદ્ધિને સફળ કરવા વાછતા ગૃહસ્થો પોતાના વૈભવને અનુસારે સુદૃઢ સુધાથી (છોથી) ધોળાવેલુ, સસુન્નત, સ્થાપવાના દેવોને ઉચિત સર્વેતોભદ્રાદિમડળે સહિત, હરિપ્રતિમા પ્રતિષ્ઠામા ઉચિત એવુ મદિર ભક્તિથી કરાવે ॥૧॥ હે સુવ્રત! ગૃહી જેમ જેમ ભક્તિ આદરપૂર્વક અતિદૃઢ મદિર કરાવે તેમ તેમ ફળનુ આધિક્ય જાણવું ॥૨॥ જ્યોતિ શાસ્ત્રમા કહેલી રીતિને અનુસારે પ્રાચીદિશાસાધન પૂર્વક પ્રેક્ષક જનોના મનને હરનારૂં, ભગવત્સાન્નિધ્યને સમુચિત રમણીય ગોઠવણીવાળુ મદિર કરાવીને, તેના અગ્રભાગમા એક ભોંમ–જે રીતે આગળ અભિમુખ બેઠેલા ગરૂડજીને સ્વેષ્ટદેવના સારી રીતે દર્શન થાય એવો (નિમ્ન ઉન્નત નહિ) ગરૂડાર્ચાસ્થાપનમા સમુચિત મડપ કરાવે ॥૩॥ તે મદિરની ચોમેર મનોહર કોઇપણ ધર્મશાળા પાન્થ વૈષ્ણવ જનના નિવાસને યોગ્ય, સમુન્નત કોટકીલ્લાથી વિંટાએલી કરાવે ॥૪॥ મદિરના સમીપ પ્રદેશમા ફળપુષ્પપ્રધાન વૃક્ષોવાળો બગીચો કરાવે અને મધુર નિર્મળ અખુટ જળવાળી, રમણીય પગથીયાવાળી વાવ્ય કરાવે ॥૫॥ તે મદિરના મધ્યભાગમા શ્રીવાસુદેવને સ્થાપે. અગ્નિકોણમા દુર્ગાદેવી, નૈર્ઋતકોણમા સૂર્ય, વાયુ કોણમા બ્રહ્મા અને ઇશાન કોણમા ગણપતિસહિત શિવને યથાવિધિ મહોત્સવસહિત સ્થાપે ॥૬-૭॥ પ્રતિષ્ઠિત ભગવાનના આરા-

पञ्चरात्राभिधानानि सप्तरात्राभिधानि च ॥८॥ व्यस्तानि तानि मुनिभिः कालेन दिवि चेह च । पञ्चविंशतिसङ्ख्यानि तेषां नामानि मच्छृणु ॥९॥ हयग्रीवं वैष्णवं च पौष्करं गार्ग्यगालवम् । प्राह्लादं नारदीयं च श्रीप्रश्नं शौनकं तथा ॥१०॥ शाण्डिल्यमैश्वरं तार्क्ष्यं वासिष्ठं ज्ञानसागरम् । स्वायम्भुवं च विश्वोक्तं सत्योक्तं कापिलं तथा ॥११॥ नारायणीयमात्रेयं नारसिंहं तथारुणम् । बौधायनं च सानन्दमष्टान्ताख्यं तथान्तिमम् ॥१२॥ एतेष्वन्यतमेनोक्तमाश्रित्य वैष्णवं विधिम् । मन्दिरं तत्प्रतिष्ठां च पूजनं च समाचरेत् ॥१३॥ विष्णोः शंभ्वर्कगणपदेवीनां च तदात्मनाम् । कारयेन्मन्दिराण्येवं वैभवे सति सद्गृही ॥१४॥ चैत्रफाल्गुनवैशाखज्येष्ठमासाः शुभावहा । सर्वदेवप्रतिष्ठायां चैत्रं नेच्छन्ति केचन ॥१५॥ प्रतिष्ठायां तथा विष्णोर्माघमासो न चोचितः । दक्षिणं चायनं तद्वन्निषिद्धं देवकर्मणि ॥१६॥ माघफाल्गुनवैशाख-

ધનનો અવબોધ આપનારા જે પૂર્વે ભગવાને પચરાત્ર સપ્તરાત્ર સંજ્ઞાથી વિખ્યાત તંત્રો કહ્યાં હતાં તે કાળે કરીને મુનિઓએ આ લોકમાં અને સ્વર્ગલોકમાં પ્રવર્તાવ્યાં છે, તેમાંથી હરકોઇ એકનો આશ્રય કરીને પૂજા પ્રતિષ્ઠાદિ કરવું તેના નામો મારાથકી સાંભળો. હયગ્રીવ, વૈષ્ણવ, પૌષ્કર, ગાર્ગ્ય, ગાલવ, પ્રાહ્લાદ, નારદીય, શ્રીપ્રશ્ન, શૌનક, શાડિલ્ય, ઐશ્વર, તાર્ક્ષ્ય, વાસિષ્ઠ, જ્ઞાનસાગર, સ્વાયંભુવ, વિશ્વોક્ત, સત્યોક્ત, કાપિલ, નારાયણીય, આત્રેય, નારસિંહ, આરૂણ, બૌધાયન, સાનંદ, અષ્ટાંતનામનું, આ પચીશ છે. આને મધ્યે એકને અવલબીને વિષ્ણુ પ્રધાન દેવ જેમાં છે એવા વૈષ્ણવ વિધિથી મદિર-પ્રતિષ્ઠા-પૂજાદિ સર્વ કરવું ॥૮-૧૩॥ જો ધનસમૃદ્ધિ હોય તો સદ્‌ગૃહી વિષ્ણુનુંજ જેમ એમ તદાત્મક શિવ સૂર્ય ગણપતિ પાર્વતીનું પણ પ્રધાન મદિર કરાવે ॥૧૪॥ ફાલ્ગુનાદિ જ્યેષ્ઠાંત ચાર માસો સર્વદેવ-પ્રતિષ્ઠામાં ( વિષ્ણુ કે અન્ય દેવની ) શુભફળપ્રાપક છે. કેટલાક મહર્ષિઓ તો દેવપ્રતિષ્ઠા કર્મમાં ચૈત્ર માસને ઇચ્છતા નથી ॥૧૫॥ તેમજ વિષ્ણુ-પ્રતિષ્ઠાવિધિમાં માઘ માસ પ્રતિષિદ્ધ છે, 'माघः कर्तुर्विनाशाय' એમ વિષ્ણુ-

ज्येष्ठाषाढेषु पञ्चसु । मासेषु शुक्लपक्षे च शिवस्थापनमुत्तमम् ॥१७॥ देवालयं कारयति धर्मशालां च यः पुमान् । स तारयति संसारादात्मन सप्त पूरुषान् ॥१८॥ यावत्य इष्टिकास्तत्र चिता देवालयादिषु । तावन्त्यब्दसहस्राणि तत्कर्ता स्वर्गमावसेत् ॥१९॥ श्रीमतो वासुदेवस्य कारयत्युत्तमं तु यः । मन्दिर सुदृढ रम्यं स मोक्षं प्राप्नुयाद्ध्रुवम् ॥२०॥ मध्यमं कारयेद्यस्तु पुमांस्तन्मन्दिरं नवम् । स च वैकुण्ठमाप्नोति लोकं लोकनमस्कृतम् ॥२१॥ कनिष्ठ मन्दिर यश्च कारयेत्तस्य वाडव ! । सुरेन्द्रलोकमाप्नोति स पुमानपि निश्चितम् ॥२२॥ फलं धनी श्रेष्ठतमेन यत्तु प्राप्नोति तन्म

ધમાત્તરમા કહ્યુ છે તેમજ દેવપ્રતિષ્ઠામાત્રમા દક્ષિણાયન વર્જ્ય છે ॥૧૬॥ ચૈત્રવર્જીત માઘાદિ આષાઢાંત પાચેય માસોમા શુકલપક્ષમા શિવનુ પ્રતિષ્ઠાપન પ્રશસ્ત માન્યુ છે ॥૧૭॥ જે પુરૂષ પૂર્વોક્ત પ્રકારે દેવાલય તથા ધર્મશાળાને કરાવે છે તે પોતાના કુળના સાત પુરૂષો (પોતાનો પિતા પિતામહ પ્રપિતામહ આ ત્રણ અને પોતાનો પુત્ર પૌત્ર પ્રપૌત્ર આ ત્રણ અને એક પોતે એમ મળીને સાત પુરૂષો અથવા પોતાથકી પૂર્વે વર્તનારા સાત કે ભાવિ સાત જાણવા )ને સસારથકી તારે છે ॥૧૮॥ તે દેવાલય ધર્મશાળા વાવ્ય કોટમા જેટળી ઇટો ચણી છે તેટલા હજાર વર્ષપર્યંત ( એક એક ઇટપ્રતિ સહસ્રવર્ષપર્યંત ) તેનો કર્તા સ્વર્ગમા વસેછે ॥૧૯॥ જેતો શ્રીમાન્ વાસુદેવનુ અતિદૃઢ અત્યુત્તમ રમ્ય મદિર કરાવે છે તે નિશ્ચે મોક્ષને પામેછે ॥૨૦॥ જે પુરૂષતો નવીન પણ તે ભગવન્મદિર મધ્યમ-તેથી અલ્પવ્યય સાધ્ય, પરિમિત કોટ મડપ ધર્મશાળાદિવાળુ કરાવે છે તે સર્વલોકનમસ્કૃત વૈકુઠલોકને પામેછે ॥૨૧॥ હે વાડવ ! જે પુરૂષતો શ્રીવાસુદેવનુ કનિષ્ઠ-સ્વલ્પવ્યયસાધ્ય પરિમિત કોટ મડપ ધર્મશાળાદિવાળુ મદિર કરાવે તેપણ નિશ્ચે ઇન્દ્રલોકને પામેછે ॥૨૨॥ તેમા આ વિશેષ છે-ધનાઢ્ય પુરૂષ શ્રીવાસુદેવનુ અત્યુત્તમ મદિર કરાવાથી જે ફળને પામે છે તે ફળને તેથી સ્વલ્પ ધનવાળો કનિષ્ઠ મદિર કરાવાથી પણ નિશ્ચે પામે છે કેમકે ભગવાન્ કેવળ ધનવ્યયથી પ્રસન્ન થતા નથી કિંતુ ભાવશુદ્ધિથીજ પ્રસન્ન થાયછે,

न्दिरकर्मणा तत् । प्राप्नोति हि स्वल्पधनः कनिष्ठं तत्कारयित्वा प्रयतः स्वशक्त्या ॥२३॥ प्रतिष्ठया सार्वभौमं सद्मना भुवनत्रयम् । पूजादिना ब्रह्मलोकं त्रिभिस्तत्साम्यमाप्नुयात् ॥२४॥ यः कारयति तद्धाम निर्दम्भः प्रीतये हरेः । कुलानि शतमुद्धृत्य वैकुण्ठे निवसत्यसौ ॥२५॥ सुधादिभिर्लेपयित्वा जीर्णोद्धारं च कारयेत् । देवालयमठादेश्च यस्तस्य सुकृतं महत् ॥२६॥ सम्मार्जयेच्च यस्तत्र यश्च तत्रानुलेपयेत् । दीपं च तत्र यः कुर्याद्विष्णुलोकं प्रयाति सः ॥२७॥ तथा कूपांश्च वापीश्च तडागानि च ये नराः । कारयन्त्यक्षयं पुण्यं तेषां तद्भवति ध्रुवम् ॥२८॥ वर्षाकाले तडागे तु

ભાવશુદ્ધિતો અધિક ધનવાળાનેજ જેમ એમ અલ્પ ધનવાળાને પણ તુલ્યજ છે, ધનાર્પણતો પોતાની શક્તિને અનુસારે છે, તો ધનથી ફળમાં ભેદ નથી—ધનવ્યયની ન્યૂનાધિકતાથી ફળમાં ન્યૂનાધિક ભેદ નથી ॥૨૩॥ બીજા કોઇએ કરાવેલા મંદિરમાં દેવપ્રતિષ્ઠા કરાવાથી પૃથિવીસંબન્ધિ સાર્વભૌમપદને પામેછે. કેવળ દેવમંદિર નિર્માણથી ભૂરાદિ ત્રણ ભુવનનું આધિપત્ય પામેછે. બીજાએ પ્રતિષ્ઠા કરેલા દેવની પ્રતિદિન પૂજા કરવામાં સમુચિત દ્રવ્ય આપીને તેમની પૂજાને પ્રવર્તાવનારો પુરૂષ બ્રહ્મલોકને પામે. જેતો મંદિર કરાવી તેમાં દેવની પ્રતિષ્ઠા કરાવી તેનો પૂજાપ્રવાહ પ્રવર્તાવે તેતો તે ભગવાનના પરમ સામ્યને પામે છે ॥૨૪॥ જે જન તો નિર્દંભ—ખ્યાતિ પૂજાર્થપ્રવૃત્તિએ રહિત થઇ, હરિપ્રીતિનેજ પરમ પ્રયોજનપણે ઇચ્છતો થકો ભગવન્મંદિરને કરાવે છે તે પોતાના કુળમાં શતપુરૂષો (પૂર્વના કે પરના) ને પાપથકી સમુદ્ધરીને સ્વયં પરલોક વૈકુંઠમાં વસે છે ॥૨૫॥ જે જન જીર્ણ દેવાલયને કે મઠને છોવિગેરેવડે છોવરાવીને જીર્ણોદ્ધાર કરાવે છે તેને મહત્ સુકૃત થાય છે ॥૨૬॥ જે જન ભગવન્મંદિરમાં પ્રતિદિન વાળવું કે લીંપવુ કે દીવો કરવો વિગેરે સેવાને કરે છે તે વિષ્ણુલોકને પામે છે ॥૨૭॥ તથા જે નરો ધર્માર્થે વાવ્યો કુવાઓ સરોવરો વિગેરેને કરાવે છે તેઓ અક્ષય સુકૃતને નિશ્ચે પામે છે ॥૨૮॥ જેણે ખોદાવેલા સરોવરવિષે વર્ષાકાળમાં જળ ભરાએલું રહેછે તેને અગ્નિહોત્રીને

सलिलं यस्य तिष्ठति । अग्निहोत्रसमं तस्य फलमाहुर्मनीषिणः ॥२९॥ शरत्काले तु सलिलं तडागे यस्य तिष्ठति । गोसहस्रप्रदानस्य फलं स लभते नरः ॥३०॥ हेमन्तकाले सलिलं तडागे यस्य तिष्ठति । स वै बहुसुवर्णस्य यज्ञस्य लभते फलम् ॥३१॥ यस्य वा शिशिरे काले तडागे सलिलं भवेत् । तस्याग्निष्टोमयज्ञस्य फलं भवति सुव्रत ! ॥३२॥ वसन्तकाले सलिलं तडागे यस्य वर्तते । सोऽतिरात्रस्य यज्ञस्य फलं प्राप्नोति मानवः ॥३३॥ निदाघकाले पानीयं तडागे यस्य तिष्ठति । फलं स चाजिमेधस्य यज्ञस्य लभते पुमान् ॥३४॥ स कुलं तारयेत्सर्वं येन खाते जलाशये । गावः पिबन्ति सलिलं साधवश्च नराः सदा ॥३५॥ सर्वाण्यपि च सत्त्वानि तृषार्तानि पिबन्ति यत् । जलाशये तस्य पुण्यमप्रमेयं हि कीर्त्यते ॥३६॥ तडागमभितो रोप्याश्छायावृक्षा वटादयः । तेनात्र कीर्तिश्च भवेत् स्वर्गोऽक्षय्यः परत्र च ॥३७॥ आरामाश्चापि कर्तव्याः शुभ-

वृक्षैः सुशोभिताः। जलाशयस्योपकण्ठे गृहस्थेन सुखार्थिना ॥३८॥ फलोपयोगिनः सर्वे तथा पुष्पोपयोगिनः। आरामेषु द्रुमा रोप्याः पितृदेवोपभोगदाः ॥३९॥ अश्वत्थमेकं पिचुमन्दमेकं न्यग्रोधमेकं दश तिन्तिडीश्च। कपित्थबिल्वामलकीत्रयं यो नवपञ्चवाम्रान्नरकं स नेयात् ॥४०॥ उद्दिश्य विष्णुं पुरुषोऽत्र कुर्यात् पूर्तं यदित्थं सुकृतं तु भक्त्या। अनन्ततामेति तदेव सर्वं कुर्यात्ततो भक्तिसमेतमेतत् ॥४१॥ प्रत्यहं प्रतिमासं वा प्रत्यब्दं वा विधानतः। गृहस्थैश्च ग्रहाः पूज्या राजभिस्तु विशेषतः ॥४२॥ दुःस्थितो यस्तु यस्य स्यात्पूज्यस्तस्य स यत्नतः। तुष्टो ग्रहः सुखं दत्ते रुष्टः पीडयति ध्रुवम् ॥४३॥ रविणा सप्तमस्थेन रावणो विनिपातितः। अष्टमेन शशाङ्केन

અનુભવે છે ॥૩૭॥ સરોવરને સમીપે સુખલિપ્સુ ધનિક ગૃહસ્થે શુભ-ફળ-પુષ્પભારથી નમી જતા ચક્ષુપ્રિય આમ્રાદિ વિવિધ વૃક્ષોવડે સુશોભિત બગીચાઓ કરાવવા. તેમાં બહુધાપણે દેવપિતૃકાર્યમાં ઉપયોગી સર્વ પુષ્પ-લતાઓ તથા ફળવૃક્ષો રોપાવવા ॥૩૮-૩૯॥ જે જન એક પિંપળો, એક લીંબડો, એક વડ, દશ આંબલીયો, ત્રણ કોઠીયો, ત્રણ બિલીઓ, ત્રણ આંમળીયો, નવ આંબાઓ, આટલા વૃક્ષોને રોપીને ઉછેરે તે નરકને નજ પામે (તે સર્વ પાપથકી પ્રમુક્ત થાય છે) ॥૪૦॥ આ લોકમાં જે ગૃહી જન ઉક્ત સર્વ પૂર્તવિધિને શ્રીવિષ્ણુપ્રસન્નતાને ઉદ્દેશીનેજ ભક્તિથી કરે છે તેને તેજ પૂર્તવિધિ અંતવર્જીત ફળને આપનારો થાય છે. માટે ફળકામનાને છોડી દઇને ભક્તિથીજ તે બધું પુણ્ય કરવું ॥૪૧॥

મંગળાર્થી ગૃહસ્થોએ પ્રતિદિન અથવા પ્રતિમાસ અથવા પ્રતિવર્ષ સૂર્યાદિ નવગ્રહો યથાવિધિ પૂજવા. વિશેષપણે તો રાજાઓએ પૂજવા (કેમકે રાજાઓને પદે પદે રિપુઓથકી અનિષ્ટ થવાનો પ્રસંગ છે) ॥૪૨॥ જે ગ્રહ જેને દુઃસ્થિત-જન્મલગ્નથકી દુઃસ્થાનમાં રહ્યો હોય તે ગ્રહ તેણે વિશેષપણે પ્રયત્નથી પૂજ્ય છે, કેમ તો ગ્રહ પૂજાદિકથી પ્રસન્ન થતાં સુખને આપે છે અને પૂજાદિક નહિ કરવાથી કોપ પામતાં તો પ્રબળ દુઃખને આપે છે ॥૪૩॥ હવે ભયપ્રદર્શન વિના તેના અર્ચનાદિકમાં પ્રવૃત્તિ થાય નહિ,

हिरण्यकशिपुर्हतः ॥४४॥ अङ्गारकनिरोधेन नमुचिश्च हतो रणे । पाण्डवा द्यूतकरणे बुधेनापि नियोजिताः ॥४५॥ गुरुणा जन्मसंस्थेन हतो राजा सुयोधनः । षष्ठेनोशनसा युद्धे हिरण्याक्षो निपातितः ॥४६॥ शनैश्चरेण सौदासो नरमांसे नियोजितः । राहुणा पीडितो राजा नलो भ्रान्तो महीतले ॥४७॥ केतुना पीडितश्चाभूद्राजा सङ्ग्रामजित्तथा । एवं बहुविधा भूपा ग्रहदोषैर्हि पीडिता ॥४८॥ ज्योतिर्विदो विदित्वैव दुष्टस्थानस्थितान् ग्रहान् । शान्तिस्तेषां प्रकर्तव्या दानं दत्त्वा यथाविधि ॥४९॥ माणिक्यं तरणेस्तु

તેમાં પ્રવૃત્તિ ન થાય તો દાનાદિ સત્કર્મમા પ્રવૃત્તિ થાય નહિ, માટે યથા કથચિત્ ધર્માર્થકામપર જનોને દાનાદિ સુકૃતકર્મમાં પ્રવર્તાવવા જ્યોતિ-શાસ્ત્રને અનુસારે ગ્રહોનુ બળ કહેછે તેમા સૂર્ય સપ્તમ ભવનમા રહેતા ક્રૂરતમ છે, ઇન્દ્રાદિ સમસ્ત સુરોને વિત્રાસ પમાડનારોપણ રાવણ સપ્તમ સ્થાનમા રહેલા રવિએ વિનાશ પમાડયો હતો તથા અષ્ટમ ભાવને પામેલો ચંદ્ર ક્રૂર છે, તે સ્થાનમા રહેલા તેણે સુરનરપશુપક્ષ્યાદિ કોઇએ પણ ન હણાય એવોપણ હિરણ્યકશિપુ હણી નાખ્યો હતો ॥૪૪॥ તથા દુ સ્થાનમા રહેલા મગળે પીડેલો નમુચિ નામનો અસુર ઇન્દ્રે રણમા હણ્યો હતો તનુભાવમા રહેલા બુધે પીડા પમાડેલા પાડવો ધર્મવિદોના અગ્રેસરો હતા તોપણ દ્યૂતમા પ્રવર્ત્યા હતા જન્મલગ્નમા રહેલા ગુરૂએ પીડેલો સુયોધન રાજા યુદ્ધમા હણાયો હતો ષષ્ઠસ્થાનમા રહેલા શુક્રે પીડેલો હિરણ્યાક્ષ દૈત્ય યુદ્ધમાં મરણ પામ્યો હતો. સૌદાસ નામનો નરપતિ આદ્યભાવમા રહેલા શનિએ પીડતા નરમાસભક્ષણમા પ્રવર્ત્યો હતો તેવાજ રાહુએ પીડેલો નળરાજા રાજ્યથકી ભ્રષ્ટ થઇને અહીં તહીં ભૂતળમા ભટકતો થકો દુર્દશાને પામ્યો હતો મૂર્તિભવનમા રહેલા કેતુએ પીડેલો સગ્રામજીત નામનો રાજા રાજ્યથકી ભ્રષ્ટ થઇને જ્યા ત્યા ભૂમિમા ભટકતો થયો હતો આ પ્રકારે બહુવિધ ભૂપો ગૃહદોષોએ પીડા પામતા વિવિધ દુરવસ્થાને પામ્યા હતા ॥૪૫-૪૮॥ માટે જ્યોતિ શાસ્ત્રને જાણનારા વિપ્રથકી ગ્રહોની દુ સ્થિતિને જાણીને તેમની શાતિ યથાવિધિ દાનપૂર્વક કરવી ॥૪૯॥ તેમા સૂર્યને

वनस्थानां वर्णिनां रङ्कदेहिनाम् । साधूनां याचकानां च पोषणं गृहिणां हितम् ॥५३॥ अनेनैव पुराणेषु हेतुना हि गृहाश्रमः । इतराश्रमतः श्रेष्ठः कीर्तितो मुनिभिर्द्विज ! ॥५४॥ अतिथौ स्वगृहं प्राप्ते समुत्थायादरेण तम् । नमस्कृत्यासन दत्वा पूजयेच्च यथोचितम् ॥५५॥ वाक्यैः सुमधुरैः पृष्ट्वा स्वागताद्यथ भोजयेत् । तस्मिंस्तुष्टे विजानीयात्तुष्टं त्रैलोक्यमित्यसौ ॥५६॥ यद्येवं गृहिणा न स्यात्किमर्थं क्लिश्यते तदा । गृहान्धकूपे विषमे पतित्वा तेन

આશ્રમાતરનિષ્ઠોનું, દીનજનોનું અને અન્ય અનાથોનું જે પોષણ કરવું તે પ્રધાન ધર્મ છે, આ અર્થને કહે છે-જે નૈષ્ઠિકો છે, જે વાનપ્રસ્થ અને યતિયો છે, આ સર્વે આશ્રમિઓ ગૃહસ્થાશ્રમનિષ્ઠ જને ભિક્ષાદાનથી પોષણીય છે. તથા બીજા જે આંધળા પાંગળા આદિક દીનજનો છે તથા જે સાધુઓ-ગૃહનો પરિત્યાગ કરી ભગવદ્ભજનૈક પ્રવૃત્તિવાળા છે તથા જે બીજા ભિક્ષુક જનો છે તે સર્વેનું પોષણ કરવું તે ગૃહસ્થનો ધર્મ છે. તે એમનું પોષણ નહિ કરતાં કળત્ર પુત્રાદિકના પોષણપર જે થાય તે નરપશુજ છે ॥૫૩॥ હે દ્વિજ! આ આશ્રમાંતરના પોષકપણારૂપજ વિશેષથી આ ગૃહસ્થાશ્રમ અન્ય આશ્રમોની અપેક્ષાએ શાસ્ત્રોમાં મુનિઓએ પ્રશસ્ત કહ્યો છે. અન્યથાતો આ ગૃહસ્થ નથી, કિંતુ રસના ઉપસ્થના તર્પણનીજ એકાંત વૃત્તિવાળો કોઇપણ પશુજ છે ॥૫૪॥ તો ગૃહસ્થધર્મને સમજતા વિવેકી જને અતિથિ પોતાને ઘેર આવતાં એકદમ આદરથી અભિમુખ ઉઠીને

दानमुदितं मुक्ताफलं शीतगोर्माहेयस्य च विद्रुमं मरकतं सौम्यस्य गारुत्मतम् । देवेज्यस्य च पुष्परागमसुरामात्यस्य वज्रं शनेर्नीलं निर्मलमन्ययोस्तु गदिते गोमेदवैदूर्यके ॥५०॥ धेनुः शङ्खोऽरुणरुचिवृषः काञ्चनं पीतवस्त्रं श्वेतश्चाश्वः सुरभिरसिता कृष्णलोहं च लोहम् । सूर्यादीनां मुनिभिरुदिता दक्षिणास्तु ग्रहाणां स्नानैर्दानैर्हवनबलिभिस्ते ग्रहाः स्युः प्रसन्नाः ॥५१॥ देवब्राह्मणवन्दनाद्गुरुवचःसम्पादनात्प्रत्यहं साधूनामपि सेवनात्प्रतिदिनं सच्छास्त्रसंशीलनात् । होमादध्वरदर्शनाच्छुचिमनोभावाज्जपादानतो नो कुर्वन्ति कदाचिदेव पुरुषस्यैते ग्रहाः पीडनम् ॥५२॥ यतीनां च

પ્રિય દાન માણિક્યનું કહ્યું છે. ચન્દ્રને પ્રિય મુક્તાફળદાન કહ્યું છે. મંગળને પ્રિય દાન વિદ્રુમમણિનું કહ્યું છે. બુધને મરકત મણિનું દાન પ્રિય છે. સુરગુરૂને ગારૂત્મત મણિનું દાન પ્રિય છે. શુક્રને પ્રિય પુષ્પરાગદાન કહ્યું છે. શનિને તો પ્રિય નીલમણિદાન છે. રાહુ કેતુને અનુક્રમે ગોમેદ વૈદૂર્ય મણિનું દાન પ્રિય છે. એરીતે નવ ગ્રહોને નવ રત્નદાનો શાંતિ માટે થાય છે ॥૫૦॥ હવે તે તે ગ્રહોના શાંતિકર્મમાં દક્ષિણાપણે દેવાનાં દ્રવ્યોનો નિર્દેશ કરેછે– સૂર્યના શાંતિકર્મમાં ગાયની દક્ષિણા દેવી, ચંદ્રને શંખ, મંગળને રક્તવર્ણનો વૃષભ, બુધને કાંચન, ગુરૂને પીતવસ્ત્ર, શુક્રને શ્વેત અશ્વ, શનિને કાળી ગાય, રાહુને કાળુ લોહ, કેતુને સામાન્ય લોહ, આ પ્રકારે મુનિઓએ દક્ષિણા દેવાની કહી છે. તે તે ગ્રહોની પ્રીતિમાટે કરેલું સ્નાન દાન હોમ પૂજને કરીને તેતે ગ્રહો પ્રસન્ન થાયછે ॥૫૧॥ યદ્યપિ સૂર્યાદિ ગ્રહો દુઃસ્થાનમાં રહેતાં સર્વ કોઇ પ્રાણિવર્ગને પીડા આપેછે, તેમાં આ વિશેષ છે–જેઓ સદા દેવબ્રાહ્મણોના વંદનપર હોય, ગુરૂવચનના પ્રતિપાળનપર હોય, પ્રતિદિન સાધુસંસેવન–સચ્છાસ્ત્રસંશીલનપર હોય, હોમદાનપરાયણ હોય, યજ્ઞદર્શનમાંજ એક તત્પર હોય, ઇર્ષ્યા દ્વેષાદિ ચિત્તદોષોએ રહિત હોય અને ગાયત્રી આદિક મંત્રોના જપપરાયણ હોય તેઓને સ્થાનદોષ છતાંપણ આ ગ્રહો પુરૂષને ક્યારેય પીડતાજ નથી ॥૫૨॥

એ રીતે પ્રાસંગિક કહીને પ્રકૃતને કહેતાં, ગૃહસ્થનો યતિ આદિક

वनस्थानां वर्णिनां रङ्कदेहिनाम्। साधूनां याचकानां च पोषणं गृहिणां हितम् ॥५३॥ अनेनैव पुराणेषु हेतुना हि गृहाश्रमः। इतराश्रमतः श्रेष्ठः कीर्तितो मुनिभिर्द्विज! ॥५४॥ अतिथौ स्वगृहं प्राप्ते समुत्थायादरेण तम्। नमस्कृत्यासनं दत्त्वा पूजयेच्च यथोचितम् ॥५५॥ वाक्यैः सुमधुरैः पृष्ट्वा स्वागताद्यथ भोजयेत्। तस्मिंस्तुष्टे विजानीयात्तुष्टं त्रैलोक्यमित्यसौ ॥५६॥ यद्येवं गृहिणा न स्यात्किमर्थं क्लिश्यते तदा। गृहान्धकूपे विषमे पतित्वा तेन

---

આશ્રમાંતરનિષ્ઠોનું, દીનજનોનુ અને અન્ય અનાથોનું જે પોષણ કરવું તે પ્રધાન ધર્મ છે, આ અર્થને કહે છે-જે નૈષ્ઠિકો છે, જે વાનપ્રસ્થ અને યતિયો છે, આ સર્વે આશ્રમિઓ ગૃહસ્થાશ્રમનિષ્ઠ જને ભિક્ષાદાનથી પોષણીય છે. તથા બીજા જે આંધળા પાંગળા આદિક દીનજનો છે તથા જે સાધુઓ-ગૃહનો પરિત્યાગ કરી ભગવદ્ભજનૈક પ્રવૃત્તિવાળા છે તથા જે બીજા ભિક્ષુક જનો છે તે સર્વેનું પોષણ કરવું તે ગૃહસ્થનો ધર્મ છે તે એમનું પોષણ નહિ કરતાં કળત્ર પુત્રાદિકના પોષણપર જે થાય તે નરપશુજ છે ॥૫૩॥ હે દ્વિજ! આ આશ્રમાંતરના પોષકપણારૂપજ વિશેષથી આ ગૃહસ્થાશ્રમ અન્ય આશ્રમોની અપેક્ષાએ શાસ્ત્રોમાં મુનિઓએ પ્રશસ્ત કહ્યો છે. અન્યથાતો આ ગૃહસ્થ નથી, કિંતુ રસના ઉપસ્થના તર્પણનીજ એકાંત વૃત્તિવાળો કોઇપણ પશુજ છે ॥૫૪॥ તો ગૃહસ્થધર્મને સમજતા વિવેકી જને અતિથિ પોતાને ઘેર આવતા એકદમ આદરથી અભિમુખ ઉઠીને તેને નમસ્કાર કરી તેને આસન આપીને તેની યથોચિત યથાવિધિ પૂજા કરે ॥૫૫॥ સ્વાગતતો તેમનું પ્રથમ પૂજન છે, તેતો સુમધુરવાક્યોવડે થાય, તો પ્રથમ મૃદુ મધુર વચનવડે સ્વાગત પુછીને પછી તેને યથાસંપન્ન અન્નવડે જમાડે. તે અતિથિ સંતુષ્ટ થતાં ત્રિલોકી સંતુષ્ટ થઈ એમ આ ગૃહસ્થ જાણે (એક અતિથિ સંતુષ્ટ થતાં ત્રણ લોકો સંતુષ્ટ થાય છે. તે નહિ સંતુષ્ટ થતાં ત્રણ લોકો અસંતુષ્ટ થાય છે) ॥૫૬॥ જો ગૃહસ્થ હોઇને પૂર્વોક્ત અતિથિસેવાદિ ન કરે, તો ગૃહમિષથી રહેલા વિષમ અંધકૂપમાં આ પડેલોજ છે. કેમતો એમાં દુ ખૈકમૂળ આ કળત્રપુત્રભરણાદિરૂપ

दानमुदितं मुक्ताफलं शीतगोर्माहेयस्य च विद्रुमं मरकतं सौम्यस्य गारुत्मतम् । देवेज्यस्य च पुष्परागमसुरामात्यस्य वज्रं शनेर्नीलं निर्मलमन्ययोस्तु गदिते गोमेदवैदूर्यके ॥५०॥ धेनुः शङ्खोऽरुणरुचिवृषः काञ्चनं पीतवस्त्रं श्वेतश्चाश्वः सुरभिरसिता कृष्णलोहं च लोहम् । सूर्यादीनां मुनिभिरुदिता दक्षिणास्तु ग्रहाणां स्नानैर्दानैर्हवनबलिभिस्ते ग्रहाः स्युः प्रसन्नाः ॥५१॥ देवब्राह्मणवन्दनाद्गुरुवचःसम्पादनात्प्रत्यहं साधूनामपि सेवनात्प्रतिदिनं सच्छास्त्रसंशीलनात् । होमादध्वरदर्शनाच्छुचिमनोभावाज्जपाद्दानतो नो कुर्वन्ति कदाचिदेव पुरुषस्यैते ग्रहाः पीडनम् ॥५२॥ यतीनां च

प्रिय दान माणिक्यनुं कह्युं छे. चंद्रने प्रिय मुक्ताफळदान कह्युं छे. मंगळने प्रिय दान विद्रुममणिनुं कह्युं छे. बुधने मरकत मणिनुं दान प्रिय छे. सुरगुरुने गारुत्मत मणिनुं दान प्रिय छे. शुक्रने प्रिय पुष्परागदान कह्युं छे. शनिने तो प्रिय नीलमणिदान छे. राहु केतुने अनुक्रमे गोमेद वैदूर्य मणिनुं दान प्रिय छे. एरीते नव ग्रहोने नव रत्नदानो शांति माटे थाय छे ॥५०॥ हवे ते ते ग्रहोना शांतिकर्ममां दक्षिणापणे देवानां द्रव्योनो निर्देश करेछे- सूर्यना शांतिकर्ममां गायनी दक्षिणा देवी, चंद्रने शंख, मंगळने रक्तवर्णनो वृषभ, बुधने कांचन, गुरुने पीतवस्त्र, शुक्रने श्वेत अश्व, शनिने काळी गाय, राहुने काळुं लोह, केतुने सामान्य लोह, आ प्रकारे मुनिओए दक्षिणा देवानी कही छे. ते ते ग्रहोनी प्रीतिमाटे करेलुं स्नान दान होम पूजने करीने तेते ग्रहो प्रसन्न थायछे ॥५१॥ यद्यपि सूर्यादि ग्रहो दुःस्थानमां रहेतां सर्व कोई प्राणिवर्गने पीडा आपेछे, तेमां आ विशेष छे-जेओ सदा देवब्राह्मणोना वंदनपर होय, गुरुवचनना प्रतिपाळनपर होय, प्रतिदिन साधुसंसेवन-सच्छास्त्रसंशीलनपर होय, होमदानपरायण होय, यज्ञदर्शनमांज एक तत्पर होय, ईर्ष्या द्वेषादि चित्तदोषोए रहित होय अने गायत्री आदिक मंत्रोना जपपरायण होय तेओने स्थानदोष छतांपण आ ग्रहो पुरुषने क्यारेय पीडताज नथी ॥५२॥

ए रीते प्रासंगिक कहीने प्रकृतने कहेतां, गृहस्थनो यति आदिक

घनस्थानां वर्णिनां रङ्कदेहिनाम् । साधूनां याचकानां च पोषणं गृहिणां हितम् ॥५३॥ अनेनैव पुराणेषु हेतुना हि गृहाश्रमः । इतराश्रमतः श्रेष्ठः कीर्तितो मुनिभिर्द्विज ! ॥५४॥ अतिथौ स्वगृहं प्राप्ते समुत्थायादरेण तम् । नमस्कृत्यासनं दत्त्वा पूजयेच्च यथोचितम् ॥५५॥ वाक्यैः सुमधुरैः पृष्ट्वा स्वागताद्यथ भोजयेत् । तस्मिंस्तुष्टे विजानीयात्तुष्टं त्रैलोक्यमित्यसौ ॥५६॥ यद्येवं गृहिणा न स्यात्किमर्थं क्रियते तदा । गृहान्धकूपे विषमे पतित्वा तेन

આશ્રમાંતરનિષ્ઠોનું, દીનજનોનું અને અન્ય અનાથોનું જે પોષણ કરવું તે પ્રધાન ધર્મ છે, આ અર્થને કહે છે-જે નૈષ્ઠિકો છે, જે વાનપ્રસ્થ અને યતિયો છે, આ સર્વે આશ્રમિઓ ગૃહસ્થાશ્રમનિષ્ઠ જને ભિક્ષાદાનથી પોષણીય છે. તથા બીજા જે આંધળા પાંગળા આદિક દીનજનો છે તથા જે સાધુઓ-ગૃહનો પરિત્યાગ કરી ભગવદ્ભજનૈક પ્રવૃત્તિવાળા છે તથા જે બીજા ભિક્ષુક જનો છે તે સર્વેનું પોષણ કરવું તે ગૃહસ્થનો ધર્મ છે. તે એમનું પોષણ નહિ કરતાં કળત્ર પુત્રાદિકના પોષણપર જે થાય તે નરપશુજ છે ॥૫૩॥ હે દ્વિજ! આ આશ્રમાંતરના પોષકપણારૂપજ વિશેષથી આ ગૃહસ્થાશ્રમ અન્ય આશ્રમોની અપેક્ષાએ શાસ્ત્રોમાં મુનિઓએ પ્રશસ્ત કહ્યો છે. અન્યથાતો આ ગૃહસ્થ નથી, કિંતુ રસના ઉપસ્થના તર્પણનીજ એકાંત વૃત્તિવાળો કોઇપણ પશુજ છે ॥૫૪॥ તો ગૃહસ્થધર્મને સમજતા વિવેકી જને અતિથિ પોતાને ઘેર આવતાં એકદમ આદરથી અભિમુખ ઉઠીને તેને નમસ્કાર કરી તેને આસન આપીને તેની યથોચિત યથાવિધિ પૂજા કરે ॥૫૫॥ સ્વાગતતો તેમનું પ્રથમ પૂજન છે, તેતો સુમધુરવાક્યોવડે થાય, તો પ્રથમ મૃદુ મધુર વચનવડે સ્વાગત પુછીને પછી તેને યથાસંપન્ન અન્નવડે જમાડે. તે અતિથિ સંતુષ્ટ થતાં ત્રિલોકી સંતુષ્ટ થઈ એમ આ ગૃહસ્થ જાણે (એક અતિથિ સંતુષ્ટ થતાં ત્રણ લોકો સંતુષ્ટ થાય છે. તે નહિ સંતુષ્ટ થતાં ત્રણ લોકો અસંતુષ્ટ થાય છે) ॥૫૬॥ જો ગૃહસ્થ હોઇને પૂર્વોક્ત અતિથિસેવાદિ ન કરે, તો ગૃહમિષથી રહેલા વિષમ અંધકૂપમાં આ પડેલોજ છે. કેમતો એમાં દુઃખૈકમૂળ આ કળત્રપુત્રભરણાદિરૂપ

भूतले ॥५७॥ पशुपक्षिमृगादयोऽपि जीवा बहवः सन्त्युदरम्भरा हि लोके । यदि तादृशवृत्तिमान् गृही स्याद्द्विज ! तत्पङ्क्तिगतस्तदा न किं सः ॥५८॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे पञ्चमप्रकरणे धर्मोपदेशे गृहस्थधर्मेषु पूर्तकर्मादिविधिनिरूपणनामा द्वादशोऽध्यायः ॥१२॥

श्रीनारायणमुनिरुवाच—ब्राह्मणस्य गृहस्थस्य विशेषं कथयाम्यथ । सदा शुचिश्चरेद्विप्रः षट्कर्मनिरतः सदा ॥१॥ शान्तो दान्तस्तितिक्षुश्च नित्यं वेदार्थचिन्तकः । स्वधर्मं न त्यजेत्क्वापि दुःसङ्गं न

---

धर्मवर्जीत अधी भार वर्ते छे, तो એवा ગૃહાંધકૂપમાં પડીને શામાટે કલેશ પામવો જોઇએ ॥૫૭॥ હે દ્વિજ ! દેહયોગનું ફળ ભોગ ભોગવવો એ નથી, જો એમ હોય તો લોકમાં પશુ પક્ષી મૃગાદિ દેહોપણ વિવિધ વર્તેછે, તે દેહોએ કરીને પણ ઉદરભરણ મૈથુનાદિ ભોગો ભોગવાયજ છે. માટે આ સ્ત્રીસંગ્રહીને તેથી કશો વિશેષ નથી. પરંતુ પત્ની પુત્રાદિભરણકલેશજ તે પશ્વાદિ કરતાં અધિક છે. તો આ ગૃહી જો ધર્મનો અનાદર કરી ગ્રામ્યલૌકિકપરાયણ થાય તો વિચિત્ર અવયવરચનાવાળો કોઇપણ પશુવિશેષજ છે ( જો ગૃહી ઉદરભરતારૂપ પશ્વાદિવૃત્તિને ભજનારો થાય તો તે પશ્વાદિ પંક્તિને પામેલો કેમ ન કહેવાય? કહેવાયજ ) ॥૫૮॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...પંચમપ્રકરણે ધર્મોપદેશે ગૃહસ્થધર્મેષુ પૂર્તકર્માદિવિધિનિરૂપણનામા દ્વાદશોઽધ્યાયઃ ॥૧૨॥

## [1]અધ્યાય ૧૩ મો.

શ્રીનારાયણમુનિ કહેછે—હે બ્રહ્મન્ ! હવે ગૃહસ્થાશ્રમી બ્રાહ્મણનો વિશેષ કહું છું. બ્રાહ્મણ શુચિ-બાહ્યઆભ્યંતર શુદ્ધિએ સંપન્ન થઈ સદા-આપત્તિમાં પણ ષટ્કર્મમાં નિષ્ઠાવાળો થાય. ષટ્ કર્મોતો સ્નાનસંધ્યાદિ પ્રથમ કહ્યાં છે. વળી વિપ્ર ઇન્દ્રિયોમાં ક્ષોભ કરનારા અર્થો સન્નિધિમાં આવી પડે તોપણ, દુર્જનોનું કઠોર ભાષણ કર્ણમાર્ગને પામે તોપણ અને શીતવાતાદિ પરૂષ સ્પર્શ થાય તોપણ સદા શાંત તિતિક્ષુ થાય. નિત્ય વેદાર્થ-

---

[1] આ અધ્યાયમાં ગૃહી વિપ્રનો વિશેષધર્મ સવિસ્તર કહ્યો છે.

समाचरेत् ॥२॥ शुक्लाम्बरधरो नीचकेशश्मश्रुस्तपःप्रियः । नातिसूक्ष्मपटो नित्यमनालस्योऽल्पनिद्रकः ॥३॥ स्नानसन्ध्यापरो नित्यं ब्रह्मयज्ञपरायणः । सावित्रीजाप्यनिरतः श्राद्धकृन्मुच्यते गृही ॥४॥ विभागशीलः सततं क्षमायुक्तो दयालयः । गृहस्थस्तु समाख्यातो

મનનપર થાય. આપત્તિમાં પણ સ્વધર્મને ત્યાગ કરે નહિ. દુ:સંગને કદાપિ નજ કરે, કેમ તો દુ:સંગ અધર્મમાં અભિરૂચિ ઉપજાવેછે ॥૧-૨॥ શ્વેતાંબરને ધારે પણ રંજીત વસ્ત્રને ન ધારે. મસ્તકે દીર્ઘ કેશ ધરનારો અને દીર્ઘ દાઢી મુછના કેશ રાખનારો ન થાય ( કિંતુ મસ્તકકેશને અને દાઢી મુછના કેશને કાતરનારો થાય ) જેનાથી અંગોનું આચ્છાદન ન થાય તેવા અતિ સૂક્ષ્મ વસ્ત્રને ન ધારે. ધર્મમાં અને ધર્મથકી નહિ વિરૂદ્ધ, દેહયાત્રોપયોગિ કર્મમાં સદા આળસનો ત્યાગ કરે. અતિનિદ્રાળુ ન થાય, કેમતો તે તમ:કાર્ય હોવાથી નિત્યકર્મથકી પુરૂષને ભ્રષ્ટ કરેછે, માટે અલ્પનિદ્ર-ઉચિત નિદ્રાવાળો થાય. અને સતત તપ.પર રહે ॥૩॥ જે વિપ્ર નિત્ય સ્નાનસંધ્યાપર, પંચમહાયજ્ઞપરાયણ, શ્રાદ્ધમાં આદર રાખનારો અને ગાયત્રીજપમાં પ્રસક્ત થઇ રહે તે ગૃહી તે આ સ્વકર્મથી પાપથકી મુક્ત થાય છે, એટલે બ્રહ્મજ્ઞાનને પામીને અમૃતપણાને પામેછે. સર્વ કર્મોથકી મુક્ત થાય છે એમ બીજાઓ કહે છે તે યુક્ત નથી. કેમ તો વિદ્યાથીજ સર્વ કર્મનો પ્રક્ષય માન્યો છે. જે મનુવચન-'वेदोदितं स्वकं कर्म नित्यं कुर्यादतन्द्रितः । तद्धि कुर्वन् यथाशक्ति प्राप्नोति परमां गतिम् ॥' આવું છે તેપણ વિદ્યાદ્વારા નિ:શ્રેયસમાં પ્રયોજક થવાપર છે. માટેજ 'यथाशक्ति चरेत्कर्म निन्दितानि विवर्जयेत् । विधूय मोहकलिलं लब्ध्वा योगमनुत्तमम् । गृहस्थो मुच्यते बन्धात्तत्र कार्या विचारणा ॥' આ વચનમાં વિદ્યારૂપ યોગદ્વારપણું કહ્યું છે. વિદ્યામાં કર્મનું સાધનપણું શ્રુતિએ કહ્યું છે-'तमेतं वेदानुवचनेन ब्राह्मणा विविदिषन्ति यज्ञेन दानेन तपसाऽनाशकेन' ઇતિ ॥૪॥ પોતાને માટે અન્નને રાધે નહિ, કિંતુ નિત્ય દેવપિત્રિઅતિથિઓને પકવ અન્ન યથાવિધિ વિભાગ કરી આપીને શેષ અન્નને જમે. દ્રોહ કરનારાઓવિષેપણ ક્ષમાયુક્ત થાય દીનજન ઉપર દયાળુ થાય.

न गृहेण गृही भवेत् ॥५॥ अहुतं च हुतं चैव प्रहुत प्राशित तथा। ब्राह्म हुतं पञ्चमं च नित्य यज्ञानिमाश्चरेत् ॥६॥ जपोऽहुतो हुतो होम प्रहुतो भौतिको बलि.। प्राशितं पितृसन्तृप्तिर्हुतं ब्राह्म द्विजार्चनम् ॥७॥ पञ्चयज्ञानिमा कुर्वन्ब्राह्मणो नावसीदति । एते षामननुष्ठानात्पञ्चसूना अवाप्नुयात् ॥८॥ आत्मार्थं भोजन यस्य रत्यर्थं यस्य मैथुनम् । वृत्त्यर्थं यस्य चाधीतं निष्फलं तस्य जीवि तम् ॥९॥ न शब्दशास्त्राभिरतस्य मोक्षो न चैव रम्यावसथप्रियस्य । न भोजनाच्छादनतत्परस्य न लोकचित्तग्रहणे रतस्य ॥१०॥ एकान्तशीलस्य सदैव तस्य सर्वेन्द्रियप्रीतिनिवर्तकस्य । स्वाध्या-

આવા ગુણોએ કરીનેજ ગૃહસ્થ કહ્યો છે કેવળ ગૃહથી કે કેવળ ગૃહશબ્દ વાચ્ય ગૃહિણીથી ગૃહી ન કહેવાય ॥૫॥ અહુતશબ્દથી કહેલો જપરૂપ બ્રહ્મયજ્ઞ, હુતશબ્દથી કહેલો હોમરૂપ દેવયજ્ઞ, પ્રહુતશબ્દથી કહેલો ભૂત બલિરૂપ ભૂતયજ્ઞ, પ્રાશિતશબ્દથી કહેલો પિતૃતૃપ્તિરૂપ પિતૃયજ્ઞ, બ્રાહ્મહુત શબ્દથી કહેલો અતિથિસત્કારરૂપ મનુષ્યયજ્ઞ આ પાચ મહા યજ્ઞોને પ્રતિદિન કરતો બ્રાહ્મણ પચસૂનાજન્યદોષથી ખેદને પામતો નથી આ પાચ મહામખોનુ અનુષ્ઠાન ન કરે તો પચસૂનાજન્ય દોષને પામે ખાંડણીયો આદિક પચસૂનાઓ તો પ્રથમ કહી છે ॥૬-૮॥ જે વિપ્રતો ભોજનને કેવળ પોતાને માટેજ કરેછે, સ્ત્રીસગને કેવળ કામોપભોગ માટેજ કરે છે, વેદાદિ અધ્યયનને કેવળ જીવિકા માટેજ કરેછે તેનુ જીવિત નિષ્ફળ-વ્યર્થ । લોક પરલોકમા અર્થમાટે થતું નથી કિંતુ અનર્થ માટે પણ થાય ॥૯॥ જે સકળ વેદ વેદાગને ભણેલો અને તેના અર્થવિચારરૂપ મીમાસાશાસ્ત્રને ભણેલો હોય, પરંતુ જો તેના પરમ તાત્પર્યવિષયભૂત પર બ્રહ્મમા નિષ્ઠાએ રહિત હોઇને કેવળ શબ્દજાળમય વેદવાદોમાજ અભિરત હોય તેનો શાસ્ત્રાર્થવિજ્ઞાન હોવા છતાપણ મોક્ષ નજ થાય તથા જે સ્ત્રીસ ગ્રહ કરીને રમણીય ભવનમા નિવાસ કરીને, ઉત્તમ ભોજન આચ્છાદન તત્પર થાય અને મેળવેલી વિદ્યાથી લોકોના ચિત્તને રજન કરવાપર થઇ રહે તે ગૃહસ્થાભાસ આ લોક પરલોકમા કશા શ્રેયને નજ પામે, તો તેને

यथोगे गतमानसस्य मोक्षो ध्रुवं नित्यमहिंसकस्य ॥११॥ तस्मान्नित्यं व्रतस्थः स्यादग्निसेवापरायणः । तत्परश्च तपस्यायां ब्राह्मणो विजितेन्द्रियः ॥१२॥ न धर्मस्यापदेशेन पापं कृत्वा व्रतं चरेत् । प्रेत्येह चेदृशो विप्रो गर्ह्यते ब्रह्मवादिभिः ॥१३॥ पाषण्डिनो विकर्मस्थान्वामाचारान्सुरद्रुहः । वेदनिन्दारतान्मर्त्यान्दूरतः परिवर्जयेत् ॥१४॥ अनृतात्पारदार्याच्च तथाऽभक्ष्यस्य भक्षणात् । श्रौतधर्मपरित्यागात्कुलं विप्रस्य नश्यति ॥१५॥ कुविवाहैः क्रियालोपैर्वे-

निःश्रेयसनो प्रसंगज क्यां छे ? ॥१०॥ जेतो गृहस्थ समस्त इन्द्रियोने प्रिय विषयोथकी पाछां वाळीने सदैव एकांतशील-धर्म ज्ञान भक्तिनी अभिवृद्धिमां अनुगुण एकांत देशमां वास करवाना स्वभाववाळो थाय, प्राणिमात्रना पीडनथकी प्रतिनिवृत्त थइ सर्व भूतोना हिततत्पर थाय, स्वाध्याय-अधीत वेदार्थना चिंतनमां अने योग-तेना परम तात्पर्यविषयीभूत परमात्माना भक्तियोगमां आसक्त मनवाळो थाय तेनो निश्चे मोक्ष सिद्ध थाय छे ॥११॥ माटे ब्राह्मण गृहस्थ प्रतिदिन अग्निहोत्रपरायण, कृच्छ्रचांद्रायणादिव्रतनिष्ठ, विजीतेन्द्रिय थइने आत्मचिंतनरूप तपस्यामां तत्पर थाय ॥१२॥ धर्मने मिष करीने अन्यायथी धनार्जनादिरूप पापने करे नहि, केमतो तेवा द्रव्यवडे साध्य व्रतादि आ लोक परलोकमां श्रेयमाटे न थाय, आ लोक परलोकमां तेनो विप्र तत्ववेदीओए निंद्य थाय छे. अथवा परस्त्रीसंग चौर्यादि पाप जाणीने प्रच्छन्न करीने पछी तेना प्रायश्चित्तरूप व्रतने धर्माचरणमिषथी आचरे नहि. परिषदमां नहि निवेदन करेलुं पाप तेनी अनुज्ञा मेळव्या विना मिषथी करेला प्रायश्चित्तथी प्रशांत थाय नहि. किंतु आ विप्र गर्ह्य थाय, एवो आ श्लोकनो आशय समजवो ॥१३॥ असज्जनोनो संगतो सुदूरथी परहरवो. तेओ तो पाखंडी कुकर्मनिष्ठ वाममार्गनिष्ठ देवद्रोही वेदनिंदक विगेरे जाणवा ॥१४॥ श्रौतधर्मना परित्यागथी केवळ पोते विप्र प्रणाश पामे छे एटलुंज नहि किंतु कुळज नाश थाय छे. तथा असत्यभाषण, परांगनासंग, अभक्ष्यभक्षण, इत्यादिरूप निषिद्धना आचरणथी कुळनो नाश

दानध्ययनेन च। कुलान्यकुलतां यान्ति ब्राह्मणातिक्रमेण च ॥१६॥ परनिन्दां न कुर्वीत नात्मश्लाघापरो भवेत्। अपापं पापिनं नैव प्राणान्तेऽपि प्रकीर्तयेत् ॥१७॥ स्नात्वा पुण्ड्रं मृदा कुर्याद्धुत्वा वह्निं तु भस्मना। देवानभ्यर्च्य गन्धेन जलेनैव जले स्थितः ॥१८॥ स्नानं सन्ध्या तर्पणादि जपहोमसुरार्चनम्। भोजनात्प्राक् प्रकर्तव्यं सायंसन्ध्याहुतीर्विना ॥१९॥ ब्राह्मणस्य हि देहोऽयं क्षुद्रकामाय

થાયછે ॥૧૫॥ સત્કુળોપણ વિહિત ક્રિયાઓના લોપથી, વેદોના અનધ્યયનથી, દુષ્કુળથકી કન્યાના પરિગ્રહણથી અને બ્રાહ્મણોનો અપરાધ કરવાથી અસત્કુળતાને પામી જાય છે ॥૧૬॥ આત્મશ્લાઘા અને પરનિંદાને ન કરે. (તે બન્ને તુલ્ય દોષ છે) પ્રાણાંતપ્રાપ્તિમાં પણ પાપરહિત મનુષ્યને "આ પાપાચાર છે' એમ ન જ કહે ॥૧૭॥ સદાચારમાં આ વિશેષ સમજવો– સ્નાનાનંતર પુંડ્ર મૃત્તિકાથીજ કરે. અગ્નિમાં હોમ કર્યાથકી અનંતર તેની ભસ્મથી પુંડ્ર કરે. દેવાર્ચનાનંતર અર્ચાવશિષ્ટ ચંદનથી પુંડ્ર કરે. જળમાં રહીને (અર્ઘ્યદાનાદિ સમયે) જળથીજ પુંડ્ર કરે (એ રીતે કાળવિશેષમાં પુંડ્રદ્રવ્યવિશેષનો નિયમ જાણવો) ॥૧૮॥ સ્નાન સંધ્યા તર્પણ જપ હોમ દેવાર્ચનાદિ કર્મ ભોજન કર્યા પહેલાંજ કરે. સાયંસંધ્યા સાયંઆહુતિથકી અન્યત્ર આ નિયમ જાણવો. મધ્યાહ્ને પ્રાપ્ત ભોજનથી તેનો પ્રતિરોધ નથી. તે અસેતો માધ્યાહ્નિક ભોજનાનંતર તેના સમયેજ કરવું. (સાયંસંધ્યાદિકમાં ભોજન જેમ વિરોધિ નથી તેમ પ્રાતઃસંધ્યાદિકમાં પણ વિરોધિ નથી એમ કોઈ મંદને શંકા થાય તેનું પણ નિવારણ આથી થઇ જાય છે) ॥૧૯॥ કેટલાક વિપ્રો શાસ્ત્રજ્ઞ છે તથાપિ માનુષ દેહને ત્રિવર્ગના સાધન માટે પ્રધાન ઉપકરણ માનીને તે આ દેહથી ત્રિવર્ગમાટે યત્ન કરે છે. તે શાસ્ત્રતાત્પર્ય નથી. વસ્તુતઃ તે આ બ્રાહ્મણ દેહ ક્ષુદ્ર સ્વર્ગાદિ કામમાટે તત્ત્વવિદોએ ઇચ્છયો નથી. સર્વ કોઇ બ્રહ્મભુવનસુધીનો કામ ક્ષુદ્ર છે, કેમતો આ નશ્વર અને દુઃખમિશ્ર છે. તેવી સ્મૃતિ છે–'યામિમાં પુષ્પિતાં વાચં પ્રવદન્त्यविपश्चितः। वेदवादरताः पार्थ नान्यदस्तीति वादिनः॥ कामात्मानः स्वर्गपरा जन्मकर्मफलप्रदाम्। क्रियाविशेषबहुलां भोगैश्वर्यगतिं प्रति॥

नेष्यते । कृच्छ्राय तपसे चेह प्रेत्यानन्तसुखाय च ॥२०॥ ज्याकर्षण शत्रुनिवर्हणं च कृषिर्वणिज्या पशुपालन च । शुश्रूषण चापि तथाऽर्थहेतोरकार्यमेतत्परमं द्विजस्य ॥२१॥ न राज्ञ प्रतिगृह्णीया द्वर्तमानादसत्पथे । स्वधर्मनिष्ठात्तस्मात्तु प्रतिगृह्णन्न दोषभाक् ॥२२॥ भोज्यशुद्धौ सत्त्वशुद्धि स्याद्ध्रुवानुस्मृतिस्तत. । ततश्च सर्वग्रन्थीना विप्रमोक्षो हि जायते ॥२३॥ नाद्याच्छूद्रस्य विप्रोऽन्नं नटनर्तकयोरत । गणान्नं गणिकान्नं च हीनजातेश्च सर्वत. ॥२४॥

भोगैश्वर्यप्रसक्ताना तयापहृतचेतसाम् । व्यवसायात्मिका बुद्धि समाधौ न विधीयते ॥' ઇતિ કિંતુ આ બ્રાહ્મણદેહ આ લોકમા વિદ્યાનિષ્પત્તિમા અત રગભૂત કૃચ્છ્ર અને તપમાટે ઇચ્છયો છે તો કૃચ્છ્ર તપ પ્રમુખ કર્માચરણથી જેના મનના મળો મટી ગયા હોય એવાને વિજ્ઞાનની ઉત્પત્તિ થવાથી પર લોકમા નિ શ્રેયસ સિદ્ધ થાય માટે આ દેહ પરલોકમા અનંત સુખ માટેજ પ્રકલ્પ્યો છે, આવા ઉત્તમ દેહને સ્વર્ગાદિ ક્ષુદ્રક ભોગના સાધનપણે જેઓ માને છે તે કેવળ પશુઓજ છે ॥૨૦॥ ધનુષાદિ આયુધો મારવા, તેનાથી શત્રુઓ મારવા, આ તો ક્ષાત્રધર્મ છે કૃષી કરવી, વ્યાપાર કરવો, પશુઓ પાળવા, આ તો વૈશ્યનો ધર્મ છે શુશ્રૂષા કરવી તે શૂદ્રનો ધર્મ છે તે આ બધુ કર્મ વિપ્રને પ્રતિષિદ્ધ છે અર્થહેતુ માટે પણ આ કર્મને કદાપિ બ્રાહ્મણ નજ કરે ॥૨૧॥ વૃત્તિપીડિત પણ વિપ્ર અસન્માર્ગમા વર્તતા રાજાથકી કે તેવા બીજાથકી દાનાદિ પ્રતિગ્રહને ન કરે સ્વધર્મનિષ્ઠ તેનાથકી તો પ્રતિગ્રહ કરનારો દોષભાગી ન થાય ॥૨૨॥ અન્નશુદ્ધિ મુમુક્ષુને અત્યત અપેક્ષિત છે, અસજ્જનથકી પ્રતિગ્રહેલુ અન્ન દુષ્ટ છે, સતથકી પરિગ્રહેલુ તો તે શુદ્ધ છે, આહારની શુદ્ધિ થવાથી સત્ત્વ-અત કરણની શુદ્ધિ થાય છે, સત્વની શુદ્ધિ થવાથી ધ્રુવા સ્મૃતિ-ધ્યાનસિદ્ધિ થાય છે, તે થવાથી વાસનારૂપ સમગ્ર ગ્રથિઓનો વિપ્રમોક્ષ થાય છે (ગ્રથીઓ છુટી જાય છે) ॥૨૩॥ માટે વિપ્રજાતિ શૂદ્ર નટ નર્તક આદિકનુ અન્ન તથા ગણાન્ન-કૂટ નક્ષત્રને સૂચવનારાનુ અન્ન અથવા ગધર્વનુ અન્ન તથા ગણિકાન્ન-વેશ્યાનુ અન્ન તથા સર્વ નીચ જાતિનુ અન્ન નજ જમે (આનો વિશેષ મનુસ્મૃતિ થકી

अतिथीनां च सर्वेषां प्रेष्याणां स्वजनस्य च । सामान्यं भोजनं नित्यं गृहस्थस्य प्रशस्यते ॥२५॥ आर्धिकः कुलमित्रं च सगोपालश्च नापितः । एते शूद्रेषु भोज्यान्ना यश्चात्मानं निवेदयेत् ॥२६॥ भूमौ बलीनुपाहृत्य कृत्वा चापोशनं ततः । प्राणाग्निहोत्रपूर्वं तु वाग्यतो भोजनं चरेत् ॥२७॥ स्नास्यतो वरुणः शक्तिं जुह्वतोऽग्निर्हरेच्छ्रियम् । भुञ्जानस्यान्तकश्चायुस्तस्मान्मौनं त्रिषु स्मृतम् ॥२८॥

જાણવો ) ॥૨૪॥ ગૃહસ્થ પાકભેદ અને પંક્તિભેદને ન કરે. ધનમદાધ બહુ લોકો પોતાના વપુની પુષ્ટિ કરવાની ઇચ્છાવાળા અને ઇન્દ્રિયતર્પણતત્પર હોઇને પોતામાટે ઉત્તમ ભોજન, તેથી કિંચિત્ કનિષ્ઠ ભોજન સ્વજનો માટે, તેથીપણ કનિષ્ઠ ભોજન અતિથિઓ અર્થે, તેથીપણ કનિષ્ઠ અધમ ભોજન ભૃત્યવર્ગ માટે કરાવેછે તેમ કરવાથી મહત્ પાપ થાય છે, માટે પ્રેષ્યો, ( દાસ નોકર વિગેરે ) અતિથિઓ, પુત્રાદિ સ્વજનો અને પોતે ( ઘરધણી ) આ સર્વેને માટે સરખીજ રસોઈ કરાવે, 'गृहस्थ. पाकभेदेन ...रौरव नरकं व्रजेत्' એવી સ્મૃતિ છે ॥૨૫॥ શૂદ્રનું અન્ન અગ્રાહ્ય કહ્યું, તેમા આ અપવાદ છે–આર્ધિક, ( ખેતીમાં અરધો ભાગીયો અથવા પોતાના ખેતરમાં ખેતી કરતો હોય તે ) કુળપરંપરાગત મિત્ર, પોતાનો ગોવાળીયો, નાપિત–વાળંદ, આ ચારનું ( શૂદ્રજાતીય પણ એમનું ) અન્ન ( અપકવ ) વિપ્રે ગ્રહણ કરવું. અને જે શૂદ્ર સ્વાત્માને 'તમારો હું દાસ છું' એમ નિવેદન કરે તેનું અન્ન ગ્રહણ કરવું ॥૨૬॥ ભોજ્યાન્નપ્રસંગથી ભોજનમાં નિયમ કહે છે–પ્રથમ પૃથ્વી ઉપર 'भूपतये नमः' ઇત્યાદિ મંત્રથી ત્રણ ભૂતબલી મુકીને, પછી 'अमृतोपस्तरणमसि' આ મન્ત્રથી અપોશન કરીને, પછી 'प्राणाय स्वाहा' ઇત્યાદિ મન્ત્રથી પ્રાણાગ્નિહોત્ર ( પ્રાણ અગ્નિમાં ભોજ્ય અન્નનો પ્રથમ પ્રક્ષેપ તે પ્રાણાગ્નિહોત્ર કહ્યુ છે ) કરીને, પછી વાગ્યત–મૌની થઇને જમે અન્યથા ન જમે એવો નિયમ જાણવો ॥૨૭॥ મૌન વિના જમનારાની આયુષને અંતક–મૃત્યુ હરેછે, તથા મૌન ધાર્યા વિના હોમ કરનારાની ધનાદિસંપત્તિને અગ્નિ હરે છે, તથ મૌન રાખ્યા વિના સ્નાન કરનારાની શારીરશક્તિને વરૂણ દેવ હરે છે, માટે આ ત્રણ સ્નાન હોમ

अन्नं मध्ये प्रतिष्ठाप्यं दक्षिणे घृतपायसम् । शाकादि पुरतः स्थाप्यं भक्ष्यं भोज्यं च वामतः ॥२९॥ एकपङ्क्त्युपविष्टेषु यद्येकोऽप्यघवान्भवेत् । सर्वेषां तदघं तुल्यं पङ्क्तिभेदो न चेत्कृतः ॥३०॥ अग्निना भस्मना चैव स्तम्भेन सलिलेन च । द्वारेण चापि मार्गेण पङ्क्तिः पङ्क्तिर्विभिद्यते ॥३१॥ पितृदेवमनुष्येभ्यो दत्त्वाऽश्नात्यमृतं गृही । स्वार्थं पचन्नघं भुङ्क्ते केवलं स्वोदरम्भरः ॥३२॥ इतस्ततश्च यज्ञार्थं नैव याचेत वाडवः । याचितं चेत्सर्वमेव देयं तद्यज्ञकर्मणि ॥३३॥ प्रतिग्रहे मुनिचक्रिध्वजिवेश्यानराधिपाः । दुष्टा दशगुणं पूर्वा-

ભોજનને મૌનથીજ કરે. આમાં ભગવન્નામોચ્ચારણતો સ્નાનાદિકના સાદ્ગુણ્યાર્થે કરવુંજ ॥૨૮॥ તે ભોજનપાત્રના મધ્યભાગમાં ઓદન-ભાત મુકવો. તેના દક્ષિણભાગમાં ઘૃતમિશ્ર પાયસ-દુધપાક આરોપવો. શાકાદિકતો તેના અગ્ર પ્રદેશમાં સ્થાપવું. ભક્ષ્ય-લડ્ડુકાદિ તથા ભોજ્ય-ખીરંજ વિગેરે પાત્રના વામભાગમાં મુકવું. (આ પીરસવાનો ક્રમ છે) ॥૨૯॥ હવે પક્તિમાં વિશેષ કહે છે-એક પક્તિમાં જો એકપણ પાપી બેસે તો બીજા તે પક્તિમાં બેઠેલા સર્વે તે પાપિના પાપથી લેપાય છે, માટે અવશ્ય પક્તિભેદ (જુદી પક્તિ) કરવો. તેમાં પક્તિભેદનો પ્રકાર-સગડી આદિકમાં ભરીને મુકેલા અગ્નિથી, ભસ્મથી, સ્તંભથી, પાણીની રેખા કરવાથી, દ્વારથી, માર્ગથી, આ છ પ્રકારોએ કરીને યથાસંભવ પક્તિભેદ થાય ॥૩૦-૩૧॥ જે ગૃહી કેવળ પોતાના ઉદરભરણપરાયણ હોઇને સ્વાર્થે અન્ન રાંધીને જમેછે તે પાપનેજ જમેછે. જેતો પિતૃ દેવ મનુષ્યોને યથાવિધિ આપીને જમેછે તે અમૃતનેજ જમેછે. પ્રથમનાને આ લોક પરલોકમા અનર્થ છે અને પછીનાને આ લોક પરલોકમાં અર્થલાભ છે. તે ગીતામાં કહ્યું છે-'यज्ञशिष्टाशिनः सन्तो मुच्यन्ते सर्वकिल्बिषैः । भुञ्जते ते त्वघं पापा ये पचन्त्यात्मकारणात् ।' ઇતિ ॥ ૨॥ ગૃહસ્થ વિપ્રને યજ્ઞ દાન આદિક ધર્મો કરવાના કહ્યા છે, તેમાં જો ધનસંપન્ન હોય તો ધનવ્યયસાધ્ય યજ્ઞને કરે. પરંતુ અહીં તહીંથી ધન આહરી લાવીને યજ્ઞને ન કરે. જો શ્રદ્ધાતિશયથી સજ્જનોથકીજ માગી લાવીને યાગને આચરે તો માગી આણેલું બધુંય દ્રવ્ય યજ્ઞકર્મમાં વાપરી નાખે. તેમાંથી શેષ

न्पूर्वादेते यथाक्रमम् ॥३४॥ अजिनं मृतशय्यां च मेषीं चोभयतो-
मुखीम् । कुरुक्षेत्रे च गृह्णानो न भूयः पुरुषो भवेत् ॥३५॥ लोहं
तिलाश्च महिषी तैलं लवणमेव च । तिलधेनुर्मणिश्चेति घोराः
सप्त प्रतिग्रहाः ॥३६॥ प्रवाहमवधिं कृत्वा नद्या हस्तचतुष्टयम् । न
तत्र प्रतिगृह्णीयात्प्राणैः कण्ठगतैरपि ॥३७॥ कृष्णाजिनप्रतिग्राही
हयानां क्रयविक्रयी । नवश्राद्धस्य भोक्ता च न भूयः पुरुषो भवेत्
॥३८॥ अहर्निशं श्रुतेर्जाप्याच्छौचाचारनिषेवणात् । अद्रोहवृत्त्या

લેશપણ સ્વાર્થે રાખે નહિ ॥૩૩॥ વિપ્ર વૃત્ત્યર્થે કે ધર્માર્થે આ પાંચ જણ-
થકી પ્રતિગ્રહ નજ કરે. તે આ પાંચ- સૂની-પ્રાણિઓની હિંસા કરનારો,
ચક્રી-ઘાંણી ઘાલીને તેલ વેચનારો, ધ્વજી-સુરાને વેચનારો, વેશ્યા અને
અધાર્મિક રાજા. આ પાંચ જણાઓ અનુક્રમે પૂર્વ પૂર્વથકી ઉત્તર ઉત્તર
દશ દશ ઘણા દુષ્ટ છે. એટલે સૂનીની અપેક્ષાએ ચક્રી, તેની અપેક્ષાએ
ધ્વજી, તેની અપેક્ષાએ વેશ્યા અને તેની અપેક્ષાએ અધર્મી રાજા દુષ્ટ છે
॥૩૪॥ હવે અપ્રતિગ્રાહ્ય દ્રવ્યભેદોને નિરૂપેછે-મૃગચર્મ, મૃતશય્યા, (મરે-
લાને ઉદ્દેશીને આપેલી શય્યા) બકરી, ઉભયતોમુખી ગાય, (જ્યાંસુધી
વત્સના બે પગ અને મુખ યોનિમાં દેખાય ત્યાંસુધીની ગાય ઉભયતોમુખી
કહી છે) આટલાં પદાર્થોને કુરૂક્ષેત્રમાં પ્રતિગ્રહ કરનારા નરનો અન્ય જન્મમાં
પશુપક્ષ્યાદિ યોનિમાં પ્રવેશ થાય. માનુષ જન્મની પ્રાપ્તિ ન થાય ॥૩૫॥
લોહ તિલ (કાળા ધોળા, કેટલાકો કાળા કહે છે) મહિષી (ભેંસ) તૈલ
લવણ તથા તિલધેનું અને મણિ, આ સાતનો પ્રતિગ્રહ અતિઘોર-પ્રબળ-
પાપસંપાદક છે. (તિલધેનુનું લક્ષણ પ્રથમ કહી ગયા છે) ॥૩૬॥ નદીના
પ્રવાહને અવધિ કરીને ચાર હાથ પરિમિત પ્રદેશની અંદર પ્રાણપ્રયાણનો
પ્રસંગ આવે તોપણ પ્રતિગ્રહ નજ કરે ॥૩૭॥ જે વિપ્ર કૃષ્ણમૃગચર્મનો
પ્રતિગ્રહ કરે છે, જે અશ્વોનો ક્રયવિક્રય કરે છે, જે નવશ્રાદ્ધ-પ્રેતશ્રાદ્ધનું
અન્ન જમે છે તે પુનર્જન્મમાં માનુષ નજ થાય, કિંતુ પશુપક્ષ્યાદિ યોનિનેજ
પામે છે ॥૩૮॥ અહર્નિશ સદાચારમાં વર્તતો, વેદાભ્યાસપર, અદ્રોહવૃત્તિથી
જીવતો અને શાસ્ત્રનિષ્ઠ બન્ધમોક્ષાલિપ્ત મતિએ સંપન્ન એવો વિપ્ર પોતાના

बुद्ध्वा च पूर्वजन्म स्मरेद्द्विजः ॥३९॥ यथा दारुमयो हस्ती यथा कृत्तिमयो मृगः । तथा विप्रोऽनधीयानस्त्रयोऽमी नामधारिणः ॥४०॥ न विद्या न तपो यस्य समादत्ते प्रतिग्रहम् । अधोगतिमवाप्नोति दाना सह स तु द्विजः ॥४१॥ अपूपं च हिरण्यं च गामश्वं पृथिवीं तिलान् । अविद्वान्प्रतिगृह्णानो भस्मीभवति काष्ठवत् ॥४२॥ शक्तः प्रतिग्रहीतु यो वेदवृत्तो जितेन्द्रियः । दीयमानं न गृह्णाति स्वर्गस्तस्य न दुर्लभ. ॥४३॥ शूद्रान्न ब्राह्मणो ह्यन्नमासं मासार्धमेव वा । तद्योनावभिजायेत सत्यमेतद्विदुर्बुधाः ॥४४॥ कणानामथवा भिक्षां ब्राह्मणो वृत्तिकर्शित । सच्छूद्राणां गृहे कुर्याद्य स

આવા સત્કર્મમા રૂચ્યતિશયથી પૂર્વજન્મના સુકૃતના આધિક્યને અનુસ્મરે (પૂર્વસુકૃતથીજ મારે આવી સત્કર્મમા પ્રવૃત્તિ અનુવર્તેછે એમ અનુમાન કરે) ॥૩૯॥ સાગ વેદાધ્યયને વર્જીત, કેવળ જન્મથી જે વિપ્ર છે તે કારીગરે કાષ્ટવડે બનાવેલો હાથીજ જેમ અને ચર્મથી બનાવેલો મૃગજ જેમ એમ 'વિપ્ર' એવા કેવળ નામમાત્રને ધારે છે, અર્થશૂન્ય કેવળ નામમાત્ર વિપ્ર છે ॥૪૦॥ વિદ્યા વિના અને તપ વિના કેવળ જાતિથી 'હુ વિપ્ર છુ' એમ અભિમાનીને જે પ્રતિગ્રહ કરે છે તે અધોગતિને પામે છે દાતાપણ અપાત્રમા દાન દેવાથી અધોગતિને પામેછે ॥૪૧॥ વિદ્યાતપે યુક્ત એવો વિપ્ર પ્રતિગ્રહકૃત અલ્પ કે અધિક પાપને વિદ્યાતપથી નાશ કરવા સમર્થ થાય છે જે વિપ્રતો તેણે રહિત હોઇને અપૂપ (માલપૂવા) સુવર્ણ અશ્વ ગાય ભૂમિ તિલ આદિકનો પ્રતિગ્રહ કરે છે તો તે પાપથી અગ્નિમા પડેલા કાષ્ટની પેઠે તત્ક્ષણ ભસ્મસાત્ થઇ જાય છે ॥૪૨॥ જેતો વિદ્યા વૃત્ત તપાદિગુણસપન્ન જીતેન્દ્રિય હોવાથી પ્રતિગ્રહકૃત પાપને પ્રણાશ કરવા સમર્થ છે છતાપણ સુવર્ણાદિદાનને ગ્રહણ કરતો નથી તેને સ્વર્ગ દુર્લભ નથી કિંતુ સુલભજ છે ॥૪૩॥ જે બ્રાહ્મણ એક માસપર્યંત કે એકપક્ષપર્યંત શૂદ્રાન્નને જમે છે તે મરીને શૂદ્રયોનિમાજ જન્મે છે એમા સશય નથી ॥૪૪॥ તેમા આ વિશેષ જાણવો—વૃત્તિદુર્બળ વિપ્રતો સચ્છૂદ્રના ગૃહથકી ભિક્ષાથી મળેલ અન્નકણોવડે જીવતો થકો તજ્જન્ય પાપથી લેપાતો નથી આ વિપ્ર પોતે વૃત્તિ

पापेन लिप्यते ॥४५॥ विशुद्धान्वयसञ्जातो निवृत्तो मद्यमांसतः । द्विजभक्तो वणिग्वृत्तिः सच्छूद्रः स प्रकीर्त्यते ॥४६॥ रजनीमध्ययामौ द्वौ हुतशेषं च यद्धविः । तत्र स्वपंस्तदश्नंश्च ब्राह्मणो नावसीदति ॥४७॥ अपेयं न पिबेत्क्वापि नाभक्ष्यमपि भक्षयेत् । न गन्धमपि गृह्णीयाद्ब्राह्मणो मद्यमांसयोः ॥४८॥ भवेदज्ञानतः क्वापि गन्धस्याग्रहणं यदि । नर्हि स्नात्वा स्मरेद्विष्णुं सायंसन्ध्यां बहिश्चरेत् ॥४९॥ जायाया आत्मनश्चापि पुत्रस्य दुहितुस्तथा । यथोचितं यथाकाल संस्कारान्विधिनाचरेत् ॥५०॥ कन्याया विक्रयो नैव

कर्शित छे, अन्नकणो असच्छूद्रना नथी, वळी ते एकना गृहथकी मळेला नथी, किंतु भिक्षाथी बहु गृहथकी मळेला छे, माटे एने दोषप्रसंग नथी ॥४५॥ सच्छूद्र केने जाणवो ? ते कहे छे-जे माताथकी अने पिताथकी विशुद्ध कुळमां जन्म्यो होय, जातिथी शूद्र होइने मद्यमांस थकी निवृत्ति पामेलो होय, द्विजातिमां भक्तिसंपन्न होय अने वाणिज्य वृत्तिथी जीविका करतो होय ते सच्छूद्र कह्यो छे ॥४६॥ जे विप्र प्रतिदिन हुतशेष हविषनेज जमे छे पण बीजाने नहि अने रात्रिना मध्यम बे पहोरमांज निद्राने करेछे पण प्रथम अंतिम प्रहरमां नहि ते कदापि खेद पामतो नथी ॥४७॥ ब्राह्मण कदापि (आपत्तिमांपण) अपेय-गर्दभीदुग्धादिकने पिवे नहि तथा अभक्ष्य-डुंगळी लसण आदिकने कदापि भक्षण नज करे तथा मद्यमांसना गंधने पण कदापि ग्रहण करे नहि ॥४८॥ जो कदाचित् अजाणथी मद्यमांसनो गंध सुंघवामां आवे तो स्नान करीने विष्णुनुं स्मरण करे. तेथी तज्जन्य दोष प्रशांत थायछे. अने सायंसंध्या ग्रामथकी बहार तळाव आदिकमांज करे ॥४९॥ पोताना, पत्नीना, पुत्रना अने पुत्रीना विहित संस्कारोने यथायोग्य यथाकाळ यथाविधि करे. तेमां पोत नो संस्कार विष्णुदीक्षा ग्रहणादि जाणवो. पत्नीनो संस्कार गर्भाधानादि समजवो. पुत्रनो संस्कार जातकर्मादि जाणवो. पुत्रीनो संस्कार विवाहादि जाणवो ॥५०॥ कन्यानो विक्रय येनापि-जातिथी उत्कृष्ट के कनिष्ठ कोइए पण क्वापि-आपत्तिमां पण नज करवो, केमतो ते महापाप माटे थायछे. तेथी रौरव नामना नरकने

कर्तव्यः क्वापि केनचित् । ब्राह्मणेन विशेषेण यत्कर्त्ता याति रौरवम् ॥५१॥ भक्षितं चाणुमात्रं यत्कन्याविक्रयजं धनम् । सकुलं तद्ग्रहीतारं नरकं नयति ध्रुवम् ॥५२॥ यद्वा वरं वदेत्कन्यामलङ्कृत्योद्वहेति च । निर्वाहार्थं स्वकन्याया वैषम्याद्देशकालयोः ॥५३॥ वरदत्ता ह्यलङ्कारा यथाशक्ति स्वकारितैः । अलङ्कारैर्युता देयाः कन्यायै तेऽखिला अपि ॥५४॥ एवं कृते न दोषोऽस्ति भीष्म इत्याह धर्मजम् । स्वार्थं नाण्वपि तद्ग्राह्यं धर्म एव सनातनः ॥५५॥ अष्टवर्षा भवेद्गौरी नववर्षा तु रोहिणी । दशवर्षा भवेत्कन्या तत ऊर्ध्वं

પામેછે વિપ્રેતો વિશેષપણે તે ન કરવો જાતિથી ઉત્કૃષ્ટ જને કરેલુ પ્રતિષિદ્ધ કર્મ અધિક પાપને ઉપજાવેછે ॥૫૧॥ કન્યાવિક્રયજન્ય પાપ કેવળ કર્તાને નરકે પહોચાડેછે એટલુજ નહિ કિંતુ તેનુ કુળ પુન પૌત્રાદિકનેપણ નિશ્ચે નરકે પહોચાડેછે તથા તે દ્રવ્યને અણુમાત્રપણ જો બીજો ભોગવે તો તેને અને તેના કુળને નિશ્ચે નરકમા નાખેછે ॥૫૨॥ યદ્યપિ કન્યાને અલકૃત કરીને અને વરનેપણ પૂજીને કન્યાદાન કરવાનુ છે, કન્યાર્થે ધનગ્રહણ કરવાનુ નથી તથાપિ પોતાને દેશકાળની વિષમતા આવવાથી જો કન્યાર્થે ધન આભરણાદિ આપવામા અશક્ત હોય તો તે કન્યાજનક વરને કહે કે-આટલા ધનથી કન્યાને અલકૃત કરીને તમે પરણો (આ તો કન્યાને આપદામા વૃત્તિદૌર્બલ્યકૃત દુ ખ ન થવાના શુભ અભિપ્રાયથી છે) પછી તે વરે તથાસ્તુ કહી અગીકાર કરતા તેણે આપેલા અલકારોથી અને યથોચિત યથાશક્તિ પોતે કરાવી આપેલા અલકારોથી કન્યાને અલકૃત કરીને વરને જો આપે તો ધનગ્રહણનિમિત્તનો દોષ આ જનકને નજ થાય પર વરે આપેલા અલકારોમા અલ્પપણ અશ સ્વાર્થે રાખવો નહિ તે આ પરમ ધર્મ છે, ભીષ્મ પિતાએ આ ધર્મ યુધિષ્ઠિર રાજાપ્રતિ ભારતમા કહ્યો છે ॥૫૩-૫૫॥ કન્યાના દાનમા કન્યાના વયોભેદથી ફળભેદ છે એવા અભિપ્રાયથી કહે છે-પુત્રી આઠ વર્ષની થતા ગૌરી નામથી કહેવાય, નવ વર્ષની થતાં રોહિણીસજ્ઞાથી કહેવાય, દશ વર્ષની થતા કન્યા નામથી કહેવાય, દશ વર્ષથકી ઊર્ધ્વ રજસ્વલાસજ્ઞાથી કહેવાય તો રજોદર્શનથકી પહેલાજ

रजस्वला ॥५६॥ पितृगेहे तु या कन्या रजः पश्येदसंस्कृता । भ्रूणहा तत्पिता ज्ञेयो वृषली सापि कन्यका ॥५७॥ कुलं शीलं सनाथत्वं विद्यां वित्तं वपुर्वय. । एतान्गुणान्वरे दृष्ट्वा काले दद्यात्सुतां तत. ॥५८॥ समीपस्थोऽतिदूरस्थो धनोद्धृतश्च निर्धनः । वृत्तिहीनश्च मूर्खश्च वर्जनीयास्तु षड्वराः ॥५९॥ रविक्षेत्रगते जीवे जीवक्षेत्रगते रवौ । विवाहं न प्रशंसन्ति कन्या वैधव्यमेति यत् ॥६०॥ गोदाभागीरथीमध्ये नोद्वाह. सिंहगे गुरौ । मघास्थे सर्व-

વિવાહ કરવો તેમા ગૌરીનુ દાન પ્રશસ્ત છે રોહિણી આદિકનુ તો કનિષ્ઠ છે જે નહિ પરણાવેલીજ કન્યા પિતાના ઘરમા રજસ્વળા થાય તો તેણીનો પિતા ગર્ભહત્યાદોષને પામે અને તે કન્યાપણ વૃષલી સજ્ઞિત જાણવી. તેને પરણતો પુરૂષ અધર્મથી લેપાયછે ॥૫૬–૫૭॥ ગુણવાન્ વરનેજ દુહિતાનુ દાન કરવુ, પણ ઉક્ત વચના ઉલ્લઘનભયને લીધે અગુણને નહિ તેમાં કુળ-માતતાતની શુદ્ધિવાળુ ગોત્ર, શીલ-સદ્દવૃત્ત, યૌવનાદિ વય, વિદ્યાધ્યયન, શરીરેન્દ્રિયનુ સામર્થ્ય, સનાથપણુ, સધનપણું, આ ગુણોની વરમા પરીક્ષા કરીને સુતાનુ ઉક્તસમયે-આઠમા કે નવમા કે દશમા વર્ષમા દાન કરવુ પણ રજોદર્શન થયા પછી નહિ ॥૫૮॥ જે અત્યત સમીપે રહેતો હોય, જે અતિદૂર રહેતો હોય, જે ધનોદ્ધત હોય કે ધનહીન હોય, જે ક્ષેત્રાદિવૃત્તિવર્જીત હોય, અને મૂર્ખ હોય આ છ વરો વર્જ્ય માન્યા છે- એવાને પુત્રીનુ દાન ન કરવુ ॥૫૯॥ જ્યારે સિંહરાશિમા ગુરૂ વર્તતા હોય તથા ધનુરાશિમા અને મીનરાશિમા રવિ વર્તતા હોય ત્યારે વિવાહ ન કરવો જે આવા યોગમા વિવાહ કરે તો તે કન્યા વૈધવ્યને પામેછે ॥૬૦॥ સિંહ રાશિમા ગુરૂ વર્તતા હોય ત્યારે જે વિવાહનો પ્રતિષેધ કર્યો તેમા આ વિશેષ જાણવો-સિંહના પ્રથમાશમા જો બૃહસ્પતિ વર્તતા હોય તો સર્વત્ર દેશમા તે પ્રતિષેધ સમાન છે તથા સૂર્ય મીન રાશિને પામ્યા હોય તો સર્વ દેશમા આ પ્રતિષેધ સમાન છે સિંહના દ્વિતીય તૃતીય ચતુર્થ પાદમા જો બૃહસ્પતિ વર્તતા હોય તો તે પ્રતિષેધ ગગા ગોદાવરીના મધ્યપ્રદેશમાજ જાણવો અન્યત્ર નહિ, ભાગીરથીના ઉત્તર તીરમા અને ગોદાવરીના દક્ષિણ

देशेषु तथा मीनगते रवौ ॥६१॥ भागीरथ्युत्तरे कूले गौतम्या दक्षिणे तथा । विवाहो व्रतवन्धश्च सिंहस्थेज्ये न दुष्यति ॥६२॥ आरभ्य सप्तमं वर्षं विवाहः सार्ववर्णिकः । दशदोषविहीने हि काले पुत्र्याः शुभो मतः ॥६३॥ विवाहचौलव्रतवन्धयज्ञे पट्टाभिषेके च तथैव राज्ञाम् । सीमन्तयात्रासु तथैव जाते नो चिन्तनीयः खलु घातचन्द्रः ॥६४॥ विशेषधर्माः कथिता मयेत्थं तुभ्यं गृहस्थाश्रमिणाऽवस्य । तज्जीविकावृत्तिमथो वदामि समासतस्तां शृणु विप्रवर्य ! ॥६५॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे पञ्चमप्रकरणे धर्मोपदेशे ब्राह्मणस्य विशेषविधिनिरूपणनामा त्रयोदशोऽध्यायः ॥१३॥

श्रीनारायणमुनिरुवाच—जीविकावृत्तयः पूर्वं कथिता या मयाऽनघ ! । ताभिरेव समुत्पाद्य द्रव्यं कुर्वीत सद्व्ययम् ॥१॥ समाश्रित्य

---

તીરમાં તો ગુરૂ સિંહરાશિના પ્રથમ પાદમાં વર્તતા હોય તોપણ વિવાહાદિ વિધાન દોષ માટે નથી ॥૬૧-૬૨॥ ગર્ભથકી આઠમા વર્ષને આરંભીને સર્વ વર્ણોમાં કન્યાનો વિવાહ સમુચિત છે, તે વિવાહ વેધાદિ દશવિધ દોષે રહિત શુભ મુહૂર્તમાં કરવો ॥૬૩॥ ઘાતચંદ્ર નામનો દોષ, વિવાહ ચૌલ ઉપનયન યજ્ઞ જાતકર્મ સીમંત યાત્રા અને પટ્ટાભિષેકમાં નજ ચિંતન કરવો ॥૬૪॥ હે વિપ્રવર્ય ! આ પ્રકારે મેં ગૃહસ્થાશ્રમી વિપ્રના વિશેષ ધર્મો તમને કહ્યા હવે તે બ્રાહ્મણાદિ સર્વેની જીવનસાધનભૂત વૃત્તિને સંક્ષેપથી નિરૂપણ કરૂં છુ તેને અવહિત મનથી સાંભળો ॥૬૫॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...પંચમપ્રકરણે ધર્મોપદેશે ગૃહસ્થધર્મેષુ બ્રાહ્મણસ્ય વિશેષવિધિનિરૂપણનામા ત્રયોદશોઽધ્યાયઃ ॥૧૩॥

## [1]અધ્યાય ૧૪ મો.

**શ્રીનારાયણમુનિ** કહેછે—હે અનઘ ! મેં પ્રથમ વર્ણધર્મોમાં જે જીવિકા વૃત્તિયો કહી છે તેણે કરીનેજ દ્રવ્ય યથાધિકાર સંપાદન કરીને તેનો સદ્વ્યય કરે. અસદ્વ્યય ન કરે ॥૧॥ ગૃહસ્થ વિપ્ર નિરંતર સ્વવર્ણાનુસારી યાજ-

1 આ અધ્યાયમાં ગૃહસ્થની વૃત્તિયે ફરી વિવેચન કરીને નિરૂપણ કરી છે.

द्विजो नित्यं स स्ववर्णानुसारिणीम् । वृत्तिं सम्पादयेद्द्रव्यं नीचसेवां तु नाचरेत् ॥२॥ गृहस्थस्य शिलोञ्छं च शालीनं सञ्चयस्तथा। वार्ता चेति चतस्रोऽत्र जीविकावृत्तयो मताः ॥३॥ उत्तरामुत्तरां हीनां तासु विद्याद्द्विजोत्तमः । देशकालौ स्वसामर्थ्यं दृष्ट्वैकां वृत्तिमाश्रयेत् ॥४॥ क्षेत्रपत्यक्तकणिशकणादानं शिलोञ्छनम् । अयाचितं तु शालीनं सञ्चयो याजनादिकम् ॥५॥ वार्ता कृष्यादिका वृत्तिः प्रोक्ताः सामान्यतस्त्विमाः । तथा विद्याप्रकर्षोऽपि द्रव्यं प्रापयति भूरिशम् ॥६॥ हव्यकव्यप्रदानैश्च नियमाभ्यासतस्तथा। प्रसन्ना देवता द्रव्यं ददत्येव भृशं क्वचित् ॥७॥ मणिस्वर्णाद्याकरेभ्यः क्वचिच्च

નાદિરૂપ વૃત્તિનો સમાશ્રય કરીને દ્રવ્યને સંપાદન કરે પણ સેવાવડે નહિ. કૃશવૃત્તિ હોય તોપણ નીચની નોકરી નજ કરે ॥૨॥ ગૃહસ્થ વિપ્રને સ્વવર્ણ-સમુચિત જીવિકા વૃત્તિઓ ચાર છે-શિલોન્છ, શાલીન, સંચય અને વાર્તા તેમા ઉત્તરોત્તર કનિષ્ઠ છે. દેશકાળ અને સ્વસામર્થ્યનો વિચાર કરીને તેમાંથી એક વૃત્તિનો દ્વિજોત્તમ આશ્રય કરીને જીવે ॥૩-૪॥ એમનાં લક્ષણો પોતેજ કહેછે તેમાં ક્ષેત્રપતિએ પડી મુકેલાં ડુંડીયાં અને હાટમાં પડી રહેલા ધાન્યકણોનું ગ્રહણ કરવું તે શિલોન્છ કહ્યું છે યાચના વિના પ્રાપ્ત થતું અન્ન તે શાલીન કહ્યું છે. યાજન અધ્યાપનાદિકથી સંપાદન કરેલું તે સંચય કહ્યો છે. વૈશ્યોએ પોતાના ક્ષેત્રમાં કૃષિ કરાવવી તે વાર્તા કહી છે. આ ચાર વૃત્તિઓ સામાન્યતઃ-સાધારણપણે કહી છે, એટલે આગળ જે વિદ્યાપ્રકર્ષાદિ અવાંતર ઉપાયો કહેવામાં આવશે તેમનો પણ આમાંજ સમાવેશ થાય છે તેથી 'સાધારણ' એમ કહ્યું. વિદ્યાપ્રકર્ષપણ કદાચિત્ અધિક ધન બ્રાહ્મણને પમાડેછે, જેમ રાજા વિદ્યાતિશયથી પ્રહર્ષ પામતાં ઘણું ધન આપે છે. તે આનો અયાચિતમાં કે સંચિત વૃત્તિમાં સમાવેશ સમજવો. તથા હવ્ય કવ્ય-દેવાસ પિત્રજનના અર્પણથી અને શૌચાદિ નિયમાભ્યાસથી પ્રસન્ન થએલા દેવતાઓ કદાચિત્ બહુ ધન આપે છે તથા મહર્ષિયો સેવ થી પ્રસન્ન થતાં અધિક ધન આપેછે. તથા ક્યારેક સુવર્ણાદિકની ખાંણોથકી ધન પ્રાપ્ત થાય છે તથા કદાચિત્ અકસ્માત્ ધન મળેછે. ( આ સર્વનો યથા

प्राप्यते धनम् । ब्रह्मर्षीणां प्रसादेन कचिदाकस्मिकं तथा ॥८॥ एतत्सर्वं गृहस्थस्य द्रव्यं न्यायागतं मतम् । धर्मकार्येष्वेतदेव विहितं द्रव्यमुत्तमम् ॥९॥ क्षत्रियस्य नरेन्द्रस्य राजनीत्यागत धनम् । धर्मोपयुक्त कथितं नान्यदित्यपि विद्धि भो. ! ॥१०॥ कुटुम्बपोपणाशक्त. स्ववृत्त्योत्तमया यदा । स्वावरस्य तदा वृत्तिं गृह्णीयात्त्वनापदि ॥११॥ तत्रापि ब्राह्मणो हिंस्रां क्षात्रवृत्तिं विहाय च । वैश्यवृत्तिं भजेदेव सीदन्राजाऽपि तां भजेत् ॥१२॥ सीदन्वैश्यश्च

સભવ અયાચિતમા કે સચયમા સમાવેશ સમજવો ) ॥૫-૮॥ ઇત્યાદિ સદુપાયોવડે પ્રાપ્ત થએલુ સર્વ ધન ગૃહસ્થ વિપ્રને ન્યાયપ્રાપ્ત માન્યુ છે માટે આવુજ ધન ધર્મકાર્યમા ઉપયોગને યોગ્ય ઉત્તમ માન્યુ છે (જો ધર્મમા ઉપયોગી ન થાય તો તે ભલે ન્યાયલબ્ધ હોય તોપણ અધર્મમા પર્યવસાન પામે છે ) ॥૯। હે દ્વિજ ! એજરીતે ભૂપતિ ક્ષત્રિયને રાજનીતિથી-પ્રજાસરક્ષણના શેષપણે જે છઠો અશ મળે છે તેજ ધન ધર્મકાર્ય યાગાદિકમાં વિનિયોગને યોગ્ય કહ્યુ છે બીજુ ધનતો ધર્મોપયોગી કહ્યુ નથી એમ તમે જાણો ॥૧૦॥ જો વિપ્ર પોતાની ઉત્તમ વર્ણપ્રાપ્ત વૃત્તિથી જીવન ચલાવવા સમર્થ ન હોય તો આપ'ામા પોતાથકી અવર વૈશ્યની વૃત્તિનો સમાશ્રય કરીને જીવન કરે આપત્કાળ વિનાતો નજ ગ્રહણ કરે આ ચારેય વર્ણને માટે જાણવુ ॥૧૧॥ શકા-બ્રાહ્મણથકી અવર ક્ષત્રિય છે તેની વૃત્તિ વિપ્રને વિપત્તિમા ગ્રહણ કરવાની કેમ ન કહી ? તો તે ક્ષાત્રવૃત્તિ હિંસામય છે કેમતો વનના હિંસક વ્યાઘ્રાદિકોએ કરીને પૌર જનોને જ્યારે સકટ સમુપસ્થિત થાય ત્યારે તેના નિવારણમાટે મૃગયા કરવી પડે છે અને વળી પ્રત્યર્થી પાર્થિવોએ સકટ પમાડતા તેની સામે યુદ્ધ અવશ્ય કરવુ પડે છે, તો તેવી હિંસાપ્રધાન ક્ષાત્રવૃત્તિનો ત્યાગ કરી વૈશ્યવૃત્તિનોજ બ્રાહ્મણે આશ્રય કરવો એ રીતે રાજાપણ પોતાની વૃત્તિથી જીવન ન પામતો હોય તો તે વૈશ્યનીજ વૃત્તિથી જીવન કરે ॥૧૨॥ વૈશ્ય પોતાની વૃત્તિથી જીવન ન લાભતો હોય તો શૂદ્રની વૃત્તિ પરિચર્યારૂપથી જીવન કરે અને શૂદ્ર જો સ્વવૃત્તિથી જીવન ન પામતો હોય તો કારૂ-શિલ્પી

शूद्रस्य भजेद्वृत्तिं स चापदि । कार्वादिवृत्तिमाश्रित्य तरेदापदमात्मनः ॥१३॥ सर्वोऽप्यापद्विनिर्मुक्तः प्रायश्चित्तं विधाय च । स्वां स्वामेवोत्तमां वृत्तिं पुनः सम्यगुपाश्रयेत् ॥१४॥ कलौ युगेऽत्र विप्राणां क्षत्रियाणां च मानद ! । स्ववर्णवृत्त्योत्तमया निर्वाहो नैव सम्भवेत् ॥१५॥ वैश्यवृत्तिं समाश्रित्य कुटुम्बातिथिपोषणम् । कुर्वीयातां ततस्तौ तु धर्मकार्येषु तत्परौ ॥१६॥ कृषेरभावे वाणिज्यं तदभावे कुसीदकम् । कष्टां पापीयसीं वृत्तिं कुसीदं ब्राह्मणस्त्यजेत् ॥१७॥ कुत्सितात्सीदतश्चापि निर्विशङ्कैः प्रगृह्यते । चतु-

સુતાર આદિકની વૃત્તિનો આશ્રય કરીને તે પોતાની આપદાને તરે ॥૧૩॥ આપત્તિથકી વિનિર્મુક્ત થએલો તો સર્વ વર્ણ યથાવિધિ પ્રાયશ્ચિત્ત કરીને પોતપોતાની ઉત્તમ વૃત્તિનેજ પ્રથમની પેઠે આશરીને જીવન કરે ॥૧૪॥ હે માનદ[1] યદ્યપિ સ્વવૃત્તિજ સર્વને ઉત્તમ છે અથાપિ આ કલિયુગમા બ્રાહ્મણ ક્ષત્રિયને ઉત્તમ સ્વવર્ણપ્રાપ્ત વૃત્તિથી જીવન થવું દુર્લભ છે, તો તે બન્નેએ અવશ્યપણે વૈશ્યવૃત્તિનો સમાશ્રય કરીને કુટુંબ અતિથિનુ પોષણ કરતા થકા ધર્મકાર્યમા તત્પર રહેવું ॥૧૫-૧૬॥ ચતુર્વિધ વૈશ્યવૃત્તિમા પણ કૃષિનોજ આશ્રય કરે તેનાથીપણ નિર્વાહ પર્યાપ્ત ન થાય તો વાણિજ્ય-નિષિદ્ધ ક્રયવિક્રયાદિવર્જન પૂર્વક ક્રયવિક્રયરૂપ (વ્યાપાર) વૃત્તિનો આશ્રય કરે. તેના પણ અલાભમા કુસીદક-વ્યાજવટાવનો આશ્રય કરે તેમા પણ જે આ અંતે પરપીડાકારક કુસીદ કહ્યુ તે પાપકર્મને બ્રાહ્મણ તો નજ કરે. જે કોઈપ્રકારે કૃષિવાણિજ્ય વૃત્તિવડેજ નિર્વાહ કરે. ( અહીં કૃષિથકી અનંતર આવતી ગૌરક્ષાવૃત્તિ નહિ કહીને વાણિજ્યવૃત્તિ કહી તેતો દ્વિજોને ગૌ અને તેના દુગ્ધાદિકના વિક્રયનો નિષેધ સ્મૃતિએ કર્યો છે માટે તેનો સર્વથા નહિ આશ્રય કરવા માટે જાણવુ ) ॥૧૭॥ શુ તે કુસીદ કે જેની પાપાધિક્યપણે ગર્હા કરાય છે ? તેને કહે છે-કુત્સિત-અસજ્જનથકી પણ તથા સીદત્-અન્નવસ્ત્રના અલાભને લીધે કલેશ પામતાપણ જનથકી આપેલા દ્રવ્ય કરતા ચારઘણું આઠઘણું અધિક નિ શંક થઈને ( પોતાના કુટુંબનુ પોતાના ઉદરાદિકનુ પોષણ કરવા અસમર્થ આ દરિદ્ર ક્યાથી લાવીને

गुणं चाष्टगुणं कुसीदाख्यमतः स्मृतम् ॥१८॥ उत्तमर्णाद्धनं क्वापि विप्रः प्राणापदं विना । गृह्णीयान्नैव धर्मार्थं न च कामसुखाप्तये ॥१९॥ निर्धनस्य गृहस्थस्य ब्राह्मणस्य विशेषतः । नोत्तमर्णसमं दुःखमन्यत्किञ्चन विद्यते ॥२०॥ पञ्चमेऽहनि षष्ठे वा शाकपत्राशनं वरम् । न तूत्तमर्णकदनं नृपतेरपि कर्हिचित् ॥२१॥ वैश्यवृत्तिष्वतस्त्वेकां

મને આપશે એવી શકાના અનુસધાને રહિત થઈ) લેણદારથકી ગ્રહણ કરાય છે તેથી તે આ કુસીદ નામથી કહ્યુ છે માટે આ કુસીદ વૃત્તિને બ્રાહ્મણ ત્યાગજ કરે ॥૧૮॥ વિપ્ર પ્રાણાપત્તિ વિના કદાચિત્ પણ ધનધણીથકી ધનગ્રહણ કરેજ નહિ ( ઋણ ન કરે ) શકા-ધર્માર્થેતો ગ્રહણ કરવુ ? તો તેમ નહિ જો ધન હોય તો ધનસાધ્ય યાગાદિ ધર્મ સિદ્ધ કરવો અન્યથાતો જપાદિવડે સર્વથી ઉત્તમ ધર્મ સિદ્ધ થાય છેજ તો ધર્મકાર્યાર્થેપણ ઋણ ગ્રહણ કરવુ અસતજ છે, તો કામસુખાપ્તિ માટે તેનુ ગ્રહણ અસત્ હોય એમા કહેવુજ શુ ? ઋણતો સર્વથા પ્રતિષિદ્ધજ છે ॥૧૯॥ વિપ્રતો જાતિથીજ નિર્ધન પ્રશસ્ત માન્યો છે, તે સતોષૈકપ્રકૃતિવાળો હોવાથી એનો અન્યની અપેક્ષાએ ઉત્કર્ષ છે તો આ દારસગ્રહી વિપ્ર ન્યાય્ય માર્ગથી પત્ની પુત્રાદિ પરિવારનુ પોષણ કરતા જો કદાચિત્ દેશકાળના વિષમપણાને લીધે જીવન ન મળતા કુટુબભરણ માટે ધનદાતાથકી ઋણપણે ધનને ગ્રહણ કરે તો તે ધનદાતા ( દેણદાર ) થકી આવતુ ઋણનિમિત્તનુ દુ ખ અતિપ્રબળ છે તેને સમાન યમભટોએ પાપીઓને અપાતુ પણ દુ ખ નથી માટે કૃષ્યાદિકવડે જીવન કરે પણ વિપ્ર કરજને તો ક્યારેય નજ કરે ॥૨૦॥ ઉદરભરણપર્યાપ્ત પણ અન્ન જો વિષમદેશકાલવશાત્ ન મળે તો ડોડી આદિક શાકપત્ર જમવું. તેપણ સમયે જો ન મળે તોપણ દિવસના પાચમા ભાગમા કે છઠા ભાગમા તે સપાદન કરી જમીને સુખેથી રહેવુ તે ઉત્તમ છે પણ ધનદાતાએ દેવાતુ દુરત દુ ખ અનુભવવુ તે યુક્ત નથી આ દુ ખ રાજાને પણ દુ સહ છે, માટે તેણે પણ કોઇનુ કરજ ન કરવુ જ્યારે રાજાને એમ છે તો બીજાઓની તો વાતજ શી કરવી ? ॥૨૧॥ માટે કળિયુગમા વિપ્ર પોતાની વૃત્તિથી કુટુબનુ સરક્ષણ કરવા અસમર્થ હોય તો

ब्राह्मणः कृषिमाश्रयेत् । कलौ युगे स्वया वृत्त्या कुटुम्बं पातुमक्षमः ॥२२॥ द्विजोत्तमस्यापदि वैश्यवृत्तिः स्वजीविकार्थं विहितोत्तमैव । नारायणो नारदमेवमाह स्कान्दे पुराणे द्विजवर्य ! पूर्वम् ॥२३॥

इति श्रीमत्सत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे पञ्चमप्रकरणे धर्मोपदेशे गृहस्थधर्मेषु जीविकावृत्तिनिरूपणनामा चतुर्दशोऽध्यायः ॥१४॥

सुव्रत उवाच—इति श्रुत्वा हरेर्वाक्यं प्राप्तसंशयमात्मनि । पप्रच्छ तं स नृपते ! ब्राह्मणस्तत्प्रियः पुनः ॥१॥ ब्राह्मण उवाच—ब्राह्मणस्य कृषिः पूर्वं निषिद्धा भगवंस्त्वया । पुनश्च विहिताऽत्रेति संशयं छिन्धि मे प्रभो ! ॥२॥ श्रीनारायणमुनिरुवाच—ब्राह्मणस्य निषिद्धं

---

वैश्यवृत्तिमाथी એક કૃષિવૃત્તિનોજ આશ્રય કરીને જીવન કરે ॥૨૨॥ હે દ્વિજવર્ય ! આપદામાં વિપ્રે જીવિકાર્થે આશરવાની ખેતીરૂપ જે વૈશ્યવૃત્તિ તે વિપ્રને ગર્હિત નથી. આપદામાં તો તે પ્રશસ્તજ છે. સ્કંદપુરાણમાં રહેલા શ્રીવાસુદેવમાહાત્મ્યમાં પૂર્વે નારાયણે નારદજીપ્રત્યે એમજ કહ્યું છે. તે આ વચન–'विप्रो जीवेद्वैश्यवृत्त्या सत्यामापदि नारद !' ઇતિ ॥૨૩॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...પંચમપ્રકરણે ધર્મોપદેશે ગૃહસ્થધર્મેષુ જીવિકાવૃત્તિનિરૂપણનામા ચતુર્દશોऽધ્યાયઃ ॥૧૪॥

## [1]અધ્યાય ૧૫ મો.

સુવ્રતઋષિ કહેછે—હે નૃપતે ! ભગવાનનું આવું વચન સાંભળીને મનમાં સંશયને પામેલા ભગવત્પ્રિય શિવરામવિપ્રે ભગવાનને ભક્તિનમ્ર થઇને પુનઃ પુછયું કે– ॥૧॥ હે ભગવન્ ! આપે પ્રથમ ૧૩ મા અધ્યાયમાં બ્રાહ્મણને કૃષિનો નિષેધ કર્યો છે અને વળી હમણાં તેનું વિધાન કરો છો આ વચન પરસ્પર વિરૂદ્ધ જેવું જણાય છે, તો આમાં મને થએલા સંશયને હે પ્રભો ! આપ નિવારણ કરવાને યોગ્ય છો ॥૨॥ એ રીતે પુછેલા શ્રીનારાયણમુનિ કહેછે–હે દ્વિજ ! યદ્યપિ બ્રાહ્મણને કૃષિકર્મ નિષિદ્ધ છે

---

૧ આ અધ્યાયમાં ભગવાને ગૃહસ્થોને ઉદ્દેશીને કળિયુગમા સુખદાયી કૃષિકર્મનો વિધાનપ્રકાર નિરૂપણ કર્યો છે

हि कृषिकर्म न संशयः । अनन्यगतिकत्वाच्चत्साम्प्रतं विहितं द्विज ! ॥३॥ न शिलोञ्छादिवृत्तिर्हि शक्याऽस्त्याचरितुं कलौ ।

એમાં સંશય નથી અથાપિ આપદ્દામાં બ્રાહ્મણવૃત્તિથી જીવનને નહિ પામતા વિપ્રને માટે અન્ય ગતિ નહિ હોવાથી મેં કૃષિનું હમણાં વિધાન કર્યું છે ॥૩॥ તેમાંજ હેતુ કહીને કૃષિનેજ દૃઢ કરેછે–આ કલિમાં શિલોઞ્છાદિ વૃત્તિ આચરી શકાય એવી નથીજ, કેમ તો ખેતરના ધણીયો પોપટ ચકલાં આદિકના ચંચૂપાતમાત્રને પણ નહિ સહન કરીને તેમને ઉડાડી કાઢી મુકવાપર થઈ બહુ પરિશ્રમ કરેછે અને કણમાત્રને પણ પડી મુક્તા નથી. જો કોઈ દરિદ્ર છુટા છુટા વેરાઈ પડેલા પણ કણને ગ્રહણ કરે તો તેને નહિ સહન કરીને તેને ચોરઅપરાધની સાથે યોજે છે, (ચોર ઠરાવે છે) બજારમાં દુકાનદારોપણ એમજ કરે છે, માટે શિલોઞ્છવૃત્તિથી નિર્વાહ થાય તેમ નથી. હાલમાં અયાચિત કાંઈ પણ મળે નહિ, કેમ તો જે વિપ્ર વેદાધ્યયનસંપન્ન થઈ પરસેવાપરાઙ્મુખ થઈ અન્નની યાચના કરે તેને 'આ આળસું અને અપાત્ર છે' એમ કળિમર્ત્યો માને છે. અને યાચકોને વૃથાજીવતા ભૂભારભૂત માને છે, તો યાયાવરાદિ વૃત્તિનોપણ વિપ્રને પ્રસંગ નથી. યાજનનો પ્રસંગપણ નથી, કેમતો યજનમાં રૂચિમાન્ કોઇપણ નથી, અહો આમાં શું કહેવું? જે દૈનંદિન મનુષ્યયજ્ઞ છે તેમાંપણ કોઇનીપણ લેશ રૂચિ નથી, સર્વે કોઈ ગૃહસ્થ મધ્યાહ્ન થતાં ગૃહમુખદ્વારને વાસી દઇને સ્વયં જમીને અને પત્ની પુત્રાદિકને જમાડીને, મધ્યાહ્નશેષ સમયને સુખનિદ્રાથી વ્યતીત કરીને, અપરાહ્નકાળના અંતિમ ભાગમાં દ્વારને ઉઘાડે છે. અજાણથીપણ થતી ભૂતતૃપ્તિથકી પણ ભય પામીને ગૃહદ્વારનાંબધાં કમાડાંને અને જાળીયાંને લોહતંતુમય વાગુરાથી (ચકલા જાળીથી) ચોમેર આવરિત કરીને ફક્ત વાયુ અને પ્રકાશ માત્રના પ્રવેશને યોગ્ય કરીને, છુટા છુટા વેરાએલા કણના કટકાવડે ઉપજીવતા ચકલાં પારેવાં વિગેરે પક્ષીઓના પ્રવેશને પણ પ્રતિબંધ કરીને પ્રહર્ષ પામે છે. તો આવા દુઃસમયમાં યાજનનો પ્રસંગજ ક્યાં છે? અધ્યાપનથી પણ વૃત્તિનો સંભવ નથી, કેમ તો ધનવંતોની વિદ્યામાં રૂચિજ નથી, તેતો વાણિજ્યમાંજ રમેછે. પ્રતિ-

न च यज्ञरुचिर्लोको नाध्येताऽपि धनी कचित् ॥४॥ न च कश्चि-
द्विशुद्धोऽत्र दाताऽपि पुरुषो भुवि । कृषिस्ततोऽभ्यनुज्ञाता परा
शरमुनेर्मतात् ॥५॥ शूद्रवृत्तिं भजेद्विप्रो नीचाद्वापि प्रतिग्रहम् ।
कुर्यात्ततः कृषिरियं प्रोक्ता श्रेयस्करी मया ॥६॥ कृषिलब्धेन धान्येन
पितॄन्देवांश्च ब्राह्मणान् । पूजयेत्तेन ते तुष्टास्तद्दोषं नाशयन्ति हि
॥७॥ देवेभ्यश्च पितृभ्यश्च दद्याद्भागं तु विंशकम् । त्रिंशत्तमं च
विप्रेभ्यो यः स दुष्येन्न कर्षकः ॥८॥ अत्यजन्स्वानि कर्माणि ब्राह्मणो
नित्यकानि षट् । कृषिकर्म प्रकुर्वीत क्षत्रियश्च तथापदि ॥९॥ हीनाङ्गं

ગ્રહથી પણ વિપ્રને નિર્વાહપ્રસંગ નથી, જો કોઇ દાન આપે તો મરણોન્મુખ થએલા કે મરેલાના પાપપ્રક્ષય માટે તિલાદિકનું આપે, તેતો અવિશુદ્ધબુદ્ધિગર્હિત દાન છે, જેથી પ્રતિગ્રહીતા મહાપાપથી લેપાય છે અને વળી તેનાથી ઉદરપૂરણપણ થતું નથી આવી કલિકાળની દુઃસ્થિતિ જાણીને પરાશરમુનિના મતને અનુસરીને આપદામાં કૃષિ કરવાની અભ્યનુજ્ઞા આપી છે ॥૪-૫॥ વિશુદ્ધ વૃત્તિ નહિ મળવાથી કુટુંબભરણમાં કલેશ પામતો વિપ્ર સ્વપ્રકૃતિને અયોગ્ય અધમ શૂદ્ર વૃત્તિનો આશ્રય કરે કે અસત્પ્રતિગ્રહને કરવા માંડે માટે તેના નિવારણાર્થે શ્રેયસ્કારી કૃષિવૃત્તિની અભ્યનુજ્ઞા મેં આપી છે ॥૬॥ વિપત્તિમા કૃષિવૃત્તિને કરતો વિપ્ર કૃષિથી પ્રાપ્ત થતા ધાન્યથી પિત્રીઓ દેવતાઓ અને બ્રાહ્મણોની આદરથી પૂજા કરે પૂજાવડે પ્રસન્ન થએલા તેઓ એના કૃષિજન્ય પાપને નાશ કરેછે ॥૭॥ તેમા આ વિભાગ આપવાના અશમા છે-આવકનો છઠો ભાગ રાજાને આપીને, પછી અવશિષ્ટમાથી વિશમો અશ દેવો પિત્રિઓને આપીને, પછી અવશિષ્ટમાથી ત્રિશમો અશ વિપ્રોને આપતો કૃષિકર્તા વિપ્ર કૃષિદોષને પામતો નથી ॥૮॥ એરીતે આપદામાં કૃષિકર્મને કરતોપણ વિપ્ર પોતાના સ્નાનસંધ્યાદિ ષટ્ નિત્ય કર્મોને ત્યાગ ન જ કરે તથા ક્ષત્રિયપણ આપદામાં સ્વકર્મોને નહિ ત્યાગ કરતો થકોજ ખેતીને કરે ॥૯॥

હવે કૃષિનો પ્રકાર કહેછે-હીન અગવાળો, ( ખોડો લુલો ) પ્રક્ષીણ બળ વાળો, થાકી ગએલો, રોગાતુર, ક્ષુધાતુર, કૃશ શરીરવાળો, ( બહુ દિવસ ભુખ

दुर्बलं श्रान्तं रोगिणं क्षुधितं तथा । कृशाङ्गं स्थविरं चान्धमनड्वाहं न वाहयेत् ॥१०॥ स्थिराङ्गं नीरुजं तृप्तं साण्डं पण्डत्ववर्जितम् । पुष्टाङ्गं सबलं मत्तं वृषभं वाहयेद्विजः ॥११॥ वाहयेद्दिवसस्यार्धं कुर्यात्स्नानादिकं ततः । सीरं युगं प्रतोदं च कुर्याच्छास्त्रोक्तमानतः ॥१२॥ हीनातिरिक्तं कर्तव्यं नैव किञ्चित् प्रमाणतः । न निर्दयस्तुदेत्क्रोधाद्बलीवर्दान्कदाचन ॥१३॥ न सीरं क्षीरवृक्षस्य न विल्वपिचुमन्दयोः । द्विजः क्वापि प्रकुर्वीत कुर्वन्दारिद्र्यमाप्नुयात् ॥१४॥ गोभिश्च वृषभैरत्र गृहिणां हि गृहाश्रमः । वर्तते ताश्च तांस्तस्माद्विजो यत्नेन पालयेत् ॥१५॥ वने शुष्कतृणान्यत्त्वा स्रवन्त्यनु-

વેઠવાથી જેનાં હાડકાં આદિક બહાર દેખાતાં હોય એવો) વૃદ્ધ અને અંધ આવા બલીવર્દને કૃષિકર્મમાં જોડે નહિ. કિંતુ દૃઢ અંગવાળો, રોગરહિત, યથોચિત ઘાસજળાદિ મળવાથી તૃપ્તિને પામેલો, વૃષણછેદે વર્જીત, નપુંસકતાએ વર્જીત, પુષ્ટ અવયવવાળો, બલિષ્ઠ, તારૂણ્યમદવડે મત્ત. આવા વૃષભને દ્વિજ ખેતીમાં જોડે ॥૧૦-૧૧॥ આખો દિવસ જોડે નહિ, કિંતુ દિવસનો અર્ધો ભાગ જોડે પછી સ્નાનાદિકને કરે. (આ સ્નાનતો શુદ્ધિનિમિત્તનુ છે, વિધિપ્રાપ્ત પ્રાત સ્નાન કરવાનું તો પ્રથમ છેજ) હળ, ધુસરૂ, પરાણો, આ સર્વે બૃહત્પરાશરસ્મૃતિમાં કહેલા માપપ્રમાણે કરે શાસ્ત્રદૃષ્ટ પ્રમાણથકી ન્યૂનાધિક પ્રમાણવાળુ તો કાંઇપણ નજ કરે બલીવર્દોને રોષ પામી નિર્દય થઇ ક્યારેય પણ દ્વિજ પરાંણાપ્રહારાદિવડે વ્યથા કરે નહિ ॥૧૨-૧૩॥ ક્યારેય રાયણવૃક્ષ, બિલીવૃક્ષ અને નિંબતરૂના કાષ્ટથી હળને ન કરે. જો કરેતો તે દારિદ્રને પામેછે ॥૧૪॥ અત્ર-માનુષલોકમાં ગૃહિઓનો ગૃહસ્થાશ્રમ ગાયોવડે અને વૃષભોવડે શોભે છે, કેમતો તેમના થકીજ હવ્યકવ્યાદિકની નિષ્પત્તિ થાયછે દુગ્ધ ઘૃત અન્નવડે તેની સિદ્ધિ થાય છે, તે તો તેમને અધીન છે. માટે ગૃહસ્થ તે પશુઓને પ્રયત્નથી પરિપાળે ॥૧૫॥ ગાયોના પોષણમાં કોઈ પ્રયાસપણ નથી, વનમા સ્વતઃ ઉગેલાં કે કાળે કરીને શુષ્ક થએલા તૃણોને ભક્ષણ કરીને વત્સવાત્સલ્ય વ્યાજથી પ્રતિદિન પયને સ્વસ્વામિના પ્રયોજને અસવેછે. વળી તેમનાથકી નિષ્પન્ન

दिनं पयः । हविर्भिर्देवतोपिण्यो गावः पूज्याः सदा नृणाम् ॥१६॥ यदङ्गेष्वतिपुण्येषु सर्वे देवा वसन्ति हि । ताः पूजनीयाः सर्वेषां संरक्षेद्वा गृहाश्रमी ॥१७॥ गौरवत्सा न दोग्धव्या स्रवद्गर्भा च सन्धिनी । प्रसूता च दशाहात्प्राक् रोगिणी च द्विवत्सस्रुः ॥१८॥ दक्षिणाभिमुखा गाव उत्तराभिमुखाश्च वा । वन्धनीयाश्च वृषभा न प्राक्प्रत्यङ्मुखा द्विजैः ॥१९॥ गोवाजिवृषशालायां सुतीक्ष्णं लोहदात्रकम् । सर्वदा स्थापनीयं च दामवन्धविमोक्षकृत् ॥२०॥ यो गाः पूजयते भक्त्या वन्दते पोषयत्यपि । सोऽश्वमेधादियज्ञानां प्राप्नोति सहसा फलम् ॥२१॥ ताडयन्ति च ये पापाः क्रोशयन्ति

થએલાં દધિદુગ્ધાદિ હવિષોવડે દેવતાઓ તૃપ્ત થાયછે. માટે નરોએ ગાયો વિશેષપણે પૂજનીય છે. જેણીયોના અતિપવિત્ર અંગોમાં સમસ્ત દેવો નિવસી રહ્યા છે. તેવી ગાયો કેમ ન પૂજવી? સર્વે કોઇએ પૂજવીજ. તો ગૃહસ્થ દ્વિજ તે ગાયોનું વિશેષતઃ સંરક્ષણ કરે ॥૧૬-૧૭॥ હવે ગાયો દોવામાં નિયમ કહે છે-વત્સ વિનાની ગાય દોવી નહિ-વત્સને ધવરાવ્યા વિના દોવી નહિ. તથા જેનો ગર્ભ સ્રવી ગયો હોય, જે સન્ધિની-ગર્ભધારણને ઉન્મુખ અવસ્થામાં રહેલી હોય તે દોવી નહિ. તથા પ્રસૂતા સતી દશ દિવસ પહેલાં દોવી નહિ તથા રોગવાળી અને બે વત્સને પ્રસવનારી દોવી નહિ ॥૧૮॥ હવે ગાયોને શાળાવિષે બાંધવામાં નિયમ કહે છે-દ્વિજોએ ગાયો અને વૃષભો ઉત્તરાભિમુખ કે દક્ષિણાભિમુખ બાંધવા. પણ પૂર્વાભિમુખ કે પશ્ચિમાભિમુખ બાંધવા નહિ ॥૧૯॥ ગાયો અશ્વો અને વૃષભોની શાળા-બાંધવાના સ્થાનમાં સુતીક્ષ્ણ ધારવાળું લોહમય દાતરડું સર્વદા રાખી મુકવું, જેથી અગ્નિઆદિકનો ભયપ્રસંગ આવતાં એકદમ દામણાના બંધનનો વિચ્છેદ જલદી સુખેથી થઇ શકે. અન્યથા બંધનથકી નહિ મુક્ત થતાં તેવા ભયસમયે જો ગવાદિકનું દારૂણ મરણ થાય તો તેથી સ્વામીને મહત્ પાપ લાગે ॥૨૦॥ જે જન ગાયોને પૂજેછે વંદેછે અને પોષેછે તે અનાયાસથી અશ્વમેધાદિ યજ્ઞોના ફળને તત્ક્ષણ પામેછે ॥૨૧॥ જેતો મૂઢો 'આ પણ એક પશુજાતિ છે'.એવી પશુમાત્રદૃષ્ટિથી તે ગાયોને તાડન કરેછે

च ताश्च ये । नरकाग्नौ प्रपच्यन्ते कोटिवर्षाणि ते ननु ॥२२॥ गवां यत्पालने पुण्यं प्रोक्तं दशगुणं ततः । पालने वृषभाणां च पुण्यं किल महर्षिभिः ॥२३॥ कृत्वा गोर्वृषणच्छेदं विप्रो भ्रश्यति जातितः । चण्डाल इव वर्ज्योऽसौ दैवे पित्र्ये च कर्मणि ॥२४॥ उत्पादयन्ति सस्यानि मर्दयन्ति वहन्ति च । आनन्दयन्ति लोकांश्च पूज्या हि वृषभास्ततः ॥२५॥ न भारखिन्ना जल्पन्ति पत्युरग्रेऽपि किञ्चन । स्वयं चरन्ति शुष्काणि तृणानि च कडङ्गरम् ॥२६॥ उक्षाण ईदृशा एते लोकानां वृद्धिहेतवः । पालनीयाः प्रयत्नेन पोषणीयाश्च सर्वथा ॥२७॥ गृहे बद्धान्पशून् यस्तु तृणतोयादिभिर्गृही । नानुवेलं प्रपु-

અને ગાળિપ્રદાનાદિઆક્રોશ કરેછે તેઓ તે પાપથી બહુવર્ષપર્યંત નરકાગ્નિમા રંધાયછે ॥૨૨॥ આ પ્રકારે ગાયોના પાલનમા જે પુણ્ય મહર્ષિઓએ કહ્યુ છે તેથકી દશઘણુ પુણ્ય બળિવર્દોના પાલનમા અધિક થાય છે, કેમ તો તેમનાથી ખેતી થાયછે અને તેથી અન્ન થાયછે ॥૨૩॥ જે વિપ્ર વૃષભના વૃષણનો ઉચ્છેદ કરે કે કરાવે તે વિપ્ર જાતિમાથી ભ્રષ્ટ થવાની સાથેજ ચંડાળવત્ દૈવપિત્ર્ય કર્મમા ત્યાજ્ય થાયછે ॥૨૪॥ જે હેતુમાટે આ વૃષભો ડાંગર વિગેરે વિવિધ ધાન્યોને ઉપજાવે છે, ખરીયોવડે મહળે છે અને ધાન્ય ભરેલા ગાડાને ઘેર લાવવા વહન કરેછે (વાવણીને આરંભીને ધણીને ઘેર ધાન્ય આવે ત્યાંસુધી એમને અતિપ્રયાસ છે) એમ કૃષિનુ બધુ ફળ પમાડવાવડે સર્વ લોકોને આનદ આપેછે તે હેતુમાટે વૃષભો પૂજનીય છે ॥૨૫॥ વૃષભો સકળ કલેશને સહન કરતાથકા ધણીના ભારવહનાદિ સર્વ કાર્યને કરે છે બહુભારવહનથી અતિખિન્ન થતા પણ સ્વામિની આગળ પોતાનુ દુ ખ કશુ નિવેદન કરતા નથી અને તેમજ વહન કર્યા કરે છે સ્વય શુષ્ક તૃણોને અને કડગર-ભુસો જુઓ કે અસાર ઘોતુ તેને ચરે છે ॥૨૬॥ તો આ રીતે સકળ કલેશને સહન કરવાના શીલવાળા, પરોપકારાર્થેજ એક જીવિત જેમનુ છે, સર્વ લોકોની વૃદ્ધિમા હેતુભૂત, આવા વૃષભો પ્રયત્નથી પાળનીય અને પ્રયત્નથી પ્રતિદિન પોષણીય છે (સ્વ૨૭ તેના સ્થાનાદિકવડે જે રક્ષણ તે પાલન અને સમીચીન ઘાસાદિકનુ અર્પણ તે પોષણ, એવો

ण्णीयात्स पतेद्रौरवादिषु ॥२८॥ पशूनां पालनेऽशक्तो दत्त्वा तान्धनिने स्वयम् । वनं गत्वा तपः कुर्यान्न तु तान्क्लेशयेद्वृथा ॥२९॥ धर्ममेवं विदित्वैव पोषयन्पालयन्वृषान् । वपेत्सर्वाणि बीजानि सर्ववापी न सीदति ॥३०॥ शालीक्षुशणकार्पासवार्ताकादीनि वापयेत् । तत्तत्स्थानं च तत्कालं विदित्वा धर्मशास्त्रतः ॥३१॥ घनवापी चाग्रवापी गोपोषी बीजसङ्ग्रही । प्रभाते क्षेत्रगामी च कर्षको नावसीदति ॥३२॥ प्रथमं कृषिकर्ता तु विधानं शास्त्रसम्मतम् । कुयोगवर्जिते कुर्यात्प्रयतः शुभवासरे ॥३३॥ सीतायाः स्थापनं

---

ભેદ જાણવો ) ॥૨૭॥ જેતો ગૃહી ગવાદિ પશુઓને ગૃહમાં બાંધી રાખીને વેળાએ વેળાએ તૃણજળાદિવડે પોષણ ન કરે ( તે આ પાળનમિષથી પશુઓને પીડે છે ) તે પશુપીડક ગૃહી રૌરવાદિ નરકોમાં પડે છે ॥૨૮॥ પશુઓના પરિપાળનમાં જે અશક્ત હોય તે તે પશુઓ ધની પાલનસમર્થને આપીને ( સ્વયં જીવનના ઉપાયાંતરે શૂન્ય હોયતો ) વનમાં પ્રવેશ કરીને તપશ્ચર્યાપર થાય. પણ તે પશુઓને વૃથા ક્લેશ નજ કરે. (અહીં વનમાં જવાનું વિધાન કરતા નથી, કિંતુ પશુઓના પીડનથકી નિવૃત્તિનું વિધાન કરે છે) ॥૨૯॥ એરીને કૃષિકર્મમાં પ્રવર્તેલાને પ્રાપ્ત થતા પશુસંરક્ષણધર્મને જાણતો ગૃહી વૃષભોને પાલન કરતો થકોજ પોતાના ખેતરમાં યથાવિભાગ સર્વ બીજોને વાવે, કેવળ ડાંગરમાત્રને કે કેવળ અડદમાત્રને કે તેવા બીજા એકમાત્રને ન વાવે. જે સર્વ બીજોને વાવે તે ખેદ પામતો નથી, કેમતો સર્વ અન્નની નિષ્પત્તિ થાય છે. વૃષ્ટિના ન્યૂનાધિક્યમાં પણ એકાદની તો નિષ્પત્તિ થાય, જેથી સર્વાંશે કૃષિની વિફળતા ન થાય ॥૩૦॥ તેતે શાલ્યાદિ વસ્તુઓ વાવવાની ભૂમિ અને તેના તેના વાવવાનો સમય તત્પર ધર્મશાસ્ત્રથકી જાણીને ડાંગર શેલડી શણ કપાસ વૃંતાક વિગેરેને વાવે ॥૩૧॥ ખેતીમાં પ્રવર્તેલો ગૃહી તેતે સમયે બીયાવાનો સંગ્રહ કરી રાખે. તેતે સમયે પહેલું ઘાટું વાવે. બલીવર્દોનું બરોબર પોષણ કરે. પ્રતિદિન પ્રભાતે ક્ષેત્રમાં જઇને જુવે. એમ ન કરે તે પછીથી ખેદ પામેછે ॥૩૨॥ કૃષિકર્તા સાવધ થઇ બીજ વાવ્યા પેહલાં વ્યતીપાત યમઘંટાદિ કુયોગવર્જીત શુભ દિને શુભ-મુહૂર્તમાં

कृत्वा पराशरमृषिं स्मरन् । दधिदूर्वाक्षतैः पुष्पैः शमीपत्रैश्च पूजयेत् ॥३४॥ नीराजनं च नैवेद्यं दत्त्वा कुर्यात्प्रदक्षिणम् । स क्षेत्रपालमुख्येभ्यो बलीन्दद्यात्ततो गृही ॥३५॥ रक्तशृङ्गौ स्ववृषभौ कुङ्कुमेनाक्षतैस्तथा । पूजयेत्पुष्पमालाभिस्तत संयोजयेद्धलम् ॥३६॥ सङ्घृष्य सीरफालाग्रं हेम्ना वा रजतेन च । मन्त्रमेतं समुच्चार्य कुर्वीत क्षेत्रकर्षणम् ॥३७॥ सीते ! सौम्ये ! कुमारि ! त्वं देवि ! देवैः श्रियेऽर्चिते ! । शक्तिसूनोर्यथा सिद्धा तथा मे सिद्धिदा भव ॥३८॥ एष एव विधिर्ज्ञेयो वापने लवने तथा । प्रवेशने च धान्यानां खले गन्त्रीप्रवाहणे ॥३९॥ यत्नतः पालयन्नेव वृषभौ कर्षणं चरेत् । अपालयन्वाहयंस्तु कुम्भीपाके पतेद्ध्रुवम् ॥४०॥ अन्नार्थमसृजद्ब्रह्मा

---

શાસ્ત્રસંમત વિધિ કરે ॥૩૩॥ તે વિધિને કહે છે—યજનક્ષેત્રમાં હળમુખથી સમુદ્ભવેલા સીતાદેવીની મંત્રવડે સ્થાપના કરીને, પરાશરઋષિનું સ્મરણ કરતોથકો દધિ દૂર્વા અક્ષત પુષ્પાદિવડે અને શમીપત્રોવડે પૂજા કરે ॥૩૪॥ તે પછી ગૃહી નીરાજન નૈવેદ્ય નિવેદન કરીને, પછી પ્રદક્ષિણા પ્રણામ કરીને તેપછી ક્ષેત્રપાળમુખ્યોને બળિ—જળથી ભીના કે શેકેલા અડદ ચણા આદિક ધાન્યનો બળિભાગ અર્પણ કરે ॥૩૫॥ સિંદૂરાદિ રંજનદ્રવ્યવડે રંગેલા શીંગડાવાળા પોતાના વૃષભોની કુંકુમ અક્ષત પુષ્પમાળા આદિકવડે પૂજા કરીને પછી હળને જોડે ॥૩૬॥ સુવર્ણથી કે રજતથી હળના ફળાના અગ્ર ભાગને કિંચિત્ ઘસીને હે સૌમ્યે ! હે દેવિ ! હે કુમારિ ! હે સીતે ! સમૃદ્ધિપ્રાપ્તિમાટે દેવોએપણ સમર્ચેલા તમો જેમ શક્તિ ઋષિના પુત્ર પરાશરઋષિને સિદ્ધિ આપનારા થયા હતા તેમ મને સિદ્ધિ આપનારા થાવ' આવા મંત્રને ઉચ્ચારીને ખેતરને ખેડે ॥૩૭-૩૮॥ આનો આજ વિધિ ધાન્ય વાવવામાં, ધાન્ય કાપવામાં, ખળાવિષે લાવવામાં અને ગાડું પ્રથમ જોડવામાં જાણવો ॥૩૯॥ આદર પ્રયત્નપૂર્વક વૃષભોને પાળતોથકો ખેતીમાં વાહનમાં વૃષભોને જોડે બળીવર્દોને નહિ પાલન કરતો થકો તેમને ખેતીમાં કે વાહનમાં જોડતો ગૃહી જનતો નિશ્ચે કુંભીપાક નરકમાં પડે ॥૪૦॥ પ્રજાપતિએ પૂર્વે ભગવાનની આજ્ઞાથી અન્નનિષ્પત્તિમાટે વૃષભો સર્જ્યાં હતા, મર્ને કોઈ પ્રાણિજાત

वृषभान्द्वयनुदया । सर्वं जीवति चान्नेन त्रैलोक्यं सचराचरम् ॥४१॥ पालयद्भिरतस्तांस्तु कर्तव्यं कर्षणं द्विजैः । यथोक्तेन विधानेन लाङ्गलादेश्च योजनम् ॥४२॥ शक्तिसूनोर्विना नाम सीतायाः स्थापनं विना । विनाऽभ्युक्षणरक्षाभ्यां कृषिकर्म न सिध्यति ॥४३॥ सीमां श्मशानभूमिं च वृक्षच्छायाक्षितिं तथा । भूमिं निखातयूपां च कृषिकृन्नैव कर्षयेत् ॥४४॥ नोषरां वाहयेद्भूमिं न चाश्मशर्करावृताम् । वाहयेन्नाप्रदत्तां च न नदीपुलिनं तथा ॥४५॥ यद्येतां वाहयेद्भूमिं लोभाद्द्वेषाच्च वा द्विजः । नरकं घोरतामिस्रं प्राप्नुयात्स न संशयः ॥४६॥ एकाङ्गुलामपि धरां परकीयां य आहरेत् । तेन पापेन पुरुषो रौरवं नरकं व्रजेत् ॥४७॥ न दूरे वाहयेत् क्षेत्रं न

---

અન્નથીજ જીવેછે કિં બહુના–આખી ત્રિલોકીજ અન્નમા પ્રતિષ્ઠિત છે ॥૪૧॥ માટે તે વૃષભોને પાળવાપૂર્વકજ દ્વિજોએ ખેતી કરવી, પણ પશુપાળનમા અનાદર રાખીને ન કરવી પૂર્વોક્ત પૂજાદિ વિધિને ઉલ્લઘીને જેઓ હળાદિકને જોડે છે તથા પરાશરઋષિનુ નામસ્મરણ અને સીતાસ્થાપન વિના તેમજ મન્ત્રોવડે પ્રોક્ષણ કર્યા વિના કૃષિકર્મને કરે છે તેઓનુ તે કર્મ દૃઢ વાડ વિગેરે લૌકિક સરક્ષણ વિના કરાતું કૃષિકર્મજ જેમ એમ ફળ માટે ન થાય માટે કૃષિકર્તાએ આ બધુ અવશ્ય કરવું ॥૪૨-૪૩॥ ગામના સીમાડાની ભુમિ, સ્મશાનભૂમિ, જેમા વૃક્ષછાયા બહુ પડતી હોય એવી ભૂમિ અને જેમા યજ્ઞસ્તભ રોપ્યો હોય એવી ભૂમિને કૃષિકર્તા નજ ખેડે (કેમ તો તેથી આ લોક પરલોકમા અનર્થાપત્તિ છે) ॥૪૪॥ ખારવાળી જમીનને વાવે નહિ, કેમતો પ્રયાસ વ્યર્થ થાય છે બહુ પથરા કાકરાવાળા ખેતરને ખેડે નહિ, કેમતો તે ખેતર ફળમાટે સમર્થ થાય નહિ બીજાની નહિ આપેલી જમીનને પણ ખેડે નહિ તથા નદીના કાઠાપ્રાય પ્રદેશને ન વાવે ॥૪૫॥ જે દ્વિજ સર્વસાધારણ સીમાડાનો પ્રદેશ શ્મશાનપ્રદેશ અને પારકા નહિ આપેલા પ્રદેશને જો દ્વેષને લીધે કે લોભને લીધે ખેડે તો તે ઘોર તામિસ્ર નરકને પામે એમા સશય નથી ॥૪૬॥ જે પુરૂષ પારકા ક્ષેત્રથકી એક અગુળપરિમિત પૃથ્વીને જો અપહરણ કરે તો તે તે પાપથી

चैवात्यन्तिके तथा । वाहयेन्न पथि क्षेत्रं वाहयन् दुःखभाग्भवेत् ॥४८॥ अनवद्यां शुभां स्निग्धां जलावगाहनक्षमाम् । निम्नां च वाहयेद्भूमिं विश्राम्येद्यत्र वै जलम् ॥४९॥ महतीं च वृतिं कुर्यात् क्षेत्रस्य परितो दृढाम् । यथा पशुमृगाद्याश्च प्रविशेयुर्न कर्हिचित् ॥५०॥ ज्ञात्वा क्षेत्रगुणान्सम्यक्तत्तत्स्थाने यथोचितम् । बीजानि वापयेत्सीरी नित्योद्युक्तो भवेत्तथा ॥५१॥ अमावास्यादिने नैव गृही कुर्वीत कर्षणम् । कुर्वन्पातयते पितॄन्नरके च पतेत्स्वयम् ॥५२॥ सर्वसत्त्वोपकाराय सर्वयज्ञादिसिद्धये । नृपस्य कोशवृद्ध्यै च जायते कृषिकृन्नरः ॥५३॥ अतः क्षुधापीडितानां सत्त्वानां तृप्तये द्विजः ।

---

रौरव नरकने पामे ॥४६॥ गामना अत्यत समीपमां रहेला क्षेत्रमां अने ग्रामथकी अत्यत दूर रहेला क्षेत्रमां अने मार्गना बे पडखामां आवेला क्षेत्रमां खेतीने करतो पुरुप बहु दु खने पामे छे, माटे तेवा खेतरने वावे नहि ॥४८॥ खारादिदोपे वर्जीत, पथरा कांकरादिकना अभावने लीधे शुभ, चिक्कणतावाळी, नीच स्थानमां रहेली, माटेज जळप्रवेशने समुचित अने प्रविष्ट जळनी स्थितिने समुचित एवी क्षेत्रगुणपरिपूर्ण पृथ्वीने खेतीमा उपयोग ले ॥४९॥ पशु मृगादिकना प्रवेशने प्रतिरोध करी शके एवी मोटी दृढ वाड खेतरनी चोमेर करावे ॥५०॥ कर्षुक द्विज क्षेत्रगुणोने सारी रीते जाणीने ते ते स्थानमां यथायोग्य यथाकाळ बीजोने वावे अने पछी तेनी सभावनामां नित्य उद्यमशील थाय ॥५१॥ अमावास्यादि पैतृक दिवसोए गृहस्थ खेतीने नज करे. जो करे तो स्वय नरकमा पडे अने पित्रिओने पण पाडे ॥५२॥ कृपिकर्ता नर करातां कृपिकर्मथी सर्व प्राणिओना उपकार माटे समर्थ थाय छे. तथा सर्व यज्ञोनी सिद्धिमाटे थाय छे अने राजाना खजीनानी वृद्धिमाटे थाय छे ( कृपि केवळ उदरभरणैक प्रयोजनवाळी नथी, किंतु क्षुधातुर प्राणिमात्रना उपजीवनप्रयोजनवाळी, यज्ञना शेषभूत अने सकळ प्रजाओना सरक्षणपरायण नरपतिना खजीनानो वधारो करवाद्वारा प्रजासंरक्षणमां उपयोगी छे ) ॥५३॥ माटे भुखवडे पीडा पामता जतुओनी तृप्तिमाटे ( कृपिप्राप्त धान्य संचयवाळो ) द्विज विशे-

दद्यान्मुष्टिं मुष्टिमन्नं कृपिदोपोपशान्तये ॥५४॥ यावतोऽन्नकणा-न्क्षेत्रे प्राणिनो भक्षयन्ति च। तावतः पातकात्क्षेत्री मुच्यते नात्र संशयः ॥५५॥ अन्नदानेन कृपिकृत्कृपिदोपाद्विमुच्यते। ततः सीता-मखं कुर्यात्खिद्धसस्ये खलागते ॥५६॥ खलस्य परितः कुर्यात्प्रोच्चा-मतिघनां वृतिम्। एकद्वारां खरोष्ट्राद्यैर्दुःप्रवेशां सुरक्षिताम् ॥५७॥ त्रिसन्ध्यमर्चयेत्सीतां पराशरमूर्षिं स्मरन्। धान्यानि प्रोक्षयेच्चेषां रक्षां कुर्याच्च भस्मना ॥५८॥ प्रेतभूतादिनामानि न वदेच्च खले गृही। सूतिकागृहवत्तत्र कुर्वीत परिरक्षणम् ॥५९॥ प्रशस्तदिन-पूर्वाह्णे धान्योन्मानं प्रकल्पयेत्। यजेत खलभिक्षाभिः काले रौहिण एव हि ॥६०॥ देवान्महेन्द्रप्रमुखान्सोमपादीन्पितृंस्तथा। सनका-दीन्मनुष्यांश्चाप्युद्दिश्यान्नं ददीत सः ॥६१॥ खले यद्दे विवाहे च

पतः મુષ્ટિપરિમિત અન્ન આપે, તેથી કૃપિદોપની ઉપશાંતિ થાય ॥૫૪॥ ક્ષેત્રમાં પડેલા જેટલા કણોને પોપટ મેના વિગેરે પક્ષીઓ અને બીજા પ્રાણિઓ સુખેથી ભક્ષણ કરે છે તેટલા પાતકમાંથી ખેતરનો ધણી મુક્ત થાય છે એમાં સંશય નથી ॥૫૫॥ ખેતીપ્રાપ્ત વ્રીહ્યાદિ ધાન્યનું દાન દેવાથી જે હેતુમાટે કૃપિદોષ પ્રશાંત થઇ જાય છે તે હેતુમાટે ખળામાં સીતામખાદિ કરીને અન્ન અર્થિઓને આપે. તેમાં પ્રથમ અન્ન ખળામાં આવે ત્યારે સીતા-મખ આ પ્રકારે કરે ॥૫૬॥ ખળાની ચોતરફ અતિઉંચત અતિદૃઢ અતિ-ઘાટી, ખર ઉષ્ટ્રાદિ ન પ્રવેશ કરી શકે એવી એક દ્વારવાળી વાડ કરે ॥૫૭॥ પરાશર મહર્ષિના સ્મરણપૂર્વક પ્રાતરાદિ ત્રણ સંધ્યાઓમાં સીતાજીનું સમર્ચન કરે. મન્ત્રયુક્ત જળવડે ધાન્યનું પ્રોક્ષણ કરે અને ભસ્મથી તેની રક્ષા કરે ॥૫૮॥ કૃપિકર્તા ખળામાં પ્રેત ભૂતાદિકનાં નામોને નજ ઉચ્ચારે. સૂતિકાગૃહમાં જેમ રક્ષા કરાય છે તેમ ખળામાં પ્રેતભૂતાદિકથકી રક્ષા કરવી ॥૫૯॥ યગઘટાદિ દોષે વર્જીત દિવસના પૂર્વાહ્ન ભાગમાં તાજવાં આદિકવડે ધાન્યનું માપ કરાવે. દિવસના નવમા મુહૂર્તમાં ખલાયજ્ઞને કરે. તેમાં ઇન્દ્રાદિ દેવો સોમપાદિ પિત્રિઓ અને સનકાદિ મનુષ્યોનું યજન કરે. અને તે સમયે ત્યાં ભિક્ષાર્થે આવેલા વિપ્રોને અન્ન આપે ॥૬૦-૬૧॥ ખળાના

सङ्क्रान्तौ ग्रहणे तथा । पुत्रे जाते व्यतीपाते दत्तं भवति चाक्षयम् ॥६२॥ पञ्चमः सप्तमो वापि नवमो द्वादशोऽथवा । शक्त्या देयो धान्यभागः सीरिणा तु खलक्रतौ ॥६३॥ ये केचिदागतास्तत्र पूज्यास्तेऽतिथिवद्द्विजाः । स्तोकशः सीरिभिः सर्वैः कृपिकैर्गृहमेधिभिः ॥६४॥ शूद्राश्च कारवोऽन्ये च पतिता नीचयोनयः । दीना अनाथाः क्लीवाश्च कुष्ठिनो दद्रुणास्तथा ॥६५॥ अन्धाश्च बधिरा मूकाः पङ्गवश्चण्डालपुल्कसाः । अन्नार्थिनश्च ये केचिच्छक्त्या तेभ्योऽन्नमर्पयेत् ॥६६॥ वाचा मधुरया तांश्च विसृज्याथ निजे गृहे । आनीय धान्यं कुर्वीत नवान्नेष्टिं यथाविधि ॥६७॥ राज्ञे दत्वा च षष्ठांशं देवताभ्यश्च विंशकम् । त्रिंशत्तमं च विप्रेभ्यः कृपिकर्ता न दोषभाक् ॥६८॥ वदन्ति ऋषयः केचित्कृष्यादीनां विशुद्धये ।

યજ્ઞમાં જે આપ્યું છે તે વિવાહ સંક્રમણ ગ્રહણ વ્યતીપાત પુત્રજન્માદિકને વિષે આપેલુંજ જેમ એમ અક્ષય સુકૃતને સંપાદન કરે છે ॥૬૨॥ ખેતીકારે નિષ્પન્ન ધાન્યનો પાંચમો કે સાતમો કે નવમો કે બારમો ભાગ યથાશક્તિ ખળાયજ્ઞમાં તેમને તેમને દાન કરવો ॥૬૩॥ સાક્ષાત્ કૃષિને કરતા કે કરાવતા સર્વકોઇ ગૃહસ્થોએ ખળામાં આવેલા સર્વકોઈ દ્વિજો અતિથિની પેઠે ગોત્રાદિકનો વિચાર કર્યા વિના મોશપરિમિત અન્ન આપવાવડે કે ખોબોપરિમિત અન્ન આપવાવડે કે મુષ્ટિપરિમિત અન્ન આપવાવડે પૂજવા ॥૬૪॥ શૂદ્રો, સુતારાદિ શિલ્પિઓ, બીજા નીચ યોનિના જનો, પતિતો, નપુંસકો, કોઢ ધાધર આદિક દીર્ઘ રોગિઓ, આંધળા બહેરા મુગા ખોડા વિગેરે અંગવિકળો, ચંડાળ પુષ્કસો અને જે બીજા દીન અનાથો છે તે સર્વકોઇ અન્નાર્થિઓ ખળામાં યથાશક્તિ અન્ન દાનવડે સંતુષ્ટ કરવા ॥૬૫–૬૬॥ એ રીતે તેતે ઉક્ત અન્નાર્થિઓને મધુરવચનપૂર્વક અન્નદાનવડે સંતોષ પમાડીને વિદાય કરે. પછી પોતાને ઘેર ધાન્ય લાવીને યથાવિધિ નવાન્નઇષ્ટિ કરે ॥૬૭॥ અનંતર રાજાને છઠો ભાગ, દેવતાઓને વિશમો અને વિપ્રોને ત્રીશમો ભાગ આપે. અન્યથા કૃષિકૃત દોષ ટળે નહિ ॥૬૮॥ બીજા ઋષિઓ

लाभस्यांशप्रदानं तत्सर्वेषां शुद्धिरुद्भवेत् ॥६९॥ प्रतिग्रहाच्चतुर्थांशं वणिग्लाभात्तृतीयकम् । कृषितो विंशकं भागं ददतो नास्ति पातकम् ॥७०॥ काऽपि वृत्तिः कृषेरन्या नास्त्येव सुकरा कलौ । न सुखं कृषितोऽन्यत्र यदि धर्मेण कर्षति ॥७१॥ अवस्त्रत्वं निरन्नत्वं कृषितो नैव जायते । अनातिथ्यं च दुःस्थत्वं गोमतो न कदाचन ॥७२॥ त्रैवर्णिकानां कृषिकर्मणो यो विधिः स ते विप्रवरोदितोऽसौ । पराशरस्यैव ऋषेर्मतेन द्विजैस्तथैवाचरणीय एषः ॥७३॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे पञ्चमप्रकरणे धर्मोपदेशे गृहस्थधर्मेषु कृषिकर्मविधिनिरूपणनामा पञ्चदशोऽध्यायः ॥१५॥

---

કહે છે કે–જે ઉપાય કૃષિકર્મથી કે વ્યાપારથી કે પ્રતિગ્રહથી જે જે મળે, તેમાંથી આગળ કહીશ એવા પ્રકારે ભાગ, કૃષ્યાદિ તેતે ઉપાય કરતાં થતા દોષની નિવૃત્તિમાટે આગળ કહુંછું એવા પ્રકારથી આપે ॥૬૯॥ પ્રતિગ્રહપ્રાપ્ત દ્રવ્યાદિકમાંથી ચોથો ભાગ વિપ્ર આપે. વ્યાપારથી મળેલામાંથી ત્રીજો ભાગ વણિક્ આપે. ખેતી કરવાથી પ્રાપ્ત થએલા અન્નાદિકમાંથી વિશમો ભાગ આપે. આ પ્રકારે આપનારાને પાતકપ્રસંગ નથી ॥૭૦॥ કલિયુગમાં કૃષિથકી બીજી કોઇપણ વૃત્તિ સુકર છેજ નહિ. જો ધર્મથી ખેતીને કરે તો તેથકી અન્યત્ર સુખ નથી ॥૭૧॥ કૃષિથકી અન્ન વસ્ત્રે રહિતપણું આવતું નથી. અશન વસન આદિક સર્વ સમૃદ્ધિ પ્રાપ્ત થાયછે, અતિથિ આદિકના સત્કારની સુકરતા થાય છે અને એને આપત્કાળનો પ્રસંગજ નથી ॥૭૨॥ હે વિપ્રવર! પરાશરમહર્ષિના મતથીજ ત્રૈવર્ણિકોએ કરવાનો જે કૃષિકર્મનો વિધિ છે તે તમને મેં કહી સંભળાવ્યો. દ્વિજોએ આ વિધિ મારા કહ્યાપ્રમાણેજ કરવો (આ બાબતમાં વિશેષ બૃહત્પરાશરસ્મૃતિથકી જાણવો, તેમનાં વચનો ગ્રંથવિસ્તારભયથી લખ્યાં નથી) ॥૭૩॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...પંચમપ્રકરણે ધર્મોપદેશે ગૃહસ્થધર્મેષુ કૃષિકર્મવિધિનિરૂપણનામા પંચદશોઽધ્યાયઃ ॥૧૫॥

श्रीनारायणमुनिरुवाच—मातापित्रोर्गुरूणां च पूजा बहुमता मम । या द्विजानां गृहस्थानामिहामुत्र सुखप्रदा ॥१॥ यच्च तेऽभ्यनुजानीयुः स धर्म इति निश्चयः । एत एव त्रयो वेदास्त्रयो देवास्त्रयोऽग्नयः ॥२॥ त्रिष्वेतेष्वप्रमाद्यन् यस्त्रींल्लोकान्स जयेद्ध्रुवम् । नैतान्क्वाप्यवमन्येत नित्यं ह्यनुसरेद्द्विजः ॥३॥ तेषामनादरात्सर्वाः सत्क्रियाः स्युर्हि निष्फलाः । न चायं न परो लोकः शुभस्तदवमानिनः ॥४॥ श्रोत्रियेभ्यो दशभ्यश्च सदाचार्योऽधिको मतः ।

## [1]અધ્યાય ૧૬ મો.

**શ્રીનારાયણમુનિ** કહેછે–હે બ્રહ્મન્! માતા પિતા અને ગુરૂઓની પૂજા અન્ય ધર્મોની અપેક્ષાએ શ્રેયસ્કારી હોવાથી તેને હું બહુ માનું છું, જે પૂજા ગૃહસ્થ દ્વિજોને આ લોક પરલોકમાં મહાસુખ આપનારી થાય છે ॥૧॥ વેદવિધિબોધિતજ ધર્મ છે બીજો નહિ એમતો નથી. માતા પિતા અને ગુરૂએ અનુજ્ઞા કરેલો પણ ધર્મ છે એમાં સંશય નથી. શ્રુતિ 'માતૃદેવો ભવ પિતૃદેવો ભવ આચાર્યદેવો ભવ' એમ અનુશાસન કરે છે. મહર્ષિઓ પણ એમજ સ્મરણ કરેછે. આ ત્રણજ ઋગાદિ ત્રણ વેદો, બ્રહ્માદિ ત્રણ દેવો અને દક્ષિણાદિ ત્રણ અગ્નિઓ છે, એટલે ઋગાદિ ત્રણ વેદના અધ્યયનથી, બ્રહ્માદિ ત્રણ દેવના ભજનથી અને દક્ષિણાદિ ત્રણ અગ્નિના પરિચરણથી જે સુકૃત થાય તે એમના વચનપરિપાળનથી થાયજ ॥૨॥ જે દ્વિજ તે આ માતાદિ ત્રણની અપ્રમાદથી પરિચર્યા આચરે છે તે ભૂરાદિ ત્રણ લોકોને જીતે છે–આ લોકો તેને દુર્લભ નથી માટે પૂજ્યતમ એમનું અવમાન કદાપિ નજ કરે, નિત્ય એમને અનુસરીને વર્તે ॥૩॥ તેમનો અનાદર કરવાથી સર્વ સત્ક્રિયાઓ કરેલી નિષ્ફળતાને પામે છે. માટેજ એમનું અપમાન કરનારાને આ લોક પરલોકમા કશુ શુભ થતું નથી, કિંતુ અશુભજ થાય છે ॥૪॥ શ્રોત્રિય દશની અપેક્ષાએ આચાર્ય–ગાયત્રીમંત્રમાત્રને આપનારો સદા

[1] આ અધ્યાયમા ભગવાને માતાપિતાઆદિક ગુરૂજનોનુ સન્માનન આદિક ગૃહિધર્મોનું સ્પષ્ટ નિરૂપણ કર્યું છે.

तेभ्यो दशभ्य एकः स्यादुपाध्यायोऽधिकः किल ॥५॥ तेभ्यो दशभ्यश्च पिता गौरवेणातिरिच्यते । पितुर्दशगुणं माता पूजनीया गरीयसी ॥६॥ गुरुर्गरीयान्पितृतो मातृतश्चापि मे मतः । शरीरमेव सृजतः पितरौ धर्मकारणम् ॥७॥ गुरुस्तु ज्ञानदानेन शिष्यं शारीरबन्धनात् । विमोचयति तेनासौ गरीयानुच्यते ततः ॥८॥ दोषयुक्ता अपि च ते दूषणीया न सूनुना । न ताड्या भर्त्सनीया वा पूजनीया हि सर्वथा ॥९॥ उपदेशैर्निजाज्ञानं हत्वा योऽमृ-

અધિક માન્યો છે, તેવા દશ આચાર્યોની અપેક્ષાએ એક ઉપાધ્યાય-ઉપવીત આપી સર્વ ક્રિયાઓ કરાવીને વેદને ભણાવનાર ગુરૂ અધિક માન્યો છે, તેવા દશ ઉપાધ્યાયોની અપેક્ષાએ પિતા ગૌરવવડે અધિક માન્યો છે, પિતાની અપેક્ષાએ દશઘણી માતા પૂજનીય છે, માતાતો સર્વની અપેક્ષાએ શ્રેષ્ઠતર છે, કેમતો ગર્ભપ્રસવાદિ સર્વ ક્લેશને સહન કરતીથકી ગર્ભને આરંભીને પુત્રને પોષેછે ॥૫-૬॥ જેતો બ્રહ્મવિદ્યાને આપેછે તે ગુરૂ માતતાત થકી પણ મેં અતિશય શ્રેષ્ઠ માન્યો છે, કેમતો માતાપિતાતો ફક્ત ધર્મકારણ શરીરનેજ ઉપજાવે છે, (ઉપાધ્યાય આદિકતો વેદમાત્રને આપેછે) બ્રહ્મવિદ્યાને તો આજ મુખ્ય ગુરૂ આપે છે જે હેતુમાટે ગુરૂતો વિજ્ઞાનવિશેષના દાનથી શિષ્યને ભવબંધનથકી છોડાવેછે તે હેતુથી તે મુખ્ય ગુરૂનેજ ઉક્ત સર્વથકી અધિક હું માનું છુ ॥૭-૮॥ માતાદિ ત્રણમા દોષને નજ જુવે. જે કોઇ પ્રામાદિક દોષ કવચિત્ દૃષ્ટિપથમાં પડે તો તે પોતાને મુખે ઉદ્ઘાટન નજ કરવો તેમ તે દોષના અનુલેપવાળા પણ તેમને ન માનવા જેતો તમ પ્રકૃતિવાળા પુત્રો દોષને નહિ સહન કરીને માતતાતને પ્રહાર કરવા પ્રવર્તે છે તેતો પાપકર્મને સર્વથા પરહરે. કેમતો તેઓ સર્વ પ્રકારે પૂજનીય છે, પણ તાડનીય કે તિરસ્કરણીય નથી (બહુધાપણે માતાદિકવિષે લોકમા આ અત્યાચાર પુત્રોનો પ્રસિદ્ધ છે, તેના પ્રતિષેધાર્થે આ વચનની પ્રવૃત્તિ છે) ॥૯॥ ગુરૂનો દ્રોહ-અનિષ્ટસંપાદન મનથીપણ ક્યારેય ચિંતવે નહિ, જે ગુરૂએ વિજ્ઞાનોપદેશવડે આભ્યંતર અજ્ઞાનતમ ટાળી નાખ્યું અને દિવ્ય અમૃત-મોક્ષ આપ્યુ આવા ગુરૂકૃત ઉપકારને જાણતો કયો બુધ

तमृच्छति । तस्मै न गुरवे द्रुह्येज्ज्ञानघ्नस्य कृतं बुधः ॥१०॥ यतश्च विद्यामाप्नोति वाङ्मन:कर्मभिस्तु तम्। यो नार्चयति तस्य स्याच्छ्रुतं सर्वं हि निष्फलम् ॥११॥ गुरोरनादरं कुर्याद्यः पुमान्दर्पमोहितः। भ्रूणहत्याधिकं पापं प्राप्नुयात्स न संशयः ॥१२॥ प्रजापतिं प्रीणयति पितरं प्रीणयन्पुमान् । मातरं प्रीणयन्पृथ्वीं प्रीणयत्येव भूरूपः ॥१३॥ ब्रह्मैव पूजितं तेन गुरुर्येन प्रपूजितः । मातृतः पितृतश्चापि तस्मात्पूज्यतमो गुरुः ॥१४॥ मातरं पितरं तस्माद्गुरुं चानुसरेत्सदा । एषां त्रयाणां द्रोग्धा तु कुम्भीपाके पतेद्ध्रुवम् ॥१५॥ मित्रद्रुहः कृतघ्नस्य सीरघ्नगुरुघातिनोः । यत्पापं जायते पुंसो निष्कृतिर्नास्ति तस्य हि ॥१६॥ पित्रादिभिस्त्रिभिर्नैव गृहस्थः संवदेत्क्वचित् । तथर्त्विग्भिर्मातुलेन दासैश्चातिथिभिः सह ॥१७॥ वृद्ध-

મનુષ્ય તેમના દ્રોહનુ મનથી પણ ચિંતન કરે? કોઇ પણ નહિજ 'स हि विद्यातस्तं जनयति तच्छ्रेष्ठं जन्म तस्मै न द्रुह्येत कदाचन' એવી શ્રુતિ છે ॥૧૦॥ ગુરૂનો દ્રોહ ન કરવો એટલુજ નહિ કિંતુ પ્રતિદિન તેમનુ અર્ચન કરવુ. જે ગુરૂથકી બ્રહ્મવિદ્યા રૂડીરીતે મેળવી છે તે ગુરૂનુ જે શિષ્ય કાય વાણી મનથી અર્ચન કરતો નથી તેનુ સર્વ શાસ્ત્રાધ્યયન નિષ્ફળ થાય ॥૧૧॥ જે તો પુરૂષ ગર્વાન્ધ થઇને પોતાના ગુરૂનો અનાદર કરે તે ભ્રૂણહત્યાથકી અધિક પાપને પામે, એમા સશય નથી ॥૧૨॥ પિતાના પૂજનથી પ્રજાપતિ તૃપ્ત થાય છે, માતાના પૂજનથી પૃથિવીદેવી તૃપ્ત થાય છે, ગુરૂના પૂજનથી તો બ્રહ્મજ—સમસ્ત દેવતાઓનુ પ્રતિષ્ઠાભૂત પરબ્રહ્મજ તૃપ્ત થાય છે, માટે તે ગુરૂ માતાપિતાદિ સર્વથકી વિશેષ પૂજનીય છે ॥૧૩-૧૪॥ માટે માતા પિતા ગુરૂને સદાય અનુસરે એ ત્રણનો દ્રોહ કર નારો પુરૂષતો મરીને કુભીપાકમા પડે, એમા સશય નથી ॥૧૫॥ મિત્રના દ્રોહમા, કૃતઘ્નિપણામા, ખેતીના વિનાશનમા અને ગુરૂહનનમાં જે પાપ થાય છે તે શતપ્રાયશ્ચિત્તે કરીને પણ ટળતુ નથી, માટે મિત્રાદિકનો દ્રોહ ન કરવો ॥૧૬॥ ગૃહસ્થ જન પિત્રાદિ ત્રણ સાથે કદાચિત્ પણ સંવાદ નજ કરે. તથા ઋત્વિજો, ભૃત્યો, અતિથિઓ, વૃદ્ધ, બાળક, રોગાતુર, દુર્બળ, જ્ઞાતિ-

बालातुरस्त्रीवृद्धातिसम्बन्धिबान्धवैः । भ्रात्रा दुहित्रा पुत्रेण जामीभिर्भार्यया तथा ॥१८॥ गृहस्थ एतैः संवादं न कुर्वीत कदाचन । एतैर्जितस्तु जयति सर्वाँल्लोकान्न संशयः ॥१९॥ स्वहितार्थी द्विजन्मा च नित्यं सच्छास्त्रसेवनम् । कुर्यात्तदर्थाज्ञाने तु सतः पृच्छेच्च तद्विदः ॥२०॥ यः प्रवृत्तां श्रुतिं सम्यक् शास्त्रं वा ऋषिभाषितम् । दूषयेदनभिज्ञाय स भवेद्ब्रह्मघातकः ॥२१॥ यतेरन्नं न भोक्तव्यं प्राणैः कण्ठगतैरपि । गोमांसेन समं तत्तु सुराविन्दुसमं जलम् ॥२२॥ यतीनां काञ्चनं दत्त्वा ताम्बूलं ब्रह्मचारिणाम् । चौराणामभयं दत्त्वा दातापि नरकं व्रजेत् ॥२३॥ यतिभ्यः श्रद्धया दद्याद्भिक्षां पात्रप्र-

સગોત્ર, સંબન્ધિ-કન્યા આપનાર અને લેનાર, બાંધવ–મામો ભાણેજ આદિક, ભ્રાતા, પુત્ર, પુત્રી, જામી-કુળસ્ત્રિયો અને બ્હેનો, ભાર્યા, આટલાંની સાથે ગૃહસ્થ ક્યારેય વિવાદ નજ કરે. (તેઓ ગૃહસ્થને પોષ્ય કે પૂજ્ય છે) આ પિત્રાદિકે જીત્યો થકો-એમને વશ અપ્રતિકૂળ જો વર્તે તો સર્વે લોકો જીતાય છે-સર્વ લોકોને પામે છે. ('एतैः स्तुतः' એવો પાઠ હોય તો કશો કિલષ્ટ અર્થ નથી) એમાં સંશય નથી ॥૧૭-૧૯॥

વળી પોતાનું હિત ઇચ્છતો દ્વિજાતિ નિત્ય સચ્છાસ્ત્રનું સેવન કરે. તેના અર્થનું જ્ઞાન ન હોય તો તેને જાણતા સત્પુરૂષને સમીપે જઇને સવિનય તેના અવસરની પ્રતીક્ષા કરતો થકો પુછે ॥૨૦॥ સર્વેના શ્રેયમાટે પ્રવર્તેલી શ્રુતિ કે સ્મૃતિને તેનો આશય નહિ જાણીને જે મંદમતિ વિનિંદે તે બ્રહ્મહત્યાપાપથી લેપાય છે ॥૨૧॥ પ્રાણાપત્તિમાં પણ સંન્યાસિનું અન્ન જમવું નહિ. તે જમેલું અન્ન ગૌમાંસભક્ષણતુલ્ય પાપને ઉપજાવે છે. અને યતિનું જળ પીધેલું સુરાપાનસમાન પાપને ઉપજાવેછે. માટે યતિનું અન્ન જળ લેવું નહિ ॥૨૨॥ યતિઓને કાંચન ન્યાસરૂપે પણ નજ આપવું, તો યતિઓને ન આપવું એમાં કાંઈ કહેવાનુંજ રહેતું નથી. તથા બ્રહ્મચારિઓને તાંબૂળ આપવું નહિ. રાજભટોએ તાડન કરાતા ચોરોને અભય આપે નહિ. જો આપે તો દાતાપણ નરકને પામે. માટે તેઓનેજ તે નજ આપવું ॥૨૩॥ ભિક્ષાતો યતિઓને શ્રદ્ધાથી આપવી, તે પણ પાત્રપ્રપૂરણી-જે ભિક્ષાથી તેની

पूरणीम् । सर्वं रसैरुपेतां च तत्पुण्यं स्यादनन्तकम् ॥२४॥ यो व्याधितानां भिक्षूणां कुर्यात्स्थानं शुभं च तान् । पथ्यादिभिः परिचरेत्तस्य पुण्यमनन्तकम् ॥२५॥ यतिं दृष्ट्वा समुत्थाय नत्वा पाद्यासनादिभिः । मानयेद्यो गृही नैव तस्य पुण्यं निरर्थकम् ॥२६॥ भिक्षमाणो ब्रह्मचारी यतिस्त्यागी द्विजोऽपि वा । येनापमानितो भिक्षामदत्त्वा स तु ब्रह्महा ॥२७॥ माता पिता गुरुः पत्नी स्वस्यापत्यानि चाश्रिताः । अभ्यागतोऽतिथिश्चाग्निः पोष्या नित्यममी नव ॥२८॥ दीनानाथविशिष्टेभ्यो दातव्यं भूतिकाम्यया । अदत्तदाना जायन्ते परभाग्योपजीविनः ॥२९॥ न्यायागतेन द्रव्येण कर्तव्यं

ક્ષુધા નિવૃત્ત થાય તેટલી આપવી તે પણ ભિક્ષા નીરસ ન આપવી કિંતુ જે રસ સ્વાર્થે ઉપકલ્પ્યો હોય તે છ પ્રકારના રસવાળી ભિક્ષા આપવી, તેથી અનંત પુણ્ય સિદ્ધ થાય છે ॥૨૪॥ જે ગૃહસ્થ જન વ્યાધિપીડિત યત્યાદિ ભિક્ષુઓ (અટનમા અસમર્થ) ની શુભ નિવાસસ્થાનના પ્રદાનથી અને પથ્યની પરિકલ્પના આદિકવડે પરિચર્યાને આચરે તેને અનત પુણ્ય સિદ્ધ થાય છે ॥૨૫॥ જે ગૃહી યતિને આવતો જોઇને તત્ક્ષણ અભિમુખ ઉઠીને પ્રણામ કરીને પાદ્ય આસનપ્રદાનાદિકવડે સત્કાર કરે તેને સુકૃત અનશ્વર ફળ ઉપજાવે છે જે આ પ્રમાણે સત્કાર ન કરે તેનુ પુણ્ય નિરર્થક થાય છે ॥૨૬॥ જે ગૃહી તો ભિક્ષા માગતા બ્રહ્મચારીનુ કે યતિનુ કે ત્યાગીનુ કે અન્ય બ્રાહ્મણનુ અવમાન કરે છે પણ ભિક્ષા આપતો નથી તે ગૃહી બ્રહ્મહત્યાપાપથી લેપાય છે ॥૨૭॥ પોતાની માતા પિતા ગુરૂ પત્ની અપત્ય (પુત્ર પુત્ર્યાદિક) સમાશ્રિત અતિથિ અભ્યાગત અગ્નિ, આ નવ પ્રતિદિન પોષણીય છે ॥૨૮॥ જે પોતાનો ઉદય ઇચ્છતો હોય તે દીનજનો અનાથ જનો અને વિદ્યાતપાદિવડે શ્રેષ્ઠ એવા જનોને આદરપૂર્વક અન્નાદિ દાન આપે એમને અન્નાદિ નહિ આપનારા જનો પર જન્મમા જીવનોપાય નહિ મળતાં ક્લેશ પામી પરભાગ્યોપજીવી થાય-પરના અન્નાદિકવડેજ યથાકથચિત્ દુઃખથી દેહયાત્રાને પામે છે ॥૨૯॥ કેવળ ધનસંપત્તિથી સંપત્તિ નથી, પરતુ પરલોકહિતકારી ધર્મમા ઉપયોગ લીધેલા ધનથી ધનસંપત્તિ છે, તો

पारलौकिकम् । दानं च विधिना देयं काले पात्रे च भावतः ॥३०॥ विधिहीनमपात्रे च यो ददाति प्रतिग्रहम् । न केवलं हि तद्याति शेषं तस्य विनश्यति॥३१॥ अनृतेन क्षरेद्यज्ञस्तपो विस्मयतः क्षरेत् । क्षरेत्कीर्तनतो दानमायुर्विप्रावमानतः ॥३२॥ वयोवृद्धांस्तपोवृद्धाञ्ज्ञात्युत्कृष्टान्यथोचितम् । मानयेद्विनयेनैव गृही निर्मत्सरः सदा ॥३३॥ विप्राणां ज्ञानतो ज्यैष्ठ्यं बाहुजानां तु वीर्यतः । वैश्यानां

સપાદન કરેલા દ્રવ્યથી પારલૌકિક કર્મ કરવુ, તેતો પાત્રમા પ્રીતિથી યથાવિધિ દાનાદિરૂપ જાણવુ ॥૩૦॥ જે તો વિધિવિહીન અપાત્રમા ખ્યાતિ પૂજાકામનાથી દાન દેવાય છે તે વ્યર્થ થઈ જાય છે અને તજ્જન્ય પાપ એના અવશેષ રહેલા ધનને પણ નાશ કરે છે માટે વિધિસહિતજ સત્પાત્રમા દાન કરવુ ॥૩૧॥ યથાવિધિ અનુષ્ઠાન કરેલો પણ યજ્ઞ અસત્યભાષણથી ક્ષય પામી જાય, અતિકૃચ્છ્રસાધ્ય તપ વિસ્મયથી–'અહો મેં આ અસાધ્ય સિદ્ધ કર્યું' એવા અભિમાનથી ક્ષય પામી જાય, દાન કીર્તનદોષથી 'મેં આને આ આપ્યુ' એમ સભામા વારવાર જણાવાથી ક્ષય પામી જાય અને આયુષ્યકાળ વિપ્રોના અપમાનથી ક્ષય પામી જાય છે તો યજ્ઞાદિકમા અસત્યાદિકનો પરિત્યાગ કરે ॥૩૨॥ જેઓ વયથી કે તપથી કે જાતિથી ઉત્કૃષ્ટ હોય તેઓને ગૃહી વિનયપૂર્વક યથાયોગ્ય સદૈવ માન આપે તેઓવિષે માત્સર્યતો આ લોક પર લોકમા અત્યત અનર્થકારી છે માટે તેનો બહુ દૂરથી પરિહાર કરવો ॥૩૩॥ વયવડે કનિષ્ઠ હોય તે વયવડે ઉત્કૃષ્ટ હોય તેને માન આપે એમ જે કહ્યુ તેમા આ વિશેષ છે–વિપ્ર વયવડે ભલે ઉત્કૃષ્ટ હોય પણ જો વિજ્ઞાનથી કનિષ્ઠ હોય તો તે વિજ્ઞાનવડે ઉત્કૃષ્ટ અને વયવડે કનિષ્ઠ એવા પણ વિપ્રને માન આપે, કેમ તો વિપ્રોનુ જ્ઞાનથી શ્રેષ્ઠપણુ છે. એ રીતે બાહુજાત ક્ષત્રિય અવસ્થાએ કરીને અધિક હોય પણ વીર્યથી જો ન્યૂન હોય તો તે વીર્યવડે અધિક અને અવસ્થાએ કરીને ન્યૂન એવા પણ ક્ષત્રિયને માન આપે, કેમતો ક્ષત્રિયોનુ વીર્યથી શ્રેષ્ઠપણુ છે એ રીતે વૈશ્ય વયવડે વર હોય પણ જો ધનધાન્યરહિત હોય તો તે ધનધાન્યસમૃદ્ધ અને વયવડે અવર એવા પણ વૈશ્યને માન આપે, કેમતો વૈશ્યોનુ ધનધાન્યવડે

धनधान्याभ्यामितरेषां तु जन्मतः ॥३४॥ पुरःस्थितं क्रमप्राप्तं ब्राह्मणं भोजनेऽर्चने । दाने चापि विहायान्यं न स्वीकुर्यात्कदाचन ॥३५॥ ब्राह्मणातिक्रमे दोषो मूर्खविप्रे न विद्यते । ज्वलन्तमग्निमुत्सृज्य न हि भस्मनि हूयते ॥३६॥ यो मानयेद्गुरुजनान्विनयेन विप्रान् साधूंश्च सोऽत्र लभते महतीं हि कीर्तिम् । मृत्वा परत्र च निजेप्सितभूरिसौख्यं प्राप्नोति वै गृहिजनो द्विजवर्य ! लोके ॥३७॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे पञ्चमप्रकरणे धर्मोपदेशे गृहस्थधर्मेषु गुरुजनसन्माननिरूपणनामा षोडशोऽध्यायः ॥१६॥

જ્યેષ્ઠ્ય છે. શૂદ્રતો વયે કરીને કનિષ્ઠ હોય તે વયે કરીને વૃદ્ધ શૂદ્રને માન આપે. અથવા-અન્યની અપેક્ષાએ વિપ્રનું જે શ્રેષ્ઠપણું તે જ્ઞાનને લીધે છે, ક્ષત્રિયનું ઈતરની અપેક્ષાએ જે ઉત્કૃષ્ટપણું છે તે વીર્યને લીધે છે, વૈશ્યનું અન્યક્ષની અપેક્ષાએ જે જ્યેષ્ઠપણુ છે તે ધનધાન્યને લીધે છે, તે આ ત્રણ જણાઓએ પોતાને અસાધારણ તેતે જ્ઞાનાદિ સંપાદન કરવુ. તેણે તેણે રહિત તેઓ તેઓ કોઈએ પણ માનનીય નથી. જન્મતઃ-શુદ્ધ માતા પિતાથી જન્મમાત્રથી સમુત્કર્ષતો શૂદ્રોને વિષેજ પરસ્પર છે બીજાઓમાં નહિ. તો વિપ્રે શુદ્ધ વંશમાં જન્મમાત્રથી 'હું શ્રેષ્ઠ છું' એમ ભ્રમાવું નહિ ॥૩૪॥ દાન ભોજન અને પૂજનપ્રસંગમાં પ્રથમ પોતાપાસે આવેલા ગુણી બ્રાહ્મણને ત્યાગ કરીને બીજા દૂર રહેલા વિપ્રને નજ સ્વીકાર કરે. તેમ 'આ તો પ્રથમ આવ્યો છે' એમ માનીને મૂર્ખ વિપ્રને નજ પૂજે. તે મૂર્ખને ઉલંઘન કરીને પણ દૂર રહેલા જ્ઞાનસંપન્ન વિપ્રને પૂજે. 'આતો સન્નિધિમાં રહેલો છે' એટલામાત્રથી પ્રજ્વલિત અગ્નિનો ત્યાગ કરીને ભસ્મમાં હોમ કોઈ કરે નહિ ॥૩૫-૩૬॥ હે દ્વિજવર્ય ! જે ગૃહિજન પૂર્વોક્ત માતાદિક ગુરુજનો, વિપ્રો અને સાધુજનોને યથાયોગ્ય વિનયથી માન આપે તે આ લોક પરલોકમાં મહાકીર્તિ અને સ્વેપ્સિત મહાસુખને પામેછે ॥૩૭॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...પંચમપ્રકરણે ધર્મોપદેશે ગૃહસ્થધર્મેષુ ગુરુજનસન્માનનિરૂપણનામા ષોડશોઽધ્યાયઃ ॥૧૬॥

श्रीनारायणमुनिरुवाच—वदाम्यथ सदाचारं गृहस्थानां हितावहम् । सद्भिराचर्यते यस्मात्सदाचारस्ततो मतः ॥१॥ आचारवन्तो मनुजा लभन्ते आयुश्च वित्तं च सुतांश्च सौख्यम् । धर्मं तथा शाश्वतमीशलोकमत्रापि विद्वज्जनपूज्यतां च ॥२॥ आचारेण सदा विद्वान्वर्तते यो जितेन्द्रियः । स ब्रह्म परमभ्येति वरेण्योऽमुत्र चेह च ॥३॥ आचारः परमो धर्म आचारः परमं तपः । आचाराद्वर्धते ह्यायुराचारात्पापसङ्क्षयः ॥४॥ रागविद्वे-

## [1]અધ્યાય ૧૭ મો.

શ્રીનારાયણમુનિ કહેછે-હે બ્રહ્મન્! હવે ગૃહસ્થોનો સદાચાર કહું છુ સદાચારના અનુવર્તનથીજ ગૃહસ્થોનુ હિત થાય જે સતોએ આચરણ કરાય છે તે સદાચાર કહ્યો છે સતોનો અધમ આચાર ન હોય, જેથી અન્યથા પણ શકા થાય શ્રુતિ સ્મૃતિએ નહિ પ્રતિપન્ન એવા પણ બહુ ધર્મો સતોના આચરણથી પ્રતિપન્ન થાય છે. વેદવિધિમા સ્મૃતિ જેમ લિંગ (જ્ઞાપક) છે તેમ સતોનો આચાર પણ છે માટે આ બધુ સપ્રતિપન્ન છે 'साधूना समयश्चापि प्रमाण वेदवच्चेत्' એવી સ્મૃતિ છે ॥१॥ તે સદાચારને અનુપાળનારા જનોને દીર્ઘાયુષ, ધનસુતાદિ સમસ્ત ઐહિક સુખ અને પારલૌકિક ધર્મ તથા તજ્જન્ય બ્રહ્માદિઈશ્વરલોક તથા વિબુધજનમાનનીયતા (ક્રમે વિજ્ઞાનાદિ પણ) સિદ્ધ થાય છે ॥२॥ પ્રતિદિન સદાચારને આદરથી અનુવર્તતો બુધજન ક્રમથી વિજ્ઞાન પામી વિષયરૂચિએ રહિત થઇ વિજીતેન્દ્રિય થઈ આ લોક પરલોકમા સર્વેએ સત્કાર કર્યોથકો પરબ્રહ્મ ભગવાનને પામે છે ॥३॥ સદાચારજ પરમ ધર્મ અને પરમ તપ છે. સદાચારેથકી આ લોકમા ધર્માનુષ્ઠાનમા ઉપયોગી આયુ સપત્તિ વૃદ્ધિ પામે છે અને તેથી સમસ્ત પાપનો પ્રક્ષય પણ થાય છે ॥४॥ કેવળ શાસ્ત્રથી ધર્મતત્વને જાણનારાઓનો આચાર સદાચાર મનાય નહિ, કેમતો શાસ્ત્રથી

૧ આ અધ્યાયમા ભગવાને ગૃહસ્થોએ અનુષ્ઠાન કરવાના સદાચારનુ નિરૂપણ કરતા દ્વિજોના આહ્નિક વિધિનુ નિરૂપણ કર્યુ છે

परहिता अनुतिष्ठन्ति यं भुवि । विद्वांसस्तं सदाचारं धर्ममूलं विदुर्बुधाः ॥५॥ प्रथमं धर्मसर्वस्वं यमाश्च नियमा मताः । अतस्तेष्वेव कर्तव्यः प्रयत्नः सर्वथा बुधैः ॥६॥ सत्यं क्षमार्जवं ध्यानमानृशंस्यमहिंसनम् । दमः प्रसादो माधुर्यं मृदुतेति यमा दश

लोभमेव च । अमून् षड्वैरिणो जित्वा सर्वत्र विजयी भवेत् ॥९॥ धर्ममेव सदा रक्षेत्परलोकसुखावहम् । नान्यः कोऽपि सहायोऽस्ति जनस्यामुत्र तं विना ॥१०॥ गृहेभ्योऽर्था निवर्तन्ते श्मशानात्पुत्रबान्धवाः । स्वकृतं केवलं कर्म गच्छन्तमनुगच्छति ॥११॥ अनभ्यासात्तु वेदानां सदाचारस्य वर्जनात् । आलस्यादन्नदोषाच्च द्विजान्मृत्युर्जिघांसति ॥१२॥ ततोऽभ्यसेत्प्रयत्नेन सदाचारं सदा द्विजः । तीर्थान्यप्यभियाच्छन्ति सदाचारसमागमम् ॥१३॥ ब्राह्मे मुहूर्ते उत्थाय चिन्तयेदात्मनो हितम् । रजन्या अन्तिमो यामो मुहूर्तो

કામ ક્રોધ મદ મોહ માત્સર્ય લોભ આ ૭ હૃદયમા નિત્ય સંનિધિ પામી રહેલા રિપુઓ છે, આ ૭ વૈરિઓને જિત્યા વિના કોઈ પણ શ્રેયને ન જ પામે પાપપરવશજ થાય આ ૭ વૈરિઓને જીતે તો સર્વત્ર વિજયી થાય ॥૯॥ માટે પરલોકહિતૈષી જને સર્વ પ્રયત્નથી ધર્મનુંજ સદાય અનુપાળન કરવું. ધર્મ વિના બીજો કોઈ પરલોકમદાયી નથી, મરણ પામતાં એની પાછળ કોઈપણ જતો નથી એક ધર્મજ પાછળ જાય છે ॥૧૦॥ અર્થશબ્દવાચ્ય ધન ભલે આ જનને પ્રાણભૂત છે તથાપિ તે તેની પાછળ જતું નથી, કિંતુ ગૃહમાજ વર્તે છે. જે કોઈ પુત્રાદિ બન્ધુઓ પ્રેતની પાછળ જાય છે તેઓ સ્મશાનથકી પાછા આવે છે. કેવળ સ્વકૃત પુણ્ય કે પાપ કર્મજ પરલોકમાં જતા જનની પાછળ જાય છે ॥૧૧॥ વેદો કે જે ધર્મ અર્થ કામ અને નિઃશ્રેયસને બોધ કરનારા છે તેમનો અભ્યાસ નહિ કરવાથી, સદાચારથકી વિમુખ વર્તવાથી, પ્રતિદિન યથાસમય અનુષ્ઠાન કરવાના સ્નાનસંધ્યાદિકમા આળસ રાખવાથી અને રાજસ તામસાદિ અન્નદોષથી દ્વિજાતિને મૃત્યુ–પાપરૂપ કે યમરાજ હણવા ઇચ્છે છે–અનર્થમા પાડે છે. માટે હિતેચ્છુ જનોએ આ ચાર દોષો વર્જવા ॥૧૨॥ તો દ્વિજે પ્રયત્નપૂર્વક વેદાભ્યાસ કરવો, સદાચાર સેવવો અને સંતોના સમાગમથી જ્યાં સદાચારલાભ થાય એવા તીર્થો સેવવા ॥૧૩॥ તેમાં સદાચારનુ આહ્નિકવિધિસ્વરૂપે નિરૂપણ કરે છે–બ્રાહ્મ મુહૂર્તમાં ઉઠીને–નિદ્રાનો ત્યાગ કરી, પોતાનુ આ જન્મમાં જે કર્તવ્ય હિત તેનો વિચાર કરે. રાત્રિનો જે છેલ્લો પહોર તે બ્રાહ્મ મુહૂર્ત નામથી કહ્યો

ब्राह्म उच्यते ॥१४॥ उपान्त्यो वा मुहूर्तोऽपि रजन्या ब्राह्मसंज्ञित । तत्र निद्रा तु या नृणां सा पुण्यक्षयकारिणी ॥१५॥ सुप्त्वा प्रमादतस्तत्र तद्दोषस्यापनुत्तये । प्रायश्चित्तं प्रकुर्वीत पादकृच्छ्रं द्विज खलु ॥१६॥ ध्यात्वा ततः स्वहृदये सद्गुरुं प्रणमेद्धरिम् । भक्तानां तस्य नामानि कीर्तयन्प्रणमेन्मुदा ॥१७॥ तद्विभूतीस्तथा देवान्मदर्षींश्चापि संस्मरन् । पुण्यक्षेत्राणि गङ्गाद्या सरितः प्रणमेत्स च ॥१८॥ प्रातः स्मरामि भवभीतिमहार्तिशान्त्यै नारायणं गरुडवाहनमब्ज-

છે ॥૧૪॥ અથવા રાત્રિનો અંતિમ મુહૂર્ત જે ચાર ઘડી બાકી રહેવો રાત્રિનો અંતિમ ભાગ તેપણ બ્રાહ્મ મુહૂર્ત કહેવાય છે આવા બ્રાહ્મ મુહૂર્તમા કરેલી જે નિદ્રા તે નરોના પુણ્યને ક્ષય કરે છે, માટે બ્રાહ્મ મુહૂર્તમા નરોએ નજ સુઇ રહેવુ ॥૧૫॥ તેમા જો પ્રમાદથી સુઇ રહે તો દ્વિજ પાદકૃચ્છ પ્રાયશ્ચિત્ત કરનાથી તે દોષમાથી શુદ્ધ થાય છે ॥૧૬॥ તો બ્રાહ્મ મુહૂર્તમા જાગીને સ્વહિતચિંતન કરીને, સદ્ગુરુરૂપ શ્રીહરિનુ હૃદયમા ધ્યાન ધરીને મનથી પ્રણામ કરે પછી ભગવાનના દિવ્ય નામો અને તેના ભક્તોના નામોને કીર્તન કરતો થકો તેમને પ્રેમથી પ્રણામ કરે ॥૧૭॥ તથા ભગવાનની વિભૂતિભૂત દેવો અને મહર્ષિઓને સભારતો થકો તથા પુણ્યક્ષેત્ર દ્વારકા આદિક અને ગંગાદિ નદીઓને સભારતો થકો પ્રણામ કરે ॥૧૮॥ પ્રાત પઠનીય ત્રણ શ્લોકનો અનુવાદ કરે છે—ભવભીતિમહાર્તિશાન્ત્યૈ—આર્તિ—પીડાઓતો અનંત આ માનુષદેહમા અનુવર્તે છે, તે તો જેમ તેમ કરીને પણ તે તે ઉપાયો વડે સમાધાન કરી શકાય છે, જે આ જન્મજરામરણચક્રભ્રમણે કરેલી મહતી આર્તિ વર્તે છે તે દૃષ્ટ કે અદૃષ્ટ ઉપાયશતેનેપણ સમાધાન થાય એવી નથી, તે આર્તિનુ જો પ્રાત અનુસ્મરણ કરીએ તો નારાયણથકી અન્ય કોઈ શરણને અમે જોતા નથી, માટે તે ભવભીતિજન્ય મહાપીડાની પ્રશાંતિ માટે તે પદ્મનાભ સકળભુવનહેતુ નારાયણનુ અમે પ્રાત સંસ્મરણ કરીએ છીએ જે નારાયણ કૃપાસાગરે ગ્રાહ—મહામગરે પરાભવ પમાડેલો ગજરાજ તેના આર્તનાદના શ્રવણમાત્રથી વ્યાકુળ થઈ, એકદમ ગરુડ ઉપર બેસીને આવીને ચક્રઆયુધવડે તે ગ્રાહના મુખને ચીરીને તે આપદાથકી

नाभम् । ग्राहाभिभूतवरवारणमुक्तिहेतुं चक्रायुधं तरुणवारिजपत्रनेत्रम् ॥१९॥ प्रातर्नमामि मनसा वचसा च मूर्ध्ना पादारविन्दयुगलं परमस्य पुंसः । नारायणस्य नरकार्णवतारकस्य पारायणप्रवरविप्रपरायणस्य ॥२०॥ प्रातर्भजामि भजतामभयंकरं तं प्राक्स-

મુકાવ્યો હતો, તે નારાયણ નવીન કમળદળનયન છે, જેમના દિવ્ય અવલોકનમાત્રથીજ બધીય બાધા પ્રશમી જાય, આવા તે નારાયણનુ પ્રાત પ્રસન્ન સમયમાં પ્રસન્ન ચિત્તથી અનુસ્મરણ કરનારા કયા જનની પીડા પ્રશાંત ન થાય ? થાયજ ગ્રાહ એકલાએજ અભિભૂત ગજેન્દ્રેતો કેવળ આક્રદન કર્યું હતું, તેના આક્રદનશ્રવણમાત્રથી વ્યાકુળ થઈ શ્રીપતિ ભગવાન્ ગરૂડવાહનમા બેસીને વૈકુઠથકી અવતરી આવ્યા હતા હૂં તો ગર્ભજન્મજરામરણરૂપ અસંખ્યાત ગ્રાહોએ અભિભૂત હોઈ તે નાથને ભક્તિપૂર્વક અનુસ્મરૂછુ. તો તે હૃદયતળમાજ સદા સન્નિધિ કરી રહેલા સર્વજ્ઞ પરમવત્સળ કૃપાનિધિ ભગવાન્ કેમ એકદમ ન આવિર્ભવે ? આવિર્ભવેજ જન્મબાબતમા પણ હું ગજ કરતા ઉત્કૃષ્ટ છુ પીડાપરવશતાને લીધે કરેલા આક્રદનની અપેક્ષાએ અનુસ્મરણતો પ્રબળ છે વળી વૈકુઠલોકતો અત્યત દૂર છે, હૃદયતળતો સન્નિધિમાજ છે, (જેમા અનુસ્મૃતિ કરાય છે, તેમાજ રહેલા છે, દૂર રહ્યા નથી) ગરૂડાદિ વાહનની પણ અપેક્ષા નથી તો તે આ ભગવાન્ કમળ દળનયન સન્નિધિમાત્રથી મારી પીડાને પ્રશમાવો, મારી પીડાના પ્રશમનમા તેમના દિવ્ય અવલોકન થકી અન્ય ચક્રાદિ દિવ્ય આયુધોના પ્રયોગની અપેક્ષા નથી કરતળમા નિત્ય રહેલુ દિવ્ય ચક્ર પરદૃષ્ટિએ પ્રહરણ છે, મારા જેવા ભક્તજનની દૃષ્ટિએ તો તે દિવ્ય આભૂષણ છે, તો તે દિવ્ય ચક્રાભૂષણથી તમો મારા લોચનગોચર થઈ મારી ભવાર્તિને પ્રશમાવી દ્યો ॥૧૯॥ જે આ દુસ્તર સસારનરક છે તેથકી આશ્રિતોને સંતારવાનુ તે આ નારાયણ વ્રત ધારી રહ્યા છે જેઓ પર અયન–પ્રાપ્ય પ્રાપક પોતાને માનીને ભજે છે તે પારાયણ, માટેજ પ્રવર–જ્ઞાનિઓના અગ્રેસર એવા વિપ્રોને પોતે તે ઉદારતમ ભગવાન પણ પરાયણ માને છે (ज्ञानी त्वात्मैव मे मतम्' એમ પોતેજ કહ્યુ છે) તે આ પરમપુરૂષના પાદારવિંદયુગળને હૃં પ્રાત કાળે ત્રણ કરણ–મન વચન

यैजन्मकृतपापभयापहत्यै । यो ग्राहवक्त्रपतिताङ्घ्रिगजेन्द्रघोरशोकप्रणाशनकरो धृतशङ्खचक्रः ॥२१॥ श्लोकत्रयमिदं पुण्यं प्रातःप्रातः पठेन्नरः । लोकत्रयपतिस्तस्मै दद्यादात्मपदं हरिः ॥२२॥ ततः पुमान्स उत्थाय कुर्याद्विण्मूत्रकर्म च । नैर्ऋत्यां शरविक्षेपमितां भूमिमतीत्य वै ॥२३॥ अन्तर्धाय तृणैर्भूमिं शिरः प्रावृत्य वाससा । कुर्यान्मूत्रपुरीषे तु शुचौ देशे च निर्जने ॥२४॥ दिवा सन्ध्यासु कर्णस्थब्रह्मसूत्र उदङ्मुखः । कुर्यान्मूत्रपुरीषे तु रात्रौ चेद्दक्षिणामुखः ॥२५॥ छायाया-

કાયથી પ્રણામ કરીને શરણે જઉં છું ॥૨૦॥ જે મહાબ ગજેન્દ્રે સ્વય ગ્રામવડે પીડા પામતાં સરોવરમાં વેગથી પ્રવેશ કરી મહામગરના ફાડેલા મુખમાં પોતેજ પાદ મુક્યો. આ ઘોર શોકપ્રસંગ પોતે જાતેજ સંપાદન કર્યો હતો તેનો તેવો શોક ટાળવા માટે દિવ્ય શખચક્રાદિ આયુધો ધારીને જે નારાયણ પ્રાદુર્ભવ્યા હતા તે આ સુર નર પશુ પક્ષ્યાદિ વિશેષનો અનાદર કરીને આશ્રિતોના સંરક્ષણમાં ત્વરા કરતા નારાયણને અનેક જન્મમાં કરેલાં અનંત પાપરૂપ મહાગ્રાહોના સમૂહોએ જેનાં સર્વ અગો ગળી લીધા છે એવો હું તે ભયના નિવારણ માટે પ્રાતઃ પ્રણામ કરું છું ॥૨૧॥ જે નર આ પવિત્ર ત્રણ શ્લોકનો પ્રાતઃ ઉઠીને પ્રતિદિન ભક્તિથી પાઠ કરે તેને લોકત્રયપતિ-બદ્ધ મુક્ત નિત્યભેદથી ત્રણ પ્રકારના જે ચેતનો તેમના ઇશ્વર તે આ સ્વય નારાયણ પોતાનું પરમ પદ આપે છે ॥૨૨॥

આ પ્રકારે હરિની સ્તુતિ કરીને પછી પુરૂષ પોતાના આસનમાથી ઉઠીને બહાર નીકળીને નૈર્ઋત દિશામાં ધનુષમાથી નીકળેલા બાણની ગતિપરિમિત ભૂમિને ઉલ્લઘન કરીને, વસ્ત્રખડવડે મસ્તકને ઢાકીને, પવિત્ર જનવર્જીત પ્રદેશમાં તૃણવડે ભૂમિને આચ્છાદન કરીને, મળમૂત્રોત્સર્ગક્રિયાને કરે ॥૨૩-૨૪॥ તેમાં ઉપવીતને જમણા કર્ણમાં કરીને, દિવસે તથા બે સંધ્યામાં ઉત્તરાભિમુખે થઈ મળમૂત્રોત્સર્ગ કરે, રાત્રિએ તો દક્ષિણાભિમુખ થઈ કરે ॥૨૫॥ મળમૂત્રોત્સર્ગમાં જે આ દિશાનિયમ કહ્યો તે પ્રાણાદિ ભયના અભાવમાંજ જાણવો ભયકારણ હોય તો રાત્રિએ કે દિવસે જે રીતે પોતાને સુખ થાય તેમ મુખ રાખીને ( યથાનુકૂળ મુખ રાખીને ) મળ-

मन्धकारे वा रात्रावहनि वा द्विजः । यथासुखमुखः कुर्यात्प्राणबाधाभयेषु च ॥२६॥ बहिर्ग्रामाद्ध गन्तव्यं निशि तूत्सर्गकर्मणे । कार्यं गृहसमीपादौ तथा रोगिजनेन तत् ॥२७॥ मलोत्सर्गविधिं कृत्वा याम्यायां दिशि वा पुमान् । मृदाम्बुना चरेच्छौचं विशुद्धेऽथ जलाशये ॥२८॥ न तिष्ठन्नाप्सु नो विप्रगोवह्न्यर्केन्दुसम्मुखः । न फालकृष्टभूभागे न मार्गे न नदीतटे ॥२९॥ गवां मध्ये धान्यमध्ये जीर्णदेवालये क्वचित् । विण्मूत्रष्ठीवनं नैव कुर्यात् स्त्रीसम्मुखस्तथा ॥३०॥ शतहस्तं परित्यज्य मूत्रं कुर्याज्जलाशयात् । शतद्वयं पुरीषे तु तीर्थे चैतच्चतुर्गुणम् ॥३१॥ गृह्णीयान्न मृदं मार्गान्नोपराद्विट्स्थ-

મૂત્રને કરે. તથા છાયામાં કે અંધકારમાં દિઙ્મોહ થતાં યથાસુખ મુખ રાખીને તેને કરે ॥૨૬॥ જે આ ઉત્સર્ગકર્મમાં 'ગ્રામથકી બહાર કરે' એમ દેશનિયમ કહ્યો તેપણ રોગાદિકનો નહિ પરાભવ સતેજ સમજવો. રોગાદિપરાભવમાં અને ગાઢાંધકારવ્યાપ્ત રાત્રિમાં ગ્રામથકી બહાર મળમૂત્ર ત્યાગમાટે નજ જવું. સ્વગૃહસમીપાદિકમાં તે કરવું ॥૨૭॥ નૈર્ઋત દિશામાં કે દક્ષિણ દિશામાં ઉક્ત પ્રમાણે મળોત્સર્ગ કરીને વિશુદ્ધ જળાશય થકી લીધેલા જલવડે અને મૃત્તિકાવડે શૌચવિધિને 'एका लिङ्गे' આ આગળ કહેવાપ્રમાણે કરે ॥૨૮॥ ઉભો ઉભો મળમૂત્રનો ઉત્સર્ગ ન કરે. જળમાં ન કરે. ગૌ બ્રાહ્મણ અગ્નિ સૂર્ય શશિને સન્મુખ ન કરે. હળથી ખેડેલા ભૂભાગમાં ન કરે. તથા માર્ગમાં નદીના તટમાં ગાયોના મધ્યમાં ધાન્યના મધ્યમાં અને જીર્ણ દેવાલયમાં ન કરે. તથા સ્ત્રીયોને સન્મુખ નજ કરે તથા આ ઉક્ત જળાદિકમા ષ્ઠીવન—નાસિકામળત્યાગને પણ ન કરે ॥૨૯-૩૦॥ જળાશયના અત્યંત સમીપ દેશમાં મળાદિકનો ઉત્સર્ગ ન કરે, કિંતુ જળાશયથકી શતહસ્તપરિમિત દૂર દેશમાં મૂત્રોત્સર્ગને કરે અને મળોત્સર્ગને તો બસો હસ્તપરિમિત દૂર દેશમાં કરે. તીર્થમા તો આથકી ચાર ઘણું વ્યવધાન ગ્રહણ કરવું. એટલે તીર્થથકી ચારસો હાથ પરિમિત ભૂભાગને છોડીને મૂત્રોત્સર્ગ કરે અને આઠસો હાથ પરિમિત ભૂભાગને ત્યાગ કરીને મળોત્સર્ગને કરે ॥૩૧॥ માર્ગથકી, ખારવાળા ભૂભાગથકી, વિષ્ઠા મૂત્રાદિ

लादपि । शौचोच्छिष्टां सजन्तुं च तथा वल्मीकसम्भवाम् ॥३२॥ एका लिङ्गे गुदे तिस्रो दश वामकरे मृदः । देयाः सप्तोभयोर्दोष्णोस्तिस्रस्तिस्रश्च पादयोः ॥३३॥ एतदर्धं तु नारीणां शूद्राणां चापि कीर्तितम् । कुर्यान्निशीत्थं विप्रोऽपि पथि शूद्रवदाचरेत् ॥३४॥ कुर्याद्द्वादश गण्डूषान् पुरीषोत्सर्जने द्विजः । मूत्रोत्सर्गे तु षट् कुर्याच्चतुरो वापि धर्मवित् ॥३५॥ पीतशेषं शौचशेषं नाचामेदुदकं द्विज । पात्रान्तरस्याभावे तत्किञ्चित्त्यक्त्वा तदाचरेत् ॥३६॥ एतच्छौचं गृहस्थानां द्विगुणं ब्रह्मचारिणाम् । त्रिगुणं वनिनां प्रोक्त यतीनां तु चतुर्गुणम् ॥३७॥ आर्तः कुर्याद्यथाशक्ति शक्त कुर्याद्यथोदितम् । शौचमेतत्प्रयत्नेन देशकालानुसारतः ॥३८॥

અશુચિના સસર્ગવાળા સ્થાનથકી અને રાફડાથકી મૃત્તિકાને શૌચાર્થે ન ગ્રહણ કરે તથા જે કોઇએ શૌચ કરતા બાકી રહેલી અને સૂક્ષ્મ જંતુવાળી મૃત્તિકાને શૌચાર્થે ન ગ્રહણ કરે ॥૩૨॥ લિંગ એક વાર મૃત્તિકા જળ લઇને ધોવુ, ગુદા ત્રણ વાર મૃત્તિકા જળ લઇને ધોવી, ( આ બે ગુદાપ્રક્ષાલનસમયેજ જાણવુ ) ડાબો હસ્તતળ દશવાર મૃત્તિકા લઇને ધોવો, બન્ને હસ્તતળ ભેગા કરીને સાત વાર મૃત્તિકા જળવડે ધુવે અને બન્ને પાદ ત્રણ ત્રણ વાર મૃત્તિકાવડે ધુવે ॥૩૩॥ નારીઓને અને શૂદ્રોને તો ઉક્ત શૌચથકી અર્ધું શૌચ કરવાનુ કહ્યુ છે રાત્રિએ તો સર્વેને ઉક્તથકી અર્ધ શૌચ કરવાનુ જાણવુ અને માર્ગમા પણ એમજ જાણવુ ॥૩૪॥ ધર્મજ્ઞ દ્વિજ મૂત્રોત્સર્ગમા ષટ્ કે ચાર કોગળા કરે મળોત્સર્ગમા તો બાર કોગળાને કરે ॥૩૫॥ દ્વિજ પીતા અવશેષ રહેલા અને શૌચ કરતા અવશેષ રહેલા જળને પિવે નહિ, દ્વિતીય પાત્ર ન હોય તો તેજ પીતાવશેષ જળ કિંચિત્ ભૂમિઉપર ત્યાગ કરીને પિવે ॥૩૬॥ આ પૂર્વોક્ત શૌચ ગૃહસ્થોને માટે કહ્યુ છે બ્રહ્મચારીઓને તો ઉક્તથકી દ્વિગુણ શૌચ કહ્યુ છે વાનપ્રસ્થોને ત્રિગુણ અને સન્યાસિઓને ચાર ઘણુ શૌચ કહ્યુ છે ॥૩૭॥ તે આ શૌચને અનાતુર યથોક્તપ્રકારે દેશકાળને અનુસારે પ્રયત્નથી કરે આતુર તો યથાશક્તિ કરે ॥૩૮॥ જળ જેને મળ્યુ નથી અને મળમૂત્રને રોકવા

कृते मूत्रपुरीषेऽपि यदि नैवोदकं भवेत् । तदा यद्युदकाप्तिः स्यात्तदा स्नायात्सचैलकः ॥३९॥ अरण्येऽनुदके रात्रौ चौरव्याघ्राकुले पथि । कृत्वा मूत्रं पुरीषं च द्रव्यहस्तो न दुष्यति ॥४०॥ कर्तव्यं यत्नतः शौचं शौचमूला द्विजातयः । शौचाचारविहीनानां सर्वाः स्युर्निष्फलाः क्रियाः ॥४१॥ तत्सद्भिर्द्विविधं प्रोक्तं बाह्यमाभ्यन्तरं तथा । मृदम्बुभ्यां भवेद्बाह्यं भावशुद्धिस्तथान्तरम् ॥४२॥ न शुद्ध्येद्बाह्यशौचेन शौचमाभ्यन्तरं विना । तस्मादुभयथा शौचं यः करोति स शुद्ध्यति ॥४३॥ स्त्रियां द्रव्ये च लुब्धस्य प्राणिद्रोहरतस्य च । अवाच्यवक्तुः किं शौचैर्मृत्कूटैश्च नदीजलैः ॥४४॥ मुखस्य शुद्धये कुर्यात्प्रत्यहं दन्तधावनम् । अजन्तुना तु

---

અસમર્થ હોય તે જો તેનો ઉત્સર્ગ કરે તો જ્યારે જળાશય મળે ત્યારે તરત શૌચવિધિ કરીને વસ્ત્રસહિત સ્નાન કરે ॥૩૯॥ જળવર્જીત વનમાં, રાત્રિમાં અને ચોર વ્યાઘ્રના ભયવાળા માર્ગમાં જળાશય નહિ મળતાં મળમૂત્રના ઉત્સર્ગને કરે તોપણ જો યત્કિંચિત્ પદાર્થ હાથમાં હોય તો શૌચ નહિ કરવાના દોષથી લેપાતો નથી જળાશય મળતાં પછી યથાવિધિ શૌચ કરે ॥૪૦॥ તે આ શૌચ યત્નથી કરવું, કેમતો દ્વિજોને સર્વત્ર ક્રિયાઓમાં શૌચજ અધિકાર સંપાદનારૂ છે માટેજ શૌચના આશ્રયવાળા દ્વિજાતિઓ કહ્યા છે. શૌચાચારે રહિત દ્વિજોએ કરેલી સર્વ ક્રિયાઓ નિષ્ફળ થાય છે ॥૪૧॥ તે શૌચ મૃત્તિકાજળવડે થતું બાહ્ય કહ્યુ છે. બીજું તો ભાવશુદ્ધિરૂપ માનસ કહ્યુ છે. તો કેવળ બાહ્ય શૌચ કરવાથી દ્વિજ શુદ્ધ નજ થાય તે બન્ને પ્રકારના પણ શૌચને જે દ્વિજ કરેછે તેજ શુદ્ધ થાય છે ॥૪૨-૪૩॥ જેનું હૃદય કામ લોભરૂપ મળથી મલિન અને પ્રાણિદ્રોહમાં પ્રીતિવાળું છે તથા જેની વાણી અવાચ્યવાદથી ભુખરી છે એવા જનને મૃત્તિકાના સમૂહોવડે અને સર્વપણ નદીઓના નિર્મળ જળવડે શૌચ કરવાથી પણ શુ ફળ છે ? કશું પણ નથી. માટે આભ્યંતર શૌચની મુખ્ય જરૂર છે ॥૪૪॥ હવે દતધાવનવિધિને કહેછે—કનિષ્ઠિકા આગળીના અગ્રભાગને તુલ્ય જાડા, અંદરબહાર સૂક્ષ્મજન્તુએ વર્જીત લીલા કાષ્ઠવડે પ્રતિદિન મુખશુદ્ધિ

काष्ठेन कनिष्ठाग्रसमेन च ॥४५॥ द्वादशाङ्गुलमानं तत्सार्द्धं विप्रस्य कीर्तितम्। एकैकाङ्गुलह्रासं च क्षत्रादीनां क्रमान्मतम् ॥४६॥ प्रतिपद्दर्शषष्ठीषु मृताहे श्राद्धवासरे। सङ्क्रान्तावपि काष्ठेन न कुर्याद्दन्तधावनम् ॥४७॥ अलाभे दन्तकाष्ठस्य निषिद्धे च तथाऽहनि। अपां द्वादश गण्डूषैर्विदध्याद्दन्तधावनम् ॥४८॥ यस्तु गण्डूषसमये तर्जन्या दन्तधावनम्। करोति स तु मूढात्मा युज्यते पापकर्मणा ॥४९॥ नवाऽऽवश्यककर्माणि द्विजानां प्रतिवासरम्। स्नानं सन्ध्या जपो होमः स्वाध्यायो देवतार्चनम् ॥५०॥ वैश्वदेवं तथातिथ्यं नवमं पितृतर्पणम्। हीनः कर्मभिरेतैस्तु ज्ञेयश्चण्डाल एव सः ॥५१॥ उत्साहमेधासौभाग्यरूपसम्पत्प्रवर्तकम्। मनःप्रसन्नताहेतुः प्रातःस्नानं प्रशस्यते ॥५२॥ प्रातःस्नानं हरत्यंहो दारिद्र्यं ग्लानिमेव च। अशुचित्वं च दुःस्वप्नं तुष्टिं पुष्टिं प्रयच्छति ॥५३॥

माटे दंतधावन करे ॥४५॥ ते दंतधावनकाष्ठ बार आंगळ लांबु लीलुं कह्युं छे, क्षत्रियने अगीयार आंगळ, वैश्यने दश आंगळ अने शूद्रने नव आंगळ लांबुं कह्युं छे ॥४६॥ एकादश्यादि व्रतदिने, श्राद्धदिने, संक्रांतिदिने, प्रतिपदाए, अमावास्याए अने षष्ठीतिथिए काष्ठथी दंतधावन नज करे ॥४७॥ ते आ निषिद्ध दिवसोमां शुद्ध जळना बार कोगळावडे दंतधावन करे तथा दंतकाष्ठना अलाभमां पण तेमज करे ॥४८॥ तर्जनी आंगळीवडे दंतधावन नज करे. दतकाष्ठना अलाभमां कोगळावडेज दंतधावन करवानुं कह्युं छे त्यारेपण तर्जनी आंगळीवडे न करे. केमतो जे द्विज तर्जनी आंगळीवडे दांत घसवापूर्वक कोगळा करे ते मूढ पापथी लेपाय छे ॥४९॥ द्विजेने प्रतिदिन आ नव कर्मो अवश्य कर्तव्यपणे प्राप्त छे—स्नान संध्या जप होम स्वाध्याय देवार्चन वैश्वदेव आतिथ्य अने पितृतर्पण, ते आ नव कर्मोए रहित जे द्विज छे ते तो चडाळसम समजवो ॥५०-५१॥ नित्य एवा पण प्रातःस्नाननुं उत्साह बुद्धि सौभाग्य रूप संपत्ति मन प्रसन्नता आदिक दृष्ट फळमां हेतुपणुं होवाथी प्राशस्त्य जाणवु ॥५२॥ प्रातःस्नान पापने हरेछे तथा दारिद्र्य ग्लानि अपवित्रता दुःस्वप्न

जलाशये च कुत्रापि भूरिजन्तुसमाकुले । आपद्यपि न कर्तव्याः स्नानशौचादिकाः क्रियाः ॥५४॥ जलाशये निर्मलेऽपि नीचजात्युपसेविते । स्नानादिका क्रिया नैव कर्तव्यापद्यपि क्वचित् ॥५५॥ न नीचजातिसम्बन्धी वृक्षो वासाय च स्थलम् । उपलिप्तमपि क्वापि स्वीकर्तव्यं द्विजातिना ॥५६॥ अन्नं वासस्थलं चाम्बु यस्य स्यात्तस्य तत्त्वतः । जात्यादिकमपृष्ट्वैव स्वीकार्यं नैव कर्हिचित् ॥५७॥ सन्ध्याहीनोऽशुचिर्विप्रो ह्यनर्हः सर्वकर्मसु । यदन्यत्कुरुते पुण्यं न तस्य फलभाग्भवेत् ॥५८॥ विधियज्ञाः पाकयज्ञा ये चान्ये बहवो मखाः । सर्वे ते जपयज्ञस्य कलां नार्हन्ति षोडशीम् ॥५९॥ धनोपार्जनसक्तो यो नादधात्यनलं द्विजः । सायं प्रातर्न वा होमं

ઇત્યાદિકને હરેજછે અને તુષ્ટિ પુષ્ટિને આપેછે ॥૫૩॥ ભલે જળાશય મોટો હોય પણ જો સૂક્ષ્મ બહુ જંતુઓથી વ્યાપ્ત હોય તો તેમાં આપત્કાળમાં પણ શૌચ સ્નાનાદિક ક્રિયાઓ ન કરવી ॥૫૪॥ તથા જળાશય ભલે નિર્મળ હોય પણ જો તે નીચજાતિ પંચમાદિકોએ ઉપયોગમાં લેવાતું હોય તો તેમાં આપત્તિમાંપણ સ્નાનાદિક ક્રિયાઓ કદાપિ નજ કરવી ॥૫૫॥ તથા નીચજાતિએ અધિષ્ઠાન કરેલો વૃક્ષ ભલે બહુ છાયાવાળો હોય તોપણ વાસમાટે દ્વિજેએ આશ્રય કરવા યોગ્ય નથી. તથા નીચજાતિના જને લીપેલું સ્વચ્છપણ સ્થાન નિવાસમાટે દ્વિજેએ ક્યારેય નજ સ્વીકારવું ॥૫૬॥ પ્રસંગાત્ આ કહેછે—અન્ન જળ કે વાસસ્થળ જેનું હોય તે ધણીના જાત્યાદિકનો તત્વથી વિચાર કર્યા વિના આપત્તિમાં પણ તે ક્યારેય નજ સ્વીકારવું ॥૫૭॥ જેતો વિપ્ર સંધ્યાકર્મ નહિ કરીને બીજા વિહિત પુણ્ય કર્મને કરે તેતે કર્મના ફળને નથીજ પામતો, કેમતો તે સર્વ કર્મમાં અશુચિ અયોગ્ય છે ॥૫૮॥ જે વિધિયજ્ઞ-ક્રિયાબહુળ યાગો છે, જે પાકયજ્ઞ—આગ્રયણઇષ્ટિ આદિક છે અને જે બીજા વિવિધ યાગો છે તે સર્વે જપયજ્ઞની (ગાયત્રીજપરૂપ) સોળમી કળાને પણ યોગ્ય થતા નથી. આ જપયજ્ઞની સ્તુતિ તેની અવશ્યકર્તવ્યતાને જણાવે છે ॥૫૯॥ જેતો દ્વિજ ધનાર્જનમાં વળગી રહેતાં અગ્ન્યાધાનને કરતો નથી અને સાયં પ્રાતઃ હોમ

कुर्यात्स नरकं व्रजेत् ॥६०॥ यथाशक्ति न यो वेदं तदङ्गं वाऽपि भारतम् । पुराणं वा हरेः स्तोत्रं पठेत्स ब्रह्महा द्विजः ॥६१॥ यो न पूजयते नित्यं भक्त्या देवं जगत्प्रभुम् । स रासभत्वं लभते ततः शूकरतां द्विजः ॥६२॥ माध्याह्निकं वैश्वदेवं गृहस्थः स्वयमाचरेत् । पत्नी सायं बलीन् दद्यात्सिद्धान्नैर्मन्त्रवर्जितम् ॥६३॥ अकृत्वा वैश्वदेवं तु भुञ्जते ये द्विजाधमाः । इह लोकेऽन्नहीनाः स्युः काकयोनिं व्रजन्त्यथ ॥६४॥ निष्पावान् कोद्रवान्माषानाढकीश्चणकांस्तथा । तैलपक्वं लवणयुग्वैश्वदेवे विवर्जयेत् ॥६५॥ हुतेन लीयते पापं स्वाध्यायाच्छान्तिमेति च । देवार्चनेन लभते दिव्यं लोकमभीप्सितम् ॥६६॥ अन्नार्थिनि समायाते पात्रापात्रं न चिन्तयेत् । अपि श्वपाके शुनि वा नैवान्नं निष्फलं भवेत् ॥६७॥ यो न तर्पयते पितृ-

કરતો નથી તે દ્વિજ નરકને પામેછે ॥૬૦॥ જે દ્વિજ વેદ વેદાંગોને યથાશક્તિ ભણતો નથી તથા ભારત કે પુરાણ કે હરિસ્તોત્રને યથાશક્તિ પઠતો નથી તે બ્રહ્મહત્યાતુલ્ય પાપી થાય છે ॥૬૧॥ જે દ્વિજ જગત્પ્રભુ પુરૂષોત્તમ નારાયણને ભક્તિથી નિત્ય પૂજતો નથી તે અહીંથી મરીને અન્ય જન્મમાં ગર્દભ કે ભુંડ થાય છે ॥૬૨॥ માધ્યાહ્નિક વૈશ્વદેવને ગૃહસ્થ પોતેજ કરે. સાયંસમયે તો પત્ની સિદ્ધાન્નવડે મંત્રવર્જીત બળીને આપે. (આ પતિના અસન્નિધાન વિષયવાળું જાણવું) ॥૬૩॥ જે દ્વિજાધમો તો વૈશ્વદેવ કર્યા વિના અન્ન જમે છે તે આ લોકમાં દરિદ્ર અન્નહીન થાય છે અને પરત્ર કાકયોનિને પામે છે ॥૬૪॥ કોદરા અડદ ચણા તુવેર વાલ આદિક વૈશ્વદેવમાં વર્જ્ય છે તથા જે તૈલપક્વ અન્ન હોય અને લવણમિશ્રિત અન્ન હોય તેપણ વર્જ્ય છે ॥૬૫॥ હોમ કરવાથી પાપ પ્રણાશ પામે છે. જે અનિષ્ટ આપવા ઉન્મુખ થએલું કર્મ છે તે સ્વાધ્યાય કરવાથી શાંતિને પામે છે—અનિષ્ટને આપે નહિ. દેવાર્ચન કરવાથી સ્વાભીષ્ટ દિવ્ય લોકને પામેછે. માટે તે તે કરવું ॥૬૬॥ વૈશ્વદેવસમયે જે કોઈ પણ અન્નાર્થી બુભુક્ષિત આવે તેમાં પાત્ર અપાત્રનો વિચાર કરવો નહિ. (બુભુક્ષિત તો પાત્ર છે) ભલે ચંડાળ હોય કે શ્વાન હોય પણ તે ભુખ્યાને આપેલું અન્ન નિષ્ફળતાને

नुदकाञ्जलिभिर्द्विजः । तदङ्गरुधिरं ते च पिबन्ति प्रत्यहं ननु ॥६८॥ प्रागेव भुक्तेः शृणुयात्पुराणं चेत्संहितामात्रमसौ शृणोतु । सार्थं तु भुक्त्वा निशि वाऽपराह्ने द्विजानुवर्त्तं शृणुयाद्गृहस्थः ॥६९॥ समागमं चाच्युतभक्तिभाजां यथावकाशं प्रतिवासरं सः । कुर्यात्सतां धर्मपरायणानां सद्बुद्धिलब्धिस्तत एव यत्स्यात् ॥७०॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे पञ्चमप्रकरणे धर्मोपदेशे सदाचारेषु द्विजानामाह्निकविधिनिरूपणनामा सप्तदशोऽध्यायः ॥१७॥

श्रीनारायणमुनिरुवाच—प्रातःकृत्यं विधायैव प्रत्यहं गुरुवन्दनम् । गृही कुर्याच्च गुरवस्तस्मै दद्युः शुभाशिषः ॥१॥ आचार्यं स्वमुपाध्यायं

---

નથીજ પામતું ॥૬૭॥ જે દ્વિજ જળાંજળિવડે પિતૃતર્પણને ન કરે તેનું રૂધિર તેના પિત્રિઓ પ્રતિદિન પિવે છે. (આ અર્થવાદવાક્ય અનનુષ્ઠાનની અનર્થપ્રદતાને જણાવે છે) ॥૬૮॥ જો ગૃહસ્થે ભોજન પહેલાંજ પુરાણશ્રવણનો નિયમ સમાદર્યો હોય તો પ્રતિદિન વંચાતા મૂળમાત્રને સાંભળે, પણ અર્થવિવેચન સહિત નહિ (કેમતો અવસર નથી) ભોજનથકી અનંતર નિયમ આદર્યો હોય તો અર્થસહિત તેને અપરાહ્નસમયે કે રાત્રિએ સાંભળે ॥૬૯॥ ગૃહસ્થ, ભગવદ્ભક્ત સ્વધર્મપરાયણ સંતોના સમાગમને યથાવકાશ પ્રતિદિન કરે. કેમતો સદ્બુદ્ધિની લબ્ધિ સત્સમાગમથકીજ થાય છે ॥૭૦॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...પંચમપ્રકરણે ધર્મોપદેશે સદાચારેષુ દ્વિજાનામાહ્નિકવિધિનિરૂપણનામા સપ્તદશોऽધ્યાયઃ ॥૧૭॥

## [1]અધ્યાય ૧૮ મો.

શ્રીનારાયણમુનિ કહેછે–હે બ્રહ્મન્! ગૃહસ્થ પ્રાતઃકૃત્ય સ્નાનસંધ્યાદિ કરીને પ્રતિદિન ગુરૂવંદન કરે. જેથી પ્રસન્ન થએલા તે ગુરૂઓ તેને આ લોક પરલોકમાં અભ્યુદય સંપાદનારા શુભ આશીર્વાદો આપે ॥૧॥ વેદૈકદેશના અધ્યાપક ઉપાધ્યાય તથા ઉપવીત આપી વેદના અધ્યાપક આચાર્ય તથા

---

૧ આ અધ્યાયમાં ભગવાને સદાચારનિરૂપણપ્રસંગથી હેયોપાદેય કર્મનું નિરૂપણ સ્ફુટપણે કર્યું છે.

मातरं पितरं गुरुम् । धर्मवृद्धं वयोवृद्धमभिवन्देत सर्वथा ॥२॥ लौकिकं वैदिकं वापि ज्ञानमाध्यात्मिकं तथा । आददीत यतस्तं तु पूर्वमेवाभिवादयेत् ॥३॥ पाषण्डिनं च पतितं नास्तिकं पापदूषितम् । साधुद्रुहं कृतघ्नं च न नमेद्गुरुमप्यसौ ॥४॥ धावन्तं च प्रमत्तं च स्नान्तमुत्सर्गकर्म च । कुर्वन्तं दन्तधावं च वमन्तं नाभिवादयेत् ॥५॥ जपयज्ञव्रतस्थं च समित्पुष्पकुशानलान् । उदपात्रं च भैक्षं च वहन्तं नाभिवादयेत् ॥६॥ देवताप्रतिमां दृष्ट्वा यतिं दृष्ट्वा च वैष्णवम् । सद्यः कुर्यान्नमस्कारं प्रायश्चित्त्यन्यथा भवेत् ॥७॥ एवं योषापि श्वश्र्वाद्या योषाश्च प्रणमेद्गुरुम् । उदक्यां सूतिकां

---

બ્રહ્મવિદ્યા પ્રદાતા ગુરૂને નિત્ય અભિવદન કરે તથા માતાપિતાને અભિવદન કરે તથા વયોવૃદ્ધ અને ધર્મવૃદ્ધને અભિવદન કરે ॥૨॥ વયોવૃદ્ધ ધર્મવૃદ્ધાદિકનો સમવાય સતેપણ જેનાથકી લૌકિક કે વૈદિક કે આધ્યાત્મિક જ્ઞાન ગ્રહણ કર્યું હોય તે જ્ઞાનપ્રદાતા ગુરૂને તો પ્રથમજ અભિવદન કરે તેઓમા પણ ઉત્તરોત્તરને પ્રથમ અભિવદે ॥૩॥ ભલે લૌકિક કે વૈદિક કોઈ જ્ઞાનભાગના અધ્યાપક ગુરૂ હોય પણ જો તે પોતાની મતિથી કે પ્રમાદથી પાષડ પાતિત્ય નાસ્તિક્ય સાધુદ્રોહ કૃતઘ્નતાદિ દોષોએ ગ્રસ્ત હોય તો તેવા ગુરૂનેપણ નમસ્કાર નજ કરે તો બીજા પાખડી પતિત આદિકને ન નમસ્કાર કરે એમા કાઈ કહેવાનુજ રહેતું નથી ॥૪॥ કાર્યવશાત્ જલદી જતા, સ્નાનક્રિયાને કરતા, મળોત્સર્ગને કે દતધાવનને કરતા, વાતિ કરતા અને પ્રમત્ત–રોગાદિકથી વિક્ષિપ્ત ચિત્તવાળા એવા અભિવદનીયનેપણ અભિવદન ન કરે કેમતો અભિવદનીય ગુર્વાદિકનુ અભિવદન પણ તેના સમયેજ સમુચિત છે ॥૫॥ તથા જપ કરતા, યજ્ઞમા દીક્ષા પામેલા, વ્રતવિશેષમા નિષ્ઠાવાળા, સમિધ પુષ્પ દર્ભ અગ્નિ આદિકને લઈ આવતા અને જળપાત્ર કે ભિક્ષાપાત્રને લઇ આવતા ગુરૂને અભિવદન ન કરે ॥૬॥ માર્ગમા ચાલતા દેવતાપ્રતિમા કે યતિ કે વૈષ્ણવને ભાળીને ધુળ કાદવ આદિકને નહિ ગણીને તત્ક્ષણજ નમસ્કાર કરે અન્યથા પ્રાયશ્ચિત્તી થાય ( પ્રાયશ્ચિત્તથી ટાળવા યોગ્ય પાપવાળો થાય ) ॥૭॥ આ રીતે સ્ત્રીપણ સાસુઆદિક

नारीं सा न वन्देत पापिनीम् ॥८॥ अभिवादनशीलस्य नित्यं वृद्धोपसेविनः । चत्वारि सम्यग्वर्धन्ते आयुः प्रज्ञा यशो बलम् ॥९॥ कायेन त्रिविधं कर्म वाचा चापि चतुर्विधम् । मनसा त्रिविधं चेति दश कर्मपथांस्त्यजेत् ॥१०॥ प्राणिनां हिंसनं स्तैन्यं परदाराभिमर्शनम् । एतानि त्रीणि कायेन सर्वथा परिवर्जयेत् ॥११॥ असत्प्रलापं पारुष्यं पैशुन्यमनृतं तथा । चत्वारि वाचां कर्माणि वर्जयेच्च प्रयत्नतः ॥१२॥ अभिध्यानं परस्वस्य परस्यानिष्टचिन्तनम् । वेदवादेषु नास्तिक्यं मनसा त्रीणि सन्त्यजेत् ॥१३॥ अरावप्युचितं कार्यमातिथ्यं गृहमागते । छेत्तुमप्यागते छायां नोपसंहरति द्रुमः ॥१४॥ न निषिद्धतिथौ भार्यामुपगच्छेन्न पुष्पिणीम् । अप्राप्तरजसं नैव न

સ્રિયોને અને ગુરૂપત્નીને પ્રણામ કરે. રજસ્વળા અને સૂતિકા અભિવંદન યોગ્ય નારીને પણ અભિવદન ન કરે. તથા પાપાચાર નારીનેપણ અભિવંદન ન કરે ॥૮॥ જે જન પ્રતિદિન ગુરૂજનોને અભિવદન કરવાના શીલવાળો અને નિત્ય જ્ઞાનાદિવૃદ્ધોનું ઉપસેવન કરવાના શીલવાળો છે તેનુ આયુષ પ્રજ્ઞા યશ બળ, આ ચાર સારીરીતે વૃદ્ધિ પામેછે । ૯॥ પ્રાણિઓની હિંસા કરવી, પરપદાર્થની ચોરી કરવી, પરાંગનાનો સંગ કરવો, આ ત્રણ કાયિક પાપકર્મો કહ્યાં છે. ગ્રામ્યવાર્તાદિ મિથ્યા પ્રલપન કરવું, ગાલિદાનાદિ કઠોર ભાષણ કરવું, અન્ય રહસ્યનું અન્યને કહેવારૂપ ચાડીયાપણું કરવું, પરપીડાકર અસત્ય બોલવું, આ ચાર વાચિક પાપકર્મો કહ્યાં છે. પરધન હરવાના ઉપાયનું ચિંતન કરવું, પરનું અનિષ્ટ ચિંતન કરવું, વેદોક્ત અર્થોમાં નાસ્તિકપણું, આ ત્રણ માનસ પાપકર્મો કહ્યાં છે તે આ દશ દુષ્કર્મોને દૂરથી પ્રયત્નપૂર્વક પરિવર્જે ॥૧૦-૧૩॥ જે ભુખ્યો અન્નાર્થી ઘેર આવે તે ભલે શત્રુ હોય તોપણ યથોચિત અન્નદાનાદિરૂપ આતિથ્યવડે માનનીય છે. આ અર્થને દૃષ્ટાંતથી દૃઢ કરે છે–વૃક્ષ પોતાને ખાસ છેદવા માટે આવેલાપણ જનને છાયાદાનવડે આતપના કલેશથકી નિવારેછે. સ્થાવર યોનિનો જ્યારે આવો ગુણ છે તો માનુષે પોતાને ઘેર આવેલો અન્નાર્થી સત્કાર કરવો એમા તો કહેવુંજ શું? ॥૧૪॥ ગૃહસ્થ અમાવાસ્યાદિ નિષિદ્ધ

व्रतस्थां न रोगिणीम् ॥१५॥ व्रतस्थायाः स्वभार्याया यो गृही काममोहितः। व्रतभङ्गं कारयति कुम्भीपाके स पच्यते ॥१६॥ लशुनं श्वेतवृन्ताकं पलाण्डुं गृञ्जनं तथा। न भक्षयेद्द्विजो धीमान् कलिङ्गं च कदाचन ॥१७॥ उद्यन्तं च न वीक्षेत नास्त यान्तं न मध्यगम्। न राहुणोपसंसृष्टं न चाम्बुस्थं दिवाकरम् ॥१८॥ देवतायतनं विप्रं धेनुं मधु मृदं घृतम्। जातिवृद्धं वयोवृद्धं विद्यावृद्धं तपस्विनम् ॥१९॥ अश्वत्थं चैत्यवृक्षं च गुरुं जलभृतं घटम्। सिद्धान्नं दधि सिद्धार्थान् गच्छन् कुर्यात्प्रदक्षिणम् ॥२०॥ वृद्धभारिनृपस्नातस्त्रीरोगिवरचक्रिणाम्। मत्तोन्मत्तत्यागिनां च पन्था

---

તિથિએ પોતાની ભાર્યાને પામે નહિ, રજસ્વલાને પામે નહિ, ઋતુકાળને નહિ પામેલીને પામે નહિ. તથા ચાદ્રાયણાદિ વ્રતમાં વર્તતીને ન પામે અને રોગાતુરને પામે નહિ 'જો ભાર્યાને પામે તો ઋતુમાંજ પામે' આવા નિયમ થકીજ અપ્રાપ્ત રજવાળી અને રજસ્વલાના ઉપગમનનો પ્રતિષેધ પ્રાપ્તજ છે. ઋતુકાળમાં પણ નિષિદ્ધ તિથિએ ભાર્યાગમનનો પ્રતિષેધ તથા વ્રતનિષ્ઠ ભાર્યાના ગમનનો પ્રતિષેધ અહીં વિશેષત: કરવા ઇચ્છયો છે. 'રોગિણીને ન પામે' આતો દૃષ્ટાર્થ પ્રતિષેધ છે ॥૧૫॥ જે ગૃહી કામમોહિત થઈ એકાદશ્યાદિ વ્રતમા નિષ્ઠાવાળી પોતાની પત્નીનો સભોગ કરવાવડે વ્રતભગ કરાવે છે તે કુંભીપાક નરકમા પ્રવેશે છે ॥૧૬॥ લસણ ડુગળી ગૃજન ( લસણના જેવા આકારવાળો કદવિશેષ, ગાજર નહિ) કલિંગ ( કાળગડુ ) અને શ્વેત વૃતાકને મતિમાન્ દ્વિજ ક્યારેય નજ ભક્ષણ કરે ॥૧૭॥ ઉદય પામતા, અસ્ત પામતા અને ગગનમધ્યને પામેલા સૂર્યને નજ જુવે તથા રાહુગ્રસ્ત અને જળપ્રતિબિંબિત સૂર્યને જુવે નહિ ॥૧૮॥ માર્ગમાં જતા સન્નિધિમા આવતા દેવાલય-વિપ્ર-ધેનુ-મધ-ઉદ્ધૃતમૃત્તિકા-ઘૃતાદિક તથા જાતિવૃદ્ધ-વયોવૃદ્ધ-વિદ્યાવૃદ્ધ-તપોવૃદ્ધ આદિક તથા પીંપળો-ચૈત્યવૃક્ષ-(જેને ઉદ્દેશતરૂ કહેછે, દેવાલયાદિકમાં પૂજવામાટે રોપેલો વૃક્ષ) ગુરૂ-જળ ભરેલો ઘડો-પકવાન્ન-દધિ-સર્ષપ, આટલાં વસ્તુઓને પ્રદક્ષિણ કરીને જાય ॥૧૯-૨૦॥ જે વૃદ્ધ હોય, જે ભારાક્રાંત હોય, જે રાજા હોય, જે સ્નાતક હોય, જે સ્ત્રી હોય, જે

देयो हि वर्त्मनि ॥२१॥ अध्वनीनं श्रोत्रियं च त्यागिनं क्षुधितं तथा। भोजयेत्परया प्रीत्या मानयेच्च यथोचितम् ॥२२॥ यस्य कोष्ठगतं त्वन्नं वेदाभ्यासेन जीर्यते। स तारयति दातारं दशपूर्वान्दशावरान् ॥२३॥ सम्भोज्य भक्तानतिथीनाग्रामान्तादनुव्रजेत्। सर्वत्र विनयः कार्यः सद्भक्तेषु विशेषतः ॥२४॥ परपाकरुचिर्न स्यादनिन्द्यामन्त्रणादृते। वाक्पाणिपादचापल्यं वर्जयेच्चातिभोजनम् ॥२५॥ चतुरस्रं त्रिकोणं च वर्तुलं चेत्यनुक्रमात्। विप्राद्यैर्मण्डलं

રોગી હોય, જે વર હોય, જેતો ગાડાવાળો હોય, જે મત્ત–પાનાદિકથી વિક્ષિપ્ત ચિત્તવાળો હોય, જે ઉન્મત્ત–વાતાદિરોગથી વિક્ષિપ્ત ચિત્તવાળો હોય, જે ત્યાગાશ્રમનિષ્ઠ હોય, તે આ સર્વેને માર્ગમાં જતાં માર્ગ આપવો ॥૨૧॥ માર્ગમાં ચાલવાથી થાકી ગએલો, શ્રોત્રિય, ત્યાગી અને બીજા ક્ષુધાતુરને પરા પ્રીતિથી જમાડે અને યથોચિત માન આપે. (પૂજાદિકને જે યોગ્ય હોય તેમને પૂજાદિકવડે અને અભિનંદનને જે યોગ્ય હોય તેમને અભિનંદનાદિકવડે યથોચિત માન આપે) ॥૨૨॥ જેના પેટમાં પડેલું અન્ન વેદનો અભ્યાસ કરવાથી પચી જાય છે તે શ્રોત્રિય, પોતાને અન્ન આપનારાને તથા તેના દશ પૂર્વ પુરૂષો પિત્રાદિકને અને દશ ઉત્તર પુરૂષો પુત્રાદિકને (એમ મળીને એકવીશ પુરૂષોને) સંસારસાગરથકી તારે છે ॥૨૩॥ ભગવાનના ભક્ત અતિથિઓ પોતાને ઘેર આવે તો તેમને પરા પ્રીતિથી જમાડીને, તે જાય ત્યારે ગ્રામાંતપર્યંત પાછળ વિનયથી વળાવા જાય (ગામમાંજ તેમની સ્થિતિ હોય તો તેમના નિવાસસ્થળસુધી જવું, એમ પણ જાણી લેવું) સર્વદા સર્વત્ર ક્રિયાઓમાં તે સદ્‌ભક્તોવિષે વિશેષતઃ વિનય કરવો ॥૨૪॥ પરપાકમાંજ એક આસ્વાદ સ્વભાવવાળા નજ થવું. જો કોઇ અનિંદિત જન આમત્રણ આપે તો તે આમત્રણને માન આપીને જમવા જવું પણ પાકાસ્વાદની આસક્તિથી ન જવું. વૃથાભાષણાદિરૂપ વાણીચાપલ્યને તથા મલની પેઠે આસ્ફોટનાદિરૂપ હસ્તચાપલ્યને અને કુદવું ઉલઘવું વિગેરેરૂપ ચરણચાપલ્યને ત્યાગ કરે તથા અતિ ભોજનને ત્યાગ કરે ॥૨૫॥ ભોજનસમયે ભોજનભાજનની નીચે ચાર ખુણાવાળુ, ત્રણ ખુણાવાળુ, ગોળાકાર અને

कार्यं पात्राधस्तात्तु भोजने ॥२६॥ प्राणाग्निहोत्रविधिना दद्यादादौ पडाहुतीः । स्वाहान्तैः प्रणवाद्यैश्च स्वात्मप्राणादिनामभिः ॥२७॥ तर्जनीमध्यमाङ्गुष्ठैः प्राणस्याहुतिरीरिता । कनिष्ठानामिकाङ्गुष्ठैरपानस्याहुतिः स्मृता ॥२८॥ मध्यमानामिकाङ्गुष्ठैर्व्यानस्य परिकीर्तिता । मध्यमानामिकान्याभिरुदानस्याहुतिर्मता ॥२९॥ समानस्य तु सर्वाभिराहुतिश्चान्तरात्मनः । एता दन्तैः स्पृशेन्नैव ग्रसेद्रसनया द्विजः ॥३०॥ यतिवृद्धब्रह्मचारिगर्भिण्यातुरबालकान् । सम्भोज्यातिथिभृत्यांश्च भुञ्जीयातां तु दम्पती ॥३१॥ कृष्णरामोपेन्द्रजन्मदिनेष्वेकादशीषु च । शिवरात्र्यां च नाश्नीयाद्गृहस्थोऽन्नं

અર્ધચદ્રાકાર મડળ અનુક્રમે વિપ્રાદિ ચાર વર્ણોએ કરવુ ॥૨૬॥ ભોજનના આરંભમાં પ્રથમ ૐકાર આદિ જેમા છે અને સ્વાહા શબ્દ અતે જેમા છે એવાં પ્રાણાદિ પાચ નામોવડે તથા પ્રણવાદિ સ્વાહાત એક આત્મશબ્દવડે ('ओं प्राणाय स्वाहा' આવા પ્રકારથી) છ આહુતીઓ અનુક્રમે પ્રાણાગ્નિ હોત્રવિધિથી હોમે તે આ પ્રાણાગ્નિહોત્રવિધિ છાદોગ્યમા 'तद्यद्भक्तं प्रथममागच्छेत् तद्धोमीय स यां प्रथमाहुतिं जुहुयात् तां जुहुयात् प्राणाय स्वाहा' ઇત્યાદિ શ્રુતિથી કહ્યો છે ॥૨૭॥ આહુતિપ્રદાનનો પ્રકાર કહે છે–તેમા પ્રાણને આપવાની આહુતિ તર્જની મધ્યમા અને અગુઠાવડે ગ્રહણ કરવી અપાનને આપવાની આહુતી કનિષ્ઠા અનામિકા અને અગુષ્ઠવડે ગ્રહણ કરવી વ્યાનને દેવાની આહુતિ મધ્યમા અનામિકા અને અગુષ્ઠવડે ગ્રહણ કરવી ઉદાનને આપવાની આહુતિ મધ્યમા અનામિકા કનિષ્ઠિકા આગળીયોવડે ગ્રહણ કરવી (આમા અગુષ્ઠ કહ્યો નથી પણ જાણી લેવો) સમાનની અને અતરાત્માની (પરમાત્મા) આહુતી સર્વ આગળીયોવડે (પાચેય) ગ્રહણ કરવી આ છ આહુતિઓને દ્વિજ દાતવડે નજ સ્પર્શ કરે, કિંતુ જીહ્વાથીજ ગળે ॥૨૮–૩૦॥ યતિઓ, વૃદ્ધો, બ્રહ્મચારીઓ, ગર્ભિણીઓ, આતુરો, બાળકો, અતિથિઓ, ભૃત્યો, આ સર્વને જમાડીને પછી દપતી પોતે જમે ॥૩૧॥ કૃષ્ણાષ્ટમી, રામનવમી, વામનદ્વાદશી, સર્વ એકાદશીઓ અને શિવરાત્રિએ ગૃહસ્થ અન્નને જમે નહિ રોગાદિ આપદામા જમનારને દોષ નથી ॥૩૨॥

विनाऽऽपदम् ॥३२॥ व्रतेष्वेतेषु च क्वापि वैष्णवैर्व्यावहारिकम् । कर्म नैव प्रकर्तव्यं पारतन्त्र्यापदं विना ॥३३॥ नाश्नीयाद्भार्यया सार्धं नैनामीक्षेत चाश्नतीम् । क्षुवन्तीं जृम्भमाणां च न चासीनां यथासुखम् ॥३४॥ नाञ्जयन्तीं स्वके नेत्रे न चाभ्यक्तामनावृताम् । न पश्येत्प्रसुवन्तीं च न मेहन्तीं स्त्रियं क्वचित् ॥३५॥ न सन्ध्ययोर्न दिवसे न निश्याद्यन्तयामयोः । शयीत नाशुचिः क्वापि नाश्नीयात्सन्ध्ययोर्द्वयोः ॥३६॥ रामं स्कन्दं हनूमन्तं वैनतेयं वृकोदरम् । शयने यः स्मरेत् नित्यं स दुःस्वप्नं न पश्यति ॥३७॥ नाचक्षीत धयन्तीं गां नैन्द्रं चापं च दर्शयेत् । नैकः स्वपेत् क्वचिच्छून्ये नैकलश्च पथि व्रजेत् ॥३८॥ स्त्रीधर्मिण्या नाभिवदेच्च रहश्च

આ વ્રતદિવસોમાં વૈષ્ણવોએ વિષ્ણુસેવાવડેજ કાળ નિર્ગમવો, પણ ક્યારેય વ્યાવહારિક કર્મેથી નહિ. જો રાજસેવાદિકને લીધે પારતંત્ર્ય આવે કે અન્ય આપત્તિ આવે તો અવશતાથી કરેલું વ્યાવહારિક કર્મ દોષમાટે નથી ॥૩૩॥ પોતાની પત્ની સાથે જમે નહિ. તથા ભોજન કરતી, છિંક ખાતી, બગાસું ખાતી ભાર્યાને જુવે નહિ તથા યથેષ્ટ બેઠેલી સ્વભાર્યાને જુવે નહિ ॥૩૪॥ તથા પોતાનાં નેત્રને કાજળથી આંજતી, તૈલાભ્યંગને કરતી, ઉઘાડા અંગવાળી, (નગ્ન) પ્રસવ કરતી, મળમૂત્રોત્સર્ગને કરતી ભાર્યાને ક્યારેય પણ જુવે નહિ ॥૩૫॥ બે સંધ્યામાં ક્યારેય પણ સુવે નહિ તથા દિવસે સુવે નહિ તથા રાત્રિના પ્રથમ અંતિમ પ્રહરમાં સુવે નહિ તથા અપવિત્ર અંગવાળો હોઇને સુવે નહિ. બન્ને સંધ્યામાં નજ જમે ॥૩૬॥ શયનમાં સ્વાપમાટે પ્રવર્તેલો જન પરશુરામ કાર્તિકસ્વામી હનુમાનજી ગરૂડજી અને ભીમસેનનું નિત્ય સ્મરણ કરે આ રીતે આમનું સ્મરણ કરનારા પુરૂષને દુઃસ્વપ્ન નજ આવે ॥૩૭॥ પોતાનું દુધ પોતે પાન કરતી ગાયને બીજાને કહે નહિ. 'न ब्रूयाद्धापयन्तीं गाम्' એવો પાઠ હોય તો વત્સને સ્તનપાન કરાવતી ગાયને તેના ધણીને કહે નહિ. વર્ષાઋતુમાં થતું ઇન્દ્રધનુષ બીજાને બતાવે નહિ. એકાકી સ્વયં શૂન્ય જનવર્જીત ગૃહમાં કદાપિ સુવે નહિ એકાકી કદાપિ માર્ગમાં ચાલે નહિ ॥૩૮॥ રજસ્વલા સાથે બોલે નહિ. પરસ્ત્રી સાથે એકાં-

परस्त्रिया। एकाकिनीं व्रजन्तीं च भाषयेन्न परस्त्रियम् ॥३९॥ अपेयं न पिबेत् क्वापि नैवाभक्ष्यं च भक्षयेत्। अदेयं नैव दद्याच्च कुर्यान्नाकार्यकर्म च ॥४०॥ अभाष्यान्नैव भाषेत न विक्रीणीत गर्हितान्। अत्याज्यानि त्यजेन्नैव पतिताद्यैर्न संविशेत् ॥४१॥ काणान्धांश्च कुब्जांश्च केकराक्षान् कुणींस्तथा। खञ्जान्मूकांश्च बधिरानार्तांश्चाधिक्षिपेत्क्वचित् ॥४२॥ दम्पत्योर्विप्रवह्न्योश्च शिवोक्ष्णोर्विष्णुतार्क्ष्ययोः। अन्तरा नैव गच्छेच्च स्त्रियोश्च गुरुशिष्ययोः ॥४३॥ दान आचमने होमे भोजने देवतार्चने। स्वाध्याये गुरुदेवाग्रे प्रौढपादो भवेन्नहि ॥४४॥ आसनारूढपादश्च जानुनोर्वापि जङ्घयोः। ऊर्ध्वांश्च कृतपादो यः प्रौढपादः स उच्यते ॥४५॥ आत्मनाम गुरोर्नाम नामातिकृपणस्य च। आयुःकामो न गृह्णीयाज्ज्येः-

---

તમા નજ બોલે. માર્ગમા એકાકિની જતી પરદારાને નજ બોલાવે ॥૩૯॥ અપેય મદિરા ખરીદુગ્ધાદિકને નજ પિવે. અભક્ષ્ય માંસાદિકને નજ ખાય અદેય ન્યાસ સ્ત્રીધનાદિકને નજ આપે. અકાર્ય ચૌરકર્માદિકને નજ કરે ॥૪૦॥ અભાષ્ય નાસ્તિકાદિકની સાથે બોલે નહિ. ગર્હિત–ચર્મ નીલી લાખ આદિકને વેચે નહિ. અત્યાજ્ય સ્વધર્મ સ્ત્રીપુત્રાદિકને ત્યજેજ નહિ. પતિતાદિકની સાથે બેસે નહિ ॥૪૧॥ કાણીયા આંધળા કુબડા ખુધા બાડીયા કુણીયા (વાંકા હાથવાળા) ખોડા મુગા બહેરા આર્ત–રોગાદિપીડિત, આ સર્વે શોચનીયોને તિરસ્કાર ક્યારેય નજ કરે ॥૪૨॥ દંપતીને મધ્યે થઇને નજ જાય તથા વિપ્રવહ્નિમધ્યે નજ જાય તથા શિવવૃષભની વચ્ચે થઇને નજ જાય તથા વિષ્ણુગરૂડ વચ્ચે થઇને નજ જાય તથા ગુરૂશિષ્યને મધ્યે થઇને નજ જાય તથા બે સ્ત્રિયોમધ્યે થઇ નજ જાય ॥૪૩॥ દાન આચમન હોમ ભોજન દેવાર્ચન સ્વાધ્યાય આદિક કરવાના સમયે તથા ગુરૂ અને દેવતાના સન્નિધિમા પ્રૌઢપાદથી ન રહેવું. કયો પ્રૌઢપાદ ? તો સ્વય કહેછે–જે આ આસન ઉપર બન્ને પાદતળ મુકેલો અને જે જાનુઉપર કે જંઘા ઉપર કે સાથળ ઉપર એક પાદ મુકેલો તે આ સર્વં પ્રૌઢપાદો કહ્યા છે ॥૪૪-૪૫॥ પોતાનુ દેવદત્તાદિ નામ, ગુરૂનું નામ, અતિકૃપણનું નામ, જ્યેષ્ઠ પુત્ર પુત્રીનું નામ, ભાર્યાનું

प्राप्त्यकलत्रयोः ॥४६॥ गुरुं तपस्विनं वृद्धं विद्यावन्तं च सद्गुणम् । नाभाषयेद्वैष्णवं च त्वङ्कारेण नराधिपम् ॥४७॥ परक्षेत्रे चरन्तीं गां सूचयेन्नैव पूरुषः । अपायितोदकान् क्वापि बध्नीयान्न पशून्निशि ॥४८॥ न देवगुरुविप्रेभ्यो दीयमानं निवारयेत् । नात्मश्लाघां प्रकुर्वीत परनिन्दां च वर्जयेत् ॥४९॥ न शस्त्रसर्पैः क्रीडेच्च न कूपोत्प्लवनं चरेत् । न पादक्षालनं कुर्यात्पादेनैव पुमान्क्वचित् ॥५०॥ अग्नौ न प्रक्षिपेदग्निं न गुरोर्दुष्कृतं वदेत् । सुहृन्मरणमार्तिं वा न स्वयं श्रावयेत्परान् ॥५१॥ प्रत्यक्षं लवणं नैव गृह्णीयाद्भोजने

નામ, આટલા જણનું નામ બોલે નહિ, અન્યથા આયુષનો ક્ષય થાય ॥૪૬॥ વૃદ્ધ વિદ્વાન્ સદ્‌ગુણી તપસ્વી ગુરૂ વૈષ્ણવ, આટલા જણને તુંકારાથી નજ બોલાવે તથા રાજાને તુંકારાથી ન બોલાવે. રાજાવિષે તેવું ભાષણ દૃષ્ટ અનર્થને પણ આપનારૂં થાય. વિદ્વત્પ્રમુખમાં તે અદૃષ્ટ અનર્થ આપનારૂં થાય ॥૪૭॥ પારકા ખેતરમાં ચરતી ગાયને ખેતરના ધણીને નજ જણાવે તથા રાત્રિએ પશુઓને પાનીયપાન કરાવીનેજ બાંધે, પાયા વિના ક્યારેય બાંધે નહિ ॥૪૮॥ દેવ ગુરૂ અને વિપ્રને યત્કિંચિત્ વસ્તુ આપવા કોઈ તૈયાર થયો હોય તેને નિષેધ નજ કરે (તું નિર્ધન છું તો કાલે શી રીતે જીવિકા કરીશ, એમ કૃપાથીપણ નજ નિવારણ કરે ) આત્માશ્લાઘા અને પરનિંદાને નજ કરે, કેમતો આ વાણીનો મહાન્ કલંક છે ॥૪૯॥ પુરૂષ કદાપિ તરવાર આદિક આયુધો અને સર્પોસાથે ક્રીડા-રમત ન કરે. આ ક્રીડાનાં ઉપકરણ નથી જો ક્ષણપણ અનવધાન રહે તો મરણજ નિપજે. તથા કુવાને કુદીને ઉલ્લંઘે નહિ. તે પણ અસાવધતામાં મરણ માટેજ કલ્પાય. એક પગને અન્ય પગથી પ્રક્ષાલન ( મળ ધોવો ) નજ કરે ॥૫૦॥ અગ્નિમાં અગ્નિ ન નાખે-અર્થાત્ અગ્નિને એક કરે નહિ. ગુરુનું પ્રમાદિક કે બીજું દુરાચરણ કોઈની પણ આગળ પ્રકાશ કરે નહિ. (ગુરૂને તો એકાંતમાં વિનયપૂર્વક આપને આ અયુક્ત છે એમ કહે ) જે કોઈનાપણ સુહૃદનું મરણ કે ભાવિપીડા તેના સુહૃદને સ્વયં કહી સંભળાવે નહિ ॥૫૧॥ સુબુદ્ધિ જન ભોજનમાં સાક્ષાત્ લવણને નજ ગ્રહણ કરે. ( શાકાદિકમાં સંમિશ્રિતજ સ્વીકારે )

सुधीः । सूर्यं पश्यन्स्मरेद्विष्णुं दुराचारस्य दर्शने ॥५२॥ श्रुतिस्मृतिविरुद्धं च पाषण्डं हैतुकं तथा । अनीश्वरं च यच्छास्त्रं तत्त्यजेद्दूरत पुमान् ॥५३॥ श्वस्पृष्टं शकुनोच्छिष्टं केशकीटाद्युपाहतम् । भार्योच्छिष्टं गवाघ्रातमन्नं नैव च भक्षयेत् ॥५४॥ मद्यमांसादिसंस्पृष्टं तथा स्पृष्टमुदक्यया । अन्नं नाद्याच्च शाकादि विड्जातं परिवर्जयेत् ॥५५॥ चैत्यवृक्षं च न छिन्द्यान्मार्गे छायातरु तथा । शय्यासने न चाक्रामेत्तस्मादुत्कृष्टनीचयोः ॥५६॥ न चामङ्गल्यशीलः स्यान्नैवामङ्गल्यवागपि । न चाधर्मोपदेशेन द्रव्यं कस्यचिदाहरेत् ।५७॥ न वञ्चयेत्कर्मकरान्साधयित्वाऽर्थमात्मन. । न

કોઈ દુરાચારીનુ દર્શન થાય તો સૂર્યનુ દર્શન કરે અને વિષ્ણુનુ સ્મરણ કરે તેથી દુરાચારદર્શનજન્ય પાપ પ્રશાંત થઈ જાય છે ॥૫૨॥ જે શાસ્ત્ર ઈશ્વરનો પ્રતિક્ષેપ કરતુ હોય અને જે પાખડ હોય અને જે હૈતુક ( કુતર્કક મૂળ હોઈને હેતુવાદમાજ એક વિશ્રાંત હોય ) તથા જે શ્રુતિસ્મૃતિથકી વિરૂદ્ધ હોય તે સર્વ દૂરથી પરહરવુ ॥૫૩॥ જે અન્ન શ્વાને સ્પર્શ કર્યુ હોય, કાગડા ચકલા વિગેરેએ ખાવાથી ઉચ્છિષ્ટ થયુ હોય, કેશકીટાદિકે યુક્ત હોય, તે ખાવુ નહિ તથા ભાર્યાનુ ઉચ્છિષ્ટ કે ગાએ સુઘેલુ તે અન્ન નજ જમવુ ( ભર્તાનુ ઉચ્છિષ્ટ ભાર્યાએ જમવુ પણ ભાર્યાનુ ઉચ્છિષ્ટ ભર્તાએ ન જમવુ, તેતો અધિક દોષને કરનાર છે, એવા અભિપ્રાયથી 'ભાર્યાનું ઉચ્છિષ્ટ ન ખાવુ' એમ વિશેષત પ્રતિષેધ કર્યો છે અથવા પાકપાત્રમા અવશેષ રહેલુ ન જમવુ એવો અર્થ કરવો ) ॥૫૪॥ મદ્યમાસાદિકના સસ્પર્શવાળુ તથા રજસ્વલાએ સ્પર્શ કરેલુ અન્ન જમવુ નહિ તથા વિષ્ટામય સ્થળમા થએલુ શાકાદિ જમવુ નહિ ॥૫૫॥ માર્ગમા વર્તતા છાયાવૃક્ષનુ તથા ચૈત્યતરૂ ( ઉદ્દેશવૃક્ષ ) નુ છેદન કરવુ નહિ પોતાથકી ઉત્કૃષ્ટની કે નીચની શય્યા અને આસનનુ ઉલ્લઘન કરવુ નહિ ॥૫૬॥ અમગળાચરણ શીલવાળા ન થવુ ( સદા મગળજ આચરવુ ) અમગળવાણીવાળા ન થવુ, સદા મગળજ બોલવુ અધર્મમાર્ગના ઉપદેશથી કોઈનુ દ્રવ્ય હરવુ નહિ ( ધર્મનોજ ઉપદેશ કરે, તેથીજ ઉચિત ધન ગ્રહણ કરે પરને અધર્મમા

लोभयेत्स्त्रियं काञ्चिन्मादकं नैव भक्षयेत् ॥५८॥ न धर्मं ख्यापयेद्विद्वान्न पापं गोपयेत्तथा । कृष्णभक्तस्य साधोश्च पुरतस्तन्निवेदयेत् ॥५९॥ प्रायश्चित्तं यथाशक्ति कुर्याद्दुष्कर्मणो द्रुतम् । कुर्वीतात्महितं नित्यं सर्वभूतानुकम्पनम् ॥६०॥ वयसः कर्मणोऽर्थस्य श्रुतस्याभिजनस्य च । देहस्य वाचो बुद्धेश्च योग्यं कर्म समाचरेत् ॥६१॥ ब्रह्मस्वमथ देवस्वं प्राणान्तेऽपि न चाहरेत् । अधिकं

પ્રેરીને તેનાથકી ધનને અપહરે નહિ ) ॥૫૭॥ નોકર મજુર વિગેરે સેવક જનોને તેમનાવડે પોતાનો અર્થ ભારવહનાદિ સાધી લઇને પછી છેતરે નહિ ( તેમને પ્રથમ નક્કી કરેલો પગાર મજુરી આપવી ) પરદારાને તદભીષ્ટ ધનાદિ પદાર્થના પ્રદાનથી લોભાવે નહિ. માદક માજમ ભાંગ આદિક કાંઈ પણ વસ્તુને નજ ભક્ષણ કરે ॥૫૮॥ બુધજન અનુષ્ઠેલો દાનયજ્ઞાદિરૂપ ધર્મ સભામાં ખ્યાપન ન કરે, ( મેં આ યાગ કર્યો, મેં આને ધન આપ્યું વિગેરે ) કેમતો કીર્ત્યર્થે કરેલો ધર્મ નિષ્ફળ થાય છે. પાપનેતો પ્રખ્યાપન કરે, કેમતો સભામાં તેના પ્રખ્યાપનથીજ પ્રાયશ્ચિત્તવડે શુદ્ધ થાય છે. માટે પાપને પ્રચ્છન્ન રાખે નહિ. કેવળ ધર્મશાસ્ત્રને ભણેલો સર્વકોઈ પાપ ટાળવા સમર્થ થતો નથી, કિંતુ જે સાધુ કૃષ્ણભક્ત હોય તેજ સમર્થ થાય છે, માટે તેવા ધર્મરહસ્યજ્ઞ કૃષ્ણભક્તની આગળ તે પાપ નિવેદન કરવું ॥૫૯॥ તેમણે કહેલા માર્ગને અનુસરીને કૃત પાપનું પ્રાયશ્ચિત્ત યથાશક્તિ જલદી કરે. નિરંતર પોતાના હિતાચરણમાંજ યત્ન કરે. સર્વભૂતો ઉપર અનુકંપા વિશેષતઃ કરે. ( આજ સર્વથકી મહાન્ ધર્મ માન્યો છે ) ॥૬૦॥ અપ્રતિષિદ્ધ કે અભ્યનુજ્ઞાતને આચરતો પુરૂષ પોતાનું વય, પોતાના વર્ણને અનુગુણ ક્રિયા, પોતાનું ધન, પોતે અભ્યાસ કરેલી વિદ્યા, પોતાનું કુળ, પોતાનો દેહ, પોતાની વાણી, પોતાની બુદ્ધિ, આટલાંને અનુરૂપજ કર્મ કરે. અનનુરૂપ નજ કરે. વૃદ્ધજન યુવાજનની પેઠે અવયવોને આભૂષિત કરીને, ચંદનથી શરીરને ચર્ચીને, મહામૂલ્ય વસ્ત્રોને ધારીને માર્ગમાં સવિલાસ વિચરે તે નજ શોભે. એને એ અનુચિત છે. એજ રીતે તેમાં તેમાં જાણી લેવું ॥૬૧॥ બ્રાહ્મણધનને તથા દેવદ્રવ્યને પ્રાણાંતે પણ ગ્રહણ કરે નહિ કેમતો

कालकूटाद्धि तद्विषं परिचक्षते ॥६२॥ अदत्तं कस्यचिद्वस्तु गृह्णीयान्नैव किञ्चन । नहि स्तेयसमं पापमन्यज्जीवातिदुःखदम् ॥६३॥ काष्ठं फलं तृणं पुष्पं प्रकाशं वै हरेत्कचित् । केवलं धर्मकृत्यार्थमन्यथा पतितो भवेत् ॥६४॥ मिथ्यापवादं कस्यापि न ब्रूयात्कर्हिचित्पुमान् । ब्रुवन्पतति पूयोदे यावच्चन्द्रदिवाकरौ ॥६५॥ सत्यमेव सदा ब्रूयादन्यद्द्रोहो न तेन चेत् । नास्ति सत्यसमं पुण्यमित्युवाच प्रजापतिः ॥६६॥ अश्वमेधसहस्रं च सत्यं च तुलया धृतम् । पुरा विरिञ्चिना तत्र सत्यमेवात्यरिच्यत ॥६७॥ स्त्रीषु नर्मणि वृत्त्यर्थे विवाहे प्राणसङ्कटे । गोविप्रगुरुकार्यार्थे नानृतं चापि दुष्यति ॥६८॥ भद्रमेव सदा ब्रूयाद्भद्रमेव विचिन्तयेत् । भद्रैरेवेह

તે કાળકૂટ વિષથકી પણ અધિક ઉગ્ર વિષજ છે, એમ વ્યાસાદિમુનિઓ કહે છે ॥૬૨॥ નહિ આપેલું પારકું પદાર્થ રસ્તામાં પડેલું પણ અલ્પપણ નજ ગ્રહણ કરે, કેમ તો તે પણ ચૌર્યજ છે. પારકા પદાર્થને પોતાનું કરવું તે બધું ચૌર્યજ કહેવાય. જીવને અતિ દુઃખ દેનારૂં ચોરીસમાન બીજું કોઈ પાપ નથી, માટે ચૌર્ય ન કરવું ॥૬૩॥ કાષ્ઠ ફળ તૃણ કે પુષ્પ પરની વાટિકાથકી સ્વામિની સમક્ષ ધર્મકાર્યાર્થે ગ્રહણ કરે. અન્યથા-સ્વામિની અસમક્ષમાં સ્વાર્થે સ્વીકારતો નર ચૌર્યપાપથી લેપાયછે ॥૬૪॥ આપત્તિમાં પણ કોઈની પણ ઉપર મિથ્યાપવાદ આરોપે નહિ. આરોપતો પુરૂષ મરીને યાવચ્ચંદ્રદિવાકર પૂયોદનામના નરકમાં પડેછે ॥૬૫॥ સદા સત્યજ બોલવું, તે સત્ય જો પરપીડાકર થતું હોય ત્યારે તો ન બોલવું, કેમતો પ્રાણિને પીડા ન થાય એવું યથાદૃષ્ટ વચનજ સત્ય કહ્યુ છે. આવા સત્યને સમાન અન્ય સુકૃત આ લોકમાં કોઈ પણ નથી, એમ પ્રજાપતિ કહેછે ॥૬૬॥ પૂર્વે પ્રજાપતિએ સત્યને સહસ્ર અશ્વમેધયજ્ઞ સાથે ત્રાજવામા આરોપીને તોળતાં સહસ્રઅશ્વમેધ કરતાં અધિક સત્યજ એક થયું ॥૬૭॥ પ્રતિષિદ્ધપણ અસત્યવચન પ્રાણસંકટાદિ કાર્યવિશેષમાં પ્રયોજેલું દોષમાટે નથી. સ્ત્રિયો આગળ, પરિહાસકથામાં, આપત્તિવિષે જીવિકાવૃત્ત્યર્થે, વિવાહકૃત્યમાં, પ્રાણસંકટમાં, ગો-વિપ્ર-ગુરૂના કાર્યમાં પ્રયોજેલું અસત્ય

संसर्गं कुर्यान्नाभद्रपूरुषैः ॥६९॥ नोद्वृत्तोन्मत्तमत्तैश्च नाविनीतैश्च कर्हिचित् । कुर्यान्मैत्रीं न चाशीलैर्नैव चौर्यादिदूषितैः ॥७०॥ न चातिव्ययशीलैश्च न लुब्धैर्नातिवैरिभिः । नासत्यवादिभिः क्रूरैर्न स्त्रैणैर्लोकनिन्दकैः ॥७१॥ न द्यूतसक्तैर्न न्यूनैर्न वेश्यागामिभिः क्वचित् । सहासीत न निःस्वैश्च न च दैवपरैर्नरैः ॥७२॥ कुर्वीत साधुभिर्मैत्रीं सदाचारावलम्बिभिः । विद्याविनयसम्पन्नैर्नित्यमुद्योगशालिभिः ॥७३॥ नागाधाम्भ्यवगाहेत न प्रदीप्तं गृहं विशेत् ।

દોષમાટે નથી એવી સ્મૃતિ છે ॥૬૮॥ સદા મંગળજ બોલે. અન્યનુંપણુ મંગળજ વિચિંતવે. લોકમા મંગળજ મનુષ્યો સાથે સંસર્ગ રાખે અમંગળ પુરૂષો સાથે નહિ ॥૬૯॥ જેઓ ઉદ્વૃત્ત-ધનગરમદ વિગેરેથી અતિક્રાંત શાસ્ત્રમર્યાદાવાળા હોય, જેઓ ઉન્મત્ત-વાતાદિરોગથી વિક્ષિપ્ત ચિત્તવાળા હોય, જેઓ મત્ત-મદ્યાદિ માદકના પાનથી વિકળ હોય, જેઓ વિનયવર્જીત હોય, જેઓ અશીલ-અશ્લીલજ એક પ્રવૃત્તિવાળા હોય, જેઓ ચૌર્યાદિદોષદૂષિત હોય, તે આ એમની સાથે ક્યારેય મૈત્રીને નજ કરે ॥૭૦॥ જેઓ નિરર્થક અતિ ધનવ્યય કરવાના સ્વભાવવાળા હોય, જેઓ લુબ્ધ-દાનપાત્ર દાનકાળની પ્રાપ્તિમાં પણ ધનવ્યયમાં ભીરૂ હોય, જેઓ દૃઢ વૈરવૃત્તિવાળા હોય, જેઓ સર્વદા અસત્યવદનશીલ હોય, જેઓ ક્રૂરપ્રકૃતિવાળા હોય, જેઓ સ્ત્રીવશ્ય હોય, જેઓ લોકનિંદકો હોય, તે આ એમની સાથે સંગમ કદાપિ નજ કરે ॥૭૧॥ જેઓ દ્યૂતમાં સમાસક્ત હોય, જેઓ જાતિથી કે વૃત્તથી નીચ હોય, જેઓ વેશ્યામાં વ્યાસક્ત હોય, જેઓ નિર્ધન હોય, જેઓ દૈવપર-દૈવજ આપશે, પ્રયત્ન કરવાની શી જરૂર? એમ માનીને પ્રવૃત્તિમાત્રથકી નિવૃત્તિ પામેલા આળસુઓ હોય, તે આ નરોની સાથે એકત્ર ક્ષણપણ રહે નહિ. તેમના સંગનું પરલોકમાં કે આ લોકમાં અનર્થ આપવાપણું યથાસંભવ તર્ક કરી લેવું ॥૭૨॥ વિદ્યાવિનયસંપન્ન, નિત્ય સદ્ઉદ્યોગશાળી, સદાચારૈકપરાયણ સાધુઓ સાથે મૈત્રી કરવી. તેથી બન્ને લોકમાં શ્રેયસિદ્ધિ થાય છે ॥૭૩॥ નદીના કે સરોવરના અગાધ જળમાં તરવા કે ન્હાવા પ્રવેશ કરવો નહિ, કેમતો

नारोहेद्वृक्षशिखरं दन्तान्सद्ध्र्षयेन्न च ॥७४॥ चतुष्पथं चैत्यतरुं श्मशानोपवनानि च । दुष्टस्त्रीसन्निकर्षं च वर्जयेन्निशि सर्वदा ॥७५॥ अप्यर्थहानिः सोढव्या वैरेणार्थागमं त्यजेत् । नोच्चासनं गुरोरग्रे सेवेत च कदाचन ॥७६॥ शमं नयति यः क्रुद्धान्सर्वान्बन्धूनमत्सरी। भीतांश्चाश्वासयेद्यस्तु स्वर्गस्तस्याल्पकं फलम् ॥७७॥ जिह्वा भार्या सुतो भ्राता मित्रदाससमाश्रिताः। यस्यैते विनयाढ्याः स्युस्तस्य सर्वत्र गौरवम् ॥७८॥ नोर्ध्वं न तिर्यग्दूरं वा वीक्षमा-

તેમાં દુષ્ટ અનર્થપ્રસંગ છે. તથા અગ્નિવડે પ્રદીપ્ત એવા ઘરમાં તેમાં રહેલા પ્રિય પદાર્થના પરિરક્ષણાદિ પ્રયોજને દયાએ કરીને પણ નજ પ્રવેશ કરે, કેમતો એમાં આત્મનાશનો પ્રસંગ છે. આત્માતો સર્વતઃ સંરક્ષણીય છે. તથા વૃક્ષની ટોચ ઉપર ફળ ફુલાદિ લેવાપણ ચઢે નહિ, કેમતો તેમાંપણ કદાચિત્ નીચે પડતાં આપદાનો પ્રસંગ છે. દાતને વારે વારે ઘસે નહિ-કટકટાવે નહિ, કેમતો તે બન્ને લોકમાં અશ્રેયને કરનાર છે ॥૭૪॥ સર્વદા રાત્રિએ ચતુષ્પથ-ચાર માર્ગનો સંગમ, ઉદ્દેશવૃક્ષ, શ્મશાન અને ઉપવન (બગીચો)ને પરહરે તથા દુષ્ટ સ્ત્રીના સામીપ્યને ત્યાગ કરે ॥૭૫॥ જો કોઇની સાથે વૈર નહિ કરવાથી અર્થહાનિપ્રસંગ હોય અને વૈર કરવાથી અર્થલાભપ્રસંગ હોય તો વૈરથી અર્થની આવકને ત્યાગ કરે. અવૈરથી થતી અર્થહાનિને સહન કરે, કેમતો વૈર સર્વ કરતાં મોટું અનર્થકર છે. ગુરૂની આગળ ઉચ્ચ આસનને ક્યારેય બેસે નહિ ॥૭૬॥ જે ગૃહસ્થ સર્વભૂતસૌહાર્દપર, માટેજ મત્સરરહિત થઇને કોપ પામેલા પણ સર્વ બંધુજનોને સ્વસ્વભાવથી પ્રશાંત ક્રોધવેગવાળા કરેછે અને જે ભયભીતોને આશ્વાસનોપાયવડે આશ્વાસન કરેછે, તેને સ્વર્ગતો અલ્પ ફળ છે. તેને સુકૃત સર્વથી સમધિક થાય છે ॥૭૭॥ જેની ભાર્યા સુત ભ્રાતા મિત્ર ગૃહદાસ સમાશ્રિતવર્ગ અને જીહ્વા વિનયગુણસંપન્ન છે તે ધણીને સર્વત્ર-આ લોક પરલોકમાં ગૌરવ-મહત્ત્વ મળેછે-તેમણે તેમણે માનનીય થાય છે ( જીહ્વાનો વિનય નહિ ઉદ્ધત ભાષણ પ્રિયહિત ભાષણ જાણવું ) ॥૭૮॥ માર્ગમાં ચાલતો પુરૂષ ઉંચું જોતો જોતો, વાંકુ જોતો જોતો અને દૂર જોતો જોતો ક્રમણ કરે

णश्च पर्यटेत् । युगमात्रं महीपृष्ठं नरो गच्छेद्विलोकयन् ॥७९॥ अन्वये सति सर्वस्वं भार्यां च शरणागतम् । कुलवृत्तिं च पुत्रांश्च दद्याद्वापद्यपि क्वचित् ॥८०॥ ऋणशुद्धिं स्ववंशं च वस्तूनां क्रयविक्रयौ । कन्यादानं गुणोत्कर्षं गोपयेन्नैव बुद्धिमान् ॥८१॥ संस्कारान्नं न भुञ्जीत प्रेतश्राद्धान्नमेव च । श्राद्धं कृत्वा परश्राद्धे भोक्तुं नैव व्रजेत्तथा ॥८२॥ तौर्यत्रिकप्रियो न स्यान्नाद्यादातृप्ति रात्रिषु । नारोहेच्च गवां पृष्ठे बाहुभ्यां न नदीं तरेत् ॥८३॥ नाधार्मिके वसेद्ग्रामे न पाषण्डिजनाकुले । पीडिते दुष्टराज्ञा च जीविकारहिते तथा ॥८४॥ यत्र राजा धर्मनिष्ठः श्रोत्रियः सजला नदी । ऋणप्रदाता वैद्यश्च पुरे तत्र वसेद्गृही ॥८५॥ पौराः सुसंहता यत्र सततं

नहि, चारहस्त प्रमाणु पृथ्वीतळने जोतो थको चाले. ( अचपळ मननेत्रवाळो थईने चाले ) ॥७९॥ यद्यपि सर्वस्वनुं दान भले विहित छे परंतु अन्वय–संतान सते सर्वस्व दान न करे. आपत्तिमांपणु भार्या, शरणागत, कुळक्रमागतवृत्ति अने पुत्रोने कदापि न आपे. केमतो ते भार्यादि अदेय वस्तु छे ॥८०॥ ऋणशुद्धि, ( करेलुं करज पाछुं आप्युं होय ते ) पोतानो वंश, क्रयविक्रय–आदान प्रतिदान, कन्यादान, गुणोत्कर्ष, आटलांने बुद्धिमान् नर गुप्त राखे नहि, प्रकाश करेज. अन्यथा धर्मनी अने धननी हानिनो प्रसंग आवे ॥८१॥ गर्भाधानादि संस्कारोनुं अन्न जमे नहि तथा प्रेतश्राद्धनुं अन्न जमे नहि तथा स्वयं श्राद्ध करीने परश्राद्धमां जमवा जायज नहि. ( आतो समीपसंबन्धिथकी भिन्न गृहमां जाणुवुं ) ॥८२॥ ग्राम्य गीत वाद्य नृत्यमां प्रीति न करे. रात्रिए तृप्तिपर्यंत जमे नहि. बळीवर्दोना पृष्ठभाग उपर बेसे नहि. बाहुओवडे नदीने तरे नहि ॥८३॥ जे ग्राम अधर्मिक जनबहुळ होय, जे पाखंडिजनबहुळ होय, जे दुष्ट राजाए पीडा पमाडेलुं होय अने जे जीविकारहित होय तेमां क्षणुपणु वसे नहि ॥८४॥ जे पुरमां राजा धर्मनिष्ठ होय, विप्र श्रोत्रिय होय, नदी वहेता जळवाळी होय, ऋणुप्रदाता वणिक् के बीजो कोई होय अने वैद्य कुशळ दयाळु होय ते पुरमां गृही वसे ॥८५॥ जे नगरमां समस्त नगरवासी

न्यायवर्तिनः । यत्रामत्सरिणो लोका वासस्तत्र सुखावहः ॥८६॥ नोत्पाटयेल्लोम नखं दशनैश्च कदाचन । करजैः करजच्छेदं तृणच्छेदं च वर्जयेत् ॥८७॥ शुभाय न यदायत्यां तत्त्यजेत्कर्म यततः । अद्वारेण न गच्छेच्च स्ववेश्मपरवेश्मनोः ॥८८॥ क्रीडेन्नाक्षैर्न धर्मघ्नैः सहासीत कचित्पुमान् । न शयीत तथा नग्नो न नग्नो जलमाविशेत् ॥८९॥ न स्पृशेदनिमित्तेन खानि स्वानि त्वनातुरः । गुह्यजान्यपि लोमानि यत्स्पर्शादशुचिर्भवेत् ॥९०॥ पादधौतोदकं मूत्रमुच्छिष्टान्नोदकानि च । निष्ठीवनं च श्लेष्माणं गृहाद्दूरे विनिक्षिपेत् ॥९१॥ कण्डूयनं च शिरसो बाहुभ्यां न समाचरेत् । आताडनं कराभ्यां च क्रोशनं केशलुञ्चनम् ॥९२॥ पूर्वर्द्धिभिः परित्यक्तमात्मान नावमानयेत् । सदोद्यमवतां यस्माच्छ्रियो विद्या न

नरो सुसंहत–परस्पर अनुकूळ એકમતવાળા, ન્યાયનેજ અનુસરીને વર્તનારા અને પરસ્પર અમત્સરી હોય તેમાં વાસ સુખાકારી થાય છે ॥૮૬॥ શરીરના રોમ અને નખને કદાપિ દાતવડે નજ ઉપાડે તથા નખવડે નખોનો છેદ અને તૃણનો છેદ ન કરે ॥૮૭॥ જે કર્મ પરિણામે શુભમાટે ન થાય, કિંતુ અશુભમાટેજ થાય, તે કર્મ યત્નથી ત્યાગ કરે પોતાના ઘરમા અને પારકા ઘરમા અદ્વારથી પ્રવેશ કરે નહિ ॥૮૮॥ પાસાવડે કદાપિ ક્રીડા કરે નહિ ધર્મવિરોધિઓની સાથે એકત્ર બેસે નહિ કદાપિ નગ્ન સુવે નહિ તથા નગ્ન થઇ જળમા પ્રવેશે નહિ ॥૮૯॥ રોગાદિ પીડાએ રહિત હોઇને ખજોળવુ વિગેરે નિમિત્ત વિના પોતાના નાસિકા–મુખ–કર્ણાદિ ઇન્દ્રિયછિદ્રોને સ્પર્શે નહિ તથા ઉપસ્થાદિ ગુહ્ય અગમા રહેલા રોમનેપણ સ્પર્શે નહિ અન્યથા તેના સ્પર્શથી સ્વય અપવિત્ર થાય ॥૯૦॥ પાદપ્રક્ષાલન જળ, ઉચ્છિષ્ટ અન્ન જળ, નિષ્ઠીવન–થુંકીને ત્યાગ કરેલો કફવિકાર, શ્લેષ્મા–નાસિકામળ, મૂત્ર, આટલાને ઘરથકી દૂર ફેંકી દે ॥૯૧॥ બે બાહુવડે પોતાના મસ્તકને ખજોળે નહિ ઉદર સાથળ આદિક પોતાના અવયવોમા હાથવડે મૃદગવત્ કે અન્યથા આસ્ફાળન કરે નહિ નિમિત્ત વિના આક્રોશ કરે નહિ નખવડે દાઢી મુછ આદિકના કેશોને ઉપાડે નહિ ॥૯૨॥ પૂર્વપ્રાપ્ત સપદાએ ભાગ્યવિપરીતતાને

दुर्लभा ॥९३॥ सत्यं ब्रूयात्प्रियं ब्रूयान्न ब्रूयात्सत्यमप्रियम् । प्रियं च नानृतं ब्रूयादेवं धर्मोऽस्ति मानद ! ॥९४॥ नागालितं पिबेत् क्षीरं न चाम्भो दीर्घधारया । न तिष्ठन् वामदोष्णा च भोजनावसरं विना ॥९५॥ पय ऐकशफं हेयं तथा क्रामेलकाविकम् । गोपीयूपस्तथा वर्ज्यो रात्रौ च दधिभोजनम् ॥९६॥ मद्यं नैव च पातव्यं नित्यं त्रैवर्णिकेन वै । न भक्षणीयं मांसं च हिंसा नरकदा यतः ॥९७॥ यो जन्तूनात्मपुष्ट्यर्थं हिनस्ति ज्ञानदुर्बलः । दुराचारस्य तस्येह नामुत्रापि सुखं भवेत् ॥९८॥ हन्ताऽनुमन्ता संस्कर्ता भोक्ता

લીધે પરિત્યાગ કરેલા સ્વાત્માને અવમાને નહિ—ઐશ્વર્યમાંથી ભ્રષ્ટ થએલા મારે જીવવાથી શું ? એમ પોતાવિષે અનાદરણ ન કરે કેમતો અનિર્વેદપૂર્વક સદા ઉદ્યમ કરવાથી સંપત્તિઓ કે વિદ્યાઓ દુર્લભ નથી ॥૯૩॥ હે માનદ ! સત્યજ બોલે સત્યપણ અપ્રિય નજ બોલે કિંતુ પ્રિય સત્ય બોલે પ્રિયપણ અસત્ય નજ બોલે આજ પુરાતન મહર્ષિઓએ આદર કરેલો ધર્મ છે ॥૯૪॥ વસ્ત્રવડે ગાળ્યા વિના જળ દુધને ક્યારેય ન પિવે તથા જળને દીર્ઘ ધારાવડે ન પિવે (દીર્ઘ શબ્દનું ગ્રહણ છે તો અલ્પ ધારાથી મુખવડે જળપાત્રને ન સ્પર્શ કરતો થકો પિવે) ઉભો ઉભો જળને પિવે નહિ (કિંતુ બેસીનેજ પિવે) ભોજન અવસર વિના ડાબા હાથવડે ઉપાડીને જળને ન પિવે (આપદામાં દોષ નથી) ॥૯૫॥ ઐકશફ—એક ખરીવાળી ઘોડી આદિકનું દુધ, ક્રામેલક—ઉંટડીનું દુધ, આવિક—ઘેટીનું દુધ અને ગાયોનું અભિનવ દુધ (દશ દિવસ ન થયા હોય એવી ગાયનું દુધ) નજ પિવું રાત્રિએ દધિભોજન વર્જવું ॥૯૬॥ સુરા મદ્યને નજ પિવે માંસને નજ ભક્ષણ કરે ત્રૈવર્ણિકોને તો આ પાતિત્યસંપાદક છે માંસભક્ષણને લીધે હિંસામાં સ્વયં કારણ થાય છે, તેથી વળી વધદોષથી લેપાય છે, તે હેતુને લીધે નરકમાં મહત્ દુઃખ થાય છે ॥૯૭॥ જે પુરૂષ પોતાના વપુની પુષ્ટિ માટે પ્રાણિઓને હણેછે તે જ્ઞાનહીન કોઈપણ માનવાકૃતિ હિંસક મૃગજ કેવળ છે તે આ દુરાચારી આ લોક પરલોકમાં સુખને પામેજ નહિ ॥૯૮॥ યદ્યપિ માંસ ભક્ષક સાક્ષાત્ હણતો નથી, તથાપિ હંતા—ખડ્ગાદિવડે સાક્ષાત્ પશ્વાદિકને

क्रेता च विक्रयी । उपहर्ता घातयिता हिंसको ह्यष्टधा मतः ॥९९॥ आर्द्रा वल्लास्तथाढक्यो भृष्टाः स्युर्यद्यनिस्तुषाः । पुम्भिः स्त्रीभिर्न भक्ष्यास्ते सूक्ष्मजीवान्तसम्भवात् ॥१००॥ न स्वर्गकाम्यया कुर्यात्तीर्थेष्वपि कदाचन । आत्मघातं गृहस्थस्तु न च क्रोधाद्विपादिभिः ॥१०१॥ ब्राह्मणं कुशलं पृच्छेद्बाहुजातमनामयम् । वैश्यं सुखं समागम्य शूद्रं सन्तोषमेव च ॥१०२॥ पैशुन्यं परदारांश्च क्रोधं द्रोहं तथाऽनृतम् । स्तेयं द्वेषं च दम्भं च त्यजेन्मायां च दूरतः ॥१०३॥ जन्मर्क्षं मैथुनं मन्त्रं गृहच्छिद्रं च वञ्चनम् । आयु-

મારનારો, અનુમંતા-પ્રવૃત્તને પ્રવર્તાવનારો, સસ્કર્તા-વઘાર નાંખવાપૂર્વક રાંધનારો, ભોક્તા-ખાનારો, ક્રેતા-મૂલ્ય દઇને લેનારો, વિક્રયી-મૂલ્ય લઇને વેચનારો, ઉપહર્તા-ક્રેતાએ લીધેલાને લઇ ઉપાડીને તેના અર્થીને આપનારો, ઘાતયિતા-વેચવા માટે માંસિકપાસે અજાદિકને મરાવનારો, આ આઠ હિંસાદોષથી લેપાય છે ॥૯૯॥ લીલી શીંગોમાં રહેલા વાલ તથા તેવી તુવરો, જો શીંગોએ સહિતજ માટલા આદિકમાં ભરીને બાફ્યા હોય તો તે વાલ આદિક (ઉંધીયું) સ્ત્રીપુરૂષોએ ભક્ષણ નજ કરવા. કેમતો તેની અંદર રહેલા બહુ સૂક્ષ્મ જતુઓના વિનાશનો સંભવ છે ॥૧૦૦॥ જેતો સ્વર્ગકામના સતે પ્રયાગાદિ તીર્થમાં આત્મઘાતની કવચિત્ અભ્યનુજ્ઞા છે તે તો તામસપ્રકૃતિવાળા, સ્વર્ગમાં તીવ્રરાગવાળાઓને માટે કોઇ અભ્યુપાય છે. અથાપિ આત્મહત્યાપાપથી તેઓ નરકમા રંધાયજ છે તો તેવું તીર્થમાં આત્મઘાત કરવારૂપ ક્રૂરકર્મ ક્યારેય ગૃહસ્થ નજ કરે. વળી જે ક્રોપવેગને લીધે વિષભક્ષણ કંઠપાશાદિકવડે આત્મઘાત કરાય છે તેતો અર્થલેશરહિત હોઇને પરલોકમાં દુરંત દુ:ખદાયી હોવાથી સર્વત્ર પ્રકારે પરિત્યાજ્ય છે ॥૧૦૧॥ બ્રાહ્મણને પામીને 'કેમ કુશળ છે' એમ પ્રશ્ન કરે ક્ષત્રિયને મળીને 'કેમ અનામય છે' એમ પ્રશ્ન કરે. વૈશ્યને સમાગમીને 'કેમ સુખ છે' એમ પુછે. શૂદ્રને સંગમીને 'કેમ સંતોષ છે' એમ પુછે ॥૧૦૨॥ ચાડીયાપણું, પરદારાભિલાષ, ક્રોધ, દ્રોહ, ચૌર્ય, દ્વેષ, દંભ, કપટ, અસત્ય, આ દોષોને દૂરથી પરહરે ॥૧૦૩॥ પોતાનું જન્મનક્ષત્ર, મૈથુન,

धनं चापमानं स्त्रियं चेति सुगोपयेत् ॥१०४॥ श्रुतिभूदेवदेवानां नृपसाधुतपस्विनाम् । पतिव्रतानां नारीणां निन्दां कुर्यान्न कर्हिचित् ॥१०५॥ न मनुष्यस्तुतिं कुर्यान्नात्मानमपमानयेत् । वाचोवेगं मनोवेगं जिह्वावेगं च वर्जयेत् ॥१०६॥ सङ्कटे महति प्राप्ते यस्य कस्यापि देहिनः । यद्दीयते धनं तत्स्यादिहामुत्राप्यनन्तकम् ॥१०७॥ मातापितृविहीनं यो मौञ्जीपाणिग्रहादिभिः । संस्कारयेन्निजैरर्थैस्तस्य श्रेयस्त्वनन्तकम् ॥१०८॥ अग्निहोत्रैर्न तच्छ्रेयो नाग्निष्टोमादिभिर्मखैः । यच्छ्रेयः प्राप्यते मर्त्यैरेकस्मिन्निह द्विजे कृते ॥१०९॥ यो ह्यनाथस्य विप्रस्य विवाहं कारयेत् कृती । इह सौख्यमवाप्याथ सोऽक्षयं स्वर्गमेति च ॥११०॥ सुराज्ये वसतिं कुर्यात्सुमित्रे मैत्र्य-

---

मंत्र, गृहछिद्र, परकृत ठगाइ, पोतानु आयुष, धन, परथी प्राप्त थएलुं अपमान, पत्नी, आटलांने सारीरीते गुप्त राखे-प्रकाश करे नहि ॥१०४॥ वेदो विप्रो देवो राजाओ साधुओ तपस्विओ पतिव्रतानारीओ, आटलांनी निंदा कदापि नज करे ॥१०५॥ मनुष्यस्तुतिने नज करे. पोताने अवमाने नहि-'मने धिक्कार छे' एम असमये पोताने नज निंदे. क्रोधादिकथी उद्भवता वाग्वेगने, कामादिकथी समुद्भवता मनोवेगने अने रसास्वादथी समुद्भवता जीह्वावेगने त्याग करे ॥१०६॥ जे कोइपण विप्रने के शूद्रने महासंकट प्राप्त थता तेना निवारणमाटे धन जे आपे तो ते दान आ लोक परलोकमा अनंत फळने आपनार थाय ॥१०७॥ मातापिता विनाना अनाथ द्विजने पोताना वित्तव्ययवडे जे जन उपवीत विवाह आदिक संस्कारे संयुक्त करे ते तो समधिक श्रेयने पामे छे ॥१०८॥ एक ब्राह्मणबाळकने उपवीतसंस्कार संपादनथी द्विजत्वने पमाडतां मनुष्यो जे सुकृतने पामेछे तेने अग्निहोत्र के अग्निष्टोम के अन्य अनेक यज्ञोना अनुष्ठानथी पण पामता नथी (समधिक सुकृत थाय) ॥१०९॥ जे तो सुकृती पुरुष अनाथ विप्रनो विवाह स्ववित्तथी करावी आपे छे ते आ लोकमां परम सुखने पामे छे अने परलोकमां अक्षय स्वर्गने पामेछे ॥११०॥ सुराज्य-धार्मिक राजाए अधिष्ठित अने धर्मकपर पौर जनोनी अधिकतावाळा देशमां निवास

माचरेत् । सुभार्यायां वसेद्गेहे सुशिष्यं बोधयेद्रहः ॥१११॥ कुराजराज्ये ह्यभयं कुतः स्यात्कुमित्रमैत्र्ये स्वहितं कुतः स्यात् । कुभार्यया निर्वृतता कुतः स्यात्कुशिष्यबोधेन सुखं कुतः स्यात् ॥११२॥
इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे पञ्चमप्रकरणे धर्मोपदेशे सदाचारेषु हेयोपादेयनिरूपणनामाष्टादशोऽध्यायः ॥१८॥

*श्रीनारायणमुनिरुवाच*—दुःस्वप्ने दुर्जनस्पर्शे श्मश्रुकर्मणि मैथुने । सद्यः स्नानं प्रकुर्वीत शवादिस्पर्शने तथा ॥१॥ वेदबाह्यमतान् स्पृष्ट्वा बौद्धादीन्नास्तिकानपि । कृत्वा स्नानं विलोक्यार्कं नामानि प्रजपेद्धरेः ॥२॥ शिशोरभ्युक्षणं प्रोक्तं बालस्याचमनं स्मृतम् । रजस्-

करे. सुमित्र–सदाचार हितपर सद्‌गुणसंपन्न सन्मित्र साथे मैत्री करे. सुभार्या–पातिव्रत्यपरायण पत्नीमां प्रीतिवाळो थई घरमां वसे. सुशिष्य–शिष्यलक्षणसंपन्न सद्‌गुणी शिष्यने रहस्यार्थनो बोध आपे ॥१११॥ विपक्षमां दोष कहेछे–कुराजाना राज्यमां वसनाराने निर्भयपणुं क्यांथी थाय? कुमित्रनी साथे मैत्री करनाराने पोतानुं हित क्यांथी थाय? कुभार्या साथे गृहमां वसनाराने सुख क्यांथी थाय? कुशिष्यने बोध करनाराने सुख क्यांथी थाय? आ लोक परलोकमां शुं सुख मळे? दुःखज अंते मळे ॥११२॥
इतिश्री सत्संगिजीवने...पंचमप्रकरणे धर्मोपदेशे सदाचारेषु हेयोपादेयनिरूपणनामाऽष्टादशोऽध्यायः ॥१८॥

## [1]अध्याय १९ मो.

**श्रीनारायणमुनि** कहेछे–हे शिवराम विप्र! दुष्ट स्वप्नमां, दुर्जनस्पर्शमां, मुंडनक्रियामां, मैथुनमां अने शबादिस्पर्शमां तत्क्षणज स्नान करे (आदि शब्दथी चंडाळ रजस्वळा विधवा विगेरेनुं ग्रहण करवुं) ॥१॥ वेदबाह्य मत जैन बौद्धादिकोना स्पर्शमां अने नास्तिक–चार्वाकोना पण स्पर्शमां स्नान करे. स्नान करीने सूर्यनुं दर्शन करे अने हरिनामोने जपे ॥२॥ रजस्वळादिकनो संस्पर्श शिशुने थाय तो तेने जळप्रोक्षणमात्र कह्युं छे,

१ आ अध्यायमां भगवाने शुद्धिविधिनुं स्पष्ट निरूपण कर्युं छे.

लादिसंस्पर्शे स्नानमेव कुमारके ॥३॥ प्राक् चूडाकरणाद्बालः प्रागन्नप्राशनाच्छिशुः । कुमारकस्तु विज्ञेयो यावन्मौञ्जीनिबन्धनम् ॥४॥ खलक्षेत्रगतं धान्यं कूपवाप्यादिपूदकम् । स्पर्शदुष्टमपि ग्राह्यं यच्च गोष्ठगतं पयः ॥५॥ आपश्च सक्तवो धाना दधि तक्रं घृतं पयः । शूद्रहस्तादपि ग्राह्यं द्विजेनेत्यब्रवीन्मनुः ॥६॥ शुद्ध्येच्च कारुहस्तस्थं पण्यं यत्स्यात्प्रसारितम् । भैक्षं च प्रोक्षणाच्छुद्ध्येत्स्पृष्टिः साक्षान्न यस्य तत् ॥७॥ धान्यानां वायुना शुद्धिर्घृतादीनां च वह्निना । कालेन गजदन्तादेर्भवेच्छुद्धिश्च चर्मणाम् ॥८॥ शुद्धिश्च यज्ञपात्राणां भवे-

બાળકને થાય તો જળપ્રોક્ષણ તથા આચમન કહ્યું છે અને કુમારને થાય તો સ્નાનજ કહ્યું છે ॥૩॥ અન્નપ્રાશન સંસ્કાર પહેલાં શિશુ સમજવો, ચૌળકર્મ પહેલાં બાળ જાણવો અને ઉપવીતસંસ્કારપર્યંત કુમાર જાણવો ॥૪॥ ખળામાં રહેલું કે ખેતરમાં રહેલું ધાન્ય અસ્પૃશ્યે સ્પર્શ કરેલું પણ શુદ્ધિનિરપેક્ષ ગ્રહણ કરવુંજ. તથા કુવો વાવ્ય મહાતલાવ આદિકમાં રહેલું જળ અને ગૌસ્થાનમાં રહેલું દુધ અસ્પૃશ્યજને સ્પર્શ કરેલું પણ સ્વીકારવું ॥૫॥ જળ સાથવો શેકેલું ધાન્ય દહી છાશ ઘૃત દુધ, આ સર્વ શૂદ્રહસ્તથકીપણ દ્વિજે ગ્રહણ કરવું. તેમને શૂદ્રના સ્પર્શનો દોષ નથી. મનુને આ અભિમત છે. ( આ આપત્કાળ વિષયવાળું જાણવું ) ॥૬॥ કારુ-ધોબીના હાથમાં રહેલું ધૌત વસ્ત્ર, હાટમાં વેચવાવાસ્તે ટોપલા આદિકમાં ભરીને સ્થાપેલું જે ધાન્યાદિ, ભૈક્ષ-માધુકર વૃત્તિથી જે મળેલું પકવાન્ન તે સર્વ પ્રોક્ષણમાત્રથી શુદ્ધ થાય છે. તેમાં ભિક્ષાન્ન જો સાક્ષાત્ અસ્પૃશ્ય ચંડાળાદિકના સ્પર્શે રહિત હોય તો પ્રોક્ષણમાત્રથી શુદ્ધ થાય, નહિતો નહિ. ( માર્ગમાં ભૈક્ષાર્થે ભ્રમતા યતિના હાથમાં રહેલું માર્ગસંચરણપ્રયુક્ત દોષથી દુષિતપણ પ્રોક્ષણમાત્રથી શુદ્ધ થાય છે ) ॥૭॥ અંત્યજોના સ્પર્શવાળાં ધાન્યોની વાયુથી વિશુદ્ધિ થાય. તેણે સ્પર્શેલાં ઘૃતાદિકની અગ્નિમાં તપાવાથી શુદ્ધિ થાય. હસ્તિદંતાદિકની અને મૃગચર્મની કાળથી-ગંધલેપ જવામાં પર્યાપ્ત કાળદીર્ઘતાથી શુદ્ધિ સંભવે છે ॥૮॥ યજ્ઞપાત્રો સ્રુક્ સ્રુવાદિકની ઉષ્ણ જળથી શુદ્ધિ થાય. કાષ્ઠોને, તંતુઓને (સુતર) અને સુતરાઉ

दुष्णोदकेन वै। काष्ठानामथ तन्तूनां वाससामुदकेन च ॥९॥ अल्पे जलाशये शुद्ध्येत् त्र्यहेणैव नवोदकम्। दशाहेनैव महति गत्यभावे दिनान्तरे ॥१०॥ लेपोल्लेपाद्यम्बुसेकाद्गृहं शुद्ध्येच्च लेपनात्। अमेध्यलिप्तं मृत्तोयैर्गन्धापहरणेन वै ॥११॥ ऊर्णा कौशेयकुतपपट्टक्षौमदुकूलकाः। एते शुद्धा भवन्त्येव शोषणप्रोक्षणादिभिः ॥१२॥ तूलिकामुपधानं च पुष्परक्ताम्बराणि च। शोषयित्वातपे किञ्चिन्मुदुर्हस्तेन मार्जयेत् ॥१३॥ पश्चाच्च वारिणा प्रोक्ष्य विनियुञ्जीत कर्मणि। अधिके सति मालिन्ये शोधयेत्तानि वारिणा ॥१४॥ उदुम्बरस्य चाम्लेन क्षारेण त्रपुसीसयोः। भस्माम्बुभिश्च कांस्यस्य रीतेः शुद्धिश्च मृज्जलैः ॥१५॥ शुद्ध्येत्तु भस्मना कांस्यं न चेन्मद्येन

वस्त्रोने अस्पृश्यनो स्पर्श थता जळवडे शुद्धि थाय ॥९॥ अल्प जळाशय विषे वर्षाऋतुमा आवेलु नवु जळ त्रण दिवसवडेज शुद्ध थाय, महाजळाशयमा तो दश दिवसवडे शुद्ध थाय वाव्य कुवो आदिक अन्य गतिज न होय त्यारे तो जळाशयमा रहेलु तेज नवु जळ दिनांतरथी (एकज दिवसवडे) शुद्ध थाय ॥१०॥ प्राक्तन लेप उखाडी खोदी नाखवाथी, जळसेचन करवाथी अने फरी लींपवाथी गृह शुद्ध थाय अपवित्र पदार्थना लेपवाळु तो मृत्तिकायुक्त जळवडे गंध काढी नाखवाथी शुद्ध थाय ॥११॥ कामळी, रेशमीवस्त्रो, कुतप-पर्वतना बोकडाना रोमथी बनावेलो कामळो, (नेपाळ देशनो कामळो एम बीजा कहे छे) वल्कळ, क्षौम-अतसी तंत

लेपितम् । सुरामूत्रादिसंस्पृष्टं शुध्येदुल्लेखनेन वै ॥१६॥ ताम्रमम्लेन शुध्येच्च न चेदामिषलेपनम् । आमिषेण तु यल्लिप्तं तत्तु दाहेन शुध्यति ॥१७॥ गवाघ्रातानि कांस्यानि श्वपाकोपहतानि च । शुध्यन्ति दशभिः क्षारैः शूद्रोच्छिष्टानि यानि च ॥१८॥ प्रभूतो ह्यन्नराशिश्चेत् श्वादिनोपहतस्तदा । अग्रमात्रं समुत्सृज्य शेषः स्यात्प्रोक्षणाच्छुचिः ॥१९॥ रजोऽग्निरश्वो गौश्छाया रश्मयो विप्रुषो मही । वायुर्जलं मक्षिकाद्या दुष्टसङ्गाददोषिणः ॥२०॥ दर्भाः कृष्णाजिनं मन्त्रो गावोऽग्निर्ब्राह्मणास्तिलाः । नैते निर्माल्यतां यान्ति नियोक्तव्याः पुनः पुनः ॥२१॥ दर्भाः पिण्डेषु निर्माल्यं ब्राह्मणाः प्रेतभोजने । मन्त्रः शूद्रेषु निर्माल्यं सन्न्यासिषु हुताशनः ॥२२॥ अद्भिर्गात्राणि शुध्यन्ति मनः सत्येन शुध्यति । विद्यातपोभ्यां

હોય તો કેવળ ભસ્મથી શુદ્ધ થાય નહિ, કિંતુ ઘસી છોલી નાંખવાથીજ શુદ્ધ થાય ॥૧૬॥ તામ્રપાત્ર જો માંસના લેપવાળું હોય તો કેવળ અમ્લથી શુદ્ધ ન થાય, કિંતુ દાહથી શુદ્ધ થાય ॥૧૭॥ જે કાંસ્યપાત્રો ગાયોએ સુંઘેલાં હોય, ચંડાળે સ્પર્શ કર્યાં હોય અને શૂદ્રોચ્છિષ્ટ હોય તે દશવિધ ક્ષારોવડે શુદ્ધ થાય ॥૧૮॥ મહાન્ અન્નરાશિ જો શ્વાન આદિકે દૂષિત કર્યો હોય તો રાશિના અગ્રભાગને ( જ્યાં સ્પર્શ હોય તે સ્થળના અગ્રભાગને ) ત્યાગ કરીને, અવશિષ્ટ અન્નરાશિ પ્રોક્ષણથી શુદ્ધ થાય ॥૧૯॥ રજ-ધુળ અગ્નિ અશ્વ ગૌ છાયા કિરણો હિમજળબિંદુઓ પૃથ્વી વાયુ નદીનુંવહેતુંજળ, માખ્યો ગોવત્સ આળાદિક, આ અસ્પૃશ્યના સ્પર્શથી દૂષિત થતા નથી ॥૨૦॥ દર્ભો, કૃષ્ણમૃગચર્મ, મંત્ર, ગાયો, અગ્નિ, બ્રાહ્મણ, તલ, આ એકવાર ઉપયોગમા લીધા હોય તોપણ નિર્માલ્યદોષને પામતા નથી. માટે ઉપયોગમાં લીધા હોય તોપણ તેતે કર્મમાં ફરી ફરી ઉપયોગમાં લેવા ॥૨૧॥ દર્ભો પિંડમાં વિનિયોગ કરતાં નિર્માલ્યદોષને પામે છે, તેથી તે ફરી ઉપયોગને યોગ્ય નથી. પ્રેતભોજનમાં વિનિયોગ પામતાં વિપ્રો તેમજ નિર્માલ્યતાને પામે છે. શૂદ્રોવિષે મંત્ર નિર્માલ્યદોષને પામે છે. સંન્યાસિઓમાં અગ્નિ નિર્માલ્યતાને પામે છે. એટલે ઉપયોગને અયોગ્ય છે. ( તેમણે તેઓનો ઉપયોગ નજ કરવો )

भूतात्मा बुद्धिर्ज्ञानेन शुध्यति ॥२३॥ द्विविधस्याप्याशौचस्य शुद्धिं वक्ष्यामि ते त्वथ । वर्णाश्रमोचितां विप्र ! सङ्क्षेपादृषिसम्मताम् ॥२४॥ जाते पुत्रे पितुः स्नानं सचैलं तु विधीयते । दशाहं सूतकं तस्य कर्मानर्हत्वलक्षणम् ॥२५॥ पुत्रस्य जननी शुध्येदेकविंशतिवासरैः । कन्याया जननी शुध्येन्मासेनैकेन निश्चितम् ॥२६॥ सपिण्डानां च सर्वेषां दशाहं सूतकं मतम् । त्रिरात्रं सोदकानां च मुनिभिः परिकीर्तितम् ॥२७॥ सूतके सूतिकावर्जं संस्पर्शो न निषि-

॥૨૩॥ શરીરના અવયવો જળવડે શુદ્ધ થાય છે. મનતો સત્યથી શુદ્ધ થાય છે. અહંકાર વિદ્યાતપથી શુદ્ધ થાય છે. બુદ્ધિ આત્મજ્ઞાનથી શુદ્ધ થાય છે મનની શુદ્ધિ અધર્મથકી વિમુખતારૂપ જાણવી અહંકારની શુદ્ધિ અનાત્મામાં આત્માભિમાન અને તદનુબન્ધિ કર્તૃત્વ ભોક્તૃત્વાદિ અભિમાને રહિતતારૂપ જાણવી બુદ્ધિની શુદ્ધિ આત્માથકી વ્યતિરિક્ત વસ્તુઓમા અધ્યવસાયે રહિતતારૂપ જાણવી ॥૨૩॥

હે વિપ્ર ! આ રીતે દ્રવ્યની શુદ્ધિ કહી, હવે જનનમા અને મરણમા જે આશૌચ લાગેછે તે બન્ને પ્રકારનાપણ આશૌચની વિશુદ્ધિ જે વર્ણાશ્રમને અનુસારે મહર્ષિસંમત છે તેનું સંક્ષેપથી નિરૂપણ કરૂં છું ॥૨૪॥ તેમા પ્રથમ જન્માશૌચની શુદ્ધિને કહે છે-પુત્રનો જન્મ થતાં પિતા વસ્ત્રસહિત સ્નાન કરે, અનંતર તેને દશ અહોરાત્રપર્યંત જન્મસૂતક પ્રાપ્ત થાય, જે આશૌચથી તે પિતા સમગ્ર સંધ્યાદિ કર્મમાં અનધિકારી થાય છે ॥૨૫॥ પુત્રનો જન્મ આપનારી માતા એકવિશ દિવસોવડે શુદ્ધ થાય (આ દશ દિવસ પછી જાણવું ) પુત્રીનો જન્મ આપનારી જનની એકમાસે શુદ્ધ થાય ( આમાં પણ દશ દિવસ પછી જાણવુ ) ત્યાંસુધી આ સ્પર્શ કરવા યોગ્ય નથી ॥૨૬॥ તેમા સર્વ સપિંડોને દશ દિવસનુ સૂતક માન્યુ છે. સોદકોને તો ત્રણ દિવસનું સૂતક મુનિઓએ કહ્યુ છે. સાતમી પેઢી સુધીનાને સપિંડ સમજવા આઠમી પેઢીને આરભીને ચૌદમી પેઢી સુધીનાને સોદક સમજવા ॥૨૭॥ જન્માશૌચમાં પ્રસવનારી નારીને ત્યાગ કરીને સસ્પર્શનો નિષેધ નથી એટલે જન્માશૌચવાળા પિત્રાદિકોના સ્પર્શમાં બીજાઓને દોષ નથી. સૂતિકા

ध्यते। संस्पर्शे सूतिकायास्तु स्नानमेव विधीयते ॥२८॥ प्रथमे दिवसे षष्ठे दशमे दिवसे तथा। त्रिष्वेतेषु पितुर्नास्ति सूतकं पुत्रजन्मनि ॥२९॥ अतो न विद्यते दोषः कर्तुर्जातककर्मणः। तस्माद्गोभूहिरण्यादिदानं च प्रतिगृह्यताम् ॥३०॥ दशाहं शावमाशौचं सपिण्डेषु विधीयते। सोदकानां तु सर्वेषां त्रिरात्रं तदुदीरितम् ॥३१॥ दशाहाभ्यन्तरे बाले प्रमीते तस्य बान्धवैः। शावाशौचं न कर्तव्यं सूत्याशौचं विधीयते ॥३२॥ आदन्तजननात्स्नानमादाहादह उच्य-

स्त्रीना संस्पर्शमा तो स्नान करवानुं कह्युं छे ॥२८॥ तेमां पुत्रजन्म सते प्रथम दिवसे छठे दिवसे अने दशमे दिवसे पिताने आशौच नथी माटेज पिता पुत्र जनमता जातकर्मादिकने करे अने गो भूमि सुवर्णादिकनुं दान करे. ते समये तेनाथकी प्रतिग्रह करनाराने पण दोष नथी. तेवुं वचन छे– 'सूतिकावासनिलया जन्मदा नाम देवताः। तासां यागनिमित्तं तु शुद्धिर्जन्मनि कीर्तिता। प्रथमे दिवसे षष्ठे दशमे चैव सर्वदा॥' 'कुमारजन्मदिवसे विप्रैः कार्यः प्रतिग्रहः' इति ॥२९-३०॥ हवे मृताशौचनी शुद्धि कहे छे–मरणमां सपिंडोने दश दिवसनुं सूतक पाळवानुं कह्युं छे. सर्व सोदकोने तो त्रण दिवसनुं कह्युं छे ॥३१॥ जन्मेलो बाळ जन्मदिवसथकी दश दिवसनी अंदर जो मरण पामे तो तेना बांधवोए शबाशौच न पाळवुं. प्रसवाशौचमात्रज तेओने त्यारे पाळवानुं जाणवुं. आ अर्थ 'मातुः पितुश्चैवमेव' आ वचनांतरथी स्पष्ट समजाय छे. तेवुं वचन छे–'अन्तर्दशाहे जातस्य शिशोर्निष्क्रमणं यदा। सूतकेनैव शुद्धिः स्यात्पित्रोः शातातपोऽब्रवीत्॥' इति ॥३२॥ नामकरणथकी अनंतर अने दंतोत्पत्ति पहेलां बाळ मरण पामे तो सपिंडोने स्नानमात्र छे. 'आदन्तजन्मनः सद्य.' एवी स्मृति छे. दंतोत्पत्तिथकी अनंतर आदाहात्–जे त्रीजुं वर्ष दाहकाळपणे कहेवा इच्छयुं छे तेथकी पहेलां बाळ मरण पामे तो एक दिवसनुं आशौच पाळवानुं जाणवुं. चौळ संस्कारथकी अनंतर–त्रिजा वर्षने आरंभीने पांचमा वर्षपर्यंत मरण पामे तो त्रण दिवसनुं आशौच जाणवुं. पांचमा वर्षथकी पर मौंजीबन्धन–उपवीतसंस्कार सुधीमां मरण पामे तो तेमज

ते । चौलोत्तरं त्रिरात्रं च पञ्चमाब्दात्परं तथा ॥३३॥ अहस्त्ववद्त्तकन्याया दत्तायाश्च दिनत्रयम् । आशौचं च व्रतादेशाद्द्विजानां स्वस्वजातिजम् ॥३४॥ दिनानि दश विप्रस्य द्वादश क्षत्रियस्य तु । विशः पञ्चदशाशौचं मासं शूद्रस्य कथ्यते ॥३५॥ सामान्यतो दशाहं वा चातुर्वर्ण्यस्य तत्स्मृतम् । आपत्काले तु नियमो दशाहस्यापि नास्ति वै ॥३६॥ त्रिरात्रमाहुराशौचमाचार्ये संस्थिते तथा । मातामहे च दौहित्रे स्वयाज्ये भगिनीसुते ॥३७॥ मातुलस्य च मातुल्याः श्वश्रूश्वशुरयोरपि । जामातुश्च भगिन्याश्च त्रिरात्रं स्वगृहे मृतौ ॥३८॥ अन्यथा पक्षिणी प्रोक्ता तथा पितृष्वसुर्मृतौ । मातृ-

(त्रण दिवसज) આશૌચ સમઝવું. (ઉપવીતથકી અનંતરતો દશાહ સૂતક સમઝવું) ॥૩૩॥ કોઇ વરને વાગ્દાનથી નહિ દીધેલી કન્યાના મરણમાં સપિંડોને એક દિન આશૌચ પાળવાનું જાણવું. વાગ્દાનથી દીધેલી કન્યાના મરણમાં તો ત્રણ દિન આશૌચ સમઝવું. વ્રતાદેશ-ઉપનયન પછી અને ઉપનયનસ્થાનીય વિવાહપછી પુરૂષના કે સ્ત્રીના મરણમાં પોતાના વર્ણને અનુસારે દ્વિજોને પાળવાનું આશૌચ જાણવું ॥૩૪॥ તેમાં વિપ્રને દશ દિવસો, ક્ષત્રિયને બાર દિવસો, વૈશ્યને પનર દિવસો અને શૂદ્રને માસ આશૌચ પાળવાનું જાણવું ॥૩૫॥ અથવા સામાન્યતઃ સર્વકોઇ વર્ણોને દશાહજ આશૌચ જાણવું. આપત્કાળમાં તો દશ દિવસનો નિયમપણ નથી. 'सर्वेषामेव वर्णानां सूतके मृतके तथा । दशाहाच्छुद्धिरेतेषामिति शातातपोऽब्रवीत् ॥' એવી અંગિરાસ્મૃતિ છે. તથા 'आपद्यपि च कष्टायां सद्य शौचं विधीयते' એવી સ્મૃતિ છે ॥૩૬॥ આચાર્ય મરણ પામતાં ત્રણ દિવસ આશૌચ પાળવાનું મહર્ષિઓ કહે છે તથા માતામહ દૌહિત્ર ભગિનીપુત્ર અને સ્વયાજ્ય (કુળક્રમથી જેને યજ્ઞ કરાવાતો હોય તે યજમાન) મરણ પામતાં ત્રણ દિન સૂતક સમઝવું ॥૩૭॥ મામો મામી સાસુ સસરો જમાઇ અને બ્હેન પોતાને ઘેર મરણ પામે તો ત્રણ દિવસનું આશૌચ અને અન્યત્ર મરણમાં તો પક્ષિણી (આવતા અને વર્તતા દિવસે યુક્ત રાત્રિ, દોઢ દિવસ) આશૌચ પાળવું. તથા કોઇ માસી શ્યાલક સન્મિત્ર અને સચ્છિષ્યના મરણમાં તથા-પક્ષિણી

प्वसुः श्यालकस्य तथा सन्मित्रशिष्ययोः ॥३९॥ निजदेशाधिपादीनामेकाहाशौचमुच्यते । स्वल्पेऽपि सति सम्बन्धे स्नानं वासोयुतं मतम् ॥४०॥ त्रिधा विभज्य रजनीमाद्यभागद्वये मृतौ । जन्मादौ च दिनं पूर्वं ग्राह्यमन्त्ये तथोत्तरम् ॥४१॥ इत्थं केचिद्बुधाः प्राहुस्तथा केचिन्महर्षयः । निशीथात्प्राक् पूर्वदिनं प्राग्वा सूर्योदयाद्विदुः ॥४२॥ साग्नेर्दाहदिनादेव निरग्नेर्मृतिवासरात् । अशौचदिनसङ्ख्यापि विज्ञेया गृहिभिर्नृभिः ॥४३॥ सूनेर्ज्ञाने दशाहोर्ध्वे पुनर्नास्त्येव सूतकम् । शावाशौचे तु विज्ञेया व्यवस्थेत्थं द्विजोत्तम ! ।

આશૌચ કહ્યુ છે ॥૩૮–૩૯॥ પોતાના દેશનો અધિપતિ કે પોતાના ગ્રામનો અધિપતિ મરણ પામતાં એક દિવસનું આશૌચ કહ્યું છે. ( દિવસે મરણમાં નક્ષત્રદર્શનથી શુદ્ધ થાય, રાત્રિમરણમાં સૂર્યદર્શનથી શુદ્ધ થાય) ઉક્ત સંબન્ધથકી વ્યતિરિક્ત અત્યલ્પ સંબન્ધ હોય તો સવસ્ત્ર સ્નાનથી શુદ્ધ થાય છે ॥૪૦॥ આશૌચ ગ્રહણનો કાળ કહે છે–ત્રણ પ્રકારે રાત્રિનો વિભાગ કરી ગણતાં પૂર્વના બે ભાગમાં જો મરણ થયું હોય કે જન્મ થયો હોય કે રજોદર્શન થયું હોય તો પૂર્વદિનજ મરણદિનપણે ગ્રહણ કરવો. અંત્યરાત્રિના ત્રીજા ભાગમાં જો મરણાદિ થયું હોય તો પરદિનજ મરણાદિદિનપણે ગ્રહણ કરવો એમ કેટલાક બુધજનો કહે છે. તથા કેટલાક મહર્ષિઓ અર્ધરાત્રિ પહેલાં જો મરણ થયું હોય તો પૂર્વ દિવસ મરણદિવસપણે લેવો અને અર્ધરાત્રિથકી પર જો મરણ થાય તો પરદિન મરણદિવસપણે લેવો એમ કહે છે. બીજા કોઇતો સૂર્યોદય પહેલાં મરણ થાય તો પૂર્વદિન મરણદિનપણે અને સૂર્યોદયપછી મરણ થાય તો પરદિન મરણ દિનપણે લેવો એમ કહે છે. એરીતે જન્મમાં તથા રજોદર્શનમાં પણ જાણી લેવું ॥૪૧–૪૨॥ તેમાં સાગ્નિ–આવસથ્ય આદિક અગ્નિના પરિગ્રહવાળો મરણ પામે તો તેના દાહદિવસને આરંભીનેજ આશૌચ દિનની સંખ્યા સમજવી. નિરગ્નિ મરણ પામતાં તો તેના મરણદિનનેજ આરંભીને આશૌચદિનની સંખ્યા જાણવી. આવો વિશેષ માન્યો છે ॥૪૩॥ હે દ્વિજોત્તમ ! જો દશ દિવસ વ્યતિક્રમ થયા પછી પુત્રાદિપ્રસૂતિ જાણવામાં આવે તો પછીથી પ્રસવાશૌચ છેજ નહિ.

॥४४॥ आत्रिमासात्त्रिरात्रं स्यात्षण्मासावधि पक्षिणी । एकाहं नव-
मासान्तमूर्ध्वं स्नानेन शुद्ध्यति ॥४५॥ देशान्तरमृते केचित्स्नान-
मात्रं महर्षयः । इच्छन्ति च तथा प्रेते यतौ वैखानसेऽपि च ॥४६॥
महानद्यन्तरं यत्र गिरिर्वा व्यवधायकः । वाचो यत्र विभिद्यन्ते
तद्देशान्तरमुच्यते ॥४७॥ स्वदेशे परदेशे वा ह्यूर्ध्वं संवत्सरादपि ।
मातुः पितुः स्त्रियाः पत्युः पूर्णमाशौचमुच्यते ॥४८॥ युद्धे मृतस्य
नाशौचं गोद्विजार्थे मृतस्य च । प्रासश्च यो दुर्मरणमप्रमादेन तस्य
च ॥४९॥ जनने जननं चेत्स्यान्मरणे मरणं तथा । पूर्वशेषेण शुद्धिः

શબાશૌચમાં તો આ વ્યવસ્થા છે તેનું નિરૂપણ કરૂંછું ॥૪૪॥ દશ દિવસ વ્યતીત થયા પછી જો મરણ જાણવામાં આવે તો ત્રણ માસની સમાપ્તિ સુધી ત્રણ દિવસનું સૂતક પાળવુ. ત્રણમાસથકી પર (ચોથા માસને આરંભીને) ૬ માસની સમાપ્તિપર્યંત પક્ષિણી (દોઢ દિવસ) આશૌચ પાળવું. ૬ માસથકી ઊર્ધ્વ (સાતમા માસને આરંભીને) નવમા માસની સમાપ્તિ સુધીમાં જાણવામાં આવે તો એક અહોરાત્ર સૂતક જાણવું. તેથકી ઊર્ધ્વતો (દશમા માસને આરંભીને) સ્નાનથી શુદ્ધ થાય છે. (આ એક દેશમાં મરણ વિષયવાળું જાણવું) ॥૪૫॥ કેટલાક મહર્ષિઓતો દેશાંતરમાં મરણ સાંભળતાં સદ્યઃ સ્નાન કરવાથી શુદ્ધિને કહે છે. સંન્યાસિ કે વાનપ્રસ્થ મરણ પામતાં તેના ગોત્રિઓ સ્નાનથી શુદ્ધ થાય છે ॥૪૬॥ તેમાં દેશાંતરનું લક્ષણ આ જાણવું–જેમાં મહાનદીઓ વ્યવધાન કરનારી હોય કે જેમાં પર્વતો વ્યવધાન કરનારા હોય કે જેમાં દેશભાષા વિભેદ પામતી હોય તે દેશાંતર કહ્યું છે ॥૪૭॥ સ્વદેશ હોય કે પરદેશ હોય, સંવત્સર વ્યતિક્રમ થાવ કે ન થાવ, પરંતુ માતા પિતા પત્ની અને પતિનું મરણ થતાં તેના પ્રતિસંબન્ધી પુત્રાદિકોને આશૌચ ટળી જતું નથી. પૂર્ણજ આશૌચ અનુવર્તેજ છે. (જે દિવસે મરણ સાંભળે તે દિવસને આરંભીને દશ દિવસપર્યંત આશૌચ પાળે) ॥૪૮॥ જે સંગ્રામમાં મર્યો હોય, જે ગાય વિપ્રમાટે મર્યો હોય, જે સ્વેચ્છાથી દુર્મરણને (અગ્નિપ્રવેશ કૂપપતન વિષભક્ષણાદિકથી) પામ્યો હોય તેના નિમિત્તનું આશૌચ નથી ॥૪૯॥ આશૌચ પડવામાં નિર્ણય કહે

स्यादुत्तराशौचवर्जनम् ॥५०॥ दशाहिकं पतेदन्यत्सूतकं दशमेऽह्नि चेत् । रात्रिशेषे द्व्यहाच्छुद्धिर्यामशेषे भवेत्त्र्यहात् ॥५१॥ शावाशौचे समुत्पन्ने सूतकं तु यदा भवेत् । शावेन शुध्येत्सूतिस्तु न सूतिः शावशोधिनी ॥५२॥ स्वल्पाशौचस्य मध्ये तु दीर्घाशौचं भवेद्यदि । न पूर्वेण विशुद्धिः स्यात्स्वकालेनैव शुध्यति ॥५३॥ सूतकान्तरसम्प्राप्तावपि पुत्रादिना द्विज ! । नवश्राद्धानि देयानि यथाकालं यथाक्रमम् ॥५४॥ आद्यं श्राद्धमशुद्धोऽपि कुर्यादेकादशेऽ-

છે-જો જન્માશૌચમધ્યે બીજુ જન્માશૌચ આવે તથા મરણાશૌચમધ્યે બીજુ મરણાશૌચ આવી પડે (આ દશ દિવસ પહેલા જાણવુ) તો પૂર્વ શેષ-પૂર્વોત્પન્ન આશૌચના અવશિષ્ટ દિવસોવડેજ પછીથી પ્રાપ્ત થતુ પણ નિવૃત્ત થાય છે એટલે પૂર્વાશૌચમા આવી પડેલા ઉત્તરાશૌચની પણ શુદ્ધિ થઇ જાય છે માટે બાકી રહેલુ ઉત્તરાશૌચ પાળવુ નહિ ॥૫૦॥ જો ચાલતા એક આશૌચને દશમે દિવસે બીજુ દશ દિવસનુ આશૌચ (સજાતીય) આવી પડે તો દશમ દિનની રાત્રિમાત્ર જો અવશિષ્ટ રહી હોય તો તે દશમદિનથકી અધિક બીજા બે દિવસમાત્રથી તેપણ આશૌચથકી આ શુદ્ધ થાય છે અધિક દિન આશૌચ ન આવે જો દશમદિનરાત્રિનો છેલો પહોરમાત્ર અવશિષ્ટ હોય તો તો કેવળ અધિક ત્રણ દિવસ આશૌચ પાળવાથી શુદ્ધ થાય છે ॥૫૧॥ મરણાશૌચમા જન્માશૌચ જો આવી પડે તો તે મરણાશૌચથી જન્માશૌચ ટળી જાય જન્માશૌચમધ્યે પ્રાપ્ત થએલુ મરણાશૌચતો જન્માશૌચથી ટળી શકે નહિ એટલે ચાલતા દશ દિવસના જન્માશૌચમા દશ દિવસનુ મરણાશૌચ આવી પડે તો જન્માશૌચના અવશેષથી મરણાશૌચની શુદ્ધિ ન થાય ॥૫૨॥ એરીતે જો સ્વલ્પાશૌચ-ત્રણ રાત્રિ આશૌચાદિ અલ્પ આશૌચના મધ્યે દીર્ઘાશૌચ-દશાહ આશૌચ આવી પડે તો પૂર્વથી-સ્વલ્પાશૌચની સમાપ્તિથી આ દીર્ઘાશૌચની નિવૃત્તિ ન થાય, કિંતુ સ્વકાળ-દશ દિવસરૂપ પોતાના કાળથીજ દીર્ઘાશૌચ નિવૃત્ત થાય ॥૫૩॥ હે દ્વિજ ! સૂતકાતરની પ્રાપ્તિમાપણ પુત્રાદિકે નવશ્રાદ્ધ કાળે કાળે યથાક્રમ કરવુજ. સૂતકાતરથી એને તે કર્મમા અશુચિપણાને લીધે

हनि । कर्तुस्तात्कालिकी शुद्धिरशुद्धः पुनरेव सः ॥५५॥ ऋषिभि-
र्बहुधैवात्र सूतकाशौचविस्तरः । कृतोऽस्तीति ततो ज्ञेयो विशे-
षोऽन्यस्तु सन्मते ! ॥५६॥ नैष्ठिकानां वनस्थानां यतीनां ब्रह्मचा-
रिणाम् । नाशौचं कीर्तितं सद्भिः शावं सौत्यं च सुव्रत ! ॥५७॥
मातुः पितुर्गुरोश्चैते निशम्य मरणं ततः । कुर्युः सवसनं स्नानं न
त्वन्यस्य कदाचन ॥५८॥ व्रतयज्ञविवाहेषु श्राद्धे होमेऽर्चने जपे ।
आरब्धे सूतकं न स्यादनारब्धे तु सूतकम् ॥५९॥ प्रारम्भो वरणं
यज्ञे सङ्कल्पो व्रतसत्रयोः । नान्दीश्राद्धं विवाहादौ श्राद्धे पाकपरि-

આવતા અનધિકારની શકા ન કરવી ॥૫૪॥ માટેજ સૂતકાંતર આવી પડ-
વાથી અપવિત્રપણ પુત્રાદિક પિત્રાદિકના અગીયારમે દિવસે આદ્યશ્રાદ્ધ
કરેજ. આ કર્તાને શ્રાદ્ધકરણકાળમાં તાત્કાલિકી શુદ્ધિ છેજ. શ્રાદ્ધ કર્યા-
થકી અનંતરતો ફરી તે અશુદ્ધજ છે ॥૫૫॥ હે સન્મતે! જન્માશૌચ મૃતા-
શૌચમાં મહર્ષિઓએ ત્યાં ત્યાં વિશેષ વિસ્તારથી નિરૂપણ કર્યો છે તે તેથકીજ
જાણવો ॥૫૬॥ હે સુવ્રત! શબનિમિત્તનું કે સૂતિનિમિત્તનું આશૌચ
નૈષ્ઠિક બ્રહ્મચારીઓને સંન્યાસિઓને વાનપ્રસ્થોને અને ઉપકુર્વાણક વર્ણિ-
ઓને મહર્ષિઓએ નથીજ માન્યું ॥૫૭॥ કિંતુ માતાનું કે પિતાનું કે ગુરૂનું
મરણ સાંભળીને એમણે વસ્ત્રસહિત સ્નાનમાત્ર કરવું. પણ બીજું કશુંપણ
ન કરવું ॥૫૮॥ આરંભેલા વ્રતાદિકમાં સમાપ્તિપર્યંત મધ્યે જનનમરણે
કરીને આશૌચ વ્રતાદિનિષ્ઠને નજ લાગુ થાય. તેમજ મહર્ષિઓ સ્મૃતિમાં
કહે છે–વ્રત, યજ્ઞ, વિવાહ, શ્રાદ્ધ, પ્રાત સાયંકર્તવ્ય હોમ, દીક્ષિતકર્તવ્ય
દેવાર્ચન, જપવિશેષ, આમનો સમારંભ કર્યાપછી પ્રાપ્ત થતું સૂતક તે
વ્રતાદિકની સમાપ્તિપર્યંત નજ લાગુ થાય વ્રતાદિકના આરંભ પહેલાં જો
સૂતક આવી પડે તો તે પાળવુંજ જોઇએ. તો ત્યારે તે વ્રતાદિ નજ કરવું
॥૫૯॥ કેનો કયો પ્રારંભ? (માનસપ્રયત્નપણ ક્રિયાથકી પૂર્વભાવી
હોવાથી તેપણ પ્રારંભ ગણાઇ જાય, તેના નિવારણ માટે તેનું લક્ષણ) તો
કહેછે–ઋત્વિજોનું જે વરણ તે યજ્ઞમાં પ્રારંભ કહ્યો છે. વ્રતસત્રમાં સંકલ્પ–
તિથિ વાર નક્ષત્રાદિ નિર્દેશ પૂર્વક 'આને હું કરીશ' એવો સંકલ્પ કરવો તે

क्रिया ॥६०॥ सूतके वर्तमाने च श्राद्धप्राप्तौ मनीषिभिः । कर्तव्यं सूतकान्ते तदमायां वा यथाविधि ॥६१॥ आपद्गतस्य सर्वस्य सूतकेऽपि न सूतकम् । स्वस्थकाले त्विदं सर्वं सूतकं परिकीर्तितम् ॥६२॥ सूतके कर्मणां त्यागो नित्यानामपि कथ्यते । प्रारब्धानि तु काम्यानि कर्तव्यानि यथाविधि ॥६३॥ सन्ध्या तु मानसी कार्या कुशवारिविवर्जिता । विप्रो दशाहमासीत वैश्वदेवविवर्जितः ॥६४॥ श्रौते कर्मणि तत्कालं स्नातः शुद्धिमवाप्नुयात् । अशुद्धः पुनरेव स्यात्स्मार्तं त्वन्येन कारयेत् ॥६५॥ लवणे फलपुष्पादौ घृततैलपयःसु च । पण्येषु चैव सर्वेषु न दोषो मृतसूतके ॥६६॥ आतुरे स्नान उत्पन्ने दशवारमनातुरः । स्नात्वा स्नात्वा स्पृशेदेनमातुरः

આરંભ કહ્યો છે. વિવાહમાં નાંદીશ્રાદ્ધ આરંભ કહ્યો છે. શ્રાદ્ધમાં પાકક્રિયા–રસોઈ માટે ચુલા ઉપર રાંધવાના પાત્રનું આરોપણ આદિકનો ઉદ્યોગ તે પ્રારંભ કહ્યો છે ॥૬૦॥ સૂતક વર્તતું હોય અને શ્રાદ્ધતિથિ પ્રાપ્ત થાય તો તિથિને ઉલ્લંઘીને સૂતકને અંતે કે અમાવાસ્યાએ તે શ્રાદ્ધ યથાવિધિ કરવું ॥૬૧॥ આપત્કાળ પામેલાને તો સૂતક છેજ નહિ આ સર્વ સૂતક સ્વસ્થનેજ પાળવાનું છે ॥૬૨॥ સૂતકમાં નિત્યકર્મો સમન્ત્રક સ્નાન સંધ્યાદિ ન કરવાં. નૈમિત્તિકતો પ્રારંભેલાં પુત્રજન્માનુબન્ધી જાતેષ્ટિ આદિક યથાવિધિ કરવાજ ( અહીં 'काम्यानि' આ પદ નૈમિત્તિકમાં લાક્ષણિક જાણવું ) ॥૬૩॥ નિત્યકર્મો ન કરવાં એમ કહ્યું તેમાં સંધ્યાતો સર્વથા ત્યાગ ન કરવી, કિંતુ દર્ભજળવર્જીત માનસી કરવી (મન્ત્રોચ્ચારણ વિના કરવી) વૈશ્વદેવાદિકતો નજ કરવું ॥૬૪॥ શ્રૌતકર્મ અગ્નિહોત્રમાતો તત્કાળ આ સૂતકી સ્નાનથી શુદ્ધ થાય છે. તો જીવનાધિકારપ્રાપ્ત અગ્નિહોત્રને તો કરેજ. સ્માર્તકર્મ જાતકર્માદિકને તો સૂતકી બીજાપાસે કરાવે ॥૬૫॥ લવણ ફળ ફુલ ઘૃત તૈલ દુગ્ધ અને સર્વ પણ્ય–દુકાનમાં વેચવાવાસ્તે પ્રસારેલાં ધાન્યાદિકમાં શબાશૌચદોષ નથીજ. (આશૌચવાળાનું પણ તે ગ્રહણ કરવું) ॥૬૬॥ જે રોગાભિભૂત હોવાથી સ્નાન કરવા અસમર્થ હોય તેને જન્માશૌચનિમિત્તે કે શબાશૌચનિમિત્તે સ્નાનનો જ્યારે પ્રસંગ આવે ત્યારે તે

शुद्धिमाप्नुयात् ॥६७॥ ज्वराभिभूता या नारी रजसा च परिप्लुता। तां चापीत्थं स्पृशेदन्या नारी स्नायात्पुनः पुनः ॥६८॥ राजा च राजकीयाश्च सत्रिणो व्रतिनस्तथा। स्नानाच्छुद्धाः स्वस्वकार्ये भिषक्छिल्प्यादयोऽपि च ॥६९॥ द्विविधाशौचमित्युक्तं सङ्क्षेपेण मया द्विज !। तथैव चात्र विज्ञेयं तृतीयं राहुसूतकम् ॥७०॥ सर्वेषामेव वर्णानां सूतकं राहुदर्शने। स्नात्वा कर्माणि कुर्वीत शृतमन्नं विवर्जयेत् ॥७१॥ आरनालं पयस्तक्रं दधि स्नेहाद्यपाचितम्। मणिकस्थोदकं चैव तिलदर्भैर्न दुष्यति ॥७२॥ सूर्यग्रहे तु नाश्नीयात्पूर्वं

આતુરને અનાતુર બીજો કોઇ શુચિ પુરૂષ સ્નાન કરી કરીને દશવાર સ્પર્શ જો કરે તો તે સ્પર્શથી તે આતુર શુદ્ધ થાય છે ॥૬૭॥ જ્વરપીડિત હોવાથી સ્નાન કરવા અસમર્થ એવી રજસ્વલા નારીને ચોથે દિવસે શુદ્ધા બીજી નારી જો આજ ક્રમથી સ્નાન કરીકરીને સ્પર્શ કરે તો તેપણ શુદ્ધ થાય છે ॥૬૮॥ સ્વય રાજા, રાજકીય–રાજાએ કાર્યવિશેષમાં નિયોજેલા, અન્નસત્રમાં પ્રવર્તેલા, પ્રાયશ્ચિત્તરૂપ વ્રતમાં પ્રવર્તેલા, વૈદ્યો, સુતાર આદિક શિલ્પિઓ, ઇત્યાદિકપણ સ્નાન કરીને તત્ક્ષણ પોતપોતાનાં વ્યવહારદર્શનાદિ કાર્ય કરવામાં શુદ્ધ થાય છે ॥૬૯॥

હે દ્વિજ ! આ પ્રમાણે બન્ને પ્રકારનું પણ આશૌચ મેં સંક્ષેપમાં કહ્યું અને તેની વિશુદ્ધિનો પ્રકારપણ કહ્યો. (આનો વિસ્તાર મિતાક્ષરાથકી જાણવો ) તેજપ્રકારે ઉપરાગ–ગ્રહણમાં પણ સૂતક ત્રીજું જાણવું ॥૭૦॥ આ ઉપરાગનિમિત્તનુ આશૌચ બ્રાહ્મણાદિ સર્વ વર્ણોને સાધારણ છે, તો સર્વેએ ઉપરાગના આરંભમાં શીત જળથી સ્નાન કરીને જપાદિ કર્મો કરવાં જે પ્રથમ રાંધેલું અન્ન ઉપરાગસમયે રહ્યુ હોય તો તે અશુચિ હોઇને ત્યાજ્ય છે ॥૭૧॥ જે તો અથાણું, દુધ, દહી, છાસ, ઘૃત તૈલાદિકમા પકવ કરેલું અન્ન, મણિક–માંણ ગાગર્યમાં ભરેલુ પૂર્ણ જળ છે તે સર્વમાં તલ અને દર્ભ નાંખવાથી ગ્રહણકૃત અપવિત્રપણુ પ્રાપ્ત થતું નથી અહી જળમાં જે દોષાભાવ કહ્યો તેતો આપત્કાળમા કે ગંગોદકમાં જાણવો, કેમતો સ્મૃત્યંતરમા તેનો નિષેધ કર્યો છે ॥૭૨॥ સૂર્યગ્રહણમાં ગ્રહણપ્રહર પહેલા ચાર

**यामचतुष्टयम् । चन्द्रग्रहे च यामांस्त्रीन्बालवृद्धातुरान्विना ॥७३॥ ग्रस्तोदये च सूर्यस्य पूर्वरात्रौ न भोजनम् । ग्रस्तोदये विधोः पूर्वं नाहि भोजनमाचरेत् ॥७४॥ ग्रस्तास्ते सति तिग्मांशोरहोरात्रमुपोषणम् । कुर्यात्परेऽह्नि दृष्ट्वाऽर्कं ततः कुर्वीत भोजनम् ॥७५॥ ग्रस्ते चास्तं गते त्विन्दौ ज्ञात्वा मुक्त्यवधारणम् । स्नानहोमादिकं कुर्याद्भुञ्जीतेन्दूदये पुनः ॥७६॥ बालवृद्धातुराणां च रवीन्द्वोर्ग्रहणात्पुरा । याम एको वर्जनीयो भोजनादावपि ध्रुवम् ॥७७॥ अज्ञा-**

પ્રહરપર્યંત બાળ વૃદ્ધ અને આતુરથકી બીજાઓએ જમવું નહિ. ચંદ્રગ્રહણમાં તો ગ્રહણપહોર પહેલાં ત્રણ પહોરમાં જમવું નહિ. એટલે સૂર્યચંદ્રગ્રહણમાં જે પ્રહરવિષે ગ્રહણ થવાનું હોય તે ગ્રહણકાળ અને તેથકી જે પ્રથમ વર્તતા ચાર ત્રણ પ્રહરાત્મક કાળ વેધકાળ કહ્યો છે. તે આ બન્ને કાળમાં ભોજન કરવું નહિ. આનો અભિપ્રાય એવો છે કે–દિવસના પ્રથમ પ્રહરમાં સૂર્યગ્રહણ હોય તો પૂર્વરાત્રિના ચાર પહોરમાં જમવું નહિ. દ્વિતીય પ્રહરમાં ગ્રહણ હોયતો રાત્રિના દ્વિતીય પ્રહરાદિકમાં જમવું નહિ. એરીતે રાત્રિના પ્રથમ પ્રહરમાં ચંદ્રગ્રહણ હોયતો દિવસના દ્વિતીય પ્રહરાદિકમાં જમવું નહિ. રાત્રિના દ્વિતીય પ્રહરાદિકમાં ગ્રહણ હોયતો દિવસના તૃતીય પ્રહરાદિકમાં જમવું નહિ ॥૭૩॥ સૂર્યનો ગ્રસ્તોદય હોય તો પૂર્વરાત્રિ–ગ્રસ્તોદય દિનની પ્રથમ રાત્રિએ ભોજન નજ કરવું. (કેમતો ઉપરાગયામ પહેલાં ચારયામમાં ભોજનનો પ્રતિષેધ પ્રથમ કર્યો છે) ચંદ્રનો ગ્રસ્તોદય હોય તો પ્રથમ દિવસે ભોજન કરવું નહિ (કેમતો ઉપરાગયામ પહેલાં ત્રણયામમાં ભોજનનો પ્રતિષેધ પ્રથમ કર્યો છે) ॥૭૪॥ સૂર્યનો ગ્રસ્તાસ્તમય હોય તો પૂર્વના ચાર પ્રહરમાં ભોજનનો નિષેધ હોવાથી અહોરાત્ર ઉપવાસ કરવો. દ્વિતીય દિવસે ઉદય પામેલા સૂર્યનાં દર્શન કરીને જમવુ ॥૭૫॥ ચંદ્રનો ગ્રસ્તાસ્ત હોય તો દિવસે જમવું નહિ, કિંતુ ચંદ્રનો ઉદય થતાં તેનાં દર્શન કરીને પછી જમવું. તેમાં ગ્રહણનિવૃત્તિનો કાળ દૃષ્ટિગમ્ય નહિ હોવાથી જ્યોતિષીના મુખથકી તેનો નિશ્ચય કરીને સ્નાન હોમાદિ પુણ્ય કાર્ય કરવું ॥૭૬॥ સૂર્યસોમના ગ્રહણથકી પૂર્વવર્તી એક પ્રહર બાળ વૃદ્ધ

नाम्रहकाले यो भुङ्क्ते स तु नराधमः । प्राजापत्येन शुध्येद्वै वेधकाले ऽयहेण च ॥७८॥ रविग्रहः सूर्यवारे सोमे सोमग्रहस्तथा । चूडामणिरिति ख्यातः स योगः पुण्यवृद्धिकृत् ॥७९॥ वारेष्वन्येषु यत्पुण्यं ग्रहणे चन्द्रसूर्ययोः । तत्पुण्यं कोटिगुणितं योगे चूडामणौ स्मृतम् ॥८०॥ ग्रस्यमाने स्मृतं स्नानं ग्रस्ते होमः सुरार्चनम् । मुच्यमाने तथा दानं मुक्ते स्नानं विधीयते ॥८१॥ मुक्तौ यस्तु न कुर्वीत स्नानं ग्रहणसूतके । स सूतकी भवेत्तावद्यावत्स्यादपरो ग्रहः ॥८२॥ शीताम्बूष्णोदकात्पुण्यमपारक्यं परोदकात् । भूमिस्थमुद्धृतात्पुण्यं तत. प्रस्रवणोदकम् ॥८३॥ ततोऽपि सारसं पुण्यं

આતુરેપણ ભોજનાદિકમાં વર્જનીય છે—એમા ભોજન ન કરવુ ॥૭૭॥ જેતો અજ્ઞાનથી સૂર્યચદ્રગ્રહણપ્રહરમા જમે છે તે નરાધમ પ્રાજાપત્ય વ્રતથી શુદ્ધ થાય છે જેતો વેધકાળમા-ઉપરાગ પ્રહર પહેલા ત્રણ પ્રહર કે ચાર પ્રહરમા જમે છે તેનો ત્રણ દિવસ ઉપવાસ કરવાથી શુદ્ધ થાય ॥૭૮॥ જે રવિવારે રવિગ્રહણ હોય તથા સોમવારે સોમગ્રહણ હોય તો તે ચુડામણિનામથી પ્રસિદ્ધ યોગ કહેવાય તે આ યોગ દાન હોમાદિકને કર નારાઓને સુકૃતની અધિકતાને કરેછે ॥૭૯॥ તે આ ચુડામણિ નામનો યોગ, સ્નાનદાનાદિ સત્કર્મ કરનારાઓને અન્ય વારોમા વર્તતા ગ્રહણસમયે કરાતા સત્કર્મની અપેક્ષાએ કોટિગણુ અધિક ફળ આપેછે ॥૮૦॥ તેમા ગ્રહણનો આરભ થતા સ્નાન કરવુ ગ્રસ્ત થતા હોમ દેવાર્ચનાદિ કરવુ મુકાવા માડતા દાન કરવુ મુક્ત થતા શુદ્ધિસ્નાન કરવુ ॥૮૧॥ ગ્રહણ સૂતકમા ચદ્રનો કે સૂર્યનો ગ્રહણથકી વિમોક્ષ થતા જે સ્નાન ન કરે તે પુરૂષ ફરી બીજુ ગ્રહણ આવે ત્યાસુધી સૂતકી રહે માટે અવશ્ય ગ્રહણને અતે શુદ્ધિસ્નાન કરવુ ॥૮૨॥ તે સ્નાનમા ઉષ્ણ જળની અપેક્ષાએ શીત જળ શ્રેષ્ઠ છે બીજાએ આણેલા જળની અપેક્ષાએ પોતે આણેલુ જળ શ્રેષ્ઠ છે કૂપાદિકથકી કાઢેલા જળની અપેક્ષાએ ભૂમિસ્થ-તળાવમા રહેલુ જળ શ્રેષ્ઠ છે તે ભૂમિસ્થ જળની અપેક્ષાએ ગિરિનિર્ઝરણનુ જળ શ્રેષ્ઠ છે તેની અપેક્ષાએ મહાસરોવરમા રહેલુ જળ શ્રેષ્ઠ છે તેની અપેક્ષાએ સાધા

ततः पुण्यं नदीजलम् । ततो महानदीतोयं पुण्यं पुण्यस्ततोऽम्बुधिः ॥८४॥ यथासम्भवतः स्नानं कर्तव्यं स्वस्य शुद्धये । दानं देयं यथाशक्ति गोभूहेमतिलादि च ॥८५॥ भूप्रदो मण्डलाधीशः सर्वत्र सुखितोऽन्नदः । भवेच्च कीर्तिमान्भूमौ रूपवान् रूप्यदो भवेत् ॥८६॥ दीपदो निर्मलाक्षश्च गोदाता स्वर्गलोकभाक् । स्वर्णदाता च दीर्घायुस्तिलदः स्याच्च सुप्रजाः ॥८७॥ वेश्मदोऽत्युच्चसौधः स्याद्वस्त्रदश्चन्द्रलोकभाक् । हयदो दिव्ययानश्च लक्ष्मीवान्वृषभप्रदः ॥८८॥ सुभार्यः शिबिकादाता सुपर्यङ्कप्रदोऽपि च । भवेत्ततः श्रद्धयैव दानं दद्यात्स्वशक्तितः ॥८९॥ श्रद्धया प्रतिगृह्णाति श्रद्धया यो ददाति च । तावुभौ स्वर्गिणौ स्यातामन्यथा विफलं हि तत् ॥९०॥

रणु नदीनु જળ શ્રેષ્ઠ છે. તેની અપેક્ષાએ મહાનદીમા રહેલુ જળ શ્રેષ્ઠ છે. તેથકી પણ સમુદ્ર શ્રેષ્ઠ છે ॥૮૩-૮૪॥ તેમા યથાસંભવ-જે સમયે જે સંભવિત હોય તે સમયે તે જળથી પોતાની ગ્રહણનિમિત્તના આશૌચની શુદ્ધિ માટે સ્નાન કરવું અને યથાશક્તિ ગાય પૃથ્વી સુવર્ણ તિલાદિકનુ દાન દેવું ॥૮૫॥ ઉક્ત દાનોનાં ફળોને કહેછે-જે નર ભૂમિનુ દાન આપે તે મડળાધીશ-ચક્રવર્તી થાય જે અન્નનુ દાન આપે તે સર્વત્ર સુખને પામે જે રજતનુ દાન કરેછે તે ભૂમિમાં રૂપવાન્ અને કીર્તિમાન્ થાય છે. જે જન દીપનુ દાન કરે તે નિર્મળ નેત્રવાળો થાય જે ગાયનુ દાન કરેછે તે સ્વર્ગને પામેછે. જે સુવર્ણનુ દાન કરેછે તે દીર્ઘ આયુષને પામેછે. જે તલનું દાન કરેછે તે સારી પ્રજાવાળો થાયછે. ઉપસ્કરે સહિત ગૃહનું દાન દેનારો નર સ્વર્ગમા સમુન્નત હવેલીને પામેછે. વસ્ત્રનું દાન દેનારો નર ચદ્રલોકને પામેછે. અશ્વનું દાન કરનારો નર વિમાનાદિ દિવ્ય વાહનોવાળો થાય છે. વૃષભનું દાન કરનારો લક્ષ્મીવાન્ થાય છે. જે શિબિકા (મેનો પાલખી) નું કે પર્યંકનુ દાન દેછે તે સુભાર્ય-પતિવ્રતા ભાર્યાએ સપન્ન થાય છે. માટે યથાશક્તિ શ્રદ્ધાથીજ ઉક્ત દાન દેવું. (આ દાનસ્તુતિ કાળે દાનની પ્રશસ્તતાને જણાવેછે) ॥૮૬-૮૯॥ જે શ્રદ્ધાથી દાન કરેછે અને જે શ્રદ્ધાથી પ્રતિગ્રહ કરેછે તે બન્ને સ્વર્ગભાગી થાય. અન્યથા આપેલું અને અન્યથા પ્રતિગ્રહેલું તો નિષ્ફળ

चन्द्रसूर्यग्रहे यस्तु श्राद्धं विधिवदाचरेत्। तेनैव सकला पृथ्वी दत्ता भवति निश्चितम् ॥९१॥ रात्रौ श्राद्धे न दोषोऽस्ति ग्रहणे शशिनः किल। आशौचिनोऽपि ग्रहणे श्राद्धादिर्विहिता क्रिया ॥९२॥ एवं सदाचारविधिर्मया तुभ्यं प्रदर्शितः। गृहाश्रमस्थितानां हि सर्वेषां सुखदायकः ॥९३॥ श्रीविष्णुभक्त्या सहितं य एतं नित्यं सदाचारमिहानुतिष्ठेत्। स प्राप्नुयात्कीर्तिमतीव शुद्धामन्ते च गोलोकपदं द्विजेन्द्र! ॥९४॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे पञ्चमप्रकरणे धर्मोपदेशे सदाचारेषु शुद्धिविधिनिरूपणनामैकोनविंशोऽध्यायः ॥१९॥

श्रीनारायणमुनिरुवाच—श्राद्धानि च यथाशक्ति यथाकालं यथाधनम्। यथाविधि प्रकुर्वीत गृहस्थो नियमान्वितः ॥१॥ प्रेतं पितृंश्च

થાય ॥૯૦॥ જેતો ચંદ્રગ્રહણમાં કે સૂર્યગ્રહણમા શ્રાદ્ધ યથાવિધિ કરે છે તે પુરૂષ સમગ્ર પૃથ્વીનુ દાન કરવાથી જે ફળ થાય તે ફળને નિશ્ચે પામેછે ॥૯૧॥ શંકા-રાત્રિએતો શ્રાદ્ધનો નિષેધ છે? તો તે સત્ય છે. તે આ નિષેધ ચંદ્રગ્રહણથકી અન્યત્ર છે-ચંદ્રગ્રહણમાં શ્રાદ્ધનો દોષ નથી. એરીતે આશૌચ સતેપણ ગ્રહણમાં શ્રાદ્ધાદિ ક્રિયાતો કરવીજ ॥૯૨॥ આ પ્રકારે સદાચારવિધિ કે જે સર્વે ગૃહસ્થોના શ્રેયને કરનારો છે તે તમને નિરૂપણ કરી બતાવ્યો ॥૯૩॥ હે દ્વિજેન્દ્ર! તે આ સદાચારવિધિને જે પુરૂષ શ્રદ્ધાભક્તિસહિત નિત્ય અનુષ્ઠાન કરે તે આ લોકમા શુદ્ધ બહુ કીર્તિને પામીને, પરલોકમાં જ્ઞાનભક્તિદ્વારા ગોલોકપદને પામે ॥૯૪॥ ઇતિ શ્રીમત્સંગિજીવને...પંચમપ્રકરણે ધર્મોપદેશે સદાચારેષુ શુદ્ધિવિધિનિરૂપણનામૈકોનવિંશોઽધ્યાયઃ ॥૧૯॥

## [1]અધ્યાય ૨૦ મો.

શ્રીનારાયણમુનિ કહેછે—હે બ્રહ્મન્! ગૃહસ્થ યથાકાળ યથાધન યથાશરીરશક્તિ યથાવિધિ બ્રહ્મચર્યાદિ નિયમોએ યુક્ત થઈને શ્રાદ્ધ કરે ॥૧॥ શ્રાદ્ધપદની નિરૂક્તિ કહેછે-પ્રેત-મરેલા પોતાના પિત્રાદિકને કે અગ્નિષ્વા-

[1] આ અધ્યાયમા ભગવાને શ્રાદ્ધવિધિનુ સવિસ્તર નિરૂપણ કર્યું છે

निर्दिश्य भोज्यं दानं च तत्प्रियम् । श्रद्धया दीयते पुंसा यत्तच्छ्राद्धं प्रकीर्त्यते ॥२॥ नित्यं नैमित्तिकं काम्यं वृद्धिश्राद्धं सपिण्डनम् । गोष्ठीश्राद्धं पार्वणं च शुद्धिश्राद्धं तथाऽष्टमम् ॥३॥ कर्माङ्गं नवमं श्राद्धं दैविकं दशमं स्मृतम् । पौष्टिकं यात्रिकं चेति श्राद्धानि द्वादशैव तु ॥४॥ एकोद्दिष्टं पार्वणं च वृद्धिश्राद्धं सपिण्डनम् । श्राद्ध-

त्तादिक पित्रिओએ ઉદ્દેશીને તેમની પ્રસન્નતા માટે જે ભોજ્ય-અન્નાદિ કે બીજું સુવર્ણાદિ પુત્રાદિપુરૂષે શ્રદ્ધાથી અપાય છે તે શ્રાદ્ધ કહ્યુ છે ॥૨॥ તે શ્રાદ્ધ નિત્ય-નિયતપણે પ્રતિદિન કરવાનું, નૈમિત્તિક-નિમિત્તનિર્દિષ્ટ એકોદ્દિષ્ટાદિ, કામ્ય-ફળકામનાને ઉદ્દેશીને કરવાનું, વૃદ્ધિશ્રાદ્ધ-નાંદીશ્રાદ્ધ, સપિંડીકરણ, ગોષ્ઠીશ્રાદ્ધ-શ્રાદ્ધકર્તા જનોએ ભેગામળી કરવાનું, પાર્વણ-અમાવાસ્યાદિપર્વમાં કરવાનું, શુદ્ધિશ્રાદ્ધ-બહુવિદ્વાનોએ પિતૃતૃપ્તિને ઉદ્દેશીને સુખસંપત્તિમાટે બ્રાહ્મણભોજનવડે કરવાનું, કર્માંગ-ગર્ભાધાનાદિ કર્મનિમિત્તથી કરવાનું, દૈવિક-દેવોદ્દેશથી કરવાનું, પૌષ્ટિક-શરીરધનાદિ પુષ્ટ્યર્થે કરવાનું, યાત્રિક-તીર્થ દેશાંતરાદિકમાં ગમનસમયે કરવાનું, આ બાર પ્રકારનું શ્રાદ્ધ કહ્યું છે ॥૩-૪॥ બીજા મુનિઓ-એકોદ્દિષ્ટ, (એક પિતાનેજ ઉદ્દેશીને કરાય તે) પાર્વણ, વૃદ્ધિશ્રાદ્ધ, સપિંડન, આ રીતે (સંક્ષેપથી) ચાર પ્રકારનું શ્રાદ્ધ કહેછે. તે નિર્ણયસિંધુમાં કહ્યુ છે-'अत्र पार्वणैकोद्दिष्टवृद्धिसपिण्डीकरणात्मकं चतुर्विधमेव मुख्यं तस्यैवायं प्रपञ्चः' ઇતિ અહીં આ લક્ષણવિભાગનો સારાશ છે-અહીંથી પ્રેત-મરણ પામેલાને ઉદ્દેશીને શ્રદ્ધાથી જે દ્રવ્યત્યાગ તે શ્રાદ્ધ કહ્યું છે. પ્રેતશબ્દથી કે પિતૃશબ્દથી મૃતનોજ નિર્દેશ કરીને દ્રવ્યત્યાગ કરાય છે માટે આ લક્ષણમાં અવ્યાપ્તિ શકાનો અવકાશ નથી જો એકમાં મૃતનો અન્વય લે તો બીજામાં અવ્યાપ્તિશકા આવે. બન્નેમા અન્વય લે તો તે શકા ન આવે. તો પ્રેતત્વ પિતૃત્વ બન્નેમાં અનુગત મૃતત્વ લેવું જેથી બન્નેમાં શ્રાદ્ધલક્ષણની સંગતિ થાય. તે શ્રાદ્ધ પાર્વણ એકોદ્દિષ્ટ એવા ભેદથી બે પ્રકારનુંજ છે. તેમાં ત્રણ પુરૂષને (પિતા પિતામહ પ્રપિતામહ) ઉદ્દેશીને જે કરાય તે પાર્વણ કહેવાય એક પુરૂષને ઉદ્દેશીને જે કરાય તે એકોદ્દિષ્ટ કહેવાય એરીતે

मेवं चतुर्धेति वदन्ति मुनयोऽपरे ॥५॥ दक्षिणाप्रवणे देशे तीर्थादौ

અન્ને પ્રકારનુપણ શ્રાદ્ધ નિત્ય નૈમિત્તિક કામ્યભેદથી ત્રણ પ્રકારે ભેદ પામે છે. બીજા શ્રાદ્ધભેદોનો આમાંજ સમાવેશ થતો હોવાથી પૃથક્પણે વિભાગની અધિકતા યુક્ત નથી. તે કહેછે–જે નિત્ય શ્રાદ્ધ–પ્રતિદિન કરવાનું જીવનનિમિત્તવાળું કે નિયતકાળપ્રાપ્ત અમાવાસ્યાશ્રાદ્ધાદિ છે તે પૂર્વોક્ત પાર્વણ કે એકોદ્દિષ્ટ બેમાંથી ગમે તે એકમાં અંતર્ગતજ છે, માટે તેનું પાર્થક્ય નથી. જે તો નૈમિત્તિક–અનિયત નિમિત્તવાળુ એકોદ્દિષ્ટ કે ગ્રહણશ્રાદ્ધાદિ છે તેપણ ઉક્ત બેમાથી એકમા અતર્ગતજ છે. જે કામ્ય–કામનામૂળ વૃદ્ધિશ્રાદ્ધાદિ છે તેપણ તેથકી વ્યતિરિક્ત નથી–જુદુ નથી. તેપણ પાર્વણ સદૃશજ છે. સપિંડનપણ તેમજ છે. એજરીતે ગોષ્ઠીશ્રાદ્ધાદિકનો સમાવેશ સમઝી લેવો તેતે શ્રાદ્ધલક્ષણવચનથીજ તેનો તેનો તેમાં તેમાં સમાવેશ જણાય છે. તે આ વચનો–'अहन्यहनि यच्छ्राद्धं तन्नित्यमिति कीर्त्यते। वैश्वदेवविहीनं तु अशक्तावुदकेन तु। एकोद्दिष्टं तु यच्छ्राद्धं तन्नैमित्तिकमुच्यते। तदप्ययुग्मं कर्तव्यमयुग्मानाशयेद्द्विजान्॥' 'अभिप्रेतार्थसिद्ध्यर्थं काम्यं पार्वणवत् स्मृतम्। पुत्रजन्मविवाहादौ वृद्धिश्राद्धमुदाहृतम्। पितृपात्रेषु पिण्डेषु सपिण्डीकरण तु तत्। प्रतिपर्वं भवेद्यस्मात् प्रोच्यते पार्वणं तु तत्। गोष्ठ्यां यत् क्रियते श्राद्धं गोष्ठीश्राद्धं तदुच्यते। बहूनां विदुषां प्राप्तौ सुखार्थं पितृतृप्तये।' 'क्रियते शुद्धये यत्तु ब्राह्मणानां तु भोजनम्। शुद्ध्यर्थमिति तत्प्रोक्तं श्राद्धं पार्वणवत्स्मृतम्।' 'निषेककाले सोमे च सीमन्तोन्नयने तथा। ज्ञेयं पुंसवने श्राद्धं कर्माङ्गं वृद्धिवत्कृतम्। देवानुद्दिश्य क्रियते यत्तद्दैविकमुच्यते। तन्नित्यश्राद्धवत् कुर्यात् द्वादश्यादिषु यत्नवत्। गच्छन् देशांतर यद्धि प्रोक्तं कुर्यात्तु सर्पिषा। तद्यात्रार्थमिति श्राद्धं प्रवेशे च न संशयः॥' ઇતિ. આ લક્ષણવચનોની પર્યાલોચના કરતાં એમનો નિત્ય નૈમિત્તિક કામ્યવર્ગ થકી બહિર્ભાવ જણાતો નથી. તેમજ નિરૂક્ત પાર્વણ એકોદ્દિષ્ટથકી બહિર્ભાવ જણાતો નથી તથાપિ વિશેષત કરેલુ પ્રપચન, નિમિત્તભેદ કામનાભેદના જ્ઞાપનથી સ્પષ્ટ બોધ આપવામાત્રમા પર્યવસાન પામેછે ॥૫॥ હવે શ્રાદ્ધયોગ્ય દેશ કહેછે–તીર્થાદિ–દેવર્ષિસેવિત નદીસરોવરના તીરમાં, પુણ્ય

स्वगृहेऽपि च । भूसंस्कारादिसंयुक्ते श्राद्धं कुर्यात्प्रयत्नतः ॥६॥ तुलसीकाननच्छाया यत्र स्थाने भवेद्द्विज ! । तत्र श्राद्धं प्रदातव्यं पितॄणां तृप्तिहेतवे ॥७॥ शमीपत्रप्रमाणेन पिण्डं दद्याद्गयाशिरे । उद्धरेत्सप्तगोत्राणां कुलान्येकोत्तरं शतम् ॥८॥ म्लेच्छदेशे तथा रात्रौ सन्ध्यायां विप्रवर्जितः । न श्राद्धमाचरेद्विद्वानान्तरिक्षे कदाचन ॥९॥ आहुः षण्णवतिं श्राद्धान्यृषयः पितृतृप्तये । देशकाला-

આશ્રમમાં, અથવા પોતાના ગૃહમાં, તેમાંપણ વાળવું લીંપવું વિગેરે ભૂમિસંસ્કારે યુક્ત એવા સ્થાનમાં, તેમાંપણ દક્ષિણાપ્રવણ-દક્ષિણદિગ્ભાગમાં કિંચિત્ નમ્ર પ્રદેશમાં શ્રાદ્ધ કરવું. યદ્યપિ પ્રદેશનું સ્વતઃ દક્ષિણાપ્રવણપણું દુર્ઘટ છે. તથાપિ પ્રયત્નથી તે સંપાદન કરવું. તેમજ મનુ કહેછે-'शुचिं देशं विविक्तं तु गोमयेनोपलेपयेत् । दक्षिणाप्रवणं चैव प्रयत्नेनोपपादयेत् ॥' ઇતિ ॥૬॥ જે સ્થળમાં તુળસીવનની છાયા આવતી હોય તેમાં કરેલું શ્રાદ્ધ પિત્રિઓને વિશેષતઃ તૃપ્તિકર માન્યું છે ॥૭॥ ગયાશિર નામના ક્ષેત્રવિશેષમાં સમડીપત્રપ્રમાણ પિંડને જે આપે તે પિતાના ગોત્રમાં ચોવીશ પુરૂષો, માતાના ગોત્રમાં વીશ પુરૂષો, ભાર્યાના ગોત્રમાં સોળ પુરૂષો, ભગિનીના ગોત્રમાં બાર પુરૂષો, દુહિતાના ગોત્રમાં અગીયાર પુરૂષો, પિતૃષ્વસા (ફોઇ) ના ગોત્રમાં દશ પુરૂષો, માતૃસ્વસા (માશી)ના ગોત્રમાં આઠ પુરૂષો, આવા અનુક્રમે સાત ગોત્રોના એકસો એક પુરૂષોનો ઉદ્ધાર કરેછે. (આમાં અર્ધાં કુળ પૂર્વનાં અને અર્ધાં પછીનાં લેવાં) આ વાયુપુરાણને અનુસારે કહ્યુંછે-'पिता माता च भार्या च भगिनी दुहिता तथा । पितृमातृष्वसा चैव सप्त गोत्राणि वै विदुः ॥ तत्त्वैर्नि विंशतिर्नृपो द्वादशैकादशादर्शे । अष्टाविति क्रमेणैवं कुलान्येकोत्तरं शतम् ॥' ઇતિ. ગયાશિરનું લક્ષણ આદિત્યપુરાણમાં કહ્યુંછે-'पञ्चक्रोशं गयाक्षेत्रं क्रोशमेकं गयाशिरः । महानद्याः पश्चिमेन यावद्गृध्रेश्वरी गिरिः ॥ उत्तरे महायूपस्य यावद्दक्षिणमानसम् । एतद्गयाशिरो नाम विष्णुलोकेषु विश्रुतम् ॥' ઇતિ ॥૮॥ (હવે વર્જ્ય દેશકાળને કહેછે) મ્લેચ્છમય દેશમાં તથા વિપ્રવર્જીત દેશમાં તથા અંતરિક્ષ પ્રદેશમાં-મેડા ઉપર રચેલા સ્થળમાં રાત્રિએ અને સંધ્યા-

नुकूल्ये हि सत्यां च श्राद्धसंपदि ॥१०॥ अमामनुयुगक्रान्तिधृतिपातमहालयाः। आद्यन्ततिथिसंयुक्ता अष्टकाश्चेति तानि तु ॥११॥ भाद्रकृष्णत्रयोदश्यां मघास्विन्दौ करे रवौ। गजच्छायामिधो योगस्तत्र श्राद्धं महाफलम् ॥१२॥ महानदीषु सर्वासु तीर्थेषु च गयामृते। जीवत्पितापि कुर्वीत श्राद्धं पार्वणधर्मवित् ॥१३॥ दर्शश्राद्धं गयाश्राद्धं श्राद्धं चापरपक्षिकम्। न जीवत्पितृकः कुर्यात्तिलैस्तर्पणमेव च ॥१४॥ तीर्थयात्राप्रसङ्गेन गयाप्राप्तौ तु धर्मवित्। तीर्थश्राद्धं तत्र कुर्याच्छ्राद्धार्थं न तु तां व्रजेत् ॥१५॥ उद्वाहे पुत्र-

समये विद्वाने श्राद्ध क्यारेय करवुं नहि ॥९॥ देशकाळनी अनुकूळता होय अने श्राद्धयोग्य संपदा होय तो प्रतिसंवत्सर पित्रिओनी तृप्तिमाटे ९६ छन्नु श्राद्धो करवां, एम महर्षिओ कहेछे ॥१०॥ श्राद्धना ते ९६ भेदो आ प्रकारे छे-बार अमावास्याओ, चौद मन्वादितिथिओ, चार युगादितिथिओ, बार सूर्यना मेषादिराशिप्रवेश दिवसो, तेर वैधृति नामना योगो, तेर व्यतीपात नामना योगो, महालय-भाद्रपदमासना अपरपक्षनी (शुक्लप्रतिपदासहित) सोळ तिथिओ, आद्यन्ततिथिसंयुक्त-सप्तमी नवमी नामनी पूर्वापर चार तिथिओए सहित अष्टकाओ-हेमंतशिशिरऋतुना अपरपक्षनी चार अष्टमीओ, (मळीने बार दिवसो) आ प्रकारे श्राद्धदिवसो प्रतिसंवत्सर छन्नु थाय छे ॥११॥ भाद्रपदमासना कृष्णपक्षनी त्रयोदशी तिथिए मघानक्षत्रमां चंद्रमा होय अने हस्त नक्षत्रमां सूर्य होय तो ते गजच्छाया नामनो योग कह्यो छे. आ योगमां करेलुं श्राद्ध महाफळने आपेछे ॥१२॥ समस्त गंगादि महानदीओमां अने गयाशिर विनानां समस्त पुष्करादि तीर्थोमां जीवत्पिता (जेनो पिता जीवतो होय एवो पुत्रादि) पण श्राद्ध करे. केमतो 'जीवत्पितृके गया श्राद्ध न करवुं' एम विशेषतः प्रतिषिद्ध छे. तेनुं वचन छे-'दर्शश्राद्ध गयाश्राद्ध, महालयश्राद्ध अने तिलवडे तर्पणने जीवत्पितृक न करे' एम छे. आज विशेषवचनथी अन्यत्र श्राद्ध अनुमत छे अने नदीतीर्थसन्निधिमां ते विहित छे ॥१३-१४॥ तीर्थयात्राप्रसंगथी जो गयांजी जाय तो धर्मज्ञ जीवत्पितृक जन तीर्थश्राद्ध-

जनने पुत्रेष्ट्यां सौमिके मखे । तीर्थे ब्राह्मण आयाते पडेते जीवत पितु ॥१६॥ महालये गयायां च वृद्धौ चान्वष्टकासु च । श्राद्धं द्वादशदैवत्यं शेष षाट्पौरुषं विदु ॥१७॥ विषुवायनसङ्क्रान्तिमन्वादिषु युगादिषु । विहाय पिण्डनिर्वापं श्राद्ध कुर्वीत धर्मवित् ॥१८॥ अन्वष्टकासु वृद्धौ च गयायां च क्षयेऽहनि । कार्यं मातु पृथक् श्राद्धमन्यत्र पतिना सह ॥१९॥ स्वधर्मनिरतो विप्र श्राद्धे भोजनमर्हति । वेदशास्त्रार्थवेत्ताऽपि दुराचारो न कर्हिचित् ॥२०॥

---

માત્રને કરે પણ શ્રાદ્ધ કરવા (પિંડપ્રદાનમાટે) ગયાજી જાય નહિ ॥૧૫॥ વિવાહ, પુનર્જન્મ, પુત્રેષ્ટિ સોમયાગ, તીર્થ, સદ્ધર્મનિષ્ઠ શ્રોત્રિય બ્રાહ્મણનુ આગમન, આવા છ નિમિત્તોમા જેનો જનક જીવતો હોય તે શ્રાદ્ધ કરે ॥૧૬॥ મહાલય-ભાદ્રપદના અપરપક્ષમા આવતા સોળ શ્રાદ્ધોમા, ગયાશ્રાદ્ધમા, વૃદ્ધિશ્રાદ્ધમા અને અન્વષ્ટકા-ચાર અષ્ટકાઓના દ્વિતીયદિને વર્તતી ચાર નવમીઓમા દ્વાદશદેવતાક શ્રાદ્ધ કરવાનુ કહ્યુ છે અને તેથકી બીજુ શ્રાદ્ધ ષટ્પુરૂષક કરવાનુ કહ્યુ છે પિતા પિતામહ પ્રપિતામહ, માતા પિતામહી પ્રપિતામહી, માતામહ પ્રમાતામહ વૃદ્ધપ્રમાતામહ, માતામહી પ્રમાતામહી વૃદ્ધપ્રમાતામહી, આ બાર દેવતાઓ જાણવી પિતા પિતામહ પ્રપિતામહ, માતામહ પ્રમાતામહ વૃદ્ધપ્રમાતામહ, આ છ પુરૂષો જાણવા ॥૧૭॥ વિષુવ મેષતુલામા સૂર્યસંક્રમણનો કાળ, અયન-મકર કર્કમા સૂર્યસંક્રમણનો કાળ, (ઉત્તરાયણ દક્ષિણાયન) સંક્રાંતિ-અન્ય વૃષાદિરાશિમા સૂર્યસંક્રમણનો કાળ, ચૌદ મન્વાદિતિથિઓ અને યુગાદિ તિથિઓમા પિંડપ્રદાન થકી બીજુ શ્રાદ્ધકર્મ ધર્મજ્ઞ પુરૂષ કરે પિંડપ્રદાનમાત્રને ન કરે ॥૧૮॥ અન્વષ્ટકાઓ-હેમંતશિશિરઋતુના અપરપક્ષની નવમીઓમા વૃદ્ધિશ્રાદ્ધમા ગયાશ્રાદ્ધમા અને મૃતતિથિશ્રાદ્ધમા માતાનુ પૃથક્-સ્વતંત્ર પણે શ્રાદ્ધ કરવુ અન્યત્ર-ઈતરશ્રાદ્ધદિનોમા તો પતીની સાથેજ (પિતાની સાથેજ) કરવુ, પણ સ્વતંત્રપણે નહિ ॥૧૯॥

(હવે શ્રાદ્ધમા વરવા યોગ્ય વિપ્રોનુ નિરૂપણ કરે છે) વેદશાસ્ત્રાર્થવેત્તા હોય પણ જે તેમા કહેલા ધર્મોના અનુષ્ઠાનપર ન હોય તે શ્રાદ્ધમા ક્યારેય

यत्र वेदास्तपो यत्र यत्र वृत्तं द्विजाग्रजे । पितृश्राद्धेषु तं यत्नाद्विद्वान्विप्रं समर्चयेत् ॥२१॥ गायत्रीमात्रसारोऽपि वरं विप्रः सुयन्त्रितः । नायन्त्रितश्चतुर्वेदी सर्वाशी पापकर्मकृत् ॥२२॥ तीर्थेषु ब्राह्मणं नैव परीक्षेत कदाचन । अन्नार्थिनमनुप्राप्तं भोज्यं तं मनुरब्रवीत् ॥२३॥ विद्यादिगुणसम्पन्नो न लभ्येत यदि द्विजः । मातामहादयोऽप्यर्च्यास्तदा यदि सुलक्षणाः ॥२४॥ मातामहोऽथ दौहित्रो भागिनेयश्च मातुलः । मातृष्वसेयस्तत्स्रश्च मातुलेयस्तथैव च ॥२५॥ जामाता श्वशुरश्चैव भार्याभ्राता च तत्सुतः । ऋत्विग्गुरुरुपाध्याय आचार्यः श्रोत्रियस्तथा ॥२६॥ सुवृत्ताश्च सदाचारा एते श्राद्धेषु पावनाः । दुराचारा यदैते स्युस्त्याज्यास्तेऽपि तदा किल

ભોજનને યોગ્ય નથી. પરંતુ સ્વધર્મનિષ્ઠ વિપ્રજ યોગ્ય છે ॥૨૦॥ જે વેદાધ્યયનવાળો, તપમાં નિષ્ઠાવાળો અને સદાચારસંપન્ન હોય તે વિપ્રવરને શ્રાદ્ધકર્મમાં પ્રયત્નથી પૂજે ॥૨૧॥ ભલે સમગ્ર વેદને નહિ ભણેલો હોય અને ભલે શાસ્ત્રને ભણેલો ન હોય તોપણ જે ગાયત્રીમાત્રપરાયણ અને સ્વવર્ણાશ્રમોચિત ધર્મનિષ્ઠ હોય તો તે વિપ્ર શ્રાદ્ધમાં શ્રેષ્ઠ છે. પણ ચાર વેદોને ભલે ભણેલો પણ જે સર્વેનું અન્ન ભક્ષણ કરવાના સ્વભાવવાળો પાપાચારી હોય તો તે શ્રાદ્ધમાં ગ્રાહ્ય નથી ॥૨૨॥ ( આમાં આ અપવાદ છે ) તીર્થશ્રાદ્ધમાં વિપ્રની વિશેષતઃ પરીક્ષા ન કરે. યદૃચ્છાથી આવેલો અન્નાર્થી વિપ્ર તે શ્રાદ્ધમાં ભોજનલાયક છે એમ મનુ કહે છે ॥૨૩॥ જો સ્વધર્મનિષ્ઠ ઉક્ત વિદ્યાદિ ગુણલક્ષણવાળો વિપ્ર ન મળે તો પોતાના દેહાનુબન્ધી માતામહાદિક જો સદાચારસંપન્ન હોય તો તેઓ પણ શ્રાદ્ધમાં પૂજ્ય છે ॥૨૪॥ માતામહ-માનો બાપ, દૌહિત્ર-દીકરીનો દીકરો, ભાગિનેય-બ્હેનનો પુત્ર, મામો, માસીનો પુત્ર, માસીના પુત્રનો પુત્ર, મામાનો પુત્ર, જમાઇ, સાસરો, શ્યાળક, તેનો પુત્ર, ઋત્વિક્-યજ્ઞકર્તા વિપ્ર, ગુરૂ-ક્રિયાઓ કરીને વેદ ભણાવનાર, ઉપાધ્યાય-વેદના એક દેશનો અધ્યાપક, આચાર્ય-ઉપનયનમાત્ર કરીને વેદ ભણાવનારો, શ્રોત્રિય-વેદ ભણેલો, આ માતામહાદિ જો સુશીલ સદાચારપર હોય તોજ શ્રાદ્ધમાં યોગ્ય છે. અન્યથાતો શ્રાદ્ધમાં

॥२७॥ युगानुरूपतो यस्तु विद्याचारादिसंयुत. । न निन्द्यकर्मकर्ता चेच्छ्राद्धे पूज्य. स वाडव. ॥२८॥ हरेर्भक्तो यतिर्यत्र श्राद्धे भुङ्क्ते तदा तु तत् । परिपूर्णं भवेच्छ्राद्धं विनापि श्राद्धसम्पदम् ॥२९॥ यो वै यतीननादृत्य भोजयेदितरान्द्विजान् । विजानन्वसतो ग्रामे कव्यं तद्याति राक्षसान् ॥३०॥ दैवे कर्मण्युदक्संस्थान् प्राङ्मुखानुपवेशयेत् । उदङ्मुखान् द्विजान् पित्र्ये प्राक्संस्थानुपवेशयेत् ॥३१॥ द्वौ दैवे पितृकृत्ये त्रीनेकैकमुभयत्र वा । भोजयेत्सुसमृद्धोऽपि न प्रसज्जेत विस्तरे ॥३२॥ सत्क्रियां देशकाले च शौचं ब्राह्मणसम्पदम् । पञ्चैतान्विस्तरो हन्ति तस्मात्कुर्यान्न विस्तरम् ॥३३॥ भिक्षुको ब्रह्म-

---

ત્યાજ્યજ છે ॥૨૫-૨૭॥ યદ્યપિ કળિમા વિદ્યા અને સદાચારે સમુન્નત પુરૂષ દુર્લભ છે, તથાપિ યુગાનુસારે સમુચિત વિદ્યા અને શીરે સપન્ન, પ્રધાનપણે દુરાચારે રહિત જે હોય તે વિપ્ર શ્રાદ્ધકર્મમા પૂજ્ય છે ॥૨૮॥ હરિનો ભક્ત ગૃહસ્થ કે યતિ જે શ્રાદ્ધમા જમે છે તે શ્રાદ્ધ દ્રવ્યથી કિંચિત્ ન્યૂન હોય તોપણ જમનારાના ગુણોત્કર્ષને લીધે પરિપૂર્ણ થાય છે ॥૨૯॥ જો ગામમા યતિઓ હોયતો તેમની અવજ્ઞા કરીને જે જન શ્રાદ્ધમા બીજાને જમાડે તો તે કવ્ય-શ્રાદ્ધમા પિત્રિઓને આપેલુ અન્ન રાક્ષસોને પામે છે, પિત્રિઓને નહિ ॥૩૦॥ તેમા દૈવ (વૈશ્વદેવમા) કર્મમા ઉત્તરભાગમા પૂર્વાભિમુખે રહેલા દ્વિજોને પિત્ર્યકર્મમા પૂર્વભાગમા ઉત્તરાભિમુખે બેસારે ॥૩૧॥ દૈવકર્મમા બે બ્રાહ્મણો અને પિત્ર્યકર્મમા ત્રણ બ્રાહ્મણોને જમાડે અથવા બન્નેમાપણ એકએક બ્રાહ્મણને જમાડે ભલે સુસમૃદ્ધિસપન્ન હોય તોપણ આથી અધિક વિસ્તાર (અધિક બ્રાહ્મણ નિમન્ત્રણમા) કરવામા આસક્ત થાય નહિ ॥૩૨॥ કેમતો વિસ્તારમા જે પ્રવૃત્તિ છે તે સત્ક્રિયા દેશ કાળ શૌચ બ્રાહ્મણ આ પાચની સપત્તિ-ગુણોત્કર્ષને નાશ કરે છે વિસ્તારમાં પ્રવર્તેલાને આ પાચની ગુણસપત્તિ નજ સિદ્ધ થાય માટે વિસ્તારમા દૃષ્ટિનો ત્યાગ કરીને સત્ક્રિયા આદિકના સમુત્કર્ષમાજ આદર કરવો 'देशकालद्रव्यपात्रपूजोपकरणादि च । विस्तरेण यथाशास्त्रं न स्यादेवेति निश्चितम् ॥' એમ સ્કાદમા કહ્યુ છે ॥૩૩॥ વરેલા વિપ્રો શ્રાદ્ધભૂમિમા જમવા

चारी वा भोजनार्थमुपस्थितः । उपविष्टेषु विप्रेषु कामं तमपि भोजयेत् ॥३४॥ दन्तधावनताम्बूलं तैलाभ्यङ्गमभोजनम् । रत्यौपधपरान्नं च श्राद्धकृत्सप्त वर्जयेत् ॥३५॥ पुनर्भोजनमध्वानं भाराध्ययनमैथुनम् । दानं प्रतिग्रहं होमं श्राद्धभुक्त्वष्ट वर्जयेत् ॥३६॥ भोक्ष्यन्करिष्यन् श्वः श्राद्धं पूर्वरात्रौ प्रयत्नतः । भोजनं च व्यवायं च ऋतावपि विवर्जयेत् ॥३७॥ श्राद्धं दत्त्वा च भुक्त्वा च पुमान् यस्तु स्त्रियं व्रजेत् । पितरस्तस्य तन्मासे तस्मिन्रेतसि शेरते ॥३८॥ अन्नक्षीरघृतक्षौद्रैरिक्षेवेण च तर्पिताः । प्राप्नुवन्त्यक्षयां तृप्तिं सर्वे पितृगणा अपि ॥३९॥ पलपैतृकमुक्तं यत्कचित्तत्तु कलौ युगे । निषिद्धमस्ति निगमे कर्तव्यं तन्न कर्हिचित् ॥४०॥ पराशरो मुनिश्रेष्ठः प्राहातः सकलान्मुनीन् । अनुव्रतान्सुव्रतादीन्मुख्या यस्य स्मृतिः

બેસતા તે સમયે જો બીજો ભિક્ષુક કે બ્રહ્મચારી જમવા માટે આવે તો તેને પણ યથેષ્ટ તે શ્રાદ્ધમાં જમાડે ॥૩૪॥

શ્રાદ્ધકર્તા પુરૂષ કાષ્ઠવડે દાંત ઘસવાપૂર્વક દાતણ, તાંબૂળભક્ષણ, તેલ ચોળીને સ્નાન, સ્ત્રીસંગ, ઔષધસેવન, પરાન્નભોજન, ઉપવાસ, આ સાત કર્મોને ત્યાગ કરે ॥૩૫॥ બીજીવાર ભોજન, ગ્રામાતર જવા નિમિત્તે માર્ગનું ઉલ્લંઘન, ભારવહન, વેદાધ્યયન, મૈથુન, દાન દેવું, દાન લેવુ, હોમ, આ આઠ કર્મોને શ્રાદ્ધભોક્તા ત્યાગ કરે ॥૩૬॥ આવતે દિવસે કરવામા આવનારા શ્રાદ્ધમા જમનારો અને શ્રાદ્ધને કરનારો પુરૂષ પૂર્વરાત્રિએ ભોજન અને ઋતુકાળમાપણ ભાર્યાગમન પ્રયત્નથી પરિવર્જે ॥૩૭॥ જેતો પુરૂષ શ્રાદ્ધ કરીને અને જમીને સ્ત્રીસંગને કરે તેના પિત્રિઓ તે માસમા તેના વીર્યમા સુવેછે ॥૩૮॥ અન્ન દુધ ઘૃત મધ ગોળ આદિકવડે તૃપ્ત કરેલા તમામ પિત્રિઓ સંપૂર્ણ તૃપ્તિને પામેછે ॥૩૯॥ જેતો માસવડે શ્રાદ્ધકર્મની કોઇએ અભ્યનુજ્ઞા કરીછે તેતો કળિયુગમા વેદનિષિદ્ધ છે, માટે તેનાથી શ્રાદ્ધ કદાપિ નજ કરવુ ॥૪૦॥ જેની સ્મૃતિ કળિમા મુખ્ય છે તે મુનિશ્રેષ્ઠ પરાશરે પોતાને અનુસરેલા સુવ્રતાદિ સમસ્ત મુનિશિષ્યોને એમ કહ્યુ છે કે-તેતે કાળમાં નિપજતુ શાક, અન્ન દુધ ઘૃત ગોળ મધ, ઇત્યાદિકવડે વિપ્રોને તૃપ્ત કરવાથી

कलौ ॥४१॥ अन्नं क्षीरं घृतं क्षौद्रमैक्षवं कालशाकवत् । एतैस्तु तर्पितैर्विप्रैस्तृप्यन्ति पितरो नृणाम् ॥४२॥ यस्तु प्राणिवधं कृत्वा मांसेन तर्पयेत्पितॄन् । सोऽविद्वांश्चन्दनं त्यक्त्वा कुर्यादङ्गारलेपनम् ॥४३॥ क्षिप्त्वा कूपे यथा किञ्चिद्बाल आदातुमिच्छति । पतत्यज्ञानतः सोऽपि मांसेन श्राद्धकृत्तथा ॥४४॥ इति तद्वचनान्नित्यं श्राद्धे मांसं विवर्जयेत् । धर्मशास्त्रमुपाश्रित्य वर्तमानः सुधीः पुमान् ॥४५॥ निर्दोषं पायसं तस्माद्दपिधान्यानि च द्विजः । अर्पयेत्सर्वपितृभ्यस्तेन तुष्यन्ति ते खलु ॥४६॥ पयो दधि घृतं चैव गवां श्राद्धेषु पावनम् । महिषीणां घृतं श्रेष्ठं प्राहुर्न तु पयः क्वचित् ॥४७॥ कालः कुतुपसंज्ञश्च तथा नेपालकम्बलः । रौप्यं दर्भास्तिलाः श्राद्धे दौहित्रश्चेति पावनाः ॥४८॥ गोत्रनाम्नी समुच्चार्य

નરોના પિત્રિઓ તૃપ્ત થાય છે. જેતો પ્રાણિવધ કરીને માંસવડે પિત્રિઓને તૃપ્ત કરવા યત્ન કરેછે તે અજ્ઞ ઘસેલા ચંદનનો ત્યાગ કરી ઘસેલા અંગારથી અનુલેપ કરવાનો યત્ન કરેછે. (એવો મૂર્ખ જાણવો) જેમ કોઈ બાળક કિંચિત્ વસ્તુ કુવામાં ફેંકી દઈને તેને ગ્રહણ કરવા ઇચ્છતાં અજ્ઞાનથી અંદર પડેછે તેમ માંસવડે શ્રાદ્ધ કરનારો પણ અનર્થમાં પડેછે. (આ ત્રણ શ્લોકો પરાશરસ્મૃતિના છે) ॥૪૨-૪૪॥ હે દ્વિજ! આવું પરાશરવચન છે તો ધર્મશાસ્ત્રના તાત્પર્યને જાણનારો સુબુદ્ધિ પુરૂષ સર્વદૈવ શ્રાદ્ધમાં માંસને વર્જે ॥૪૫॥ માટે દ્વિજ નિર્દોષ દુગ્ધ અને નમારાદિ મુનિધાન્ય સર્વ પિત્રિઓને અર્પે તેથી પિત્રિઓ વિશેષતઃ નિશ્ચે તૃપ્ત થાય છે ॥૪૬॥ તેમાં ગાયોનું દુધ દહીં ઘૃત શ્રાદ્ધમાં પાવન છે પણ ભેંસોનું નહિ. ભેંસોનું ઘૃતમાત્ર શ્રેષ્ઠ છે. પણ દુધ દહી ક્યારેય નહિ ॥૪૭॥ કુતપ કાળ, (દિવસના પનર મુહૂર્તો છે તેમાં આઠમો મુહૂર્ત) નેપાળ દેશનો કાંમળો, રૂપાનું પાત્ર, દર્ભ, તિલ, દીકરીનો દિકરો, આટલા શ્રાદ્ધમાં પાવન છે ॥૪૮॥ ગોત્ર તથા નામને ઉચ્ચારીને ક્ષણદાનાદિકને કરે. તે શૌનકે કહ્યું છે—'गृहीत्वाऽमुकसंज्ञस्यामुकगोत्रस्य चामुके । श्राद्धे तु वैश्वदेवार्थं करणीयः क्षणस्त्वया ॥ इत्येवं श्राद्धकृद्ब्रुयादों तथेति वदेत्तु सः । श्राद्धस्य कर्ता स भूयात्तं प्राप्नोतु भवा-

क्षणदानादिकं चरेत् । सकारेण च वक्तव्यं गोत्रं सर्वत्र धीमता ॥४९॥ गोत्रस्य त्वपरिज्ञाने काश्यपं गोत्रमुच्चरेत् । यस्मादाह श्रुतिः सर्वाः प्रजाः कश्यपसम्भवाः ॥५०॥ पृथिवीपतिपिता प्रोक्तस्तत्पिता चान्तरिक्षसत् । अभिधानापरिज्ञाने दिविषत्प्रपितामहः ॥५१॥ विभक्तिभिस्तु यत्किञ्चित्पित्रादिभ्यः प्रदीयते । तत्सर्वं सफलं ज्ञेयं विपरीतं निरर्थकम् ॥५२॥ अक्षय्यासनयोः षष्ठी द्वितीयावाहने

निति । स वदेत्प्राप्नवानीति इतरस्त प्रति द्विजः ॥' इति અર્થ-"શ્રાદ્ધકર્તા યજમાન શ્રાદ્ધમાં વરવાના વિપ્રના ગોઠણ પકડીને એમ કહે કે-અમુક નામના અને અમુક ગોત્રના મારા અમુકના અમુક શ્રાદ્ધમાં વૈશ્વદેવાર્થે તમારે ક્ષણ (અવકાશ કે નક્કી ઠરાવ) કરવો પછી તે બ્રાહ્મણ ઓ઼ં તથા (બહુ સારૂ તમારૂં તે સ્વીકારૂં છું) એમ કહે. પછી શ્રાદ્ધકર્તા કહે કે-તમે તે ક્ષણને પ્રાપ્ત થજો. પછી વિપ્ર બોલે કે-પ્રાપ્ત થવાનું હું સ્વીકારૂંછું, એરીતે પિત્ર્યર્થે ક્ષણ કરવાનો પણ જાણી લેવો" તેમા ગોત્રોચ્ચારમા આ વિશેષ છે-બુદ્ધિમાન્ શ્રાદ્ધકર્તાએ સર્વત્ર સકાર અક્ષરે સહિત ગોત્રનો ઉચ્ચાર કરવો. જેમ કે-'काश्यपसगोत्र पराशरसगोत्र' ઈત્યાદિ જાણી લેવું. તે મત્સ્યપુરાણમા કહ્યું છે-'सकारेण तु वक्तव्यं गोत्रं सर्वत्र धीमता । सकार. कुतपो ज्ञेयस्तस्मात्तेन तं वदेत् ॥' ઇતિ ॥૪૯॥ ગોત્રનું પરિજ્ઞાન ન હોય તો કાશ્યપગોત્ર ઉચ્ચારવું, કેમતો સર્વ પ્રજાઓ કશ્યપથકી થએલીછે એમ શ્રુતિ કહેછે ॥૫૦॥ પિત્રાદિકના નામનું પરિજ્ઞાન ન હોય તો 'પૃથ્વીષત્' આ નામથી પિતાનો નિર્દેશ કરે. 'અંતરિક્ષસત્' આ નામથી પિતામહનો નિર્દેશ કરે. 'દિવિષત્' આ નામથી પ્રપિતામહનો નિર્દેશ કરે ॥૫૧॥ આસનાદિ દાનમાં જે વિભક્તિપ્રયોગનિયમો આગળ કહેવામાં આવશે તેને અનુસરીને પિત્રાદિકને જે કાંઈપણ આપવામાં આવેછે તે સર્વ સફળ સમજવું. વિભક્તિના વિપરીતપણામાંતો તે વ્યર્થ થાય છે ॥૫૨॥ તે નિયમ આ પ્રકારે છે-અક્ષય્ય અને આસનમાં ષષ્ઠી વિભક્તિ વાપરવી 'पितॄणामक्षय्यम्' એમ ષષ્ઠયંતથી ઉચ્ચારણ કરવું. તથા 'पितॄणामिदमासनम्' એમ ષષ્ઠયંતથી ઉચ્ચારણ કરવું. તથા 'पितृ-पितामह-प्रपितामहान् आवाहयामि' એમ

तथा। अन्नदाने चतुर्थी स्याच्छेषाः सम्बुद्धयः स्मृताः ॥५३॥ विसर्गश्चालकश्चैव विकिरः पङ्क्तिवारणम्। करशुद्धिरपोशानं पितृपूर्वाणि षट् सदा ॥५४॥ स्वागते स्वस्तिवचने गोत्रशेषे प्रदक्षिणे। अर्घ्ये च दक्षिणादाने षट्सु सव्यं विधीयते ॥५५॥ अगस्त्यं भृङ्गराजं च तुलसी शतपत्रिका। चम्पकं तिलपुष्पं च पितॄणां वल्लभानि षट् ॥५६॥ केतकीं करवीरं च बकुलं कुन्दकं तथा। पाटलां चैव जातीं च श्राद्धे यत्नेन वर्जयेत् ॥५७॥ अनग्निरधनो वापि तथैव व्यसनान्वितः। आमश्राद्धं द्विजः कुर्याद्वृषलस्तु सदैव हि ॥५८॥ मृताहं च सपिण्डं च गयाश्राद्धं महालयम्। आपन्नोऽपि न कुर्वीत श्राद्धमामेन वै द्विजः ॥५९॥ आवाहने स्वधाकारे मन्त्राश्चोह्या विसर्जने।

આવાહનમા દ્વિતીયાત ઉચ્ચારણ કરવુ. 'વિશ્વદેવેભ્ય ઇદમન્નમ્, પિતૃભ્ય ઇદમન્નમ્' એમ અન્નદાનમા ચતુર્થ્યંત પ્રયોગ કરવો બાકીની વિભક્તિઓ સબોધન વાપરવી ॥૫૩॥ વિસર્જન, પાત્રચાલન, વિકિર, પક્તિવારણ, હસ્તશુદ્ધિ, અપોશાન, આ છ કર્મો પિતા પ્રથમ જેમા છે એવા કરવા (બીજુ તો દેવ પ્રથમ જેમા છે એવુ કરવુ) ॥૫૪॥ સ્વાગત, સ્વસ્તિવચન, ગોત્રશેષ, પ્રદક્ષિણ, અર્ધ્ય, દક્ષિણાદાન, આ છ કર્મોમા સવ્ય કરવુ અન્યત્ર તો અપસવ્ય (જમણે ખભે જનોઈ) કરવું ॥૫૫॥ પુષ્પોમા અગથીયાના પુષ્પો, ભાગરાના પત્રો, બે પત્રવાળી તુળસીમાજર્યો, આમળીના પત્રો, ચપાના પુષ્પો, તલના પુષ્પો, આ છ વસ્તુઓ પિત્રિઓને વિશેષ વહાલી છે ॥૫૬॥ કેતકી, કણેર, બોળસરી, કુદપુષ્પો (મોગરો) પાડળ, જાતી, (જાઇના પુષ્પો) આ છ પુષ્પો શ્રાદ્ધમા પ્રયત્નથી વર્જવા ॥૫૭॥ જેતો અગ્નિવર્જીત કે ધનહીન હોય તથા વિપત્તિપીડિત હોય તે દ્વિજ આમશ્રાદ્ધ-અપકવ અન્નવડે શ્રાદ્ધને કરે શૂદ્રતો સદૈવ આમ શ્રાદ્ધ કરે ॥૫૮॥ મૃતાહ-સાવત્સરિક શ્રાદ્ધ, આપરપક્ષિક શ્રાદ્ધ, સપિંડશ્રાદ્ધ તથા ગયાશ્રાદ્ધને આપત્તિને પામેલોપણ દ્વિજ કાચા અન્નથી ન કરે ॥૫૯॥ આમશ્રાદ્ધવિધિવિષે કરવામા આવનારા આવાહનમા, સ્વધાકારમા અને વિસર્જનમા મત્રો બુધજનોએ ઊહ્યા -ઊહથી પઠવા આવાહનમા-

अन्यकर्मण्यनूहाः स्युरामश्राद्धविधौ बुधैः ॥६०॥ आमान्नस्याप्यभावे तु श्राद्धं कुर्वीत बुद्धिमान्। धान्याच्चतुर्गुणेनैव हिरण्येन सुरोचिषा ॥६१॥ पुत्रजन्मनि कुर्वीत श्राद्धं हेम्नैव बुद्धिमान्। न पक्केन न चामेन कल्याणान्यभिकामयन् ॥६२॥ समग्रं यस्तु शक्नोति कर्तुं नैवेह पार्वणम्। स तु सङ्कल्पविधिना श्राद्धकाले तदाचरेत् ॥६३॥ आवाहनं स्वधाशब्दमर्घ्याग्नौकरणे तथा। विकिरं पिण्डदानं च साङ्कल्पे पञ्चवर्जयेत् ॥६४॥ पिण्डमात्रं प्रदातव्यमभावे द्रव्यविप्रयोः। श्राद्धीयाहनि सम्प्राप्ते भवेन्निरशनोऽथवा ॥६५॥ उदकुम्भं प्रदद्याद्वा ब्राह्मणाय फलान्वितम्। तृणानि वा गवे दद्यान्न

'हविषे अत्तवे' આના સ્થાનમા 'हविषे स्वीकर्तवे' આવા પદનો ઊહ કરવો સ્વધાકારમા-'नमो व पितर इषे' આમા ઇષેપદસ્થાનમા 'आमद्रव्याय' આ પદનો ઊહ કરવો વિસર્જનમા-'वाजेवाजे' આ મન્ત્રમા 'तृप्ता' આ પદના સ્થાનમા 'तर्प्स्यंत' અથવા 'तृप्यत' એવો ઊહ કરવો યદ્યપિ तस्माद्द्च मोहेत' એમ ઋચામા ઊહનો નિષેધ કર્યો છે તથાપિ આ વચનબળથી આમા ઊહ થાયજ અન્ય કર્મમા તો મન્ત્રો ઊહથી ન બોલવા આમા વિશેષપણ 'ऊहमाह विष्णु' ઇત્યાદિકથી નિર્ણયસિંધુમા કહેલો જાણવો ॥૬૦॥ આમાન્નથી શ્રાદ્ધ કરવાનીપણ અનુકૂળતા ન હોય તો બુદ્ધિમાન્ માનવ આમાન્નથકી મૂલ્યેકરીને ચારઘણા શુદ્ધ સુવર્ણથી શ્રાદ્ધ કરે ॥૬૧॥ બુદ્ધિમાન્ નર પુત્રજન્મમાતો રાધેલા અન્નથી કે આમ-કાચા અન્નથી શ્રાદ્ધ ન કરે, કિંતુ સુવર્ણથીજ કરે કેમતો તેથી કલ્યાણની અભિવૃદ્ધિ થાય છે ॥૬૨॥ જેતો આ શ્રાદ્ધોમધ્યે સમગ્ર પાર્વણ શ્રાદ્ધ કરવા અશક્ત હોય તે પુરૂષ શ્રાદ્ધાવસરે સકલ્પવિધાનથી તે શ્રાદ્ધને કરે 'पात्रे भोज्यस्य चान्नस्य दान सङ्कल्प उच्यते' આવો સંકલ્પશબ્દાર્થ કહ્યોછે ॥૬૩॥ આ સંકલ્પશ્રાદ્ધમા સમગ્ર આવાહન, સ્વધાશબ્દ, અર્ઘ્યપાત્રપૂરણ, અગ્નૌકરણ, વિકિર, પિંડદાન, આ છ કર્મોને ત્યાગ કરે ॥૬૪॥ દ્રવ્ય તથા વિપ્રના અભાવમા શ્રાદ્ધદિન પ્રાપ્ત થતા પિંડમાત્ર આપવો અથવા નિરશન-અન્નાદિ આહારમાત્રે વર્જીત થાય ॥૬૫॥ અથવા ફળસહિત જળપૂર્ણ કળશનુ દાન બ્રાહ્મ-

तु शून्यं दिनं नयेत् ॥६६॥ श्राद्धात्पूर्वं ब्रह्मयज्ञं न कुर्यात्तर्पणं तथा । पित्रोः श्राद्धानन्तरं तु द्वयं कुर्वीत बह्वृचः ॥६७॥ महालयादिकं श्राद्धमार्तवे सति योषितः । पञ्चमेऽह्नि प्रकर्तव्यममावास्यादिनेऽथवा ॥६८॥ पुष्पवत्स्वपि दारेषु वार्षिकं मासिकानि च । मृताह एव कार्याणि पाकेनैव यथाविधि ॥६९॥ व्रतोपवासदिवसे श्राद्धप्राप्तौ यथाविधि । श्राद्धं विधायोपवसेदाघ्राय पितृसेवितम् ॥७०॥ वैष्णवैस्तु विशेषेण श्राद्धमेकादशीभवम् । द्वादश्यामेव कर्तव्यं पितरो वैष्णवा यतः ॥७१॥ सन्न्यासिनोऽप्याब्दिकादि पुत्रः कुर्याद्यथाविधि । महालये तु यच्छ्राद्धं द्वादश्यां पार्वणं हि तत् ॥७२॥ आमश्राद्धं तु पूर्वाह्णे एकोद्दिष्टं तु मध्यतः । पार्वणं त्वपराह्णे स्यात्प्रातर्वृद्धिनिमित्तकम् ॥७३॥ मृताहं मृतमासं वा पित्रादेर्यो न

ણને કરે. અથવા ગાયોને ઘાસ નાખે. તે શ્રાદ્ધદિવસને શૂન્ય-કિંચિત્ સુકૃતે રહિતતો નજ નિર્ગમન કરે ॥૬૬॥ માતાપિતાના શ્રાદ્ધવિધિથકી પહેલાં બ્રહ્મયજ્ઞ તથા તર્પણને ન કરે. કિંતુ શ્રાદ્ધની સમાપ્તિ કર્યા પછી તો તે બન્નેને કરે. આ નિયમ બહ્વૃચ-ઋગ્વેદીઓને અધિકાર કરીને પ્રવર્તે છે ॥૬૭॥ મહાલયાદિ શ્રાદ્ધતો ભાર્યા રજસ્વળા થતાં ન કરે. કિંતુ તેણી પાંચમે દિવસે સ્નાન કરી શુદ્ધ થતાં કરે અથવા અમાવાસ્યાએ કરે ॥૬૮॥ વાર્ષિક અને માસિક શ્રાદ્ધ તો પત્ની રજસ્વળા થતાં પણ મૃતદિવસેજ પાકથીજ યથાવિધિ કરે ॥૬૯॥ વ્રતોપવાસદિવસે શ્રાદ્ધ પ્રાપ્ત થતાં તે શ્રાદ્ધ યથાવિધિ કરીને પિતૃનિવેદિત અન્નને સુંઘીને ઉપવાસ કરે ॥૭૦॥ વૈષ્ણવોએ તો એકાદશીદિને શ્રાદ્ધ નજ કરવું. કિંતુ દ્વાદશીએ ( પારણાદિનેજ ) કરવું. કેમતો એના પિત્રિઓપણ વૈષ્ણવો છે ॥૭૧॥ સંન્યાસિનાપણ વાર્ષિકાદિ શ્રાદ્ધને પુત્ર યથાવિધિ કરે. તેમનું જે મહાલયશ્રાદ્ધ છે તેતો દ્વાદશીએ કરે અન્ય તિથિએ નહિ. તેમ કરવાથી તે શ્રાદ્ધ પાર્વણ થાય છે ॥૭૨॥ વળી શ્રાદ્ધભેદથી કાળભેદનિયમ જાણવો. તે એવીરીતે કે આમશ્રાદ્ધ તો પૂર્વાહ્ને કરવું. એકોદ્દિષ્ટ તો મધ્યાહ્ને કરવું. પાર્વણતો અપરાહ્ને કરવું. વૃદ્ધિનિમિત્તકતો પ્રાતઃકાળે કરવું ॥૭૩॥ જે પિત્રાદિકના મૃતમાસને કે મૃતતિ-

वेत्ति स । मार्गे माघेऽथवाऽमायां श्राद्धमाब्दिकमाचरेत् ॥७४॥ यज्ञोद्वाहप्रतिष्ठासु मेखलाबन्धमोक्षयोः । निषेकादौ च दीक्षायां वृद्धिश्राद्धं समाचरेत् ॥७५॥ वृद्धौ तीर्थे च सन्यस्ते ताते च पतिते सति । येभ्य एव पिता दद्यात्तेभ्यो दद्यात्स्वयं सुत. ॥७६॥ अर्घ्यमावाहनं चैव द्विजाङ्गुष्ठनिवेशनम् । तृप्तिप्रश्नं च विकिरं तीर्थश्राद्धे विवर्जयेत् ॥७७॥ श्राद्धेष्वेतेषु सर्वेषु प्राप्ता अतिथयो द्विज ! । भोजनीयाः प्रयत्नेन यत्स्याच्छ्राद्धस्य पूर्णता ॥७८॥ ब्रह्मचारी स्वपित्रोस्तु कुर्यादेवौर्ध्वदेहिकम् । मासिकान्याब्दिकाद्यं च श्राद्धं सर्वं यथाविधि ॥७९॥ सन्यासी तु न कुर्वीत मातापित्रोरपि क्वचित् । मृताशौचं चाश्रुपातं श्राद्धपिण्डोदकक्रियाम् ॥८०॥ साधिकारा-

थिने न જાણતો હોય તે વાર્ષિક શ્રાદ્ધ માર્ગશીર્ષ કે માઘ માસમા કે જે કોઈ અમાવાસ્યાએ કરે (માસના અપરિજ્ઞાનમા માર્ગ કે માઘ માસમા કરવુ અને તિથિના અપરિજ્ઞાનમા અમાવાસ્યાએ કરવુ આવી વ્યવસ્થા સમજવી) ॥૭૪॥ (વૃદ્ધિશ્રાદ્ધનો કાળ કહેછે) યજ્ઞ વિવાહ, દેવપ્રતિષ્ઠા, ઉપનયન, સમાવર્તન, ગર્ભાધાનાદિ સસ્કારો, દીક્ષા, આટલાને વિષે વૃદ્ધિશ્રાદ્ધ કરવુ ॥૭૫॥ પિતા સન્યાસી થયો હોય કે પતિત થયો હોય તો પૂર્વે પિતાએ જે પિત્રિઓને આપ્યુ હોય તેમનેજ પુત્ર વૃદ્ધિશ્રાદ્ધમા અને તીર્થશ્રાદ્ધમા આપે (પણ પોતાના પિતાને ન આપે) ॥૭૬॥ તીર્થશ્રાદ્ધમા 'या दिव्या आप' ઇત્યાદિ મત્રોવડે અર્ઘ્યપ્રદાન, 'विश्वे देवास आगत' ઇત્યાદિ ઋચાઓવડે આવાહન, 'इद विष्णुर्विचक्रमे' આ ઋચાવડે અન્નમા દ્વિજનો અગુઠ મુકાવવો, 'तृप्ता स्थ' એમ વિપ્રોપ્રતિ તૃપ્તિપ્રશ્ન, 'येऽग्नि दग्धा' આ ઋચાવડે ભૂમિઉપર વિકિર અન્નપ્રદાન, આટલાને ત્યાગ કરે ॥૭૭॥ હે દ્વિજ ! આ સર્વ શ્રાદ્ધોમા જે અતિથિઓ આવે તો તેપણ પ્રયત્નથી ભોજનીય છે, જેથી શ્રાદ્ધની પૂર્ણતા થાય ॥૭૮॥ બ્રહ્મચારી પોતાની માતાપિતાનુ તો ઔર્ધ્વદૈહિક–પ્રેતસસ્કરણાદિરૂપ, માસિક શ્રાદ્ધ, વાર્ષિક શ્રાદ્ધાદિ સર્વ શ્રાદ્ધ યથાવિધિ કરે ॥૭૯॥ સન્યાસીતો માતાપિતાનુ પણ ઔર્ધ્વદૈહિક શ્રાદ્ધ, મૃતાશૌચ અને અશ્રુપાતને કદાપિ ન કરે ॥૮૦॥ જે

नुसारेण यथाशक्ति सदैवतान् । नार्चयेद्यः पितृन्काले स पतेन्नरके ध्रुवम् ॥८१॥ अरोगः प्रकृतिस्थश्च चिरायुः पुत्रपौत्रवान् । अर्थवानर्थभोगी च श्राद्धकर्ता भवेन्नरः ॥८२॥ क्व सन्ति पितरश्चेति कृत्वा मनसि यो नरः । श्राद्धं न कुरुते तस्य रक्तं क्रुद्धाः पिबन्ति ते ॥८३॥ यथा गोषु प्रनष्टो वै वत्सो विन्दति मातरम् । एवं श्राद्धान्नमुद्दिष्टं मन्त्रः प्रापयते पितॄन् ॥८४॥ देवो यदि पिता जातः शुभकर्मानुयोगतः । तस्यान्नममृतं भूत्वा नूनं तत्रोपतिष्ठते ॥८५॥ मर्त्यत्वे भोज्यरूपेण पशुत्वे च तृणं भवेत् । श्राद्धान्नं वायुरूपेण नागत्वेऽप्यनुगच्छति ॥८६॥ तत्तदन्नतयैवेत्थं श्राद्धान्नं सर्वयोनिषु ।

ગૃહસ્થ, પોતાના અધિકારને અનુસારે તે તે શ્રાદ્ધકાળે પિત્રિઓને અને દેવતાઓને પૂજે નહિ તે નિશ્ચે નરકમાં પડેછે ॥૮૧॥ જે નર નિયમિત કાળે શ્રાદ્ધને શ્રદ્ધાથી કરેછે તેતો રોગરહિત દૃઢગાત્રવાળો, પુત્રપૌત્રસંપન્ન, ધનધાન્યસંપન્ન, તેના ભોગમાં સમર્થ અને દીર્ઘાયુ થાય છે ॥૮૨॥ કયા પિત્રિઓ ? કયા છે ? ( કોઈ ક્યાય નથીજ ) માતા કે પિતા મરતાં યથાકર્મે અન્ય યોનિને પામેછે, આનાથી તેમની તૃપ્તિ શી ? કશીપણ નથી, આવા અસદ્વાદોને કરતો નાસ્તિક જે નર શ્રાદ્ધને કરતો નથી તેનું રૂધિર તેના પિત્રિઓ કોપ પામીને પિવેછે ॥૮૩॥ જેમ માતાથકી વિયોગ પામેલો વત્સ સહસ ગાયોમધ્યે પોતાની માતાનેજ ખોળીને પામેછે તેમજ પોતાના પિત્રિઓને ઉદ્દેશીને આપેલું શ્રાદ્ધાન્ન તેમને પામે છે. કેમ તો મંત્રજ પમાડે છે ॥૮૪॥ ( એજ અર્થને કહેછે ) પિતા મરણ પામતાં જો શુભ કર્મના યોગને લીધે દેવ થયો હોય તો તે આ શ્રાદ્ધમા આપેલુ અન્ન અમૃત થઇને ત્યાં તેને નિશ્ચે પ્રાપ્ત થાય છે. જો મનુષ્યભાવને પામ્યો હોય તો તેને ઉચિત ભોજ્યરૂપે થઇને તેને પ્રાપ્ત થાયછે. જો ગવાદિ પશુભાવને પામ્યો હોય તો તૃણરૂપે થઇને તેને પ્રાપ્ત થાય છે જો સર્પભાવને પામ્યો હોય તો વાયુરૂપે પણ તેની તૃપ્તિમાટે થાયછે. કિં બહુના-જે સ્વકર્માનુસારે જે જે યોનિમા પ્રવેશ કરેછે તેતે યોનિને સમુચિત અન્નરૂપે પરિણામ પામીને તે આ શ્રાદ્ધાન્ન તેની પ્રીતિમાટે નિશ્ચે થાય છે, માટે અવશ્ય શ્રાદ્ધ પ્રયત્નથી કરવુ

प्राप्यते प्राणिभिस्तस्माच्छ्राद्धं कार्यं प्रयत्नतः ॥८७॥ इत्येष ते विप्र! मया समासाच्छ्राद्धस्य सर्वोऽपि विधिर्यथावत्। प्रकीर्तितोऽथर्षिगणैः स्मृतेषु धर्मेषु वक्ष्ये कलिवर्ज्यधर्मान् ॥८८॥ इति श्रीमत्सत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे पञ्चमप्रकरणे धर्मोपदेशे श्राद्धविधिनिरूपणनामा विंशोऽध्यायः ॥२०॥

श्रीनारायणमुनिरुवाच—धर्माः स्त्रीणां च पुंसां च धर्मशास्त्रेषु भूरिशः। विस्तराद्वर्णिताः सन्ति वर्णाश्रमवतां पृथक् ॥१॥ युगानुसारिणस्तत्र धर्मा ग्राह्या न चेतरे। भीष्मोऽत्र भारते प्राह युधिष्ठिरमिदं वचः ॥२॥ अन्ये कृतयुगे धर्मास्त्रेतायां द्वापरेऽपरे। अन्ये कलियुगे धर्मा यथाशक्ति कृता हि ते ॥३॥ त्याज्यान् धर्मान्

---

॥૮૫-૮૭॥ હે વિપ્ર! આ પ્રકારે મેં આ સર્વ શ્રાદ્ધવિધિ સંક્ષેપમાં યથાસ્થિત નિરૂપણ કર્યો. હવે કળિવર્જ્ય ધર્મો જે મહર્ષિઓએ સ્મૃતિઓમાં નિરૂપણ કર્યા છે તેનું નિરૂપણ કરૂં છું ॥૮૮॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...પંચમપ્રકરણે ધર્મોપદેશે શ્રાદ્ધવિધિનિરૂપણનામા વિંશોऽધ્યાયઃ ॥૨૦॥

## [1]અધ્યાય ૨૧ મો.

**શ્રીનારાયણમુનિ** કહેછે—મન્વાદિ ધર્મશાસ્ત્રોમાં પુરૂષોના અને સ્ત્રિયોના વર્ણાશ્રમાનુગણ બહુ ધર્મો પૃથક્ પૃથક્ વિસ્તારથી નિરૂપણ કર્યા છે. તે ધર્મો યુગભેદથી ભેદ પામેછે, તો યુગાનુસારીજ ધર્મો ગ્રહણ કરવા, બીજા નજ ગ્રહણ કરવા. આ વિષયમાં ભીષ્મે યુધિષ્ઠિરપ્રતિ ભારતમાં આ વચન કહ્યુ છે કે-સત્યયુગમાં ધર્મો અન્ય છે, ત્રેતાયુગમાં ધર્મો અન્ય-સત્યયુગના ધર્મોથકી ભિન્ન છે, દ્વાપર યુગમાં ધર્મો અન્ય-ત્રેતાયુગધર્મોથકી ભિન્ન છે અને કળિયુગમાં ધર્મો અન્ય- દ્વાપરધર્મોથકી ભિન્ન છે. તેતે યુગને અનુસારે ધર્મોનું અનુષ્ઠાન કરવું. કેમતો યુગભેદથી જનોની શક્તિ વિભેદ પામેછે. તો ધર્મપણ વિભેદ પામેજ ॥૧-૩॥ હે દ્વિજ! તો

---

૧ આ અધ્યાયમાં ભગવાને કળિવર્જ્ય ધર્મો તથા ધર્મવંશી દ્વિજોના વિશેષ ધર્મનું નિરૂપણ કર્યુંછે.

कलियुगे कतिचित्ते वदाम्यहम् । ये निषिद्धा पुराणेषु स्मृतिष्वपि च सर्वथा ॥४॥ गोमेघो नरमेधश्च वाजिमेधस्तथा मख. । मद्यपानं सुरापान त्याज्यमाहु• कलौ युगे ॥५॥ सौत्रामण्यामपि मखे घ्राणेनापि सुराग्रहः । देवातिथिवरार्थं च नैव कार्यं पशोर्वध• ॥६॥ मांसदान पितृभ्यश्च श्राद्धे कार्यं न कर्हिचित् । अग्निहोत्र च सन्न्यासो न कर्तव्यस्तथा कलौ ॥७॥ ऊढाना द्विजकन्यानामक्षतानां मृते पतौ । पुनर्विवाहकर्मापि न कर्तव्य कलौ युगे ॥८॥ न धार्यश्चाम्बुपानार्थं मृत्तिकाया• कमण्डलु । सुतार्थं भ्रातृजायायां न नियोज्यश्च देवर ॥९॥ वृहद्धर्मं यथाशास्त्रं यो न पालयितुं क्षम• । दीर्घकाल ब्रह्मचर्यं न धार्यं तेन च कचित् ॥१०॥ देहपातो भवेद्येन प्रायश्चित्त तु तादृशम् । वानप्रस्थाश्रमश्चापि वर्जनीयः कलौ युगे ॥११॥ आततायिद्विजवधो धर्मयुद्धेऽपि कर्हिचित् । न

હવે હુ તે કળિમા ત્યાજ્ય કેટલાક ધર્મો તમને કહુછુ જે ધર્મો પુરાણોમા અને સ્મૃતિઓમા કળિવિષે સર્વથા વર્જ્યપણે કહ્યા છે ॥૪॥ જે અન્યયુગમા અભ્યનુજ્ઞા આપેલા ધર્મો ગોમેધ અશ્વમેધ નરમેધ યજ્ઞો, સુરામદ્યપાન, સૌત્રામણીમા સુરાગ્રહણ કે આઘ્રાણરૂપ, દેવ અતિથિ વરાદિકમાટે પશુવધ, શ્રાદ્ધમા પિત્રિઓને માસદાન, ઇત્યાદિક છે તેને કળિયુગમા ક્યારેય નજ કરે તથા અગ્નિહોત્ર અને સન્યાસને કળિમા ન ધારણ કરે ॥૫-૭॥ તથા પરણાવેલી, નહિ રજસ્વળા થએલી દ્વિજકન્યાઓનો પતિ મરણ પામતા તેણીઓનુ ફરી વિવાહકર્મ પણ કળિમા ન કરવુ ॥૮॥ તથા જળપાનાર્થે મૃત્તિકામય કમડળાનુ સ્નાતકાદિકે ધારણ અને પુત્રોત્પત્તિમાટે જ્યેષ્ઠભ્રાતાની પત્નીમા દીયરનો નિયોગ કળિમા ન કરવો ॥૯॥ બૃહદ્ધર્મને યથાશાસ્ત્ર પાળવા અસમર્થ જને યાવજ્જીવ બ્રહ્મચર્ય કળિમા ક્યારેય ન ધારવુ ॥૧૦॥ જેનાથી દેહપાત થાય એવુ પ્રાયશ્ચિત્ત તથા વાનપ્રસ્થાશ્રમ કળિયુગમા વર્જવો ॥૧૧॥ 'अग्निदो गरदश्चैव शस्त्रपाणिर्धनापह । क्षेत्रदारापहारी च षडेते आततायिन ॥' આ સ્મૃતિએ કહેલા લક્ષણવાળા આતતાયિ બ્રાહ્મણનો વધ, ધર્મયુદ્ધમા પણ શસ્ત્રહસ્ત આત-

कर्तव्यस्तथा यज्ञो यत्र स्यात्पशुहिंसनम् ॥१२॥ स्वर्गार्थमपि वार्धक्ये स्त्रिया पुंसा च कर्हिचित् । न कार्योऽग्निप्रवेशश्च भृगुपातस्तथैव च ॥१३॥ महाप्रस्थानगमनं नैव कार्यं हिमालये । न गङ्गादिप्रवाहे च हेयं क्वापि निजं वपुः ॥१४॥ प्रच्छन्नं च महापापे क्वचिज्जातेऽपि निष्कृतिः । जपाद्यैस्तस्य कर्तव्या मृत्यूपायो न तु क्वचित् ॥१५॥ अपवादे दुःसहे च प्राप्ते सम्भावितेन तु । छन्नं स्थेयं मनुष्येण न तु नाश्यं निजं वपुः ॥१६॥ तथा स्थातुमशक्तेन गम्यं देशान्तरं द्रुतम् । न तु कार्यो ह्यात्मघातः पुरुषेणापि योषिता ॥१७॥ दिनत्रये व्यतीतेऽपि धान्यादिप्राप्तिमन्तरा । चौर्यं तु नैव कर्तव्यं पुरुषेण कलौ युगे ॥१८॥ पितृष्वसुश्च तनया मातुलस्य सुता तथा । असवर्णस्य कन्या च नैवोद्वाह्या कदाचन ॥१९॥ घृतपक्वं पयःपक्वं कन्दुपक्वं च शूद्रतः । नैव ग्राह्यं ब्राह्मणेन सदा-

---

તાયિ વિપ્રનો વધ તથા પશુહિંસાપ્રધાન યજ્ઞ કળિમાં ક્યારેય નજ કરવો ॥૧૨॥ સ્વર્ગપ્રાપ્ત્યર્થે પણ વૃદ્ધવયમાં પણ પુરૂષે અને નારીએ અગ્નિપ્રવેશ તથા ગિરિશિખરથકી પતન વિગેરેવડે પ્રાણત્યાગ ક્યારેય કળિમાં ન કરવો ॥૧૩॥ હિમાલયમાં મહાપ્રસ્થાનગમન નજ કરવું તથા ગંગાદિપ્રવાહમાં નિજવપુનો ત્યાગ ક્યારેય ન કરવો ॥૧૪॥ કદાચિત્ મહાપાપ (ગુરૂસ્ત્રીગમનાદિ) ગુપ્તપણે થઇ જાય તોપણ શાસ્ત્રોક્તપણ જળાદિપ્રવેશ કે વિષભક્ષણાદિ મરણોપાય કળિમાં નજ કરવો. જપાદિવડે તે મહાપાપનું પ્રાયશ્ચિત્ત કરવું ॥૧૫॥ તથા સંભાવિત મનુષ્યને દુઃસહ અપવાદ પ્રાપ્ત થતાં કોઈ પણ સ્થળમાં છાનું રહેવું પણ વિષભક્ષણાદિવડે તનુત્યાગ ન કરવો. જો રહસ્યમાં રહેવા અસમર્થ હોય તો તો તે સંભાવિત નર કે નારી દેશાંતરમાં જલદી જાય, પણ આત્મઘાત તો નજ કરે ॥૧૬-૧૭॥ ત્રણ દિવસપર્યંત અન્નાદિકના અલાભને લીધે પ્રાણસંશયને પામેલોપણ પુરૂષ પરક્ષેત્રથકી મૂળાદિકનું આહરણ અભ્યનુજ્ઞાત પણ કળિમાં નજ કરે. ધણીની અનુજ્ઞા વિના આહરેલું તે ચૌર્યજ છે ॥૧૮॥ ફોઇની પુત્રી કે મામાની પુત્રી અને અસમાનવર્ણની કન્યા કળિમાં ક્યારેય નજ પરણવી ॥૧૯॥ ઘૃતપક્વ

चाररतादपि ॥२०॥ शिष्येण गुरुपत्न्यां च नैव वृत्यं गुराविव । सन्न्यासिभिर्न कर्तव्यं चातुर्वर्ण्ये च भिक्षणम् ॥२१॥ गुरवे दक्षिणा देया शक्त्या न तु तदीप्सिता । अद्भिर्गोपीतशिष्टाभिः कार्यं नाचमनं तथा ॥२२॥ आशौचस्य न सङ्कोचो वेदादिगुणयोगतः । कार्योऽस्थिचयनादूर्ध्वमङ्गस्पर्शश्च न क्वचित् ॥२३॥ इत्यादयः कलियुगे धर्मा वर्ज्यतयोदिताः । एषां तु विधिवाक्यानि युगान्तरपराणि हि ॥२४॥ तत्राग्निहोत्रं सन्न्यासो द्विजानां द्विजसत्तम ! । धार्मिकाणां विरक्तानां शक्तानां विहितावपि ॥२५॥ यावद्वर्णविभागः स्याद्यावद्वेदश्च भूतले । भवेत्तावत्कलौ शास्त्रे द्वयमेतदुदी-

પય પકવ અને કટાહમાં રાંધેલુ સદાચારનિષ્ઠપણ શૂદ્રથકી દ્વિજે કળિમાં નજ ગ્રહણ કરવું ॥૨૦॥ નૈષ્ઠિક બ્રહ્મચારીએ ( કે બ્રહ્મચારીએ ) ગુરૂ મરણ પામતાં ગુરૂને વિષેજ જેમ એમ ગુરૂપત્નીમાં વર્તન નજ કરવું. તથા સંન્યાસિએ સર્વ વર્ણમાં ભિક્ષાગ્રહણ અભ્યનુજ્ઞાતપણ કળિમાં નજ કરવું ॥૨૧॥ 'ગુરૂની ઇચ્છાને અનુગુણ દક્ષિણાદાન શિષ્યે દેવું' આ જે છે તે કળિમાં વર્જવું. કિંતુ યથાશક્તિ દક્ષિણા દેવી. ગાયોએ પીતા અવશેષ રહેલા જળવડે આચમન ન કરવું ॥૨૨॥ 'एकाहात् ब्राह्मणः शुध्येद्योऽग्निवेदसमन्वितः' આ સ્મૃતિમાં વેદાદિગુણયોગથી જે મરણાશૌચનો સંકોચ કહ્યો છે તે કળિમાં નજ કરવો. અસ્થિસંચયનથકી ઊર્ધ્વ (પછી) અભ્યનુજ્ઞા કરેલો પણ અંગસ્પર્શ કળિમાં વર્જ્ય છે ॥૨૩॥ આરીતે બીજાપણ ધર્મો કળિમાં વર્જ્યપણે સ્મૃતિઓમાં કહ્યા છે તે તેથકી જાણવા. આ ધર્મોના જે વિધિવચનો છે તે યુગાંતરપર જાણવાં–તેમનો કળિથકી અન્યત્ર અવકાશ જાણવો ॥૨૪॥ હે દ્વિજસત્તમ ! તેમા સામાન્યતઃ કળિમાં પ્રતિષિદ્ધ એવાપણ અગ્નિહોત્ર અને સંન્યાસ, ધાર્મિક વિરક્ત સમર્થ દ્વિજને અધિકાર કરીને તો પ્રતિષિદ્ધ નથી. તેવાને તે બન્ને અનુમત છે ॥૨૫॥ ભૂતળમાં જ્યાંસુધી વર્ણવિભાગ પ્રવર્તેછે અને જ્યાંસુધી વેદનું અધ્યયન અવિલુપ્તપણે પ્રવર્તે છે ત્યાંસુધી કળિમાપણ આ બન્ને શક્ત અને વિરક્ત દ્વિજવિશેષને અધિકાર કરીને પ્રવર્તેજ છે. તે દેવલ સ્મૃતિમા કહ્યુ છે–

रितम् ॥२६॥ धर्मपालनसामर्थ्यं वैराग्यं यस्य चोत्तमम् । न स्यात्तस्य निषिद्धं वै सर्वथैतन्महर्षिभिः ॥२७॥ गृहस्थधर्मा इत्येते मया सर्वे समासतः । कथितास्ते द्विजश्रेष्ठ ! पालनीयाः प्रयत्नतः ॥२८॥ गृहस्थेष्वपि येऽत्र स्युर्ब्राह्मणा धर्मवंशजाः । स्थिता गुरुपदे तेषां धर्माः सामान्यतस्त्विमे ॥२९॥ विशेषधर्मो यस्तेषां तं च तुभ्यं वदाम्यहम् । कृष्णानिवेदितं यत्स्यात्प्राश्यं तन्नैव किञ्चन ॥३०॥ सम्बन्धिभिन्नयोषा याः सधवा अपि ताश्च तैः । न स्पृश्या नैव भाष्याश्च नोपदेश्याश्च कर्हिचित् ॥३१॥ विधवायास्तु संसर्ग-

'यावद्वर्णविभागोऽस्ति यावद्वेदः प्रवर्तते । संन्यासं चाग्निहोत्रं च तावत्कुर्यात्कलौ युगे ॥' ઇતિ. સંન્યાસમાંતો તીવ્ર વૈરાગ્ય પ્રયોજક છે, તે જો હોય તો આ કેમ ગૃહને સેવે ? અને નિરાશ્રમ કેમ રહે ? ( નજ રહે ) તો તેને સંન્યાસ ન્યાય્યજ છે, તો સર્વથા તેનો નિષેધ નથીજ ઘટતો. અગ્નિહોત્રમાં ધર્મપાળનસામર્થ્ય પ્રયોજક છે, તે જો હોય તો તેનો નિષેધ નથી. જેને ધર્મપાળનસામર્થ્ય ન હોય અને જેને ઉત્તમ વૈરાગ્ય ન હોય તેને મહર્ષિઓએ તે બન્નેનો નિષેધ સર્વથા ( વેદવર્ણવિભાગ સતે પણ ) કરેલોજ છે ॥૨૬-૨૭॥ હે દ્વિજશ્રેષ્ઠ ! તે આ ગૃહસ્થધર્મો સર્વે મેં સંક્ષેપથી કહ્યા, તે ધર્મો સમસ્ત ગૃહસ્થોએ પ્રયત્નથી પાળવા ॥૨૮॥

ગૃહસ્થોમધ્યેપણ જે ધર્મવંશીય બ્રાહ્મણો ગુરૂપદ-મેં આપેલા મહાશ્રિત જનોના આચાર્યપદમાં રહેલા છે તેઓએ તો પૂર્વોક્ત ધર્મો અવશ્ય અનુષ્ઠાન કરવા. આચાર્યપદમાં અધિષ્ઠાન કરીને ધર્મનું નહિ આચરણ કરનારો આચાર્યપદને યોગ્ય નથી. કેમતો આચરણથી અને આચારણથી આચાર્ય કહેવાય છે ॥૨૯॥ તેમનો જે વિશેષધર્મ છે તેપણ હું સંક્ષેપમાં કહુંછું તે સાંભળો. ભગવાનને નહિ નિવેદન કરેલું જે ફળ કે અન્ન હોય તે તેઓએ કાંઇપણ ન ખાવું ॥૩૦॥ સમીપ દેહસંબન્ધે રહિત એવી સ્ત્રિયો સધવાઓનોપણ તેઓએ કદાપિ સ્પર્શ કરવો નહિ અને તેણીઓ સાથે બોલવું નહિ તથા તેણીઓને ઉપદેશ કરવો નહિ ॥૩૧॥ હે દ્વિજોત્તમ ! વિધવાના સ્પર્શસંભાષણનો ત્યાગતો સામાન્યતા પ્રાપ્તજ છે. સંક્ષેપથી નિરૂ-

त्यागः सामान्यतोऽस्ति हि । विशेषधर्म एतावान् ध्येयस्तेषां द्विजोत्तम ! ॥३२॥ राज्ञो गृहस्थाश्रमिणोऽथ धर्मान्विशेषतस्ते कथयामि सर्वान् । यानाश्रितो भूपतिरत्र लोके परत्र चाप्नोति यशश्च सौख्यम् ॥३३॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे पञ्चमप्रकरणे धर्मोपदेशे कलिवर्ज्यधर्मनिरूपणनामैकविंशोऽध्याय ॥२१॥

श्रीनारायणमुनिरुवाच—नृपासनस्थो राजन्यो नित्यं रञ्जयति प्रजाः । धर्मेण यः स एवोक्तो राजेत्यन्वर्थसंज्ञया ॥१॥ देवब्राह्मणभक्तश्च सत्यवादी जितेन्द्रियः । बहुप्रदः प्रसन्नास्यो धर्मनिष्ठो

પણપ્રસંગમાં આટલોજ ધર્મવંશીય વિપ્રોનો વિશેષધર્મ નિરૂપણ કર્યો ॥૩૨॥ હવે ગૃહસ્થાશ્રમી રાજાના સર્વ ધર્મોનું વિશેષત નિરૂપણ કરૂછુ, જે ધર્મોના અનુષ્ઠાનથી રાજા આ લોકમા યશ અને સૌખ્યને પામીને પરલોકમા પરમ સૌખ્યને પામેછે ॥૩૩॥ ઇતિ શ્રીસત્સંગિજીવને પંચમપ્રકરણે ધર્મોપદેશે કલિવર્જ્યધર્મનિરૂપણનામૈકવિંશોઽધ્યાય: ॥૨૧॥

## [1]અધ્યાય ૨૨ મો.

**શ્રીનારાયણમુનિ** કહેછે—હે બ્રહ્મન્ ! ક્ષત્રિયવંશમા સમુદ્ભવેલો જે રાજ્યપદમા રહીને સ્વધર્મ–દુષ્ટનિગ્રહ શિષ્ટપરિપાલનરૂપથી પ્રજાઓને રંજન કરેછે તેજ 'રાજા' એવી સાર્થક સંજ્ઞાને પામેછે 'રાજા' આ પદ યોગરૂઢ છે તેમા યોગાર્થનો પરિત્યાગ કરતા તે અમુખ્યજ થાય 'रञ्जयतीति राजा' રંજન કરે તે રાજા કહેવાય, આવો રાજપદનો યોગાર્થ છે પ્રજાનુ રંજન તો દુષ્ટનિગ્રહ–શિષ્ટપરિપાળનરૂપ ધર્મથીજ થાય ॥૧॥ આવા ધર્મમા નિષ્ઠાવાળો જે નૃપ છે તે દેવોવિષે અને બ્રાહ્મણોવિષે ભક્તિસંપન્ન થાય, સત્યવદનૈકશીલ થાય, વિજીતેન્દ્રિય થાય, દાનશૂર થાય અને સદા પ્રસન્ન મુખવાળો થાય અધર્મમા પ્રવર્તેલા બહુ મદાંધ રાજાઓ પોતાનેજ ઈશ્વર માનીને દેવબ્રાહ્મણોને લેશપણ ગણતાજ નથી વિષયલંપટ, અવિજીતેન્દ્રિય, કામભો

[1] આ અધ્યાયને આરંભીને ભગવાને આઠ અધ્યાયોવડે રાજધર્મનુ નિરૂપણ કરતા આમા રાજાએ ત્યાગ કરવાના અષ્ટાદશ વ્યસનાદિકનુ નિરૂપણ કર્યું છે

भवेन्नृपः ॥२॥ नातितीक्ष्णो नातिमृदुर्भवेद्राजा विचक्षणः । वासन्तार्क इव श्रीमान्प्रजानां हितकारकः ॥३॥ मृदुर्हि राजा सततं लङ्घ्यो भवति मानवैः । तीक्ष्णाच्चोद्विजते लोकः समवृत्तिस्ततो भवेत् ॥४॥ परीक्षेत नरान्राजा स्वान्परांश्चापि लक्षणैः । प्रत्यक्षेणानुमानेन तथौपम्यागमैः सदा ॥५॥ मृगयाऽक्षा दिवास्वप्नः

ंकપરાયણ, પરધનપરદારાહરણપરાયણ હોય છે. ધનકનકાદિકના ગ્રહણપરાયણ હોય છે પણ દાનપરાયણ હોતા નથી. જો ધનનું અલ્પ દાન કરે તો નટવેશ્યાવિગેરે નીચોનેજ કરે. દાન દેતાં પણ દુર્મુખવાળાજ હોય છે પણ પ્રસન્નમુખ હોતા નથી. તો ધર્મનિષ્ઠ નૃપાળોનું આજ લક્ષણ દેવબ્રાહ્મણભક્તતા આદિક યુક્ત છે ॥૨॥ શ્રીમાન્ નીતિનિપુણ નરેશે અતિ તીક્ષ્ણ સ્વભાવવાળા તેમજ અતિ મૃદુ સ્વભાવવાળા નજ થવું. કેમ તો અતિ તીક્ષ્ણપ્રકૃતિ રાજા અસ્થાનમાં દંડ દેતાં પ્રજાઓને દુઃખદાયી થાય. જે અતિકોમળ પ્રકૃતિવાળો હોય તે દંડ્ય જનોના દંડનમાં અસમર્થતાને લીધે પ્રજાઓને દુઃખ દેનારોજ થાય. માટે વસંતઋતુનો સૂર્યજ જેમ એમ અતિતીક્ષ્ણ નહિ તેમ અતિ મૃદુ નહિજ એવો રાજા પ્રજાઓનું હિત કરનારો થાયછે ॥૩॥ કેમતો અતિ કોમળ શીલવાળા નૃપતિને પ્રજાઓ ઉલ્લંઘન કરે છે (રાજાના પ્રશાસનને વશ વર્તે નહિ) તેમજ અતિ ઉગ્ર પ્રકૃતિવાળા નૃપથકી લોકો સર્પથકીજ જેમ એમ અતિ ઉદ્વેગને પામેછે. તો સમવૃત્તિવાળોજ (અતિ તીક્ષ્ણ નહિ તેમ અતિ મૃદુ નહિ, યથોચિત તીક્ષ્ણત્વ મૃદુત્વયુક્તજ) રાજા લોકનું હિત કરનારો થાય ॥૪॥ રાજા સ્વકીય પરકીય જનોની લક્ષણોવડે પરીક્ષા કરે. તેમાં કેટલાંક લક્ષણો ઉપકાર અપકારાદિરૂપ પ્રત્યક્ષવડે ગમ્ય છે. કેટલાંક લક્ષણો નેત્રમુખવિકારાદિરૂપ અનુમાનથી ગમ્ય છે. કેટલાંક લક્ષણો અન્યત્ર કાર્યદર્શનરૂપ ઉપમાનથી ગમ્ય છે. કેટલાંક લક્ષણો આગમ સામુદ્રિકાદિકવડે ગમ્ય છે. તે આ ચારેય પ્રમાણોવડે અનુકૂળ પ્રતિકૂળ લક્ષણ જાણીને તેઓવિષે તેને અનુસારે રાજા વર્તે ॥૫॥ મૃગયા આવશ્યક સતે ધર્મ છે, અન્યત્ર તો વ્યસન છે. પાસાવડે જે રમત તે વ્યસન છે, તથા દિવાનિદ્રા, પરિવાદ–પરનિંદક-

परीवादमदस्त्रियः । तौर्यत्रिकं सुरापानं पैशुन्यं द्रोहसाहसे ॥६॥ वाग्दण्डयोश्च पारुष्ये ईर्ष्याऽसूयाऽर्थदूषणम् । त्यजेदष्टादशैतानि व्यसनानि नृपोऽर्थवित् ॥७॥ गणः कामज आद्यानि दशान्यान्यष्ट कोपजः । उभौ गणौ निरयदौ ज्ञात्वा सज्जेत नैतयोः ॥८॥ गर्भिणी स्वप्रियं त्यक्त्वा कुर्याद्गर्भहितं यथा । राजा तथा लोकहितं कुर्यात्त्यक्त्वात्मनः प्रियम् ॥९॥ परिहासः परिजनैः कार्यो राज्ञा न वै भृशम् । अतिसंश्लेषतो यस्मान्मर्यादामुत्त्यजन्ति ते ॥१०॥

તત્પરતા, મદ–'હું રાજા છું' એવા અભિમાનથી થએલો કે મદિરાના સેવનથી થએલો, સ્ત્રીલોલુપતા, તૌર્યત્રિક–ગીત નૃત્ય વાદ્યનું સેવન, સુરાપાન, ચાડીયાપણું, દ્રોહ–પ્રાણિપીડન, સાહસ–વિચાર્યા વિના કાર્યનું કરવાપણું, વાક્પારુષ્ય, દંડપારુષ્ય, ઇર્ષ્યા–અક્ષાંતિ, અસૂયા–ગુણોમાં દોષારોપ, અર્થદૂષણ–સ્વપર અર્થની ભંજનક્રિયા, આ અઢાર વ્યસનોને સ્વાર્થસિદ્ધિને સમજનારો રાજા ત્યાગ કરે ॥૬-૭॥ તેમાં પ્રથમનાં મૃગયાદિ દશ વ્યસનો કામથકી ઉદ્ભવતો ગણ છે. બીજાં પૈશુન્યાદિ આઠ વ્યસનો ક્રોધથકી ઉદ્ભવતો ગણ છે. તો આ બન્નેય ગણો સેવન કરતાં નરકને પમાડનાર છે માટે તે બન્નેનેવિષે નૃપતિ આસક્ત નજ થાય ॥૮॥ જેમ ગર્ભિણી નારી પોતાનું પ્રિય પડતું મુકીને ગર્ભનું હિતજ કરેછે તેમ રાજા પોતાનું પ્રિય પરિત્યાગ કરીને સદાય લોકનું હિતજ કરે ॥૯॥ રાજાએ પરિજન–અનુયાયિજનો સાથે બહુ પરિહાસ નજ કરવો. કેમતો તેઓ ક્ષુદ્રપ્રકૃતિવાળા હોવાથી પરિહાસનેલીધે અતિ પરિચય થતાં ભૃત્યમર્યાદા ( ભૃત્યે સ્વામી સમક્ષ કેમ વર્તવું જોઇએ તે મર્યાદા )ને ઉલ્લંઘીને વર્તનારા થાય. પછી પોતાના ભૃત્યપદને ભુલી જઇને ભૃત્યને સમુચિત દ્વારપ્રદેશાદિકમાં રહે નહિ. ( અને અસ્થાને અંદર પ્રવેશ કરે ) વળી ભૃત્યકર્મમાં પ્રેરતાં રાજાનું વચનપણ ઉલ્લંઘીને વિવિધ વિકલ્પો કરવા મંડે. ( ત્યાં જવાથી શું ? હમણાં ત્યા તે હોય કે ન હોય, ઇત્યાદિ વિવિધ વિકલ્પને પોતેજ કરતા થકા રાજાની આજ્ઞાને અનુસરે નહિ ) વળી 'મારા પ્રશાસનનો કેમ તેં અનાદર કર્યો ?' એમ કારણ પુછતાં રાજાને ઉચ્ચ સ્વરે આક્રોશથી પ્રતિઉત્તર આપે. વળી પોતાના પ્રશાસનનો

न तिष्ठन्ति निजस्थाने क्रुध्यन्त्युच्चैर्वदन्ति च । विकल्पन्ते प्रेष्य माणास्तद्वचो लङ्घयन्त्यपि ॥११॥ स्त्रीरक्षिभिः प्रसज्जन्ते चेष्टन्ते निस्त्रप पुरः । समानवेषा नृपतेररभिरोहन्ति वाहनम् ॥१२॥ बहु नात्र किमुक्तेन सभायामपि भूपतिम् । तिरस्कुर्वन्ति सावज्ञं निर्व लान्पीडयन्ति च ॥१३॥ तस्मान्न हर्षुलो राजा भवेदुचितमाचरेत् । नित्योद्यतो भवेद्धीरः शत्रूणां भयवर्धनः ॥१४॥ स्वाम्यमात्यसुहृत्कोशराष्ट्रदुर्गबलानि च । राज्याङ्गानि प्रकृतयस्तद्योग्धार सुशिक्ष

અનાદર કરવાથી પ્રકોપ પામેલા રાજાએ ભર્ત્સના કરતા સ્વય પ્રતિક્રોધ કરે છે ॥૧૦-૧૧॥ વળી તેઓ અતિ સશ્લેષદોષને લીધે અત પુરના પરિજનો સાથે પ્રસગ કરે વળી રાજાની આગળ નિર્લજ્જપણે મર્યાદારહિત ચેષ્ટાને કરે વળી રાજાની સાથે સમાન વસ્ત્ર વિભૂષણ વિગેરેને પહેરીને રાજાના અસાધારણ અશ્વ રથ ગજાદિ વાહનોમા ચઢી બેસેછે આમા બહુ શુ કહેવુ ? સભામા પણ કદાચિત્ ભૂપતિને અવમાનસહિત તિરસ્કાર કરે અને રાજકુળમદને લીધે નિર્બળ પૌર જનોને પીડા કરે ॥૧૨-૧૩॥ પરિજનો સાથે પરિહાસ કરવામા આવો અત્યધિક અનર્થ હોવાથી રાજા ભૃત્યોવિષે હર્ષપ્રકર્ષપ્રેરિત અભિનદન પરિહાસાદિકને પ્રદર્શાવે નહિ પ્રસાદસમયમા સમુચિત પરિહાસ કરે રાજા ધીર થઇ નિત્યઉદ્યોગી થાય (ક્ષણમાત્ર ઉદ્યમની વિકળતામા પણ સમયની રાહ જોઇ રહેલા રિપુઓ પરાભવ પમાડી દે) નિત્ય ઉદ્યમથી તો શત્રુઓ ભય પામતા રહેછે ॥૧૪॥ સ્વામી—સ્વય રાજા, અમાત્ય—મત્રી પુરોહિત વિગેરે, સુહૃત્—ન્યાયાન્યાયવિભાગનો કર્તા પરિષદરૂપ અથવા સહજ કૃત્રિમ પ્રાકૃત આ ત્રણ પ્રકારના મિત્રો, કોશ—સુવર્ણાદિ ધનનો રાશિ, (ખજાનો) રાષ્ટ્ર-દેશ, દુર્ગ-[1]ધન્વદુર્ગ, [2]ભૂમિદુર્ગ,

૧ જેની ચારેતરફ ખારાપાટનુ કે રેતીનુ રણ હોય, જેમા પાણી બીલકુલ હોય નહિ એવા પાચ યોજન વિસ્તારવાળા પ્રદેશને ધન્વદુર્ગ કહેછે

૨ જેની ચોમેર પાષાણથી કે ઇંટોથી બનાવેલો, ઓછામા ઓછો બાર હાથ ઉચો અને તેનુ અર્ધુ પહોળો યુદ્ધમાટે સૈનિકો સુખેથી ફરી શકે એવો અને આવરણવાળા મોરચા બુરજ કોઠા મારા વિગેરેએ યુક્ત એવા કીલ્લાવાળા પ્રદેશને ભૂમિદુર્ગ કહેછે

येत् ॥१५॥ करार्थं परधान्यादिनाशो वृष्ट्यादिना यथा। न स्यात्तथाचरेद्राजा देयं काले च दापयेत् ॥१६॥ सत्यान्नैव च्यवेत्क्वापि

[3]જળદુર્ગ, [4]વૃક્ષદુર્ગ, [5]મનુષ્યદુર્ગ, [6]ગિરિદુર્ગ, આ છ પ્રકારના કિલ્લાઓથી ચોતરફ વીંટાએલું પુર. બળ–હસ્તિ અશ્વ રથ પદાતિરૂપ ચતુરંગ સૈન્ય, આ સાત રાજ્યનાં અંગ કહ્યાંછે. આ સાત રાજ્યને પ્રકૃષ્ટ કરેછે તેથી 'પ્રકૃતિ' એવી સંજ્ઞાથી પણ કહેવાય છે. આ રાજ્યના અંગોનો દ્રોહ કરનારને અત્યંત શિક્ષા કરે. અહીં સ્વામિપણામાં બે પક્ષ છે–તેમાં 'महोत्साहः स्थूललक्ष्यः' ઇત્યાદિકથી કહેલા લક્ષણવાળો જે રાજા તે સ્વામી છે એમ મિતાક્ષરામાં વિજ્ઞાનેશ્વર કહેછે. તથા સ્વામિરૂપા પ્રકૃતિ સાત પ્રકારની છે–'दुर्गाध्यक्षो बलाध्यक्षो धर्माध्यक्षश्च भूपतिः। पुरोधा वैद्यदैवज्ञौ सप्त प्रकृतयः स्मृताः' એમ ભારતમાં ટીકાવિષે ચાતુર્ધર નીલકંઠ કહેછે. ભારતના શાંતિપર્વમાં રાજધર્મવિષેપણ 'राज्ञा सप्तैव रक्ष्याणि तानि चैव निबोध मे। आत्मामात्याश्च कोशाश्च दण्डो मित्राणि चैव हि। तथा जनपदाश्चैव पुरं च कुरुनन्दन!। एतत्सप्तात्मकं राज्यं परिपाल्यं प्रयत्नतः॥' ઇતિ ॥૧૫॥ ખેતરમાં જે ધાન્ય પાકે તે રાજા વૃષ્ટિ વિગેરેવડે જેમ નાશ ન થાય તેમ કાળમાં સ્વામિનો ભાગ ધાન્ય ગૃહપ્રતિ લઇ જવામાટે ક્ષેત્રના સ્વામિને અનુજ્ઞા આપીદે અને પોતાનો કરભાગ પોતે ગ્રહણ કરે ॥૧૬॥ શાસ્ત્રને અનુસારે તેતે કર્તવ્યાર્થનો નિશ્ચય કરી રહેલો જીતકોપ નૃપ કવાપિ–આપત્તિમાં પણ સત્યરૂપ ધર્મથકી ચલાયમાન થાય નહિ. યદ્યપિ અસત્યવદન સર્વને પ્રતિ-

૩ જેની ચોગરદમ અગાધ જળ હોય તે પ્રદેશને જળદુર્ગ કહેછે.

૪ જેની ચારે બાજુ એક યોજનમાત્રમાં વ્યાપીને રહેલી મોટાં મોટાં વૃક્ષો અને કાંટાવાળા ગુલ્મલતાઓની ઝાડી આવી રહી હોય તે પ્રદેશને વૃક્ષદુર્ગ કહેછે

૫ જેની ચારેય દિશામાં હસ્તિઅશ્વરથે યુક્ત પદાતિનું સૈન્ય રહ્યું હોય તે સ્થાનને મનુષ્યદુર્ગ કહેછે.

૬ જેમાં ચડવામાટે કઠણ પડે અને જેમાં એકજ માર્ગ હોય તેપણ અતિ સાંકડો હોય અને અંદર નદીના નિર્ઝરણા આદિકનું પુષ્કળ જળ હોય અને બહુ ધાન્ય ઉત્પન્ન થાય એવાં ખેતરો તથા વૃક્ષોવાળું હોય એવા પર્વતપૃષ્ઠને ગિરિદુર્ગ કહેછે.

शास्त्रानुगतनिश्चयः । पुरुषार्थानसम्बाधं सेवेत जितरुड् नृपः ॥१७॥ वर्णाश्रमाणां ये धर्मा रक्षितव्याः प्रयत्नतः । सर्वत्र विश्वसेन्नैव परहार्दमबुध्य च ॥१८॥ द्वन्द्वीभूतगजाश्वादियुद्धभूमीश्च

વિદ્ધ છે તથાપિ 'રાજાનો સત્યવચનથી જે પાત તે અધિક પાપમાટે છે' એમ જણાવા વિશેષપણે તેના પ્રતિષેધનું વિધાન છે. ધર્મ અર્થ કામને પરસ્પર બાધ જેમ ન આવે તેમ તેતે સમયે સેવે. તે દક્ષે કહ્યું છે–'पूर्वाह्णे त्वाचरेद्धर्मं मध्याह्नेऽर्थमुपार्जयेत्। सायाह्ने चाचरेत्कामं' ઇતિ. જેમ સમયમાં વિરોધ ન આવે તેમ ધર્માદિકનું સેવન કરે તેમજ તે ધર્માદિકને પરસ્પર વિરોધ ન આવે તેમ તેનું સેવન કરે. એટલે ધર્મમાં વિરોધ ન આવે એમ અર્થકામનું અને ધર્મઅર્થમાં વિરોધ ન આવે એમ કામનું સેવન કરે ॥૧૭॥ જે વર્ણાશ્રમાનુબન્ધી ધર્મો છે તેનું પ્રયત્નથી સંરક્ષણ કરવું–જેમ પ્રજાઓ પોત પોતાના વર્ણાશ્રમધર્મોને ઉલ્લંઘન કરે નહિ તેમ પ્રજાઓનું પ્રશાસન કરવું. પરહાર્દ જાણ્યા વિના સર્વત્ર વિશ્વાસ નજ કરવો. 'न विश्वसेदविश्वस्ते विश्वस्ते नातिविश्वसेत् । विश्वस्ताद्भयमुत्पन्नं मूलान्यपि निकृन्तति ॥' એમ ઉદ્યોગપર્વમાં વિદુરે કહ્યુંછે. 'अनिलचित्तः पुरुषस्तस्मिन्को जातु विश्वसेत्' એમ રાજધર્મોમાં કહ્યુંછે ॥૧૮॥ ચતુર રાજા યુદ્ધમાં ગજ અશ્વ રથ પદાતિ, આ ચતુરંગ બળને યુદ્ધ કરાવા લાયક પ્રદેશોને લક્ષણોવડે જાણે. તથા ચાર યાત્રાકાળો–રિપુપરાજય માટે પ્રયાણસમયોને જાણે તથા આપત્કાળના ધર્મોને જાણે પ્રદેશભેદ અને કાળભેદ ભારતમાં કહ્યોછે. તેમાં–'अकर्दमामनुदकाममर्यादामलोष्टकाम् । अश्वभूमिं प्रशंसन्ति ये युद्धकुशला जनाः । अपङ्का गर्तरहिता रथभूमिः प्रशस्यते । नीचद्रुमा महाकक्षा सोदका हस्तियोधिनाम् । बहुदुर्गा महाकक्षा वेणुवेत्रसमाकुला । पदातीनां समा भूमिः पर्वतोपवनानि च' આથી પ્રદેશભેદ કહ્યો. 'तथाऽश्वबहुला सेना सुदिनेषु प्रशस्यते । पदातिनागबहुला प्रावट्काले प्रशस्यते' 'मार्गशीर्षे शुभे मासे यायाद्यात्रां महीपतिः । फाल्गुनं वाऽथ चैत्रं वा मासौ प्रति यथाबलम् ॥' ઇત્યાદિકથી યાત્રાનો કાળભેદ કહ્યોછે. અથવા પોતાના પક્ષમાં મિત્રવૃદ્ધિ અને કોશવૃદ્ધિ હોય, પરપક્ષમાં મિત્રનાશ અને કોશહાનિ હોય,

लक्षणैः। जानीयाच्चतुरो यात्राकालान्धर्मांस्तथापदि ॥१९॥ सन्धि-विग्रहद्वयानानि द्वैधीभावः समाश्रयः। स्थानं चेति गुणाः षट् च कुर्यात्तन्निश्चयं स्वयम् ॥२०॥ शृणुयाद्धर्मशास्त्राणि पुराणानि च नित्यशः। स्वपक्षे परपक्षे च चारांस्तीर्थेषु योजयेत् ॥२१॥ चमूपतिर्द्वारपालः प्रदेष्टान्तःपुराधिपः। कारागाराधिकारी च कृत्याकृत्यार्थयोजकः ॥२२॥ कोशाध्यक्षः पुराध्यक्षः कार्यनिर्माणकृत्तथा। धर्माध्यक्षः सभाध्यक्षो दण्डपालश्च राष्ट्रपः ॥२३॥ दुर्ग-

આ ચાર યાત્રાકાળો જાણવા. આપદ્ધર્મો તો ભારતીય આપદ્ધર્મોથકી જાણવા ॥૧૯॥ સન્ધિ-શત્રુઓને સુવર્ણાદિ આપીને પ્રીતિ ઉપજાવારૂપ સાંધો કરવો અથવા 'આપણે પરસ્પર સમયે ઉપકાર કરવો' એવો મળીને નિયમ બાંધવો તે. વિગ્રહ-પરમંડળમાં દાહ લુંટ આદિકવડે અપકાર કરવો. યાન-શત્રુસામે યુદ્ધ કરવા જવું. દ્વૈધીભાવ-સ્વાર્થસિદ્ધિમાટે પર-સૈન્યના બે ભાગલા પાડી દેવા અથવા બળીયાસાથે સંધિ અને નિબળીયા સાથે વિગ્રહ, એમ બે પ્રકારરૂપ. સમાશ્રય-રિપુએ પીડા પમાડતાં પ્રબળ પાર્થિવાદિકનો આશ્રય કરવો. સ્થાન-આસન, શક્તિ પ્રતિબન્ધ થતાં કાળની રાહ જોઇને ઉદાસીનપણે કીલ્લાદિકથી સુરક્ષિત સ્થાનમાં રહેવું. આ છ ગુણોનો રાજા સારીરીતે વિચાર કરે-'આમાં કેનો આશ્રય કરવાથી પોતાનું આનુકૂલ્ય થાય' એમ વિચિંતન કરે ॥૨૦॥ ધર્મશાસ્ત્રો તથા પુરાણોને પ્રતિદિન સાંભળે. સ્વપક્ષમાં અને પરપક્ષમાં તીર્થો-સેનાપતિપ્રમુખ પાસે ચારોને નિયોજે. અહીં ચારો પ્રત્યેક તીર્થમાં ત્રણ ત્રણ, એક બીજાને પણ જાણે નહિ, પાખંડાદિ વેષને ધરનારા જાણવા ॥૨૧॥ તીર્થો-ચાર મોકલવાનાં સ્થાનોને કહેછે-સેનાપતિ, દ્વારપાળ, સૈનિકમાર્ગનો ઉપદેષ્ટા, અંતઃપુરનો અધિપતિ, બંધીખાનાનો અધિકારી, રાજ્યમાં કૃત્ય અકૃત્ય અર્થોનો પ્રયોજક, કોશાધ્યક્ષ-ખજાનાનો ઉપરી, પુરાધ્યક્ષ-સમસ્ત નગરોની રક્ષા કરવામાં ઉપરી, કાર્યનિર્માણને અંતે તેને કરનારાઓને પગાર ચુકવી દેનારો, ધર્માધ્યક્ષ-ધર્માસનમાં અધિકારી, સભાધ્યક્ષ-દાવાઓનો નિર્ણય કરનાર ન્યાયાધીશ, દુષ્ટોને દંડ દેવામાં અધિકારી, દેશનો પતિ, છ પ્રકારના કીલ્લાનો

पालोऽटवीपालस्तीर्थानि दश पञ्च च । रक्षेत्स्वपक्षे शत्रूणां चारेभ्यो बुद्धिमान्नृपः ॥२४॥ परपक्षे तथा मन्त्रियुवराजपुरोहितैः । सहितेष्वेषु तीर्थेषु चारान्गूढान्नियोजयेत् ॥२५॥ अमात्यराष्ट्रदुर्गाणि कोशो दण्डश्च पञ्चमः । इति स्वपक्षेऽन्यत्रापि ज्ञेयं प्रकृतिपञ्चकम् ॥२६॥ एतस्मिन्दशके वर्गे स्थानं वृद्धिं क्षयं तथा । निश्चित्यैवोद्यमं कुर्यात्प्रतिपक्षजयाय च ॥२७॥ उपासीत सदा वृद्धान्सतां वृत्ते स्थितो नृपः । अलोलुपश्चारचक्षुः स्मितपूर्वाभिभाषिता ॥२८॥ भवेद्भर्ता चाभृतानामन्वीक्षेत भृतानपि । स्वयं प्रहर्ता दाता च

પાળક, વનનો પાળક, આ પંદર તીર્થ-ચાર મોકલવાનાં સ્થાનો કહેવાય છે. તે આત્મીય તીર્થોનું પરના ચારોથકી બુદ્ધિમાન્ રાજા રક્ષણ કરે. તેમાં પોતાના ચારોને નિયોજીને અન્યના ચારોથકી તે પોતાના ચારોની રક્ષા કરે. અન્યથા પરના ચારો પોતાના ચારોને ફોડી નાંખેતો પોતાને મહા અનર્થ થાય ॥૨૨-૨૪॥ તથા પરપક્ષમાં મંત્રી યુવરાજ પુરોહિત, આ ત્રણે સહિત પૂર્વોક્ત સેનાપતિપ્રમુખ પંદર ( મળીને અઢાર ) સ્થાનોમાં ગૂઢ ચારોને સ્વયં નિયોજે. ( પોતાના ચારોવડે પરપક્ષને જાણે પરના ચારોથકી પોતાના પક્ષને સંરક્ષે ) ॥૨૫॥ અમાત્ય, રાષ્ટ્ર, દુર્ગ-ધન્વાદિ ૭ પ્રકારના કોટ, કોશ-ધનનો ભંડાર, દંડ-સેના, આ રાજ્યનું પ્રકૃતિપંચક સ્વપક્ષમાં અને પરપક્ષમાં પણ જાણવું ॥૨૬॥ આરીતે સ્વપક્ષ પરપક્ષ ભેદથી ભિન્ન એવા બે પ્રકૃતિપંચકરૂપ દશક વર્ગમાં સ્થાન-સમપણું. ( વૃદ્ધિ નહિ તેમ ક્ષય નહિ એવી સ્થિતિ ) કે વૃદ્ધિ કે ક્ષયનો નિશ્ચય કરીનેજ પ્રતિપક્ષના જયમાટે ઉદ્યમ કરે, એટલે ઉક્ત અમાત્યાદિક પ્રકૃતિપંચકના સ્વપરભેદથી થએલા દશકગણમધ્યે જ્યારે પોતાના પંચકની વૃદ્ધિ હોય અને પરપંચકનો ક્ષય હોય ત્યારે તો શત્રુના જયમાટે જવું. વિપરીતપણામાં તો ન જવું ॥૨૭॥ રાજા સદાચારપરાયણ થઈ, સદા વૃદ્ધ-ધર્મવૃદ્ધ જ્ઞાનવૃદ્ધ વયોવૃદ્ધોનું ઉપસેવન કરે. તથા વિષયલોલુપતાએ રહિત, ચારચક્ષુ અને મંદહાસપૂર્વક અભિભાષણકર્તા થાય ॥૨૮॥ તે તે ગ્રામાધિકારિપ્રમુખોએ ( પોષણમાં પ્રયોજેલાઓએ ) નહિ પોષણ કરાતા

विशुद्धाचारवान्भवेत् ॥२९॥ सर्वाभिशङ्की क्रोधी च यश्च सर्वहरो नृप. । स क्षिप्रमनृजुर्लुब्धः स्वजनेनैव वध्यते ॥३०॥ अरोगिण. कुलीनांश्च भक्तान् शूरान्विवेकिनः । अप्रतार्यान्परै. शिष्टान्मानिनो मानदांस्तथा ॥३१॥ विद्याविदो लोकविदः परलोकविदोऽचलान् । स्वधर्मनिष्ठान्कुर्वीत सहायान्नृपति. शुचीन् ॥३२॥ तैश्च तुल्यो

તે તે ભત્યાદિકને સ્વય રાજા તપાસ કરીને પોષણ કરે પોષણ કરાતાઓનુ પણ સ્વય નિરીક્ષણ કરે-'કેમ આ સારી રીતે પોષણ કરેછે કે નહિ' એવી તપાસ રાખે દડયોગ્ય જનોવિષે પોતે રાજાજ દડ દેનારો થાય, કેમતો પોતાના પરોક્ષમા બીજાએ કરેલા દડમા જે ન્યૂનાધિક ભાવ થાય તો પોતાને દોષાપત્તિ આવે તથા જે કોઈ પારિતોષિક પદાર્થનો પ્રદાતા પોતેજ થાય કેમતો પોતાનુ અધિક કાર્ય કર્યું હોય તેને પારિતોષિક આપવા પોતે મોકલેલો જન જો તેની યોગ્યતાથકી ન્યૂન આપેતો ફરી તેના કાર્યમા તે નહિ પ્રવર્તતા સ્વાર્થભ્રશની પ્રાપ્તિ થાય તો તેતે અધિકારિઓએ કરાતું હોય તો પણ સ્વય રાજા તેને જાણીને કરાવે આટલામાત્રથી એમ માનવાનુ નથી કે-કોઇને વિષેપણ વિશ્વાસ ન કરવો આવશ્યક સ્થાનમા તો કહ્યુ કે-પોતેજ પ્રહર્તા અને પોતેજ પ્રદાતા થાય તથા રાજા વિશુદ્ધ આચારવાળો થાય ॥૨૯॥ જે નૃપતો સર્વત્ર અભિશકી હોય, ( અમાત્ય પુરોહિતાદિકમા પણ અતિશકાશીલ હોય ) કોપપ્રકૃતિ હોય અને સર્વહર-ભૃત્યોને યથોચિત અર્થ નહિ આપવાપૂર્વક સમસ્ત પદાર્થને પોતેજ હરનારો હોય, તે આ લુબ્ધ કુટિલપ્રકૃતિ રાજાને સ્વજનોજ જલદી હણી નાખેછે ॥૩૦॥ રોગ રહિત, ( દૃઢગાત્ર ) કુલીન, પોતાવિષે રાજભક્તિએ સપન, બહુ શૂર, વિવેકસપન્ન, શત્રુઓથી ન ઠગાય એવા, ( ઉલટા શત્રુજનોને ઠગે એવા ) સ્વયં માની-કુળશીલાદિકના અભિમાનવાળા, (અન્યથા કદાચિત ધનબળાદિકના ગર્વનેલીધે વિકાર પામી જાય ) અને બીજાઓને માન આપનારા, વિદ્યામા અને લોકવ્યવહારમા નિષ્ણાત, આસ્તિક હોવાથી પરલોકપ્રાપ્તિ આદિકની સત્યતાને સમઝનારા, સ્થિરઆશયવાળા, સ્વધર્મમા નિષ્ઠાવાળા, બાહેર અદર એકરૂપ હોવાથી સદાશુદ્ધ, શિષ્ટ એવા પુરુષોને રાજ્યભાર

भवेद्भोगैदच्छत्राज्ञाभ्यां ततोऽधिकः । प्रत्यक्षं वा परोक्षं यस्तुल्यस्तेषु न खिद्यति ॥३३॥ केतनानां च जीर्णानामवेक्षां चैव सीदताम् । नित्योत्थानं च कुर्वीत सेवां बुद्धिमतामपि ॥३४॥ क्षिप्रकारी सुप्रसादो गम्भीरश्च महामनाः । निश्छद्म पालयेद्राजा प्रजाः पुत्रानिवौरसान् ॥३५॥ अगूढविभवा हृष्टा निर्भया धार्मिकाः प्रजाः । यस्य राज्ये भवेयुश्च स राजा राज्यमर्हति ॥३६॥ प्रजानां रक्षणं राज्ञः परमो धर्म उच्यते । सुकृतस्य चतुर्थांशं तासां तेनैव

ચલાવામાં રાજા પોતાના સહાયપણે કરે ॥૩૧-૩૨॥ સહાયપણે વરેલા તે શિષ્ટો સાથે રાજા સ્વય છત્ર અને શાસનથકી અન્યત્ર તુલ્ય ભોગવાળો થાય (છત્ર આજ્ઞાથી તેઓનાથકી અધિક થાય) પરોક્ષ કે પ્રત્યક્ષ જે રાજા સહાયજનો સાથે તુલ્ય ભોગવાળો છે તેજ સુખને પામેછે (સહાયપણે સ્વીકારેલાઓને સ્વસમાનભોગ રાજાએ આપવો) 'नाममात्रेण तुष्येत छत्रेण च महीपतिः । भृत्येभ्यो विसृजेदर्थान्नैकः सर्वहरो भवेत्' એમ વિદુરનીતિમાં કહ્યુંછે ॥૩૩॥ પુરાતન હોવાથી જીર્ણ ભાવને પામેલાં ગૃહાદિકનું સમીક્ષણ કરવું. (જીર્ણ ભવનનો સમુદ્ધાર કરાવવો) અન્નવસ્ત્રાદિક નહિ મળવાથી દુઃખ પામતા જનોનું નિરીક્ષણ કરવું, તેનો તપાસ કરીને તેઓને અન્નવસ્ત્રાદિ અપાવવું. શત્રુઓને ભય ઉપજાવા નિત્ય જૈત્રયાત્રાની પ્રવૃત્તિ કર્યા કરે. બુદ્ધિશાળી વૃદ્ધોની સેવાનેપણ કરે, તેથી અનેક અજ્ઞાત અર્થો જાણવામાં આવે ॥૩૪॥ રાજા આવશ્યક કર્તવ્યાર્થને જલદી કરનારો થાય. (કર્તવ્યાર્થમાં વિલંબ કરે નહિ) સદા પ્રસન્ન આશયવાળો ગંભીર પ્રકૃતિવાળો ઉદાર મનવાળો થઇને પ્રજાઓનું ઔરસ પુત્રોની પેઠે પરમ સ્નેહથી નિષ્કપટપણે સંરક્ષણ કરે ॥૩૫॥ જે રાજાના રાજ્યમાં પ્રજાઓ ચોરાદિકના ભયે રહિત, માટેજ નથી છાના વૈભવો જેના, સતત સંહર્ષવાળી અને ધર્મપરાયણ હોય તે રાજ્યપદને લાયક છે ॥૩૬॥ રાજાનો પ્રજાઓનું સંરક્ષણ કરવું એજ પરમ ધર્મ કહ્યોછે. માટેજ પ્રજાઓએ કરેલા સુકૃતમાંથી ચોથા ભાગને રાજા પામેજ છે. તે ભારતમાં રાજધર્મમાં કહ્યું છે-'एवमेव प्रजाः सर्वा राजानमभिसंश्रिताः । राष्ट्रे चरन्ति यं धर्मं राज्ञा साध्वभिरक्षिताः । चतुर्थं

विन्दति ॥३७॥ धर्माणां विप्लवे जाते निर्मितो विष्णुना भुवि। पुरा राजा ततस्तेन कर्तव्यं धर्मपालनम् ॥३८॥ अधार्मिकान्दण्डयित्वा धृत्वा हत्वा च तस्करान्। धर्ममार्गे स्थापनीया भीषयित्वा प्रजा निजाः ॥३९॥ दण्ड्यानदण्ड्यांश्च स नीतिशास्त्रात्सम्यग्विदित्वाऽथ यथार्हमेव। दण्डेषु पुत्रे च रिपौ निदध्याद्दण्डं द्विजेन्द्रेतरथा तु नैव ॥४०॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे पञ्चमप्रकरणे धर्मोपदेशे राजधर्मेष्वष्टादशव्यसनादिनिरूपणनामा द्वाविंशोऽध्यायः २२

श्रीनारायणमुनिरुवाच—नास्तिक्यमनृतं क्रोधं प्रमादं दीर्घसूत्र-

---

तस्य धर्मस्य राजा भागं तु विन्दति' । ઇતિ ॥૩૭॥ પૂર્વે ધર્મોનો વિનાશ થયો ત્યારે ધર્મરક્ષણનેજ એક સંકલ્પ કરી રહેલા વિષ્ણુ ભગવાને ( લોકપાળોની માત્રાવડે ) રાજાનું નિર્માણ કર્યું છે. માટે રાજાએ ધર્મપાલન અવશ્ય કરવું ॥૩૮॥ અધર્મિજનોનો દંડ કરીને અને ચોરાદિકને પકડી જેલખાનામાં નાંખીને અને વધદંડયોગ્યોને તો હણીને, પોતાની પ્રજાઓને ભય બતાવીને ધર્મમાર્ગમાં સ્થાપન કરવી ॥૩૯॥ હે દ્વિજેન્દ્ર! નીતિશાસ્ત્રથકી દંડ્ય અદંડ્ય જનનો ભેદ સારીરીતે નિશ્ચય કરીને, પુત્ર મિત્ર શત્રુ ભેદબુદ્ધિ રાખ્યા વિના દંડવાયોગ્ય જનમાં સમાનપણે યથાયોગ્ય દંડને જે નિયોજેછે તે નૃપ ધર્મનિષ્ઠ નીતિનિષ્ઠ જાણવો, અન્યથા તો નહિજ. તે યાજ્ઞવલ્ક્યે કહ્યું છે–'अपि भ्राता सुतोऽर्घ्यो वा श्वशुरो मातुलोऽपि वा। नादण्ड्यो नाम राज्ञोऽस्ति धर्माद्विचलितः स्वकात् ॥' ઇતિ ॥૪૦॥ ઇતિ શ્રીસત્સંગિજીવને... પંચમપ્રકરણે ધર્મોપદેશે રાજધર્મેષ્વષ્ટાદશવ્યસનાદિનિરૂપણનામા દ્વાવિંશોઽધ્યાયઃ ॥૨૨॥

## [1]અધ્યાય ૨૩ મો.

હવે રાજાએ ત્યાગ કરવાના ચૌદ દોષોને કહેછે-નાસ્તિક્ય જે પરલોક અને તેનો અવબોધ આપનારા શાસ્ત્રમાં અપ્રામાણ્યબુદ્ધિ, અસ્થાને અસત્સભા-

---

૧ આ અધ્યાયમાં નાસ્તિક્યાદિ દોષોની ત્યાજ્યતાનું અને ગુણવિદ્યાઓની સ્વીકાર્યતાનું નિરૂપણ સારી રીતે વિસ્તારથી કર્યુંછે.

ताम् । अदर्शनं ज्ञानवतामालस्यं पञ्चवृत्तिताम् ॥१॥ एकचिन्तनमर्थानामनर्थज्ञैश्च चिन्तनम् । निश्चितानामनारम्भं मन्त्रस्यापरिरक्षणम् ॥२॥ मङ्गलाद्यप्रयोगं च प्रत्युत्थानं च सर्वशः । एतांस्त्यजेत्प्रयत्नेन राजा दोषांश्चतुर्दश ॥३॥ बालेन स्थविरेणापि भीरुणा दीर्घरोगिणा । ज्ञातित्यक्तेन लुब्धेन तथा लुब्धजितेन च ॥४॥ विरक्तेन भयकृता विषयासक्तचेतसा । अनेकचित्तमन्त्रेण देवब्राह्मणगर्हिणा ॥५॥ दैवोपहतकेनापि दैवचिन्तापरेण च । दुर्भिक्षव्यसनार्तेन बलव्यसनिना तथा ॥६॥ सत्यधर्मविहीनाभ्यामदेशस्थेन

પણ, ક્રોધ, પ્રમાદ—અસાવધાનતા, દીર્ઘસૂત્રતા—જલદી કરવાના કાર્યમાં બહુ વિલંબ કરવો, નીતિજ્ઞ ધર્મજ્ઞોની સાથે કર્તવ્યાર્થનો વિચાર ન કરવો, આલસ્ય, શબ્દાદિ વિષયપંચકની પરવશતા, કર્તવ્યઅર્થોનો પોતે એકલાએજ વિચાર કરવો, (બીજા હિતકર મંત્રી આદિક સાથે નહિ) અનર્થજ્ઞ-વિપરીત બુદ્ધિવાળાઓ કે બુદ્ધિહીનો સાથે કર્તવ્યાર્થોનો વિચાર કરવો, કરવાપણે નિશ્ચય કરેલા અર્થોનું નહિ કરવું, મંત્રનું પરિરક્ષણ ન કરવું, (પ્રકાશ કરવું) મંગળકારી દેવપૂજનાદિકનું નહિ કરવું, એકસાથે સર્વ શત્રુઓને ઉદ્દેશીને યુદ્ધનો ઉદ્યોગ, આ ચૌદ દોષોને રાજા પ્રયત્નથી પરિત્યાગ કરે ॥૧-૩॥ હવે સંધિ નહિ કરવા યોગ્ય વીશ પુરૂષોને કહેછે—જે બાળ હોય, જે વયવડે વિશેષ વૃદ્ધ હોય, જે ભયશીલ હોય, જે દીર્ઘરોગી હોય, જે પોતાની જ્ઞાતિએ દોષવશાત્ ત્યાગ કરેલો હોય, જે તો લુબ્ધ-ધનવ્યયભીરૂ હોય, જે લુબ્ધજીત-લુબ્ધને પરવશ પડ્યો હોય, જે વિરક્ત હોય, જેના થકી લોક ઉદ્વેગ પામતો હોય, (પ્રકૃતિથી ભયજનક) જે વિષયાસક્ત ચિત્તવાળો હોય, જે અવ્યવસ્થિત ચિત્તવાળો હોય કે અવ્યવસ્થિત મંત્રવાળો હોય, જે દેવબ્રાહ્મણનો નિંદક હોય, જે દૈવોપહત—દુર્ભાગી હોય, જે પુરૂષપ્રયત્નવિમુખ થઈ દૈવૈકવાદી હોય, જે દુષ્કાળનિમિત્તથી ઉપજેલા દુઃખથી પીડિત હોય, જે સૈન્યસંબન્ધિ દુઃખવાળો હોય, જે સત્યથકી પ્રચ્યુતિ પામ્યો હોય, જે ધર્મથકી ભ્રષ્ટ થયો હોય, જે પરદેશથી આવેલો હોય કે પરદેશપર્યટનકપર હોય, જે દાંભિક હોય, તે આ વીશ પુરૂષોની

दम्भिना । विंशत्या पुरुषैरेतैर्नृपः सन्धिं न चाचरेत् ॥७॥ कुर्यान्मन्त्रं न षट्कर्णं स्वपेद्यामद्वयं निशि । ब्राह्मे मुहूर्ते उत्थाय मन्त्रमालोचयेत्स्वयम्॥८॥ कुमाराश्चैव योद्धारः शिक्षणीयाः सुपण्डितैः। सहस्रैश्चापि मूर्खाणां क्रीणीयादेकपण्डितम् ॥९॥ सदा विनयसम्पन्नः कुलपुत्रो बहुश्रुतः । अनसूयुरसङ्कीर्णो राज्ञा कार्यः पुरोहितः ॥१०॥ तथैवाङ्गेषु निष्णात ज्योतिषः प्रतिपादकम्। उत्पातेषु च सर्वेषु कुर्याद्दैवज्ञमुत्तमम् ॥११॥ राज्ञो वैद्यश्च निपुणो भवेद्बु-

સાથે રાજા સંધિને ન જ કરે એમની સાથે સંધિ કરે તો પોતાને અપાર આપત્તિની પ્રાપ્તિ થાય ॥૪-૭॥ મંત્રને ષટ્કર્ણગામી ન જ કરે (ત્રીજા જનના કર્ણમાર્ગમાં જેમ ન પડે તેમ મંત્રનું સંરક્ષણ કરે) 'षट्कर्णो भिद्यते मन्त्र' એમ નીતિશાસ્ત્રમાં પ્રસિદ્ધ છે. રાત્રિએ પૂર્વપ્રહર અને પરપ્રહરનો પરિહાર કરીને મધ્યના બે પ્રહરમાં નિદ્રાને કરે બ્રાહ્મમુહૂર્ત કે જે રાત્રિના અંતિમ પ્રહરરૂપ છે તેમાં નિદ્રાનો ત્યાગ કરીને સ્વયં મંત્ર–મંત્રી આદિક સાથે કરેલા વિચારને આલોચે–તેનું સાધુ અસાધુપણાનું પર્યાલોચન કરે ॥૮॥ જે પંદર વર્ષની વયના ક્ષત્રિયકુમારો યુદ્ધમાટે સમર્થ હોય તેમને શસ્ત્ર અસ્ત્રમાં કુશળ સુપંડિતો પાસે તેનું સારૂ શિક્ષણ અપાવેજ. મૂર્ખો સહસ્ર યોદ્ધાઓ હોય તેની અપેક્ષાએ પંડિત એક યોદ્ધા શ્રેષ્ઠ છે, તો સહસ્ર મુર્ખને આપી દઇને એક પંડિતને ગ્રહણ કરે ॥૯॥ હવે રાજાએ રાખવાના પુરોહિતનું લક્ષણ કહેછે–સદા વિનયે સંપન્ન, સત્કુળમાં પ્રસૂત, સંતોથકી શાસ્ત્રાર્થને જાણનારો બહુશ્રુત, અસૂયારહિત, સદસતના વિવેકવાળો, આવા ગુણવાળાને રાજાએ પુરોહિતપદમાં રાખવો ॥૧૦॥ હવે રાજાએ રાખવાના જ્યોતિષીનું લક્ષણ કહેછે–સામુદ્રિક શાસ્ત્રને અનુસારે અંગલક્ષણપરિજ્ઞાનમાં મહાસમર્થ, સમસ્ત ઉત્પાતો કે જે ભાવિ અશુભને સૂચવનારા–આકાશમાં થતા ધૂમકેતુ આદિક, ભૂમિમાં થતા ભૂકંપાદિ, શરીરમાં થતા વામનેત્રસ્ફુરણાદિક છે તેના સૂચનપૂર્વક તેની શાંતિ કરવામાં નિષ્ણાત, જ્યોતિ શાસ્ત્રવિદોમાં ઉત્તમ, આવા ગુણવાળાને જ્યોતિષીપદમાં રાજાએ પ્રકલ્પવો ॥૧૧॥ હવે રાજાએ રાખવા યોગ્ય વૈદ્યનું લક્ષણ કહેછે–આયુર્વેદ-

द्धिवयोधिकः । अष्टाङ्गायां चिकित्सायां कुशलश्चानुरागवान् ॥१२॥ दैवं च मानुषं बुध्वा पञ्चपञ्चविधं भयम् । शत्रोः पराजये हेतुं ततो यात्रां समाचरेत् ॥१३॥ प्रयच्छेद्बलमुख्येभ्यः परराष्ट्रे तथा नृपः । उपच्छन्नानि रत्नानि भेदायैव यथोचितम् ॥१४॥ जितेन्द्रियः स्वमात्मानमादौ जित्वा ततो रिपून् । जेतुं समिच्छेन्नृपतिः प्रमत्तानजितेन्द्रियान् ॥१५॥ परराष्ट्रे लवं मुष्टिं ज्ञात्वा जेतुमुपक्रमेत् । स्वभोज्यवस्त्रगन्धादीन्विश्वस्तै रक्षयेन्नरैः ॥१६॥ कोशं कोष्ठं वाहनं च द्वारमायं तथायुधम् । रक्षयेत्कृतकल्याणै-

---

तत्त्वમાં નિપુણ, નિદાનાદિ અષ્ટાંગ ચિકિત્સામાં કુશળ, પ્રકૃતિથી પોતાવિષે પ્રીતિવાળો, બુદ્ધિ અને અવસ્થાએ કરીને અધિક, આવા લક્ષણવાળાને રાજાએ વૈદ્યપદમા પ્રયોજવો ॥૧૨॥ અગ્નિ જળ વ્યાધિ દુર્ભિક્ષ અને મરકી આ પાંચ પ્રકારનો દૈવસંબન્ધિ ભય કહ્યોછે, ચોરો ઠગારાઓ શત્રુઓ રાજાના વાલેસરીઓ અને રાજાનો લોભ આ પાચ મનુષ્યસંબન્ધિ ભય કહ્યોછે, મળીને આ દશ પ્રકારનો ભય શત્રુપરાજયમા કારણ છે તેનો પ્રસાર શત્રુદેશમાં થએલો જાણીને પછી વિજયયાત્રાને કરે ॥૧૩॥ તથા રાજા પરરાષ્ટ્રમા જેઓ સૈન્યમાં પ્રધાનો હોય તેઓને ગુપ્તપણે રત્નો-ઉત્કૃષ્ટ વસ્તુઓ યથોચિત આપે, જેથી તેના સૈન્યમા ભેદ-ફાટફુટ થાય ॥૧૪॥ રાજા સ્વય જીતેન્દ્રિય અપ્રમત્ત થઇને પછી અજીતેન્દ્રિય પ્રમત્ત અરિઓને જીતવાની ઇચ્છા કરે ॥૧૫॥ પરરાષ્ટ્રમા લવ-ધાન્ય કાપવાનો કાળ અને દુર્ભિક્ષોપદ્રવકાળને જાણીને પછી વિજયેચ્છુ રાજા શત્રુને જીતવાનો ઉપક્રમ કરે. સુભિક્ષ પરરાષ્ટ્રમાં ધાન્યલવન સમયે ધાન્ય ક્ષેત્રમાં હોવાથી પોતાને તેથકી ધાન્યલાભ સુગમ થાય અને દુર્ભિક્ષમાં પ્રજાસંરક્ષણાર્થે ધનધાન્યનો વ્યય થઈ ગએલો હોવાથી શત્રુરાજા કલેશ પામતા સુખેથી જીતી શકાય છે. તથા રાજા પોતાને ભોગ્ય ધાર્ય વસ્ત્ર અને ચદનાદિ સુરભિદ્રવ્યને વિશ્વાસપાત્રભૂત પુરૂષોપાસે રખાવે અન્યથા તેણે કરેલા વિષદાનથી પોતાનુ મરણ થાય ॥૧૬॥ રાજા ધનનો ભંડાર, ધાન્યના કોઠાઓ, રથ ગજ અશ્વાદિ વાહનો, પુરના દરવાજાઓ, ધનરત્નાદિકની આવક, ધનુષાદિ આયુધોની શાળા, આ સર્વેનું જેઓ પોતાના કલ્યાણમાં

निजभक्तैर्नरैर्नृपः ॥१७॥ आभ्यन्तरेभ्यो बाह्येभ्यो रक्षेत्स्वं च सुधीः सदा । पुत्रामात्यादितस्तांश्च रक्षेत्सर्वान्मिथस्तथा ॥१८॥ सुभिक्षसाम्यदुर्भिक्षेष्वपि सम्पूरयेद्व्ययम् । आयैकद्वित्रिपादैश्च कोशं निःशेषयेन्न तु ॥१९॥ ज्ञातीन्वृद्धान् गुरून्राजा वणिजः

બહુવાર પ્રવર્તેલા ભક્ત નરો હોય તેમની પાસેજ સંરક્ષણ કરાવે ॥૧૭॥ સુબુદ્ધિ રાજા જે આભ્યતર પરિજનો રસોયા આદિક હોય અને જે બાહ્ય સેનાપતિપ્રમુખ હોય તેથકી પોતાનું સદાય સંરક્ષણ કરે. (કેમતો તેઓ કદાચિત્ પરરાજાદિકે ધનાદિ આપીને સાધતાં પોતાના વધમાટે ગુપ્તપણે યત્ન કરે, તો તેમનાથકી સાવધાન થઈ પોતાનું રક્ષણ કરે) તથા તે આભ્યતર બાહ્યોને પણ પુત્ર અમાત્ય આદિકથી સંરક્ષણ કરે. (કેમતો રાજપુત્ર કે રાજમત્રી પોતાના અધિકારમદથી મત્ત થઈને તે બાહ્ય આભ્યંતરને પીડા આપે, તો તેઓની તેમનાથકી રક્ષા કરે) તથા તેમની સર્વેની પરસ્પર રક્ષા કરે—પુત્રથકી અમાત્યની અને અમાત્યથકી પુત્રની રક્ષા કરે. બાહ્યથકી આભ્યતરની અને આભ્યંતરથકી બાહ્યની રક્ષા કરે. (કેમતો વિવિધઅર્થભરપુર રાજ્યમાં પરસ્પર અનર્થચિંતનનો પ્રસંગ આવેજ છે, તો રાજાએ ચોમેર દૃષ્ટિ ફેરવનારા થવું) ॥૧૮॥ તેમાં ધનભંડારથકી જો ધનનો વ્યય થયો હોય તો તેના પૂરણમાટે રાજા પ્રયત્ન કરે. તેમાં આ ક્રમ છે—સુભિક્ષ વર્ષમાં આવકમાંથી ત્રણ ભાગવડે પુરણ કરે, સમતામાં (સુભિક્ષ નહિ તેમ દુર્ભિક્ષ નહિ, સમસ્થિતિમાં) આવકમાંથી અર્ધા ભાગવડે ખજીનાને પરિપૂર્ણ કરે, દુર્ભિક્ષમાં તો આવકમાંથી એકપાદ ચતુર્થાંશથી ધનભંડારને પૂરણ કરે. પણ સર્વનો વ્યય કરી નાંખીને ખજીનાને ખાલી કરી નાંખે નહિ. અથવા તેતે સંવત્સરમાં થતો રાજ્યાર્થે ખર્ચ તેતે સાંવત્સરિક આવકથી પૂર્ણ કરે, તેમાં આ ક્રમ છે—સુભિક્ષ વર્ષમાં આવકમાંથી ચોથા એક પાદથી રાજ્યવ્યય પૂરણ કરે, સમતામાં આવકમાંથી અર્ધાંશથી વ્યયપૂર્તિ કરે, દુર્ભિક્ષમાં આવકમાંથી ત્રણ ભાગવડે વ્યયપુરણ કરે, બાકી રહેલી બધી આવકના ભાગો વિત્તભંડારમાં સ્થાપન કરે. પણ ધનભંડારને કદાપિ ખાલી કરી નાંખે નહિ ॥૧૯॥ દેશકાળની વિષમતાને લીધે દુર્ગત—દીનદશાને પામેલા

शिल्पिनः श्रितान् । अभीक्ष्णमनुगृह्णीयाद्धनधान्येन दुर्गतान् ॥२०॥ हितकामान्प्रियान्प्रौढानक्षवाक्यात्कचिन्नृप । च्यावयेत्राधिकाराच विना तद्दोषदर्शनम् ॥२१॥ धर्मकृत्येषु धर्मज्ञानर्थकृत्येषु पण्डितान् । स्त्रीषु क्लीबान्नियुञ्जीत नीचान्नीचेषु कर्मसु ॥२२॥ लुब्धान्मूर्खांश्च पुरुषान्कामेऽर्थे च न योजयेत् । अलुब्धान्बुद्धिसम्पन्नान्सर्वकार्येषु योजयेत् ॥२३॥ मूर्खो ह्यधिकृतोऽर्थेषु कार्याणामविशारदः । प्रजा. क्लिश्नात्ययोगेन कामक्रोधसमन्वितः ॥२४॥ सन्ध्यामुपास्य शृणुयान्निशि चारोदितं रहः । परराष्ट्रजनं

જ્ઞાતિઓ, વૃદ્ધો, ગુરૂઓ, વણિજો, સુથારાદિ શિલ્પિઓ અને જેઓ પોતાનાજ એક આશ્રયથી જીવન કરતા હોય તેઓ ઉપર ધનધાન્યાદિકના દાનથી વારે વારે અનુગ્રહ કરે ॥૨૦॥ જેઓ પોતાના હિતૈષી હોય, બહુ કાળથી પ્રીતિપાત્ર હોય અને કાર્ય કરવામા પ્રૌઢ હોય તેઓને તેમના દ્રોહી પામર જનોના વચનમાત્રશ્રવણથી અધિકારથકી ક્યારેય ભ્રષ્ટ કરે નહિ, પરતુ પુરી પરીક્ષા કરે તેઓમા નિશ્ચયથી દોષ દેખાય તો ત્યાગ કરે અન્યવચનમાત્રમા વિશ્વાસથી ત્યાગ કરે નહિ ॥૨૧॥ રાજા ધર્મસબન્ધિ કાર્યોમા ધર્મજ્ઞ જનોને યોજે, અર્થસબન્ધિ કાર્યોમા અર્થનીતિવિષે પ્રવીણ પુરૂષોને પ્રયોજે, અત પુરમા નપુસક નરોને નિયોજે અને નીચ કર્મોમા નીચજનોને વિનિયોજે (જેમ વધદડવિષયે વધ કરવામા ચડાળોજ નિયોજવા) ॥૨૨॥ લુબ્ધ અને મૂર્ખ પુરૂષોને ધનોપાર્જનસબન્ધિ કૃત્યમા નિયોજે નહિ, કેમ તો નિયોજેલો લુબ્ધ ધનને હરી લે અને નિયોજેલો મૂર્ખ ધનને નાશ કરે તથા તેઓને કામાનુબન્ધિ કૃત્યમા નજ પ્રયોજે, કેમતો તેમાપણ તેઓ તેમજ કરે સર્વપણ કાર્યોમા કુશળ બુદ્ધિવાળા અલુબ્ધ જનોનેજ પ્રયોજે ॥૨૩॥ કેમતો કર્તવ્યાર્થમા મૂર્ખને અધિકારી કરતા કાર્યનિર્માણમા અપ્રવીણ હોવાથી કેવળ ક્રોધ કામે અભિભૂત થઈ ઇષ્ટકાર્યોની અસિદ્ધિને લીધે કેવળ પ્રજાઓને પીડા કરનારોજ થાય માટે મૂર્ખને કર્તવ્યાર્થમા નિયોજે નહિ ॥૨૪॥ બુધ રાજા સાયસધ્યાનુ સમુપાસન કરીને રાત્રિએ રહસ્યમા પોતાના ચાર જને કહેલુ વચન સાભળે ચારમુખથી પરરાષ્ટ્રસબન્ધિ

चापि कुर्वीत स्ववशे बुधः ॥२५॥ अर्थेन लुब्धं मानेन स्तब्धं भीरुं भयेन च। याथातथ्येन विद्वांसं वशीकुर्याद्यथोचितम् ॥२६॥ यस्मिन्देशे य आचारो व्यवहारः कुलस्थितिः। तथैव परिपाल्योऽसौ परराष्ट्रे वशंगते ॥२७॥ बृहन्ति च तडागानि सर्वपेयोदकानि च। स्वराष्ट्रे तत्रतत्राथ भागशो विनिवेशयेत् ॥२८॥ प्रतिग्रामं कृतप्रज्ञान्पञ्च पञ्च स्वनुष्ठितान्। संहत्य कर्म कुर्वाणान् शूरान्संस्थापयेत्तथा ॥२९॥ चोपांश्च ग्रामवत्कुर्याद्ग्रामान्नगरव-

રહસ્યને જાણીને પરરાષ્ટ્રની પ્રજાઓને પણ ઉચિત ઉપાયથી પોતાને વશ કરીએ ॥૨૫॥ તેમા લોભીજનને અર્થપ્રદાનવડે વશ કરે, સ્તબ્ધ (અભિમાનને લીધે અનમ્ર) જનને માનદાનવડે વશ કરે, ભયશીલજનને ભય ઉપજાવાવડે વશ કરે અને વિદ્વાનને તો યથાવસ્થિત જણાવાવડે વશ કરે એમ યથોચિત સર્વેને વશ કરે 'लुब्धमर्थेन गृह्णीयात्स्तब्धमञ्जलिकर्मणा। मूर्खं छन्दानुवृत्त्या च याथातथ्येन पण्डितम् ॥' એમ નીતિમા કહ્યુ છે ॥૨૬॥ પરરાષ્ટ્ર પોતાના વશમા આવતા તે રાષ્ટ્રના ચાલ્યા આવતા આચાર વ્યવહારને અનુસરીને જ રાષ્ટ્રનુ પરિપાલન કરવુ જે દેશમા જે આચાર વ્યવહાર કુળમર્યાદા પ્રથમની હોય તેને અતિલંઘન કરે નહિ ॥૨૭॥ વળી રાજા સર્વ જંતુઓના પિવામા ઉપયોગિ જળવાળા મોટા સરોવરો પોતાના રાષ્ટ્રમા તે તે સ્થળે વિભાગથી કરાવે (અલ્પ જળાશયમા તો વર્તતું જળ નિર્મળ હોય પણ સકળજનોના પાનમા યોગ્ય ન થાય, કેમતો તેમા અસ્પૃશ્યદોષનો પ્રસંગ છે માટે મોટા જળાશયો કરાવે) ॥૨૮॥ તેજ પ્રકારે પ્રજ્ઞાસંપન્ન, શૂર, કાર્યાનુષ્ઠાનમા કુશળ, રાજપ્રશાસનને અનુસારે મળીને સંપીને ગ્રામકૃત્યને કરનારા પાચ પાચ પુરૂષને પ્રત્યેક ગ્રામમા પ્રતિષ્ઠાપન કરે તે પંચ આ—પ્રશાસ્તા સમાહર્તા સંવિધાતા લેખક અને સાક્ષી તેમાં જે શિક્ષક તે પ્રશાસ્તા કહેવાય પ્રજાઓથકી કરદ્રવ્ય લઇને ભેગુ કરી રાજાને આપનારો તે સમાહર્તા કહેવાય પ્રજા અને સમાહર્તાને એકવાક્યતાની ઘટના કરી આપનારો સંવિધાતા કહેવાય તેના દ્રવ્યને લખનારો તે લેખક કહેવાય સર્વેના સાક્ષિકર્મમા રહેનારો તે સાક્ષી કહેવાય આવા પંચની પ્રત્યેક

त्तथा । क्रमेण द्रव्यं गृह्णीयाद्धोपादीनां नृप स्वयम् ॥३०॥ स्त्रिय. सुरक्षिताः कुर्यात्सान्त्वयेत्ताश्च तद्वच. । न श्रद्दध्याच्च न ब्रूयाद्रहस्यं तत्पुरः क्वचित् ॥३१॥ आत्मनश्च परेषां च परीक्ष्यान्‌ बला

ગામમા સ્થાપના કરે ॥૨૯॥ સ્વય રાજા ઘોષ-આહીર જનોના સ્થાનોને ગામજેવા અનેકજનોના અધિષ્ઠાનવાળા કરે (તેમા શૂદ્રોને વસાવે) અને ગ્રામોને નગર જેવા હાટ ચૌક આદિક રચનાવાળા કરે ઘોષાદિકથકી કર-દ્રવ્યને ક્રમથી ગ્રહણ કરે ક્રમ એવો કે-ઘોષાધિપ ગ્રામાધિપને આપે, ગ્રામાધિપતિ નગરાધિપતિને આપે, નગરાધિપતિ દેશાધિપતિને આપે, દેશાધિપતિતો સાક્ષાત્ રાજાને સર્વ નિવેદન કરે ॥૩૦॥ અત પુરમા વર્તતી પોતાની સ્ત્રિયોનુ રૂડીરીતે રક્ષણ કરે અપ્રિયના આચરણથી પ્રકોપ પામેલી તે માનિનીઓની સાત્વના કરે (જે કોઈપ્રકારે પણ તેણીઓના મનને રજન કરે) સ્વય પ્રભુ તેણીઓના વચનનો વિશ્વાસ ન કરે રાજ્યરહસ્ય તેણીઓના આગળ કદાપિ ન કહે ॥૩૧॥ પોતાનુ અને શત્રુઓનુ બળાબળ પરીક્ષણ કરીને, ઇતર યુવરાજ અમાત્યાદિ પ્રકૃતિસપ્તકની સાથે સધિ કરીને રાજા આ લોકમા 'कृषिर्वणिक्पथ' ઇત્યાદિકથી કહેલા આઠ કર્મોને કરાવે આઠ કર્મો-'कृषिर्वणिक्पथो दुर्गं सेतु कुञ्जरबन्धनम् । खन्याकरकरादान शून्याना च निवेशनम् । अष्टौ सन्धानकर्माणि प्रयुक्तानि मनीषिभि ' આરીતે કહ્યા છે તેમા કૃષિ-ખેડેલા નહિ ખેડેલા ખેતરોને સારીરીતે ખેડાવવા વિગેરે વણિક્પથ-વ્યાપારિઓને ક્રયવિક્રય આદિકમા પ્રોત્સાહન આપીને પ્રવર્તાવવા દુર્ગ-પડીગએલા સ્થાનો ચણાવાપૂર્વક કીલ્લાઓનુ રક્ષણ કરાવવુ સેતુ-નદીઆદિકના તુટીગએલા પુલ પાળ આદિકને બરોબર સાધી દેવા કુંજરબંધન-બહુ ખાનાર હોવાથી હાથીઓનુ વિભાગથી ગ્રામીણ જનોના ધનથીજ ગામગામમા પોષણમાટે બાધવુ ખનિ રત્નાદિકની ઉત્પત્તિનુ સ્થાન અને આકર-સુવર્ણાદિકની ઉત્પત્તિનુ સ્થાન, (આ મળીને એક સમજવુ) ધર્મભાગના અર્પણપૂર્વક ખોદવાવિગેરેવડે તેથકી રત્નાદિકના ઉત્પાદનથી તે બન્નેનુ તેના લાભમા હેતુપણું કરાદાન-કોઈ યુક્તિથી પ્રજાઓને રજન કરીને કરનુ ગ્રહણ કરવુ શૂન્ય-વિષમદેશકાળાદિકે કરીને ઉજડ થઈ

वलम् । अष्टौ सन्धाय कर्माणि सेवेत नृपतिः परैः ॥३२॥ साध्यानल्पव्ययेनार्थेनारमेत महोदयान् । कृष्यादिविघ्नं वैश्यादेर्न कुर्यात्कोशहानिकृत् ॥३३॥ कुर्यात्सर्वाणि दुर्गाणि धनधान्यायुधोदकैः । यन्त्रैश्च परिपूर्णानि तथा शिल्पिधनुर्धरैः ॥३४॥ नित्यं हृष्टश्च शूरश्च मतिमान्धृतिमाञ्छुचिः । कुलीनश्चानुरक्तश्च कार्यः सेनापतिस्तथा ॥३५॥ कृत्वा पुरुषकारेण स्वोक्तं कर्म समागतम् । मानयेद्दानमानाभ्यां दद्याच्चाधिकवेतनम् ॥३६॥ तथा विद्याविनीतांश्च शास्त्रशिल्पविशारदान् । यथार्हं वित्तवस्त्राद्यैर्मानयेच्चतुरो नृपः ॥३७॥ परराष्ट्रे स्थापनीया बुद्धियुक्तिविचक्षणाः । तत्रत्य-

ગએલાં ગ્રામાદિકનું ફરીથી વસાવવું. સ્વામી અમાત્ય આદિક પ્રકૃતિસપ્તકના અનુગ્રહથી કૃષ્યાદિ આઠ કર્મની સિદ્ધિ થાય અને તેથી કોશવૃદ્ધિ થાય, એવું તાત્પર્ય છે ॥૩૨॥ સ્વલ્પ વિત્તવ્યયવડે સિદ્ધ થાય અને અધિક ફળ થાય એવાં કાર્યોને આરંભે. વૈશ્ય વિગેરેના કૃષ્યાદિ કર્મમાં ક્યારેયપણ વિઘ્ન કરેજ નહિ, નહિ વિઘ્ન કરવાથીજ ભંડારની વૃદ્ધિ થાય. અન્યથા તેને તો હાનિ પહોચે ॥૩૩॥ બધાય કોટ કીલ્લાઓને ધન ધાન્ય આયુધ જળ યંત્ર સુથારાદિ શિલ્પિઓ અને ધનુર્ધારીઓવડે સદાય પરિપૂર્ણ કરે ॥૩૪॥ રાજાએ કરવા યોગ્ય સેનાપતિનું લક્ષણ કહેછે–જે નિત્ય હૃષ્ટ હોય–પણ કેવળ કાદાચિત્ક દેશકાળાદિયોગથી નહિ, પ્રકૃતિથી નિર્વેદે રહિત હોય, (કેમતો જે નિર્વેદ છે તે અશ્રીનું મૂળ છે) વળી પ્રકૃતિથી શૂર હોય, કાર્યાકાર્યમાં મતિમાન્ અને ધૃતિમાન્ હોય, સ્થિરચિત્તવાળો હોય, મનવચનકાયથી શુદ્ધ હોય, સત્કુળમાં જન્મેલો હોય, પ્રકૃતિથી પાર્થિવમાં પ્રેમાળ હોય, આવા ગુણવાળાને રાજાએ સેનાપતિ કરવો ॥૩૫॥ પોતે રાજાએ કહેલું શત્રુસૈન્યપરાજયાદિ કાર્યને પોતાના બાહુબળથી કરીને આવેલા સેનાપતિ આદિક જનનું દાન-પારિતોષિક આપવું અને માન–સભામાં સત્કાર કરવો વિગેરેવડે સન્માન કરે અને અધિક પગાર બાંધી આપે ॥૩૬॥ તથા નૃપતિ વિદ્યાનુગુણવિનયે સંપન્ન અને શિલ્પશાસ્ત્રોમાં કુશળ એવા પુરૂષોને યથોચિત વિત્તવસ્ત્રાદિદાનથી સત્કાર કરે ॥૩૭॥

वृत्तज्ञानार्थं दद्यात्तद्वेतनं रहः ॥३८॥ दृष्टदुष्टक्रिय स्तेन निगृह्य स्थापयेन्नृप. । यथेष्टाचरणायैनं न लोभाद्विसृजेत्कचित् ॥३९॥ आदौ दरिद्र पश्चाच्च दैवात्प्राप्तधन जनम् । मिथ्यापवादैर्नो दुष्येद्रक्षेन्मन्त्र्यादितश्च तम ॥४०॥ दूरादभ्यागतेभ्यश्च वणिग्भ्यो लोभकारणात् । कर यथोक्तमादद्याद्रक्षेत्तान् शुल्कजीवित ॥४१॥

બુદ્ધિ અને યુક્તિએ સપન્ન, વિચક્ષણ, વિશ્વાસપાત્ર એવા પુરૂષોને પર રાષ્ટ્રમા ત્યાનુ વિવિધ વૃત્તાત જાણવામાટે ગુપ્તપણે નિયોજે અને તેઓને પ્રસન્ન રાખવા બીજાઓ ન જાણે એમ પગાર આપે ॥૩૮॥ જેની દુષ્ટ ક્રિયા પરપ્રતારણાદિરૂપ સાક્ષાત્ કે સાક્ષિમુખથી જાણવામા આવી હોય કે ચોરી જાણવામા આવી હોય તેવા જનને નિહિત દડથી વિનિગ્રહ કરીને બધીખાનામા સ્થાપન કરે પણ તેને ધનલોભાદિકને લીધે કદાપિ છોડી મુકે નહિ તેમ જો કરેતો તે યથેચ્છ લોકપીડાકર દુરાચારને ફરી કરે તે પાપથી પાર્થિવ પોતે લેપાયછે ॥૩૯॥ જો રાજ્યમા કોઈ નિર્ધન પુરૂષ કાળની અનુકૂળતાના યોગને લીધે કે ભાગ્યના યોગને લીધે ધનસપન્ન થાય તો તેવા જનને મિથ્યા અપવાદથી દૂષિત કરે નહિ (આણે કોઈ પણ સ્થળે ચોરી આદિક કરીનેજ કોઇનુ દ્રવ્ય આણ્યુ હશે અન્યથા અકસ્માત્ એને ક્યાથી પ્રાપ્ત થાય ? એવી કલ્પના કરીને તે જનને તેવા મિથ્યાપવાદથી દૂષિત કરે નહિ ) તેમજ તેવા જનની પોતાના મત્રી આદિકથકી રક્ષા કરે ( તેઓ અધિકારમદોદ્ધત હોવાથી તેના ધનાપહરણમા કે તેને દૂષણ દેવામા પ્રયત્ન કરે, માટે તેમ જેમ ન થાય તેમ તેનુ સરક્ષણ કરે ॥૪૦॥ જે વ્યાપારિઓ ધનલોભને લીધે પોતાના દેશનો પરિત્યાગ કરી દૂરથી આવીને વણજ વ્યાપાર કરતા હોય તેઓથકી કર ( ઘાટ આદિકમા ગ્રહણ કરવાનો ભાગ જગાત વિગેરે) યથોક્ત બાધેલી રીતિને અનુસારેજ ગ્રહણ કરે પણ તેથકી અધિક કરને નજ લે (ભલે તે વ્યાપારીઓ લોભીયા હોય, સ્વય તુ રાજાએ લોભરહિતજ રહેવુ ) વળી તેઓની સ્વનગરનિવાસી શુલ્કજીવી ( કમીશન દલાલીથી જીવનારા) વ્યાપારીઓથકી રાજા રક્ષા કરે (જેરીને તેઓ તેમને પીડે નહિ તેરીતે રક્ષા કરે ) ॥૪૧॥ ધર્માર્થવેદી વૃદ્ધોનુ વચન નિત્ય શ્રવણ

नित्यं धर्मार्थविज्ञानां वृद्धानां शृणुयाद्वचः । पुरुषं कृतकर्माणं सत्सभायां स्तुवीत च ॥४२॥ द्रव्योपकरणं यच्च सर्वदा सर्वशिल्पिनाम् । चातुर्मास्यावरं सम्यक् प्रयच्छेन्नियतं नृपः ॥४३॥ रक्षोऽग्निव्याघ्ररुक्सर्पभयाद्राष्ट्रं च पालयेत् । पितेव चान्धान्मूकांश्च व्यङ्गान्पङ्गूंश्च पालयेत् ॥४४॥ त्याज्या अनर्थाः षड्राज्ञा विशेषेण सुबुद्धिना । निद्रालस्यं भयं क्रोधो मार्दवं दीर्घसूत्रता ॥४५॥ अध्येतव्यं नीतिशास्त्रमादौ राज्ञा प्रयत्नतः । पण्डिताद्ब्राह्मणात्तस्य लक्षणं च वदामि ते ॥४६॥ इतिहासपुराणज्ञो न्यायविद्धर्मतत्त्व-

કરવુ તેવા વૃદ્ધોની પાસે પ્રતિદિન પરવરીને તેમનું વચન સાંભળવું. પોતાની આજ્ઞામુજબ પ્રબળ કર્મ કરી આવેલા પુરૂષને સત્સભામાં વખાણુવાવડે પ્રોત્સાહન આપે ॥૪૨॥ રાજા જે શિલ્પક્રિયામાં રહેલા જનો છે તેમને સર્વેને જે પગારરૂપ દ્રવ્ય અને જે શિલ્પોપકરણ વસ્તુ (જેમ ચિત્ર કરવામાં રંગવાનુ દ્રવ્ય જોઇએ) તે ચારમાસપર્યંત પહોચે તેટલુ સર્વદા નિયમથીજ સમ્યક્ આપે તેથી અધિક આપે તો સારૂ પણ તેથી ન્યૂન તો ન આપે ॥૪૩॥ મરકી પ્લેગ આદિક ચેપી મહારોગોના ભયથકી, વ્યાઘ્રાદિ હિંસક મૃગોના ભયથકી અને અગ્નિપ્રકોપ સર્પ રાક્ષસાદિકના ભયથકી રાષ્ટ્રનું રાજા પરિપાલન કરે. આંધળા મુગા પાંગળા આદિક અંગવિકળોને પિતા પુત્રોનેજ જેમ એમ વિશેષતઃ પાલન કરે ॥૪૪॥ સુબુદ્ધિ ભૂપાળે નિદ્રા આલસ્ય ભય ક્રોધ મૃદુતા દીર્ઘસૂત્રતા, આ છ અનર્થ-અંતરશત્રુઓ સર્વપ્રકારે ત્યાગ કરવા ॥૪૫॥ પ્રથમ પાર્થિવે પંડિત (આગળ લક્ષણ કહેછે એવા) વિપ્રથકી નીતિશાસ્ત્ર પ્રયત્નથી આદરશ્રદ્ધાપૂર્વક અવશ્ય ભણવું. તે અધ્યાપકનું લક્ષણ તમને કહુંછું ॥૪૬॥ મહાભારતાદિ ઇતિહાસનો અભિજ્ઞ, પાદ્માદિ પુરાણોનો જ્ઞાતા, મીમાંસાલક્ષણ ન્યાયને જાણનારો, મન્વાદિમહર્ષિ અભિમત ધર્મતત્વને સમજનારો, શિક્ષાદિ ષડંગવેદનો વેત્તા, પ્રવચનમાં સમર્થ, ગંભીરભાષણકારી, ઉહાપોહને યોગ્ય બુદ્ધિકુશળતાએ સંપન્ન, કવિ-સૂક્ષ્મવિચારસમર્થ બુદ્ધિવડે ભાવિપણ અર્થને જોવા જાણવામાટે સમર્થ, પરાવરતત્વને જાણનારો, અર્થનીતિમાં નિપુણ, સ્મૃતિમાન્-અવિસ્મરણ

वित् । षडङ्गवेदविद्वक्ता प्रगल्भो बुद्धिमान्कविः ॥४७॥ परावरविभागज्ञो नीतिज्ञः स्मृतिमांस्तथा । प्रमाणैर्धर्मकामार्थमोक्षाणां कृतनिश्चयः ॥४८॥ भूगोलतत्त्ववित्सन्धिविग्रहादिविभागवित् । उत्तरोत्तरवक्ता च वदतोऽपि बृहस्पतेः ॥४९॥ ऐक्ये संयोगनानात्वे समवाये विशारदः । पञ्चावयववाक्यस्य निष्णातो गुणदोषयोः ॥५०॥ साङ्ख्ये योगे च गान्धर्वशास्त्रे युद्धक्रियास्वपि । निष्णातो यो धनुर्वेदे स राज्ञोऽध्यापको भवेत् ॥५१॥ एवंविधात्तु विदुषो राजाऽधीयीत यत्नतः । धनुर्वेदं नीतिशास्त्रं शास्त्राण्यन्यान्यपि स्वयम् ॥५२॥ हस्त्यश्वरथसूत्राणि यन्त्रसूत्रं च सर्वशः ।

શીલવાળો, (ભુલી જાય નહિ એવો) યથાપ્રમાણ ચતુર્વિધ પુરૂષાર્થસ્વરૂપના નિશ્ચયવાળો, ભૂગોળાદિ તત્વને જાણતો, સંધિવિગ્રહાદિ ષડ્ગુણસંબન્ધિ વિભાગનો અભિજ્ઞ, બૃહસ્પતિસાથે પણ ઉત્તરોત્તર પ્રતિવદવા મહાસમર્થ, (તેનાવચન ઉપર પોતાનું વચન રાખનારો) **ઐક્યમાં વિશારદ**-ભિન્ન ભિન્ન સ્થળમાં છુટાં છુટાં રહેલાં પણ અવાંતરવાક્યોને મહાવાક્યપણે એક કરીને તાત્પર્યનિર્ણયમાં સમર્થ અથવા સર્વશાખાપ્રત્યયન્યાયથી એકાર્થપણાના અવબોધનમાં સમર્થ, **સંયોગનાનાત્વે**-એ અર્થના તાત્પર્યથી પ્રયોજેલા એક વાક્યનો કહેવા ઇચ્છેલો જે અર્થભેદ તેના જ્ઞાપનમાં અતિનિપુણ, **સમવાયે**-એક કાર્યમાં અનેક ધર્મોનો જે સન્નિપાત કે અનેક ફળનો જે સમવાય તેના નિરૂપણમાં સમર્થ, પ્રતિજ્ઞા-હેતુ-ઉદાહરણ-ઉપનયન-નિગમન નામના પાંચ અવયવોએ સંપન્ન એવા ન્યાયપ્રયોગમાં સમર્થ, પરે કે પોતે પ્રયોજેલા હેતુના જે ગુણદોષ તેના વિભાગને જાણનારો, (અનુકૂળતર્કાદિ ગુણો અને અનૈકાન્ત્યાદિ દોષો જાણવા) સાંખ્યયોગમાં નિષ્ણાત, ગાંધર્વશાસ્ત્રમાં અને ધનુર્વેદમાં (તથા યુદ્ધક્રિયાઓમાં) કુશળ, આવા ગુણવાળોજ વિપ્ર રાજાનો અધ્યાપક-ભણાવનારો થાય ॥૪૭-૫૧॥ આવા પંડિત પાસે સ્વયં રાજા ધનુર્વેદ નીતિશાસ્ત્ર અને બીજાં પણ બધાં શાસ્ત્રો પ્રયત્નથી (આદરથી) ભણે ॥૫૨॥ હસ્તિ અશ્વ રથનાં સૂત્રો-લક્ષણ પરીક્ષા ચિકિત્સા ઔષધ ઉદ્દીપન માદક આદિક પ્રકારને પ્રતિપાદન કરનારા ગ્રંથોના

प्रयोगं सोपसंहारमस्त्राणां च यथाविधि ॥५३॥ अध्यापकं बहुविधैर्वसनैश्च रत्नैर्यानैः सदाभरणरौप्यकमुद्रिकाभिः । नानाविधोपकरणै रुचिरैश्च हैमैः सम्प्रीणयेद्द्विज ! नृपः शुभवेश्मना च ॥५४॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे पञ्चमप्रकरणे धर्मोपदेशे राजधर्मेषु चतुर्दशदोषादिनिरूपणनामा त्रयोविंशोऽध्यायः ॥२३॥

श्रीनारायणमुनिरुवाच—धर्मो यशस्करो राज्ञां धर्मः स्वर्गप्रदस्तथा । धर्मेणैव जयेच्छत्रूंस्ततो धर्मरतो भवेत् ॥१॥ चित्तं देश उपायाश्च

સિદ્ધાંતમાત્રના સંક્ષેપે યુક્ત હોવાથી સૂત્રસંજ્ઞાથી કહેલાં શાસ્ત્રો તથા યંત્રો-અગ્નિ ઔષધબળથી સીસાના કાંસાના પથ્થરના ગોળા ફેંકવાનાં લોહમય નાળતોપાદિસંજ્ઞાથી જે પ્રસિદ્ધ છે તેને સૂચવનારૂં શાસ્ત્ર તથા સર્વ આગ્નેયાદિ અસ્ત્રોના યથાવિધિ ઉપસંહારમંત્રોએ સહિત પ્રયોગને ભણે ॥૫૩॥ હે દ્વિજ! તે આ અધ્યાપકને રાજા અધ્યયનને અંતે વિવિધ વસ્ત્રો રત્નો વાહનો સદાભરણો રૂપ્યમુદ્રાઓ, સુવર્ણમય સુંદર પૂજાપાત્રાદિ બહુવિધ ઉપકરણો, ઉત્તમ ગૃહ, ઇત્યાદિ દક્ષિણાદ્રવ્યોવડે સંતોષ પમાડે ॥૫૪॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...પંચમપ્રકરણે ધર્મોપદેશે રાજધર્મેષુ ચતુર્દશદોષાદિનિરૂપણનામા ત્રયોવિંશોઽધ્યાયઃ ॥૨૩॥

## [1]અધ્યાય ૨૪ મો.

શ્રીનારાયણમુનિ કહેછે—હે બ્રહ્મન્! અનુષ્ઠાન કરેલો ધર્મજ રાજાઓને આ લોકમાં યશને અને પરલોકમાં સ્વર્ગને આપેછે. શત્રુઓને ધર્મબળથીજ વિજીતે પણ કેવળ આયુધબળથી નહિ. માટે રાજાએ ધર્મમાં તત્પર રહેવું ॥૧॥ જે પ્રજાઓનું ચિત્ત છે, જે દેશ છે, જે ઉપાયો—જીવનો-પાયો કે ધનાર્જનોપાયો છે, જે મંત્રીઆદિક સહાયો છે, જે સત્યયુગાદિ કાળ છે, જે પ્રજાઓની ક્રિયા છે, તે આ ષડ્વર્ગ રાજાની નીતિનેજ અનુસરેછે. તે આ નીતિ જો ધર્મને અતિલંઘન કરનારી હોય તો તે આ ચિત્તાદિ ષડ્વર્ગ અધર્મના આશ્રયવાળો થાય. એટલે—રાજા જો સ્વયં ધાર્મિક

૧ આ અધ્યાયમાં ષડ્વર્ગાદિરૂપ ધર્મોપયોગી રાજનીતિનું નિરૂપણ કર્યુંછે.

सहायाः कालकर्मणी । षड्वर्गोऽयं राजनीत्या भवेत्तद्धर्ममाचरेत् ॥२॥ धर्मकामार्थमोक्षाणां विद्या विद्याच्च पार्थिवः । त्रयीं वार्तां दण्डनीतिं तुर्यामान्वीक्षिकीं तथा ॥३॥ उपायांश्चतुरः साम भेदं दानं च निग्रहम् । यथोचितं प्रयुञ्जीत पञ्चमं चाप्युपेक्षणम् ॥४॥ हीनमध्योत्तमान्सन्धीन्भीसत्कारधनग्रहैः । विद्यादर्थजयं धर्म्यं

---

હોઇને ધર્મને પ્રવર્તાવે તો અધર્મનિષ્ઠ એવું પણ લોકોનું ચિત્ત ધર્મમાંજ પ્રવર્તે, કુદેશપણ સુદેશ થઈ જાય, તથા ઉપાયો પણ ધર્માનુસારી થાય, સહાયો પણ અધર્માચરણને ન કરે, કળિયુગાદિ કાળપણ નૃપતિએ પ્રવર્તાવેલા ધર્મથી સત્યયુગસદૃશ થાય, ક્રિયાપણ સર્વેની ધર્માનુસારિણીજ થાય માટે રાજા ધર્મનેજ આચરે (ધર્મૈકપર થાય) ॥૨॥ ઋગ્યજુઃસામરૂપ ત્રયીથી ધર્મમાર્ગ જાણવામાં આવેછે. કૃષિકર્મ વણજવ્યાપારરૂપ વાર્તાથી કામમાર્ગ જાણવામાં આવેછે. દંડનીતિથી અર્થમાર્ગનું જ્ઞાન થાય છે અને આત્માપર આન્વિક્ષિકીથી મોક્ષમાર્ગનું વિજ્ઞાન થાય છે. તો રાજાએ ક્રમથી ધર્માદિકનો અવબોધ આપનારી તે આ ત્રયી આદિક ચાર વિદ્યાઓ શીખવી. 'त्रैविद्येभ्यस्त्रयीं विद्याद्दण्डनीतिं च तद्विदः । आन्वीक्षिकीं चात्मविद्यां वार्तारम्भांश्च लोकतः ॥' એમ મનુએ કહ્યુંછે ॥૩॥ સામ-પ્રિયભાષણ, ભેદ-ખંડીયા રાજા આદિકને પરસ્પર વૈર ઉપજાવાવડે ફોડી નાંખવા, દાન-સુવર્ણાદિકનું, નિગ્રહ-દંડ જે ધનાપહારાદિ વધપર્યંતનો અપકાર, આ ચાર ઉપાયો (પરિપંથી વિગેરેને વશ કરવાનાં સાધનો)ને અને પાંચમા ઉપેક્ષણને પણ યથાસ્થાન પ્રયોજે. સામથીજ કાર્યસિદ્ધિ થતી હોય તો નિગ્રહ શ્રેયમાટે નથી. નિગ્રહથીજ જે કાર્ય સાધ્ય હોય તેમાં સામતો વ્યર્થ અને અનર્થ છે. એમ બીજાું પણ જાણી લેવું. જ્યારે કોઈ અર્થ સાધવાનો ન હોય ત્યારે તો ઉપેક્ષા છે. કેમતો જે ઉપાયો કહ્યાછે તે અર્થ સાધવા કહ્યાછે. અર્થ સાધવાનો હોય ત્યારે તો ઉપેક્ષા અનુચિત છે. (અનુપાય પણ ઉપેક્ષણમાં જે 'पञ्चमं चाप्युपेक्षणम्' એમ પંચત્વનિર્દેશ કર્યોછે તે સંખ્યાપૂરકપણામાત્રથી અને અસ્થાનમાં નહિ ઉપયોગ કરવારૂપ ધર્મની સમાનતાથી કહ્યોછે ॥૪॥ તેમાં સન્ધિઉપાય, અધમ મધ્યમ ઉત્તમ એવા ભેદથી ત્રણ

जयं चासुरमित्यपि ॥५॥ रथा नागा हयाः पद्मा विष्टिर्नावश्चरास्तथा । देशिकाश्चेति जानीयात्प्रकाशं दण्डमष्टधा ॥६॥ चक्रे चान्ने परकृतं विषयोगं च लक्षणैः । जानीयादभिचारं च दण्डमप्रकटं त्रिधा ॥७॥ ग्रहनक्षत्राध्वगुणान्विद्याद्भूमिगुणान्नृपः । मन्त्रयन्त्रादिना चात्मरक्षणं युद्धकौशलम् ॥८॥ गारुडं माकरं क्रौञ्चं चक्रं सूचीमुखं महत् । वज्रं च सर्वतोभद्रमर्धचन्द्रं च शाकटम् ॥९॥

પ્રકારનો જાણવો. તે એવીરીતે કે-શત્રુથકી ભયેકરીને કરાતો સંધિ અધમસંધિ કહ્યોછે. શત્રુએ કરેલા સત્કારથી કરેલો સંધિ મધ્યમ માન્યોછે. શત્રુએ આપેલા ધનના ગ્રહણથી કરાતો સંધિ ઉત્તમ કહ્યોછે. તથા અર્થજય ધર્મ્યજય આસુરજય, એરીતે જય ત્રણ પ્રકારનો જાણવો. તેમાં શત્રુના સૈનિક પ્રધાનોને ધન આપીને તેમને ફોડીને મેળવેલો જય **અર્થજય** કહ્યોછે. શત્રુ ન જાણે એમ નિદ્રા મદમૂર્છાદિસમયે સંપાદન કરેલો જય **આસુરજય** કહ્યો છે. ધર્મ્યયુદ્ધથી સંપાદેલો જય **ધર્મ્યજય** કહ્યોછે. આજ જય શ્રેષ્ઠ છે ॥૫॥ રથો, ગજો, અશ્વો, પદાતિઓ, વિષ્ટિ-પગાર વિના કે અલ્પ પગારથી ગ્રામથકી ગ્રામાંતર પ્રતિ ભાર ઉપાડી જનારા વેઠીયાઓ, નાવ-નૌકાઓ કે તેને ચલાવનારો, ચર-સંદેશો તથા કાગળાદિકને લઈ જનારા, ( જાસુદ હમેલીયા ) દેશિક-સેનામાર્ગનો ઉપદેશ આપનારા ગુરૂઓ, આ આઠ પ્રકારની સેના જાણવી. તે આ પ્રકટ દંડશબ્દથી કહેવાયછે ॥૬॥ પહેરવાના વસ્ત્રમાં અને જમવાના અન્નમાં પરિપંથીઓએ કરાવેલો વિષપ્રયોગ અને વિપ્રદ્વારા મંત્રાદિપ્રયોગથી કરાવેલો અભિચાર, આ ત્રણ પ્રકારનો અપ્રકટ દંડ-સેના તેનાં તેનાં લક્ષણોવડે જાણવો ॥૭॥ સૂર્યાદિ ગ્રહો અને અશ્વિની આદિક નક્ષત્રોનો ગતિભેદ તથા માર્ગનો જે ગુણભેદ તથા ભૂમિનો જે ગુણભેદ, તે સર્વને રાજા જાણે. મંત્રો અને યંત્રોવડે પોતાના રક્ષણને અને યુદ્ધપ્રકારને જાણે ॥૮॥ તથા ગરૂડાકૃતિવ્યૂહ, મકરાકારવ્યૂહ, ક્રૌંચપક્ષ્યાકૃતિવ્યૂહ, ચક્રાકારવ્યૂહ, સુચી નામનું (મુખભાગમાં સોઇ જેવું અતિતીક્ષ્ણ હોવાથી) વ્યૂહ, મહત્ ( મુખભાગમાં મોટું હોવાથી ) નામનું વ્યૂહ, વજ્રાકારવ્યૂહ, સર્વતોભદ્રમંડળાકૃતિવ્યૂહ, અર્ધચંદ્રાકારવ્યૂહ, શકટાકાર ( ગાડા જેવું )

शृङ्गाटकादीनि तथा विद्याद्व्यूहानि सर्वशः । सञ्चारयेत्स्वसैन्यानि तथैव च नृपोत्तमः ॥१०॥ नृनागवाजिनां पुष्टिप्रयोगान्विद्याच्च शास्त्रतः । रथनिर्माणादि शिल्पं विद्याच्चायुधलक्षणम् ॥११॥ उत्पातादिगुणान्सैन्यप्रोत्साहनपरीक्षणे । शत्रुं मित्रमुदासीनं विद्याद्दूतांश्च लक्षणैः ॥१२॥ खलोन्मूलनरीतिं च प्रयोगं चास्त्रशस्त्रयोः । देशग्रामकुलानां च धर्मान्विद्याच्च वैदिकान् ॥१३॥ तथा राज्ञां द्वादशानां विद्यान्मण्डलसंस्थितिम् । अपराधोचितं दण्डं जानीयाद्धर्मशास्त्रतः ॥१४॥ धनुर्वेदं नीतिशास्त्रं चाधीत्य नृपतिः

વ્યૂહ, શૃંગાટકાકાર ( શીંગોડાના ફળની પેઠે ત્રિકોણ ) વ્યૂહ, ઈત્યાદિ સર્વ વ્યૂહો ( સૈન્યની ગોઠવણી ) ને રાજા જાણે અને તથૈવ-વિરચેલા વ્યૂહપ્રકારથીજ પોતાના સૈન્યોને સર્વત્ર સંચારે ( જેરીતે વ્યૂહનો ભંગ ન થાય તેરીતે ફેરવે ) ॥૯-૧૦॥ જે પદાતિઓ હોય, જે ગજો હોય અને જે અશ્વો હોય તેમની પુષ્ટિ કરવાના પ્રકારને તેના તેના શાસ્ત્રથકી રાજા જાણે તથા રથનિર્માણ પ્રકાર અને આયુધનિર્માણપ્રકારને યથાલક્ષણ શાસ્ત્રથકી રાજા જાણે ॥૧૧॥ તથા ઉત્પાતાદિકનું લક્ષણ, તેના પ્રશમનનો ઉપાય, સૈન્યનો પ્રોત્સાહનવિધિ, સૈન્યના પરીક્ષણનો વિધિ, શત્રુમિત્ર ઉદાસીનના લક્ષણનો ભેદ તથા દૂતોના લક્ષણને શાસ્ત્રથકી જાણે ॥૧૨॥ ખળજનોને ઉન્મૂલન કરવાનો પ્રકાર, શસ્ત્રઅસ્ત્રનો પ્રયોગપ્રકાર, દેશાચારો, કુળાચારો, ગ્રામાચારો અને શ્રુતિસ્મૃતિમાં કહેલા ધર્મોને નૃપતિ જાણે ॥૧૩॥ તથા બાર રાજાઓના મંડળની સ્થિતિ (ગોઠવણી)ને 'पुरतः पृष्ठतः पार्श्वतश्च त्रयस्त्रयः आत्मा एक इति त्रयोदशकमिदं राजमण्डलं पद्माकारं' આ મિતાક્ષરમાં કહ્યાપ્રમાણે જાણે. એટલે અરિ મિત્ર અને ઉદાસીન આ ત્રણ અને આ ત્રણના સહજ કૃત્રિમ પ્રાકૃત એવા પ્રત્યેકના ત્રણ ભેદથી બાર ભેદ થાય. તેમાં આગળ ત્રણ, પાછળ ત્રણ અને બન્ને પડખામાં ત્રણ ત્રણ, મળીને બાર અને એક પોતે રાજા, એમ આ તેર સંખ્યાવાળું રાજમંડળ કમળાકાર જાણવું. તથા અપરાધને અનુસારે દંડ ધર્મશાસ્ત્રથકી જાણવો ॥૧૪॥ સુબુદ્ધિ રાજા નીતિશાસ્ત્રને કુશળ ગુરૂથકી ભણીને, પૂર્વોક્ત પ્રકૃતિભેદ અને ઉપાયભેદને જાણીને ધર્મ્યયુદ્ધથી રિપુઓને

सुधीः । एवमादि विदित्वाऽरीन् जित्वा धर्मं विवर्धयेत् ॥१५॥ साम्ना दानेन भेदेन स्वबुद्ध्या वशयेद्रिपून् । कालेनाप्यतिदीर्घेण सद्यो युद्धं तु नाचरेत् ॥१६॥ वशीभवेयुश्चेन्नैव त्रिभिः सामादिभिर्द्विपः । तदा युद्धं प्रकुर्वीत राजा धर्मेण निर्भयः ॥१७॥ यदि युद्धे मृताः स्युस्ते तद्राज्यं तर्हि धार्मिकः । वशीकृतेभ्यो नृपतिस्तत्पुत्रेभ्योऽर्पयेत्स्वयम् ॥१८॥ युक्त्या बुद्धिबलेनापि गृहीताः शत्रवो यदि । युद्धे तदा तानानीय स्थापयेद्बन्धनालये ॥१९॥ दद्यात्तेभ्योऽन्नवस्त्राणि यावज्जीवं नृपोत्तमः । शत्रवोऽप्यतिरिच्यन्ते गोभ्यो बन्दीकृता यतः ॥२०॥ निगृहीतान् घातयति क्रूरकर्मा नृपस्तु यः । स ब्रह्महत्यादिमहापातकैर्युज्यते किल ॥२१॥

જીતીને ધર્માભિવર્ધનપરાયણ થાય ॥૧૫॥ યદ્યપિ ક્ષત્રિયને યુદ્ધ સ્વધર્મેથીજ પ્રાપ્ત છે, તથાપિ સહસા ( વિચાર્યા વિના એકદમ ) યુદ્ધને કરે નહિ, કેમતો સંગ્રામમાં જય કે પરાજય સંદિગ્ધ છે. સામાદિ ત્રણ ઉપાયોવડે રિપુઓ વશ ન થાયતો ધર્મેથી નિર્ભયપણે યુદ્ધ કરે. દીર્ઘકાળે કરીને પણ સામાદિ ઉપાયોવડે વૈરીઓ વશવર્તી થતા હોયતો તે ઉપાયોવડે તેમને બુદ્ધિથી વશ કરી લે. બુદ્ધિનું આજ લક્ષણ છે કે–કયા સમયે કયો ઉપાય પ્રયોજવો ॥૧૬–૧૭॥ જો તે પરિપન્થી પાર્થિવ યુદ્ધમાં મરણ પામ્યો હોય તો તેનું રાજ્ય ધાર્મિક પાર્થિવે હરિ લેવું નહિ, કિંતુ જે તેના પુત્રાદિક પોતાના વશમાં આવેલા હોય તેમને તે રાજ્ય અર્પણ કરવું ॥૧૮॥ જો યુદ્ધમાં પ્રત્યર્થી પાર્થિવ યુક્તિથી કે બુદ્ધિબળથી પણ પકડ્યો હોય તો તેને હણવો નહિ, કિંતુ લાવીને તેને બંધીખાનામાં સંસ્થાપીને તેનું અન્ન વસ્ત્રાદિકવડે સારીરીતે યાવજ્જીવ પરિપોષણ કરવું. કેમતો તે શત્રુઓ-પણ જે હેતુમાટે પકડીને જેલખાનામાં રાખ્યા છે તે હેતુમાટે ગાયો કરતાં પણ અધિકપણે દયા કરવા યોગ્ય છે ( જેમ ગોશાળામાં બંધાઈ રોકાઈ રહેલી ગાયોવિષે પોષ્યપણે પ્રેમ થાયછે, તેમ રિપુપણ બંધીખાનામાં પ્રતિરૂદ્ધ થતાં પ્રીતિથી નૃપોત્તમે પોષણીય છે ) ॥૧૯॥ જેતો પકડેલા રિપુરાજાઓનો ઘાત કરેછે તે ક્રૂરકર્મા નૃપ બ્રહ્મહત્યાદિસમાન મહાપાતકથી

यस्तु राजा बुद्धिहीनः सामादींस्त्रीन्विहाय च । नित्यं युद्धपरस्तस्य क्षीयन्ते सत्त्वपदयः ॥२२॥ कोशश्च नाशमायाति जायते दैन्यभाक् ततः । स्तेयवृत्तिस्ततो नश्येत्तन्न कुर्वीत साहसम् ॥२३॥ स्ववित्तस्य तृतीयांशं जीवनाय प्रकल्पयेत् । भागद्वयं तु धर्मार्थमनित्यं जीवितं यतः ॥२४॥ धर्मेण पालयेद्राजा प्रजाः शीलेन रञ्जयन् । अदण्ड्यान्दण्डयेन्नैव दण्डार्हान्दण्डयेज्जनान् ॥२५॥ अनयाः सम्प्रवर्तेरन्प्रभवेद्वै वर्णसङ्करः । दुर्भिक्षमाविशेद्राष्ट्रं यदि राजा न पालयेत् ॥२६॥ असंरक्षन्प्रजा राजा यो गृह्णाति करं निजम् । प्रजानां

નિશ્ચે લેપાયછે ॥૨૧॥ જેતો બુદ્ધિહીન રાજા ક્રોધૈકજન્મભૂમિ થઇને સામાદિ ત્રણ ઉપાયોને ઉલ્લઘન કરીને નિત્ય યુદ્ધમાંજ પ્રયતેછે તે આ રાજાની ઉત્તમ પ્રજાઓ વિગેરે પ્રક્ષય પામી જાયછે અને ખજીનાઓ ખાલીખટ થઇ જાય છે. તે પછી એને દીનપણું આવી જાય છે. અંતે કોઇરીતે ચોરી વિગેરે કુકર્મ કરતાં કોઇપણ સ્થળે નાશ પામી જાયછે. માટે યુદ્ધનામનું કર્મ સહસા નજ કરે ॥૨૩॥ રાજા પોતાના વિત્તના તૃતીયાંશને સ્વજીવનમાટે પ્રકલ્પે, બે અંશતો ધર્માર્થે પ્રકલ્પે, કેમતો ધર્મેજ જીવનનું ફળ માન્યુંછે પણ ભોગ નહિ. તે જીવિત અસ્થિર છે, માટે જીવતા જને વિનાવિલંબે ધર્મ કરવો, તેને માટે ઉક્ત પ્રકારે વિત્તનો વિભાગ કરે ॥૨૪॥ પ્રજાઓનું રંજન કરવું એજ રાજાનો પરમ ધર્મ છે, તો અવશ્ય શીલ-સદ્વૃત્તવડે પ્રજાઓને રંજન કરે. ( રંજનમાં સાધન શીલસંપત્તિજ છે ) અને ધર્મથી પ્રજાઓનું પાલન કરે. ( પ્રજાઓના પરિપાલનમાં પ્રધાન સાધન ધર્મસંપત્તિ છે ) તેમાં વળી પ્રધાન આ છે—અદંડ્ય જનોનું અદંડન અને દંડય જનોનું દંડન. આનો જો વ્યત્યય થાય તો પ્રજાઓ હણાઇ જાય ॥૨૫॥ દંડવા યોગ્ય જનોના દંડનાદિકથી અને ધર્મપ્રવર્તનથી રાજા જો પ્રજાઓનું પાલન ન કરે તો રાજ્યમાં અનેક અનીતિઓ પ્રવર્તે અને બ્રાહ્મણાદિવર્ણધર્મનો વિપર્યાસ થાય અને વળી દુર્ભિક્ષ-દુકાળ પડે ॥૨૬॥ જે તો રાજા પ્રજાઓનું નહિ સંરક્ષણ કરીને કરને કેવળ ગ્રહણ કરેછે તે પ્રજાઓના પાપને ભોગવેછે અને પોતાના પુણ્યને પરિત્યજેછે ( પોતાના પુણ્યનો પ્રક્ષય અને પ્રજાપાપનો

शमलं भुङ्क्ते स्वपुण्यं च जहाति सः ॥२७॥ आददीत कर राजा प्रजाभ्यो धर्मदर्शन.। षष्ठं भागं सदा प्राज्ञस्तासामेवाभिगुप्तये ॥२८॥ मनो जेयं पुरा राज्ञा ततो जेयाश्च शत्रव.। जितेन्द्रियो हि नृपतिर्बाधितुं शक्नुयादरीन् ॥२९॥ वेदवेदाङ्गवित्सम्यङ् नीतिज्ञो विष्णुभक्तिमान्। दानशीलो यज्ञशीलस्तपस्वी च भवे-न्नृप. ॥३०॥ कृतकार्यान्परिजनान्धनैर्वस्त्रैश्च पूजयेत्। गुप्त प्रजा पीडयतोऽमात्यादींश्च नियन्त्रयेत् ॥३१॥ प्रवर्तयेन्नृपो धर्मं य त लोकोऽनुवर्तयेत्। न कालस्य बलं राज्ञि राजा कालस्य कारणम् ॥३२॥ कृतं त्रेता द्वापर च कलिश्चेति युगानि यत्। राजवृत्तानि

प्रवेश थायछे) ॥२७॥ धर्मदर्शन प्राज्ञ राजा करने पोताना भोगमाटे ग्रहण करे नहि, किंतु प्रजाओना रक्षणार्थे ग्रहण करे तेमा पण अधिक करने ग्रहण करे नहि किंतु छठा भागनेज सदा ग्रहण करे ॥२८॥ शत्रुने जीतवा इच्छता राजाए प्रथम मन जीतवु तेने न जीते तो इन्द्रियो वश रहे नहि, स्वय राजा अजीतेन्द्रिय होय तो रिपुओने जीतवामाटे क्याथी समर्थ थाय? नज थाय माटे नृपति जीतेन्द्रिय थई शत्रुओने जीतवा इच्छे ॥२९॥ एरीते वेदवेदागने जाणनारो, नीतिशास्त्रमा निष्णात, प्रजाओने धर्मथी पालन करता राजा दानयज्ञतप शील थाय अने विष्णुभक्तिपरायण थाय (आज विशेष राजाओमाटे छे, राज्यनु भोग भोगववो ए फळ नथी किंतु दानशीलतादिकज फळ छे) ॥३०॥ जे परिजनो पोताना शासनने शिरथी वहन करीने पोते आज्ञा करेला कार्यने अविलबथी सिद्ध करी आव्या होय ते भृत्यजनोने (नोकरोने) वस्त्रधनादिकवडे मान आपे तेमज जेओ प्रजाओने गुप्तपणे पीडा करता अधिकारी अमात्यादि होय तेओने चारोवडे जाणीने नियममा करे ॥३१॥ काळे करीने धर्म विपर्ययने पामेछे, तो काळज धर्मनु कारण छे एम केटलाएक मानेछे, ते असार छे, जे धर्मने नृप प्रवर्तावे ते धर्मने प्रजाओ अनुवर्तेज छे तो राजाज धर्मप्रवर्तनमा मूळ छे प्रशास्ता राजामा काळ प्रभु नथी काळनो पण ते राजाज प्रभु छे ॥३२॥ सत्य त्रेता द्वापर अने कळि, आ जे युगभेद छे ते राजानेज अनुसरेछे,

वर्तेयू राजैव युगमुच्यते ॥३३॥ राजमूला इह प्रोक्ता योगक्षेमसुवृष्टयः। प्रजासु व्याधयश्चैव मरणं च भयानि च ॥३४॥ यद्दह्या कुरुते पापमरक्षन्भयतः प्रजाः। राजा वर्षसहस्रं तत्फलं भुङ्क्ते यमालये ॥३५॥ यद्दह्या कुरुते धर्मं प्रजा धर्मेण पालयन्। दशवर्षसहस्राणि तस्य भुङ्क्ते फलं दिवि ॥३६॥ यं हि धर्मं चरन्तीह प्रजा राज्ञा सुरक्षिताः। चतुर्थं तस्य धर्मस्य भागं राजा स विन्दते ॥३७॥ मत्याहर्तुमशक्यं यद्धनं चोरैर्हृतं नृणाम्। तत्स्वकोशात्प्र-

સહજ શૈત્યાદિ ભેદવાળો ઋતુભેદજ જેમ એમ આ સત્યાદિયુગભેદ સાહજીક નિયત ભેદવિષયવાળો નથી કિંતુ ધર્મના પ્રચારમાં જે તરતમભાવ તે નિમિત્તથી પ્રવર્તેલા ભેદવાળો છે. તે આ તારતમ્ય રાજાના પ્રશાસનપ્રકારને અનુસરેછે. તો રાજાજ યુગભેદમાં નિમિત્ત કહ્યોછે. તે ભારતવિષે રાજધર્મમાં કહ્યુંછે-'कालो वा कारणं राज्ञो राजा कालस्य कारणम्। इति ते संशयो माभूद्राजा कालस्य कारणम् ॥' ઈત્યાદિ. 'राज्ञि धर्मिणि धर्मिष्ठाः पापे पापाः समे समाः। प्रजास्तमनुवर्तन्ते यथा राजा तथा प्रजाः ॥' એમ વૃદ્ધચાણક્યે કહ્યું છે ॥૩૩॥ આ લોકમાં જે આ પ્રજાઓના યોગક્ષેમની (ઇષ્ટની પ્રાપ્તિને યોગ કહેછે અને મળેલાના પરિરક્ષણને ક્ષેમ કહેછે) વિગુણતા કે તેની અનુગુણતા, વૃષ્ટિ કે અનાવૃષ્ટિ, મરકી આદિક વ્યાધિઓ કે અકાળમરણ કે ચોરાદિકનો ભય, આ સર્વેપણ યદ્યપિ પ્રજાસમુદાયના પુણ્યપાપમૂળક છે, તથાપિ પ્રશાસિતાના પ્રશાસનને પ્રધાનપણે પ્રજાઓનું કર્મ અનુસરે છે, માટે સર્વત્ર રાજાજ કારણ છે. માટે ધર્મનિષ્ઠ રાજાએ ધર્મપ્રવર્તનપૂર્વકજ પ્રજાઓનું પરિરક્ષણ કરવું ॥૩૪॥ પ્રજાઓનું ભયથકી નહિ રક્ષણ કરતા નૃપતિને જે પાપ એક દિવસે સમુદ્ભવેછે તેના ફળને સહસ્રસંવત્સરપર્યંત યમાલયમાં ભોગવેછે ॥૩૫॥ ધર્મેથી પ્રજાઓનું પરિપાલન કરતા નરપાળને જે પુણ્ય એકદિવસે સમુદ્ભવેછે તેના ફળને તે રાજા સ્વર્ગમાં દશસહસ્રવર્ષપર્યંત ભોગવેછે ॥૩૬॥ રાજાએ રૂડીરીતે રક્ષણ કરેલી પ્રજાઓ જે ધર્મને પાળેછે તે ધર્મના ચતુર્થ ભાગને (પુણ્યના ચોથા ભાગને) તે રાજા પામે છે ॥૩૭॥ જે ધન ચોરોએ ચોરેલું કોઇપણ ઉપાયથી રાજાએ ચોરોને

दातव्यं नृपेणैवोपजीविनाम् ॥३८॥ यो राजकोपं नश्यन्तमाचक्षीत हितेच्छया । श्रोतव्यं तस्य च रहो रक्ष्यश्चामात्यतोऽपि स. ॥३९॥ प्राज्ञान्मेधाविनो दान्तान्दक्षान् शूरान्बहुश्रुतान् । कुलीनान्सत्यसम्पन्नानानयेत्सर्वकर्मसु ॥४०॥ कृपणानाथवृद्धानां विधवानां च योषिताम् । योगक्षेमं च वृत्तिं च राजा नित्यं प्रकल्पयेत् ॥४१॥ आश्रमेषु ब्रह्मविदां चैलभाजनभोजनम् । सदैवोपाहरेद्राजा सत्कृत्याभ्यर्च्य निश्छलः ॥४२॥ आत्मानं सर्वकार्याणि राष्ट्रं चापि तपस्विने । निवेदयेत्प्रयत्नेन तिष्ठेत्प्रह्वश्च सर्वदा ॥४३॥ तस्मिन् कुर्वीत विश्वासं राजा कस्यांश्चिदापदि । तापसेषु हि

પકડીને પાછુ મેળવી શકાય એમ ન હોય તે ધન પોતાના ભડારથકીજ તેના ધણી અમાત્યાદિ અનુજીવિજનોને રાજાએ આપવુ ॥૩૮॥ અમાત્યાદિકે ક્ષય પમાડાતા રાજભડારને રાજાના હિતની ઈચ્છાથી જે કોઈ જન કહે તો તેનુ વચન એકાતમાં સાભળવુ. અને તે કહેનારને તે પોતાના અમાત્યાદિકથકી પણ ભય જેમ ન થાય તેમ તેનુ રક્ષણ કરવુ ॥૩૯॥ જેઓ બહુશ્રુત, પ્રાજ્ઞ, પ્રતિભાશાલી, જીતેન્દ્રિય, કુલીન, સત્યસપન્ન, ક્રિયાકુશળ અને શૂર હોય તે પુરૂષોને સર્વ કર્મોમાં (યુક્તાયુક્તપરિપ્રશ્નાદિકવડે) માન આપે–આવા ગુણવાળી નરોને પુછીનેજ સર્વ કર્મોને કરે ॥૪૦॥ જેઓ વૃત્તિદુર્બળ કૃપણ હોય, જેઓ અનાથ હોય, જેઓ વયે કરીને વૃદ્ધ હોય અને જે વિધવાઓ હોય તે આ સર્વેનું યોગક્ષેમ અને વૃત્તિ (જીવનોપાય)ને રાજા નિત્ય વિચારીને કરી આપે ॥૪૧॥ રાજા બ્રહ્મવિદોના આશ્રમોમા વિનીતવેષથી પ્રવેશ કરી વસ્ત્રો પાત્રો અન્નાદિ જે તેઓને આવશ્યક હોય તે આદરસત્કારપૂર્વક સદૈવ મોકલાવે અને તે તપસ્વિઓને સ્વય રાજા સર્વદા વિનય યુક્ત થઇને આત્મા આત્મીય રાષ્ટ્ર તથા સર્વ કાર્યોને પ્રયત્નથી નિવેદન કરે (આ જન હું અને આ સર્વ રાષ્ટ્ર આપને અધીન છે એમ નિવેદન કરે) ॥૪૨-૪૩॥ રાજા કોઇ આપત્કાળ આવતા તપસ્વિઓવિષે વિશ્વાસ કરે કેમતો તેઓ સર્વ ભૂતોના હિતમા નિરત હોવાથી વિશ્વાસનું પ્રથમ પાત્ર છે. ચોરો પણ તેઓમાં વિશ્વાસ રાખેછે તો બીજા રાખે એમાં કહેવુંજ

विश्वासमपि कुर्वन्ति दस्याः ॥४४॥ ग्रामस्याधिपतिं कुर्याद्दशानां च ततः परम् । ग्रामाणां च शतस्यैकं सहस्रस्य च सर्वशः ॥४५॥ एतत्क्रमेण सर्वस्य कुर्याद्राष्ट्रस्य रक्षणम् । यथा जना न सीदेयुस्तथा कुर्यादतन्द्रितः ॥४६॥ तथैव वणिजां वृत्तिं शिल्पं चावेक्ष्य शिल्पिनाम् । तेषां व्ययं च निर्वाहं दृष्ट्वा कुर्यात्करान्नृपः ॥४७॥ श्रुत्वान्यस्य वचः सद्यः कुर्यात्किञ्चिन्न भूपतिः । विचार्य निश्चयं कृत्वा ततः कुर्याद्यथोचितम् ॥४८॥ लभ्यते खलु पापीयान्नर-

શુ ? ॥૪૪॥ પ્રતિગ્રામ એક એક ગ્રામાધિપતિ કરે તત પર દશ ગામોનો એક અધિપતિ કરે શત ગામોનો એક અધિપતિ કરે (તેના પણ ઉપર) સહસ્રગામોનો એક અધિપતિ કરે (તેથકી ઉપર) પોતાના દેશમા વર્તતા સમગ્ર ગામોનો એક પ્રધાન અધિપતિ કરે આ અનુક્રમથી રાજા સમગ્ર રાષ્ટ્રનુ રક્ષણ કરે (કિં બહુના) જેરીતે પ્રજાઓ ક્લેશ ન પામે તેરીતે આળસે રહિત થઇને રક્ષણ કરે ॥૪૫-૪૬॥ તેજ પ્રકારે રાજા વણિજો (વ્યાપારી વિગેરે)ની વાણિજ્ય પશુપાલન કૃષ્યાદિવૃત્તિ અને સુતારાદિ શિલ્પિઓના શિલ્પને જોઇને તેમના આયવ્યયને વિચારીને તેને અનુસારેજ તેમનાથકી કરને ગ્રહણ કરે ॥૪૭॥ રાજાને પાસેના પરિચરો બહુ હોય છે અને તેઓ રાજાના કાનમા કાઇનુ કાઇ જલ્પ્યાજ કરતા હોયછે (ચાડીયાપણુ કર્યાજ કરે) તેઓનુ વચન સાભળીને તત્ક્ષણજ કિંચિત્ પણ કાર્ય ભૂપતિ નજ કરે, કિંતુ તેનો સત્યાસત્યની વિચાર કરી નિશ્ચય કરી સમુચિત હોય તેનેજ કરે વિચાર્યા વિના એકદમ કાર્ય કરનારાને મહા અનર્થની પ્રાપ્તિ થતી પ્રસિદ્ધજ છે ॥૪૮॥ લોકમા બહુજનો પ્રિયભાષણપરાયણ સુલભ હોયછે, રાજાઓને તો વિશેષપણે તેવા પાપી જનો સુલભ હોયછે, લોકમા જેતે જનો શુદ્ધ હૃદયવાળા હોતા નથી કિંતુ પ્રચ્છન્ન પાપ કરે એવા હોય છે, શ્રવણસમયે અપ્રિય પણ પરિણામે હિતરૂપ વચનના વક્તાઓ રાજાને દુર્લભ છે, રાજાની સમીપે અપ્રિય હિતપણુ કહેવા કોણ સમર્થ થાય ? (કોઇ પણ નહિ) સર્વ કોઈ સ્વાર્થપર હોવાથી પ્રિયભાષણ કરીકરીને રાજાથકી પોતાનો અર્થ સાધવા ઇચ્છેછે, તેથી રાજાને ભવિષ્યમા થનારા અનર્થને તે

सुप्रियवागिह । अप्रियस्य हि पथ्यस्य वक्ता श्रोता च दुर्लभः ॥४९॥ यस्तु धर्मपरो नित्यं हित्वा भर्तुः प्रियाप्रिये । अप्रियाण्याह पथ्यानि तेन राजा सहायवान् ॥५०॥ स्वस्याहितं येन भवेच्च तादृक् प्रियं वदेद्यः पुरुषो वचश्च । ज्ञातेरपि स्वस्य न तस्य तत्तु नृपः सुबुद्धिः शृणुयाद्द्विजेन्द्र ! ॥५१॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे पञ्चमप्रकरणे धर्मोपदेशे राजधर्मेषु षड्वर्गादिनिरूपणनामा चतुर्विंशोऽध्यायः ॥२४॥

श्रीनारायणमुनिरुवाच—रूपवर्णस्वरोपेतस्तितिक्षुरनसूयकः । कु-

---

गणुतोज नथी, तो तेवा अप्रिय हितवचनने कहेनारो दुर्लभ छे. वक्ता कोइ महापुरुष कदाचित् मळी आवे खरो, पण तेवा वचननो श्रोता तो दुर्लभज छे 'आतो अप्रिय बोलेछे' एम मानीने तेवा वक्ताने निरंकुशपणे प्रशासन चलावनार राजा देशथकी काढीज मुके, माटे तेवा अप्रिय हितवचननो श्रोता तो लोकमां दुर्लभज छे. 'सुलभाः पुरुषा राजन् ! सततं प्रियवादिनः । अप्रियस्य च पथ्यस्य वक्ता श्रोता च दुर्लभः ॥' एम विदुरे कह्यु छे ॥४९॥ जे पुरुषतो परहितैकपरायण महामनवाळो होइने 'राजाने आ प्रिय छे आ अप्रिय छे' एवो भेद छोडी दइने 'राजानुं आमाज हित छे' एम अवधारीने आरंभमा अप्रिय जणाता पण परिणामे हितकारी थनारां वचननोने कहेछे, तेवा जनथीज राजा सहायवान् थायछे, बीजा केवळ प्रियवाक्यना वक्ता पुरुषथी सहायवान् नथी ॥५०॥ हे द्विजेन्द्र ! जेतो वस्तुत अहित होय पण 'आने आ प्रिय छे' एमज निश्चय करीने तेवा अहित प्रियने कहे ते भले पोतानो संबन्धी होय तोपण तेनुं वचन मतिमान् राजा नज साभळे ॥५१॥ इति श्रीसत्संगिजीवने .. पंचमप्रकरणे धर्मोपदेशे राजधर्मेषु षड्वर्गादिनिरूपणनामा चतुर्विंशोऽध्यायः ॥२४॥

## [1]अध्याय २५ मो.

श्रीनारायणमुनि कहेछे-( हवे राजाए केवो मत्री करवो तेनुं लक्षण

---

१ आ अध्यायमा भगवाने मत्री आदिनु निरूपण कर्यु छे

लीनः स्मृतिमान् धीमाधीतिश्चानृशंस्यवान् ॥१॥ मानितोऽमानितो चापि न च दुष्येत्कदाचन । शूरो विद्वान् हितैषी यः कार्यो मन्त्री स भूभुजा ॥२॥ कुलीना· शीलसम्पन्ना इङ्गितज्ञा अनिष्ठुरा· । देशकालविधानज्ञा· शूरा धीरा हितैषिणः ॥३॥ ज्ञानविज्ञानसम्पन्ना· प्रकृतिज्ञाः परात्मनाम् । सत्यनिष्ठाश्च सन्तुष्टा ये ते कार्या· सुहृज्जना· ॥४॥ सहाया· साधनोपाया विभागो देशकालयो· । विनिपातप्रतीकारः कार्यसिद्धिश्च पञ्चमी ॥५॥ पञ्चाङ्गानीति मन्त्रस्य

કહેછે–) જે વર્ણથી અને કુળથી ઉત્તમ હોય તથા રૂપથી પણ ( જાતિ કુળથીજ જેમ એમ આકૃતિથી પણ ) ઉત્તમ હોય, સ્નિગ્ધ ગભીર સ્વર વાળો હોય, સહનશીલ હોય, અસૂયાએ રહિત હોય, અવિસ્મરણશીલ હોય, પ્રતિભાએ સપન્ન હોય, નીતિનિપુણ હોય, પરનો અભિદ્રોહ નહિ કરવા પરાયણ હોય, રાજા માન આપે કે અપમાન કરે પણ સદા પ્રસન્નચિત્ત હોય, પ્રકૃતિથી શૂર હોય, સકળ શાસ્ત્રના વિજ્ઞાનને પામેલો હોય, નિરતર રાજાનુ હિત કરવામાજ પ્રવર્તેલો હોય, આવા ગુણવાળો જે હોય તેજ રાજાએ મત્રિપદમા નિયોજવો ॥૧-૨॥ હવે રાજાએ કરવાના સુહૃજ્જનોનુ લક્ષણ કહેછે–જેઓ કુલીન–સત્કુળમા પ્રસવેલા હોય, ઉત્તમ શીલે સપન્ન હોય, મુખરાગાદિકના નિરીક્ષણમાત્રથી પરના ઇંગિતને જાણી જાય એવા હોય, મન-વાણીથી અનિષ્ઠુર, ( શુભચિંતક અને મૃદુભાષી હોય ) દેશકાળને ઉચિત આચરણોમા અભિજ્ઞ હોય, ધીર ( અદીનમનવાળા ) હોય, શૂર ( અભીરૂ સ્વભાવવાળા ) હોય, જ્ઞાન–વ્યાવહારિક અને વિજ્ઞાન–મોક્ષમાજ એક ઉપયોગી અથવા લૌકિક અલૌકિક જ્ઞાનથી સપન્ન હોય, સ્વકીય પરકીયોના સ્વભાવને જાણનારા, સત્યમાજ એક નિષ્ઠાવાળા અને સદા સતુષ્ટ હોય તેના જનોજ રાજાએ સુહૃત્પદમા કરવા ॥૩-૪॥ રાજાએ મત્રનુ સવરણ ( ગુપ્ત રાખવુ ) પ્રયત્નથી કરવુ મત્રમાજ રાજ્ય પ્રતિષ્ઠિત છે રાજકાર્યમા મત્રના પાચ અગો જાણવા સહાય–પુરૂષ દ્રવ્યની સપદાઓ, સાધનોપાય–ક્રિયા સાધનના ઉપાયો, દેશકાળનો વિભાગ–દેશકાળનો અતિક્રમ ન કરવારૂપ, વિનિપાતપ્રતિકાર–કાર્યસિદ્ધિના જે વિરોધિઓ તેના પ્રશમનનો પ્રકાર અને

विद्याद्धै राजकर्मसु । मन्त्रसंवरणं राज्ञा कर्तव्यं च प्रयत्नतः ॥६॥ अल्पप्रज्ञैर्दीर्घसूत्रैरलसैरबलैः सह । मन्त्रं न कुर्यान्नृपतिर्निद्रां तन्द्रां जयेत्तथा ॥७॥ विद्यामदं धनमदं हित्वा चाभिजनं मदम् । मन्त्रं सङ्गोपयेद्राजा यावत्स्याच्च फलोदयः ॥८॥ प्रासादे गिरिपृष्ठे वा निःशलाके वने रहः । मन्त्रं कुर्यान्महीपालः सम्यङ्नीतिरहोविदा ॥९॥ धन्वभूमिगिरिवृक्षजलमर्त्यमयानि षट् । राज्ञो दुर्गाणि तेष्वेकं नरदुर्गं सुदुस्तरम् ॥१०॥ नित्यमेव दया कार्या चातुवर्ण्ये हितैषिणा ।

કાર્યસિદ્ધિ–ફળસિદ્ધિ, આ પાંચમી જાણવી ॥૫-૬॥ જેઓ અલ્પ પ્રજ્ઞાવાળા હોય, જેઓ દીર્ઘસૂત્ર–ઝટ કરવાના કાર્યમાં વિલંબ કરનારા હોય, જેઓ આળસુ પ્રકૃતિવાળા હોય અને જેઓ મનોબળે રહિત હોય તે એમની સાથે રાજા મંત્ર કદાપિ નજ કરે. તથા રાજા અતિનિદ્રા અને આળસને ત્યાગ કરે ॥૭॥ રાજા વિદ્યામદ ધનમદ અને અભિજનમદને ત્યાગ કરે. (રાજાઓને આ ત્રણેય મદનો સંભવ છે) તે આ ત્રણ મદને ત્યાગ કરીને મંત્રને ફળોદયસુધી રૂડીરીતે ગુપ્ત રાખે. (મત્તજન મંત્રને ગુપ્ત રાખવા શું સમર્થ થાય?) ॥૮॥ મંત્રાચરણનાં સ્થાનો–પ્રાસાદ, (હવેલી મહેલ) પર્વતનો પૃષ્ઠભાગ, નિઃશલાક–ચક્ષુની ગતિને રોકનાર તૃણાદિકના આવરણે રહિત એવું વન, ઈત્યાદિ નિર્જનસ્થાનો જાણવાં. આવા સ્થાનમાં રાજા નીતિશાસ્ત્રના રહસ્યને જાણતા જનની સાથે મંત્રને રૂડીરીતે કરે ॥૯॥ ધન્વદુર્ગ મહીદુર્ગ ગિરિદુર્ગ વૃક્ષદુર્ગ જળદુર્ગ મર્ત્યદુર્ગ, આ છ પ્રકારના દુર્ગો (કિલ્લાઓ) કહ્યા છે. આમાંથી હરકોઈ દુર્ગનો રાજા આશ્રય કરે. તેમાં જે એક નરદુર્ગ છે તે શત્રુઓએ સુદુસ્તર છે. (માટે રાજા નરદુર્ગને સુદૃઢ કરે) 'धन्वदुर्गं महीदुर्गमब्दुर्गं वार्क्षमेव च । नृदुर्गं गिरिदुर्गं च समाश्रित्य वसेत्पुरम् ॥' 'दुर्गेषु च महाराज! षट्सु ये शास्त्रनिश्चिताः । सर्वदुर्गेषु मन्यन्ते नरदुर्गं सुदुस्तरम् ॥'' એમ ભારતમાં રાજધર્મવિષે કહ્યું છે ॥૧૦॥ પોતાનું હિત ઇચ્છતા કિંવા રાજ્યનું હિત ઇચ્છતા રાજાએ ચાતુર્વર્ણ્યપ્રમુખ પ્રજાઓ ઉપર નિત્યજ દયા કરવી. યથાસંવિભાગ તેમની સંરક્ષા કરવી. દયાવડે

૧ આનો વિસ્તૃત અર્થ પ્રથમ પ્રદર્શાવ્યો છે.

सुरक्षिताः प्रजा राज्ञो वर्धयन्ति यशो महत् ॥११॥ मद्यशीला द्यूतकरा धूर्ताः पापण्डिनो विटाः । कुशीलवाश्चारणाश्च नियन्तव्या नृपेण हि ॥१२॥ धनिनो मानयेद्राजा यतस्ते लोकधारकाः । वनस्पतीन्भक्ष्यफलांश्छेदयेन्नैव कर्हिचित् ॥१३॥ विप्राणां वृत्तिहीनानां कल्पयेज्जीविकां नृपः । आपद्भ्य उद्धरंस्तांश्च न क्वचिद्दुःखमाप्नुयात् ॥१४॥ कृपणानाथवृद्धानामश्रूणि परिमार्जयेत् । हर्षं

પ્રજાઓનું સંરક્ષણ કરવાથીજ રાજાનું મહાયશ વૃદ્ધિને પામેછે ॥૧૧॥ જે મદ્યપાનશીલ હોય, જે દ્યૂત રમવાપર હોય, જે ધૂર્ત-પરવચનપર હોય, જે પાખંડી હોય, જે વિટ-પરાંગનાલંપટ હોય અને જે નટ ચારણાદિક હોય, તે આ સર્વેને રાજાએ નિયમમાં કરીને પ્રજાનું રક્ષણ કરવું, (એમની જે અભિવૃદ્ધિ છે તે પ્રજાઓના અહિત માટેજ થાય છે) ॥૧૨॥ બહુધનવાળા સ્વનગરસ્થ જનોને રાજા માન આપે પણ અવમાન ન કરે. કેમતો તે ધનાઢ્યોને લીધે લોકવ્યવહારની સ્થિતિ અનુવર્તેછે. જેનાં ફળો ખાવામાં ઉપયોગ લાગતાં હોય તેવા પ્રરૂઢ આમ્રાદિ વૃક્ષોને ક્યારેયપણ નજ છેદે. 'धनिनः पूजयेन्नित्यं पानाच्छादनभोजनैः । वक्तव्याश्चानुगृह्णीध्वं प्रजाः सह मयेति वै । अङ्गमेतन्महद्राज्ञो धनिनो नाम भारत ! । ककुदं सर्वभूतानां धनस्थो नात्र संशयः। वनस्पतीन् भक्ष्यफलान्न छिन्द्युर्विषये तव। ब्राह्मणानां मूलफलं धर्ममाहुर्मनीषिणः ॥' એમ ભારતમાં રાજધર્મવિષે કહ્યુંછે ॥૧૩॥ જે વિપ્રો શ્રુતાધ્યયને સંપન્ન સદાચારણશીલ હોય, વૃત્તિવિહીન તેઓની વૃત્તિદાનવડે રાજા રક્ષા કરે અને આપત્તિથકી તેઓનો ઉદ્ધાર કરે. તેઓને કદાપિ દુઃખ ઉપજાવે નહિ. આપત્તિથકી ઉદ્ધારને કરતો રાજા કદાપિ દુઃખને પામે નહિ. 'विप्रश्चेत्त्यागमातिष्ठेदात्मार्थे वृत्तिकर्शितः । परिकल्प्यास्य वृत्तिः स्यात्सदारस्य नराधिप ॥' એમ ભારતમાં રાજધર્મવિષે કહ્યુંછે. 'समुद्धरन्ति ये विप्रं सीदन्तं मत्परायणम् । तानुद्धरिष्ये नचिरादापद्भ्यो नौरिवार्णवात् ॥' એમ ભાગવતમાં કહ્યુંછે ॥૧૪॥ રાજા જેઓ કૃપણ-દીન હોય, જેઓ અનાથ હોય અને વયવડે વૃદ્ધ હોય (ચક્ષુરાદિ કરણની શિથિલતાને લીધે ક્રિયા કરવામાં અસમર્થ, માટેજ અશક્ય જીવનોપાયવાળા હોય) તેમનાં

सज्जनयत्राजा न सीदत्यापदि क्वचित् ॥१५॥ आपत्काले तु नृपतिर्दीर्घसूत्री भवेन्नहि । लभतेऽर्थं क्षिप्रकारी दीर्घसूत्री विनश्यति ॥१६॥ गोविप्राणां हितं कुर्याद्युध्येच्चारैश्च तत्कृते । तत्सस्यं नापहर्तव्यं सीरविघ्नं च नाचरेत् ॥१७॥ यच्च यस्योपकरणं येन जीवन्ति कारुकाः । सर्वस्वहरणेऽप्येतन्न राजा हर्तुमर्हति ॥१८॥ आयुधान्यायुधीयानां वाह्यानि वाह्यजीविनाम् । वेश्यानां न हरेद्भूपा वाद्यातोद्यादि तद्विदाम् ॥१९॥ जीविकोपकरणाहृतिर्नृणां शस्त्रघातत

આસુઓને તેમનું દુઃખ ટાળવાવડે લુછે. સદાય તેવાઓને આનંદજ ઉપજાવે જે આવો રાજા છે તે આપત્તિમા કદાપિ ક્લેશને પામતો નથી ॥૧૫॥ જે દીર્ઘસૂત્રિતા છે તે સર્વ કાર્યને ઉપઘાત કરનાર છે, માટે તેનો સર્વદા ત્યાગ કરવો તેમાં પણ રાજાએ આપત્કાળમાં તો સર્વપ્રકારે ત્યાગ કરવી. જે કર્તવ્ય અર્થોને જલદી કરનારો છે તે કાર્યસિદ્ધિને પામેછે અને બીજો દીર્ઘસૂત્રીતો કાર્યફળે રહિત થઇ વિનાશ થઈજાયછે. માટે રાજા દીર્ઘસૂત્રી ન થાય ॥૧૬॥ રાજા ગાયો અને વિપ્રોનું હિતજ સદાય કરે. તેમના પ્રાણપરિરક્ષણમાટે પરની સાથે યુદ્ધને પણ કરે. વિપ્રનું અન્ન કદાપિ અપહરે નહિ તેના ક્ષેત્રમાં તેણે કરાતા કૃષિકર્મમાં હળાદિ ભાગી નાંખવાવડે વિઘ્નને નજ કરે ॥૧૭॥ જે શિલ્પિઆદિકનું જે જે ઉપકરણ (જીવિકાસાધન) હોય, જે ઉપકરણવડે જીવન ચલાવતા હોય (જેમ સુતારો વાંહલો કરવતીવિગેરેવડે, ખેડુત હળાદિકવડે, વણકર તુરી વેમાદિકવડે, દરજી સોઇ આદિકવડે) તે એમનો સર્વસ્વ અપહરણના નિમિત્તભૂત અપરાધ સતેપણ તેમનું તે તે ઉપકરણ વિના બીજુંજ હરી લેવું પણ તેઓનું તે ઉપકરણ રાજાએ હરવું નહિ ॥૧૮॥ આજ અર્થને ઉદાહરણ બતાવાદ્વારા નિરૂપણ કરેછે–આયુધ ધારીને જીવનોપાય કરનારાઓનાં આયુધોને, ગાડાં આદિકવડે ઉપજીવનારાઓના ગાડાં આદિકને, વેશ્યાઓના વસ્ત્રવિભૂષણાદિકને (વેશ્યાઓને તેજ આજીવિકાનાં સાધનો શરીર શોભાડવાવડે છે) અને વાદ્યાદિકને વજાડીને જીવનારાઓનાં તે વાદ્યાદિકને સર્વસ્વહરણનો પ્રસંગ હોય તોપણ રાજા હરે નહિ ॥૧૯॥ હે વિપ્રસત્તમ ! લોકમાં જે નરોની જીવિકાનાં સાધનોનું આહરણ

इहातिरिच्यते । धर्मविप्रपतिस्तु तां ततो नाचरेत्क्वचन विप्रसत्तम ! ॥२०॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे पञ्चमप्रकरणे धर्मोपदेशे राजधर्मेषु मन्वयादिनिरूपणनामा पञ्चविंशोऽध्यायः ॥२५॥

श्रीनारायणमुनिरुवाच—श्रुताध्ययनसम्पन्ना धर्मज्ञाः सत्यवादिनः। ह्रीनिषेवास्तथा दान्ता दयार्जवसमन्विताः ॥१॥ शक्ताः कथयितुं सम्यङ् न्यायान्यायौ यथातथम् । राज्ञा सभासदः कार्या रिपौ मित्रे च ये समाः ॥२॥ सप्राड्विवाकः सामात्यः सब्राह्मणपुरोहितः ।

છે તે શસ્ત્રવડે કરાતા મસ્તકચ્છેદને તુલ્ય છે, માટે ધર્મજ્ઞ રાજા જીવનોપકરણના આહરણને કદાપિ નજ કરે ॥૨૦॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...પંચમપ્રકરણે ધર્મોપદેશે રાજધર્મેષુ મંન્યાદિનિરૂપણનામા પંચવિંશોઽધ્યાય: ॥૨૫॥

## [1]અધ્યાય ૨૬ મો.

**શ્રીનારાયણમુનિ** કહેછે-રાજાએ વ્યવહારના વિનિર્ણયમાટે પ્રથમ સભાસદો કરવા, તેમનાં લક્ષણો કહુંછું. શ્રુત-બહુ ધર્મતત્ત્વવેત્તાઓથકી વારેવારે અનેક ધર્મોના શ્રવણે અને ગુરૂથકી વેદમીમાંસાદિ શાસ્ત્રોના અધ્યયને સંપન્ન, (અધ્યયનની અપેક્ષાએ શ્રુત શ્રેષ્ઠ છે, જે અધીત છે તે શ્રુતથી વૃદ્ધિ પામેછે, માટેજ શ્રુતનું આધિક્ય હોવાથી તેનો પ્રથમ નિર્દેશ કર્યોછે) માટેજ ધર્મરહસ્યને જાણનારા, પ્રામાદિક એવાપણ અકાર્યાચરણમાં લજ્જાવાળા, સત્ય બોલવાનાજ એક સ્વભાવવાળા, વિજીતેન્દ્રિય, દયા અને આર્જવ-ત્રણેય કરણમાં એકરૂપ હોવાથી સરલતાએ સંપન્ન, શત્રુ તથા મિત્રમાં સમ, (દ્વેષરાગે રહિત) માટેજ સભામાં ન્યાય અન્યાયને તત્વથી સારીરીતે કહેવામાં સમર્થ, આવા લક્ષણવાળા જનોને રાજાએ સભાસદો કરવા ॥૧-૨॥ ન્યાયાધીશ, અમાત્ય, વિદ્વાન્ વિપ્રો, પુરોહિત અને સભ્યોની સાથેજ રાજા આગળ કહેવામાં આવનારા વ્યવહારોને યથાવિધિ જુવે-વિચારે. 'वि नानार्थेऽव सन्देहे हरणं हार उच्यते । नानासन्दे-

[1] આ અધ્યાયમાં અઢાર પ્રકારના વ્યવહારપદનું નિરૂપણ વિસ્તારથી કર્યું છે.

ससभ्यो नृपतिः पश्येद्व्यवहारान् यथाविधि ॥३॥ लोकवेदज्ञधर्मज्ञाः सप्त पञ्च त्रयोऽपि वा । यत्रोपविष्टा विप्राः स्युः सा यज्ञसदृशी सभा ॥४॥ चतुष्पाद्व्यवहारोऽयं विवादेषूपदर्शितः । भापोहरणाद्व्यवहार. प्रकीर्तितः ॥' અર્થ–વિશબ્દ નાના અર્થમા છે, અવશબ્દ સન્દેહમાં છે, તેને હરણ કરે તે હાર કહેવાય, અર્થાત્ નાનાવિધ સંદેહોને હરનાર હોવાથી વ્યવહારપદથી કહેલા અષ્ટાદશ દાવાઓ જાણવા ॥૩॥ વેદાર્થને જાણનારા, મન્વાદિ ધર્મશાસ્ત્રને જાણનારા અને લોકાચારને જાણનારા સાત અથવા પાચ (અતે) ત્રણપણ વિપ્રો જેમાં બેઠા હોય તે સભા કહીછે, તેજ મભા યજ્ઞપરિષદ્‌તુલ્ય જાણવી (શ્રુતિથી અને સ્મૃતિથી જે ધર્મતત્વનો નિશ્ચય કરેછે એજ ધર્મરહસ્યાભિજ્ઞ છે, કેવળ શ્રુતિથી કે કેવળ સ્મૃતિથી કે કેવળ લોકથી નહિ) ॥૪॥ સર્વેકોઇ વિવાદોમા વ્યવહાર (દાવા ફરીયાદ)ના ભાષા ઉત્તર ક્રિયા અને સાધ્ય સિદ્ધિ, આવા અનુક્રમથી ચાર પાદો પ્રદર્શાવ્યાછે. તે ચાર પાદો એવી રીતે કે–'प्रत्यर्थिनोऽग्रतो लेख्यं यथावेदितमर्थिना । समामासतदर्धाहर्नामजात्यादिचिह्नितम्' અર્થ–'પ્રતિવાદીની સમક્ષજ વાદીએ જેરીતે જણાવ્યું હોય તેમજ લખી લેવું. તેમા વર્ષ માસ પક્ષ દિવસ નામ જાતિ ઇત્યાદિક પણ લખી લેવું.' આ પ્રકારે કરવું તે ભાષાપાદ પ્રથમનો જાણવો 'श्रुतार्थस्योत्तरं लेख्यं पूर्वावेदकसन्निधौ' અર્થ–'જેણે વાદીનો અધો ભાવાર્થ સાંભળ્યો છે એવા પ્રતિવાદીનો ઉત્તર વાદીની સમક્ષજ લખી લેવો' વાદીના બોલી રહ્યાપછી એ લખાયછે માટે એને ઉત્તરશબ્દથી કહેછે આ ઉત્તરપાદ બીજો જાણવો 'ततोऽर्थी लेखयेत्सद्यः प्रतिज्ञातार्थसाधनम्' અર્થ–'પ્રતિવાદીનો ઉત્તર થયાપછી વાદીએ પોતે પ્રતિજ્ઞા કરેલા અર્થ (દાવાઅરજીમા લખેલી બાબત)મા જે સાધન પુરાવો હોય તે તત્કાળ લખાવી દેવો' આ ક્રિયાપાદ ત્રીજો જાણવો 'तत्सिद्धौ सिद्धिमाप्नोति विपरीतमतोऽन्यथा' અર્થ–'જો લેખ સાક્ષીવિગેરે પુરવાની સત્ય સાબીતી થાયતો જયને પામે અને જો ન થાયતો વિપરીત પરાજયને પામે' આ સાધ્યસિદ્ધિ પાદ ચોથો જાણવો. આ પ્રકારે યાજ્ઞવલ્ક્યસ્મૃતિની મિતાક્ષરામાં કહ્યુછે. તેમજ બૃહસ્પ-

त्सरक्रियासाध्यसिद्धिभिः क्रमवृत्तिभिः ॥५॥ व्यवहारपदान्यत्र

તિએ પણ 'पूर्वपक्षः स्मृतः पादो द्वितीयश्चोत्तरः स्मृतः । क्रियापादस्तृतीयस्तु चतुर्थो निर्णयः स्मृतः ॥' એમ કહ્યુંછે. આરીતે વિવાદોમાં વ્યવહારના ચાર પાદો સમજવા ॥૫॥ ઋણાદાન, નિક્ષેપ, અસ્વામિવિક્રય, સંભૂય સમુત્થાન, દત્તાનપકર્મ, સંવિદ્વ્યતિક્રમ, સીમાવિવાદ, સ્તેયસાહસ, ક્રયવિક્રયાનુશય, સ્વામિપાળવિવાદ, અભ્યુપેત્યાશુશ્રૂષા, વાક્પારૂષ્ય, દંડપારૂષ્ય, સ્ત્રીસંગ્રહ, વેતનાદાન, દ્યૂતસમાહ્વય, દાયભાગ, સ્ત્રીપુંધર્મ, આરીતે અઢાર જ વ્યવહારપદો રાજધર્મમાં જાણવાં. વ્યવહારનું પદ જે વિષય તે વ્યવહારપદ કહેવાય, બીજાના વિરોધથી પોતાના સ્વાર્થનું જે કહેવું તેને વ્યવહાર કહેછે. જેમ કોઇ 'આ ક્ષેત્રાદિ મારૂં છે' એમ કહેછે. બીજો પણ તેના વિરોધથી 'મારૂં છે' એમ કહેછે. અર્થાત્ વાદિપ્રતિવાદિનો જે વિવાદ તે વ્યવહાર કહ્યોછે. 'વ્યવહારશબ્દ રૂઢિ અને યોગેકરીને નિર્ણય ફળ જેનું છે એવો જે વાદીપ્રતિવાદીનો વિવાદ તેને કહેછે' એમ માધવાચાર્ય કહેછે. 'प्रयत्नसाध्ये विच्छिन्ने धर्माख्ये न्यायविस्तरे। साध्यमूलस्तु यो वादो व्यवहारः स उच्यते ॥' 'वि नानार्थेऽव सन्देहे हरणं हार उच्यते। नानासन्देहहरणात् व्यवहार इति स्मृतः ॥' આ વચનવડે અનુક્રમે વ્યવહારશબ્દની રૂઢિ અને યોગ બન્ને કાત્યાયને નિદર્શાવ્યો છે. એના વિષયભૂત યદ્યપિ ક્રિયાભેદથી બહુવિધ છે અથાપિ આ અઢારમાંજ અંતર્ભાવ છે, માટે 'અષ્ટાદશવિધ' એમ કહેવાયછે. યાજ્ઞવલ્ક્યે પણ 'स्मृत्याचारव्यपेतेन मार्गेणाधर्षितः परैः । आवेदयति चेद्राज्ञे व्यवहारपदं हि तत् ॥' અર્થ-'ધર્મશાસ્ત્રથી વિરૂદ્ધ તથા સમયાચારથી વિરૂદ્ધ એવા માર્ગવડે બીજા લોકોએ પીડા પમાડેલો જન રાજાને કે ન્યાયાધીશને અરજી કરીને વિજ્ઞપ્તિ જે કરે તો તે અરજીમાં જણાવેલું વૃત્તાંત વ્યવહાર (દાવો)નું પદ-વિષય થાય' આ પ્રકારે વ્યવહાર પદનું લક્ષણ કહ્યુંછે. તેમાં ૧ ઋણાદાન-દેણદાર અને લેણદારના વિષયમાં ઋણ આપવા લેવાના ધર્મનું જે ઉલ્લંઘન તે ઋણાદાન નામનું વિવાદપદ જાણવું. તેમાં આવું કરજ હોય તે આપવું, આવું હોય તે ન આપવું, આવા અધિકારીએ આપવું, આવા સમયે આપવું, આ પ્રકારે આપવું,

ज्ञेयान्यष्टादशैव हि । ऋणादानं च निक्षेपस्तथैवास्वामिविक्रयः ॥६॥
सम्भूय च समुत्थानं दत्तस्यानपकर्म च । संविद्व्यतिक्रमः सीमा-

આરીતે કરજદારમાં પાંચ પ્રકારનું છે. શાહુકારમાં આપવાનો વિધિ અને લેવાનો વિધિ એમ બે પ્રકારનું છે, બન્ને મળીને સાત પ્રકારનું ઋણાદાન છે. આનું સ્પષ્ટ સ્વરૂપ 'ऋणं देयमदेयं च येन यत्र यथा च यत् । दानग्रहणधर्माश्च ऋणादानमिति स्मृतम् ॥' એમ નારદજીએ નિરૂપણ કર્યુંછે. **૨ નિક્ષેપ**–જેને ત્યાં પોતાનું દ્રવ્ય વિશ્વાસથી થાપણતરીકે મુકે અને તે જો પાછું ન આપે તો તે નિક્ષેપ નામનું વિવાદપદ કહેવાય. આનું સ્વરૂપ 'स्वं द्रव्यं यत्र विश्रम्भात् निक्षिपत्यविशङ्कितः । निक्षेपो नाम तत्प्रोक्तं व्यवहारपदं बुधैः ॥' એમ તે નારદેજ નિરૂપણ કર્યું છે. **૩ અસ્વામિવિક્રય**–થાપણ મુકેલું કે ખોવાએલું કે જડેલું કે ચોરી લીધેલું પારકું દ્રવ્ય તેના ધણીની અસમક્ષ તેને પુછ્યા વિનાજ વેચી નાખવું તે અસ્વામિવિક્રય નામનું વિવાદપદ કહ્યુંછે. તે નારદે કહ્યું છે–'निक्षिप्तं वा परद्रव्यं नष्टं लब्ध्वाऽपहृत्य च । विक्रीयेतासमक्षं यत् स ज्ञेयोऽस्वामिविक्रयः ॥' ઇતિ. **૪ સંભૂયસમુત્થાન**–લાભમાટે પરસ્પર મળીને વ્યવહાર કરતા વ્યાપારીઓને લાભ રહેલા અર્થવિભાગ નિમિત્તે જે કલહ થાય તે સંભૂયસમુત્થાન નામનું વિવાદપદ જાણવું. તે નારદે કહ્યું છે–'वणिक्प्रभृतयो यत्र कर्म संभूय कुर्वते । तत्संभूयसमुत्थानं व्यवहारपदं हि तत् ॥' ઇતિ. **૫ દત્તાનપાકર્મ**–આનેજ દત્તાપ્રદાનિક એવી બીજી સંજ્ઞાથી પણ કહેછે. અયોગ્ય રીતે આપીને ફરીથી પાછું લેવું જે વિવાદપદમાં હોય તે દત્તાપ્રદાનિક નામનું વિવાદપદ જાણવું. તે નારદે કહ્યું છે–'दत्त्वा द्रव्यमसम्यग् यः पुनरादातुमिच्छति । दत्ताप्रदानिकं नाम व्यवहारपदं हि तत् ॥' ઇતિ. **૬ સંવિદ્વ્યતિક્રમ**–સંવિત્ જે પાખંડી વૈદિક આદિકને રાજાએ મર્યાદા કરી આપી હોય તેનું ઉલ્લંઘન કરવાથી જે વિવાદ ઉભો થાય તે સંવિદ્વ્યતિક્રમ નામનો જાણવો. તે નારદે કહ્યું છે–'पाखण्डनैगमादीनां स्थितिः समय उच्यते । समयस्यानपाकर्म तद्विवादपदं स्मृतम् ॥' ઇતિ. **૭ સીમાવિવાદ**–બે ક્ષેત્ર કે બે ગૃહ કે બે ગામ કે બે દેશની પરસ્પર જે સીમા–મર્યાદા હદ નક્કી થઈ હોય તેના ન્યૂનત્વ

विवाद. स्तेयसाहसम् ॥७॥ क्रयविक्रयानुशयो विवादः स्वामिपा-

અધિકૃત્વ ભોગવટો નહિભોગવટો આદિક નિમિત્તવાળો જે વિવાદ તે સીમા વિવાદ નામથી કહ્યો છે સીમાનો ભેદ નારદજીએ નિરૂપ્યો છે-'ध्वजिनी मत्स्यिनी चैव नैधानी भयवर्जिता । राजशासननीता च सीमा पञ्चविधा स्मृता ॥' ઇતિ ૮ સ્તેયસાહસ-ધણીની અસમક્ષ ગાફલ તેને ઠગીને દ્રવ્યનુ જે અપહરણ તે સ્તેય ( ચોરી ) કહેવાય, રાજાનો દંડ, જનોનો આક્રોશ તેને નહિ ગણીને રાજપુરૂષથકી ઇતિર જનની સમક્ષ બળાત્ યત્કિંચિત્ પર દ્રવ્યહરણ મારણ પરદારાપ્રધર્ષણાદિ કરાય છે તે સર્વ સાહસ કહેવાય, તે બન્ને મળીને સ્તેયસાહસ નામનુ વિવાદપદ જાણવુ તેમા સ્મૃતિવચન છે-'उपायैर्विविधैरेषां छलयित्वापकर्षणम् । सुप्तमत्तप्रमत्तेभ्यः स्तेयमाहुर्मनीषिणः ॥' 'सहसा क्रियते कर्म यत्किञ्चिद्बलदर्पितैः । तत्साहसमिति प्रोक्तं सहो बलमिहोच्यते ॥' ઇતિ ૯ ક્રયવિક્રયાનુશય-મૂલ્ય આપીને કાઈ વસ્તુ ખરીદીને પણ પછીથી ધનહાનિની ઉત્પ્રેક્ષા કરીને ખરીદનારને જે અનુતાપ થાય અને મૂલ્ય લઇને કાઇ વસ્તુ વેચીને પણ પછીથી અર્થહાનિની શકાથી વેચનારને જે પશ્ચાત્તાપ થાય તે બન્નેએ કરીને ઉભુ થતું જે વ્યવહારપદ (દાવો) તે ક્રયવિક્રયાનુશય કહેવાય તે મનુએ કહ્યુ છે 'क्रीत्वा विक्रीय वा किञ्चिद्यस्येहानुशयो भवेत् । सोऽन्तर्दशाहात्तद्द्रव्यं दद्याच्चैवाददीत च ॥' ઇતિ ૧૦ સ્વામિપાળવિવાદ-જે ગવાદિ પશુઓનો સ્વામી અને જે પગાર લઈ તેને પાળનારો ગોપાળ તે બન્નેનો વિવાદ તથા જેતો ક્ષેત્રનો સ્વામી અને જે પશુઓનો પાળક તે બન્નેનો વિવાદ (ગાય ભેંશ આદિકે ખેતરમા ધાન્યાદિ ભક્ષણ કરી જવાથી થતો) તે સ્વામિપાળવિવાદ નામનુ વ્યવહારપદ જાણવુ તે મનુએ કહ્યુ છે-'पशुषु स्वामिनां चैव पालानां च व्यतिक्रमे । विवादं सम्प्रवक्ष्यामि यथावद्धर्मतत्त्वतः ॥' ઇતિ તથા 'पथि क्षेत्रे परिवृते ग्रामान्तीयेऽथवा पुनः । स पालः शतदण्डार्हः' એમ પણ કહ્યુ છે ૧૧ અભ્યુપેત્યાશુશ્રૂષા-'હું તમારી શુશ્રૂષા કરીશ' એમ અંગીકાર કરીને પછી શુશ્રૂષા ન કરવી તે અભ્યુપેત્યાશુશ્રૂષા નામનુ વિવાદપદ જાણવુ તે મનુએ કહ્યુ છે-'अभ्युपेत्य हि शुश्रूषां यस्तां न प्रतिपद्यते। अशुश्रू

लयोः । अशुश्रूषाभ्युपेत्याथ पारुष्ये दण्डवाचिके ॥८॥ स्त्रीसङ्ग्रहो

પાऽभ्युपेत्यैत्तद्विगादपदमुच्यते ॥' ઇતિ ૧૨ વાક્પારુષ્ય-દેશ જાતિ કુળાદિકના આક્રોશ (ઉચ્ચસ્વરેભાવણ) વાળું અને કુત્સિતશબ્દવાળુ જે બીજાને ઉદ્વેગ ઉપજાવવામાટે વચન બોલાય તે વાક્પારૂષ્ય નામનુ વિવાદપદ જાણવુ. 'ગૌડદેશીય લોકો નિશ્ચે કળહૈકપ્રિય હોય છે' આ દેશાક્રોશ જાણવો બ્રાહ્મણો બહુજ લોભીયા હોય છે' આ જાત્યાક્રોશ જાણવો 'વિશ્વામિત્ર કુળના ક્રૂરકર્મવાળાજ હોય છે' આ કુલાક્રોશ જાણવો આ બધો અર્થ નારદે કહ્યો છે-'देशजातिकुलादीनामाक्रोशान्यङ्गसंयुतम् । यद्वचः प्रतिकूलार्थं वाक्पारुष्य तदुच्यते ॥' ઇતિ ૧૩ દંડપારુષ્ય-પરના અગને હસ્ત પાદ આયુધ પાષાણ ભસ્મ કાદવ આદિકવડે પીડા કરવી તે દડપારૂષ્ય નામનું વિવાદપદ જાણવુ તે નારદે કહ્યુ છે-'परगात्रेष्वभिद्रोहो हस्तपादायुधादिभि. । भस्मादिभिश्चोपघातो दण्डपारुष्यमुच्यते ॥' ઇતિ ૧૪ સ્ત્રીસંગ્રહ-પરસ્ત્રીનો જે સ્પર્શાદિ કરવો તે સ્ત્રીસંગ્રહનામનું વિવાદપદ જાણવું તે મનુએ કહ્યુ છે-'स्त्रिय स्पृशेद्देशे य स्पृष्टो वा मर्षयेत्तया' ઇત્યાદિ બૃહસ્પતિપણ કહેછે-'पापमूल सङ्ग्रहण त्रिप्रकार निबोधत' ઇત્યાદિ સ્ત્રીપુરૂષનો જે મિથુનીભાવ તે સંગ્રહણ કહ્યુ છે ૧૫ વેતનાદાન-ભૃત્ય નોકર લોકોને સેવાનિમિત્તે પગાર આપવામા તથા નહિ આપવામાં કરવાનો વિચાર જેમાં રહ્યો છે તે વિવાદ વેતનાદાન નામથી કહ્યોછે તે નારદે કહ્યુ છે-'भृत्यानां वेतनस्योक्तो दानादानविधिक्रम. । वेतनस्यानपाकर्म तद्विवादपदं स्मृतम् ॥' ઇતિ. ૧૬ દ્યૂતસમાહ્વય-અક્ષ-પાસા, અક્ષ-ચામડાની પટ્ટી, શલાકા-હાથીદાંતથી બનાવેલી લાંબી ચોરસ સળી ઇત્યાદિ અપ્રાણિઓ (અચેતન પદાર્થો) વડે જીતી લેવા માટે જે કપટથી રમત પણપૂર્વક કરાયછે તે દ્યૂત કહેવાય અને કુકડા પારેવા આદિક પ્રાણિઓવડે (ચેતન) જે પણપૂર્વક જીતી લેવા માટે રમત કરાયછે તે સમાહ્વય કહેવાય બન્ને મળીને દ્યૂતસમાહ્વય નામનુ એક વિવાદપદ જાણવું (જુગટામાં આ ભેદ જાણવો) આનું સ્વરૂપ નારદે નિરૂપ્યું છે-'अक्षवध्रशलाकाद्यैर्देवनं जिह्मकारितम् । पणक्रीडा वयोभिश्च पदं द्यूतसमाह्वयम् ॥' ઇતિ તથા મનુએ કહ્યુ છે-'अप्राणिभिर्य-

वेतनस्यादानं द्यूतसमाह्वय । दायभागश्च स्त्रीपुंसोर्धर्मश्चाष्टादशेति हि ॥९॥ तेषां विनिर्णय कुर्यात्प्रमाणैर्दिव्यमानुषै । प्रोक्तानि तत्र मुख्यानि मानुषाण्यर्थसिद्धये ॥१०॥ मानुषाणि तु त्रीण्याहु साक्षिणो लेख्यभुक्तय । प्रमाणानीति मुनय सर्वश्रेयस्कराणि हि ॥११॥

स्क्रियते तल्लोके द्यूतमुच्यते। प्राणिभि क्रियमाणस्तु स विज्ञेय समाह्वय ॥' ઇતિ ૧૭ દાયભાગ–દાય–ધણીના (પિત્રાદિ) સબંધનિમિત્તમાનથી જે ધન બીજા પુત્રાદિકની સત્તાવાળુ (માલકીનુ) થાય છે તે દાયશબ્દથી કહ્યુ છે, તેનો બહુ પુત્રાદિકને ભાગ વહેંચી આપવો તે દાયભાગ નામનુ વિવાદપદ જાણુ તે નારદે કહ્યુ છે–'विभागोऽर्थस्य पित्र्यस्य तनयैर्यत्र कल्प्यते। दायभाग इति प्रोक्त व्यवहारपद बुधै ॥' ઇતિ ૧૮ સ્ત્રીપુંધર્મ–સ્ત્રીપુરૂષ (દપતી) નો જે ધર્મ (પરસ્પર વર્તવાની રીતિ) ધર્મશાસ્ત્રમા કહ્યો છે તેને ઉલ્લઘન કરતા, યદ્યપિ સ્ત્રીપુરૂષને પરસ્પર વાદીપ્રતિવાદી થઈ રાજાને સમક્ષ વ્યવહાર (દાવો) કરવાનો નિષેધ કર્યો છે તથાપિ પ્રત્યક્ષ કે કર્ણપરપરાએ તે જાણવામા રાજાને આવતા રાજાએ દડાદિકે કરીને દપતીને સ્વસ્વધર્મમાર્ગમા સ્થાપન કરવા, આરીતે થાય તે સ્ત્રીપુધર્મ નામનુ વિવાદપદ જાણવુ આરીતે વ્યવહાર (દાવો ફરીયાદ) થવાના અઢાર પદ (વિષયો નિમિત્ત) જાણવા આનો વિશેષ વિસ્તાર મિતાક્ષરાથકી જાણવો ॥૬–૯॥

રાજા તે આ અઢાર વ્યવહારપદો (દાવાઓ)નો વિનિર્ણય (ફૈંસલો) માનુષ પ્રમાણો (પુરાવો)વડે કે તેના અસભવમા દિવ્ય પ્રમાણોવડે કરે તેમા જે માનુષ પ્રમાણો છે તે કાર્યસિદ્ધિ (ફૈંસલો) માટે મુખ્ય માનેલાં છે આ અર્થ કાત્યાયને કહ્યો છે–'यद्येको मानुषीं ब्रूयादन्यो ब्रूयात्तु दैविकीम् । मानुषीं तत्र गृह्णीयान्नतु दैवीं क्रिया नृप ॥' ઇતિ ॥૧૦॥ મુનિઓ સર્વેને વ્યવહારમા શ્રેય કરનારા માનુષ પ્રમાણ તો સાક્ષિઓ, લેખ્ય (રાજાના શીક્કાવાળા) દસ્તાવેજ–ખતપત્ર અને ભુક્તિ, (ભોગવટો) આ રીતે ત્રણ કહેછે તે કાત્યાયને કહ્યુ છે–'साक्षिणो लिखित भुक्ति प्रमाण त्रिविध विदु' ઇતિ યાજ્ઞવલ્ક્યપણ કહેછે–'प्रमाण लिखित भुक्ति साक्षिणश्चेति कीर्तितम्' ઇતિ બૃહસ્પતિ પણ તેમજ કહેછે–'साक्षिलेख्यानुमान च मानुषी त्रिविधा

तुलाद्यम्बुविषं कोशो तण्डुलास्तप्तमापकः। दिव्यानीति प्रमाणानि धर्माधर्माख्यमष्टमम् ॥१२॥ यत्र सभ्यो जनः सर्वं इदं साध्विति मन्यते । स निःशल्यो विवादः स्यात्सशल्यस्त्वन्यथा किल ॥१३॥ गौरवं लाघवं दृष्ट्वा विवादस्याधिकारिणः । देशं कालं ततः कुर्या-

क्रिया' ઇતિ (અનુમાનશબ્દથી યુક્તિ લેવી) ॥११॥ તુળા આદિક આઠ પ્રકારના દિવ્ય પ્રમાણો મુનિઓએ માન્યા છે. તેમા ૧ તુળા–મંત્રોવડે અભિમંત્રેલા તુળાયંત્ર (તાજવા કાંટો) મા બેસારવું, તેનો પ્રકાર 'तुलाधारणविद्भिरभियुक्तस्तुलाश्रित.' ઇત્યાદિ વચનથી યાજ્ઞવલ્ક્યે નિરૂપણ કર્યોછે અને મિતાક્ષરામા વિસ્તારથી સપ્રમાણ પ્રદર્શાવ્યો છે. ૨ અગ્નિ–અભિમંત્રેલો તપાવેલો લોઢાનો ગોળો આદિક ઝલાવવો, તેનો પ્રકાર તેમણેજ 'करौ विमृदितव्रीहेर्लक्षयित्वा ततो न्यसेत्' ઇત્યાદિકથી નિરૂપ્યો છે. ૩ અંબુ–અભિમંત્રેલા જળમાં ડુબકી મરાવવી, તેનો પ્રકાર પણ તેમણેજ 'सत्येन मामभिरक्ष त्वं' ઇત્યાદિવચનથી બતાવ્યો છે. ૪ વિષ–અભિમંત્રેલુ વિષ ખવારવું, તેનો પ્રકાર તેમણેજ 'त्वं विष! ब्रह्मण पुत्र. सत्यधर्मेव्यवस्थित.' ઇત્યાદિથી નિરૂપ્યો છે. ૫ કોશ–ઉગ્ર દુર્ગાદિ દેવતાઓને સ્નાન કરાવેલા જળનુ પાન કરાવવુ, તેનો પ્રકાર તેમણેજ 'देवानुग्रान् समभ्यर्च्य तत्स्नानोदकमाहरेत्' ઇત્યાદિકથી નિરૂપ્યોછે. ૬ તંડુલ–દેવતાને સ્નાન કરાવેલા જળથી છાંટેલા ચોખા ચવડાવવા, તેનો પ્રકાર મિતાક્ષરામાં પિતામહસ્મૃતિના અનુવાદદ્વારા નિરૂપણ કર્યો છે. ૭ તપ્તમાપક–તપાવેલા તેલમા નાખેલો જે માપપરિમિત સુવર્ણનો કટકો તેને અગુષ્ઠ અને તર્જની આંગળીવડે ઉચકાવવો, તેનો વિધિ તેમાજ નિરૂપ્યો છે. ૮ ધર્માધર્મ–ભોજપત્રમા ચિતરીને સરખાજ મૃત્તિકાના ગોળામા ગુપ્ત ઘાલેલા ધર્મ અધર્મ બેમાથી એક ગોળો ઝટ ઉપાડાવવો, આનો બધો વિધિ તેમાજ નિરૂપણ કર્યો છે. આરીતે આઠ દિવ્ય પ્રમાણો છે ॥१२॥ જે વિવાદમા સર્વ કોઈ સભાસદ જન 'આ ન્યાય્ય છે' એમ માને છે તેજ વિવાદવિનિર્ણય (ફેંસલો) નિર્દોષ થાય અન્યથા–તેથકી વિપરીતપણામા તો નિશ્ચે સદોષ થાય ॥१३॥ વિવાદના વિષયભૂત વસ્તુનુ અને તે વિવાદમાં જે અધિકૃત (વાદી,પ્રતિવાદી)

त्प्रमाणैर्निर्णयं नृपः ॥१४॥ यद्येको मानुषीं ब्रूयादन्यो ब्रूयाच्च दैविकीम्। मानुषीं तत्र गृह्णीयान्न तु दैवीं क्रियां नृपः ॥१५॥ यद्येकदेशव्याप्तापि क्रिया विद्येत मानुषी। सा ग्राह्या न तु पूर्णापि दैविकी वदतां नृणाम् ॥१६॥ कुर्यात्स्वस्य च सभ्यानां धीवलेन च शास्त्रतः। प्रमाणैर्मानुषैर्वादनिर्णयं स नृपोत्तमः ॥१७॥ यस्य बुद्धिर्वलं नास्ति सभ्यानां स्वस्य वा स तु। प्रमाणैर्निर्णयं दिव्यैः कुर्याद्राजा स

પુરુષ તેનું ગૌરવ લાઘવ વિચારીને તથા દેશકાળનો વિચાર કરીને વિવાદનો નિર્ણય સાક્ષી આદિક પ્રમાણોવડે કરવો. નિર્ણયનો જે પ્રકાર છે તે વસ્તુ જાતિ આદિકના ગૌરવ લાઘવ ભેદથી ભિન્ન ભિન્ન થાય છે. જેવું વસ્તુ અને જેવી વિપ્રાદિ જાતિ તેના ગૌરવ લાઘવને અનુસારે નિર્ણય સ્મૃતિઓમાં કહ્યો છે ॥૧૪॥ માનુષપ્રમાણ તથા દેવપ્રમાણના સમુદાયમાં માનુષનું પ્રાબલ્ય કહેછે-વિવાદમાં જ્યારે એકજણ સાક્ષી દસ્તાવેજ આદિક માનુષ ક્રિયાને પ્રમાણપણે બોલે અને બીજો તો તુલા અગ્નિ વિષ આદિક દૈવિક ક્રિયાને પુરાવાતરીકે બોલે ત્યારે રાજા તે બેમાંથી માનુષી ક્રિયા સાક્ષી આદિકનેજ પુરાવામાં ગ્રહણ કરે પણ દેવી ક્રિયા તુળાદિકને નજ ગ્રહણ કરે ॥૧૫॥ યદ્યપિ વિવાદ કરતા નરો (વાદી પ્રતિવાદી)ની પુરાવામાં માનુષી ક્રિયા લેખાદિ ભલે એકાંશવ્યાપ્ત (એકાદ વાત સાબીત કરી આપે) હોય તો પણ તેજ પ્રમાણપણે સ્વીકારવી. દૈવિકી તુલાગ્નિ આદિક ક્રિયા સર્વ પ્રકારે કરવા આરંભી હોય તોપણ તે પ્રમાણપણે નજ સ્વીકારવી ॥૧૬॥ જે રાજા સભ્યો અને પોતાના બુદ્ધિબળથી યથાશાસ્ત્ર લેખ્યાદિ માનુષ પુરાવાવડે વાદનો નિર્ણય (ફેંસલો) કરે તેજ ઉત્તમ નૃપ જાણવો ॥૧૭॥ જેતો રાજા પોતાના બુદ્ધિબળ વિના અને સભાસદોના બુદ્ધિબળ વિના પૂર્વોક્ત તુળાદિ દિવ્યજ પ્રમાણોવડે દાવાનો નિર્ણય કરવા યત્ન કરે છે તેતો અધમ જાણવો. દિવ્ય પ્રમાણમાં વ્યવસ્થા નિદર્શાવી છે-'रहःकृतं प्रकाशं च द्विविधं परिकीर्त्यते। प्रकाशं साक्षिभिर्भाव्यं दैविकेन रहःकृतम्॥' 'महापापाभिशापेषु निक्षेपे हरणे तथा। दिव्यैः कार्यं परीक्षेत राजा सत्स्वपि साक्षिषु। प्रदुष्टेष्वनुमानेषु दिव्यैः कार्यं विशोधयेत्' 'समस्तं साक्षिणां यत्र दिव्यैस्तत्रापि शोध-

चाधम. ॥१८॥ वृद्धे. परीक्षा सभ्यानां स्वस्य ज्ञेया च निर्णये। विनाऽर्दनं कार्यसिद्धिं प्राणिनां स्यान्मतिर्हि सा ॥१९॥ वक्ताऽध्यक्षो नृप. शास्ता सभ्या कार्यपरीक्षका । गणको गणयेदर्थं लिखेन्न्यायं च लेखक. ॥२०॥ पूर्वामुखस्तूपविशेद्राजा सभ्या उदङ्मुखा'। गणक पश्चिमास्यस्तु लेखको दक्षिणामुख. ॥२१॥ ये चारण्यचरास्तेपामरण्ये करणं भवेत्। सेनायां सैनिकानां तु सार्थेषु वणिजां तथा ॥२२॥ केवलं शास्त्रमाश्रित्य न कर्तव्यो हि निर्णय.।

येत् । प्राणान्तिकविवादेषु विद्यमानेषु साक्षिषु । दिव्यमालम्बते वादी न पृच्छेत् तत्र साक्षिण । उत्तमेषु च सर्वेषु साहसेषु विचारयेत्। सर्वं तु दिव्य दृष्टेन सत्सु साक्षिषु वै मृगु ॥' ઇતિ ॥૧૮॥ વાદના વિનિર્ણયથી પોતાની અને સભ્યોની બુદ્ધિવિશદતાની પરીક્ષા થઇ જાય છે બુદ્ધિનુ કાર્ય આજ છે, શુ ? તો દિવ્ય પ્રમાણથી પરને કરાતી જે પીડા તે કર્યા વિના માનુષ પ્રમાણ લેખ્યાદિવડે વિવાદાર્થનો વિનિર્ણય કરવો ॥૧૯॥ અધ્યક્ષાદિકનો આ કાર્ય વિભાગ વર્તે છે–અધ્યક્ષ જે ન્યાયાધીશ તે પ્રશ્નને કરે, સ્વય રાજા યથાનિર્ણય શિક્ષક થાય, સભ્ય જનો કાર્યની પરીક્ષા કરે, ગણક અર્થ જે ધન તેને ગણે અને લેખક ન્યાયને લખે ॥૨૦॥ રાજાદિકને સભામા બેસવાનો પ્રકાર કહેછે–રાજા તો પૂર્વાભિમુખ બેસે સભ્યજનો ઉત્તરાભિમુખ બેસે ગણક પશ્ચિમાભિમુખ બેસે અને લેખક તો દક્ષિણાભિમુખ બેસે અહીં અધ્યક્ષને માટે કહ્યુ નથી તો અધ્યક્ષને બેસવામા દિશાનિયમ નથી એમ જણાય છે ॥૨૧॥ સભાસ્થાન તો રાજભવનની સમીપે કરવુ, તે બૃહસ્પતિએ કહ્યુ છે 'दुर्गमध्ये गृह कुर्याज्जलवृक्षान्वित पृथक् । प्राग्दिशि प्राङ्मुखीं तस्य लक्षण्यां कारयेत्सभाम् ॥' ઇતિ આતો મુખ્ય ધર્માધિકરણ (સભાસ્થાન) જાણવુ જેતો અરણ્યચર ગોપાળાદિકો છે તેઓને વિવાદ પ્રાપ્ત થતા તેના વિનિર્ણયમાટે અરણ્યમાજ કરણ (સભા) થાય, સૈનિકોને વિવાદ પ્રાપ્ત થતા સેનાસ્થાનમાજ સભા થાય, વણિજો (વ્યાપારીઓ)ને વિવાદ પ્રાપ્ત થતા તેના નિર્ણયમાટે તેમની સભા તેમના સઘમાજ થાય તે આ અમુખ્ય ધર્માધિકરણો (સભાઓ) જાણવા ॥૨૨॥ રાજાએ કેવળ ધર્મશાસ્ત્રને

देशजातिकुलाचारान् प्राचीनान् पालयेन्नृपः ॥२३॥ विवादे प्रतिभूर्ग्राह्यः समर्थ उभयोरपि । दुष्टश्च पुरुषो राज्ञा ज्ञातव्यो लक्षणैरिह ॥२४॥ स्विन्नभालः सृक्किलिट्‌ च सगद्गदस्खलद्वचाः । स्थिरो नैकत्र पाण्ड्वास्यो दशन्नोष्ठौ च वक्रदृक् ॥२५॥ वाचालश्चैव विकृतिं दधत्स्वाभाविकीं तु यः । दुष्टः स इति विज्ञेयो राज्ञा साक्षादिकर्मसु ॥२६॥ तत्रापि कश्चित्पुरुषः स्वभावमृदुलोऽपि च । सभाक्षोभस्ख-

આશરીને નિર્ણય નજ કરવો. કિંતુ પ્રાચીન દેશાચાર કુળાચાર અને જાત્યાચારને અનુસરીનેજ કરવો ॥૨૩॥

વિવાદમાં વાદી પ્રતિવાદી બન્નેનો પણ જામીન સભાપતિએ લેવો. તે જામીન નિર્ણયનું કાર્ય જે ન્યાયથી સાબીત થએલું ધન આપવું તથા દંડનું ધન આપવું તેમાં સમર્થ હોય તેનેજ લેવો. આ અર્થ યાજ્ઞવલ્ક્યસ્મૃતિમાં કહ્યો છે–'उभयोः प्रतिभूर्ग्राह्यः समर्थः कार्यनिर्णये ।' ઇતિ. તેમાં જામીન ત્રણ પ્રકારનો છે. 'અતાવાની અપેક્ષામાં એને હું અતાવીશ' 'મારા વિશ્વાસથી આને ધન આપો, આ તમને છેતરશે નહિ' 'જો આ નહિ આપેતો હુંજ આપીશ' આ ત્રણ પ્રકારો જાણવા. તેમજ વિવાદના કે સાક્ષિના કામમાં જે દુષ્ટ હોય તે પુરૂષ રાજાએ લક્ષણોવડે જાણવો ॥૨૪॥ દુષ્ટ પુરૂષનું લક્ષણ આ છે–જેનું લલાટ પરસેવાના બિન્દુથી વ્યાપ્ત થઇ જાય, જે હોઠનાપર્યંતને વારેવારે જીહ્વાગ્રથી ચાટતો હોય, જેનો સ્વર ગદ્ગદ થઇ જાય, જેનું વચન સ્ખલિત થઇ જાય, જે એક સ્થળે સ્થિર ઉભો રહે નહિ, જેના મુખનો વર્ણ પાંડુ ( શ્વેતપીતમિશ્રિત ) થઇ જાય, જે ઓષ્ઠને દાંતવડે વારેવારે ડસતો હોય, જે વક્ર જોતો હોય, જે વાચાળ–વિરૂદ્ધ બહુ બોલતો હોય, ઇત્યાદિ મન વાણી કાય અને ક્રિયાના ઉક્ત વિકારને સ્વભાથીજ ( ભયાદિ કારણથી નહિ ) જે પામતો હોય તે રાજાએ સાક્ષી આદિક ક્રિયામાં દુષ્ટ જાણવો ( આ બધું દોષસંભવતાનું ચિહ્ન જાણવું ) ॥૨૫-૨૬॥ પૂર્વોક્ત પુરૂષોમધ્યે કોઇ પુરૂષ મૃદુપ્રકૃતિવાળો હોય પણ સભાદર્શનથી ભય પામતાં વાક્યસ્ખાલિત્ય પરશેવો ગદ્ગદતા વિગેરે ઉક્ત અંગવિકારોએ યુક્ત થઇ જાય પણ તે દુષ્ટ નથી, તો રાજાએ બહુ સૂક્ષ્મતાથી તેની પરીક્ષા કરવી

लब्धान्य• परीक्ष्यो भीरुरबद्धपुः ॥२७॥ कुलीना दानशीलाश्च धार्मिका• सत्यवादिन• । ऋजव• पुत्रवन्तश्च धनिनोऽथ तपस्विन• ॥२८॥ श्रौतस्मार्तक्रियानिष्ठारूयवरा• साक्षिणो मता । यथावर्णं यथाजाति सर्वे सर्वेषु वा स्मृता• ॥२९॥ नैते तु साक्षिणो ग्राह्या राज्ञा धर्मविदा क्वचित् । स्त्रीर्बालश्चातिवृद्धोऽपि मत्तोन्मत्ताक्षदेविन• ॥३०॥ अभिशस्तश्च पतितो धूर्तश्च विकलेन्द्रियः । तस्करः

॥२७॥ હવે સાક્ષિઓનુ લક્ષણ નિરૂપેછે–સત્કુળમા જન્મેલા, દાન દેવાના સ્વભાવવાળા, ધર્મૈકપરાયણ, ( અર્થ કામથકી વિમુખ ) સત્યજ બોલવાના શીલવાળા, અકુટિલસ્વભાવવાળા, વિદ્યમાન પુત્ર પૌત્ર આદિક સતતિએ સપન્ન, સમુચિત ધનસપત્તિએ સપન્ન, સમુચિત તપમા નિષ્ઠાવાળા, શ્રૌતસ્માર્તક્રિયામા તત્પર, આવા લક્ષણવાળા સાક્ષિઓ માન્યાછે (સાક્ષાત્ દર્શનથી કે શ્રવણથી સાક્ષી કહેવાય ) તેઓ ત્રણથી ઓછા નહિ જોઇએ, ( ઉપર તો યથેચ્છ લેના ) વળી તેઓ યથાવર્ણ અને યથાજાતિ ( જેમકે બ્રાહ્મણોને બ્રાહ્મણો, ક્ષત્રિયોને ક્ષત્રિયો, વૈશ્યોને વૈશ્યો, શૂદ્રોને શૂદ્રો અને મૂર્ધાવસિક્ત આદિકને મૂર્ધાવસિક્તો ) જાણવા અથવા સજાતિ સવર્ણના અસભવમા સર્વે સર્વેમા સાક્ષિઓ હોઇ શકે વર્ણથી કે જાતિથી સજાતીયપણાના નિયમની અપેક્ષા નથી ॥૨૮–૨૯॥ ધર્મતત્ત્વને જાણતા રાજાએ સ્ત્રિયો, બાળકો, ( જેને માથે વ્યવહાર ન હોય એવો સગીર ) અતિ વૃદ્ધો, ( એંશીથી અધિક અવસ્થાવાળા ) મદિરાદિપાનથી મત્ત થએલા, ભૂતાવેશાદિકથી ઉન્મત્ત વર્તતા, દ્યૂત રમનારા, બ્રહ્મહત્યાદિ પાતકના અપવાદથી દૂષિત થએલા, બ્રહ્મહત્યાદિકવડે પતિતપણાને પામેલા, ધૂર્તો, શ્રોત્રાદિ ઇન્દ્રિયોની વિકળતાવાળા, ( અપગ ) ચોરો, સાહસીઓ ( પોતાના બળાવલથી પરદ્રવ્યાદિકને અપહરનારા ) શત્રુઓ, પાખડિઓ, ( જૈનબૌદ્ધાદિ નાસ્તિકો ) કપટથી ખોટા દસ્તાવેજ આદિકને કરનારા, સુહૃદો, બંધુઓએ ત્યાગ કરી દીધેલા, વિવાદાતરમા મિથ્યાવચનાદિ દોષ જેનો જોવામા આવ્યો હોય એવા, એક કામ કરવાવાળા સહાયો, ચારણો, તે આ સર્વે સાક્ષિકર્મમા ક્યારેય લેવા નહિ કેમ ? તો તેઓ કાર્યનિર્ણયનો વિનાશ કરનારા

साहसी शत्रुः पाषण्डी कूटकृत्सुहृत् ॥३१॥ बन्धुत्यक्तो दृष्टदोषः सहायश्चारणस्तथा। साक्ष्यानर्हा इमे ज्ञेयाः कार्यध्वंसविधायिनः ॥३२॥ जानन्नप्यब्रुवन् प्रश्नोत्तरं कामात् क्रुधा भिया। क्षिपत्यात्मनि पाशान्स सहस्रं वारुणान्नरः ॥३३॥ साक्षी चाप्यब्रुवन्साक्ष्यं विरुद्धं वा वदन्नपि। पाशान् सहस्रं क्षिपति वारुणान्सोऽपि चात्मनि ॥३४॥ तस्य संवत्सरे पूर्णे पाश एकः प्रमुच्यते। तस्मात्सत्यं तु वक्तव्यं जानता सत्यमञ्जसा ॥३५॥ विद्धो धर्मो ह्यधर्मेण सभां यत्रोपपद्यते। तं निःशल्यं न ये कुर्युस्ते विद्धाः स्युः सभासदः ॥३६॥

---

છે (વિપરીતપણુ કરવાવડે કાર્યની હાનિ કરનારા છે) આ સ્થળે આટલુ જાણવું–સ્રીયોને સાક્ષિકર્મમાં જે પ્રતિષેધ કર્યો તે પુરૂષોના વિવાદમાં જાણવો. તથા સાહસાદિક થકી અન્યત્ર જાણવો તેવી સ્મૃતિ છે–'स्त्रीणां साक्ष्यं स्त्रियः कुर्युः' ઇતિ 'स्त्रियाप्यसम्भवे कार्यं बालेन स्थविरेण वा' 'साहसेषु च सर्वेषु स्तेयसङ्ग्रहणेऽपि च। वाग्दण्डयोश्च पारुष्ये न परीक्षेत साक्षिण.' ઇતિ ॥૩૦–૩૨॥ જે સાક્ષીના કામમાં લીધેલો નર પોતે અર્થને જાણવા છતાં પણ કામને લીધે કે ક્રોધને લીધે કે ભયને લીધે પ્રશ્નનો ઉત્તર સાક્ષી પુરે નહિ તે પોતાના ગળામાં પોતેજ સહસ્રપરિમિત વારૂણ પાશોને પાડેછે (સાક્ષી નહિ પુરવાથી ઉદ્દભવતા પ્રત્યવાયે કરીને વારૂણ પાશોથી બંધાય છે) જે સાક્ષી હોઇને પણ સાક્ષી પુરે નહિ અથવા સાક્ષી પુરવામા વિરૂદ્ધ ખોટીજ સાક્ષી પુરે તેપણ પોતાવિષે સહસ્ર વારૂણ પાશોને સ્વય બાધેછે તે વરૂણપાશના બધનને પામેલો જન પરિપૂર્ણ એકવર્ષ પાપ ભોગવતા એક પાશમાંથી મુક્ત થાયછે. (એમ સતે હજાર વર્ષ પાપ ભોગવતા હજાર પાશમાંથી મુક્ત થાય છે) આવી પાપની ઉગ્રતાને જાણતા સાક્ષિએ અવશ્ય સત્યજ બોલવું ॥૩૩–૩૫॥ જે ધર્માધિકરણમા (ન્યાય આપવાના સ્થાનમા) ધર્મ અધર્મવડે વિદ્ધ થાય, એટલે સત્ય બોલનારાને બીજો પોતાના વાણી બળથી પરાભવ કરવા 'આ મિથ્યા બોલે છે' એમ બોલે ત્યારે ધર્મનો અધર્મથી વેધ થાય છે. ત્યારે તે ધર્મને જે સભાસદો નિ શલ્ય–ઉક્ત વેધે રહિત જો ન કરે તો (અધર્મને આરોપતા જનનો નિગ્રહ કરીને તેને નિ શલ્ય

अर्धं प्राप्नोत्यधर्मस्य मुख्यः किल सभापतिः । कर्तारं एकं पादं च पादं चान्ये सभासदः ॥३७॥ वितथं तु वदेयुर्ये धर्मं सदसि पृच्छते । इष्टापूर्तं च ते घ्नन्ति सप्त सप्त परावरान् ॥३८॥ ये पातककृतां लोका महापातकिनां तथा । अग्निदानां च ये लोका ये च स्त्रीबालघातिनाम् ॥३९॥ तान् सर्वान्समवाप्नोति यः साक्ष्ये ह्यनृतं वदेत् । नश्यत्यशेषं सुकृतं सदस्यनृतभाषणात् ॥४०॥ प्राणिनां स्याद्वधो यत्र तत्र साक्ष्येऽनृतं वदन् । न दुष्यति पुमान्नूनं प्राप्नोत्येवान्यथा त्वघम् ॥४१॥ सभ्यामात्यादिभिः प्रोक्ते दण्डेऽपि

જો ન કરે તો) તેઓ પણ તે પાપથી વિદ્ધ થાય ॥૩૬॥ આરીતે ધર્માધિકરણમા પ્રવર્તતા અધર્મના અર્ધા ભાગને મુખ્ય સભાપતિ પામેછે સ્વય અધર્મને કરનારાઓ એક પાદ (ચતુર્થાંશ)ને પામે છે બીજા સભાસદો અવશિષ્ટ એક પાદને પામે છે ॥૩૭॥ ન્યાયાધીશે રાજસભામા ધર્મપ્રતિ પુછેલા જે સાક્ષિઓ અસત્ય બોલે તે મિથ્યાસાક્ષિઓનુ ઇષ્ટાપૂર્તાદિ પુણ્ય અક્ષય નાશ થઈ જાય છે અને તેઓના કુળમા સાત પૂર્વના અને સાત પછીના અને પોતે એમ મળીને પદર પુરૂષો નાશ પામી જાય છે ॥૩૮॥ વળી જે સાક્ષિકર્મમા જુઠુ બોલે તે જન પાતકીઓ મહાપાતકીઓ અગ્નિદાતાઓ અને સ્ત્રીબાળઘાતિઓને પામવાના જે લોકો (નરકવિશેષો) છે તે સર્વ લોકોને પામે છે કેવળ આટલુજ નહિ કિંતુ રાજસભામા અસત્ય બોલવાથી સમગ્ર સુકૃતપણ નાશ થઈ જાય છે ॥૩૯-૪૦॥ જે દાવાના સાક્ષિકર્મમા સત્ય ભાષણ કરવાથી બ્રાહ્મણોનો કે ક્ષત્રિયનો કે વૈશ્યનો કે શૂદ્રનો કે બીજા ગવાદિ પ્રાણિઓનો વધપ્રસગ આવતો હોય તેમા અસત્ય બોલતો સાક્ષીપુરૂષ ઉક્ત પાપદૂષિત થતો નથી કેમકે જે પ્રાણરક્ષણ છે તે પરમ ધર્મ માન્યો છે આ દોષાભાવકથન છે તે પ્રામાદિક અધર્મવિષયમા છે પણ બુદ્ધિપૂર્વક કરેલા મહાપાપમા નહિ. તેવું વચન છે-'नानृतवचनं दोषो यज्जीवन चेत्तदधीनम्, न तु पापीयसो जीवनम्' ઇતિ ॥૪૧॥ ચોરી આદિક વિવાદિપદોમા સભ્ય અમાત્યાદિકે દડ કરવાનો કહ્યો હોય તોપણ નૃપતિ સ્વય સારીરીતે વિચારીને શિક્ષાર્થે દડ આપે પણ સહસા-એકદમ

नृपतिः स्वयम् । दद्याद्दमं विचार्यैव शिक्षार्थं सहसा न तु ॥४२॥ लोभमोहितमतिश्च भूपतिर्योऽर्थशास्त्रपर एव केवलम् । स्यात्स तु द्विज निजाच्च्युतो वृषात्स्याद्विनष्टनिखिलार्थ आशु वै ॥४३॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे पञ्चमप्रकरणे धर्मोपदेशे राजधर्मेष्वष्टादशव्यवहारनिर्णयनिरूपणनामा षड्विंशोऽध्यायः ॥२६॥

श्रीनारायणमुनिरुवाच—धर्मशास्त्रानुसारेण क्रोधलोभविवर्जितः । रिपौ मित्रे च पुत्रे च शिक्षायां स्यात्समो नृपः ॥१॥ स्मृत्योर्विरोधे

વિચાર્યા વિના દંડ નજ આપે ॥૪૨॥ હે દ્વિજ ! આ પ્રકારે વ્યવહારોને અવલોકતા ભૂપતિએ અર્થશાસ્ત્રની અપેક્ષાએ ધર્મશાસ્ત્રમાંજ આદર કરવો, પણ ધર્મશાસ્ત્રની અપેક્ષાએ અર્થશાસ્ત્રનુ પ્રાબલ્ય આપવું નહિ. જેતો રાજા લોભમોહિત મતિવાળો થતા કેવળ અર્થશાસ્ત્ર ( અર્થાર્જનનીતિપર )ને અનુસરીનેજ પ્રવર્તેછે તે સ્વકીય ધર્મથકી ભ્રષ્ટ થઇને તત્ક્ષણજ વિનષ્ટ સમગ્ર પુરૂષાર્થ થઈ જાય તેવુ વચન છે–'यत्र विप्रतिपत्तिः स्याद्धर्मशास्त्रार्थशास्त्रयोः। अर्थशास्त्रोक्तमुत्सृज्य धर्मशास्त्रोक्तमाचरेत् ॥' ઇતિ ॥૪૩॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...પંચમપ્રકરણે ધર્મોપદેશે રાજધર્મેષ્વષ્ટાદશવ્યવહારનિર્ણયનિરૂપણનામા ષડ્વિંશોઽધ્યાયઃ ॥૨૬॥

## [1]અધ્યાય ૨૭ મો.

શ્રીનારાયણમુનિ કહેછે–હે બ્રહ્મન્ ! રાજાએ દુષ્ટોના નિગ્રહમાટે પ્રવર્તતા ક્રોધ લોભનો પરિત્યાગ કરી તથા 'આ શત્રુ છે આ મિત્ર છે આતો પુત્ર છે' ઇત્યાદિ ભેદબુદ્ધિનો ત્યાગ કરી સર્વત્ર સમભાવથી ધર્મશાસ્ત્રને અનુસારે દંડવાયોગ્ય જનોવિષે દંડને યોજે ॥૧॥ જ્યા બે સ્મૃતિવચનના અર્થનિર્ણયમાં પરસ્પર વિરોધ આવે ત્યા તે વિરોધના પ્રશમનમાટે કરવાની વિષયવ્યવસ્થા વિગેરેમા ઉત્સર્ગાપવાદાદિ લક્ષણવાળો ન્યાય બળવાન્ જાણવો તે ન્યાય કયાથી જાણવો ? તો અન્વયવ્યતિરેકરૂપ વૃદ્ધવ્યવહારથકી જાણવો જેમકે–'निह्नुते लिखितं नैकमेकदेशविभावितः । दाप्यः सर्वं

१ આ અધ્યાયમા ભગવાને દંડવિધિનુ નિરૂપણ કર્યું છે

न्यायस्तु वलवान्व्यवहारतः । अर्थशास्त्रात्तु वलवद्धर्मशास्त्रमिति नृपेणार्थं न ग्राह्यस्त्वनिवेदितः ॥' અર્થ–"સુવર્ણરજતાદિ અનેક વસ્તુઓનો દાવો વાદિએ કર્યો હોય, તે સમસ્ત વસ્તુઓને પ્રતિવાદી ન અંગીકાર કરતો હોય. ત્યારે વાદીએ તેમાંથી એક સુવર્ણની સાક્ષીવિગેરે પ્રમાણથી સાબીતી કરી હોયતો રાજાએ રજતાદિ બીજી સમસ્ત વસ્તુઓ પ્રતિવાદિપાસેથી વાદીને અપાવવી. પ્રથમ દાવો કરતી વખતે જણાવેલી ન હોય અને પાછળથી 'આ વસ્તુ લખાવાની હું ભુલી ગયો હતો' એમ વાદી બોલે ત્યારે તે પ્રથમ નહિ જણાવેલી વસ્તુ અપાવવી નહિ" આ એક વચન (યાજ્ઞવલ્ક્યનું) છે. બીજું 'अनेकार्थाभियोगेऽपि यावत्संसाधयेद्धनी। साक्षिभिस्तावदेवासौ लभते साधितं धनम् ॥' ઇતિ. અર્થ–"અનેક પ્રકારના દ્રવ્યને માટે કરેલી ફરીયાદીમાં પણ વાદી જેટલું સાક્ષીઓવડે સાબીત કરી આપે તેટલુંજ દ્રવ્ય શાહુકારને મળે" આ વચન (કાત્યાયનનું) છે. 'આ આટલું સુવર્ણ રજત વસ્ત્રાદિ વસ્તુ મારી પાસેથી લઈ ગયો છે' આવું જે અનેક પદાર્થ સંબન્ધી વિવાદપદ (દાવો) તેમાં આ બન્નેય વચન પ્રવર્તે છે. તેમાં એક વચન 'જે એક અંશ સાક્ષિઓએ સિદ્ધ કર્યો હોય તો તેટલામાત્રથી સર્વાંશે અપાવવો' એમ વિધાન કરે છે. બીજું વચન તો 'બહુ પદાર્થોમધ્યે જે પદાર્થ સાક્ષી વિગેરેવડે સિદ્ધ કરી આપ્યો હોય તેજ અપાવવો, બીજો ન અપાવવો' એમ વિધાન કરેછે. તો આ રીતે આ બન્ને વચનનો પરસ્પર વિરોધ આવતાં અવિરોધથી અર્થનિર્ણય કરવા માટે ન્યાયનો આશ્રય કરવો જોઇએ, પણ બેમાંથી એકનું અપ્રામાણ્ય કહી શકાય નહિ. જો અપ્રામાણ્ય કહેવા જઇએ તો સરખીરીતે બન્નેનું પણ અપ્રામાણ્ય આવી પડે. આમાં આ ન્યાય પ્રવર્તે છે–'अनेकार्थाभियोगे' આ વચન સામાન્યવિષયવાળું છે. 'निह्नुते लिखितं' આ વચનતો જે ઉત્તમર્ણ અધમર્ણ (દેણદાર લેણદાર) તેના વિષયવાળું છે, જેમાં સાક્ષાત્ સ્વયં લખીને લીધેલા સર્વાંશને બીલકુલ કબૂલજ કરતો નથી તેમાં નિહ્નવ (છુપાવી ખોટું બોલવાના) દોષનું પ્રાબલ્ય છે અને પોતે લખેલાને પણ અતિક્રમણ કરેછે માટે એકાંશની સિદ્ધિમાત્રથી સર્વાંશે આપવાનું કહેછે. અન્યત્ર–પિતાવિગેરેએ લીધેલા

स्थितिः ॥२॥ विरोधो दृश्यते यत्र कर्तुरैक्येऽपि कुत्रचित् ।

બહુ દ્રવ્યમા પુત્ર 'હુ જાણતો નથી' એમ જવાબ આપેછે તો આમા નિહ્નવદોષનો અભાવ છે કે અપેક્ષિત તર્કનો અભાવ છે માટે સાક્ષીવિગેરેવડે જેટલો અર્થ સાબીત કર્યો હોય તેટલોજ અપાવવો, એમ કહેછે તો આ રીતે ન્યાયવિશેષનુ આલબન વ્યવહારથી થાય છે તો કાત્યાયનસ્મૃતિ સામાન્ય જાણવી અને યાજ્ઞવલ્ક્યસ્મૃતિ વિશેષરૂપા જાણવી, એમ આમા સામાન્યવિશેષન્યાય બળવાન્ છે તથા જ્યા અર્થશાસ્ત્ર અને ધર્મશાસ્ત્રનો વિરોધ આવે, જેમકે-'हिरण्यभूमिलाभेभ्यो मित्रलब्धिर्वरा यत । अतो यतेत तत्प्राप्त्यै रक्षेत्सत्य समाहित ॥' અર્થ-"હિરણ્ય (ધન) લાભ ભૂમિલાભ અને મિત્રલાભ આ ત્રણમા મિત્રલાભ શ્રેષ્ઠ છે, તો તેની પ્રાપ્તિ માટે રાજાએ સામાદિ ઉપાયોવડે યત્ન કરવો અને સાવધાન થઈ સત્યનુ સરક્ષણ કરવુ" આ અર્થશાસ્ત્ર છે અને 'व्यवहारान्नृप पश्येद्विद्वद्भि र्ब्राह्मणै सह । धर्मशास्त्रानुसारेण क्रोधलोभविवर्जित ॥' અર્થ-"રાજાએ વિદ્વાન્ વિપ્રોને સાથે રાખીને, ધર્મશાસ્ત્રને અનુસારે તેમજ ક્રોધ લોભે રહિત થઇને વ્યવહારો (દાવાઓ) જોવા" આ ધર્મશાસ્ત્ર છે આ બન્ને વચનનો કોઈ વિષયમા વિરોધ થાય છે તે એવી રીતે કે-કોઇ તેવા ન્યાય કાર્યમા કોઈ એક પક્ષકારનો જય ઠરાવી આપવાથી રાજાને મિત્રલાભ થતા અર્થશાસ્ત્ર (મિત્રલાભ શ્રેષ્ઠ છે આ) સમન્વયને પામે છે પણ મિત્રલોભ પ્રસગને લીધે ધર્મશાસ્ત્રનો (લોભે રહિત થઇને વ્યવહારો જોવા) તો વિરોધ આવેછે બીજા કોઇ પક્ષકારનો જય ઠરાવી આપવાથી મિત્રલોભપરિત્યાગને લીધે ધર્મશાસ્ત્ર (લોભે રહિત થઈ આ) સમન્વય પામે છે પણ અર્થશાસ્ત્રનો વિરોધ આવેછે તો આ રીતે અર્થશાસ્ત્રની અપેક્ષાએ ધર્મશાસ્ત્ર પ્રબળ પ્રમાણ છે અર્થશાસ્ત્ર નહિ, એવી મર્યાદા છે સર્વની અપેક્ષાએ ધર્મની મુખ્યતા સર્વેએ સ્વીકારીછે આનો વિસ્તાર મિતાક્ષરાથકી જાણવો ॥૨॥ બે સ્મૃતિઓના પરસ્પર વિરોધમા સામાન્યવિશેષરૂપ કે ઉત્સર્ગાપવાદરૂપ કોઈ ન્યાયનો બન્નેના સમન્વયમાટે આશ્રય કરવો એમ કહ્યુ જેમા એકપણ તેવા ન્યાયનો અવસર ન હોય તેવા વિરોધમા તેના પરિ

अन्योन्यं स्मृतिवाक्यानां तत्र हेतुं वदामि ते ॥३॥ हरीच्छयैव मुनिभिर्दृष्ट्वा नृनधिकारिणः। सात्त्विकादींस्ततस्तेषां हिताय स्मृतयः

હારનો ઉપાય કયો ? એવી અપેક્ષામાં કહેછે-સામાન્યવિશેષાદિન્યાયોવડે ન સમાધાન થઇ શકે એવો વિરોધ જેમાં સ્મૃતિવાક્યોનો પરસ્પર દેખાતો હોય કે સ્મૃતિકાર એક હોવા છતાપણ કોઈ સ્થળે (કર્તા એક હોય કે ભિન્ન હોય) સ્વવચનોનો પરસ્પર વિરોધ દેખાતો હોય તેમાં (વિરોધ-પરિહારમા) આ હેતુ જાણવો, તે તમને હવે કહુંછુ ॥૩॥ મહર્ષિઓએ ભગવાન્ સર્વેશ્વરના સંકલ્પને અનુસારે પ્રજાઓનુ હિત કરવા પ્રવર્તતા સત્ત્વાદિ ગુણોના ન્યૂનાધિકભેદને લીધે સત્ત્વપ્રકૃતિવાળા રજ-પ્રકૃતિવાળા અને તમ પ્રકૃતિવાળા મનુષ્યોને જોઇને પણ તે સર્વેના હિતમાટે સ્મૃતિઓ રચીછે. તો આવી બાબતમા અધિકારિભેદથી વ્યવસ્થા કરાવાપણે વિરોધનો પરિહાર કરવો. જે સાત્વિક હોય તેમને સાત્વિક વિધિઓ રૂચેછે, જે રાજસ હોય તેમને રાજસ વિધિઓ રૂચેછે. આ અભિપ્રાય છે-સમબળવાળાં, સમાનકર્તાવાળાં કે અસમાનકર્તાવાળાં બે વચનોના વિરોધમાં વિકલ્પ જાણવો તે આ વિકલ્પ પ્રશાસિતા (રાજા) અને પ્રશાસ્ય (પ્રજા)ના સત્વાદિગુણને અનુસારે વ્યવસ્થિત જાણવો, જેમ સાહસ કર્મવિશેષમા વધાંત દડને કોઈવચન કહેછે, કોઈ વચન તો તેજ સાહસવિશેષમાં યાવજ્જીવિત વિજન વનમાં (બધીખાનામાં) નિરોધ કરી રાખવાનું કહેછે. તેમાં પ્રશાસિતા (રાજા)નું સમુદ્ભુત રજોગુણપણું અને સમુદ્ભુત સત્ત્વગુણપણું એવા ભેદથી અથવા પ્રશાસ્ય (શિક્ષા કરવા યોગ્ય)નું બહુ તમોગુણીપણું અને અલ્પ તમોગુણીપણું એવા ભેદથી વિકલ્પની વ્યવસ્થા છે (પ્રશાસિતા સત્વગુણી હોય તો સાહસિકને પકડીને બંધીખાનામાં રાખે અને જો રાજસી હોય તો વધાત દડ કરે. તેમજ પ્રશાસ્ય ચોરાદિ જો બહુ તમોગુણી હોયતો વધાંત દડ કરે અને અલ્પતમોગુણી હોયતો કારાગૃહમાં પકડીને રાખે, એમ જાણી લેવું) એમ જાણવું. તેમાં જે પ્રાણવિયોજને રહિત ધર્મપ્રધાન પક્ષ છે તે બીજાથકી ઉત્તમ છે. આ સ્પષ્ટ ભાવ છે કે-જે એક મુનિકૃતસ્મૃતિમાં 'ચોરને જીવઘાતસુધી હણવો' એમ કહ્યુ

कृताः ॥४॥ तासु ये यादृशास्तेषां रोचन्ते तादृशानि हि । वचांसि तत्रापि मतं वलिष्ठं धर्मशासनम् ॥५॥ ततो राज्ञा ससभ्येन विचार्य स्वस्थचेतसा । दण्डोऽपराधिने देयः शिक्षार्थं धर्मवृद्धये ॥६॥ रुद्रस्वरूपो दण्डोऽयमधर्मेण प्रवर्तितः । यदि तर्हि विनाशाय राज्ञ एव प्रवर्तते ॥७॥ धर्मेण सुप्रयुक्तश्च शिक्षार्थं यदि तर्हि सः । निःसपत्नं वर्धयति राज्यं धार्मिकभूपतेः ॥८॥ यदि दण्डं न कुर्वीत

હોય, તેજ સ્મૃતિમા અન્યત્ર 'ચોરને પકડીને બંધીખાનામા રાખવો' એમ કહ્યુ હોય. તેમાં જે સાત્ત્વિક રાજા હોય તેને બંધીખાનામા સ્થાપન રૂચિકર થાય રાજસ તામસ રાજાને તો ચોરનું હનનજ રૂચિકર થાય. તેમા પણ હનનની અપેક્ષાએ જીવતાજ તેનું કારાગૃહમાં જે સ્થાપન તે અહિંસાધર્મ ગ્રથકર્તાને અભિપ્રેત હોવાથી બલિષ્ટ છે ॥૪-૫॥ માટે રાજાએ સાવધચિત્ત થઈ તે અપરાધિને દંડ દેવો, કારણકે તે દંડ ધર્મવૃદ્ધિમાટે થાય છે. અસાવધતામા તો અધર્મજ થાય, તેમાં રાજાએ દંડ સ્વમતિથી ન આપવો, કિંતુ સભાસદસાથે સારીરીતે વિચારીને આપવો, 'દંડ દેવાથી પરને પીડા થાય છે' એવી દયાનેલીધે દંડયોગ્ય જનને છોડી મુકે નહિ, કેમ? તો દંડ શિક્ષામાટે છે જે શિક્ષા છે તે તેનેવિષે અનુગ્રહછે, કેમતો વિરૂદ્ધમાર્ગથકી પાછો વળેછે. બીજા પણ શિક્ષિત થાય-'આપણે ચોરી આદિક ન કરવું, અન્યથા રાજદંડ આપણેવિષે આવી પડે' એમ શિક્ષિત થાય એથી દેશમા ધર્મ વધતો જાયછે ॥૬॥ આ દંડ સાક્ષાત્ રૂદ્રે ધર્મરક્ષણમાટે પૂર્વે સર્જ્યો છે, તે આ રૂદ્રસ્વરૂપ દંડને રાજા જો અધર્મથી પ્રવર્તાવે તો તે રાજાનાજ કુળાદિ વિનાશ માટે થાય છે અને જો તે દંડ ધર્મથી (પણ કામક્રોધાદિકથી નહિ) પ્રજાશિક્ષાર્થે (આ ચોરાદિ શિક્ષિત થાય અને પ્રજાઓ શિક્ષિત થાય, એવી દૃષ્ટિથી પણ 'આ નિગ્રહ કરવા યોગ્યજ છે' એવી કેવળ નિગ્રહ દૃષ્ટિથી નહિ) શુભરીતે પ્રયોજ્યો હોય તો આ ધાર્મિક ભૂપતિનું રાજ્ય વૈરિવર્જીત વિવૃદ્ધિ પામેછે. આ રીતે ધર્મથી શિક્ષાર્થે કરેલા દંડમાં અર્થ અને અધર્મથી કરેલા નિગ્રહમાં અનર્થ વિચારીને રાજાએ ધર્મથી (ન્યાયથી) દંડ કરવો ॥૭-૮॥ જો રાજા દંડ્ય જનોને દંડે નહિ તો પ્રજાઓ શિક્ષણ નહિ મળવાને-

राजा तर्हि जनाः स्वयम् । यथेष्टं कर्म कुर्वीरन्धर्मध्वंसो भवेत्किल ॥९॥ देवैर्ब्रह्मादिभिर्भक्त्या प्रार्थितः शङ्करः पुरा । ससर्ज कृपया दण्डं प्रजानां वीक्ष्य सङ्करम् ॥१०॥ साक्षाद्रुद्रस्वरूपोऽसौ नियन्तुं जगदीश्वरः । आविर्भूतः स वै सर्वान्मर्यादायां व्यतिष्ठिपत् ॥११॥ ब्रह्मादिभिः पूजितोऽसौ क्षुपमन्वादिभिस्ततः । पूजितो ब्रह्मणः पुत्रैस्तत इन्द्रादिभिः सुरैः ॥१२॥ दिक्पालैः पूजितः सर्वैस्तन्मर्यादास्थितैस्ततः । सम्प्राप्तो भूतलं तत्र पूज्यते सर्वराजभिः ॥१३॥ नीलोत्पलदलश्यामश्चतुर्दंष्ट्रश्चतुर्भुजः । अष्टपान्नैकनयनः शङ्कुकर्णोर्ध्वरोमवान् ॥१४॥ जटी द्विजिह्वस्ताम्रास्यो मृगराजतनुच्छदः ।

લીધે યથેષ્ટ કર્મ કરવા લાગે. તેમ થતાં ધર્મમર્યાદાનો ધ્વંસ જરૂર થાય ॥૯॥ (હવે દંડની ઉત્પત્તિને કહે છે–) પૂર્વે રાગદ્વેષાદિ દોષોને લીધે કુમાર્ગમાં અવર્તેલી પ્રજાઓની અવૃદ્ધિ પામેલી ધર્માધર્મસંકરતા જોઈને બ્રહ્માદિ દેવતાઓએ પ્રાર્થના કરેલા શંકરે કૃપાથી દંડ સર્જ્યો. તે ભારતના શાંતિપર્વમાં વર્તતા રાજધર્મોમાં કહ્યું છે–'ततः स भगवान् ध्यात्वा चिरं शूलवरायुधः । आत्मानमात्मना दण्डमसृजद्देवसत्तम ॥' ઇતિ ॥૧૦॥ તે આ દંડ રૂદ્રાંશથી સમુદ્ભવેલો હોવાથી રૂદ્રજ સાક્ષાત્ જગન્નિયમનમાટે આવિર્ભવ્યા છે. તે આ સમર્થ દંડે સમસ્ત પ્રજાઓ પોતપોતાની ધર્મમર્યાદામાં સ્થાપન કરી ॥૧૧॥ તે આ દંડાધિષ્ઠાતા દંડનામનો દેવ પૂર્વે બ્રહ્માદિદેવોએ જગન્નિયમનકર્મમાં અભિષેક અર્ચનપૂર્વક સ્થાપન કર્યો, તે પછી તે બ્રહ્માના પુત્રો ક્ષુપ મનુ આદિકે પૂજ્યો, તે પછી ઇન્દ્રાદિ દેવોએ પૂજ્યો તદનંતર વૈવસ્વતાદિ દિક્પાળોએ પૂજેલો દંડ અનુક્રમે ભૂતળમાં આવતાં તે દંડની મર્યાદામાં વર્તતા સમસ્ત રાજાઓએ અદ્યાપિ પૂજીએ છીએ ॥૧૨–૧૩॥ (હવે નૃપતિએ પૂજ્ય દંડમૂર્તિને કહે છે–) નીલકમળદળસદૃશ શ્યામ, ચતુર્ભુજ, ચાર દાઢોવાળો, આઠ પાદવાળો, અનેક નેત્રવાળો, શંકુ (ખીલો ખુંટો) જેવા કર્ણવાળો, શંકુ જેવા ઉભા રોમવાળો, મસ્તકે જટાજૂટને ધારી રહેલો, બે જીહ્વાવાળો, રક્ત મુખવાળો, સિંહના ચર્મથી શરીરને ઢાંકી રહેલો, આવી આકૃતિવાળો તે આ સર્વેનો પ્રશાસક દંડ સદા પૂજ્ય છે

एवंरूपः सदा पूज्यो दण्डः सर्वनियामकः ॥१५॥ खड्गाद्यायुधरूपेण सर्वेषां सर्वकर्मदृक् । दण्ड एव स सर्वात्मा लोके चरति मूर्तिमान् ॥१६॥ देवा दैत्या नरा नागाः सप्रजापतयः सदा । तद्भीताः स्वस्वमर्यादामाश्रिताः सुखिनोऽभवन् ॥१७॥ न स्याद्यदीह दण्डो वै प्रमथीयुः परस्परम् । भयाद्दण्डस्य नान्योन्यं घ्नन्ति लोका इति ध्रुवम् ॥१८॥ दण्डेन रक्ष्यमाणा हि वर्धयन्ति नृपं प्रजाः । तस्माद्राज्ञा माननीयो दण्डोऽसौ धर्मगुप्तये ॥१९॥ धर्मशीलैर्नृपैः पूर्वं यथा दण्डः प्रवर्तितः । अनुसृत्यैव तन्मार्गं वर्तेत न यथारुचि ॥२०॥ शिक्षार्थं विहितो दण्डो न वधायेति निश्चयः । सन्मार्गे स्थापयेद्राजा शिक्षयित्वा ततः प्रजाः ॥२१॥ वधार्हानपि नो हन्याद्धार्मिको

॥१४-१५॥ તે આ દંડ સર્વે ગૂઢ એવા પણ શુભાશુભ કર્મોનો સાક્ષી છે, માટેજ સર્વેકોઇના આશયનો અલિપ્ત હોવાથી સર્વાત્મા હોઇને ખડ્ગાદિરૂપે મૂર્તિમાન્ થઇને લોકમા વિચરે છે ॥૧૬॥ જે દેવતાઓ છે કે દૈત્યો છે, જે નરો તથા નાગો છે તથા જે પ્રજાપતિઓ છે તે આ સર્વે સદાય તે દંડથકી ભય પામતા સ્વસ્વમર્યાદાને આશરીને પૂર્વે સુખીયા થયા છે ॥૧૭॥ જો દંડ ન હોય તો તે આ સર્વે જનો એક બીજાને પીડે. આ દંડના ભયને લીધેજ પરસ્પર હણતા નથી, સર્વે સુરક્ષિત રહે છે. આ નિશ્ચિત વાત છે ॥૧૮॥ દંડે રક્ષણ કરાતી પ્રજાઓ રાજાને શુભાશસાદિવડે વૃદ્ધિ પમાડે છે. માટે ધર્મરક્ષણપર રાજાએ દંડ માનનીય છે ॥૧૯॥ માટે ધર્મશીલ પૂર્વના નૃપોએ જે રીતે દંડ આદરપૂર્વક સાવધાનતાથી પ્રવર્તાવ્યો છે તેજ રીતે તેઓના માર્ગને અનુસરીનેજ આધુનિકોએ પણ વર્તવું. પોતાની ઇચ્છા પ્રમાણે વર્તવું નહિ ॥૨૦॥ કોઈ પણ અપરાધી વધદંડથી દંડનીય નથી વધયોગ્ય અપરાધ હોય તોપણ વધના પ્રતિનિધિભૂત બીજા દંડથી તે દંડનીય છે, કેમતો વધથી અપરાધિને કાંઇ શિક્ષણ થતું નથી, જીવતો હોય તો દંડથી શિક્ષિત થાય કે-આ અયોગ્ય કર્મ હવે પછી ન કરવુ. શિક્ષાકરીને પ્રજાઓને સન્માર્ગમા સ્થાપન કરવી એજ રાજાનું કૃત્ય છે, આરીતે દંડ શિક્ષામાટે કહ્યો છે પણ વધમાટે નહિ, એવો નિશ્ચય છે ॥૨૧॥ ધાર્મિક

नृपतिर्द्विजान् । विष्ण्वादिदेवभक्तयङ्गाननाथांस्त्यागिनस्तथा॥२२॥ महापापादिके दोषे राजद्वेषादिके कृते । किञ्चिच्चिह्नं विधायैतान्स्वदेशान्ते विसर्जयेत् ॥२३॥ आततायिनमायान्तमपि विप्रादिकं रणे । निगृह्य स्थापयेद्राजा धार्मिको न तु घातयेत् ॥२४॥ युद्धेऽपि नृपतिर्नैव हन्यादपयशस्करान् । असमैर्नैव युध्येत नातिनीचैः स्वयं नृपः ॥२५॥ श्रान्तं भीतं रुदन्तं च बालं वृद्धं च रोगिणम् ।

રાજા વધયોગ્ય અપરાધ કર્યો હોય તો પણ વિપ્રોનો વધદંડ કરે નહિ તથા જેઓ વિષ્ણુમાં અને વૈષ્ણવોમાં ભક્તિનિષ્ઠાવાળા છે તથા જેઓ અનાથ (દીન) જનો છે તથા જેઓ ગૃહનો ત્યાગ કરી વૈરાગ્યનિષ્ઠ ત્યાગિઓ હોય, તે આ સર્વે વધદંડને યોગ્ય નથી. યદ્યપિ એમને તેવા અપરાધનો પ્રસંગ નથી, અથાપિ પ્રામાદિક પ્રસંગમાં આ જાણવો, ત્યારે તેઓનો દંડ શો કરવો? તેઓ સર્વથા દંડનાજ અપાત્ર છે એમ તો નહિ, કેમકે તેઓ પણ અપરાધી તો છે, તો તેઓ અલ્પ અપરાધમાં દંડવા યોગ્ય નથી, જો તેઓ મહા અપરાધ–મહાપાપાદિ કરે કે રાજદ્વેષાદિ કરે તો તે પાપને સૂચવનારાં ચિહ્નોથી મુખાદિકમાં ચિહ્નિત કરીને તેમને પોતાના દેશથકી પાર કરે ॥૨૨–૨૩॥ યદ્યપિ 'अग्निदो गरदश्चैव' ઇત્યાદિ આતતાયી લક્ષણવાળો હોય પણ જો તે વિપ્ર કે આચાર્ય કે ગુરુ રણમાં શસ્ત્ર ઉગામીને અભિમુખ આવે તોપણ તેમને રાજાએ હણવા નહિ. પરં બળાત્ તેમને પકડીને બંધીખાનામાં રાખવા. જો એમને હણે તો રાજા ધર્મથી ભ્રષ્ટ થાય છે ॥૨૪॥ યુદ્ધમાં સન્મુખ આવી પડતાના પણ હનનમાં અપયશ કરનારા જે આગળ કહેવામાં આવશે તે સ્ત્રી બાળ વૃદ્ધ આદિકને રાજા નજ હણે. તથા પોતાને જે સમ ન હોય અને અતિનીચ હોય તેમની સાથે સ્વયં રાજા યુદ્ધને નજ કરે ॥૨૫॥ જેમનું હનન કરવાથી રાજાને અપયશ મળે એવા આ છે– જે યુદ્ધાદિ કરતાં થાકી ગયો હોય, (તેની સાથે યુદ્ધ કરતાં અપયશ થાય) જે યુદ્ધથકી ભય પામી ગયો હોય, જે યુદ્ધમાં પ્રિયજનના મરણથી ઉપજેલા દુઃખવેગને લીધે રડતો હોય, જે બાળ હોય, જે વૃદ્ધ હોય, જે રોગાતુર હોય, જે યુદ્ધમાટે તૈયાર થયો ન હોય, જે અસહાય હોય,

अनुयतं चासहायमतिनीचं च भिक्षुकम् ॥२६॥ तवाहंवादिनं क्लीवं निःशस्त्रं परसङ्गतम्। युद्धप्रेक्षकमुन्मत्तं सूतं दूतं पराङ्मुखम् ॥२७॥ प्रकीर्णकेशं चाकच्छमुपविष्टमसारथिम्। व्यश्वं कृताञ्जलिं वृक्षारूढं विकवचं तथा ॥२८॥ पिबन्तमम्बु भुञ्जानं राजानं चाहवे क्वचित्। राजा न हन्यादश्वं च सारथिं च गजं वृषम् ॥२९॥ अदण्ड्या ब्राह्मणा राज्ञा यतो राजा तदुद्भवः। अन्यथा शाम्यति क्षात्रं तेजस्तेष्वप्सु वह्निवत् ॥३०॥ पितरौ च गुरुं क्वापि ताडयेन्न

જાતિથી કે કુળથી જે અતિ નીચ હોય, જે ભિક્ષુક હોય, 'હું તમારો છું' એમ જે વાણીને વદતો હોય, જે નપુંસક હોય, જે શસ્ત્ર વિનાનો હોય, જે સૈન્યમાં એકની સાથે યુદ્ધ કરતો હોય, જે યુદ્ધ જોવામાટે આવ્યો હોય, જે ભૂતાવેશાદિકથી ઉન્મત્ત હોય, જે સૂત-બંદિજન હોય, જે દૂત હોય, જે યુદ્ધથકી પરાઙ્મુખ હોય, જે છુટી ગએલા કેશવાળો હોય, જેનો કચ્છબંધ છુટી ગયો હોય, જે ભયથી બેસી ગયો હોય, જેતો સારથિએ રહિત હોય, જેનો અશ્વ મરી ગયો હોય, જેતો 'રક્ષા કરો' એમ કહેવાપૂર્વક હાથ જોડી રહ્યો હોય, જે ભયને લીધે વૃક્ષ ઉપર ચડી ગયો હોય, જેનું કવચ નષ્ટ થયું હોય, જે પાનખાનમાં પ્રવર્ત્યો હોય, આ સર્વે તથા અશ્વ સારથિ ગજ અને વૃષભ, આટલાંને રાજાએ સંગ્રામમાં કદાપિ હણવા નહિ. રાજા તો રાજાએ નજ હણવો. (પરંતુ પકડી લેવો) ॥૨૬-૨૯॥ બ્રાહ્મણો તો રાજાએ નજ દંડવા, કેમતો રાજા બ્રાહ્મણથકી સમુદ્ભવ્યો છે-બ્રાહ્મતેજને સમુપજીવિને ક્ષાત્ર તેજ પ્રવૃદ્ધિ પામેછે. તો અગ્નિનું જળજ જેમ એમ ક્ષત્રિયની પ્રકૃતિ (નિદાન) બ્રાહ્મણ છે. જો ઉલંઘન કરીને બ્રાહ્મણને દંડે તો રાજા પોતેજ વીર્યરહિત થઇને પ્રણાશ પામી જાયછે. જળમાં પ્રવેશતો અગ્નિજ જેમ એમ બ્રાહ્મણમાં પ્રવેશતું ક્ષાત્ર તેજ પ્રશમી જાયછે. તે વિદુરે કહ્યુ છે-'अद्भ्योऽग्निर्ब्रह्मतः क्षत्रमश्मनो लोहमुत्थितम्। तेषां सर्वत्रगं तेजः स्वासु योनिषु शाम्यति ॥' इति ॥૩૦॥ પુત્ર માતાપિતાને કદાપિ ન તાડન કરે, તથા શિષ્ય ગુરુને કદાપિ ન તાડન કરે, તપસ્વિને કદાપિ કોઇ પણ ન તાડન કરે. કોઇએ પણ સર્વથા પ્રાણિમાત્રમાં સ્ત્રીજાતિ નજ હણવી

तपस्विनम् । सर्वथा स्त्री न हन्तव्या सर्वसत्त्वेषु केनचित् ॥३१॥
अवृत्त्या यो भवेत्स्तेनो वेदवित्स्नातकस्तथा । स तु राज्ञैव भर्तव्यः
स्त्रियो रङ्काश्च साधवः ॥३२॥ यदि ते न निवर्तेरन्वृत्तिं लब्ध्वा
कुकर्मणः । तदा निर्वासनीयाः स्युस्तस्माद्देशात्सबान्धवाः ॥३३॥
न च हन्यान्नृपो जातु दूतं शत्रूक्तवादिनम् । कुलीनः शीलसम्पन्नो
वाग्मी दक्षः प्रियंवदः ॥३४॥ यथोक्तवादी स्मृतिमान् दूतः स्यात्सप्त-
भिर्गुणैः । तं हत्वा निरयं यायाद्राजा धर्मच्युतो भवेत् ॥३५॥ देव-
विप्रार्तसाधूनामनाथानां च वृत्तिहृत् । सामात्यो नृपतिर्याति
कुम्भीपाके न संशयः ॥३६॥ स्वदत्तां परदत्तां वा ब्रह्मवृत्तिं हरेत्तु

॥३१॥ જે વેદાર્થવિત્ હોય અને જે સ્નાતક-વિદ્યાસ્નાતક વ્રતસ્નાતક ઉભય-સ્નાતક ભેદથી ત્રણ પ્રકારનો સ્નાતક હોય, તે આ જો કદાચિત્ જીવિકાવૃત્તિ નહિ મળવાથી ચોરીમાં પ્રવર્તે તો તેને તેથકી પાછા વાળીને વૃત્તિ આપવાવડે પોષણ કરવો તથા વૃત્તિરહિત સાધુઓ સ્ત્રિયો દીનો અનાથોનુ પોષણ રાજાએજ કરવું ॥૩૨॥ જો તે વિપ્રવિગેરે જીવનપર્યાપ્ત વૃત્તિને પામીને પણ પૂર્વાભ્યસ્ત ચોરીરૂપ કુકર્મથકી નિવૃત્ત થાય નહિ તો તેઓને બાંધવસહિત તે દેશથકી કાઢી મુકવા આજ દંડ તેમનો જાણવો ॥૩૩॥ શત્રુએ મોકલેલો દૂત શત્રુએ કહેલુ વચન કેવળ અનુવાદ કરેછે, (પોતાના ઘરનું કાંઈ કહેતો નથી) તેનું વચન ભલે નિષ્ઠુર હોય તોપણ રાજાએ સહન કરવું, પણ તેથી પ્રકોપ પામીને કદાપિ દૂતને હણવો નહિ. પ્રસંગાત્ દૂતનું હવે લક્ષણ કહેછે—સત્કુળમાં જન્મેલો અને સદ્વૃત્તે સંપન્ન, વચનમાં કુશળ, કાર્ય અકાર્યમાં ચતુર, પ્રિય પૂર્વક બોલવાના સ્વભાવવાળો, યથાસ્થિત બોલવાના સ્વભાવવાળો પૂર્વાપર કાર્યના સ્મરણવાળો, આ સાત સદ્ગુણોએ સંપન્ન હોય તે દૂત જાણવો રાજાએ આવો દૂત કરવો આવા દૂતને હણનારો રાજા નરકને પામે અને ધર્મથકી પ્રચ્યુત થાય ॥૩૪-૩૫॥ દેવાલયમાં સ્થાપેલા નારાયણાદિ દિવ્ય અર્ચામૂર્તિઓની પૂજા માટે આપેલી ખેતર બાગ આદિક વૃત્તિને તથા વિપ્રો આર્તો અનાથો અને સાધુઓના સંરક્ષણમાટે આપેલી વૃત્તિને જે રાજા અપહરે તે અમાત્યે

यः । षष्टिं वर्षसहस्राणि विष्ठायां जायते कृमिः ॥३७॥ अनाथा दुर्बला ये स्युर्जनास्तेषु नराधिपः । कृपामेव प्रकुर्वीत क्लेशयेन्न तु तान्कचित् ॥३८॥ दुर्बलस्य हि यच्चक्षुस्तद्विषाग्निसमं मतम् । राज्ञः कुलं दहत्येव क्लेशदातुर्न संशयः ॥३९॥ नहि दुर्बलदग्धं वै पुनः किञ्चित्प्ररोहति । अमानुषकृतो दण्डो हन्ति तं च नराधिपम् ॥४०॥ यत्राबलस्ताड्यमानस्त्रातारं नाधिगच्छति । तत्र राज्ञः सदस्यानां मूलच्छेदो भवेद्ध्रुवम् ॥४१॥ यः कोऽपि दुर्बलं जीवं बलवान् पीडयेज्जनः । कुलं समूलं दहति सोऽन्यायस्तस्य निश्चितम् ॥४२॥ कृपणानाथवृद्धानां यदश्रुपरिमार्जनम् । पोषणं पालनं यच्च स

સહિત કુંભીપાક નામના નરકમા પડેછે, એમાં સશય નથી ॥૩૬॥ પોતે આપેલી કે પર નૃપાદિકે આપેલી વિપ્રવૃત્તિને જે રાજા બળાત્ અપહરે તે સાઠ હજાર વર્ષપર્યંત વિષ્ઠામાં કૃમિ થાય છે (અત્યત હેય જન્મને પામે) ॥૩૭॥ જે જનો અનાથ અને દરિદ્ર હોય તેમનેવિષે રાજા વિશેષપણે કૃપા કરે તેમને કદાપિ તિરસ્કારાદિવડે ક્લેશ નજ કરે ॥૩૮॥ 'આ અનાથ દુર્બળ આપણને શુ કરી શકનાર છે' એમ અનાદર ન કરવો, કેમ તો તેમનુ ચક્ષુ વિષ અગ્નિને તુલ્ય માન્યુ છે તો આ જનને જો રાજા ક્લેશ કરે તો સકુળ તેને તેજ ચક્ષુથીજ બાળીજ દે એમાં સશય નથી. 'दुर्बलांस्तात बुध्येथा नित्यमेवाविमानितान् । मा त्वां दुर्बलचक्षूंषि प्रदहेयुः सबान्धवम् ॥' એમ ભારતમા રાજધર્મવિષે કહ્યુ છે ॥૩૯॥ રાજાએ દુ ખી કરેલા આ દુર્બળ જને દગ્ધ કરી દીધેલુ નૃપકુળ ફરી અકુરિત નજ થાય, કેમતો આ દડ અમાનુષ છે, દૈવકૃત છે (અનાથમા અત્યાચાર કરનારા રાજાઉપર દૈવ પ્રકોપ પામેછે) તો આ દડથી પૃથિવીપતિપણ હણાઇજ જાય ॥૪૦॥ જે રાજાના દેશમાં દુર્બળ જન બળગર્વિષ્ઠ બીજાએ તાડન કરતાં રક્ષકને પામતો નથી તે દેશમાં તે અપરાધથી રાજા અને સભાસદોનો સમૂળ વશવિનાશ નિશ્ચે થઇ જાય ॥૪૧॥ જે કોઇપણ જન બળગર્વને લીધે દુર્બળને પીડા કરેછે તે પાપ તે પીડક જનના કુળને સમૂળ બાળી દે છે નિશ્ચે ॥૪૨॥ દીનો અનાથો અને વૃદ્ધોનું આપત્કાળમાં જે દુ ખ ટાળવું, અન્ન

राज्ञो धर्म उच्यते ॥४३॥ कामाल्लोभाद्भयाद्द्वेषाद्धर्मं जह्यान्न कर्हिचित् । धर्मेणैव नृपाः सर्वे दिव्याँल्लोकानवाप्नुवन् ॥४४॥ युधिष्ठिराद्याः क्षितिपा महान्तो धर्मं स्वकीयं न जहुर्यतोऽत्र । ततस्तदीया विशदैव कीर्तिरद्यापि लोके वितताऽस्ति विप्र ! ॥४५॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे पञ्चमप्रकरणे धर्मोपदेशे राजधर्मेषु दण्डनिरूपणनामा सप्तविंशोऽध्यायः ॥२७॥

श्रीनारायणमुनिरुवाच—ब्राह्मणानां ब्रह्मविदां सेवां कुर्यात्प्रयत्नतः ।

---

દાનાદિવડે પોષણ કરવું અને અનિષ્ટથકી રક્ષણ કરવું એજ રાજાનો પરમ ધર્મ કહ્યોછે ॥૪૩॥ રાજાઓને પરલોક ગમનમાં સાધન રથ અશ્વો નથી, એક ધર્મજ સાધન છે, યદ્યપિ આ બાબત સર્વનેમાટે સાધારણ છે, તથાપિ રાજાની બાબતમાં આ વિશેષ છે–જે પુણ્યશાળીઓને મળતા દિવ્ય લોકો છે તે પ્રજાપાળનરૂપ સ્વધર્મથીજ સિદ્ધ થાય છે. તેવા ધર્મે રહિત યાગ દાન હોમાદિ બહુ કરવાથી પણ તે લોકો સિદ્ધ થતા નથી. પૂર્વે બહુ રાજાઓ પ્રજાપાલનરૂપ ધર્મે કરીને દિવ્ય લોકોને પામ્યા છે. માટે કામનેલીધે કે લોભનેલીધે કે ભયનેલીધે કે દ્વેષનેલીધે પ્રજાપાળન નામનો સ્વધર્મ રાજાએ ત્યજવો નહિ ॥૪૪॥ હે વિપ્ર! પૂર્વે યુધિષ્ઠિરપ્રમુખ મોટા મોટા મહીપાળોએ પ્રજાપાલનરૂપ સ્વધર્મનો આપત્તિમાં પણ પરિત્યાગ નજ કર્યો, કારણકે તેમણે 'નિઃશ્રેયસનું સાધન પણ તે આ ધર્મજ છે' એમ માન્યું હતું. માટેજ અદ્યાપિ તેઓની કીર્તિ ભૂમિમાં વિશદ વિસ્તૃત વર્તે છે ॥૪૫॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...પંચમપ્રકરણે ધર્મોપદેશે રાજધર્મેષુ દંડનિરૂપણનામા સપ્તવિંશોઽધ્યાયઃ ॥૨૭॥

## [1] અધ્યાય ૨૮ મો.

શ્રીનારાયણમુનિ કહેછે—હે બ્રહ્મન્! શ્રેયની સ્પૃહા રાખતો રાજા બ્રહ્મવિદ્–વેદાર્થવેદી કે બ્રહ્મદર્શી બ્રાહ્મણોની સેવા પ્રયત્નથી આદરપૂર્વક કરે. જેમના પ્રસાદમાં રાજ્યની અભિવૃદ્ધિ અને અપ્રસાદમાં રાજ્યનો ક્ષય

---

૧ આ અધ્યાયમાં ભગવાને પ્રસંગાત્ વિપ્રપ્રશંસાદિકનું નિરૂપણ કર્યું છે.

राज्यवृद्धिक्षयौ तेषां प्रसादाच्चाप्रसादनात् ॥१॥ सन्तुष्टाः सेवया विप्राः किं किं न नृपवाञ्छितम् । साधयेयुः स्वतपसा देवान्कुर्युर्हि सेवकान् ॥२॥ ब्राह्मणानां प्रसादेन पार्थिवा बहवः पुरा । कृत्वा महान्ति पुण्यानि प्राप्ताः सिद्धिं सुदुर्लभाम् ॥३॥ अवमानाद्ब्राह्मणानां प्रणष्टा नहुपादयः । स्वर्गगा अपि राजानो देवा दैत्याः सहस्रशः ॥४॥ तस्मान्नित्यं ब्राह्मणानां कुर्वीत प्रीणनं नृपः । श्रेयोर्थी निर्मदो भूत्वा भ्रश्यत्येवान्यथा श्रियः ॥५॥ ब्राह्मणानां परिभवो राज्ञा कार्यो न कर्हिचित् । ते पूज्याश्च नमस्कार्याः पालनीयाश्च पुत्रवत् ॥६॥ लोकानिमान्धारयन्ति ब्राह्मणा धर्मसेतवः । प्रणेतारश्च शास्त्राणां धर्मज्ञा धर्मपालकाः ॥७॥ तानाश्रित्यैव जीवन्ति सदेवा

રહેલી છે ॥૧॥ તે બ્રહ્મદર્શી વિપ્રો સેવાથી સંતુષ્ટ થતાં રાજાઓનું શું શું વાંછિત ન સિદ્ધ કરી આપે ? સમગ્ર અભીષ્ટને સાધી આપેછે. પોતાના ચરણના સેવક તે નૃપોને તે વિપ્રો પોતાના તપોબળથી દેવ કરેછે-દેવલોકને પમાડેછે. અને દેવોને પણ પોતાના તપઃ પ્રભાવથી વિપ્રોના ચરણના સેવકો કરી આપેછે ॥૨॥ પૂર્વે બહુ રાજાઓ વિપ્રોના પ્રસાદથી મહાપુણ્યો કરીને પરમ સુદુર્લભ સમૃદ્ધિને પામ્યા છે. સ્વર્ગને પામેલા પણ નહુષ આદિક બહુ રાજાઓ પૂર્વે બ્રાહ્મણોનું અપમાન કરવાથી પ્રણષ્ટ થયા છે. (સ્વર્ગથકી પડી ગયા છે) બીજા બહુ દેવો તથા દૈત્યોપણ પ્રણષ્ટ થયા છે ॥૩-૪॥ માટે શ્રેયને ઇચ્છતો રાજા મદનો ત્યાગ કરી, વિનયથી વિપ્રોને સેવતોથકો નિત્ય તેમના પ્રીણનપર થાય. અન્યથા રાજલક્ષ્મીથકી ભ્રષ્ટજ થાય ॥૫॥ તે વિપ્રોનો પરાભવ રાજાએ કદાપિ ન કરવો, કારણ કે તેઓ પિતાની પેઠે પૂજ્ય નમસ્કાર્ય અને પુત્રની પેઠે સદા પોષણીય છે ॥૬॥ આ સર્વે લોકોને બ્રાહ્મણોજ ધારી રહ્યા છે, એમ શાથી ? તો તેઓ ધર્મનું મૂળ છે. સ્વતઃ ધર્મને જાણે છે, ધર્મનો અવબોધ આપેછે અને ધર્મશાસ્ત્રને રચનારા છે. માટેજ તેઓ ધર્મના સેતુ-દૃઢ ધારક છે, ધર્મેજ લોકો ધારી રાખ્યાછે, ધારણગુણયોગને લીધે ધર્મ કહેવાય છે. (પ્રકૃતિનિયત સત્ત્વાદિગુણભેદથી પ્રવર્તતા જે વિધિનિષેધો તે યથાધિકાર જનોને સન્માર્ગમાં પ્રવર્તાવેછે) ॥૭॥

मानवादयः । यज्ञप्रवर्तका विप्रा हव्यकव्याग्रभोजिनः ॥८॥ क्रीडोद्यानानि वेदानां फलज्ञाः सर्वकर्मणाम् । गतिज्ञाः सर्वभूतानां मानार्हा एव धाडचाः ॥९॥ अदैवं दैवतं कुर्युर्दैवतं चाप्यदैवतम् । सृजेयुरन्यांल्लोकांश्च कुपिता ब्राह्मणा द्विज ! ॥१०॥ येषां कोपा-

સમસ્ત માનવો બ્રાહ્મણોનો આશ્રય કરીનેજ જીવેછે ( કેમતો તેમના થકીજ સ્વસ્વવર્ણને અનુસારે સમગ્ર વિદ્યાની પ્રાપ્તિ અને તેથી અનુરૂપ જીવનનો લાભ થાયછે ) દેવતાઓ અને પિત્રિઓ પણ વિપ્રોનો આશ્રય કરીનેજ જીવેછે, કેમ ? તો આ વિપ્રો યજ્ઞના પ્રવર્ત્તકો છે ( યજ્ઞની પ્રવૃત્તિ ન હોત તો હવ્યકવ્યના અભાવને લીધે તેઓ ભોજન વિનાનાજ રહોત ) તે દેવ પિત્રિઓ પણ બ્રાહ્મણજ મુખથી તૃપ્ત થાય છે આ વિપ્રો હવ્યકવ્યના અગ્ર ભોજી છે–દેવોને ઉદ્દેશીને હવ્ય અને પિત્રિઓને ઉદ્દેશીને કવ્ય આ વિપ્રોનેજ પ્રથમ અપાય છે માટે તેઓ હવ્યકવ્ય (દેવાન્ન પિત્ર્યન્ન)ના અગ્રભોજી માન્યાછે ॥૮॥ વળી વિપ્રો વેદોને ક્રીડા કરવાના ઉદ્યાનરૂપ ( બગીચારૂપ) છે–વિપ્રને પામીને વેદો પ્રસન્ન થાય છે, કેમકે ઉચિત ઉત્તમ ઉદ્યાનનો તેમને લાભ થાય છે (અર્થાત્ જે અધ્યયન છે તે વિપ્રની પ્રકૃતિ છે) સમગ્ર કર્મો શ્રૌતસ્માર્તોના ફળસ્વરૂપને જાણનારા તથા સર્વ ભૂતોની ગતિ ( સાધનમાર્ગ ) ને જાણનારા ( આને આ શ્રેયોમાર્ગ છે આને તો આ શ્રેયોમાર્ગ છે એમ તેમના તેમના અધિકારને અનુસારે જુદી જુદી ગતિને જાણનારા) માટેજ આ વિપ્રો સર્વેએ સદા માનનીય છે ॥૯॥ હે દ્વિજ ! પ્રકોપ પામેલા વિપ્રો દેવભાવે વર્જીતને દેવભાવે યુક્ત કરી દે છે ( હવિર્ભાગને જે અયોગ્ય છે તેમને હવિર્ભાગયોગ્ય કરી દેછે ) જેમ ત્રિશંકુ રાજાની બાબતમા બન્યુ હતું વળી દેવભાવે યુક્તને પણ દેવભાવે વર્જીત કરી દેછે. ( હવિર્ભાગને જે યોગ્ય છે તેમને હવિર્ભાગ અયોગ્ય કરી દેછે) જેમ નહુષ રાજાની બાબતમા બન્યું હતું વળી બીજા નવીન લોકોને પણ સર્જેછે. જેમ વિશ્વામિત્રે સર્જ્યા હતા ( ભુવનને તેના ઇન્દ્રને કાઢી નાખીને બીજા ઇન્દ્રવાળુ કે ઇન્દ્રવિનાના બીજા ભુવનને કરવામાટે સમર્થ છે ) ॥૧૦॥ જેમનો ક્રોધાગ્નિ દડકારણ્યમા પડેલો અદ્યાપિ ઉપશાંતિને પામતો નથી ( આ કથા આર્ષ રામા-

ग्निर्यापि दण्डके नोपशाम्यति। अपेयः सागरो यैश्च कृतः सद्यो महात्मभिः ॥११॥ येषां वृद्धश्च बालश्च सर्वः सन्मानमर्हति। जात्यैव लोकगुरवः सर्वपूज्यास्ततो हि ते ॥१२॥ तपोविद्याविशेषात्ते मानयन्ति परस्परम्। प्रमाणस्य प्रमाणं ये कस्तानभिभवेद्बुधः ॥१३॥ अविद्वान्ब्राह्मणो देवः पात्रं वै परमं महत्। विद्वान्भूयस्तरो देवः पूर्णसागरसन्निभः ॥१४॥ अविद्वांश्चैव विद्वांश्च ब्राह्मणो दैवतं महत्। प्रणीतो वाऽप्रणीतो वा यथाग्निर्दैवतं महत् ॥१५॥ श्मशा-

णथकी જાણવી) આ મહાન્ સાગર જે કોપ પામેલા મહાનુભાવ બ્રાહ્મણોએ (અગસ્ત્યાદિ) તત્ક્ષણજ અપેય કરી દીધો છે ॥૧૧॥ જે બ્રાહ્મણોની સંતતિમાં વૃદ્ધોજ જેમ એમ સર્વ બાળકો પણ સન્માનને યોગ્ય છે, કેમકે તેઓ જાતિથીજ લોકગુરૂઓ છે. '*जन्मना ब्राह्मणो गुरुः*' એમ ભાગવતમાં કહ્યું છે. માટે તે વિપ્રો સર્વેએ પૂજ્ય માન્યા છે ॥૧૨॥ સર્વપૂજ્ય તે બ્રાહ્મણો તપવિદ્યાવિશેષને અનુસારે પરસ્પર પણ પૂજાયછે. તે આ બ્રાહ્મણો પ્રમાણોના પણ પ્રમાણભૂત છે-શ્રુતિસ્મૃતિ પ્રમાણોનું પ્રામાણ્ય જે સર્વશાખાપ્રત્યયન્યાય ઉત્સર્ગાપવાદન્યાય વિરોધાધિકરણન્યાય આદિકના પરિશીલનદ્વારા કે બીજાએ કરાતા અભિઘાતોના નિવારણદ્વારા યથાવસ્થિત અર્થનો અવબોધ આપવારૂપ છે તે એમને આયત્ત છે. તે આ વિપ્રોને કયો બુધજન પરાભવ કરે ? કોઇપણ નજ કરે ॥૧૩॥ બ્રાહ્મણ જાતિથીજ દેવની પેઠે પૂજ્ય છે અને દાનાદિકમાં અન્યની અપેક્ષાએ પરમ પાત્ર છે વિદ્વાન્ વિપ્રતો વિશેષપણે પૂજ્ય છે, કેમ તો તે સદા પરિપૂર્ણપાનીયવાળો સાગરજ જેમ એમ સર્વથી શ્રેષ્ઠ છે. બ્રાહ્મણ વિદ્વાન્ હોય કે અવિદ્વાન્ હોય પણ તે મહત્ દૈવત છે. જો અલ્પ પણ અતિલઘન કરવામાં આવે તો બાળીજ દે. જેમ અગ્નિ મંત્રથી સંસ્કૃત હોય કે અસંસ્કૃત હોય પણ તે મોટુંજ ભૂત છે જેનો સ્પર્શ કરે તેને ભસ્મસાત્ કરી દે છે ॥૧૪-૧૫॥ જેમ અગ્નિ શ્મશાનમાં પણ સ્વત તેજસ્વીજ રહેછે, તેમાં તે તેજથી પ્રચ્યુત થતો નથી અને દુર્ગંધાદિકથી ભરપુર શબશરીરમાં વર્તતા દુષ્ટ દોષથી દૂષિતપણ થતો નથી, કિંતુ અગ્નિના

मानवादयः । यज्ञप्रवर्तका विप्रा हव्यकव्याग्रभोजिनः ॥८॥ क्रीडोद्यानानि वेदानां फलज्ञाः सर्वकर्मणाम् । गतिज्ञाः सर्वभूतानां मानार्हा एव वाडवाः ॥९॥ अदैवं दैवतं कुर्युर्दैवतं चाप्यदैवतम् । सृजेयुरन्यांल्लोकांश्च कुपिता ब्राह्मणा द्विज ! ॥१०॥ येषां कोपा-

સમસ્ત માનવો બ્રાહ્મણોનો આશ્રય કરીનેજ જીવેછે (કેમતો તેમના થકીજ સ્વસ્વવર્ણને અનુસારે સમગ્ર વિદ્યાની પ્રાપ્તિ અને તેથી અનુરૂપ જીવનનો લાભ થાયછે) દેવતાઓ અને પિત્રિઓ પણ વિપ્રોનો આશ્રય કરીનેજ જીવેછે, કેમ ? તો આ વિપ્રો યજ્ઞના પ્રવર્ત્તકો છે. (યજ્ઞની પ્રવૃત્તિ ન હોત તો હવ્યકવ્યના અભાવને લીધે તેઓ ભોજન વિનાનાજ રહોત) તે દેવપિત્રિઓ પણ બ્રાહ્મણજ મુખથી તૃપ્ત થાય છે. આ વિપ્રો હવ્યકવ્યના અગ્રભોજી છે-દેવોને ઉદ્દેશીને હવ્ય અને પિત્રિઓને ઉદ્દેશીને કવ્ય આ વિપ્રોનેજ પ્રથમ અપાય છે માટે તેઓ હવ્યકવ્ય (દેવાન્ન પિત્ર્યન્ન)ના અગ્રભોજી માન્યાછે ॥૮॥ વળી વિપ્રો વેદોને ક્રીડા કરવાના ઉદ્યાનરૂપ (બગીચારૂપ) છે-વિપ્રને પામીને વેદો પ્રસન્ન થાય છે, કેમકે ઉચિત ઉત્તમ ઉદ્યાનનો તેમને લાભ થાય છે. (અર્થાત્ જે અધ્યયન છે તે વિપ્રની પ્રકૃતિ છે) સમગ્ર કર્મો શ્રૌતસ્માર્તોના ફળસ્વરૂપને જાણનારા તથા સર્વ ભૂતોની ગતિ (સાધનમાર્ગ) ને જાણનારા (આને આ શ્રેયોમાર્ગ છે આને તો આ શ્રેયોમાર્ગ છે એમ તેમના તેમના અધિકારને અનુસારે જુદી જુદી ગતિને જાણનારા) માટેજ આ વિપ્રો સર્વેએ સદા માનનીય છે ॥૯॥ હે દ્વિજ ! પ્રકોપ પામેલા વિપ્રો દેવભાવે વર્જીતને દેવભાવે યુક્ત કરી દે છે (હવિર્ભાગને જે અયોગ્ય છે તેમને હવિર્ભાગયોગ્ય કરી દેછે) જેમ ત્રિશંકુ રાજાની બાબતમાં બન્યું હતું. વળી દેવભાવે યુક્તને પણ દેવભાવે વર્જીત કરી દેછે. (હવિર્ભાગને જે યોગ્ય છે તેમને હવિર્ભાગ અયોગ્ય કરી દેછે) જેમ નહુષ રાજાની બાબતમાં બન્યું હતું. વળી બીજા નવીન લોકોને પણ સર્જેછે. જેમ વિશ્વામિત્રે સર્જ્યા હતા. (ભુવનને તેના ઇન્દ્રને કાઢી નાંખીને બીજા ઇન્દ્રવાળું કે ઇન્દ્રવિનાના બીજા ભુવનને કરવામાટે સમર્થ છે) ॥૧૦॥ જેમનો ક્રોધાગ્નિ દંડકારણ્યમાં પડેલો અદ્યાપિ ઉપશાંતિને પામતો નથી (આ કથા આર્ષ રામા-

ग्निर्द्यापि दण्डके नोपशाम्यति। अपेयः सागरो यैश्च कृतः सद्यो महात्मभिः ॥११॥ येषां वृद्धश्च बालश्च सर्वः सन्मानमर्हति। जात्यैव लोकगुरवः सर्वपूज्यास्ततो हि ते ॥१२॥ तपोविद्याविशेषात्ते मानयन्ति परस्परम्। प्रमाणस्य प्रमाणं ये कस्तानभिभवेद्बुधः ॥१३॥ अविद्वान्ब्राह्मणो देवः पात्रं वै परमं महत्। विद्वान्भूयस्तरो देवः पूर्णसागरसन्निभः ॥१४॥ अविद्वांश्चैव विद्वांश्च ब्राह्मणो दैवतं महत्। प्रणीतो वाऽप्रणीतो वा यथाग्निर्दैवतं महत् ॥१५॥ श्मशा-

यणथकी જાણવી) આ મહાન્ સાગર જે કોપ પામેલા મહાનુભાવ બ્રાહ્મણોએ (અગસ્ત્યાદિ) તત્ક્ષણજ અપેય કરી દીધો છે ॥૧૧॥ જે બ્રાહ્મણોની સંતતિમાં વૃદ્ધોજ જેમ એમ સર્વે બાળકો પણ સન્માનને યોગ્ય છે, કેમકે તેઓ જાતિથીજ લોકગુરૂઓ છે. 'जन्मना ब्राह्मणो गुरुः' એમ ભાગવતમાં કહ્યું છે. માટે તે વિપ્રો સર્વેએ પૂજ્ય માન્યા છે ॥૧૨॥ સર્વપૂજ્ય તે બ્રાહ્મણો તપવિદ્યાવિશેષને અનુસારે પરસ્પર પણ પૂજાયછે. તે આ બ્રાહ્મણો પ્રમાણોના પણ પ્રમાણભૂત છે-શ્રુતિસ્મૃતિ પ્રમાણોનું પ્રામાણ્ય જે સર્વશાખાપ્રત્યયન્યાય ઉત્સર્ગાપવાદન્યાય વિરોધાધિકરણન્યાય આદિકના પરિશીલનદ્વારા કે બીજાએ કરાતા અભિઘાતોના નિવારણદ્વારા યથાવસ્થિત અર્થનો અવબોધ આપવારૂપ છે તે એમને આયત્ત છે. તે આ વિપ્રોને કયો બુધજન પરાભવ કરે? કોઇપણ નજ કરે ॥૧૩॥ બ્રાહ્મણ જાતિથીજ દેવની પેઠે પૂજ્ય છે અને દાનાદિકમાં અન્યની અપેક્ષાએ પરમ પાત્ર છે. વિદ્વાન્ વિપ્રતો વિશેષપણે પૂજ્ય છે, કેમ તો તે સદા પરિપૂર્ણપાનીયવાળો સાગરજ જેમ એમ સર્વથી શ્રેષ્ઠ છે. બ્રાહ્મણ વિદ્વાન્ હોય કે અવિદ્વાન્ હોય પણ તે મહત્ દૈવત છે. જો અલ્પ પણ અતિલઘન કરવામાં આવે તો બાળીજ દે. જેમ અગ્નિ મંત્રથી સંસ્કૃત હોય કે અસંસ્કૃત હોય પણ તે મોટુંજ ભૂત છે. જેનો સ્પર્શ કરે તેને ભસ્મસાત્ કરી દે છે ॥૧૪-૧૫॥ જેમ અગ્નિ શ્મશાનમાં પણ સ્વતઃ તેજસ્વીજ રહેછે, તેમાં તે તેજથી પ્રચ્યુત થતો નથી અને દુર્ગંધાદિકથી ભરપુર શબશરીરમાં વર્તતા દુષ્ટ દોષથી દૂષિતપણ થતો નથી, કિંતુ અગ્નિના

नेष्वपि तेजस्वी पावको नैव दुष्यति । नितरां यज्ञशालायां शोभते च तथा द्विजः ॥१६॥ यादृशस्तादृशो वापि पूज्यो विप्रः सदा मतः । किरातरूपोऽप्यदहद्यतः कण्ठं गरुत्मतः ॥१७॥ पूज्या विप्राः सदा सर्वैर्नृपेण तु विशेषतः । तद्व्यतिक्रमतो यस्माद्राज्यं नश्येत्क्षणेन वै ॥१८॥ ब्राह्मणांस्तर्पयेन्नित्यं पक्वान्नैर्बहुधा कृतैः । प्रचुराज्यसितैर्भोज्यैस्तत्प्रियैर्व्यञ्जनादिभिः ॥१९॥ यथा यथा प्रसीदेयुर्ब्राह्मणाः स्वेष्टभोजनैः । तथा तथा प्रकुर्वीत नृपतिर्धार्मिकः सदा ॥२०॥ हुतैर्हविर्भिर्विप्रास्ये प्रचुराज्यादिभिर्यथा । तृप्यतीशस्तथा नैव

संसर्गथी तेज शरीर दग्ध थइने भस्मावशेष रहेछे. यज्ञशाळामां वर्ततो तो वह्नि मंत्रोथी सुसंस्कृत थई समिध घृतादिकवडे सुप्रज्वलित थतां विशेषपणे विराजेछे. तेम जातिथी विप्र विद्याए रहित होय तोपण तेजथी विहीन थतो नथी. दुष्ट जने पराभव करतां प्रकृतिथी तेनेज नाश करी दे. जेतो विद्यातपे संपन्न छे ते सभामां विशेषतः माननीय थाय छे ॥१६॥ विद्वान् के अविद्वान् सुवृत्त के दुर्वृत्त ब्राह्मणजातीय सदा पूज्यज मान्यो छे. केमतो पूर्वे कोई ब्राह्मणजातीय भीलाचारे पण भीलकुळने गळता गरुडजीना गळामां आवी जतां पण एकदम तेमना कंठने दाह कर्यो हतो. ( आ कथा भारतमां प्रसिद्ध छे ) ॥१७॥ माटे सर्व जनोए विप्रो सदाय पूजवा. राजाएतो विशेषपणे पूजवा, कारण के तेमनुं अपमानादि करवाथी क्षणमां राज्य निश्चे नाश थइ जाय ॥१८॥ ( ते आ ब्राह्मणो सुखेथी आराधन करी शकाय एवा छे, धन करतां पण भोज्यान्नथी प्रहर्ष पामे छे, 'ब्राह्मणा भोजने हृष्टाः' एवी अभियुक्ति छे ) माटे राजा विप्रप्रिय विविध पकवान्नो जलेबी मोतीया विगेरे अने घृतसाकरे परिपूर्ण शीरो कंसार आदिक भोज्यवडे अने सुसंस्कृत शाकादिकवडे विप्रोने नित्य तृप्त करे ॥१९॥ ब्राह्मणो अभीष्ट भोजनोवडे जेम जेम बहु प्रसन्न थाय तेम तेम धार्मिक राजाए सदाय करवुं ॥२०॥ ब्राह्मणोने तृप्त करवाथी भगवान् सर्वेश्वर तृप्त थाय छे, जेवा विप्रमुखमां आरोपेलां पुष्कळ घृत साकरे संपूर्ण भोज्यान्नोवडे भगवान् तृप्त थाय छे तेवा यज्ञविषे अग्निमुखमां होमेलां घृतादि हुतद्रव्योवडे तृप्त

यज्ञेष्वग्निमुखे हुतैः ॥२१॥ तद्बुद्ध्यैव ततो विप्राः भोजनीयाः प्रयत्नतः । दद्याच्च दक्षिणास्तेभ्यः सन्तोष्यैतान्विसर्जयेत् ॥२२॥ नित्यं दशशतं चापि सहस्रमयुतं तथा । लक्षं वा भोजयेद्विप्रान् यथासम्पन्नृपोत्तमः ॥२३॥ गोहेमतिलमुख्यानि दद्याद्दानानि नित्यशः । नैमित्तिकानि च तथा वेदोक्तानि यथाविधि ॥२४॥ नक्षत्रेषु च तिथिषु सङ्क्रान्तिषु पृथक्पृथक् । दानान्युक्तानि कुर्वीत नानापर्वसु चर्षिभिः ॥२५॥ वापीः कूपांस्तडागांश्च कारयेच्च प्रपा नृपः । गावो विप्राः साधवश्च नरा यत्र पिबन्त्यपः ॥२६॥ निदाघकाले पानीयं यस्य तिष्ठत्यवारितम् । स दुर्गं विषमं कृच्छ्रं न कदाचिदवाप्नुयात् ॥२७॥ प्रतिमासं प्रत्यृतु वा तत्तत्कालोचितैः रसैः । भोज्यैर्यत्न-

नथीज थता ॥२१॥ माटे विप्रो 'आ विप्राराधनथी भगवान् सर्वान्तरात्मा तृप्त थाय छे' एवी बुद्धिथीज आदरपूर्वक जमाडवा अने भोजनने अंते तेमने यथाशक्ति दक्षिणा आपी संतुष्ट करीने विनयवंदनपूर्वक विसर्जन करवा ॥२२॥ नृपोत्तमतो पोतानी समृद्धिने अनुसारे प्रतिदिन दश विप्रोने अथवा शत विप्रोने अथवा हजार विप्रोने अथवा दश हजार विप्रोने अथवा लक्ष विप्रोने जमाडे तथा नित्य गायो सुवर्ण तल आदिक दानोने यथाविधि आपे तथा नैमित्तिक-पुत्रजन्मादि निमित्तथी प्राप्त थतां दानोने यथाविधि आपे तथा वेदोक्त-वेदमां कहेलां यज्ञादिक्रियाओनी अंदर प्राप्त थतां बीजां दानोने यथाविधि आपे ॥२३-२४॥ जे द्वादश्यादि तिथिविशेषोमां श्रवणादि नक्षत्रविशेषोमां संक्रमणविशेषोमां अने अर्धोदयादि पर्वविशेषोमां महर्षिओए करवापणे जे दानो कह्यां छे तेने पृथक् पृथक् करे ॥२५॥ स्नानपानादिकमां उपयोग लागे एवी वाव्यो कुवाओ तलावो अने परबोने राजा करावे. जेमां गायो विप्रो साधुओ अने वटेमार्गु नरो जळनुं पान करे ॥२६॥ जेणे करावेला वाव्य तलावादिकमां ग्रीष्मसमये पण न सुकाइ जाय एटलुं जळ परिपूर्ण रहेछे ते जन कदापि दुस्तर विषम क्लेशने नज पामे ॥२७॥ जे राजा प्रतिमास अथवा प्रतिऋतु ते ते मास-ऋतुकाळमां नीपजतां आम्रादि फळविशेषोवडे अने शीखड दुधपाकादि

पंयेद्विप्रास्तस्य पुण्यमनन्तकम् ॥२८॥ तथा हविर्भिर्यज्ञेषु पायसाज्यसितादिभि·। देवान्सन्तर्पयेद्राजा दद्यात्प्रचुरदक्षिणा·॥२९॥ देवालयानि नृपति· कारयेत्सुदृढानि च। वृत्तिभि· सह तत्राथ स्थापयेद्देवता स्वयम् ॥३०॥ धर्मशालाश्च विविधा· कारयेत्सह वृत्तिभि। सोपस्कराणि वेश्मानि ब्राह्मणेभ्योऽर्पयेन्नृप·॥३१॥ फलपुष्पद्रुमाढ्यानि नानोद्यानानि कारयेत्। दद्याच्च फलितान्वृक्षान्द्विजेभ्य सुव्रतो नृप·॥३२॥ संरक्षन् पोषयन्राजा जनसङ्घं नयेत य·। तीर्थक्षेत्राणि पुण्य स लभेतानन्तयज्ञजम् ॥३३॥ जितेन्द्रियं ब्रह्मनिष्ठं यद्येकमपि पूजयेत्। भक्त्या निष्कपटो राजा तत्पुण्यं सर्वतोऽधिकम् ॥३४॥ अन्नार्थिजीवमात्रेभ्यो राजा चान्नं प्रदापयेत्।

ભોજ્યવડે વિપ્રોને તૃપ્ત કરેછે તેને મોટુ અક્ષય પુણ્ય થાય છે ॥૨૮॥ તથા રાજા વિષ્ણુયાગાદિ યજ્ઞોમા દુગ્ધઘૃતશર્કરામય હવિષોવડે દેવતાઓને સતૃપ્ત કરે અને તેમા ઘણી દક્ષિણાઓ આપે ॥૨૯॥ રાજા સ્વય અતિદૃઢ દેવાલયો કરાવીને તેમા સ્વેષ્ટદેવતાનુ યથાવિધિ સ્થાપન કરે અને તેમની નિયત પૂજાની નિષ્પત્તિમાટે ખેતર બાગ વર્ષાસન આદિકરૂપ વૃત્તિઓને પ્રકલ્પે ॥૩૦॥ સ્વય રાજા તીર્થયાત્રામા પ્રવર્તતા પથિક ( વટેમાર્ગુ ) જનોની અનુકુળતા માટે ત્યા ત્યા ધર્મશાળાઓ વિવિધ કરાવે અને તે ધર્મશાળાઓમા આવતા તે પથિકોને અન્નાદિકની સુકરતા થવા માટે વૃત્તિઓ પ્રકલ્પે તથા ગૃહોચિત ઉપકરણોએ સહિત ગૃહો પાત્ર વિપ્રોને આપે ॥૩૧॥ શુભ નિયમે યુક્ત એવો રાજા ફળવૃક્ષો અને પુષ્પવૃક્ષોએ સપન્ન એવા બગીચાઓને કરાવે-વિવિધ સ્વાદુફળે સપન્ન, સુગન્ધિ પુષ્પભરે પરિપૂર્ણ અને ઘાટી છાયાવાળા વૃક્ષગણથી વ્યાપ્ત એવા બગીચાઓને કરાવે તેમા ફળભરે સપન્ન આમ્રાદિ વૃક્ષો ઉપભોગમાટે બ્રાહ્મણોને સમર્પે ॥૩૨॥ જે રાજા બ્રાહ્મણાદિ અનેક જનસઘને પોતાના દ્રવ્યથી પોષણ કરતો થકો અને ચોરાદિ ઉપદ્રવોથકી સરક્ષણ કરતો થકો દ્વારિકાદિ પુણ્ય તીર્થક્ષેત્રોપ્રતિ પમાડે છે તે રાજા બહુયજ્ઞાચરણ ફળને પામે છે ॥૩૩॥ રાજા જો જીતેન્દ્રિય બ્રહ્મનિષ્ઠ એકપણ વિપ્રને નિષ્કપટપણે ભક્તિથી સેવે તો તેથી થતુ સુકૃત સર્વ કરતા

नान्नदानात्परं दानं श्रेष्ठमित्येव निश्चयः ॥३५॥ अन्नं हि प्राणिनां प्राणा भवन्त्यन्नाच्च देहिनः । निरन्नो मृत्युमाप्नोति तस्मादन्नं प्रदापयेत् ॥३६॥ अन्नसत्राणि सर्वत्र स्वराष्ट्रे कारयेन्नृपः । प्रत्यहं स्वपुरे दद्यादन्नार्थिभ्योऽन्नमुत्सुकः ॥३७॥ ब्राह्मणानतिथीन्भिक्षूननाथान्पथिकांस्तथा । योऽन्नेनार्चेद्यथायोग्यं तेन देवाः सुतर्पिताः ॥३८॥ एकाहं क्षुधितस्तिष्ठेदन्नमप्राप्य यत्पुरे । यः कोऽपि स हरेत्पुण्यं

पण समधिक छे ॥३४॥ जेओ जीवनने नहि पामता भुख्या अन्नार्थी होय ते तमामने जातिकुळादिभेदनो विचार कर्या विना राजाए अन्न आपवुं. अन्नदाननी अपेक्षाए बीजुं दान श्रेष्ठ नथी एमज महर्षिओए स्मृतिओमां निश्चय कर्यो छे. यद्यपि जे कोई पण अन्नार्थी भुख्यो आवे तेने अन्न आपवुं आ अर्थतो सामान्यतः प्रवर्ते छे तथापि ते वैश्वदेवने अंते प्राप्त थतुं होवाथी पांच महायज्ञोमां अंतर्गत थाय छे. आतो 'देशमां विचरता आवा बहु जनोनी क्षुधा निवारण करवी' आवा विशेषथी राजाने अधिकार करीने प्रवर्तेछे, माटे आ तेनाथी जुदुज समजवुं ॥३५॥ प्राणिओ अन्नथकी उत्पन्न थाय छे, अन्ननो परिणाम देह छे, अन्नथीज प्राणिओ रहेछे, अन्नज प्राणिओना प्राणो छे, अन्न नहि मळता प्राणबळनो अपक्षय थाय छे अने अंते मरी जाय छे, माटे 'अन्नज प्राण छे' एम जे कहेवुं ते युक्त छे. तो प्राणाधीन सत्तावाळु जीवन पण अन्नमूळकज छे, माटे अन्न भुख्याओने अपाववुं ॥३६॥ वळी राजा पोताना राष्ट्रमा सर्वत्र अन्नसत्रोने करावे. ( प्रथम तो तीर्थादिकमां करवानुं कह्युं, अहीं तो पोताना राष्ट्रमां करवानुं कह्यु आनो भेद छे ) तथा स्वनिवासनगर ( राजधानी )मां प्रतिदिन अन्नार्थीओने अन्न बहु उत्साहथी आपे ॥३७॥ राजा अनाथ पथिक भिक्षुक ब्राह्मण अने अतिथिओने प्रतिदिन अन्नवडे यथायोग्य समर्चे. ( भिक्षु विगेरे सत्कारनुं पद छे, अनाथ पथिक तो क्षुधानिवारणवडे आदरणीय छे, आवो विशेष होवाथी 'यथायोग्य' एम कह्यु ) आरीते जे अनुदिन करेछे तेणे देवताओ अत्यंत तृप्त कर्या थाय छे ॥३८॥ जे राजाना पुरमां अन्न विना एक दिन जे कोइपण जन भुख्यो रहेछे ते राजाना पुण्यने ते

तस्य राज्ञो न संशयः ॥३९॥ तस्मान्नित्यं प्रयत्नेन शोधयित्वा पुरे स्वयम् । दापयेत्क्षुधितेभ्योऽन्नमप्रमत्तः सुधीर्नृपः ॥४०॥ अन्नदः प्राणदो लोके प्रोच्यते सर्वदश्च सः । अनन्तं फलमाप्नोति परत्रेह च सद्यशः॥४१॥ हैममर्कप्रभं दिव्यं किङ्किणीजालमण्डितम् । अप्सरोमण्डितं नानादीर्घिकाद्युपशोभितम् ॥४२॥ वस्त्रभूषाभोज्यनगरसनद्युपमण्डितम् । यात्यारुह्य विमानं स कामगं स्वर्गमन्नदः ॥४३॥ सुखानि भूयांसि च तत्र दिव्ययानाप्सरोदिव्यरसोपभोगान् । प्राप्नोति गन्धर्वगणोपगीतकीर्तिः स ऐन्द्रान् द्विजवर्य ! भूपः ॥४४॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे पञ्चमप्रकरणे धर्मोपदेशे राजधर्मेषु ब्राह्मणप्रशंसादिनिरूपणनामाष्टाविंशोऽध्यायः ॥२८॥

---

હરી લેછે, એમાં સંશય નથી ॥૩૯॥ માટે સુબુદ્ધિ રાજા સ્વયં સાવધાન થઈ પુરમાં પ્રતિદિન પ્રયત્નથી 'કોણ ભુખ્યો અન્ન વિનાનો રહ્યોછે' તેને સારીરીતે ખોળાવીને તેને અન્ન અપાવે ॥૪૦॥ લોકમાં જે અન્નદાતા છે તેજ પ્રાણદાતા, માટેજ સર્વદાતા કહ્યોછે. જીવતો નર શ્રેયઃસાધનને અનુષ્ઠાન કરવા સમર્થ થાયછે. માટે અન્નદાતા પરલોકમાં શ્રેયને પામેછે અને આ લોકમાં શ્રેય તથા સત્કીર્તિને પણ પામેછે ॥૪૧॥ અન્નદાતા પુરૂષ, ભોગ્યભોગોપકરણે સંપન્ન દિવ્ય વિમાનમાં બેસીને યથેચ્છ સંચરતોથકો સ્વર્ગને પામે છે. તે વિમાન અતિવિલક્ષણ સમગ્રસમૃદ્ધિસંપન્ન વર્તેછે, જેમાં વસ્ત્ર વિભૂષણ ભોજ્યવસ્તુઓનો રાશિ પર્વતજેવો સમધિક સમુન્નત વર્તેછે તથા વિવિધ રસો નદીનીપેઠે પ્રવહેછે, વિવિધ વાદ્યો આદિક રમણીય બહુ વર્તે છે અને અપ્સરોગણ જેમાં સન્નિધિ આપી રહ્યો છે. વળી સ્વયં વિવિધ કિંકિણી ( નાની ઘુઘરીયો કે ઘંટડીયો ) ઓના સમૂહોવડે સુશોભિત સુવર્ણમય સૂર્યપ્રભાસદૃશ દિવ્ય મનઃસંકલ્પાનુયાયિ છે ॥૪૨-૪૩॥ હે દ્વિજવર્ય ! રાજા તે સ્વર્ગમાં ઇન્દ્રસંબન્ધી દિવ્ય વિમાનાદિ વાહનભોગો, દિવ્ય અપ્સરોભોગો, દિવ્ય અમૃતરસોપભોગો અને બીજાં બહુ સુખોને ગંધર્વગણોએ ગાન કરાતી છે કીર્તિ જેની એવોથકો ભોગવેછે ॥૪૪॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...પંચમપ્રકરણે ધર્મોપદેશે રાજધર્મેષુ બ્રાહ્મણપ્રશંસાદિનિરૂપણનામાષ્ટાવિંશોઽધ્યાયઃ ॥૨૮॥

श्रीनारायणमुनिरुवाच—न मांसं भक्षयेद्राजा हिंसाशीलो भवेन्न च। मांसाशिनोऽन्यानपि च हिंसाया सन्निवर्तयेत् ॥१॥ अहिंसैव परो धर्मः सर्वेषां समुदाहृतः। मनसा वपुषा वाचा त्याज्या हिंसा च सङ्गतः ॥२॥ यथा चतुष्पादेकेन पदा हीनो न गच्छति। म्रियते गत्यभावाच्च कालेनाल्पेन निश्चितम् ॥३॥ अहिंसापि तथैवेयं वृत्तिभिर्मनआदिभिः। पालनीया प्रयत्नेन नश्यत्येवान्यथा तु सा ॥४॥ पूर्वं तु मनसा त्यक्त्वा ततो वाचा च कर्मणा। न भक्षयति यो मांसं

## [1]અધ્યાય ૨૯ મો.

શ્રીનારાયણમુનિ કહેછે–હે બ્રહ્મન્! રાજા કદાપિ માંસને ખાય નહિ અને હિંસાસ્વભાવવાળો ન થાય. માંસભક્ષક બીજા પણ જનોને તે હિંસાથકી નિવારણ કરે. આ માસભક્ષણનો તથા હિંસાનો પ્રતિષેધ યદ્યપિ સર્વસામાન્ય છે તથાપિ રાજાઓવિષે તેના પ્રસંગની અધિકતા વિચારીને વિશેષપણે વિધાન કર્યું છે. તો બીજાઓને તેનાથકી નિવૃત્ત કરવા તે રાજાનો અસાધારણ ધર્મ છે ॥૧॥ આ અહિંસાખ્ય ધર્મજ સર્વની અપેક્ષાએ પર છે અને સર્વ જનોને સાધારણ છે, માટે હિંસા મન વચન કાયથી ત્યાગ કરવી તથા હિંસક જનનો પ્રસંગ સર્વથા ત્યાગ કરવો ॥૨॥ જેમ ચતુષ્પાદ પશુ બળીવર્દાદિ એક પાદે વિહીન હોતાં ચાલવા માટે અસમર્થ હોઇને અલ્પ કાળમાં નિશ્ચે મરીજ જાય, તેમજ આ અહિંસાધર્મ પણ ઉક્ત મન વચન કાય સંગરૂપ ચારમાથી એક પાદે પણ જો વિકળ થાય તો નાશજ થઈ જાય તો આ અહિંસા મન વચન કાય અને સંગથી પ્રયત્નપૂર્વક સંરક્ષણ કરવી ॥૩-૪॥ માટે પ્રથમતો મનથી હિંસાનો ત્યાગ કરે, (હિંસા મારે નજ કરવી એવો સંકલ્પ કરે) પછી વાણીથી ત્યાગ કરે, (હિંસાવિધાયક વચન ન બોલે) તે પછી કર્મથી ત્યાગ કરે, (હિંસાકારક કર્મ ન કરવું) તે પછી તેવા જનોનો સગપણ ત્યાગ કરે. આરીતે જે પુરૂષ હિંસાનો ત્યાગ કરી માસભક્ષણથકી નિવૃત્ત થાય છે તે પાપથકી કે સંસૃતિથકી

૧ આ અધ્યાયમા ભગવાને અહિંસાદિ સનાતન ધર્મોનુ નિરૂપણ કર્યું છે

पुरुषः स विमुच्यते ॥५॥ राजा पिता हि सर्वेषां सर्वे जीवास्तु तत्सुताः। पालनीयास्ततः सर्वे हिंसकेभ्यो भयात्सदा ॥६॥ पुत्रमांसोपमं जानन् यः खादति विमोहितः । मांसं तु रसलुब्धात्मा स तु राक्षस उच्यते ॥७॥ जीवितं हि परित्यज्य बहवः साधवो नृपाः। स्वमांसैः परमांसानि परिपाल्य दिवं गताः ॥८॥ सप्तर्षयो वालखिल्यास्तथैवोचुर्मरीचिपाः। अमांसभक्षणं सर्वे प्रशंसन्ति महर्षयः ॥९॥ यज्ञेषु पश्वालम्भोऽपि न साक्षाद्वेदसम्मतः।

વિમુક્ત થાય છે. જેતો માંસને ખાયછે તેને આ ચારમાંથી હરકોઈ એક પાદથી હિંસા અવર્જનીયજ છે. ( કોઈ પાદથી હિંસા થાયજ ) ॥૫॥ પાર્થિવે પ્રાણિમાત્રનું પુત્રની પેઠે પોષણ કરવું. 'આ તો ક્ષુદ્ર પશુ છે' એમ માનીને અનાદર (ગાફલતા) ન રાખવો. પશુનોપણ વધ થતો હોય તો તેથકી નિવારણ કરી તેનું સંરક્ષણજ કરવું, કેમ તો રાજા સર્વેનો પિતા છે અને સર્વે જીવો રાજાના પુત્રો છે. તો સર્વ જીવોની હિંસકોથકી અને અન્ય ભયથકી સદા સંરક્ષા કરવી. (અન્યથા આ ક્ષત્રિય કેમ હોઈ શકે?) ॥૬॥ જેતો રાજા માંસમાત્રને પુત્રમાંસતુલ્ય ત્યાજ્ય જાણવા છતાં પણ માંસરસમાં લોભવેગને લીધે વિમોહિત થઇ માંસને ખાયછે તેતો રાક્ષસજ જાણવો ॥૭॥ અહિંસાનેજ સદાચારથી સુદૃઢ કરેછે—પૂર્વે ધર્મતત્ત્વને જાણનારા સદાચારનિષ્ઠ બહુ શિબિપ્રમુખ નૃપો પોતાનું માંસ આપવાવડે પરના માંસનું રક્ષણ કરવાની ઇચ્છાથી (પરપ્રાણનું પરિરક્ષણ કરવા) સ્વયં પરાર્થે જીવિતનો ત્યાગ કરી પરની ઘાતકોથકી રક્ષા કરવાથી સ્વર્ગને પામી ગયા છે ॥૮॥ સપ્તર્ષિઓ, (પ્રતિમન્વંતર ષટ્કમાં જે અંતર્ગત છે તે) વાલખિલ્યો, (અભિમુખ સૂર્યની આગળ રહેનારા સાઠ હજાર) મરીચિપો, (ચંદ્રકિરણોનું પાન કરનારા) મુનિઓ તથા બીજાપણ સમસ્ત મહર્ષિઓ માંસભક્ષણથકી પ્રતિનિવૃત્તિનેજ પરમધર્મપણે કહીને બહુ વખાણે છે ॥૯॥ યજ્ઞોમાં જે પશુહનન વિહિત છે તેપણ સાક્ષાત્ વેદના હૃદયને અભિમત નથી, પરંતુ રાગાન્ધ અસાત્વિકવૃત્તિવાળા રજતમપ્રધાન નિરંકુશ જનોને મર્યાદા મુકીને હિંસાપ્રસંગ ન થાય એવા સંકોચના અભિ-

किन्त्वसात्विकवृत्तीनां रागाद्दिसानिवृत्तये ॥१०॥ एवं धर्मरतो राजा कृत्वा राज्यं यथाविधि । तृतीय आयुषो भागे दद्याज्ज्येष्ठाय सूनवे ॥११॥ स्वयं वनमुपाश्रित्य कृत्वा सङ्गं सतां हरौ । भक्तिं कुर्यायदि दृढं प्राप्नुयात् परमं पदम् ॥१२॥ राज्यं कुर्वन् यदि मृतो युद्धे वा धार्मिको नृप । सोऽपि स्वर्गमवाप्नोति भुङ्क्ते भोगाननेकशः ॥१३॥ तत कालेन सम्प्राप्य पुण्यशेषेण मानवम् । देहं कृत्वा सतां सङ्गं विष्णुभक्त्या विमुच्यते ॥१४॥ यदि राज्यमदोन्मत्तो मर्यादां लङ्घयेदिमाम् । स्वैरवर्ती स तु नृप प्राप्नोत्यत्रायशो महत् ॥१५॥ मृत्वा प्रजानां शमलं गृहीत्वा पापकर्मणाम् । यमालये फलं भुङ्क्ते यावचन्द्रदिवाकरौ ॥१६॥ ततो भ्राम्यति कालेन

પ્રાયથીજ છે (જો કોઈ કામાન્ધ કે ક્રોધાન્ધ પશુને હણે તો યજ્ઞોવિષેજ પણ અન્યત્ર નહિ, એમ નિયમમાજ વેદનુ તાત્પર્ય છે) ॥૧૦॥ આ પ્રકારે ધર્મમા તત્પર એવો રાજા યથાવિધિ રાજ્ય કરીને આયુષના ત્રીજા ભાગમા જ્યેષ્ઠ પુત્રને રાજ્ય સોંપી દે ॥૧૧॥ સ્વય રાજા (જેમા પ્રશાત મુનિગણો રહેતા હોય એવા) વનમા પ્રવેશ કરીને, સતોનો સમાગમ પામતા તેમના થકી સદુપદેશ પામીને, પરમાત્મા હરિમા મનને દૃઢ જોડી દઈને તેમને વિષે પરાભક્તિને જો સેવે તો તે તે હરિના પરમ પદને (બ્રહ્મદર્શિઓનુ પરમ પ્રાપ્ય જે પદવિશેષ તેને) પામે ॥૧૨॥ જે રાજા ધર્મથી રાજ્યભારને ચલવતો થકોજ કે ધર્મ્ય યુદ્ધમા બીજાએ હણતા મરણ પામે તો તે તેજ સુકૃતથી સ્વર્ગને પામીને ત્યા દેવભોગોને ભોગવીને, અવશેષ રહેલા પુણ્યથી સત શ્રીમતોના ઘરમા જન્મ પામી, સતોનો સમાગમ પામતા આત્મા પરમાત્માનુ યથાર્થ જ્ઞાન પામીને, વિષ્ણુમા પરા ભક્તિને પામીને અનુક્રમે વિમુક્ત થાય છે ॥૧૩-૧૪॥ જો 'હુ રાજા પ્રભુ છુ' એવા મદથી અધ થઈ, આ મેં કહેલી ધર્મમર્યાદાને અતિલઘીને યથેચ્છ વર્તે તો તે આ લોકમાં મહત્ અપયશને પામે છે અને મરીને પ્રજાઓના પાપોથી પણ લેપાઈને તેના ફળભૂત યમયાતનાઓને યમાલયમા યાવચ્ચદ્રદિવાકર ભોગવેછે ॥૧૫-૧૬॥ કેવળ નરકસબન્ધિ દુ ખને ભોગવેછે એટલુજ નહિ કિંતુ ફરીપણ આ

कीटपक्ष्यादियोनिषु । तस्माद्राजा धर्मनिष्ठ• पालयेन्नियत• प्रजाः ॥१७॥ नीतिशास्त्रं पुरा ब्रह्मा लक्षाध्यायं चकार ह । धर्मज्ञानाय वै राज्ञां प्रजानां च सुखाप्तये ॥१८॥ अल्पायुषो जनान् दृष्ट्वा तत्सङ्क्षिप्य शिवस्ततः । वैशालाक्षमिधं चक्रेऽयुताध्यायं मनोहरम् ॥१९॥ तत्सङ्क्षिप्य पुन पञ्चसहस्राध्यायमुत्तमम् । बाहुदन्तकसंज्ञं च ततश्चक्रे पुरन्दर• ॥२०॥ तत्सङ्क्षिप्य पुन काले बार्हस्पत्याभिधं द्विज! । त्रिसहस्राध्याययुतं चकार च बृहस्पति ॥२१॥ काव्य• सङ्क्षिप्य तच्चक्रे सहस्राध्यायविश्रुतम् । तच्छास्त्रमभितो भूमौ मुनिभि सम्प्रवर्तितम् ॥२२॥ पुनश्चाल्पमतीन् दृष्ट्वा जनानल्पायुषस्तथा । भरद्वाजादिमुनिभि• सङ्क्षेपेण प्रवर्तितम् ॥२३॥ तत्सारमात्रं तु मया प्रोक्तमन्यत्र विस्तर• । धर्मेणैव प्रजा राज्ञा

લોકમા કીટ પક્ષી આદિક મહાપાપ યોનિઓમા જન્મને પામીને અહીંજ દુખયોનિમા બહુકાળ ભટક્યા કરેછે માટે રાજા ધર્મનિષ્ઠ નિયમિતેન્દ્રિય થઇને પ્રજાઓનુ પરિપાલન કરે ॥૧૭॥ પૂર્વે રાજાઓને ધર્મનુ જ્ઞાન થવા માટે અને પ્રજાઓને તેદ્વારા સુખસંપત્તિ કરાવામાટે બ્રહ્માએ લાખ અધ્યાયપરિમિત રાજધર્મપર ધર્મશાસ્ત્ર રચ્યુ હતુ તે પછી અતિવિસ્તૃત તેનો અલ્પ આયુષવાળા સમયમા અનુપયોગ વિચારીને શિવજીએ તેનો અર્થ સંગ્રહમા સ્વીકારીને દશહજાર અધ્યાયપરિમિત વૈશાલાક્ષ નામનુ મનોહર ધર્મશાસ્ત્ર કર્યું તેપછી તેપણ વિસ્તૃત દુર્જ્ઞેય વિચારીને ઇન્દ્રે સંગ્રહથી પાચહજાર અધ્યાયપરિમિત બાહુદંતક નામનુ ઉત્તમ ધર્મશાસ્ત્ર કર્યું હે દ્વિજ! તે પછી વળી તેપણ મંદમતિ જનોને દુરધિગમ પર્યાલોચીને કેટલેક કાળે બૃહસ્પતિએ સંક્ષેપમા ત્રણ હજાર અધ્યાયપરિમિત બાર્હસ્પત્ય નામનુ ધર્મશાસ્ત્ર રચ્યુ તેનોપણ અર્થ સંક્ષેપમા લઇને શુક્રાચાર્યે સહસ્ર અધ્યાયપરિમિત ધર્મશાસ્ત્ર કર્યું તે શાસ્ત્ર પૃથ્વી ઉપર મુનિઓએ સર્વત્ર સારીરીતે પ્રવર્તાવ્યુ પર અલ્પ આયુષવાળા અને અલ્પ મતિવાળા જનોને તેપણ દુર્બોધ અનુપયોગિ માનીને ભરદ્વાજાદિ મુનિઓએ તે નીતિશાસ્ત્ર સંક્ષેપથી પ્રવર્તાવ્યુ ॥૧૮-૨૩॥ તે સર્વનો સારમાત્ર મેં હમણા અહીં તમને કહ્યો

रक्ष्यास्तेनेति निश्चितम् ॥२४॥ राजधर्मा इति मया प्रोक्तास्ते द्विजसत्तम ! । यानाश्रितो नरपतिरिन्द्रेण सह मोदते ॥२५॥ गृहस्थधर्मानेतान् यो विष्णोर्भक्त्या सहाचरेत् । स हि तद्धाम परमं लभते पुरुषः किल ॥२६॥ तद्भक्तिरहितोऽप्यत्र धर्मानेतान् य आचरेत् । श्रद्धया परयोपेत स्वर्गं सोऽपि लभेत वै ॥२७॥ स्वकीयपुण्यार्जितभूरिभोगान्दिव्यान्स भुक्त्वा पुनरत्र भूमौ । प्राप्योद्भव पुण्यवतो निकेते करोति पूर्वाधिकमेव पुण्यम् ॥२८॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे पञ्चमप्रकरणे धर्मोपदेशे राजधर्मेषु अहिंसादिसनातनधर्मनिरूपणनामैकोनत्रिंशोऽध्यायः ॥२९॥

श्रीनारायणमुनिरुवाच—स्त्रीणां धर्मान्प्रवक्ष्यामि सधवानामथ

વિસ્તારતો અન્ય ગ્રંથોથકી જાણવો તો આમા સારથી સમજવાનુ એટલુજ કે–રાજાએ પ્રજાઓનુ ધર્મથીજ સરક્ષણ કરવું ॥૨૪॥ હે દ્વિજસત્તમ! રાજધર્મો આટલા નિજ-ધથી મેં તમને કહ્યા, જેનો આશ્રય કરીને પ્રજાઓનુ પરિપાલન કરતો નરપતિ સ્વર્ગને પામીને મહેન્દ્રની સાથે સ્વર્ગસુખને અનુભવવાનો આનદ પામેછે ॥૨૫॥ જે પુરૂષ પૂર્વોક્ત સમગ્ર ગૃહસ્થધર્મોને વિષ્ણુભક્તિની સાથે શ્રદ્ધાથી આચરે તે તેમના મુક્તપ્રાપ્ય પરમ ધામને નિશ્ચે પામેછે ॥૨૬॥ લોકમાં જેતો કેવળ સ્વધર્મમાત્રને પરા શ્રદ્ધાએ યુક્ત થઇને આચરે (પણ વિષ્ણુભક્તિના અગપણે નહિ) તેપણ સ્વર્ગને નિશ્ચે પામેછે ॥૨૭॥ આરીતે ધર્મમા પ્રવર્તતો સર્વ્રે કોઇપણ પુરૂષ ધર્મમહિમાને લીધે સ્વર્ગમા સ્વપુણ્યાર્જીત દિવ્ય બહુ ભોગોને ભોગવીને, ફરી આ લોકમા ધર્મપરાયણ સુકૃતિઓના ઘરમા જન્મ પામીને પૂર્વના કરતા પણ અધિક સુકૃતને કરેછે ॥૨૮॥ ઇતિ શ્રીસત્સંગિજીવને પંચમપ્રકરણે રાજધર્મેષુ અહિંસાદિસનાતનધર્મનિરૂપણનામૈકોનત્રિંશોઽધ્યાયઃ ॥૨૯॥

## [1]અધ્યાય ૩૦ મો.

શ્રીનારાયણમુનિ કહેછે—હે દ્વિજ! હવે સધવા તથા વિધવા સ્ત્રી

૧ આઠ અધ્યાયોથી સ્ત્રીધર્મોનું નિરૂપણ કરતા ભગવાને આ અધ્યાયમા સધવા સ્ત્રીયોના ભેદનુ નિરૂપણ કર્યું છે

द्विज ! । विधवानां च नारीणामिहामुत्र सुखप्रदान् ॥१॥ सत्या गीताः पुरा सर्वे धर्माः सकलयोषिताम् । गङ्गाद्याः स्त्रीः प्रति शुभाः कैलासे शम्भुसन्निधौ ॥२॥ तानेव तुभ्यं कथये सविशेषानहं द्विज ! । हिताय योषितां भूमाविच्छन्तीनां सुखं महत् ॥३॥ कुलरूपगुणैर्योग्यान्वरान् दृष्ट्वा यथाविधि । तेभ्यः पित्रादिना दत्ताः सधवास्तास्तु योषितः ॥४॥ कालगत्या च या नार्यो भवेयुर्मृतभर्तृकाः । विधवास्तास्तु विज्ञेया याः प्रोक्ता न्यासिभिः समाः ॥५॥ तत्राद्या द्विविधाः प्रोक्ताः कुलटाश्च पतिव्रताः । भर्तृभिन्नेषु याः पुंसु रतास्ताः कुलटा मताः ॥६॥ दुष्टस्वभावा कुलटा भवे-

યોના ધર્મો જે આ લોક પરલોકમાં તેણીઓને સુખ આપનારા છે તેનું નિરૂપણ કરૂંછું ॥૧॥ પૂર્વે કૈલાસમાં સતીનામના શિવપત્નીએ ગંગાઆદિક સર્વે સ્ત્રીયોને સમુદ્દેશીને શંભુની સન્નિધિમાં સ્ત્રીયોના સર્વે ધર્મો શુભકારી (સતીગીતા નામથી) કહ્યા હતા ॥૨॥ હે દ્વિજ ! હું તેજ ધર્મોને સવિશેષ નિરૂપણ કરૂંછું, આ લોક પરલોકમાં મહાસુખને ઇચ્છતી સ્ત્રિયોનુ જેના જ્ઞાનથી હિત થાય ॥૩॥ તેમાં પ્રથમ સધવાસ્ત્રીયોનું લક્ષણ કહેછે—જેણીનો ધવ (ધણી સ્વામી) જીવતો હોય તે સધવા સમજવી, ધવ કયા ? તો જે કુળ રૂપ ગુણોએ કરીને અનુરૂપ વરોને વિચારીને કન્યાઓ પિતાપ્રમુખ અભિજ્ઞને યથાવિધિ આપવામાં આવી હોય તેઓ તેણીઓના ધવો જાણવા. ( જેમણે જેણી યથાવિધિ પાણિગ્રહને પામી હોય તે સધવા જાણવી ) આથી—જે કોઇ પુરૂષના યોગમાત્રથી સધવા હોઈ શકે નહિ એટલુ તાત્પર્ય કહ્યું ॥૪॥ હવે વિધવાઓનું લક્ષણ કહેછે—કાળગતિને લીધે જે નારીઓના ભર્તાઓ મરી ગયા હોય તેતો વિધવાઓ જાણવી તેણીઓ તો સંન્યાસિઓની પેઠે વિનિવૃત્ત વિષયવાળી જાણવી ॥૫॥ તેમાં જે સધવા પતિપરાયણ હોય તે પતિવ્રતા કહીછે. સ્વામી જીવતો હોય તોપણ પરપુરૂષમાં જે આસક્ત હોય તે કુલટા કહીછે. ભલે સદૃશમાં જન્મેલી હોય તોપણ સ્વભાવથી વ્યભિચારપરાયણ, માટેજ કુલટા—અન્ય અન્ય પુરૂષને પ્રતિદિન અપેક્ષતી, નિત્ય અધર્માચરણશીલવાળી, કઠોર ભાષણ કરનારી, કલહપરાયણ હોયછે

त्सद्वदाजापि च । अधर्मशीला नित्यं स्याद्दुर्मुखा कलहान्विता ॥७॥ स्वपतिं भर्त्सयन्नित्यं जारं च रमयेत्सदा । विषतुल्यं पतिं पश्येद्धर्मिष्ठमपि दुर्मतिः ॥८॥ कामदेवसमं चापि जारं पश्येच्च कामतः । शुभदृष्ट्या कटाक्षेण शश्वत्पापीयसी मुदा ॥९॥ सुवेशं पुरुषं दृष्ट्वा युवानं रतिशूरकम् । कामातुरा भवेत्सा तु कुलटा कामिनी सदा ॥१०॥ गुरुणा भर्त्सिता सापि रक्षिता च सुतादिभिः । तथापि जारं कुर्वीत नैव साध्या नृपैरपि ॥११॥ नास्ति तस्याः प्रियं किञ्चित्सर्वं कार्यवशात्प्रियम् । गावस्तृणमिवारण्यं प्रार्थयेत्सा नवं नवम् ॥१२॥ व्रते तपसि धर्मे च न मनो गृहकर्मसु । न गुरौ च भवे-

॥६-७॥ ते આ કુલટા પોતાના પતિને પ્રતિદિન તિરસ્કારે અને જાર પુરૂષને રમાડે. તે આ દુર્મતિ કલટા સ્વધર્મમાં નિષ્ઠાવાળા પણ પોતાના પતિને ઝેર જેવો જુવે અને કુરૂપપણ જારને કામદેવસમાન જુવે ભર્તાને દ્વેષને લીધે ક્રૂર દૃષ્ટિથી જુવે અને જારને તો રાગનેલીધે શુભ દૃષ્ટિથી જુવે. વળી ભર્તાને વિષ ચોપડેલી સોઇના મુખ જેવા કટાક્ષથી જુવે અને જારને તો અમૃતધારાથી સિંચેલા હોય ને શું ? એવા આનંદપરિપૂર્ણ કટાક્ષથી જુવે. આવી નારી તો નિશ્ચે સદા પાપપ્રકૃતિજ જાણવી ॥૮-૯॥ અભિનવ યૌવને સંપન્ન, દૃઢ અંગવાળો, વારેવારે ગ્રામ્ય ઉપભોગ આપવામાં કુશળ, વસ્ત્ર અલકારાદિકના ધારણથી સારા વેષવાળા પુરૂષમાત્રને ભાળીનેજ કામવિહ્વળ સકળ કરણવાળી થાય, કુલટાની સદા આજ પ્રકૃતિ હોય છે ॥૧૦॥ તે આ કુલટા સાસુ સસરો આદિકે તિરસ્કાર કરી થકીપણ અને પુત્રાદિકે રોકી રાખી થકીપણ ( પતિને તૃણનીપેઠે અનાદર કરીને ) જે કોઇપણ ઉપપતિને પામવા એકાંતમાં જાયજ. રાજાઓએ પણ એણીનો નિરોધ થઇ શકતોજ નથી ॥૧૧॥ કુલટા નારીને સ્વતઃ એક પ્રિય નથી, જારપણ કાર્યવશાત્ પ્રિય થાય છે. ( એકનીસાથે રસ ભોગવી લેતાં બીજો જાર અને તેની સાથે રસ ભોગવી લેતાં વળી બીજો જાર એમ સ્વાર્થવશાત્ પ્રિય થાયછે ) જેમ ગાઓ નવીન નવીન તૃણને ઇચ્છતી થકી વનથકી વનમાં વિચરેછે તેમ નવા નવા ભોગને ઇચ્છતીથકી પુરૂષથકી પુરૂષને પામેછે ॥૧૨॥ કુલટાઓનું મન

त्तस्या जारे स्निग्धं च चञ्चलम् ॥१३॥ स्वैरिण्योऽथ च कामिन्यः पुंश्चल्य इति भेदतः । प्रोक्ताः सन्ति पुराणेषु त्रिविधाः कुलटाः स्त्रियः ॥१४॥ सवर्णेषु रताः पुंसु स्वैरिण्यस्तत्र कीर्तिताः । असवर्णेष्वपि रताः सवर्णेषु तथाऽपराः ॥१५॥ सवर्णेष्वसवर्णेषु स्वसम्बन्धिषु पुंसु च । योषितो या रताः स्युस्ताः पुंश्चल्य इति कीर्तिताः ॥१६॥ कुलटास्त्रिविधा ह्येता देहान्ते यमयातनाः । आकल्पं प्राप्नुवन्त्येव नैवासामस्ति सद्गतिः ॥१७॥ पतिरेव व्रतं यस्याः सा तु प्रोक्ता पतिव्रता । प्राणेभ्योऽपि प्रियतरः पतिस्तस्या भवेद्ध्रुवम् ॥१८॥ देवदैत्यनरादिभ्यो यस्याः स्यादधिकः पतिः । सेवेत तं

જારોમા સ્નિગ્ધ રહેછે, કેવળ સ્નિગ્ધ એટલુંજ નહિ કિંતુ તેઓમાં પણ નવા નવાની વાંછાથી ચચળ રહેછે, માટેજ તેણીઓનું મન એકાદશ્યાદિ વ્રતાચરણમાં, કૃચ્છ્રાદિ તપશ્ચર્યામાં, દાનાદિ ધર્માચરણમાં, પિતાશ્વશુરાદિ ગુરૂજનોનાં શિક્ષાવચનાદિકમાં અને ખાંડવું દળવું જળ ભરવું વિગેરે ગૃહકાર્યમાં પ્રીતિવાળું નથીજ રહેતું ॥૧૩॥ તે કુલટા સ્ત્રિઓ સ્વૈરિણી કામિની પુશ્ચલી એવા ભેદથી પુરાણોમાં ત્રણ પ્રકારની કહી છે ॥૧૪॥ ( તેણીઓનાં લક્ષણો કહેછે–) તેમાં સમાનવર્ણના પુરૂષોવિષેજ કામભાવથી આસક્ત હોય તે **સ્વૈરિણી** કહીછે. અસવર્ણ તથા સવર્ણમાં પણ આસક્ત હોય તે **કામિની** કહીછે. સવર્ણમાં અસવર્ણમાં અને સંબન્ધિપુરૂષોમાં પણ આસક્ત હોય તે **પુંશ્ચલી** કહીછે ॥૧૫-૧૬॥ આ સર્વ કુલટા નારીઓ દેહને અતે નરકમાં પડીને કલ્પપર્યંત યમયાતનાઓને પામેછે. તેણીઓની સદ્ગતિનો અલ્પ પણ અવસર નથી ॥૧૭॥ ( જેણીઓના શુભ ચરિત્રના શ્રવણમાત્રથી સુકૃત થાય તે પતિવ્રતાઓનું આ લક્ષણ છે ) જે સ્ત્રીને પતિસેવાજ વ્રત હોય તે તો પતિવ્રતા કહીછે, જે પતિવ્રતાને પ્રાણોથકીપણ પતિ પ્રિયતર નિશ્ચે હોય છે. ( પતિના જીવનમાટે પ્રાણનો પણ પરિત્યાગ કરે ) ॥૧૮॥ મનુષ્યોમાં કે દેવોમાં કે દૈત્યોમાં કોઇપણ તેણીઓને પતિથકી અધિક નજ હોય. તે પતિવ્રતા પતિને સર્વેશ્વરબુદ્ધિથી નિષ્કપટપણે પ્રીતિથી સદાય સેવે ( ઇશ્વરને પણ ફળમાટે સેવનારા બહુ લોકો છે. આતો પતિનેજ ઇશ્વરદૃષ્ટિથી 'સેવાજ ફળ છે' એવી બુદ્ધિથી સેવે છે. તે આ ત્રૈવર્ગિક ફળાર્થીઓની પણ

सदा प्रीत्या निरुच्छन्नेश्वरवद्धि सा ॥१९॥ व्रतं दानं तपः पूजां जपहोमादिकं तु यत्। आज्ञयैव स्वभर्तुर्या कुर्यात्सा तु पतिव्रता ॥२०॥ पुत्रे यथैकपुत्राणां वैष्णवानां यथा हरौ । नेत्रे यथैकनेत्राणां तृषितानां यथा जले ॥२१॥ क्षुधितानां यथाऽन्ने च कामुकानां यथा स्त्रियाम्। यथा परस्वे चौराणां यथा जारे कुयोषिताम् ॥२२॥ विदुषां च यथाशास्त्रे वाणिज्ये वणिजां यथा। तथा शश्वन्मनः साध्व्याः स्वीये भवति भर्तरि ॥२३॥ पतिव्रतानां द्विजवर्य! धर्मान् स्त्रीणां वदाम्यादित एव तुभ्यम्। यानाश्रिता यान्ति हि सप्रियास्ताः सत्यास्तु लोकं सुरदर्शनीयम् ॥२४॥ इति श्रीमत्सञ्जिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे पञ्चमप्रकरणे धर्मोपदेशे सधवास्त्रीभेदलक्षणनिरूपणनामा त्रिंशोऽध्यायः ॥३०॥

અપેક્ષાએ ઉત્તમા છે) ॥૧૯॥ જે નારી વ્રત દાન તપ પૂજા જપ હોમ આદિક સર્વેનેપણ પતિની આજ્ઞાથીજ કરે પણ સ્વેચ્છાથી નહિ, તે આ તો પતિવ્રતા કહેવાય ॥૨૦॥ જેમ એકજ પુત્રવાળા જનોનુ પુત્રવિષેજ સર્વદા ગાઢ સ્નેહથી મન વિલીન રહેછે, જેમ વૈષ્ણવોનું વિષ્ણુવિષેજ અનન્ય ભક્તિથી મન વિલીન રહેછે, જેમ એકજ નેત્રવાળાઓનું મન એક નેત્રમા સકળાર્થપ્રકાશકપણે પરમાદરથી પ્રવિષ્ટ રહેછે, જેમ ક્ષુધાતુર તૃષાતુર જનોનુ અન્નજળમાં પ્રાણધારકપણાની ભાવનાથી મન દોડે છે, જેમ કામુકનરોનુ કામિનીમાજ મન પ્રેમાનુબદ્ધ રહેછે, જેમ ચોરોનું પરદ્રવ્યમાજ અલભ્યલાભદૃષ્ટિથી મન આસક્ત પામી રહેછે, જેમ વિષયવ્યાકુળ ચિત્તવાળી કામાન્ધ સ્ત્રીયોનું પરપુરુષમાજ મન નિરતર પ્રેમરસવ્યાકુળ રહેછે, જેમ પડિતોનું શાસ્ત્રમાજ મન રહ્યા કરેછે, જેમ વ્યાપારિઓનું વ્યાપારમાંજ ચિત્ત વળગ્યું રહેછે, તેમ જે નારીનું સર્વભાવથી પોતાના ભર્તામાજ મન નિરંતર બધાઈરહે તે પતિવ્રતા જાણવી ॥૨૧-૨૩॥ હે દ્વિજવર્ય ! હવે પતિવ્રતા નારીઓના ધર્મો તમને પ્રથમથીજ કહી સંભળાવું છુ જે ધર્મોને અનુસરેલી અબળાઓ ભર્તાની સાથે સકળસુરજનસેવનીય સતીલોકને પામેછે ॥૨૪॥ ઇતિ શ્રીસત્સંગિજીવને ..પંચમપ્રકરણે ધર્મોપદેશે સ્ત્રીધર્મેષુ સધવાસ્ત્રીભેદલક્ષણનિરૂપણનામા ત્રિંશોઽધ્યાયઃ ॥૩૦॥

श्रीनारायणमुनिरुवाच—नार्याः पतिव्रतायास्तु पतिरेवेश्वरो मतः । अतस्तमेव सेवेत भक्त्येश्वरमिवादरात् ॥१॥ प्रतिबुध्योपसि स्नात्वा सुसम्मृष्टपरिच्छदा । धौतवासाः शुचिर्नित्यं भर्तृसेवापरा भवेत् ॥२॥ स्नापयित्वा सुपूतेन वारिणा निर्मलेन च । तस्मै दत्त्वा धौतवस्त्रं तत्पादौ क्षालयेन्मुदा ॥३॥ आसने चासयित्वा तं तस्य भाले च चन्दनम् । दोष्णोश्च हृदये कृत्वा दद्यान्माल्यं गलेऽपि च ॥४॥ नमः कान्ताय मन्त्रेण भोगद्रव्यैः सुधोपमैः । सम्पूज्य भक्तितः कान्तं स्तुत्वा च प्रणमेन्मुदा ॥५॥ प्रकाशेऽन्नं विशोध्याथ शुचि-

## [1]અધ્યાય ૩૧ મો.

શ્રીનારાયણમુનિ કહેછે-હે બ્રહ્મન્ ! જે હેતુમાટે પતિવ્રતા નારીઓને તો પતિ જ ઇશ્વર માનેલો છે (ઇશ્વરની પેઠે સેવા કરનાં સમસ્ત શ્રેયને આપનારો છે) તે હેતુમાટે તેણીઓએ પતિજ ઇશ્વરબુદ્ધિથી આદરપૂર્વક સેવવો ॥૧॥ હવે પતિપરિચર્યાનો પ્રકાર કહેછે-પતિવ્રતા પ્રતિદિન પ્રાતઃકાળમાં જાગીને, પવિત્ર જળથી સ્નાન કરી, ધોએલા શુદ્ધ વસ્ત્રને ધારીને, અશુચિ સ્પર્શનો પરિહાર કરી, ગૃહોપકરણ પાકોપકરણ પૂજોપકરણ સર્વનું સંમાર્જન કરીને પછી પતિસેવામાં તત્પર થાય ॥૨॥ જાગેલા પતિને શુદ્ધ નિર્મળ જળવડે સ્નાન કરાવી તેમને ધોએલુ વસ્ત્ર પહેરવા આપીને તેમના પાદને ફરી આનંદથી પ્રક્ષાલન કરે ॥૩॥ પછી તેમને આસનમાં બેસારીને તેમના ભાલમાં હૃદયમાં અને બે હાથમાં ચંદનને સમર્પે અને ગળામાં પુષ્પહારોને સમર્પે. એરીતે ચદનાદિવડે સમર્ચીને 'नमः कान्ताय' આ મંત્રથી અમૃત જેવાં ભોગ્ય ભોગપદાર્થ દુગ્ધાદિવડે તે પતિને ભક્તિથી આરાધે. પૂજાને અંતે સ્તુતિ કરીને આનંદથી પ્રણામ કરે. આ પતિની પૂજાનો ક્રમ તે તે સમયમા પ્રાપ્ત થતાં નિત્ય કર્મોના અવિરોધથી જાણવો ॥૪-૫॥ અનંતર પતિવ્રતા પાકમાં ઉપયોગી અન્ન દાળ ચોખા આદિકને બહુ પ્રકાશવાળા પ્રદેશમાં રહીને કેશકીટાદિક વીણી કાઢી નાંખવાથી

[1] આ અધ્યાયમાં ભગવાને પતિવ્રતા વનિતાઓના ધર્મોનું નિરૂપણ કર્યુંછે

भूत्वा शुचिस्थले । सुसंस्कृतं पत्युरिष्टं पाकं कृत्वा तमाशयेत् ॥६॥ भुक्ते पत्यौ तु भुञ्जीत तिष्ठेत्तस्मिंश्च तिष्ठति । निद्रिते सति निद्रायाद्बुध्येताऽऽदौ पतिव्रता ॥७॥ अनलङ्कृतमात्मानं न पतिं दर्शयेत्कचित् । कार्यार्थं प्रोषिते पत्यौ भवेन्मण्डनवर्जिता ॥८॥ पत्युर्नाम न गृह्णीयात्तस्यायुष्यविवृद्धये । पुरुषान्तरनामापि न गृह्णीयात्कदाचन ॥९॥ आक्रुष्टापि च नाक्रोशेत्प्रसीदेत्ताडितापि च । चिरं द्वारि न तिष्ठेच्च नोच्चैर्भाषेत कर्हिचित् ॥१०॥ आहूता गृहकार्याणि त्यक्त्वाऽऽगच्छेच्च सत्वरम् । एषाऽस्म्याज्ञाप्यतां स्वामिन्निति ब्रूयाच्छनैर्वचः ॥११॥ हरिपूजोपकरणं पत्याऽनुक्तापि

सारीरीते शुद्ध करीने स्वयं शुद्ध थइने, छांणु आदिकवडे लींपेला शुद्ध स्थळ (रसोडामां)मां पतिने प्रिय सुसंस्कृत रसोइ बनावीने तेमने प्रीतिथी जमाडे ॥६॥ पतिव्रता पति जम्यापछी जमे. पति उभा रहेतां उभी रहे: (बेसे नहि) पति सुइ जतां सुइ जाय. पतिना जागवा पहेलां जागे ॥७॥ दृश्य वस्त्र विभूषणुविगेरेवडे नहि अलंकृत करेलो पोतानो देह पतिने कदापि प्रदर्शावे नहि. ( विकृत वेषथी पतिनी आगळ रहे नहि ) कार्यवशात् पति परदेशमां प्रयाणु करतां अलंकारोने धारे नहि ॥८॥ पतिनुं नाम कदापि उच्चारे नहि. अन्य नरनुं तेज नाम होय तो ते नामथी पणु पतिनो व्यवहार न करे. पतिना नामना निर्देशथी पतिनी आयुषनो क्षय थाय छे, मारे तेमना नामने नज उच्चारे ॥९॥ पतिए कदाचित् तिरस्कार करतां पणु पतिने तिरस्कारे नहि, किंतु मधुर भाषिणी थाय. पतिए प्रहार करतां पणु कोप करे नहि, किंतु मनमां प्रसन्नज रहे. पोताना गृहद्वारमध्ये बहुवेळा रहे नहि. उच्च स्वरथी कदापि बोले नहि ॥१०॥ भर्ताए बोलावतां भले गृहकार्यमां वळगेली होय तोपणु ते कार्यनो परित्याग करी सत्वर आवीने 'हे स्वामिन् ! आ हुं आपनी आगळ आवी उभीछुं, तो यथारुचि आज्ञा करो' एम सविनय मृदु वचन बोले ॥११॥ भगवत्पूजामां उपयोगी पुष्पादि पदार्थो पूजावसरे स्वयं न कह्या छतां पणु तैयार करी आपे. पूजामां जे जे उपयोगी गंध

साधयेत् । उपयुक्तं यदा यत्स्यात्तत्तदानीमुपाहरेत् ॥१२॥ सेवेत भर्तुरुच्छिष्टमिष्टमन्नं फलादि च । महाप्रसाद इत्युक्त्वा प्रतीच्छेत्पतिनाऽर्पितम् ॥१३॥ देवपित्रतिथिभ्यश्च गोभ्यो भिक्षुभ्य एव च । परिचारकवर्गेभ्यो नादत्वाऽद्यात्पतिव्रता ॥१४॥ ब्राह्मणान् दुर्बलानाथान् दीनान्धकृपणांस्तथा । यः कोऽपि क्षुधितस्तं च साध्वी साऽन्नेन पोषयेत् ॥१५॥ संयतोपस्करा हृष्टा दक्षा व्ययपराङ्मुखी । कुर्यात्पतिमनापृच्छ्य नोपवासव्रतादिकम् ॥१६॥ साचारा वर्जयेत्सा च समाजोत्सवदर्शनम् । न गच्छेत्तीर्थमेकैव

ધૂપદીપાદિ હોય તેને તેને તેતે સમયે લાવીને પતિની પાસે સ્થાપન કરે ॥૧૨॥ ભર્તાને જે ઇષ્ટ હોય તેજ અન્ન કે ફળાદિકને જમે. (પતિને જે પ્રિય હોય તેજ સ્વપ્રિય માને, બીજું સ્વતઃ નહિ) તેપણ પ્રથમ નહિ, કિંતુ પતિને જમતાં અવશેષ રહેલાનેજ, તે ઉચ્છિષ્ટને 'મહાપ્રસાદ' એવી બુદ્ધિથી સેવે. વળી તે પતિએ પ્રીતિથી આપેલું જે ફળાદિ તે પણ 'અહો આ મહાપ્રસાદ મને મળ્યો' એવી બુદ્ધિથી અભિમુખ થઇને ગ્રહણ કરે ॥૧૩॥ દેવો, પિત્રિઓ, અતિથિઓ, ગાયો અને ભિક્ષુઓને આપ્યા વિના તથા પરિચારકવર્ગોને આપ્યા વિના અન્નને પતિવ્રતા ન જમે ॥૧૪॥ બ્રાહ્મણો, દુર્બલો, અનાથો અકિંચન દીનો, ચક્ષુષાદિ કરણવિકળો અને કૃપણોને તથા ક્ષુધાપીડિત જે કોઇપણ જનને સાધ્વી સ્ત્રી અન્નથી પોષણ કરે. યદ્યપિ આ ગૃહસ્થસામાન્યધર્મ છે તથાપિ અન્નનું પીરસવું ગૃહિણીને આધીન હોવાથી સાધ્વીધર્મમાં જે પરિગણના કરી તે યુક્ત છે ॥૧૫॥ પતિવ્રતા નારી ગૃહનાં ઉપકરણોને વિભાગને અનુસારે સંસ્થાપનારી, (ખાંડણીઓ મુસળ સુપડું આદિકને ખાંડવાના સ્થાનમાં, એમ) સતત સંહૃષ્ટ સ્વભાવવાળી, ગૃહોચિત સમસ્ત કાર્યમાં કુશળ અને નિરર્થક અધિક વ્યય નહિ કરનારી થાય. પતિને પુછ્યા વિના (પતિની આજ્ઞા નહિ પામીને) ઉપવાસ વ્રતાદિને દૃષ્ટફળની અપેક્ષાથી કે અદૃષ્ટફળની અપેક્ષાથી ન કરે ॥૧૬॥ સાધ્વીસ્ત્રી સદા સદાચારપરાયણ થાય. સમાજસંપાદ્ય જે વૈવાહિક ઉત્સવ તેનું નિરીક્ષણ ન કરે. (સંબન્ધિગૃહોમાં) વિવાહવીક્ષણ માટે સ્વયં એકાકી ન

विवाहप्रेक्षणाय च ॥१७॥ रहस्येष्वपि कार्येषु पतिं नोत्थापयेत्कचित् । सुखसुप्तं सुखासीनं रममाणं यदृच्छया ॥१८॥ स्त्रीधर्मिणी त्रिरात्रं तु मुखं नैव प्रदर्शयेत् । स्ववाक्यं श्रावयेन्नैव यावन्न स्नानमाचरेत् ॥१९॥ सुस्नाता भर्तृवदनमीक्षेतान्यस्य न कचित् । अथवा मनसि ध्यात्वा पतिं भानुं विलोकयेत् ॥२०॥ हरिद्रां कुङ्कुमं चैव सिन्दूरं कज्जलं तथा । कूर्पासकं च ताम्बूलं मङ्गल्याभरणं शुभम् ॥२१॥ केशसंस्कारकवरीकरकर्णादिभूषणम् । भर्तुरायुष्यमिच्छन्ती दूरयेन्न पतिव्रता ॥२२॥ न रजक्या न हैतुक्या तथा श्रमणया न च । नच दुर्भगया नार्या सखीत्वं कचनाचरेत् ॥२३॥ न च विश्वास्य

---

જાય કિંતુ ગુરૂજનની સાથે જાય. તથા પુણ્યક્ષેત્રાદિ પ્રતિ પણ સ્વયં એકાકી ન જાય ॥૧૭॥ આવશ્યક રહસ્યકાર્ય હોય તોપણ સુખેથી સુઈ રહેલા, સુખેથી બેઠેલા, યદૃચ્છાથી ક્રીડા કરતા કાંતને કદાપિ એકદમ ઉઠાડે નહિ, કિંતુ અવસરની રાહ જોનારી થઇને એકાંતમાં નિવેદન કરે ॥૧૮॥ રજસ્વળાપણું પામતાં ત્રણ દિવસપર્યંત દૂર રહે, પોતાનું મુખ પતિને નજ પ્રદર્શાવે. તેમજ વાણી પણ નજ સંભળાવે. ( પતિના દૃષ્ટિમાર્ગમાં પોતાનું વદન જે રીતે ન પડે તેરીતે રહેવું અને પોતાનું વચન જેરીતે પતિના કર્ણમાર્ગમાં ન પડે તેમ વ્યવહાર કરવો ) ॥૧૯॥ અનંતર ચોથે દિવસે સારીરીતે સ્નાન કરતાં પતિના મુખનેજ જુવે, બીજા કોઇને કદાપિ નહિ. તેનો અવકાશ ન હોતાં મનથી ભર્તાનું સ્મરણ કરીને સૂર્યને જુવે ॥૨૦॥ હળદળ, કુંકુમ સિંદૂર, ( જે મુખની શોભા લાવનાર છે ) કાજળ, ( જે આંખ્યનું અલંકરણ છે ) તાંબૂળ, કાંચળી ચોળી, માંગલ્યાભરણ, ( જેને કંઠમાં ધારવાની કાળી કંઠી કહેછે ) હાથ કાન નાક પગ વિગેરે અંગમાં ધારવાનાં આભરણો, ( બલોયું કડાં લોળીયું વાળી ઝાંઝર સાંકળાં વિગેરે ) સુગન્ધિ તૈલથી કેશસંસ્કરણ, પુષ્પાદિ ઘાલવાપૂર્વક કેશબંધન, આ સર્વને ભર્તાની આયુષની અભિવૃદ્ધિ માટે પતિવ્રતા ધારણ કરે, તેને ક્યારેય પણ દૂર કરે નહિ ॥૨૧-૨૨॥ પતિવ્રતા નારી ધોબણ, હેતુવાદથી ધર્મકર્મમાં અશ્રદ્ધા ઉપજાવનારી, સંન્યાસણીના જેવાં ચિહ્નોને ધરનારી, દૌર્ભાગ્યવડે દગ્ધ વર્તતી, વિશ્વાસુ જનને

घातिन्या न प्रेक्षणिकया तथा । न तृतीयप्रकृत्या च नार्या सख्यं समाचरेत् ॥२४॥ न च पुंवेषधारिण्या नातिवार्ताप्रसक्तया । बहुगेहभ्रमणया स्त्रिया सख्यं न चाचरेत् ॥२५॥ न द्यूतादिव्यसनया मादकाशनया न च । न च पैशून्यपरया सख्यं कुर्यान्न वेश्यया ॥२६॥ न चण्डाया न शौण्डायाश्चौराया दुष्टचेतसः । चपलाया बहुभुजः स्त्रियाः सख्यं न चाचरेत् ॥२७॥ भर्तृविद्वेषिणीं नारीं न सम्भाषेत कर्हिचित् । नैकाकिनी कचिद्भूयान्नग्ना स्नायान्न च कचित् ॥२८॥ नोलूखले न मुसले न वर्धन्यां दृषद्यपि । न यन्त्रके न देहल्यां सती चोपविशेत्कचित् ॥२९॥ विना व्यवायसमयं प्रागल्भ्यं नाचरेत्कचित् । यत्रयत्र रुचिर्भर्तुस्तत्र प्रेमवती भवेत् ॥३०॥

ઠગનારી, બજાર આદિકમાં અહીંતહીં દૃષ્ટિ દેનારી અને વનિતાવેષને ધરનારા નપુંસક નર (હીજડો)ની સાથે સખીપણું કદાપિ નજ કરે ॥૨૩-૨૪॥ સ્વયં સ્ત્રી છતાં પુરૂષવેષને ધરનારી, બહુ વાર્તા કરવાના સ્વભાવવાળી, લોકોનાં બહુ ગૃહે વારેવારે ભટકનારી, દ્યૂતાદિવ્યસનસ્વભાવવાળી, પરનું ચાડીયાપણુંજ કરનારી અને ભાંગ ગાંજો આદિક માદક વસ્તુને ભક્ષણ કરનારી અને વેશ્યાની સાથે સખીપણુ નજ કરે. જે અત્યત કોપ કરનારી હોય, જે અબળાસ્વભાવને ઉલ્લઘન કરીને અતિભાષણ તિરસ્કારાદિકવડે પરપરાભવમાં પ્રગલ્ભ હોય, જે ચૌરકર્મ કરનારી હોય, જે પરદ્રોહાદિકના ચિંતનપર હોય, જે વિષયમાં ચપળ હોય, જે બહુ ખાવાના સ્વભાવવાળી હોય, આવી સ્ત્રિઓસાથે સખ્ય ક્યારેય પણ નજ કરે ॥૨૫-૨૭॥ પોતાના ભર્તાની સાથે વિશેષ દ્વેષ કરનારી નારીની સાથે કદાપિ બોલે નહિ. એકાકિની ક્યારેય પણ ક્યાંય રહે નહિ અને નગ્ન થઇને ક્યારેય સ્નાન કરે નહિ ॥૨૮॥ પતિવ્રતા નારી ખાંડણીયો મુસળ સાવરણી પાષાણખડ, ઉમરો અને યત્રાદિક (ચગડોળ વિગેરે) ઉપર કદાપિ બેસે નહિ ॥૨૯॥ સંભોગસમય સીવાય ભર્તાની આગળ સદાય લજ્જાશીલ રહે. કદાપિ નિર્લજ્જપણું ન કરે. જે જે કાર્યમાં પતિને પ્રીતિ હોય તેમાંજ પ્રીતિવાળી થાય, (પતિવ્રતાએ સર્વત્ર ભર્તાની પ્રીતિની પાછળ પ્રીતિ કરવી પણ સ્વત નહિ)

उच्चासनं न सेवेत न व्रजेत्परवेश्म च । न त्रपाकरवाक्यानि नापशब्दान् क्वचिद्वदेत् ॥३१॥ गुरूणां सन्निधौ वापि नोच्चैर्ब्रूयान्न वा हसेत् । नान्येन पुंसा भाषेत न स्पृशेत्पुरुषान्तरम् ॥३२॥ प्रव्राजकेन वणिजा भिषजा स्थविरेण च । यावत्प्रयोजनं कुर्याद्भाषणं व्यावहारिकम् ॥३३॥ बुद्धिपूर्वं न वीक्षेत पुरुषं पशुमप्यसौ । न कुर्यात्कलहं क्वापि नापवादं च कस्यचित् ॥३४॥ नार्याः स्वपतिरेवैकं दैवतं परमं स्मृतम् । पूजयेत्तमतो नित्यं नातिक्राम्येच्च तद्वचः ॥३५॥ क्लीबं वा दुरवस्थं वा व्याधितं वृद्धमेव वा । दुःशीलं दुर्भगं वापि पतिं सेवेत सर्वथा ॥३६॥ हृष्टा हृष्टे विषण्णा च विषण्णे स्वात्प्रिये सदा । एकरूपा भवेत्पत्युः सम्पत्सु च विपत्सु च ॥३७॥ सर्पिर्लवणतैला-

॥૮૦॥ ઉચ્ચ આસનમાં કદાપિ બેસે નહિ. પરઘેર નિષ્કારણ જાય નહિ. સાંભળનારાને લજ્જા ઉપજે એવાં તુચ્છ વચનોને બોલે નહિ. પરંતુ ભુંડુ જણાવનારા અપશબ્દોને કદાપિ ઉચ્ચારે નહિ ॥૩૧॥ સાસુ સસરો આદિક ગુરૂજનોની આગળ ઉચ્ચ સ્વરે બોલે નહિ તેમ ખડખડાટ હસે નહિ. પરપુરૂષ સાથે બોલે નહિ અને તેનો સ્પર્શ કરે નહિ. તેમાં સંન્યાસી વણિક્ (વ્યાપારી) વૈદ્ય અને વૃદ્ધની સાથે યાવત્પ્રયોજન બોલે. પ્રયોજન વિના ભાષણ તો તેમનેવિષે પણ ન કરે. તેમની સાથે ભાષણ અત્યાવશ્યક વ્યવહારમા ઉપયોગી થાય છે ॥૩૨-૩૩॥ આ પતિવ્રતા અશ્વાદિ પશુજાતીય પણ પુરૂષને બુદ્ધિપૂર્વક પેખે નહિ. કલહ કદાપિ કરે નહિ. કોઇ પણ જનને અપવાદ આપે નહિ ॥૩૪॥ નારીને પતિજ એક પરમ દૈવત અદ્વિતીય માન્યું છે, માટે તેને પ્રતિદિન પૂજે. તેમનું વચન ઉલંઘે નહિ ॥૩૫॥ ભલે પતિ નપુસક હોય કે દારિદ્રયદુ:ખી હોય કે રોગગ્રસ્ત હોય કે વૃદ્ધવયને લીધે શિથિલગાત્રવાળો હોય કે કલહકરણાદિ દુઃસ્વભાવવાળો હોય કે ભાગ્યહીન હોય તોપણ તેને સકળસદ્‌ગુણસંપન્નજ જેમ એમ માનીને સર્વ પ્રકારે સેવે ॥૩૬॥ પતિ પ્રહર્ષ પામતાં પોતે પતિવ્રતા પ્રહર્ષ પામે. તે ખેદાદિયુક્ત થતાં સ્વય ખેદ પામે. એરીતે સંપત્તિમા અને વિપત્તિમાં એકરૂપ હોઇને સ્વામીને સેવે ॥૩૭॥ પતિવ્રતા ઘૃત લવણ તૈલાદિ લાવવાનું વસ્તુ

दिक्षयेऽपि च पतिव्रता। पतिं नास्तीति न ब्रूयादायासेषु न योजयेत् ॥३८॥ वाह्यादायान्तमालोक्य शीघ्रोत्थानजलासनैः। ताम्बूलव्यजनाभ्यां च पादसंवाहनेन च ॥३९॥ मधुरैश्चाटुवचनैः खेदसंनोदनैः शुभैः। प्रीणयेत्स्वपतिं भक्त्या प्राञ्जलिर्विनयानता ॥४०॥ भर्ता देवो गुरुर्भर्ता धर्मतीर्थव्रतानि च। स एव सर्वथा तस्मान्नापमान्यः क्वचित्स्त्रिया ॥४१॥ देवो मनुष्यो गन्धर्वो युवा चापि स्वलङ्कृतः। द्रव्यवानभिरूपो वा ज्ञेयोऽन्यो विट्सम: पुमान् ॥४२॥ भर्ता सदानुयातव्यो देहवच्छायया यतः। भर्तुः सहचरी भूया इत्युद्वाहेऽब्रुवन् द्विजाः ॥४३॥ पत्युराज्ञां गृहीत्वैव नित्यान्नैमित्तिकांस्तथा। व्रतोपवासनियमान् कुर्यादेव पतिव्रता ॥४४॥ साध्वी

પતિના સમયને અનુસરીને સૂચવે. અવસર વિના 'આ નથી આ નથી આ નથી' એમ ન બોલે. પ્રયાસસાધ્ય કાર્યોમાં પતિને નિયોજે નહિ ॥૩૮॥ બાહ્ય પ્રદેશથકી ગૃહે આવતા પતિને પેખતાં એકદમ ઉઠી અભિમુખ જઇ, પાદપ્રક્ષાલન જળ લાવી તેથી તેમના પાદને પ્રક્ષાલીને, ઘરની અદર પ્રવેશતા તેમને મૃદુ આસનમા બેસારીને તાંબૂળ બીડી આપી, તેમના પરિશ્રમનું નિવારણ ચરણ ચાપવા પવન નાખવો વિગેરેવડે કરે. બે હાથ જોડીને પ્રણય વિનયવડે મૃદુળ, માટેજ મધુર, શ્રવણમાત્રથી સમસ્ત શ્રમને શમાવનારાં શુભ પ્રિય વચનોવડે પતિને પ્રસન્ન કરે ॥૩૯-૪૦॥ પતિવ્રતાને દેવ કહો કે ગુરૂ કહો કે ધર્મ કહો કે તીર્થો કહો કે વ્રતો કહો તે સર્વ ભર્તાજ છે (તેણે તેણે સાધ્ય જે સર્વ ફળ તે ભર્તાની સેવાથીજ સિદ્ધ થાય) માટે ક્યારેય તેનુ અપમાન કરવું નહિ ॥૪૧॥ પરપુરૂષ ભલે દેવજાતીય કે ગંધર્વજાતીય હોય કે યુવા હોય કે સમલકૃત હોય કે ધનસંપન્ન હોય કે સુરૂપ હોય, તથાપિ તે પરપુરૂષ પતિવ્રતાઓને નરકની પેઠે નિરીક્ષણીય નથી. અતિગર્હ્ય છે ॥૪૨॥ છાયા દેહનેજ જેમ એમ પતિવ્રતા પતિને સદા અનુસરે (ધર્મ અર્થ કામમાં પતિનેજ એક અધીન રહે) માટેજ સહચરી કહેવાય છે. તેથીજ 'ભર્તાની સહચરી થા' એમ બ્રાહ્મણો વિવાહકાળે ભણે છે ॥૪૩॥ પતિની આજ્ઞા વિના નિત્યનૈમિત્તિક વ્રતોપવાસાદિકને પતિવ્રતા ન કરે. આજ્ઞા

त्वेतेषु धर्मेषु यद्येकस्यापि कर्हिचित् । च्युतिर्भवेत्तर्हि कुर्यात्तत्प्रायश्चित्तमाशु च ॥४५॥ उपःप्रबोधमुख्येषु स्वव्रतेषु ह्यबुद्धितः। भङ्गेऽत्रैकैकमेवाथ पृथक्पृथगुपोषणम् ॥४६॥ ब्रह्मपञ्चमवक्त्रोत्थमपशब्दं-वदेद्यदि । वाग्दोषात्तर्हि सा नारी पादकृच्छ्रं व्रतं चरेत् ॥४७॥ इति सङ्क्षेपतो धर्मः सुवासिन्या मयोदितः । पतिव्रताधर्मवती नारी जगति दुर्लभा ॥४८॥ व्रतोपवासनियमान् पतिमुल्लङ्घ्य याऽऽचरेत् । आयुष्यं हरते भर्तुः सा मृता निरयं व्रजेत् ॥४९॥ दानोपवासपुण्यानि सुकृतान्यपि सर्वथा । निष्फलानि भवन्त्येव च्युतायाः पतिधर्मतः ॥५०॥ कर्मणा मनसा वाचा पतिं नातिचरेत्तु या । तस्याः पुण्यफलं प्रोक्तं नान्यस्या इति निश्चितम् ॥५१॥ अवाग्दुष्टाः शौचयुक्ता धृतिमत्यः शुभव्रताः । अयोनिदुष्टा नार्यो

ग्रहण करीनेज करे ॥४४॥ उक्त धर्मों मध्ये एकाशथी पण जो कदाचित् धर्मथकी अच्युति प्रमादथी थाय तो तेमां तेमां विहित प्रायश्चित्तने साध्वी स्त्री शीघ्र करे ॥४५॥ प्रातः उठवुं विगेरे जे स्वव्रतो पूर्वे कह्या तेनो अज्ञानथी भग थतां पृथक् पृथक् एक एक उपवास करवो, तेथी तेनी शुद्धि थाय ॥४६॥ नारी वाग्दोषनेलीधे ब्रह्माना पांचमा मुखथकी प्रादुर्भवेला, सर्व लोकोने लज्जा आवे एवा अपशब्दने जो प्रमादथी बोले तो पादकृच्छ्र व्रत करे ॥४७॥ हे विप्र ! आ प्रकारे में संक्षेपथी सुवासिनी सती स्त्रीना धर्मो निरूपण कर्या. आवा धर्ममां निष्ठावाळी पतिव्रता वनिता जगतमां दुर्लभ छे ॥४८॥ व्रतउपवासादि नियमोने जे नारी भर्तानी आज्ञाने उल्लंघीने करेछे ते ते धर्माचरणथी भर्तानी आयुषने हरे छे अने मरीने नरकने पामे (अर्थलाभ नहि, उलटी अनर्थप्राप्ति थाय) ॥४९॥ पूर्वोक्त पतिव्रताधर्मथकी भ्रष्ट थएली नारी सारीरीते करेलां पण दान उपवासादि पुण्योवडे फळने पामती नथी. ते सर्वथा निष्फळज थाय छे ॥५०॥ जेतो नारी कर्म मन वाणीथी पण पतिने उल्लघती नथी ते दान उपवासादि सकळ सुकृतना फळने पामे छे. बीजी नहि एवोज निश्चय छे ॥५१॥ जे नारीओ अयोनिदुष्टा (परपतिना संगरूप कायिक दोषे रहित) होय अने

हि धारयन्त्यखिलं जगत् ॥५२॥ योनिदुष्टस्त्रिया नास्ति प्रायश्चित्तं हतैव सा । वाग्दुष्टे विहितं सद्भिः प्रायश्चित्तं पुरातनैः ॥५३॥ कल्पान्तरसहस्रेषु न स्त्री सा लभते गतिम् । तिर्यग्योनिसहस्रेषु पच्यते योनिविप्लवात् ॥५४॥ यदि सा नाम मानुष्यं स्त्री लभेता सती तदा । चण्डालयोनौ दुर्मेधा जायते कुक्कराशना ॥५५॥ उक्ता प्रत्युत्तरं दद्याद्यारी क्रोधेन या पतिम् । सा शुनी जायते ग्रामे शृगाली निर्जने वने ॥५६॥ या भर्तारं परित्यज्य रहश्चरति दुर्मति । उलूकी सा भवेत् क्रूरा वृक्षकोटरशायिनी ॥५७॥ ताडिता ताडितु

અવાગદુષ્ટ (પરપતિની પ્રાપ્તિના ભાષણરૂપ વાચિક દોષે રહિત) હોય અને મહાધૈર્યવાળી (પરપતિની પ્રાપ્તિના સંકલ્પરૂપ માનસ દોષે પણ રહિત) હોય, માટેજ ત્રણ કરણની (મન વચન કાય) શુદ્ધિવાળી, સતત શુભચિંતનપર હોવાથી શુભવ્રતવાળી હોય છે, આવી પતિવ્રતા નારીઓએ આ સમગ્ર જગત્ ધારી રાખ્યુ છે ॥૫૨॥ જે વનિતા વાગદુષ્ટા–પરપુરૂષની સાથે કામમૂળક ભાષણરૂપ વાણીદોષને પામી હોય તેણીને તે દોષના પરિહારને કરનારૂ પ્રાયશ્ચિત્ત શાસ્ત્રોમા પુરાતન મુનિઓએ કહ્યુ છે જે તો નારી યોનિથી દુષ્ટ થઇ હોય–સાક્ષાત્ પરપુરૂષસંભોગને પામી હોય તેણીને પ્રાયશ્ચિત્તજ નથી, કે જેના આચરણથી તે દોષમાથી મુક્ત થઇને ફરી પાતિવ્રત્યને પામે ॥૫૩॥ યોનિદુષ્ટા નારી યોનિદુષ્ટતારૂપ મહાદોષને લીધે સહસ્ર કલ્પાતરેપણ પાપનુ ફળ અનુભવીને નષ્ટપાપવાળી થઇને સદ્ગતિને નહિજ પામશે (બહુકાળ અનુભવવાથી પણ એણીના પાપનો નાશ નજ થાય) કિંતુ વારવાર પશુપક્ષ્યાદિક યોનિમાજ જન્મને પામીને દુ ખાગ્નિથી રધાય છે ॥૫૪॥ અસતી તે યોનિદુષ્ટા નારી જો કદાચિત્ નામમાત્ર માનુષી યોનિને પામે તો શ્વાનભક્ષક ચાડાળ યોનિને પામે ॥૫૫॥ જે નારી પતિએ કાંઇ કાર્ય કહેતા ક્રોધથી પતિને પ્રત્યુત્તર આપે છે તે ગ્રામમા કુતરીના જન્મને પામે છે અથવા વિજન વનમા શિયાળના જન્મને પામેછે ॥૫૬॥ જે દુર્મતિ નારી પતિનો પરિત્યાગ કરીને એકાતમા સંકેતસ્થાને જાયછે તે ક્રૂર સ્વભાવવાળી નારી ઘુવડના જન્મને પામીને વૃક્ષના પોલકારમધ્યે રહેનારી

येच्छेत्सा व्याघ्री वृषदंशिका । कटाक्षयति याऽन्यं च केकराक्षी तु सा भवेत् ॥५८॥ या भर्तारं परित्यज्य मिष्टमश्नाति केवलम् । सा ग्रामे शूकरी स्याच्च वागुली वा स्वविड्भुजा ॥५९॥ या त्वंकृत्य पतिं ब्रूयान्मूका सा तु भवेत्किल । या सपत्नीं सदेर्ष्येच्च दुर्भगा सा पुनः पुनः ॥६०॥ दृष्टिं विलुप्य भर्तुर्या कञ्चिदीक्षेत कौतुकात् । काणा च दुर्मुखी वापि कुरूपा सा भवेद्भुवि ॥६१॥ शीलभङ्गेन दुर्वृत्ताः पातयन्ति कुलत्रयम् । पितुर्मातुस्तथा पत्युरिहामुत्र च दुःखिताः ॥६२॥ शीलभङ्गेन नारीणां भर्ता धर्मपरोऽपि हि । पतेद्दुःसार्जितात्स्वर्गाच्छीलं रक्ष्यं ततः स्त्रिया ॥६३॥ रक्षणीयं महायत्नादिदं सुकृतभाजनम् । वपुः परस्य तु स्पर्शात्सुखाभासात्म-

थाय છે ॥૫૭॥ જે નારી પતિએ પ્રહાર કરતા પતિને પ્રહાર કરવા પ્રવર્તે છે તે બીલાડી થાય અથવા વનમા વાઘણ થાય જે સ્ત્રી પરપુરૂપને કટાક્ષથી જુવેછે તે તો બીજા જન્મમા વાકાનેત્રવાળી (આડી) થાય ॥૫૮॥ જે નારી પતિનો પરિત્યાગ કરી સ્વય એકલીજ મિષ્ટ અન્નને જમે છે તે ગામમા ભુડણ થાય કિંવા પોતાની વિષ્ટા ખાનારી વાગોલ થાય ॥૫૯॥ જે નારી પતિને તિરસ્કાર કરતીથકી તુકારાથી બોલે તે અન્ય જન્મમા મુગી થાય જેતો નારી સપત્નીસાથે ઇર્ષ્યા રાખે તે વારે વારે (અનેક જન્મોમા) દુર્ભાગણી થાય ॥૬૦॥ જે નારી પાસેજ વર્તતા ભર્તાની દૃષ્ટિને ઠગાઇથી લોપીને (અન્યાસક્ત કરીને) કુતૂહળથી જારને જુવે છે તે ભૂમિમા કાણી કુરૂપા અને દુર્મુખા થાય છે ॥૬૧॥ દુરાચારી નારીઓ શીલભગથી કેવળ પોતાને નરકમા નાખે છે એટલુજ નહિ, કિંતુ પતિના કુળને પિતાના કુળને અને માતાના કુળને નરકમા નાખેછે અને આ લોક પરલોકમા બહુ દુ ખી થાય છે (આજ પોતાનુ પાતન જાણવુ) ॥૬૨॥ ધર્મપરાયણપણ ભર્તા ભાર્યાના શીલભગને લીધે મહાપ્રયાસવડે મેળવેલા સ્વર્ગથકી પણ પડી જાય છે. માટે સ્ત્રીએ પોતાનુ અને પતિનુ શીલવ્રતથી રક્ષણ કરનારી થવુ ॥૬૩॥ આ વપુ સુકૃતભાજન-સુકૃતપરિપાકથી મળનારૂ અને સુકૃતસપાદનનુ એક સાધન છે, તો અમૃતભાજનનીપેઠે રહેલુ આ સુકૃતભાજન શરીર પાપ

कान्त्रिया ॥६४॥ इह कीर्तिश्च विपुला स्वर्गे वासस्तथाऽक्षयः । पातिव्रत्यात् स्त्रिया लभ्यं सखीत्वं च श्रिया सह ॥६५॥ पतिश्चासौ यदि भवेद्विमुखो वासुदेवतः । महापातकदुष्टो वा तर्हि त्याज्यः स्त्रिया किल ॥६६॥ भगवन्तं भजेदेष यर्हि शुद्धयेच्च पातकात् । प्रायश्चित्तैस्तदा त्वेनं भजेत्पुनरिवेश्वरम् ॥६७॥ यावत्स्वलोमसङ्ख्याऽस्ति तावत्कोट्ययुतानि च । भर्त्रा स्वर्गसुखं भुङ्क्ते रममाणा पतिव्रता ॥६८॥ धन्या सा जननी लोके धन्योऽसौ जनकः पुनः । धन्यः स च पतिः श्रीमान् यस्य गेहे पतिव्रता ॥६९॥ पुण्यं यस्य

થકી મહાપ્રયત્નથી પરિરક્ષણ કરવું. જે પરપુરૂષનો સ્પર્શ છે તે વિષદૂષિત ચદનસ્પર્શસદૃશ છે. સુખાભાસમાત્ર તેથકી સ્વવપુની સ્ત્રીએ સંરક્ષા કરવી ॥૬૪॥ આરીતે શીળવ્રતના ભગમાં થતું દુખ અતિ ઉગ્ર કહ્યુંછે, શીળવ્રતના સંરક્ષણમાં તો તે સ્ત્રીને આ લોકમાં વિશાળ કીર્તિ અને પરલોકમાં અક્ષય સ્વર્ગભોગ મળે છે. કેવળ સ્વર્ગસુખ મળેછે એટલુંજ નહિ કિંતુ તેજ ધર્મબળથી લક્ષ્મીજીની સાથે સખીપણું મળેછે. એરીતે શીળભંગમાં મહાદોષ અને શીળસંરક્ષણમાં મહાગુણને વિચારીને સ્ત્રીએ શીળ રાખવું ॥૬૫॥ આ પતિ જો બ્રહ્મહત્યાદિ મહાપાપથી દૂષિત થયો હોય કિંવા વાસુદેવ ભગવાનમાં વિમુખ–વિદ્વેષી હોય તો તેનો સ્ત્રીયે ત્યાગ કરવો (તેનો સંસર્ગ ત્યાગ કરીને બ્રહ્મચર્યપર થાય) જ્યારે તે પતિ પ્રાયશ્ચિત્ત કરવાવડે તે પાતકથકી પરિશુદ્ધ થાય અને ભગવાનને અભિમુખ થાય ત્યારેતો તેને ફરીથી સર્વથા ઈશ્વરનીપેઠે સેવે ॥૬૬–૬૭॥ તે આ પાતિવ્રત્યધર્મપરા નારી જેટલી પોતાના વપુમાં રોમની સંખ્યા છે (સાડાત્રણ કરોડ) તેને દશ હજારે ગુણતાં જેટલાં વર્ષ થાય ત્યાપર્યંત સ્વર્ગલોકમા ભર્તાની સાથે રમતીથકી સુખને ભોગવેછે ॥૬૮॥ પતિવ્રતા નારીની જે જનની અને જે જનક છે તે બન્ને લોકમાં ધન્ય છે, જેના ઘરમાં પતિવ્રતા છે તે પતિ ધન્ય અને શ્રીમાન્ છે, આજ બીજી શ્રી છે. પોતપોતાના કુળનુ શ્રેય પમાડનાર હોવાથી પતિવ્રતાના જનનીઆદિ ત્રણેયપણ ધન્યભાગી થાય છે ॥૬૯॥ સ્વલ્પ સુકૃતથી પતિવ્રતાનો લાભ થતો નથી. જે પુરૂષને

भवेत्पुंस॰ शतजन्मसमर्जितम् । गृहे तस्य भवेन्नारी धर्मनिष्ठा पतिव्रता ॥७०॥ पितृवंश्या मातृवंश्या॰ पतिवंश्यास्त्रयस्त्रयः । पतिव्रताया पुण्येन स्वर्गसौख्यानि भुञ्जते ॥७१॥ अकार्यकारिणं वापि पतितं वापि निर्गुणम् । स्त्री पतिं तारयत्येव तथात्मानं पतिव्रता ॥७२॥ बिभ्यत्पतिव्रतास्पर्शं कुरुते भानुमानपि । सोमो गन्धवहश्चापि स्वपावित्र्याय नान्यथा ॥७३॥ पृथिव्यां यानि तीर्थानि तानि सन्ति सतीपदे । तेजश्च सर्वदेवानां तनौ तस्यास्तपस्विनाम् ॥७४॥ साध्वीपादरजोभिर्भूः पूता सद्यो हि जायते । नमस्कृत्य च तां पापी पापेभ्यो मुच्यते किल ॥७५॥ त्रैलोक्यं भस्मसात्कर्तुं क्षणेनैव पतिव्रता । स्वतेजसा समर्था स्यान्महापुण्यवती सदा

શતજન્મનુ સુકૃત સામટુ ઉદય પામે તે પુરૂષના ઘરમાજ ધર્મનિષ્ઠ પતિવ્રતા નારી હોય ॥૭૦॥ પિતાના વશમા ત્રણ પિતામહાદિક, માતાના વશમા ત્રણ માતામહાદિક, પતિના વશમા ત્રણ શ્વશુરાદિક, આટલા જનો પતિવ્રતાના પુણ્યને લીધે સ્વર્ગને પામીને સુખને અનુભવે છે ॥૭૧॥ પતિવ્રતા પોતાના પતિને વિદ્યાવિનયાદિ ગુણવર્જીતને પણ પાપાચારને પણ લોકનિંદિત દુરાચારે સપન્નને પણ પોતાના ગુણથી સ્વાત્માનેજ જેમ એમ તારેજ છે અને સ્વર્ગને પમાડેજ છે ॥૭૨॥ સૂર્ય સોમ અને પવન આ દેવતાઓ સ્વય સ્પર્શમા નિર્લેપ હોઇને નિ શકપણે સર્વનો સ્પર્શ કરતાથકા પણ પતિવ્રતાનો સ્પર્શ કરવામા ભીતભીત થઇ પોતે પવિત્ર થવાની ઇચ્છા થીજ સ્પર્શ કરેછે પણ બીજા દુષ્ટભાવથી સ્પર્શ કરી શકતા નથી ॥૭૩॥ પૃથ્વીઉપર જે ગગાઆદિક તીર્થો છે તે તે પતિવ્રતાના પાદતળમા રહ્યા છે (પગ મુકવાવડેજ તેનુ ગૃહ સર્વ તીર્થોના આશ્રયપણાને પામે છે) સમસ્ત દેવતાઓ તથા તપસ્વિઓનુ તેજ તેણીની તનુમા રહેલુ છે (તેમણે ન પરાભવ કરી શકાય એવા તેજે સપન્ન છે) ॥૭૪॥ વિવિધ પાપિજનોના સચરણથી દૂષિત એવી પણ પૃથ્વી (નગરી) પતિવ્રતાના ચરણરજવડે તત્ક્ષણ પવિત્ર થાય છે પતિવ્રતાને પ્રણામ કરીને તો પાપી પુરૂષપણ પાપ માથી તત્કાળ મુક્ત થાય છે ॥૭૫॥ સદા મહાપુણ્યશાલી પતિવ્રતા નારી

॥७६॥ पतिव्रता त्वरुन्धत्या सावित्र्या चानसूयया । शाण्डिल्याऽहल्यया सत्या द्रौपद्या शतरूपया ॥७७॥ मेनया च सुनीत्या च संज्ञया स्वाहया तथा । तुल्या लोपामुद्रयाऽस्ति विरला कापि भूतले ॥७८॥ गृहे गृहे सन्ति हि तत्र तत्र द्विजेन्द्र ! योपास्तु शुनीसमानाः । धन्यैव सा कापि सती सुरीभिः साश्चर्यवन्द्याङ्घ्रियुगापि मर्त्या ॥७९॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे पञ्चमप्रकरणे धर्मोपदेशे स्त्रीधर्मेषु पतिव्रताधर्मनिरूपणनामैकत्रिंशोऽध्यायः ॥३१॥

श्रीनारायणमुनिरुवाच—नार्यः पतिव्रताः प्रोक्ता यास्तास्तु त्रिविधा

પોતાના પાતિવ્રત્યપ્રતાપથી આખી ત્રિલોકીને પણ ક્ષણમાંજ ભસ્મસાત્ કરવા સમર્થ થાય છે ॥૭૬॥ પતિવ્રતા નારીતો અરૂંધતી, ( વસિષ્ઠમુનિની પત્ની ) સાવિત્રી, ( બ્રહ્માની ભાર્યા ) અનસૂયા, ( અત્રિમુનિની ભાર્યા ) શાંડિલી, ( તે નામની કોઈ નૈષ્ઠિકવ્રતમાં નિષ્ઠાવાળી તપસ્વિની ઋષિકુમારિકા ) અહલ્યા, ( ગૌતમમુનિની પત્ની ) સતી, ( દક્ષની પુત્રી શંભુપત્ની ) દ્રૌપદી, ( પાંડવોની પત્ની ) શતરૂપા, ( સ્વાયંભુવ મનુની ભાર્યા ) મેના, ( હિમાલયની પત્ની ) સુનીતિ, ( ઉત્તાનપાદ રાજાની પત્ની ) સંજ્ઞા, ( સૂર્યની પત્ની ) સ્વાહા, ( અગ્નિની પત્ની ) લોપામુદ્રા, ( અગસ્ત્યમુનિની પત્ની ) આ સર્વને તુલ્ય છે. આવી પતિવ્રતા લોકમાં વિરલા છે. ક્યારેક કોઈકજ સ્થળે મળેછે ॥૭૭-૭૮॥ હે દ્વિજેન્દ્ર ! કુતરીતુલ્ય સ્ત્રિયોતો સર્વ સ્થળે ગૃહે ગૃહે વર્તેજ છે. આવી તો ધન્ય છે—જે મનુષ્યજાતિમાં જન્મેલી પણ પતિવ્રતા સમસ્ત દેવાંગનાઓએ આશ્ચર્યથી વંદનીય ચરણયુગળવાળી કોઇ પણ છે ॥૭૯॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...પંચમપ્રકરણે ધર્મોપદેશે સ્ત્રીધર્મેષુ પતિવ્રતાધર્મનિરૂપણનામૈકત્રિંશોઽધ્યાયઃ ॥૩૧॥

## [1]અધ્યાય ૩૨ મો.

શ્રીનારાયણમુનિ કહેછે—હે બ્રહ્મન્ ! જે પતિવ્રતા નારીઓ પ્રથમ

[1] આ અધ્યાયમાં ભગવાને પતિવ્રતા સ્ત્રીઓનો ભેદ અને તેણીના ધર્મફળનું નિરૂપણ કર્યુંછે.

मताः । उत्तमा मध्यमाश्चैव कनिष्ठा इति भेदतः ॥१॥ कनिष्ठा तत्र पूर्वोक्तान्धर्मान्सर्वानुपाश्रिता । कामसौख्यं समीहेत सेवमाना पतिं ततः ॥२॥ शृङ्गाररसमिश्राभिर्हावभावोक्तियुक्तिभिः । कामयेत यथात्मानं पतिः कुर्यात्तथा च सा ॥३॥ परपुंसो रूपगुणान् दृष्ट्वा तत्र व्रजन्मनः । नियन्तुं शक्नुयान्नैव नियच्छेच्च वचो वपुः ॥४॥ मध्यमा त्वखिलान्धर्मान्प्रागुक्तान्पालयेत्सदा । पतिसेवापरा प्रीत्या देहपुष्टिमनिच्छती ॥५॥ स्वपत्युरधिकं चान्यं धनरूपवयोगुणैः । दृष्ट्वापि पुरुषं कायवाङ्मनोभिश्चलेन्न सा ॥६॥ देशकालक्रियासङ्गवैषम्ये दैवयोगतः । कचिज्जाते तु मनसा चलेद्वा पुरुषान्तरे ॥७॥ अन्यथा तु मनोऽप्यस्याः स्वप्नेऽपि पुरुषान्तरम् । कापि

કહી, તેતો ઉત્તમ મધ્યમ અને કનિષ્ઠ એવા ભેદથી ત્રણ પ્રકારની માની છે ॥૧॥ તેમાં કનિષ્ઠા તો પૂર્વોક્ત પતિશુશ્રૂષાદિ સમસ્ત ધર્મોને આશરીને પતિને સેવતી થકી તેથકી પોતે કામસુખને ઇચ્છે. ઉત્તમાનેતો પતિપ્રસન્નતાજ પુરૂષાર્થ છે પણ કામોપભોગ નહિ, આનેતો પતિથકી કામોપભોગ પુરૂષાર્થ છે, માટે 'કનિષ્ઠા' એમ કહેવાય છે ॥૨॥ કામભોગમાં પ્રીતિવાળી આ કનિષ્ઠા પોતાને પતિ જે રીતે કામે તેરીતે શૃંગારરસમિશ્રિત હાવભાવપૂર્વક વચનવિન્યાસોવડે પતિને રંજન કરે. ( હાવ ભાવ હેલા ઇત્યાદિક શૃંગારચેષ્ટાઓ અલંકારશાસ્ત્રમાં પ્રસિદ્ધ છે ) ॥૩॥ પરપુરૂષને રૂપલાવણ્યસંપન્ન જોઇને તેના રૂપલાવણ્યથી આકર્ષાએલા મનને નિયમમાં કરવા તે સમર્થ થતીજ નથી પરં વાણી તથા વપુને તેના સંગથી રોકી રાખેછે ॥૪॥ મધ્યમ પતિવ્રતા તો પૂર્વોક્ત પાતિવ્રત્ય ધર્મોને સદા આચરવાપૂર્વક પોતાના શરીરને ઘસીનાંખીને પણ પતિની પરિચર્યાને પ્રીતિથી કરતીથકી ધન રૂપ વય ગુણેકરીને પતિથકી અધિક એવા પરપુરૂષને પેખીનેપણ કાય વાણી મનથી તેમાં ચલાયમાન થાય નહિ. પરંતુ દેશ કાળ સંગાદિકની વિષમતામાં કદાચિત્ દૈવયોગે મન સંકલ્પમાત્રથી પુરૂષાંતરમાં ક્ષણમાત્ર ચલાયમાન થાય. (અનંતર પ્રતિબોધ પામતાં તેથકી પાછી વળી જાય) દેશાદિકની વિષમતા વિના તો પરમ ધૈર્યને પામેલી મધ્યમાનું મનપણ સ્વપ્નમાંપણ ક્યારેય

सङ्कल्पयेन्नैव प्रामायाः परमां धृतिम् ॥८॥ स्वतः कामसुखं नेच्छे-त्कचित्सा स्वपतेरपि । पतिना दीयमानं तु तदिच्छेद्धृष्टचेतसा ॥९॥ इत्युक्ता मध्यमा नारी प्रोच्यतेऽथोत्तमा शुभा । प्रागुक्तान्सा तु सेवेत धर्मान्सर्वानशेषतः ॥१०॥ स्वप युरधिकं चान्यं धनरूपवयो-गुणै । दृष्ट्वाऽपि पुरुषं कायवाङ्मनोभिश्चलेन्न वै ॥११॥ देशकालादि-वैषम्ये जातेऽपि मनसाऽपि सा । सङ्कल्पयेन्न पुरुष स्वपत्युरितरं कचित् ॥१२॥ सन्निपातादिरोगे वा कचिद्वा मादकाशने । अप्यस्या मानसं नैव भ्रान्तं स्यात्पुरुषान्तरे ॥१३॥ सेवमानाऽप्यसौ नारी पतिं कामसुखं स्वत. । नेच्छेत्तेन कचित्प्रीत्या दीयमानमपि ध्रुवम् ॥१४॥ पत्याऽऽग्रहेण दत्त चेदरुच्या तत्सुख भजेत् । भूरिजम्बी-

પણ પુરૂષાતરને સકલ્પેજ નહિ સ્વત અચચળ મનવાળી તે આ મધ્યમા પોતાના પતિથકી પણ સ્વત કામસુખને સ્પૃહે નહિ, કિંતુ ભર્તાએ આપેલા તે કામસુખને તો પ્રહૃષ્ટ ચિત્તથી ચાહે ॥૫-૯॥ આ પ્રકારે મધ્યમ પતિવ્રતાનુ નિરૂપણ કર્યું હવે શુભ ઉત્તમ પતિવ્રતાનુ નિરૂપણ કરૂછુ ઉત્તમ પતિવ્રતા તો પૂર્વોક્ત સર્વે ધર્મોને સમગ્રપણે સેવે ધન રૂપ વય ગુણેકરીને પોતાના પતિથકી અધિક અન્ય પુરૂષને બળાત્ પેખીને પણ કાય વાણી મનથી વિકારને નજ પામે દેશકાળાદિકની વિષમતામા પણ મનથીપણ પર પુરૂષને કદાપિ સકલ્પે નહિ ॥૧૦-૧૨॥ કદાચિત્ સન્નિપાતાદિ રોગ થાય કે કાઇક અજાણથી માદક વસ્તુનુ ભક્ષણ થઈ જાય તોપણ આ ઉત્તમ પતિવ્રતાનુ મન ભ્રાતિથી પણ પરપુરૂષને પામેજ નહિ ॥૧૩॥ પતિને પરા પ્રીતિથી સેવતીપણ આ ઉત્તમ પતિવ્રતા (જેમ) કદાચિત્ સ્વત કામસુખને ઇચ્છે નહિ (તેમ) પ્રીતિથી પતિએ કદાચિત્ આપવા માંડેલા પણ કામ સુખને ઇચ્છે નહિ ॥૧૪॥ કામાતુર પતિએ આગ્રહથી આપેલા કામસુખને ઘણા લીંબુ ચુસવાથી ખટાઈ ગએલા દાતવાળો પુરૂષ ચણાનેજ જેમ ચાવે એમ અરૂચિથી અનુભવે આ સ્થળે આટલુ જાણવુ—પશુસાધારણ સુખાભાસમાં એણીને વિદ્વેષ વર્તેછે, માટેજ પતિસાથે કામવિલાસપણ એણીને અપ્રિય લાગેછે, પતિના ધર્મ્ય આચારમા તો એણીને અપ્રીતિ નથી, કેમતો

राम्लदन्तो यथा चणकचर्वणम् ॥१५॥ स्वदेहमन्यदेहांश्च दैहिकं च सुखं ह्यसौ । विद्याद्वैराग्यतोऽसत्यं सत्यं च भगवत्सुखम् ॥१६॥ पतिश्चेत्कामसौख्यार्थमुद्वहेद्योपिदन्तरम् । हृष्टा स्यात्तर्हि तद्दास्यमपि पत्योदिताऽऽचरेत् ॥१७॥ एवंविधोत्तमा साध्वी दुर्लभा किल भूतले । देवा अपि न यां द्रष्टुं क्षमन्ते दुष्टचक्षुषा ॥१८॥ कनिष्ठा योदिता साध्वी सप्तभिर्जन्मभिस्तु सा । स्वधर्मनिष्ठा सत्येव मध्यमात्वं प्रपद्यते ॥१९॥ सप्तभिर्जन्मभिः सा च भवत्येवोत्तमा सती । अथैतासां मृते पत्यौ या गतिः सा निगद्यते ॥२०॥ तत्रोत्तमा तु प्रागेव स्वपत्युर्मरणात्स्वयम् । विद्यादस्मिन्दिने चास्मिन्मुहूर्तेऽसौ मरिष्यति ॥२१॥ प्राक्तनानि स्वजन्मानि पत्युर्जन्मानि चाप्यसौ ।

धर्मभाटेज दारसंग्रह करोछे पण भोगमाटे नहि ॥१५॥ आ उत्तम पतिव्रता स्वदेह परदेह अने दैहिकसुखने तेमां रहेला दोषोना अनुदर्शनथी तेमां उपजेला वैराग्यथी असत्य जाणे-परिणामे दुःखैकमूळ होवाथी तेमनी सुखरूपता असत्यज छे एम जाणे. भगवाननाज सुखने एक सत्य समजे आनंदमय परमात्माना अनुभवमा सुखरूपता अकृत्रिम अने नित्य छे एम जाणे ॥१६॥ जो पति कामातुर थता कामोपभोगमाटे बीजी स्त्रीने परणे तो स्वय प्रहर्ष पामे अने पति जे ते सपत्नीना दास्यमां प्रेरे तो तो तेणीनुं दास्यपण प्रीतिथी करे ॥१७॥ आवी उत्तम पतिव्रता वनिता भूतळमां निश्चे दुर्लभ छे. ईन्द्रादि देवोपण जेणीने कामदूषित दृष्टिथी देखवापण समर्थ थता नथी ॥१८॥ जे कनिष्ठ पतिव्रता कही ते सात जन्मे करीने पतिपरिचर्यापरायण स्वधर्मनिष्ठ थइनेज मध्यम पतिव्रताभावने पामेछे. ते मध्यम पतिव्रता सात जन्मे करीने स्वधर्मनिष्ठ थई उत्तम पतिव्रताभावने पामेछे. हवे पतिव्रता मरण पामतां आ त्रिविध पतिव्रताओनी जे गति छे ते कहुंछुं ॥१९-२०॥ तेमां उत्तम पतिव्रतातो पतिना मरण पहेलांज 'आ मारो पति आ दिवसे आ मुहूर्तमां मरशे' एम पतिना मरणसमयने स्वय जाणे पूर्वना सात के तेथी अधिक पोताना जन्म अने पतिनां पण पूर्वनां सात के तेथी अधिक जन्मोने पण

यथापूर्वं विजानाति सत्त्वाप्यधिकानि वा॥२२॥ विवर्धमानसत्याङ्गी मरणाह्नि तदात्मताम् । पत्या प्राप्य वपुर्भानरहिता जायते ध्रुवम् ॥२३॥ चिताप्रवेशे तद्देहाज्जीव. प्रागेव गच्छति । देवलोकं तत अग्निर्दहत्यस्या. कलेवरम् ॥२४॥ अतो दाहव्यथा तस्या जायते नैव किञ्चन। नात्मघातस्य दोषोऽपि तस्या भवति निश्चितम् ॥२५॥ मध्यमा मरणाह्नयेव साध्वी प्राग्जन्म चात्मन । पत्युश्चैक हि

યથાપૂર્વ જાણેછે ॥૨૧-૨૨॥ પ્રવૃદ્ધિ પામ્યુ છે સત્ય પાતિવ્રત્યધર્મરૂપ જેમા એવા અગોએ યુક્ત ( પ્રતિક્ષણ પ્રવૃદ્ધિ પામતા સમુદ્ભૂત પાતિવ્રત્યસુકૃતથી પરિપૂર્ણ અગવાળી ) એવી આ ઉત્તમ પતિવ્રતા પતિના મરણદિવસે પતિની સાથે તદાત્મતા—તદેકાત્મભાવનાને ('આ મારો પતિ છે અને આ હુ એની પત્ની છુ' એવા ભેદને ટાળીને 'તેજ હુ છુ' એવા અભેદ અધ્યવસાયને અતિ દૃઢ પામેલી ) પામતા પોતાના શરીરના ભાને રહિત થઈ જાય છે ॥૨૩॥ ચિતા પ્રવેશસમયેજ તેજ તાદાત્મ્યભાવનાના ઉત્કર્ષથી દાહ પહેલાજ પ્રાણ તેણીના દેહથકી પોતેજ પ.વ થએલુ ફળ ડીંટાથકીજ જેમ એમ અનાયાસથી નીકળી જાય છે અનંતર તે જીવ સતીના લોકને પામેછે તે પછી આ ઉત્તમ પતિવ્રતાના કલેવરને અગ્નિ બાળે છે ॥૨૪॥ આ હેતુથી તેણીને દાહ કૃત વ્યથાનો પ્રસગજ કિંચિત્ પણ નથી માટેજ આત્મઘાતદોષશકાનો પ્રસગપણ તેણીના વિષયમા આવતો નથી ( યદ્યપિ જે અનુગમન છે ( સતી થવુ ) તે આત્મઘાત નથી, કેમ તો તેથી પ્રત્યવાય લાગતો નથી તેનો ધર્મપણે આદેશ કર્યો છે, માટેજ મિતાક્ષરામા શ્યેનથકી વિષમપણ અનુગમનમા ઉપપાદન કર્યુ છે અથાપિ ધર્મસ્વરૂપને નહિ જાણનારાઓ તો આશકા કરે કે—અનુગમનને ધર્મ કેમ કહી શકાય ? આતો આત્મ ઘાતજ કહેવાય, તો એણીએ સુકૃતમિષથી પાપજ કર્યુ ગણાય, આવી શકાનો પણ આમા અવસર નથી અથવા વિધિના સસ્પર્શવાળા શ્યેનથકી વિષમ એવાપણ આ અનુગમનમા સ્વર્ગસપાદક એવાપણ જ્યોતિષ્ટોમાદિ કર્માજ જેમ એમ સ્વલ્પ પ્રત્યવાય પ્રાણુત્યાગકૃત લાગેજ, તે દોષનો આમા અવસર નથી, એમ કાપિલનયથી અર્થ સમજવો ) ॥૨૫॥ મધ્યમા સાધ્વી

जानाति पत्या तादात्म्यमेति सा ॥२६॥ दाहव्यथां चितायां सा प्राप्तशौर्या स्वधैर्यतः । अविक्लवैव सहते रणे शूर इवाचला ॥२७॥ कनिष्ठा तु न जानाति प्राग्जन्म स्वधवात्मनोः । चिताप्रवेशं कुरुते केवलं लोकलज्जया ॥२८॥ कामेन व्याकुलत्वात्तु पैत्रश्वाशुर्यवंशयोः । लाञ्छनं व्यभिचारेण भवेदिति भयेन वा ॥२९॥ वैधव्यधर्माचरणदुष्करत्वेन वा तथा । सत्पुत्रादेरभावेन स्वत्रातुर्याति सा चिताम् ॥३०॥ चितायां दह्यते सा च व्याकुला धर्मचारिणी । एताः श्रीरुद्रयुक्तायाः सत्या लोकं व्रजन्ति हि ॥३१॥ तत्रोत्तमोत्तमं

તો પતિના મરણદિનેજ પતિના અને પોતાના પૂર્વ જન્મ એકનેજ જાણેછે અધિક પૂર્વ જન્મને જાણતી નથી. અનંતર પતિના મરણસમયે તેની સાથે તાદાત્મ્યને પામેછે-જેમ અહીં પતિ ઉભો રહેતાં ઉભી રહુંછું, તે બેસતાં બેસુંછું, તે પ્રહર્ષ પામતાં પ્રહર્ષ પામું છું, તે ખિન્ન થતાં ખિન્ન થઉંછું, તેમ પરલોકમાં જતા તેની પાછળ જઇશ, સ્વર્ગમાં પણ એમજ તદેકસ્વભાવવાળી થઇશ, એમ તદેકસ્વભાવતાઅધ્યવસાયને સુદૃઢ પામે છે. તેજ દૃઢાધ્યવસાયથી શૌર્યાવેશ પામતાં ચિતામાં દાહવ્યથાને રણમાં શૂરજન શસ્ત્રાદિકના પ્રહારનેજ જેમ એમ નથીજ ગણતી. પરં ધૈર્યગુણથી દેહદાહજન્ય વિકળતાએ વર્જીત, માટેજ ચિતામાં નિશ્ચળપણે રહીનેજ તે દાહવ્યથાને સહન કરે છે ॥૨૬-૨૭॥ કનિષ્ઠા પતિવ્રતા તો પોતાના કે પતિના પૂર્વજન્મને નથીજ જાણતી. 'સતી ન થવામાં લોકો પરિહાસ કરે, તે આપણા કુળને સમુચિત નથી' એવી કેવળ લોકલાજને લીધે અથવા કામનું પરાક્રમ દુર્લંઘ્ય હોવાથી પ્રમાદથી ચારિત્ર્યનો લોપ થતાં પિતાનું તથા પતિનું કુળ કદાચિત્ કલંકિત મારેલીધે થાય એવા ભયને લીધે અથવા વૈધવ્યધર્મનું આચરણ દુષ્કર છે એવા હેતુને લીધે તથા આપત્તિમાં રક્ષક સત્પુત્રાદિકના અભાવને લીધે પતિની ચિતામાં પ્રવેશ કરેછે. ધર્મચારિણી પણ આ કનિષ્ઠ પતિવ્રતા ચિતાગ્નિથી બળતાં વ્યાકુળ થાયછેજ. આ ત્રિવિધ પતિવ્રતાઓ પાતિવ્રત્યધર્મથી અને અનુગમનસુકૃતથી શ્રીરૂદ્રે યુક્ત એવી પાર્વતીના લોકને પામેછે ॥૨૮-૩૧॥ તેમાં ઉત્તમ પતિવ્રતા ઉત્તમ

सौख्यं मध्यमं मध्यमा तथा । कनिष्ठं तु कनिष्ठा वै भुङ्क्ते सौख्यं सभर्तृका ॥३२॥ पतिव्रतासु प्रोक्तासु ह्येतासु त्रिविधास्वपि । यासामग्निप्रवेशस्य निषेधोऽस्ति वदामि ताः ॥३३॥ भगवद्भक्तियुक्ता च ज्ञानयुक्ता विरागयुक् । शक्ता च ब्रह्मचर्यादिविधवाधर्मपालने ॥३४॥ मुमुक्षुर्वीरसूश्चैव बालापत्या च गर्भिणी । अग्निप्रवेशो नैताभिः कार्यः सेव्यो हरिः सदा ॥३५॥ पतिव्रताया धर्मोऽपि द्विविधः परिकीर्त्यते । केवलो नवधाभक्त्या वासुदेवस्य चान्वितः ॥३६॥ तत्राद्यस्य फलं प्रोक्तं सतीलोकाप्तिलक्षणम् । द्वितीयस्य फलं ज्ञेयं गोलोकप्राप्तिरुत्तमम् ॥३७॥ लक्ष्मीतुल्यं सुखं तत्र प्राप्नोत्यनु-

સુખને ભર્તાસાથે ત્યા ભોગવે છે. મધ્યમા મધ્યમ સુખને અને કનિષ્ઠા કનિષ્ઠ સુખને ભર્તાસાથે ત્યા ભોગવેછે ॥૩૨॥ ઉક્ત આ ત્રિવિધ પતિવ્રતાઓમા જેણીઓને અગ્નિપ્રવેશ (સતી થવાનો)નો પ્રતિષેધ છે તેને કહુંછું ॥૩૩॥ નિ.શ્રેયસમાટે પ્રધાન સાધન પર્વભૂત ચાર છે—તત્ત્વજ્ઞાન, વૈરાગ્ય, સ્વધર્મ અને ભક્તિ તે આ ચાર ઉત્તરોત્તર નિ શ્રેયસને માટે અંતરંગ સાધન છે, આત્મા પરમાત્માનુ વિજ્ઞાન, વિષયોમાં વૈરાગ્ય, અષ્ટવિધ બ્રહ્મચર્યાદિરૂપ વિધવાધર્મના આચરણનું સામર્થ્ય અને ભગવાનમાં ભક્તિ આ ચાર કે આમાથી એક જેણીવિષે વર્તતું હોય, જેણીને તો ઉક્ત સાધનની સિદ્ધિ ન હોય તથાપિ મુમુક્ષામાત્ર હોય, જે વીરને પ્રસવનારી હોય, જે બાળપ્રજાવાળી હોય અને જે ગર્ભિણી હોય તે આ સ્ત્રિયોએ અગ્નિપ્રવેશ નજ કરવો. પરં વૈધવ્યધર્મનું રૂડીરીતે સંરક્ષણ કરવાપૂર્વક પરમાત્માની સર્વ પ્રકારે સેવા કરવી ॥૩૪-૩૫॥ પતિવ્રતાનો ધર્મપણ કેવળ (ભગવાનની નવધા ભક્તિએ વર્જીત) અને નવધા ભગવદ્ભક્તિએ સહિત, એમ બે પ્રકારનો કહ્યો છે ॥૩૬॥ તેમા કેવળ પતિવ્રતાધર્મનું સતીલોકમાત્રની પ્રાપ્તિરૂપ ફળ કહ્યું છે. બીજા ભક્તિસહિત પતિવ્રતાધર્મનુ ગોલોકપ્રાપ્તિરૂપ ઉત્તમ ફળ કહ્યુ છે ॥૩૭॥ તે ગોલોકમાં લક્ષ્મીજીને જે સુખ છે તેને સમાન અનુપમ સુખને સતી પામે છે. તેણીનો ભર્તામાં ત્યા પ્રભુના પાર્ષદપ્રવરકોટિમા થઇને તેના દાસ્યસુખને ઉત્તમને અનુભવે છે. (અત્રે પણ ભગવત્સુખને-

पमं सती । तद्वर्तापि भवेत्तत्र पार्षदप्रवरः प्रभोः ॥३८॥ पतिव्रतासु या धर्मवंश्यविप्रस्त्रियो द्विज ! । स्त्रीगुर्व्यः स्युश्च तासां तु धर्माः सामान्यतस्त्विमे ॥३९॥ विशेषधर्मस्तासां च कृष्णायानर्पितं तु यत् । तत्किञ्चिदपि नैवाऽऽद्यं प्रसवाद्यापदं विना ॥४०॥ स्वसम्बन्धीतरनरस्पर्शभाषेक्षणादि च । न कार्यमिति तासां च विशेषो धर्म ईर्यताम् ॥४१॥ इति ते कथिता मया वृषाः सधवानामिह योषितां द्विज ! । सहिताः स्वफलैरथ ब्रुवे विधवानामपि तानशेषतः ॥४२॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे पञ्चमप्रकरणे धर्मोपदेशे स्त्रीधर्मेषु पतिव्रताभेदतद्धर्मफलनिरूपणनामा द्वात्रिंशोऽध्याय ॥३२॥

श्रीनारायणमुनिरुवाच—विधवाकबरीबन्धो भर्तृबन्धाय जायते ।

---

પામે છે, તેમને પરસ્પર દાંપત્યભાવ નિવૃત્ત થાય છે ) ॥૩૮॥ હે દ્વિજ ! પતિવ્રતાઓ મધ્યે જે સ્ત્રિયોના ગુરૂપદમાં રહેલી ધર્મવંશીય વિપ્રસ્ત્રિયો હોય તેમણે પણ પૂર્વોક્ત પતિવ્રતાધર્મ સાધારણપણે પાળનીય છે વિશેષધર્મ તો આ છે-જે વસ્તુ ભગવાનને નહિ નિવેદન કરેલું હોય તે કિંચિત્ પણ પ્રસવાદિ વિપદા વિના તેણીઓએ નજ જમવું (યત્કિંચિત્ ભગવાનને અર્પણ કરેલુંજ પતિએ જમતાં અવશેષ રહેલુંજ જમવું ) પોતાના સમીપ સંબન્ધી થકી ઇતર નરોનો સ્પર્શ સંભાષણ દર્શનાદિ કદાપિ તેણીઓએ નજ કરવું આ રીતે તેમનો વિશેષધર્મ જાણવો ॥૩૯-૪૧॥ હે દ્વિજ ! આ રીતે મેં સધવા સ્ત્રિયોના ધર્મો તેના ફળે સહિત વિસ્તારથી તમને કહ્યા હવે વિધવા વનિતાઓના પણ ધર્મોને સમગ્રપણે કહુંછું ॥૪૨॥ ઇતિ શ્રીસત્સંગિજીવને . પંચમપ્રકરણે ધર્મોપદેશે સ્ત્રીધર્મેષુ પતિવ્રતાભેદ-તદ્ધર્મ-ફળનિરૂપણનામા દ્વાત્રિંશોઽધ્યાયઃ ॥૩૨॥

## [1]અધ્યાય ૩૩ મો.

શ્રીનારાયણમુનિ કહેછે—હે દ્વિજ ! વિધવાએ મસ્તકે ધારેલો કબરીનો બંધ ( કેશપાશ ) તેણીના ભર્તાના સદ્ગતિમાં બંધનમાટે કે અસદ્ગ

---

૧ આ અધ્યાયમાં ભગવાને વિધવાસ્ત્રીયોના સમગ્ર ધર્મોનું નિરૂપણ કર્યું છે

शिरसो वपन तस्मात्कार्यं विधवया द्विज ! ॥१॥ रक्षेत्केशान्यदि तदा जटातुल्यानसंस्कृतान् । रक्षेत्तन्मुण्डन कार्यं तीर्थे वा शुभ पर्वणि ॥२॥ एकाहार सदा कुर्याद्दिनान्ते सा त्वनापदि । सङ्ग न धर्महीनानां सा कुर्याद्योपितामपि ॥३॥ पर्यङ्के न स्वपेन्नारी रोगाद्या पदमन्तरा । नग्ना स्नान न कुर्याच्च त्यजेत्क्रोध तु दूरत ॥४॥ तैला भ्यङ्ग न कुर्वीत विधवाऽनापदि क्वचित् । गन्धद्रव्यस्य सम्भोगो नैव कार्यस्तया तथा ॥५॥ नाधिरोहेदनड्वाह प्राणै कण्ठगतैरपि । मादक भक्षयेन्नैव न ताम्बूल च कर्हिचित् ॥६॥ न चातिभोजनं कुर्याच्छरीरे धातुवर्धकम् । नीत्यश्नीयात्पय सर्पिर्विनाऽऽपदमसौ

तिमा બંધન માટે થાય છે માટે તેણીએ મસ્તકકેશનુ મુડન કરાવવુ ॥१॥ જો મસ્તકે કેશોને રાખે તો તેને તૈલાદિસસ્કારે રહિત, માટેજ જટાતુલ્ય એવાને રાખે (કેશ હોયતો તેનો સસ્કાર અવશ્ય કરવો પડે, તેનો તો નિષેધ કરેલો હોવાથી વપનજ શ્રેષ્ઠ છે) જો ધારે તો અસસ્કૃતનેજ ધારે તીર્થમા કે શુભપર્વમા તે કેશોનુ મુડન કરાવવુ ॥२॥ વિધવા પ્રતિદિન દિવસને અતે એકાહારજ કરે રોગાદિ આપદામા તો યથાનુકૂળ કરે ધર્મહીન સ્ત્રિયોના પણ સગને નજ કરે—યદ્યપિ સ્ત્રિયો છે, તેમનો સગ પુરૂષોના સગની પેઠે પરિહાર્ય નથી, તથાપિ તે સ્ત્રિયો જો ધર્મરહિત હોય તો તેણીઓના સગને નજ કરે ॥३॥ વિધવા સ્ત્રી ખાટલામા નજ સુવે, રોગાદિ આપદામાતો પર્યંકમા શયન દોષમાટે નથી નગ્ન થઇને સ્નાન ન કરે (સામાન્યત પ્રાપ્ત થતા પણ આ પ્રતિષેધનુ ફરી જે અહીં વિધાન છે તે વિધવાને અધિક પાપ જણાવા માટે છે) કદાપિ ક્રોધને તો દૂરથીજ ત્યાગ કરે ॥४॥ વિધવા રોગાદિ વિપદા વિના તૈલાભ્યગને નજ કરે (રોગાદિ આપત્તિમા રોગનિવારકપણે તો તે દોષ માટે નથી) તથા વિધવાએ ગધદ્રવ્ય જે ચદનતૈલ એલાયચીતૈલાદિક તેનો તો ઉપયોગ સુઘવુ વિગેરેરૂપ નજ કરવો ॥५॥ કઠે પ્રાણ આવી જાય એવી આપત્તિમા પણ વૃષભ ઉપર ચડી બેસે નહિ માદક ભાગ આદિકને નજ ભક્ષણ કરે (આ અહીં અધિક પાપ

१ 'नैवाश्नीयात्' इति पाठान्तरम् ।

क्वचित् ॥७॥ मिष्टान्नं नातिभुञ्जीत नाद्यादुत्तेजकं तथा । न दध्याद्दिव्यवसनं नच कौसुम्भमंशुकम् ॥८॥ पुष्पस्रजं चन्दनं च शङ्खान् सिन्दूरमञ्जनम् । न दध्याद्धात्वलङ्कारान् धातुयुक्तं च नाम्बरम् ॥९॥ हरेः प्रासादिकमपि सौभाग्यद्रव्यचन्दनम् । अङ्गेष्वैव गले दध्यान्न त्वङ्गेष्वलिकादिपु ॥१०॥ तथा प्रासादिकमपि हरेः पुष्पस्रगादि सा । कण्ठादौ धारयेन्नैव भक्त्याऽऽघ्राय विसर्जयेत्

જણાના કહ્યુ છે ) તાબૂલને કદાપિ ન ભક્ષણ કરે ॥૬॥ વિધવા અતિભો જનપણ ન કરે-શરીરધારણમાત્રપર્યાપ્ત અન્નને જમે ધાતુવર્ધક દુગ્ધ ઘૃતને નજ જમે રોગાદિ આપદામા તો રોગપ્રશમનપર્યાપ્ત દુગ્ધ ઘૃતને જો જમે તો એમા દોષ નથી 'नाल्पश्नीयात्' એવો પાઠ હોય તો શરીરધારણમાત્ર માટે અનુજ્ઞા કરેલા અન્નમા દુગ્ધને કે ઘૃતને અતિઅલ્પ જમે, તેનુ અધિક સેવન કરવાથી ધાતુની વૃદ્ધિ થાય છે, રોગાદિ આપદામા તો પર્યાપ્ત જમે ॥૭॥ 'न चातिभोजन कुर्वात्' આ વચનથીજ 'मिष्टान्न नाति भुञ्जीत' આ અર્થ પ્રાપ્ત થાયછેજ 'રસના જીતવી' આ અર્થવિશેષને જણાવામાટે 'मिष्टान्न नातिभुञ्जीत' એમ ફરીથી વિશેષપણે પ્રતિષેધ કરેછે ઘી ગોળ આદિકથી મિશ્રિત લડુકાદિ મિષ્ટાન્ન જે રસનાપ્રલોભક છે તેને અતિશય જમે નહિ જો હઠાત્ તેનુ આવી પડે અને બીજુ અન્ન ન મળે તો તેનેપણ અલ્પ જમે પણ રસાસ્વાદપરવશતાથી અતિશય જમે નહિ તથા લવીંગ એલાયચી જાયફળ આદિક ઉત્તેજકને જમે નહિ દિવ્ય-નેત્રને આકર્ષનારા સુદર વસ્ત્રને ધારે નહિ તથા કસુબારગથી રગેલા વસ્ત્રને ધારે નહિ ॥૮॥ પુષ્પહાર, ચદન, સિંદૂર, અજન અને શખાદિવલય (ચુડી કડા)ને ધારે નહિ તથા સુવર્ણાદિ ધાતુઓના અલકારોને અને સુવર્ણાદિ ધાતુ સૂત્રોથી ગુથેલા મહાવસ્ત્રને ધારે નહિ ॥૯॥ જો ભગવત્પ્રસાદભૂત પણ કેસર કુકુમાદિ સૌભાગ્યદ્રવ્યમિશ્રિત ચદન મળે તેને પણ 'ભગવત્પ્રસાદનો તિરસ્કાર ન થાય' એવી બુદ્ધિથી આગળીના અગ્રથીજ ગ્રહણ કરીને ગળામા ધારે પણ લલાટાદિ અગોમા ધારે નહિ ॥૧૦॥ તથા વિધવા ભગવત્પ્રસાદ ભૂત એવાપણ પુષ્પહારાદિકને ભક્તિથી સ્વીકારી સુંઘીને વિસર્જન કરે પણ

॥११॥ न च सूक्ष्माणि वस्त्राणि चित्राणि च न धारयेत् । कञ्चुकं परिदध्यान्नो वासो वा विकृतं क्वचित् ॥१२॥ न रञ्जयेत्पाणिपादं दन्तांश्च नखरानपि । न धारयेत्कुङ्कुमं च न कुर्याद्भालपत्रिकाम् ॥१३॥ न वै सुवासिनीवेषं न पुंवेषं च कर्हिचित् । सन्न्यासिन्या न वेषं च न नर्तक्याश्च धारयेत् ॥१४॥ नोत्पाटयेद्भालकेशाग्र च व्यर्थं परिभ्रमेत् । नोपवेष्टुं चान्यगृहं गच्छेदेकाकिनी क्वचित् ॥१५॥ वृद्धस्यापि न पित्रादेरुत्सङ्गे क्वाप्युपाविशेत् । श्वाशुर्यवत्पैत्रपक्षे

ગળાદિકમાં ધારે નહિ ॥૧૧॥ સૂક્ષ્મ વસ્ત્રો કે જેના ધારણથી પણ અંગદર્શન થાય તેવાને ન ધારણ કરે તથા વિચિત્ર રંગથી રંગેલાં વસ્ત્રોને ધારે નહિ તથા કચુક ( સ્ત્રીને ઉચિત ડગલી )ને ધારે નહિ. તથા વિકૃત-દેશકુળાચારવિરૂદ્ધ વસ્ત્રને કદાપિ ધારે નહિ ॥૧૨॥ હાથપગને અળતો આદિકવડે રંગે નહિ તથા નખ અને દાંતને રંગે નહિ. કુંકુમને ધારણ કરે નહિ તેમ ભાલમાં કુંકુમાદિકવડે પત્રાકારે ચિતરાતી શોભાજનક રેખામયી ભાલપત્રિકાને ધારે નહિ ॥૧૩॥ વિધવા સુવાસિનીનો વેષ જે તાટક કંકણ નાસાભૂષાદિકના ધારણરૂપ છે તેને ક્યારેય નજ ધારણ કરે. પુરૂષના વેષને ન ધારે. ( આ પ્રતિષેધ સ્ત્રીસાધારણ છે પણ વિધવાને અધિક પાપ જણાવા માટે વિશેષપણે અહીં ઉપદેશ કર્યો છે ) તથા સન્યાસિનીનો વેષ જે કાષાય વસ્ત્ર દંડ કમંડળુ આદિકના ધારણરૂપ છે તેને અને નાચનારી નારીના વેષને ધારે નહિ ॥૧૪॥ ભાલવિશાળતાથી થતી શોભાના સંપાદનની ઇચ્છાથી ભાલકેશોનું જે ઉપાડવું અનાચારપ્રાપ્ત છે તેને નજ કરે. ( યદ્યપિ મુંડન પ્રાપ્ત છે તો આ પ્રતિષેધનો પ્રસંગ નથી, તથાપિ કેશધારણની અભ્યનુજ્ઞાનો જે પક્ષ તેમાં આ પ્રતિષેધનો પ્રસંગ જાણવો ) વ્યર્થ અહીં તહીં ભમે નહિ. પરઘેર એકાકિની બેસવા ક્યારેય જાય નહિ ॥૧૫॥ વૃદ્ધ એવા પણ પિતા આદિકના ખોળામાં કદાપિ બેસે નહિ. ( આ પ્રતિષેધ સામાન્યતઃ સિદ્ધ છે પણ વિધવાને અધિક પ્રત્યવાય જણાવાના અભિપ્રાયથી વિશેષપણે પ્રવર્ત્યો છે. આગળ પણ ત્યાં ત્યાં એમજ જાણવું ) શ્વશુરપક્ષીય જનોની સન્નિધિમાંજ જેમ એમ પિતૃપક્ષીય જનોની સન્નિધિમાં પણ ઉપહાસવચનને બોલે નહિ

नोपहासवचो वदेत् ॥१६॥ न ग्राम्यधर्मवार्तां च मातुरग्रे वदेच्च सा। न चान्ययोषितोऽप्यग्रे वार्ताः शृङ्गारिकाश्चरेत् ॥१७॥ न दोलोत्क्रीडनं कुर्यान्नापशब्दान्वदेत्कचित्। मिथ्यापवादं न वदेद्द्यागालिं च नैव सा ॥१८॥ न च श्वशुरपक्षीयैर्निर्लज्जा वादमाचरेत्। न पापदुष्टया नार्या मैत्रीं कुर्यात्कदाचन ॥१९॥ तथा परिव्राजकया दूत्या स्त्रीपुंसयोरपि। शूद्रादवरजात्या च मैत्रीं नैवाचरेत्तु सा ॥२०॥ न यवन्या न कामुक्या पापण्डिन्या च योषिता। अवतारेष्वविश्वस्ता या दूरेश्च तया सह ॥२१॥ निर्लज्जयौषधिविदा मन्त्रयन्त्र-

॥१६॥ ગ્રામ્યધર્મવાર્તાને માતાની આગળ પણ વદે નહિ ( દીકરીને માતાની સાથે સભાપણમા લજ્જાકર કાઇ પણ નથી, તો આ સબન્ધથી તેવો પ્રસંગ આવે, માટે તેનો પ્રતિબંધ કર્યોછે ) શૃગારરસસબન્ધી સ્ત્રીપુરૂષોની વાર્તાને નજ કરે પુરૂષોની આગળજ જેમ એમ અબળાઓની આગળ પણ ન કરે ॥૧૭॥ વિધવા હોળીની રમતને ક્યારેય નજ કરે અપશબ્દોને નજ ઉચ્ચારે કોઈની ઉપર મિથ્યાપવાદને આરોપે નહિ કોઇનેપણ ઉદ્દેશીને ગાળિ–નિંદાગર્ભિત કઠોરવચનને વદે નહિ ॥૧૮॥ શ્વશુરપક્ષીય જનો સાથે નિર્લજ્જ થઇને વાદને નજ કરે (વાદને નજ કરે, તેમા પણ નિર્લજ્જ થઇ વાદને નજ કરે, શ્વશુરપક્ષીય જનો સાથે તો બીલકુલ નિર્લજ થઇ વાદને નજ કરે, તેમા પણ વિધવા તો બીલકુલ વાદને નજ કરે) પરપુરૂષના પ્રસગવાળી નારીની સાથે મૈત્રીને કદાપિ ન કરે ॥૧૯॥ તથા વિધવા સન્યાસિની સાથે મૈત્રીને ન કરે. ( યદ્યપિ ત્યાગધર્મમા પ્રવર્તેલી આ છે, અથાપિ એણીને પરગૃહે ભ્રમણાદિકનો પ્રસગ મહાન્ છે ) તથા સ્ત્રીપુરૂષનુ એકાતમા સઘટનને કરાવનારી દૂતીની સાથે મૈત્રીને ન કરે તથા શૂદ્રથકી નીચ જાતિ જે સકરજાતિ તેમા જન્મેલી નારીની સાથે મૈત્રીને નજ કરે ॥૨૦॥ જે યવનજાતિમા જન્મેલી હોય, જે કામાકુળ હોય, જે પાખડમાર્ગમા રહેવી હોય, જે ભગવાનના અવતારોમા વિશ્વાસે વર્જિત હોય, જે નિર્મર્યાદ લજ્જારહિત હોય, જે વશીકરણ ગર્ભપાતનાદિ ઓષધિને જાણનારી હોય, જે કામતત્રપ્રસિદ્ધ મત્ર યત્રાદિકને જાણનારી હોય, જે ગર્ભપાતનશીલ હોય,

ज्ञया तथा । मैत्रीं न गर्भपातिन्या कुर्यात्सा धूर्तया न च ॥२२॥ अभिशस्तस्य पुंसश्चेद्गृहे नारी पतिव्रता । भवेत्तर्ह्यपि तद्गेहं न गच्छेत्तां समीक्षितुम् ॥२३॥ स्वतोऽतिनीचजातेश्च धर्मवत्या अपि स्त्रियाः । उपवेष्टुं गृहे नैव गच्छेन्नारी विभर्तृका ॥२४॥ जीविकामात्रपर्याप्तं धनं स्यादात्मनस्तु यत् । न कुर्याद्धर्मकार्येऽपि व्ययं तस्य कदाचन ॥२५॥ व्यये कृते तु सा नारी जीविकार्थं पराश्रयात् । भ्रष्टा भवेत्स्वीयधर्मात्संशयो नात्र विद्यते ॥२६॥ विवाहं पान्थसार्थं च नृत्यं गीतं जनोत्सवम् । द्रष्टुं न गच्छेद्विधवा सुवेषं पुरुषं तथा ॥२७॥ पश्येन्मुखं च नाऽऽदर्शे व्रजेन्नैकाकिनी क्वचित् । स्वच्छन्दं

જે ધૂર્ત-ઠગનારી હોય, તે આ નારીઓ સાથે મૈત્રીને નજ કરે ॥૨૧-૨૨॥ જો પુરૂષ લોકાપવાદવાળો હોય અને સ્ત્રીતો પતિવ્રતા હોય, તે પતિવ્રતાના દર્શન કરવા તે લોકાપવાદને પામેલાને ઘેર નજ જાય તે લોકાપવાદવાળા પુરૂષના ગૃહમા પ્રવેશમાત્ર પણ નિંદિત છે ॥૨૩॥ યદ્યપિ પાતિવ્રત્યધર્મમા નિષ્ઠાવાળી હોય, પણ જો તે પોતાથકી અત્યત નીચજાતિની હોય તો તેણીના ગૃહપ્રતિ વિભર્તકાએ બેસવામાટે નજ જવું ॥૨૪॥ જે ધન પોતાની જીવિકા માત્રમાં પર્યાપ્ત હોય (સ્વજીવનમાટે અલ હોય) તે ધન વિધવાએ ધર્માર્થે પણ કદાપિ વ્યય કરી દેવું નહિ યદ્યપિ ધર્માર્થે કરેલા તેના વ્યયમા અધર્મ નથી, તથાપિ તેનો વ્યય કરી દેતા વિધવાને જીવિકાર્થે પરનોજ આશ્રય કરવો પડે, તેમ થાય તો પરપુરૂષના સસર્ગથી (બુદ્ધિથી કે પ્રમાદથી) બ્રહ્મચર્યરૂપ સ્વધર્મનો ભ્રશપ્રસગ આવે, આમા સશય નથી તો પાપાચારથકી સરક્ષણ થવામાટે 'જીવિકામાત્રપર્યાપ્ત ધનનો વ્યય વિધવાએ ન કરવો' એમ ભગવાને આદેશ કર્યો છે ॥૨૫-૨૬॥ વિવાહોત્સવ, પાન્થસાર્થ-દેશાંતરથી આવેલો વટેમાર્ગુ પુરૂષસંઘ અને રાજસૈન્ય, નૃત્ય, ગીતસ્થાન, ભેગા થઇને બગીચાદિકમા ભોજનાદિ ઉત્સવમા પ્રવર્તેલા જનોનો ઉત્સવ અને માર્ગમા વિચરતા સુવેષ-વસ્ત્ર ભૂષણાદિકથી સમલકૃત રાજકુમારાદિ પુરૂષને જોવામાટે વિધવા નજ જાય ॥૨૭॥ દર્પણમા પોતાના મુખને જુવે નહિ (દર્પણમાં સ્વમુખશોભાનુ દર્શન તો સધવાઓને સમુ

पुरुषान्नैव वीक्षेत क्रीडतः क्वचित् ॥२८॥ कामान्नेक्षेत पुरुषं न सम्भाषेत न स्पृशेत् । न तद्वार्तां च शृणुयात्सच्छास्त्रीयकथां विना ॥२९॥ व्याघ्राद्यग्न्यम्बुभीत्यादावापदि स्पर्शभाषणे । पुंसो जाते तु नैव स्याद्दोषोऽथ स्तनपस्य च ॥३०॥ धौतशुष्कं च धौतार्द्रं नवीनं चांशुकं विना । पुंसो धार्यं स्पृशेन्नैव तदङ्गस्थं च नांशुकम् ॥३१॥ न पुंसश्चिन्तनं कुर्याद्धृदये कामभावतः । न लिखेन्न स्पृशेच्चित्रं पुत्तलं ग्राम्यधर्मि च ॥३२॥ बुद्धिपूर्वं न वीक्षेत पशुपक्ष्यादिमैथु-

चित छे ) कोइपण स्थळे एकाकिनी जाय नहि. स्वच्छंदपणे क्रीडा करता पुरुषोने क्यारेयपण नज जुवे ॥२८॥ कामभावथी ( बुद्धिपूर्वक ) परपुरुषने नज जुवे. ( मार्गमां जतां दृष्टिमार्गमां पुरुष पडेज, परंतु 'आ दृष्टव्य छे' एवी बुद्धिथी न जुवे ) तथा विधवा ( समीपना बन्धुथकी बीजा ) पुरुषनी साथे बोले नहि तथा तेनो स्पर्शपण करे नहि. पुरुषसंबन्धी रूप गुणना वर्णनवाळी सच्छास्त्रकथाथकी बीजी वातोने सांभळे नहि ॥२९॥ व्याघ्र सर्प अग्नि जळ आदिक भयापत्तिमां पुरुषनो स्पर्श अने तेनी साथे भाषण विधवाने दोषमाटे नथी. अनापत्तिमां पण स्तनपानयोग्य वयमां वर्तता नाना बाळकनो स्पर्श दोषमाटे नथीज थतो ॥३०॥ जे धोयुंथकुं सुकाएलुं होय, जे धोयुंथकुं भीनुं होय अने जे दुकानथकी आणेलुं नहि धारेलुं नवीन होय, आ वस्त्रोथकी बीजा पुरुषना वस्त्रने विधवा नज स्पर्श करे. पुरुषना अंगमां रहेला वस्त्रने नज स्पर्श करे एमां तो कांइ कहेवानुंज नथी, (तेना अंगमां रहेला वस्त्रनो स्पर्शतो तेना स्पर्शतुल्य होवाथी सर्वथा परित्याज्य छे ) ॥३१॥ विधवा मनमां कामभावथी पुरुषनुं चिंतन न करे. तथा पुरुषना चित्रने कामथी चितरे नहि. ( आ बन्ने सधवाओ करतां पण विधवाओने अधिक पापसंपादक छे ) तथा ग्राम्यधर्ममां आसक्त आकृतिवाळा काष्ठदंतादिमय पुतळानो स्पर्श करे नहि· (आथी केवळ पुरुषचित्रना स्पर्शमां बहुधा दोष नथी एम सूचव्युं ) ॥३२॥ ग्राम्यधर्ममां प्रवर्तेला पशु पक्षी आदिकने बुद्धिपूर्वक जुवे नहि. अत्यावश्यक व्यावहारिक के आभ्युदयिक ( त्रिवर्ग-

नम् । सिद्ध्यत्यपि स्वकार्ये च पुंसा मैत्रं तु नाचरेत् ॥३३॥ पुंसो मूत्रमलोत्सर्गस्थले कुर्यान्न तत्क्रियाम् । पुंसो दृष्ट्या निजां दृष्टिं निबध्येक्षेत न क्वचित् ॥३४॥ अवदन्ती नरं नैव बोधयेत्करदृग्भ्रमैः । पश्येत्पुंसो न गुह्याङ्गं विधवा धर्मसंस्थिता ॥३५॥ धनुर्मानान्तरेणैव पुंसो दूरं व्रजेत्सदा । देवालयाल्पाध्वमहे रक्ष्यं पुंस्पर्शतो वपुः ॥३६॥ यत्रोर्ध्वभूमिकायां तु सुप्तः स्यात्पुरुषो गृहे । निशि तत्र स्वपेन्नैका तदूर्ध्वं तदधोऽपि वा ॥३७॥ पुंसभादृश्यहृत्तुन्दसक्थिनोंपविशेत्कचित् । चापल्यं करपादस्य न कुर्यादङ्गघर्षणम्

સંબન્ધી ) પોતાનું કાર્ય સિદ્ધ થતું હોય તોપણ પુરૂષની સાથે મૈત્રીને તો વિધવા ન કરે ॥૩૩॥ જે સ્થળમાં પુરૂષો મળમૂત્રોત્સર્ગને કરતા હોય તે સ્થળમા તે ક્રિયા વિધવાઓએ ન કરવી પુરૂષની દૃષ્ટિસાથે પોતાની દૃષ્ટિને બાંધીને કદાપિ પુરૂષને જુવે નહિ ( માર્ગમાં કદાચિત્ પુરૂષ દૃષ્ટિમાર્ગમાં પડેજ, પરંતુ પરસ્પર દૃષ્ટિનો સંયોગ તો ત્યાગ કરવો ) ॥૩૪॥ ધર્મિષ્ઠ વિધવા જો કોઈ પુરૂષ અન્યકાર્યમાં વ્યાસક્ત હોતાં તેને કોઈ બાબત જણાવવી હોય તો તેના નામના ગ્રહણપૂર્વક વાણીથીજ તે બાબત જણાવે, પણ હસ્તચેષ્ટાથી કે ચક્ષુચેષ્ટાથી નહિ કેમ તો તે ચેષ્ટા શીળવ્રતના દૂષણરૂપ છે. તથા પુરૂષના ગુહ્ય અંગને જુવેજ નહિ. ( બળાત્ દૃષ્ટિમાર્ગમાં પડી જતાં તેને નિંદિત સમઝીને નેત્રને તત્ક્ષણ મીંચી દઇને અન્યત્ર ખશી જવું ) ॥૩૫॥ ચાલતા કે ઉભા રહેલા પુરૂષથકી ચાર હાથ છેટેજ સદાય ચાલે. સાંકડા માર્ગમાં દેવાલયમાં અને ભગવાનના ઉત્સવપ્રસંગોમા ચાર હાથ વ્યવધાનનો અવકાશ નહિ હોવાથી ફક્ત પુરૂષના સ્પર્શનો ત્યાગ કરવો જેરીતે પુરૂષના અંગનો સ્પર્શ ન થાય તેરીતે વર્તવું. ત્યાં ચાર હાથ છેટે ચાલવાના નિયમનો ભંગ થાય તેમાં દોષ નથી ॥૩૬॥ જે ઘરમાં મેડાઉપર પુરૂષ એકલોજ સુતો હોય તે ઘરમાં તેથી ઉપલા ( ત્રીજા ) માળમાં પણ કે તેથી નીચેના ( પહેલા ) માળમાં પણ રાત્રિએ વિધવા એકાકિની સુવે નહિ ॥૩૭॥ વક્ષઃસ્થળ ઉદર અને સાથળ પુરૂષની દૃષ્ટિએ જેરીતે ન પડે તે રીતે તેતે અવયવોને વસ્ત્રથી આચ્છાદન કરીને સદાય રહેવું.

नम् । सिद्ध्यत्यपि स्वकार्ये च पुंसा मैत्रं तु नाचरेत् ॥३३॥ पुंसो मूत्रमलोत्सर्गस्थले कुर्यान्न तत्क्रियाम् । पुंसो दृष्ट्वा निजां दृष्टिं निबध्येक्षेत न क्वचित् ॥३४॥ अवदन्ती नरं नैव बोधयेत्करदृग्भ्रमैः । पश्येत्पुंसो न गुह्याङ्गं विधवा धर्मसंस्थिता ॥३५॥ धनुर्मानान्तरेणैव पुंसो दूरं व्रजेत्सदा । देवालयाल्पाध्वमहे रक्ष्यं पुंस्पर्शतो वपुः ॥३६॥ यत्रोर्ध्वभूमिकायां तु सुप्तः स्यात्पुरुषो गृहे । निशि तत्र स्वपेन्नैका तदूर्ध्वं तदधोऽपि वा ॥३७॥ पुंसभादृदयहृत्तुन्दसक्थिर्नोपविशेत्क्वचित् । चापल्यं करपादस्य न कुर्यादङ्गघर्षणम्

संबन्धी ) पोतानुं कार्य सिद्ध थतुं होय तोपण पुरुषनी साथे मैत्रीने तो विधवा न करे ॥३३॥ जे स्थळमां पुरुषो मळमूत्रोत्सर्गने करता होय ते स्थळमां ते क्रिया विधवाओए न करवी. पुरुषनी दृष्टिसाथे पोतानी दृष्टिने बांधीने कदापि पुरुषने जुवे नहि ( मार्गमां कदाचित् पुरुष दृष्टिमार्गमां पडेज, परंतु परस्पर दृष्टिनो संयोग तो त्याग करवो ) ॥३४॥ धर्मिष्ठ विधवा जे कोई पुरुष अन्यकार्यमां व्यासक्त होतां तेने कोई बाबत जणाववी होय तो तेना नामना ग्रहणपूर्वक वाणीथीज ते बाबत जणावे, पण हस्तचेष्टाथी के चक्षुचेष्टाथी नहि. केम तो ते चेष्टा शीळव्रतना दूषणरूप छे. तथा पुरुषना गुह्य अंगने जुवेज नहि. ( बळात् दृष्टिमार्गमां पडी जतां तेने निंदित समजीने नेत्रने तत्क्षण मींची दइने अन्यत्र खशी जवुं ) ॥३५॥ चालता के उभा रहेला पुरुषथकी चार हाथ छेटेज सदाय चाले. सांकडा मार्गमां देवालयमां अने भगवानना उत्सवप्रसंगोमां चार हाथ व्यवधाननो अवकाश नहि होवाथी फक्त पुरुषना स्पर्शनो त्याग करवो. जेरीते पुरुषना अंगनो स्पर्श न थाय तेरीते वर्तवुं. त्यां चार हाथ छेटे चालवाना नियमनो भंग थाय तेमां दोष नथी ॥३६॥ जे घरमां मेडाउपर पुरुष एकलोज सुतो होय ते घरमां तेथी उपला ( त्रीजा ) माळमां पण के तेथी नीचेना ( पहेला ) माळमां पण रात्रिए विधवा एकाकिनी सुवे नहि ॥३७॥ वक्षःस्थळ उदर अने साथळ पुरुषनी दृष्टिए जेरीते न पडे ते रीते तेते अवयवोने वस्त्रथी आच्छादन करीने सदाय रहेवुं.

॥३८॥ पैत्रश्वाशुर्यपक्षाभ्यां छन्नं पुंसा न केनचित्। स्त्रिया व्यवहरेत्तस्मै न दद्यान्नाददीत तत् ॥३९॥ सबन्धुनापि चैकेन यूना सह पथि कचित्। तारुण्ये विधवा नैव गच्छेन्नोपविशेद्रहः ॥४०॥ भाषणस्पर्शवीक्षादि पुंसो यत्तु निषेधितम्। तदत्रासन्नसम्बन्धिपुम्भ्योऽन्यत्रावगम्यताम् ॥४१॥ पिता भ्राता पितृव्यश्च तत्पुत्रास्तत्सुतादयः। मातामहो मातुलश्च तत्पुत्रास्तत्सुतादयः ॥४२॥ मातृष्वसुः पतिः पुत्रास्तथा पितृष्वसुः पतिः। तत्पुत्रा गुरुतत्पुत्रावन्नदाता च तत्सुतः ॥४३॥ सभ्रातृकश्च श्वशुरस्तथा ज्येष्ठाश्च देवराः। तेषां पुत्राश्च दौहित्रा दुहितृपतयस्तथा ॥४४॥

તથા પુરૂષોની પાસે હસ્તપાદાદિકની ચેષ્ટા ન કરે અને તેતે અવયવોને ઘસે નહિ ॥૩૮॥ તથા વિધવાએ પિતાના સંબન્ધિઓ કે શ્વશુરના સંબન્ધિઓ જેમ ન જાણે તેમ ગુપ્તપણે કોઈ પણ પુરૂષની સાથે સ્ત્રીદ્વારા પણ વ્યવહાર કરવો નહિ. તેમજ પુરૂષને સ્ત્રીદ્વારા કાંઈ પણ આપવું નહિ તેમ તેથકી સ્ત્રીદ્વારા કાંઈ પણ લેવું નહિ ॥૩૯॥ યુવાવયમાં વર્તતી વિધવા યુવાવયમાં વર્તતા પોતાના ભ્રાતાદિ બન્ધુજનની સાથેપણ માર્ગમાં એકાકિની કદાપિ જાય નહિ અને એકાંતમાં તેની સાથે બેસે નહિ ॥૪૦॥ જે આ પુરૂષના સંભાષણ સ્પર્શ દર્શનાદિકનો પ્રતિષેધ વિધવાધર્મમાં નિરૂપણ કર્યો તે તો સમીપસંબન્ધિ પુરૂષોથકી બીજા પુરૂષોવિષે જાણવો. સમીપસંબન્ધી પુરૂષોના સ્પર્શાદિકમાં વિધવાને દોષ નથી ॥૪૧॥ સમીપસંબન્ધિઓને કહેછે–પિતા, ભ્રાતા, કાકો, ભાઇના પુત્રો, કાકાના પુત્રો, ભાઇના પુત્રોના પુત્રો તથા કાકાના પુત્રોના પુત્રો અને તેઓની દીકરીઓના પુત્રો વિગેરે. તથા માતામહ, મામો, મામાના પુત્રો, મામાના પુત્રોના પુત્રો અને તેમની દીકરીઓના પુત્રો વિગેરે. તથા માશીનો પતિ અને તેના પુત્રો તથા ફોઇનો પતિ અને તેના પુત્રો તથા આચાર્ય અને તેનો પુત્ર તથા અન્નદાતા અને તેનો પુત્ર તથા ભ્રાતાએ સહિત સાસરો તથા જેઠ દીયરો અને તે બન્નેના પુત્રો તથા પોતાની પુત્રીઓના પુત્રો અને દીકરીઓના પતિઓ ( જમાતાઓ ) તથા પોતે વિધવાના પુત્રો, પુત્રોના પુત્રો

पुनर्पौत्राद्यः स्वस्या एते सम्बन्धिनो मताः । तत्स्पर्शभाषणेक्षासु न दोषो यदि धार्मिकाः ॥४५॥ न कपाटावृते गेहे विजने वा स्थले क्वचित् । स्वपित्रापि सहासीत विधवैकाकिनी ध्रुवम् ॥४६॥ स्वसम्बन्धिजना एते पापिनो विमुखाः प्रभोः । यदि स्युस्तर्हि तान्नैव भाषयेच्च न सा स्पृशेत् ॥४७॥ हित्वा तान्पापिनः साध्वी निष्कामव्रतरक्षकम् । पोषकं त्वाश्रयेदन्यं पितृभ्रातृसुतैः समम् ॥४८॥ पितृवत्पोषयेद्यः स्वं धर्मं च परिपालयेत् । स एव हि पिता प्रोक्तो न स्वधर्मस्य घातकः ॥४९॥ भ्रातृवत्पोषयेद्यः स्वं धर्मं च

અને તેમની દીકરીઓના પુત્રો વિગેરે આ પિતા આદિક સમીપના સબન્ધિઓ સમઝવા તે આ સબન્ધિઓ જો સ્વધર્મનિષ્ઠ હોઇને બીજાના ધર્મની રક્ષા કરનારા હોય તો તેમના સ્પર્શભાષણદર્શનાદિકમા વિધવાને દોષ નથી તેમના અંગસ્પર્શમા પણ જ્યારે દોષ નથી તો તેમના વસ્ત્રસ્પર્શમા તો દોષ ન હોય એમાં કહેવુંજ શું ? ॥૪૨-૪૫॥ સંભાષણાદિકની અનુમતિ આપી એટલામાત્રથી યુવતિ વિધવા યુવા પિતાસાથે પણ કમાડાદિકથી આવરણવાળા (બંધીના) ગૃહમા કે જનવર્જીત સ્થળમા એકાકિની ક્યારેય રહે નહિ ॥૪૬॥ જો તે પિતા આદિક સબન્ધિજનો ધર્મનિષ્ઠ ન હોય કિંતુ પાપી હોય અને ભગવદ્વિમુખ હોય તો તેમની સાથે વિધવાએ બોલવું નહિ, તેમનો સ્પર્શ કરવો નહિ અને તેમને જોવા પણ નહિ ॥૪૭॥ પતિવ્રતા વિધવાનારી તે પાપી સબન્ધિઓનો પરિત્યાગ કરીને નિષ્કામવ્રતમા નિષ્ઠાવાળા, અન્નાદિદાનથી પોષણ કરનારા, માટેજ પિતાભ્રાતાસુતને તુલ્ય બીજા કોઈ ગૃહિપુરૂષનો આશ્રય કરે. (વિધવાને સ્વાતંત્ર્ય તો સર્વથા નિષિદ્ધ છે) ॥૪૮॥ જે (પોતાના વર્ણેથકી બીજો સંબન્ધરહિત પણ) પુરૂષ પોતાનુ પિતાની પેઠે પોષણ કરે અને નિષ્કામવ્રતરૂપ ધર્મનું પરિપાલન કરે તેજ પિતા કહ્યો છે. 'पातीति पिता' પાળે તે પિતા કહેવાય, એમ સાર્થક નામ છે, 'स पिता यस्तु पोषकः' એવી સ્મૃતિ છે, 'આ તો જનક છે' એટલામાત્રથી પાપાચાર પણ પિતૃપદને યોગ્ય નથી જે સ્વધર્મનો ઘાતક હોય તે પિતા કહ્યોજ નથી ॥૪૯॥ જે પોતાનું ભ્રાતાની પેઠ પરિપોષણ

परिपालयेत् । भ्राता स एव हि प्रोक्तो न स्वधर्मस्य घातकः ॥५०॥ पुत्रवत्पोषयेद्यः स्वं धर्मं च परिपालयेत् । पुत्रः स एव हि प्रोक्तो न स्वधर्मस्य घातकः ॥५१॥ शारीरसम्बन्धहीना अपि ते धर्मरक्षकाः । पित्रादितुल्या विज्ञेया भिन्नवर्णा अपि ध्रुवम् ॥५२॥ तत्स्पर्शभाषणेक्षासु स्पर्शे तद्वाससामपि । विधवाया धर्मवत्या दोषो नास्त्येव निश्चितम् ॥५३॥ पितृभ्रात्रादयो यस्या न स्युः सम्बन्धिनो जनाः । सा धर्मरक्षामिच्छुश्चेदाश्रयेद्धर्मरक्षकम् ॥५४॥ स्वतन्त्रा न भवेत्क्वापि नारी धर्मपरायणा । ज्ञातेरभावे राजानमाश्रयेद्धर्मरक्षकम् ॥५५॥ जातिभ्रंशकरं कर्म किञ्चिदप्याचरेन्न सा । जातिशुद्धिर्यतो हेतुर्बुद्धिशुद्धेरुदीर्यते ॥५६॥ अथ यस्या जीविका

કરે અને નિષ્કામધર્મનું પરિપાલન કરે તે ભ્રાતા કહ્યો છે, 'बिभर्तीति भ्राता' આવી વ્યુત્પત્તિથી ધારણ પોષણ કરવાવડે અન્વર્થ નામ છે, સ્વધર્મનો ઘાતક ભ્રાતા કહ્યો નથી. જે પોતાનું પુત્રની પેઠે પોષણ કરે અને સ્વધર્મનું પરિપાલન કરે તેજ પુત્ર કહ્યો છે, 'पुनातीति पुत्रः' આવી વ્યુત્પત્તિથી ધર્મપરિપાલનથી પવિત્ર કરનાર છે અને પોષણ કરનાર છે માટે પુત્રશબ્દની સાર્થકતા છે, સ્વધર્મનો ઘાતક પુત્ર કહ્યો નથી. (આવાના વશમાં વર્તતી વિધવા પિતાદિકનાજ વશમાં વર્તેછે) ॥૫૦-૫૧॥ તે આ સ્વધર્મરક્ષક સ્વપોષક પુરૂષો ભલે શરીરસંબન્ધે રહિત હોય અને ભિન્ન વર્ણના હોય તો પણ નિશ્ચે પિતા આદિકને તુલ્યજ જાણવા ॥૫૨॥ આવા આ પિત્રાદિતુલ્ય પુરૂષોના દર્શન ભાષણ સ્પર્શમાં તથા તેમના વસ્ત્રસ્પર્શમાં પણ ધર્મવાળી વિધવાને દોષ છેજ નહિ ॥૫૩॥ જે વિધવાને પિતાભ્રાતાઆદિક સમીપસંબન્ધી જનો ન હોય તે વિધવા જો સ્વધર્મસંરક્ષણને ઇચ્છતી હોય તો ધર્મરક્ષક પિત્રાદિતુલ્ય પુરૂષનો આશ્રય કરે, પણ કદાપિ સ્વતત્રપણે વર્તે નહિ. ધર્મપરાયણ વિધવાએ એમજ વર્તવું. જો જ્ઞાતિજન પણ ન હોય તો ધર્મરક્ષક રાજાનો આશ્રય કરે ॥૫૪-૫૫॥ જાતિમાંથી ભ્રષ્ટ કરનારૂં અભક્ષ્યભક્ષણાદિ કાંઇ પણ કર્મ વિધવાએ કરવું નહિ, કારણ કે બુદ્ધિની શુદ્ધિમાં જાતિની શુદ્ધિ હેતુ છે. અન્યથા તો મનની મલિનતાને લીધે ધર્મ-

तु क्रयविक्रयकर्मणा । कृपिसेवादिना वा स्यात्तस्या निर्णय उच्यते ॥५७॥ भाषणं स्पर्शनं पुंसो व्यवहारेऽत्र चेद्भवेत् । तावत्कालं तु तत्कुर्याद्यतः सा जीविका मता ॥५८॥ कुलोचितं न चेत्कुर्याद्व्यवहारं स्वजीवने । पराश्रयात्तदा भ्रष्टा सा निष्कामव्रताद्भवेत् ॥५९॥ श्रीविष्णोः पूजनं कार्यं यथालब्धोपचारकैः । मनसि प्रतिमायां च ज्ञेयो भर्ता स एव च ॥६०॥ तन्नाममन्त्रस्य जपं कुर्यान्नित्यं स्वशक्तितः । दिवा रात्रौ च कार्येषु स्मर्तव्यो हरिरेव हि ॥६१॥ ऋतौ च सूतके रोगे मानसं त्वर्चनं हरेः । स्वयं कुर्याद्बाह्यपूजां कारयेद न्ययोषिता ॥६२॥ आवश्यकं गेहकार्यं कृत्वा सा सकलं दिनम् । भक्तिमेव हरेः कुर्याद्व्यर्थं कालं तु न क्षिपेत् ॥६३॥ न भक्षयेत्सा

---

થકી પ્રચ્યુતિ થાય ॥૫૬॥ હવે જે વિધવાને તૃણ કાષ્ટાદિકના ક્રયવિક્રયરૂપ (વેચાતું લેવાદેવારૂપ) કે કૃષિકર્મરૂપ કે સેવાકર્મરૂપ કુળપ્રાપ્ત જીવિકા હોય તેણીને તો પુરૂપસાથે ભાષણાદિ અવશ્ય કરવું પડે, તો તેમા ધર્મનિર્ણય કહું છુ ॥૫૭॥ જેટલા કાળપર્યંત તૃણકાષ્ઠાદિ વેચાતું લેવા દેવારૂપ કે કૃષ્યાદિ જીવિકાવ્યવહાર કરવાનો હોય તેટલા કાળપર્યંત પુરૂષોસાથે ભાષણસ્પર્શાદિકમા વિધવાને દોપ નથીજ, કેમકે તે જીવિકા માનીછે અન્યત્ર સમયમા તો સ્પર્શભાષણાદિકને નજ કરે ॥૫૮॥ જો વિધવા જીવનનિમિત્તે કુળોચિત વ્યવહારને ન કરેતો વૃત્તિદુર્બળતાને લીધે જે કોઈ પરનો આશ્રય કરવો પડે, તેમ કરતા વિધવાના ધર્મભૂત નિષ્કામવ્રતથકી તે ભ્રષ્ટ થાય ॥૫૯॥ સર્વકોઇ વિધવાઓએ શ્રીકૃષ્ણનું માનસપૂજન કરવું તથા બાહ્ય પૂજન જેવા મળી આવે એવા પુષ્પચંદનાદિ ઉપચાર પદાર્થોવડે કરવુ સમસ્ત જગતના પતિ શ્રીકૃષ્ણજ મારા પતિ છે એવી ભાવના કરવી ॥૬૦॥ પૂજાને અંતે તે ભગવાનના નામમંત્રનો જપ નિત્ય યથાશક્તિ કરવો. દિવસે અને રાત્રિએ તે તે ગૃહકાર્યોમા ગુથાયા છતાં પણ શ્રીહરિનુંજ એક સ્મરણ કરવાના સ્વભાવવાળી થવું ॥૬૧॥ રજોદર્શન સૂતક અને રોગમા ભગવાનનુ માનસ પૂજનમાત્ર સ્વય કરવુ. બાહ્ય પૂજન તો બીજી સ્ત્રીપાસે કરાવવું ॥૬૨॥ આવશ્યક ગૃહકાર્ય કરી પરવારતા, અવશેષ આખોજ દિવસ

यतीनां च वर्णिनामनाश्रमस्थस्य जनस्य च द्विज ! । अन्नं क्वचापद्यपि धर्मसंस्थिता यद्भक्षणान्नश्यति वै मतिः शुभा ॥६४॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे पञ्चमप्रकरणे धर्मोपदेशे स्त्रीधर्मेषु विधवानां कबरीबन्धवर्जनादिधर्मनिरूपणनामा त्रयस्त्रिंशोऽध्यायः ॥३३॥

श्रीनारायणमुनिरुवाच—एकादशीस्तथा जन्माष्टम्यादीनि व्रतानि च । नित्यानि कुर्यात्तत्रार्चां वासुदेवस्य सादरम् ॥१॥ धर्मनिष्ठा व्रतान्येव सा तु कुर्यान्निरन्तरम् । त्रिरात्रं पञ्चरात्रं वा पक्षव-

ભગવદ્‌ભજનથીજ નિર્ગમન કરવો. વૃથા કાળ નજ કાઢવો ॥૬૩॥ હે દ્વિજ.! ધર્મનિષ્ઠ વિધવાએ સંન્યાસિનું અન્ન, બ્રહ્મચારીનું અન્ન અને જે કોઇ અનાશ્રમીનું અન્ન કોઇ આપત્તિમાં પણ નજ જમવું. ( ચકારાત્ અચ્યુતગોત્ર સાધુઓનું અન્ન જમવું નહિ ) તેમના અન્નના ભક્ષણથી શુભ મતિનો નાશ થાયછે. ચિત્તશુદ્ધિ ટળી જાય છે ( યતિ આદિક અન્નદાનમાં અધિકારી નથી, તે તો ભિક્ષાથી જીવન કરનારા છે, એમનું અન્નમાં સ્વામિપણું નથી, અનાશ્રમી તો આશ્રમધર્મે રહિત હોવાથીજ તેની ન્યૂનતા છે ) ॥૬૪॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...પંચમપ્રકરણે ધર્મોપદેશે સ્ત્રીધર્મેષુ વિધવાનાં કબરીબન્ધવર્જનાદિધર્મનિરૂપણનામા ત્રયસ્ત્રિંશોઽધ્યાયઃ ॥૩૩॥

## [1]અધ્યાય ૩૪ મો.

શ્રીનારાયણમુનિ કહેછે—હે બ્રહ્મન્ ! જે એકાદશી જન્માષ્ટમી વિગેરે વ્રતો નિત્ય ( જેના નહિ કરણમાં પ્રત્યવાય થાય ) છે તેને અવશ્ય વિધવા કરે અને તે વ્રતોના અંગપણે આદરથી વિશેષપણે વાસુદેવનું પૂજન વ્રતદિનોમાં કરે ॥૧॥ ધર્મપરાયણ વિધવાએ યથાશક્તિ ( આગળ કહીશ એવાં ) વ્રતો અવશ્ય કરવાં. તે વ્રતો ત્રિરાત્ર પંચરાત્ર પક્ષવ્રત માસોપવાસવ્રત વિગેરે કહ્યાં છે. ત્રણ રાત્રિવડે સાધ્ય જે ઉપવાસવ્રત તે ત્રિરાત્ર કહ્યું છે. પાંચરાત્રિવડે સાધ્ય જે ઉપવાસવ્રત તે પંચરાત્ર કહ્યું છે. એક પક્ષવડે સાધ્ય ઉપવાસવ્રત તે પક્ષવ્રત કહ્યું છે. એક માસે સાધ્ય જે ઉપવાસ-

૧ આ અધ્યાયમાં વિધવાઓએ અનુષ્ઠાન કરવાના વ્રતનિયમોનું વિધાન કર્યુંછે.

तमथापि वा ॥२॥ मासोपवासं वा कुर्याच्चान्द्रायणमथापि वा। कृच्छं पराकं वा कुर्यात्तप्तकृच्छ्रमथापि वा ॥३॥ यवान्नैर्वा फलाहारैः शाकाहारैः पयोव्रतैः। प्राणयात्रां प्रकुर्वीत यावत्प्राणः स्वयं व्रजेत् ॥४॥ वैशाखे कार्तिके माघे विशेषनियमांश्चरेत्। स्नानं दानं तीर्थयात्रां विष्णोर्नामग्रहं मुहुः ॥५॥ वैशाखे जलकुम्भांश्च कार्तिके घृतदीपकान्। माघे धान्यतिलान् दद्याद्विधवा सति वैभवे ॥६॥ प्रपा कार्या च वैशाखे देवे देया गलन्तिका। उपानद्व्यजनं छत्रं सूक्ष्मवासांसि चन्दनम् ॥७॥ सकर्पूरं च ताम्बूलं पुष्पदाम तथैव च। जलपात्राण्यनेकानि तथा पुष्पगृहाणि च ॥८॥ पानानि च विचित्राणि द्राक्षारम्भाफलानि च। तया देयानि विप्रेभ्यः पतिर्मे प्रीयतामिति ॥९॥ ऊर्जे यवान्नमश्नीयादेकान्नमथवा पुनः।

व्रत ते मासोपवासव्रत कह्यु छे. तथा विधवा चांद्रायण, पराककृच्छ तप्तकृच्छ व्रतने करे. आमनु स्वरूप धर्मशास्त्रप्रसिद्ध जाणवुं. आ व्रतोमांथी एक यथाशक्ति करवुं. (तरुण वयमां करनारीनी शक्तिनी अपेक्षा करीने विकल्पो जाणवा) ॥२-३॥ यवान्नवडे के फळाहारवडे के केवळ शाकाहारवडे प्राणयात्राने सिद्ध करे. अथवा पयोव्रतवडे प्राणधारणने करे. इन्द्रियदमन माटे आ व्रतविशेषो यथाबळ करवा. ज्यांसुधी प्राण शरीरथकी स्वय अनायासथी नीकळे नहि त्यांसुधी प्राणरक्षणना शेषपणे अन्न जमवुं पण बळ लाववामाटे नहि. अन्यथा इन्द्रियक्षोभनी प्राप्ति थाय ॥४॥ वैशाख कार्तिक अने माघमासमां स्नान दान तीर्थयात्रा भगवन्नामजप विगेरे विशेष नियमोने आचरे ॥५॥ विधवा वैभव होय तो वैशाख मासमां जळ परिपूर्ण कुंभो, कार्तिकमां घृतदीपो अने माघमासमां धान्यसहित तिलोनु दान आपे ॥६॥ वैशाखमां विधवाओ प्रपा-परब बंधाववी शिवजी उपर गळती चढाववी. पगरखां वींजणो छत्री सूक्ष्मवस्त्रो, चदन, कपूरसहित तांबूळ, पुष्पहार, विविध जळपात्रो, पुष्पमय गृहो, विविध पानो, (साकरमिश्रित शेकलां अपकव आम्रफळोनो रस, साकरनुं पाणी, साकरलींबुनो रस विगेरे पेयपदार्थो) अने द्राक्ष केळां विगेरे फळो विप्रोने 'मारो पति

वृन्ताकं सूरणं चैव शूकशिम्बीं च वर्जयेत् ॥१०॥ कार्तिके वर्जयेत्तैलं कार्तिके वर्जयेन्मधु । कार्तिके वर्जयेत्कांस्यं कार्तिके शुक्तसन्धितम् ॥११॥ कार्तिके मौननियमे घण्टां चारुं प्रदापयेत् । पत्रभुक्कांस्यपात्रे तु घृतपूर्णं द्विजाय च ॥१२॥ भूमिशय्याव्रते देया शय्या श्लक्ष्णा सतूलिका । फलत्यागे फलं देयं रसत्यागे च तद्रसः ॥१३॥ धान्यत्यागे च तद्धान्यमथवा शालयः स्मृताः । धेनुर्दद्यात्प्रयत्नेन सालङ्काराः सकाञ्चनाः ॥१४॥ एकतः सर्वदानानि दीपदानं तथैकतः । कार्तिके मासि तत्तस्मात्कर्तव्यं सर्वथा मतम् ॥१५॥ किञ्चिदभ्युदिते सूर्ये माघस्नानं समाचरेत् । यथाशक्त्या

प्रसन्न थाय' એવો સંકલ્પ કરીને આપવાં ॥૭-૯॥ વિધવા કાર્તિક માસમાં યવાન્નનેજ જમે. અથવા જે કાંઈ પણ એકજાતીયજ અન્નને જમે પણ વિવિધ અન્નને નહિ. તથા વૃંતાક સૂરણ શૂકધાન્ય ( ડુંખળાંવાળું ધાન્ય જવ ઘઉ વિગેરે ) શિંબીધાન્ય (શિંગમાંથી થએલું મગ અડદ વિગેરે અન્ન) ને ત્યાગ કરે ॥૧૦॥ કાર્તિકમાં તેલનો ત્યાગ કરે. કાર્તિકમાં મધનો ત્યાગ કરે. કાર્તિકમાં કાંસાના પાત્રમાં ભોજનને વર્જે. કાર્તિકમાં પર્યુષિત (વાશી) અને લવણશાકને વર્જે ॥૧૧॥ કાર્તિકમાં મૌન વ્રત ધારે તો સારી નાદવાળી ઘંટા દ્વિજને આપે. પત્રાવળીમાંજ ભોજનવ્રત ધારે તો ઘૃતપરિપૂર્ણ કાંસ્યપાત્ર વિપ્રને આપે ॥૧૨॥ પાથર્યા વિનાની ભૂમિ ઉપર સુઈ રહેવાનું વ્રત ધારે તો વિપ્રને તળઇ સાથે સુંદર સુંવાળી શય્યા આપે. ફળત્યાગ વ્રતને ધારે તો જે ફળનો ત્યાગ કર્યો હોય તે ફળનું દાન કરે. ઘૃતાદિ રસત્યાગવ્રતને ધારે તો પોતે ત્યાગ કરેલા ઘૃતાદિ રસને આપે ॥૧૩॥ ધાન્યત્યાગ વ્રતને ધારે તો જે ધાન્યનો ત્યાગ કર્યો હોય તેનું દાન વિપ્રને કરે અથવા ડાંગરનું દાન કરે. કાર્તિકમાં અલંકારે સહિત, દક્ષિણાએ સહિત ગાયોનું દાન વિપ્રોને યથાશક્તિ પ્રયત્નથી કરે ॥૧૪॥ એકપક્ષમાં સર્વ દાનો અને એક પક્ષમાં દીપદાન છે, ( કાર્તિકમાં દીપદાન સકળદાનફળને આપે છે ) માટે કાર્તિક માસમાં દીપદાન અવશ્ય કરવું ॥૧૫॥ માઘમાસમાં સૂર્ય કિંચિત્ ઉદય પામતાં સ્નાનને કરે, તે આ માઘસ્નાન કહ્યું છે. ( તે સમયે શીત અધિક

च नियमान्माघस्नायी समाचरेत् ॥१६॥ पक्वान्नैर्भोजयेद्विप्रान् यतिनोऽपि तपस्विनः । लड्डुकैः फेणिकाभिश्च वटकैर्घुर्घुरादिभिः ॥१७॥ घृतपक्वैः समरिचैः शुचिकर्पूरवासितैः । गर्भे शर्करया पूर्णैर्नेत्रानन्दैः सुगन्धिभिः ॥१८॥ शुष्केन्धनानां भारांश्च दद्याच्छीतापनुत्तये । कञ्चुकं तूलगर्भं च तूलिकां सोपधानिकाम् ॥१९॥ मञ्जिष्ठारक्तवासांसि तथा तूलवतीं पटीम् । जातीफललवङ्गैलाताम्बूलानि बहून्यपि ॥२०॥ कम्बलांश्चित्रवर्णांश्च निर्वातानि गृहाणि च । मृदुलाः पादरक्षाश्च सुगन्ध्युद्वर्तनानि च ॥२१॥ दानानि ददती सा च दानेनानेन मे सदा । भर्तृस्वरूपो भगवान्प्रीयतामिति चोच्चरेत् ॥२२॥ एवंविधैश्च विधवा विविधैर्नियमैर्व्रतैः । वैशाखान्कार्ति-

હોય છે) આ સ્નાન નિત્યસ્નાનથકી બીજું વ્રતાંતર્ગત જાણવું. આવા માઘસ્નાનવ્રતમાં નિષ્ઠાવાળી વિધવાએ પૂર્વોક્ત નિયમવિશેષ પણ યથાશક્તિ ધારવો ॥૧૬॥ યતિઓ તપસ્વિઓ અને અન્ય વિપ્રોને યથાશક્તિ લાડવા સુતરફેણી વડાં ઘુઘરા જલેબી શીરો આદિક પકવાન્નોવડે જમાડે (પક્વાન્નોને યથાયથ વિશેષણો આપેછે) નવીન શુદ્ધ ઘૃતમાં પકાવેલાં, મરીએ સહિત, શુદ્ધ કર્પૂરથી વાસિત, સાકરથી પરિપૂર્ણ, સારા ગંધવાળાં, નેત્રને આનંદ આપે એવા આકારવિશેષવાળાં, આવા પકવાન્નોવડે તૃપ્ત કરે ॥૧૭-૧૮॥ સુકાં ઇંધણાંના ભારાઓને શીત ટાળવામાટે આપે. તથા શીત મટાડવામાટે પિંજેલું રૂ ભરેલી ડગળીઓ અને ઉશીકાએ સહિત બહુ રૂ ભરેલી પાથરવાની તળાઇઓ શીતનિવારણમાટે આપે ॥૧૯॥ તથા મજીઠના રંગથી રંગેલા વસ્ત્રો, ઓઢાય એવી સમુચિત રૂ ભરેલી ગોદડીઓને આપે તથા જાયફળ લવીંગ એલાયચીએ સંમિશ્રિત તાંબુળોને આપે ॥૨૦॥ વિચિત્ર વર્ણના કામળાઓ, વાયુસંચારે રહિત એવાં ગૃહો, સુંવાળાં પગરખાં અને શરીરમાં ચોળવાનાં સુગન્ધિ ચૂર્ણો વિપ્રોને આપે ॥૨૧॥ આરીતે વિવિધ દાનોને આપતી વિધવા 'આ દાનથી ભર્તાસ્વરૂપ ભગવાન્ મારી ઉપર સદાય પ્રસન્ન થાવ' એવી બુદ્ધિ રાખીને આપે ॥૨૨॥ વિધવા યથાશક્તિ આવાં વિવિધદાનાચરણો, નિયમાચરણો અને વ્રતાચરણોવડે વૈશાખ કાર્તિક અને

कान्माघान् यथाशक्त्यतिवाहयेत् ॥२३॥ व्रतोपवासहीना तु नारी भ्रष्टा भवेद्ध्रुवम् । कामाकुला स्याच्च यथा ह्यूर्जे मासि शुनी कपी ॥२४॥ शृणुयात्सच्छास्त्रकथां वक्तुर्धर्मपरायणात् । उपविश्य स्त्रीसमे सा पालयन्ती निजं व्रतम् ॥२५॥ कर्मणा मनसा वाचा यत्नाद्धर्मं समाचरेत् । अस्वर्ग्यं लोकविद्विष्टं धर्ममप्याचरेन्न तु ॥२६॥ एतान्धर्मांस्तु या नारी चिन्तयन्ती मृतं पतिम् । पालयेत्सा सतीलोकं प्राप्नुयाद्वै सभर्तृका ॥२७॥ कृष्णमेव पतिमात्मनस्तु या चिन्तयन्त्यविरतं भजेच्च तम् । संस्थिता च निजधर्मवर्त्मनि तत्पदं द्विज ! लभेत सा परम् ॥२८॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्म-

---

માઘ માસોને યાવજ્જીવં નિર્ગમન કરે ॥૨૩॥ વ્રતોપવાસવિહીન વિધવા તરૂણી પ્રકૃતિથી અને અન્નરસના વધારાથી સમુત્તેજીત થએલા કામને લીધે વ્યાકુળ થતાં કાર્તિકમાસમાં કુતરીજ જેમ તથા વાનરીજ જેમ એમ કામક્ષોભના વશને પામતાં ધર્મથકી નિશ્ચે ભ્રષ્ટ થાય. માટે વ્રતોપવાસને કર્યા કરે ॥૨૪॥ ધર્મપરાયણ પ્રકૃષ્ટ વક્તાથકી સચ્છાસ્ત્રપ્રતિપાદ્ય, ધર્મજ્ઞાનભક્તિના અવલંબનવાળી કથાને સ્ત્રીયોના સમૂહમાં બેસીને તે આ વિધવા નિજવ્રતોના પાલનપરાયણ થઇને સાંભળે ॥૨૫॥ મન વાણી કાય અને કર્મવડે સર્વપ્રકારે પ્રયત્નપૂર્વક ધર્મનેજ આચરે. ( મનથી પણ અધર્મનો સંકલ્પ કરે નહિ ) ભલે ધર્મશાસ્ત્રાભિમત હોય પણ જે તે લોકનિંદિત હોય તો તે ધર્મને નજ આચરે, કેમકે તે અસ્વર્ગ્ય-લોકગર્હિત હોવાથી સ્વર્ગ્યવિરૂદ્ધ છે—આ લોક પરલોકમાં દુઃખદાયિ છે. સ્મૃતિજ જેમ એમ સદાચારરૂપ લોકાચારપણ ધર્મનું મૂળ છે ॥૨૬॥ જે વિધવા મૃત પતિનુંજ સતત ચિંતન કરતીથકી પૂર્વોક્ત વિધવાધર્મોને પાળે તે મરતાં સ્વધર્મબળથી પતિને ઇતર લોકમાં રહેલાને પણ સતીલોકમાં સાથે લઇ જઇને ત્યાં ભર્તાસાથે પરમ સુખને પામે છે ॥૨૭॥ હે દ્વિજ ! જે વિધવા તો સકળલોકસ્વામી શ્રીકૃષ્ણનેજ પોતાના અસાધારણ પતિપણે ભાવના કરવાપૂર્વક નિજધર્મમાર્ગમાં અસ્ખલિત વર્તતીથકી તેજ સર્વેશ્વરને સર્વ ભાવથી સદા ભજે તે તેજ શ્રીકૃષ્ણના પરમપદ મુક્તપ્રાપ્યને પામે ॥૨૮॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...

शास्त्रे पञ्चमप्रकरणे धर्मोपदेशे स्त्रीधर्मेषु विधवाना व्रतविशेषविधिनिरूपणनामा चतुस्त्रिंशोऽध्याय ॥३४॥

श्रीनारायणमुनिरुवाच—विधवायाः क्वचिद्धर्मच्युतौ वच्म्यथ निष्कृतिम् । यां कृत्वा साऽऽप्नुयात्पूर्णं स्वधर्मफलमुत्तमम् ॥१॥ कवरीवन्धने नारी पर्यङ्कशयने तथा । धर्महीनस्त्रियाः सङ्गे कुर्यादेकमुपोषणम् ॥२॥ द्विर्भोजने तथा क्रोधे नग्नस्नानेऽतिभोजने । तैलाभ्यङ्गे कृते च स्त्री कुर्या० ॥३॥ गन्धद्रव्योपभोगे च वृषभारोहणे तथा । अतिसर्पिःपयःपाने कुर्या० ॥४॥ उत्तेजकेऽतिमिष्टान्ने ताम्बूले मादके तथा । भक्षिते सा तु विधवा कुर्या० ॥५॥ दिव्ये सूक्ष्मे तथा चित्रे कौसुम्भे चांशुके धृते । कञ्चुके च धृते नारी

---

પંચમપ્રકરણે ધર્મોપદેશે સ્ત્રીધર્મેષુ વિધવાનાં વ્રતવિશેષવિધિનિરૂપણનામા ચતુસ્ત્રિંશોડધ્યાયઃ ॥૩૪॥

## [1]અધ્યાય ૩૫ મો.

શ્રીનારાયણમુનિ કહેછે—હે બ્રહ્મન્ ! વિધવાના જે ધર્મો કહ્યા તેનો એકવાર ભંગ થતા જે પ્રાયશ્ચિત્ત છે તેનુ હવે નિરૂપણ કરૂ છુ જેના અનુષ્ઠાનથી વિધવા સપૂર્ણ ઉત્તમ સ્વધર્મફળને પામે ॥૧॥ વિધવા નારી જો કબરીબન્ધનને કરે ( મસ્તકે કેશ રાખે ) તો એકદિન ઉપોષણ પ્રાયશ્ચિત્તને કરે તથા પર્યંકમા શયન કરે, ધર્મભ્રષ્ટ સ્ત્રીનો સગ કરે, બીજીવાર ભોજન કરે, ક્રોધ કરે, નગ્ન થઇ સ્નાન કરે, અતિભોજન કરે, તૈલાભ્યગ કરે, ચદનાદિ ગધ દ્રવ્યનો ઉપભોગ કરે, વૃષભ ઉપર બેસે, ઘૃત દુગ્ધનુ પુષ્કળ પાન કરે, એલાયચી લવીંગાદિ ઉત્તેજક પદાર્થને જમે, મોદકાદિ મિષ્ટાન્નને અતિશય જમે, તાબૂળને ચાવે અને માદક વસ્તુને ભક્ષણ કરે તો પૃથક્ પૃથક્ એક એક ઉપવાસ પ્રાયશ્ચિત્તને કરે ॥૨-૫॥ તથા વિધવા જો દિવ્ય વસ્ત્રને ધારે, સૂક્ષ્મ વસ્ત્રને ધારે, વિચિત્ર વર્ણના વસ્ત્રને ધારે, કસુબા રગથી રગેલા વસ્ત્રને ધારે, ડગલીને ધારે, વિકૃત-દેશકુળાચારવિરુદ્ધ પ્રકારે વસ્ત્રને ધારે,

---

[1] આ અધ્યાયમા વિધવાધર્મભગમા પ્રાયશ્ચિત્તવિધિનુ નિરૂપણ કર્યું છે

कुर्या० ॥६॥ विकृतं च धृते वस्त्रे पाणिपद्दन्तरञ्जने । सिन्दूरकुङ्कुमधृतौ कुर्या० ॥७॥ पुष्पस्रजश्चन्दनस्य शङ्खानामञ्जनस्य च । धारणे भालपत्र्याश्च कुर्या० ॥८॥ विष्णुप्रसादिगन्धादेर्ललाटादौ धृतावपि । तादृक्पुष्पस्रजश्चाङ्गे कुर्या० ॥९॥ धातुयुक्ताम्बरधृतौ धात्वलङ्कारधारणे । सुवासिनीवेषधृतौ कुर्या० ॥१०॥ सन्न्यासिनीवेषधृतौ नर्तकीवेषधारणे । पुंवेषस्य धृतौ च स्त्री कुर्या० ॥११॥ भालकेशोत्पाटने च विना कार्यं परिभ्रमे । परगेहोपवेशे च कुर्या० ॥१२॥ पैत्रपक्षोपहासोक्तौ पितुत्सङ्गोपवेशने । अम्बाग्रे ग्राम्यधर्मोक्तौ कुर्या० ॥१३॥ श्रवणे कीर्तने च स्त्री शृङ्गारवचसां कृते । गालिदाने च विधवा कुर्या० ॥१४॥ अपशब्दोच्चारणे च होलिकोत्क्रीडने तथा । मिथ्यापवादे च कृते कुर्या० ॥१५॥ निर्लज्जवादे श्वाशुर्यैः कृतेऽथो पापदुष्टया । स्त्रिया मैत्र्यां कृतायां सा कुर्या० ॥१६॥ परिव्राजिकया दूत्या नीचजात्या च योषिता । मैत्र्यां कृतायां

હાથ પગ દાતને અળતાદિકથી રંગે, સિંદૂર કુંકુમને ધારણ કરે, પુષ્પહારને ધારે, ચદનનો લેપ કરે, હાથે શંખવલયને ધારે, નેત્રમાં અંજન કરે અને ભાલપત્રીને ધારણ કરે તો પૃથક્ પૃથક્ એક દિન ઉપોષણ પ્રાયશ્ચિત્તને આચરે ॥૬–૮॥ તથા ભગવત્પ્રસાદભૂત ચદનને લલાટાદિકમાં ધારણ કરે, તેવા પુષ્પહારને કંઠમાં ધારણ કરે, સુવર્ણાદિ ધાતુસૂત્રવાળાં વસ્ત્રોને ધારે, સુવર્ણાદિ ધાતુના અલંકારોને ધારે, સુવાસિનીનો વેષ જે નાસાભૂષાદિધારણરૂપ તેને ધારે, નર્તકી નારીનો વેષ ધારે, પુરૂષવેષને ધારે, ભાલના કેશોને ઉપાડે, કાર્ય વિના માર્ગમા ભમ્યા કરે અને પરગૃહે એકાકિની બેસવા જાય તો વિધવા એક એક ઉપવાસ પ્રાયશ્ચિત્તને કરે ॥૯–૧૨॥ તથા પિતૃપક્ષીય જનોની સમીપે ઉપહાસવચનને બોલે, પિતાના ખોળામાં બેસે, માતા આગળ મૈથુનવાર્તાને ઉચ્ચારે, શૃંગારવાર્તાનું શ્રવણ કીર્તન કરે, ગાળિદાન કરે, અપશબ્દોને ઉચ્ચારે, હોળીની રમતને કરે, મિથ્યાપવાદ આરોપે, શ્વશુરપક્ષીય જનો સાથે નિર્લજ્જપણે વાદ કરે, પાપદૂષિત નારી સાથે મૈત્રી કરે, સંન્યાસિની દૂતી નીચજાતિસ્ત્રી અને કામુકી નારી સાથે મૈત્રી કરે તથા

कामुक्या कुर्या० ॥१७॥ पाषण्डिन्या यवन्या च मन्त्रयन्त्रविदा स्त्रिया। मैत्र्यां कृतायां नास्तिक्या कुर्या० ॥१८॥ निर्लज्जयौषधिविदा गर्भघ्न्या धूर्तया च सा। मैत्र्यां कृतायां विधवा कुर्या० ॥१९॥ पतिव्रतेक्षया पुंसोऽभिशप्तस्य गृहे गतौ। कृतायां नीचजातेश्च कुर्या० ॥२०॥ नृत्यगीतोद्वाहसार्थसुवेषपुरुषोत्सवान्। द्रष्टुं कृते तु गमने कुर्या० ॥२१॥ क्रीडतां वीक्षणे स्वैरं पुंसां चैकाकिनीगतौ। कामाच्च पुरुषेक्षायां कुर्या० ॥२२॥ पुंरूपगुणवार्तानां श्रवणे कीर्तने तथा। पुंसोऽङ्गस्पर्शने च स्त्री कुर्या० ॥२३॥ धौतादिभिन्नपुवस्त्रस्पर्शे पुंसां च भाषणे। पुंसि च दुष्टसङ्कल्पे कुर्या० ॥२४॥ पुंसश्चित्रे च लिखिते स्पृष्टे मैथुनिपुत्तले। स्वकार्यसिद्ध्यै पुमैत्र्यां कुर्या० ॥२५॥ पशुपक्ष्यादियभने पुंगुह्ये च समीक्षिते। करदृग्भ्रमपुंबोधे कुर्या० ॥२६॥ पुंदृष्ट्या सह दृग्बन्धे पुंसश्चोत्स-

પાખંડિની યવની મંત્રયંત્રને જાણનારી અને નાસ્તિકી નારી સાથે મૈત્રી કરે તો વિધવા એક એક ઉપવાસને કરે ॥૧૭-૧૮॥ તથા નિર્લજ્જ, વશીકરણાદિ ઓષધિને જાણનારી, ગર્ભપાત કરનારી અને ધૂર્તા નારી સાથે જો મૈત્રી કરે તો વિધવા એક દિવસ ઉપવાસ કરે ॥૧૯॥ મિથ્યાપવાદ પામેલા પુરૂષના ઘરમાં રહેલી પતિવ્રતાનાં દર્શન કરવાની આકાંક્ષાથી તેને ઘેર જાય, નીચજાતિમાં વર્તતી ધર્મવાળીપણ સ્ત્રીના દર્શનાર્થે નીચ જાતીયને ઘેર બેસવા જાય અને નૃત્ય ગીત વિવાહ જનસંઘ સુવેષપુરૂષ જનસમાજોત્સવને જોવા માટે ઘરથકી બહાર નીકળે, યથેચ્છ ક્રીડા કરતા પુરૂષોને જુવે, જે કોઇ પણ સ્થળે એકાકિની જાય, કામભાવથી પુરૂષને જુવે, પુરૂષના રૂપ ગુણની વાર્તાનુ શ્રવણ કીર્તન કરે, પુરૂષના અંગનો સ્પર્શ કરે, ધીતાદિકથકી ભિન્ન પુરૂષવસ્ત્રનો સ્પર્શ કરે, પુરૂષસાથે બોલે, કામભાવથી પુરૂષસંબન્ધી દુષ્ટ સંકલ્પ કરે, પુરૂષના ચિત્રને ચિતરે, ગ્રામ્યધર્માસક્ત આકૃતિવાળા પુતળાનો સ્પર્શ કરે, સ્વકાર્યસિદ્ધિમાટે પુરૂષસાથે મૈત્રી કરે, પશુપક્ષ્યાદિકનું મૈથુન બુદ્ધિપૂર્વક જુવે, પુરૂષના ગુહ્ય અંગને જુવે, બોલ્યા વિના હસ્તચેષ્ટાથી કે નેત્રચેષ્ટાથી પુરૂષને કોઇ બાબત જણાવે, પુરૂષની દૃષ્ટિસાથે પોતાની દૃષ્ટિને બાંધીને

जनस्थले । तत्क्रियाकरणे नारी कुर्या० ॥२७॥ धनुर्मानाभ्यन्तरेण गतौ पुंसोऽन्तिके तथा । अनापदि कृतायां सा कुर्या० ॥२८॥ ऊर्ध्वं चाधः पुमान् यत्र सुप्तः स्यान्निशि तद्गृहे । एकाकिनी स्वपेद्या सा कुर्या० ॥२९॥ पुंसमादृश्यहृत्तुन्दसक्थियोपविशेत्तथा । स्वाङ्गचापल्यकर्त्री च कुर्या० ॥३०॥ पैत्रश्वाशुर्यसङ्गुप्तव्यवहारविधापने । आदर्शे च मुखेक्षायां कुर्या० ॥३१॥ सह याने कृते यूना बन्धुनाऽपि च वर्त्मनि । रहःस्थानोपवेशे च कुर्या० ॥३२॥ मानसस्याथ बाह्यस्य पूजनस्याकृतौ हरेः । अकृतौ नित्यजाप्यस्य कुर्या० ॥३३॥ आवश्यकं गेहकार्यं विना भक्तिं च सत्पतेः । व्यर्थे कालातिक्रमे च कुर्या० ॥३४॥ गेहद्वारान्तरे कश्चित्प्रविश्याशु पुमान्बहिः । निर्गच्छेत्तत्र चैका चेत्कुर्या० ॥३५॥ यत्रैका स्यात्स्वयं

જુવે અને પુરૂષને મળમૂત્રોત્સર્ગ કરવાના સ્થાનમાં તે ક્રિયાને કરે તો તેજ એક દિન ઉપવાસ પ્રાયશ્ચિત્તને કરે ॥૨૦-૨૭॥ તથા આપત્તિ વિના ધનુર્માપ ( ચાર હાથ ) વ્યવધાન વિના પુરૂષને સમીપે ચાલે, જે ઘરમાં મેડા-ઉપર કે નીચલે માળે એકલો પુરૂષ સુતો હોય તેવા ઘરમાં રાત્રિએ એકાકિની સુવે, વક્ષસ્થળ ઉદર અને સાથળને પુરૂષ જોઇ શકે એરીતે વસ્ત્રથી નહિ આચ્છાદન કરીને સ્થિતિ કરે, પુરૂષસમીપે કરચરણાદિ અંગની ચપળતા કરે, તો વિધવા તેજ એક દિન ઉપોષણ પ્રાયશ્ચિત્તને કરે ॥૨૮-૩૦॥ પિતૃપક્ષીય કે શ્વશુરપક્ષીય જનો જેમ ન જાણે તેમ સ્ત્રીદ્વારા પુરૂષસાથે કોઈ વ્યવહાર કરે, દર્પણમાં પોતાનું મુખ જુવે, તરૂણ ભ્રાતાદિ બન્ધુજન સાથેપણ માર્ગમાં તરૂણી એકાકિની પ્રયાણ કરે, પિત્રાદિકની સાથે એકાંતમાં બેસે, ભગવાનનું માનસ તથા બાહ્ય પૂજનને ન કરે, અતિદિન જપનીય ભગવન્નામજપને ન કરે, આવશ્યક ગૃહકાર્ય વિના અને ભગવદ્ભક્તિ-વિના વ્યર્થ કાળહરણ કરે, તો તેજ દિન એક ઉપોષણ પ્રાયશ્ચિત્તને કરે ॥૩૧-૩૪॥ પોતે વિધવા એકાકિની જે ગૃહમાં રહેતી હોય ત્યાં જો એકાકી પુરૂષ ગૃહદ્વારની અંદર પ્રવેશ કરીને તત્ક્ષણ બહાર નિકળી જાય તો તે આ વિધવા એક દિવસ ઉપવાસ કરે ॥૩૫॥ ઘરની અંદર પ્રવિષ્ટ થએલા પુર-

तत्र तिष्ठेदेत्य पुमांस्तु यः। आक्रोश्य दूरयेत्तं चेत् कुर्या० ॥३६॥ निष्कासयेन्न चेत्तं तु स्वयं तत्र स्थिता भवेत्। तर्हि सा तु प्रकुर्वीत चतुर्दिनमुपोषणम् ॥३७॥ स्वप्ने पुरुषसङ्गे च कुर्यादेकमुपोषणम्। तत्र स्वबन्धुसङ्गे तु पादकृच्छ्रं व्रतं चरेत् ॥३८॥ स्वधनस्य व्ययं कृत्वा जीविकार्थं ततश्चरेत्। याऽन्यसेवां च भैक्ष्यं वा सा चान्द्रायणमाचरेत् ॥३९॥ जीविकार्थे क्रयादौ च पुंस्पर्शे स्नानतः शुचिः। भाषणे तु जपेद्विष्णोर्नाम्नां पञ्चशतं च सा ॥४०॥ करीषतृणमृत्काष्ठगोमयाद्याहृतौ च सा। आवश्यके तु पुंस्पर्शे जाते स्नानाद्विशुध्यति ॥४१॥ स्वसम्बन्धिनराणां च कामात्कापि समीक्षणे। जाते वा

પને જો 'દૂર જા દૂર જા' એમ આક્રોશ કરીને દૂર કરે તોપણ ત્યા એકલી રહેલી વિધવા એક દિન ઉપવાસ પ્રાયશ્ચિત્તને કરે ॥૩૬॥ ઘરની અંદર આવેલા એકાકી પુરૂષને આ એકાકિની વિધવા આક્રોશ કરીને દૂર કરે નહિ (અને તે પુરૂષ મુહૂર્ત રહીને બહાર નીકળી જાય) અને ત્યા સ્થિતિ કરે તો તે વિધવા ચાર દિવસ ઉપવાસ કરે ॥૩૭॥ સ્વપ્નમાં જો પુરૂષસંગને અનુભવે તો તેના પ્રાયશ્ચિત્તપણે એક દિન ઉપોષણ કરે. જો બન્ધુજનના સંગને સ્વપ્નમાં અનુભવે તો તો પાદકૃચ્છ વ્રતને કરે ॥૩૮॥ જે વિધવા પોતાના જીવનમાં પર્યાપ્ત સર્વ ધનનો ધર્મનિમિત્તે વ્યય કરીને પછી જીવિકા માટે અન્યની સેવાને કે ભિક્ષાચર્યાને આચરે તે ચાંદ્રાયણ વ્રતને કરે ॥૩૯॥ જીવિકાર્થે ક્રયવિક્રયાદિ વૃત્તિનો આશ્રય કરતાં તે ક્રયવિક્રય કૃષિસેવાદિ વ્યાપારમાં પુરૂષના અંગનો સ્પર્શ જો થાય તો વિધવા સ્નાન કરવાથી શુદ્ધ થાય તેવા પ્રસંગે પુરૂષ સાથે બોલે તો ભગવાનના નામનો જપ પાચસોવાર કરે. (પાંચ માળા ફેરવે) ॥૪૦॥ આવશ્યક છાણાં તૃણ મૃત્તિકા કાષ્ઠ છાણ આદિકના અરણ્યથકી ઘેર આહરણસમયે (ભારો બંધાવવો ચઢાવવો વિગેરે આવશ્યક કાર્યવિષયમાં) પુરૂષનો સ્પર્શ થાય તો વિધવા સ્નાન કરવાથી શુદ્ધ થાય છે ॥૪૧॥ કદાચિત્ કામભાવથી પોતાના સંબન્ધિ પુરૂષોને જુવે કે તેમની સાથે ભાષણાદિકને કરે તો બમણું પ્રાયશ્ચિત્ત કરવું-સામાન્યતઃ પરપુરૂષના પ્રેક્ષણમાં જે એક ઉપવાસ કહ્યો છે આમા તો

भाषणादौ च निष्कृतिर्द्विगुणोदिता ॥४२॥ एकपत्नीव्रतस्त्यागी मृतस्त्रिः शरणागतः । अनिच्छुरथ विश्वासी पुमांसः षडिमे तु ये ॥४३॥ तत्रैकस्य सकृज्जाते सङ्गे वर्षं दिनान्तरे । पिबेन्निर्लवणान्सक्तूंस्ततः शुध्येत्तु साऽबला ॥४४॥ धारणापारणाख्येऽस्मिन्व्रते भोजनवासरे । एकमन्नं तु वाऽश्नीयादशक्ता सैन्धवान्वितम् ॥४५॥ अन्नद्वयं सलवणं तत्राशक्ता तु भक्षयेत् । उपवासदिने त्वम्बु सा पिबेत्तक्रमेव वा ॥४६॥ क्रियमाणे व्रते यर्हि रोगाद्यापदिहापतेत् । तर्हि तस्या व्यपगमे व्रतशेषं समापयेत् ॥४७॥ वर्षव्रते त्वशक्ता स्त्री पादोनं व्रतमाचरेत् । अल्पशक्ता तदर्धं वा तदर्धं वा ततः शुचिः ॥४८॥ प्रायश्चित्तमिदं प्रोक्तं स्वपापे विदिते जनैः । रहस्ये त्वत्र व-

તેથકી દ્વિગુણ (બે) ઉપવાસને કરે ॥૪૨॥ જે એકપત્નીવ્રતવાળો હોય, જે ત્યાગી હોય, જે તો મૃતદાર હોય, જે શરણાગત હોય, જે અનિચ્છુ–કામભોગવિમુખ હોય, જે વિશ્વાસશીલ હોય, આ છ પ્રકારના પુરુષોમધ્યે એકનો સાક્ષાત્ સંગ એકવાર થઈ જાય તો અધવા અબળા દિનાંતરે–એક દિન ઉપવાસ કરીને બીજે દિવસે લવણવર્જીત સાથવાને પિવે, એરીતે વર્ષપર્યંત વ્રત કરવાથી તે શુદ્ધ થાય ॥૪૩-૪૪॥ આ ધારણાપારણા નામનું વ્રત જાણવું આ વ્રતમાં ભોજનદિવસે લવણવર્જીત સાથવો ખાવામાં જે અસમર્થ હોય તે એકજાતીયજ અન્નને (રાધેલું જે કોઇપણ એક અન્ન) સૈન્ધવસહિત જમે ॥૪૫॥ એકજાતીય અન્ન જમીને વ્રત કરવામાં પણ અશક્ત અબળાતો લવણયુક્ત બે અન્નને જમે, પણ નાનાવિધ અન્ય અન્ય અન્નને જમે નહિ. ઉપવાસદિને તો જળમાત્રને પિવે. અશક્તા તો છાસમાત્રને પિવે ॥૪૬॥ પ્રાયશ્ચિત્તભૂત વ્રત કરતાં વ્રતપૂર્તિ પહેલાં જો રોગાદિ આપત્તિ આવી પડે તો તે આપત્તિ ટળી જતાં અવશેષ વ્રતને સમાપ્ત કરે ॥૪૭॥ જે વાર્ષિક વ્રતમાં અશક્ત હોય તેતો એકપાદ ઓછું (નવમાસાત્મક) વ્રત કરે. અતિ અશક્તતો તેનું અર્ધ (છ માસાત્મક) વ્રત કરે. તેમાં પણ અશક્ત નારી અર્ધથકી પણ અર્ધાંશને (ત્રિમાસાત્મક) કરે. આરીતે વ્રત કરવાથીજ તે શુદ્ધ થાય છે ॥૪૮॥ જનોના જાણવામાં

क्ष्यामि निष्कृतिं शास्त्रसम्मताम् ॥४९॥ विष्णोर्मूर्तिं पुरोधाय निर्निमेषविलोचना । दृढासना जपेन्मन्त्रं मौनयुक् चतुरक्षरम् ॥५०॥ सहस्राण्यन्वहं पञ्च सा षण्मासान् जपेन्मनुम् । जपान्ते भोजनं कुर्यादेकवारं जितेन्द्रिया ॥५१॥ एकपत्नीव्रतादौ तु भ्रष्टायाः पुंसि योषितः । व्रतं यत्कथितं तच्च तदन्यत्रार्धमीरितम् ॥५२॥ अज्ञानान्मद्यपाने च तथा मांसाशने कृते । स्तेन्ये सुवर्णस्य च सा व्रतं चान्द्रायणं चरेत् ॥५३॥ प्रायश्चित्तं त्विह प्रोक्तं धर्मशास्त्रेऽस्ति वै महत् । कलौ कर्तुमशक्यं तदत एतावदीरितम् ॥५४॥ एकाह्निके रन्धितेऽन्ने शाकमूलफले दले । हृते च दधिदुग्धादावेकं दिनम भोजनम् ॥५५॥ दिनद्वयं तूपवसेन्मिष्टान्ने च घृते हृते । एवमन्यत्र

આવેલા આ પુરૂષસંગાત્મક સ્વપાપમા પૂર્વોક્ત પ્રાયશ્ચિત્ત કરવાનુ જાણવુ રહસ્ય–લોકમા નહિ પ્રકાશ પામેલા સ્વપાપમા તો શાસ્ત્રસમત પ્રાયશ્ચિત્ત પ્રકારને કહુંછુ ॥૪૯॥ શ્રીકૃષ્ણની મૂર્તિ પોતાઆગળ સંસ્થાપીને, દૃઢઆસન બાધીને તે પ્રતિમામા નિમેષવર્જીત નેત્રવૃત્તિ રાખીને મૌનવ્રતપરાયણ થઈ 'નારાયણ' આ ચતુરક્ષર મન્ત્રને પ્રતિદિન પાચહજારવાર છ માસપર્યંત જપે જપને અતે જીતેન્દ્રિય થઈ પ્રતિદિન એકવારજ ભોજન કરે ॥૫૦-૫૧॥ એકપત્નીવ્રતવાળો આદિક જે છ પુરૂષો પૂર્વે કહ્યા તેમાથી હરકોઈ એકમા ભ્રષ્ટ થએલી સ્ત્રીને જે વ્રત પ્રાયશ્ચિત્ત કહ્યુ તેથકી અર્ધ પ્રાયશ્ચિત્ત તેથકી ઈતર પુરૂષના સગમા કરવાનુ જાણવુ ॥૫૨॥ અજાણથી મદ્યપાન કરે તથા માસભક્ષણ કરે તથા સોળમાષાપરિમિત સુવર્ણની ચોરી કરે તો વિધવા ચાદ્રાયણવ્રત કરે ॥૫૩॥ યદ્યપિઆ પુરૂષસગ મદ્યપાનાદિકમા પ્રાયશ્ચિત્ત મોટુંજ કાઇ ધર્મશાસ્ત્રમા કહ્યુ છે અથાપિ કલિયુગમા તે ન કરી શકાય એમ હોવાથી આટલુજ લઘુ પ્રાયશ્ચિત્ત અનુતપ્ત જનોના પ્રતિ કહ્યુ ॥૫૪॥ એક દિન ભોજનપર્યાપ્ત રાંધેલા અન્નની ચોરી કરે, શાક મૂળ ફળ ફુલદળાદિકની ચોરી કરે, દહીં દુધ આદિકની ચોરી કરે તો પ્રત્યેકમા એક એક ઉપવાસ પ્રાયશ્ચિત્તને કરે ॥૫૫॥ ઘૃતસાકરપરિપૂર્ણ મોદકાદિ મિષ્ટાન્નની ચોરી કરે કે ઘૃતની ચોરી કરે તો બે દિવસ ઉપવાસ કરે. આ રીતે

विशेयं प्रायश्चित्तं यथोचितम् ॥५६॥ लिक्षायूकामत्कुणादिसूक्ष्मजन्तुवधे तु सा । अज्ञानतः कृते नारी कुर्यादेकमुपोषणम् ॥५७॥ मूषकादिवधे जाते काप्यज्ञानात्तु साऽऽचरेत् । उपवासद्वयं नारी कीर्तयन्त्यभिधा हरेः ॥५८॥ उत्तरोत्तरजीवानां ज्ञात्वेत्थं महदल्पताम् । प्रायश्चित्तं तथा कुर्याद्देशकालादि वीक्ष्य च ॥५९॥ आत्मघाते कृते नारी भुक्त्वैव यमयातनाः । जायते तामसीष्वेव प्रेतसर्पादियोनिषु ॥६०॥ एकादशीनां च हरेर्जन्माहानामनापदि । उपवासानाचरणे कुर्याचान्द्रायणव्रतम् ॥६१॥ यतिनो वर्णिनश्चान्ने भुक्तेऽनाश्रमिणस्तथा । अज्ञानादपि कुर्वीत व्रतं चान्द्रायणं शुभम् ॥६२॥ जातिभ्रंशकरे कर्मण्यज्ञानाच्च कृते सति । चान्द्रायणं प्रकुर्वीत स्मरन्ती हरिमेव सा ॥६३॥ अज्ञानतः सकृज्जाते व्रतभङ्गे

અન્ય વસ્ત્રપાત્રાદિકની ચોરીમા યથાયોગ્ય પ્રાયશ્ચિત્ત જાણવું ॥૫૬॥ લીખ જૂ માંકણ આદિક સૂક્ષ્મ જંતુઓનો વધ અજ્ઞાનથી કરે તો વિધવા એક ઉપવાસ કરે ॥૫૭॥ કદાચિત્ અજ્ઞાનથી ઉંદર આદિક સ્થૂળ જંતુનો ઘાત કરે તો વિધવા નારી ભગવન્નામોને ઉચ્ચારતીથકી બે દિવસ ઉપવાસ કરે ॥૫૮॥ આ પ્રકારે ઉત્તરોત્તર તેતે પ્રાણિઓનું મોટાપણુ નાનાપણુ વિચારીને તેમજ દેશકાળનો વિચાર કરીને યથાયોગ્ય પ્રાયશ્ચિત્તને આચરે અલ્પ જીવના વધમાં અલ્પ અને મહાજીવના વધમા મહત્ પ્રાયશ્ચિત્તને કરે ॥૫૯॥ જો આત્મઘાત કરે તો તે વિધવા નારી દુ સહ યમયાતનાઓને ભોગવીને તામસી પ્રેતસર્પાદિ યોનિમાંજ જન્મેછે, માટે આત્મઘાત નજ કરવો (યદ્યપિ આત્મઘાતમા દોષ સર્વેને સમાન છે અથાપિ વિધવાને અધિક પાપ જણાવાના અભિપ્રાયથી આ વિશેષપણે ઉપદેશ છે)॥૬૦॥ વિપત્તિ વિના એકાદશી જન્માષ્ટમી આદિકનો ઉપવાસ ન કરે તો વિધવા ચાંદ્રાયણવ્રત કરે ॥૬૧॥ સંન્યાસી વર્ણી અને અનાશ્રમીનુ અન્ન અજ્ઞાનથી પણ જમે તો શુભ ચાંદ્રાયણવ્રત કરે ॥૬૨॥ એમજ જાતિમાથી ભ્રષ્ટ કરનારૂં કર્મ અજ્ઞાનથી કરે તો વિધવા હરિસ્મરણપૂર્વક ચાંદ્રાયણવ્રત કરે ॥૬૩॥ આ સર્વ મેં કહેલુ પ્રાયશ્ચિત્ત અજાણથી એકવાર કરેલા સર્વપણ

मयोदितम्। प्रायश्चित्तमिदं ज्ञेयं सर्वत्रापि न चान्यथा ॥६४॥ प्रायश्चित्तोपवासेषु भगवन्नामकीर्तनम्। दिवा रात्रौ च कर्तव्यं तेन पूर्णं फलं भवेत् ॥६५॥ प्रायश्चित्तोपवासेषु त्वेकादश्याद्युपोषणम्। गणयेन्नैव नारी च प्रायश्चित्तं प्रकुर्वती ॥६६॥ शुद्ध्यर्थं उपवासश्चेदेकादश्याद्युपोषणे। प्राप्तः स्यात्तर्हि तं कुर्यात्तृतीये वासरे पृथक् ॥६७॥ प्रायश्चित्तोपवासे च क्रियमाणे पुनर्यदि। आपतेदुपवासोऽन्यः कुर्यात्तन्त्रेण तं तदा ॥६८॥ प्रायश्चित्तोपवासाद्दे नीरतक्रे-

व्रतभंगमां જાણવું. અન્યથા નહિ-બુદ્ધિપૂર્વક અને વળી બહુવાર કરેલા વ્રતભંગમાં નજ જાણવું. જાણીજોઇને કરેલા વ્રતભંગાદિકમાં દ્વિગુણ પ્રાયશ્ચિત્ત ધર્મશાસ્ત્રમાં કહ્યું છે, 'विहितं यदकामानां कामात्तद्विगुणं चरेत्' એવી સ્મૃતિ છે ॥૬૪॥ પ્રાયશ્ચિત્તપણે કરવા કહેલા ઉપવાસોમાં દિવસે અને રાત્રિએ ભગવન્નામકીર્તન અવશ્ય કરવું. તેથીજ તે પ્રાયશ્ચિત્ત સંપૂર્ણ ફળસંપાદક થાય. અન્યથા તો દેશકાળાદિકૃત બહુ વિગુણતા આવતી હોવાથી સંપૂર્ણ ફળપ્રાપ્તિ ન થાય. તે ભાગવતમાં કહ્યું છે-'मन्त्रतस्तन्त्रतश्छिद्रं देशकालार्हवस्तुतः। सर्वं करोति निश्छिद्रं नामसङ्कीर्तनं तव ॥' ઇતિ ॥૬૫॥ પ્રાયશ્ચિત્તને કરતી વિધવા નારી પ્રાયશ્ચિત્તનિમિત્તના ઉપવાસોમાં જો એકાદશ્યાદિકનો ઉપવાસ પ્રાપ્ત થાય તો તેને તેમાં નજ ગણે. (તેથી પ્રાયશ્ચિત્તોપવાસસંખ્યાની પૂર્તિ ન કરે) ॥૬૬॥ શુદ્ધિમાટે કહેલો નૈમિત્તિક ઉપવાસ જો નિત્ય એકાદશ્યાદિ ઉપવાસ દિવસે પ્રાપ્ત થાય તો શુદ્ધિનિમિત્તનો ઉપવાસ ત્રીજે દિવસે (દ્વાદશીથકી પર દિને) પૃથક્ કરે ॥૬૭॥ પ્રાયશ્ચિત્તનો ઉપવાસ કરવા આરંભી દીધો હોય અને જો ફરી બીજો પ્રાયશ્ચિત્તનિમિત્તનો ઉપવાસ આવી પડે તો તે બીજા ઉપવાસને તંત્રથી કરે-આરંભેલા ઉપવાસની સાથેજ કરે. અર્થાત્ આરંભેલા ઉપવાસને મધ્યે આવેલો બીજો ઉપવાસપણ આરંભેલા પ્રથમ ઉપવાસની સાથેજ થઇ ગયો એમ માને પણ તેને બીજે દિવસે પૃથક્ ન કરે ॥૬૮॥ વ્રતને આચરતી વિધવા નારી ઉપવાસદિવસે જળ છાસથકી બીજું ફળમૂળાદિ કાંઇપણ કદાપિ ખાય નહિ. (અશક્ત નારીઓએજ છાસનું પાન કરીને પણ વ્રતોપવાસ કરવો, એવો

तरत्तु सा । न किञ्चिद्याञ्छिधवा फलमूलाद्यपि क्वचित् ॥६९॥ व्रतभङ्गे तु या नारी प्रायश्चित्तं करिष्यति । गोलोके प्राप्स्यति सुखं सा रमायाः समं महत् ॥७०॥ न करिष्यति या त्वेतत्कुर्वन्तीं वा निषेत्स्यति । ते उभे निरयं क्षेप्ता हर्याज्ञानुसृतो यमः ॥७१॥ यमयातनया दोषे क्षीणे त्वनुचरा हरेः । ते नयिष्यन्ति गोलोकं विमानेनार्करोचिषा ॥७२॥ विष्णुभक्तिः कृतास्त्येव ताभ्यां प्रागिति ते उभे। दासीत्वं प्राप्स्यतो लक्ष्म्यास्तत्र धाम्र्यमरीप्सितम् ॥७३॥ पालयन्ती निजान्धर्मान्विष्णुभक्तिविवर्जिता । प्रायश्चित्तं चरेद्या स्त्री सा सतीलोकमाप्नुयात् ॥७४॥ प्रायश्चित्तं नाचरेद्या सा तीव्रा

અભિપ્રાય છે ) ॥૬૯॥ પ્રામાદિક વ્રતભંગમાં જે વિધવા અત્યત અનુતાપ પામીને વિહિત પ્રાયશ્ચિત્તને કરશે તે અપ્રસ્ખલિતપણે પ્રવર્તેલા તે ધર્મના બળથી ગોલોકમાં રમાને સમાન મહાસુખને પામશે ॥૭૦॥ જે નારી વ્રતભંગમાં વિહિત પ્રાયશ્ચિત્તને કરશે નહિ અથવા જે વ્રતભંગપ્રાયશ્ચિત્તને કરનારી નારીને નિષેધ કરશે તે બન્નેને સર્વેશ્વરની આજ્ઞાને વશ વર્તનારા યમરાજ નરકમાં નાખશે ॥૭૧॥ યમયાતનાએ કરીને દોષ વિનાશ પામતાં તો ભગવાનના અનુચર પાર્ષદો સૂર્યસદૃશ પ્રકાશમાન વિમાનમા બેસારીને ભગવદ્ભક્ત તે બન્ને વિધવાઓને ગોલોક ધામપ્રતિ લઇ જશે ( ભગવદ્ભક્તિનિષ્ઠ વિધવાઓ પ્રામાદિક પાપના સ્પર્શવાળી છે તોપણ અને પ્રાયશ્ચિત્તને ન કરનારી છે તોપણ યમયાતનાએ કરીને તે દોષને ટાળીને ભક્તિપ્રીત ભગવાન્ પાર્ષદોપાસે પોતાના લોકમાં પહોચાડેછે. આતો ભગવાનની પરમ કૃપા નિરૂપણ કરીછે ॥૭૨॥ ( આજ અર્થને સ્પષ્ટ કરી કરેછે ) જે હેતુમાટે તે બન્ને સ્ત્રિયોએ વિષ્ણુમાં પરા ભક્તિ પૂર્વે કરેલીજ વર્તે છે તે હેતુમાટે તે ગોલોક ધામમાં દેવાંગનાઓએ પામવા ઇચ્છેલુ લક્ષ્મીજીનું દાસીપણું પામશે એમાં સંશય નથી ॥૭૩॥ જેતો ભગવદ્ભક્તિએ રહિત વિધવા નારી નિજધર્મોને પાળતી થકી પ્રામાદિક ધર્મભંગમાં પ્રાયશ્ચિત્તને કરે તે મરીને સતીલોકને પામે ॥૭૪॥ જે ભગવદ્ભક્તિવર્જીત વિધવા સ્વધર્મનિષ્ઠા પ્રામાદિક સ્વધર્મભંગમાં પ્રાયશ્ચિત્તને કરે નહિ તે નરકમાં

मयोदितम् । प्रायश्चित्तमिदं ज्ञेयं सर्वत्रापि न चान्यथा ॥६४॥ प्रायश्चित्तोपवासेषु भगवन्नामकीर्तनम् । दिवा रात्रौ च कर्तव्यं तेन पूर्णं फलं भवेत् ॥६५॥ प्रायश्चित्तोपवासेषु त्वेकादश्याद्युपोषणम् । गणयेन्नैव नारी च प्रायश्चित्तं प्रकुर्वती ॥६६॥ शुद्ध्यर्थं उपवासश्चेदेकादश्याद्युपोषणे । प्राप्तः स्यात्तर्हि तं कुर्यात्तृतीये वासरे पृथक् ॥६७॥ प्रायश्चित्तोपवासे च क्रियमाणे पुनर्यदि । आपतेदुपवासोऽन्यः कुर्यात्तन्त्रेण तं तदा ॥६८॥ प्रायश्चित्तोपवासादे नीरतक्रे-

व्रतभंगમાં જાણવું. અન્યથા નહિ–બુદ્ધિપૂર્વક અને વળી બહુવાર કરેલા વ્રતભંગમાં નજ જાણવું. જાણીજોઇને કરેલા વ્રતભંગાદિકમાં દ્વિગુણ પ્રાયશ્ચિત્ત ધર્મશાસ્ત્રમાં કહ્યું છે, 'विहित यदकामानां कामात्तद्द्विगुणं चरेत्' એવી સ્મૃતિ છે ॥૬૪॥ પ્રાયશ્ચિત્તપણે કરવા કહેલા ઉપવાસોમાં દિવસે અને રાત્રિએ ભગવન્નામકીર્તન અવશ્ય કરવું. તેથીજ તે પ્રાયશ્ચિત્ત સંપૂર્ણ ફળસંપાદક થાય. અન્યથા તો દેશકાળાદિકૃત બહુ વિગુણતા આવતી હોવાથી સંપૂર્ણ ફળપ્રાપ્તિ ન થાય. તે ભાગવતમાં કહ્યું છે–'मन्त्रतस्तन्त्रतश्छिद्रं देशकालार्हवस्तुतः । सर्वं करोति निश्छिद्रं नामसङ्कीर्तनं तव ॥' ઇતિ ॥૬૫॥ પ્રાયશ્ચિત્તને કરતી વિધવા નારી પ્રાયશ્ચિત્તનિમિત્તના ઉપવાસોમાં જો એકાદશ્યાદિકનો ઉપવાસ પ્રાપ્ત થાય તો તેને તેમાં નજ ગણે. (તેથી પ્રાયશ્ચિત્તોપવાસસંખ્યાની પૂર્તિ ન કરે) ॥૬૬॥ શુદ્ધિમાટે કહેલો નૈમિત્તિક ઉપવાસ જો નિત્ય એકાદશ્યાદિ ઉપવાસ દિવસે પ્રાપ્ત થાય તો શુદ્ધિનિમિત્તનો ઉપવાસ ત્રીજે દિવસે ( દ્વાદશીથકી પર દિને ) પૃથક્ કરે ॥૬૭॥ પ્રાયશ્ચિત્તનો ઉપવાસ કરવા આરંભી દીધો હોય અને જો ફરી બીજો પ્રાયશ્ચિત્તનિમિત્તનો ઉપવાસ આવી પડે તો તે બીજા ઉપવાસને તંત્રથી કરે–આરંભેલા ઉપવાસની સાથેજ કરે. અર્થાત્ આરંભેલા ઉપવાસને મધ્યે આવેલો બીજો ઉપવાસપણ આરંભેલા પ્રથમ ઉપવાસની સાથેજ થઇ ગયો એમ માને પણ તેને બીજે દિવસે પૃથક્ ન કરે ॥૬૮॥ વ્રતને આચરતી વિધવા નારી ઉપવાસદિવસે જળ છાસથકી બીજું ફળમૂળાદિ કાંઇપણ કદાપિ ખાય નહિ (અશક્ત નારીઓએજ છાસનું પાન કરીને પણ વ્રતોપવાસ કરવો, એવો

चाक्षतान् पुष्पं धूपं दीपं निवेदनम् । मुखवासं दक्षिणां च नीराजनमुपाहरेत् ॥४॥ शालग्रामो नार्चनीयः स्त्रीभिः सर्वाभिरप्यतः । प्रतिमापूजनं ताभिः कर्तव्यं कमलापतेः ॥५॥ नखस्पृष्टेनोदकेन न कुर्यात्पूजनं हरेः । न चाचमनशिष्टेन पादाक्रान्तेन चाम्बुना ॥६॥ घृतेन दीपं कुर्वीत तिलतैलेन वाऽर्चने । पूजोपहारालाभे तु मन्त्रमात्रमुदीरयेत् ॥७॥ पूजायां क्रियमाणायां स्त्री न भाषेत चान्यया । इतस्ततो न पश्येच्च क्रोधं कुर्वीत न क्वचित् ॥८॥ उपविश्य शुचिस्थाने पुनराचम्य सा हरिम् । उत्थापयेत्तालिकाभिर्घण्टानादेन वा शनैः ॥९॥ उत्तिष्ठोत्तिष्ठ गोविन्द ! उत्तिष्ठ गरुडध्वज ! । उत्तिष्ठ कमलाकान्त ! त्रैलोक्ये मङ्गलं कुरु ॥१०॥ उत्थाप्य प्रति-

પાત્ર તથા ચંદન અક્ષત પુષ્પ ધૂપ દીપ નૈવેદ્ય મુખવાસ દક્ષિણા આરતી, ઇત્યાદિકને લાવીને પોતાના જમણા ભાગમાં સ્થાપન કરે ॥૩-૪॥ સર્વે કોઈ સ્ત્રીયોએ શાળગ્રામની પૂજા નજ કરવી. માટે તેણીઓએ શ્રીકૃષ્ણની પ્રતિમાનુંજ પૂજન કરવું ॥૫॥ નખના સ્પર્શવાળા જળથી હરિનું પૂજન નજ કરવું. તથા આચમન કરતાં અવશેષ રહેલા જળથી ન કરવું તથા પાદાક્રાંત-પોતે કે બીજાએ ઉલ્લંઘન કરેલા કે પાદપ્રક્ષાલન કરતાં અવશેષ રહેલા જળથી પૂજન નજ કરવું ॥૬॥ પૂજનમાં ઘૃતથી અથવા તિલતૈલથી યથાશક્તિ દીપ કરે. પુષ્પાદિ પૂજાપદાર્થો ન મળે તો તેના તેના મન્ત્રોવડેજ પૂજાને કરે ॥૭॥ ભગવાનની પૂજા કરવાને સમયે પૂજા કરનારી નારી અન્ય નારી સાથે બોલે નહિ. (પુરુષ સાથે ન બોલે એમાં તો કહેવુંજ શું?) અને અહીં તહીં જુવે નહિ. ક્રોધને કદાચિત્ પણ કરે નહિ (મન વાણી નેત્રને નિગ્રહ કરનારી થાય) ॥૮॥ વાળવા લીંપવાવડે શુદ્ધ કરેલા સ્થાનમાં બેસીને ફરી આચમન કરી (પ્રથમ સ્નાનના અંગભૂત આચમન કહ્યું, હમણાં પૂજાના અંગભૂત આચમન કહ્યું) પ્રથમ ધીમેધીમે તાળિકાધ્વનિથી અને ઘંટાનાદથી ભગવાનને સુખેથી જગાડે જગાડવામાં આ સ્માર્ત મંત્ર 'उत्तिष्ठोत्तिष्ठ गोविन्द' ઇત્યાદિ છે. મંત્રનો અર્થ-હે ગોવિંદ! તમે ઉઠો ઉઠો (આદરભાવમાં પુનરુક્તિ છે), હે ગરુડધ્વજ ! તમે ઉઠો.

यमयातना । भुक्त्वा शुद्धा ततो याति सतीलोकं न संशय- ॥७५॥
इतीरिता विप्र ! विभर्तृकाणां धर्मा मया तच्च्युतिनिष्कृत च ।
प्रोक्त त्वथेऽथाखिलयोपितां ते साधारण कृष्णसमर्चनं च ॥७६॥
इति श्रीमत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे पञ्चमप्रकरणे धर्मोपदेशे स्त्रीधर्मेषु विधवाधर्मभङ्गप्रायश्चित्तनिरूपणनामा पञ्चत्रिंशोऽध्याय ॥३५॥

श्रीनारायणमुनिरुवाच—नित्य श्रीवासुदेवस्य योषाभि पूजन मुदा । कर्तव्यं तस्य च विधिं कथयामि समासत ॥१॥ प्रात शुच्यम्बुना स्नात्वा धौतं धवलमंशुकम् । वसित्वाऽऽचमनं कृत्वा पूजाद्रव्याणि साधयेत् ॥२॥ उज्ज्वल जलपात्रं च गालित निर्मल जलम् । तथाऽऽचमनपात्र च देवस्नपनभाजनम् ॥३॥ चन्दन

તીવ્ર યમયાતનાઓને ભોગવીને શુદ્ધ થતા પછી તેજ સ્વધર્મબળથી સતીલોકને પામેછે એમા સશય નથી (કેમતો તેણીએ પૂર્વે ધર્માચરણ કર્યું છે) ॥૭૫॥ હે વિપ્રવર્ય ! આ પ્રકારે વિધવાઓના ધર્મો અને ધર્મભગમા વિહિત પ્રાયશ્ચિત્ત કહ્યુ હવે સામાન્યત સમસ્ત સ્ત્રિયોને સાધારણ જે કૃષ્ણપૂજનપ્રકાર છે તે તમને કહુછુ ॥૭૬॥ ઇતિ શ્રીસત્સંગિજીવને પંચમપ્રકરણે ધર્મોપદેશે સ્રીધર્મેષુ વિધવાધર્મભગપ્રાયશ્ચિત્તનિરૂપણનામા પચત્રિંશોઽધ્યાયઃ ॥૩૫॥

## [1]અધ્યાય ૩૬ મો.

શ્રીનારાયણમુનિ કહેછે-હે બ્રહ્મન્ ! સમગ્ર નારીઓએ નિત્ય શ્રીવાસુદેવનું પૂજન મુદા-ફળમાત્ર જેમ હર્ષથી (પણ સાધનપણાની બુદ્ધિથી નહિં) કરવુ તે પૂજનનો પ્રકાર સક્ષેપમા નિરૂપણ કરૂછુ ॥૧॥ પ્રાત-કાળે નિર્મળ જળવડે સ્નાન કરી, ધોએલુ ધોળુ (દૃષ્ટ અદૃષ્ટ બન્ને પ્રકારની વિશુદ્ધિવાળુ) વસ્ત્ર પહેરી આચમન કરીને પૂજાપદાર્થોને એકત્ર મેળવી રાખે ॥૨॥ અદર બહાર સારીરીતે માજેલુ હોવાથી ઉજ્જ્વળ એવુ જળપાત્ર તથા ગાળેલું નિર્મળ જળ તથા આચમનપાત્ર તથા દેવને સ્નાન કરાવવુ

[1] આ અધ્યાયમા સર્વસ્ત્રિયોને સાધારણ શ્રીકૃષ્ણપૂજનપ્રકારનુ નિરૂપણ કર્યુછે

उपाश्रितं च धर्मेण वामे शुश्रूषयाऽऽदरात् । उपास्यमानं भक्त्या च गाढस्नेहेन दक्षिणे ॥१६॥ अनेकदिव्योपहारैः पूजितं देवतागणैः । सेव्यमानं पार्षदैश्च छत्रव्यजनचामरैः ॥१७॥ एवंविधं वासुदेवं ध्यात्वा स्वहृदयाम्बुजे । स्वेष्टैरनेकोपचारैर्मानसैस्तं समर्चयेत् ॥१८॥ आवाह्य प्रतिमायां तं यथालब्धोपचारकैः । श्रीकृष्णाय नम इति षडर्णमनुनाऽर्चयेत् ॥१९॥ आवाहनासने पाद्यमर्घ्यमाचमनीयकम् । स्नानं वासश्चन्दनं च पुष्पं धूपं च दीपकम् ॥२०॥ नैवेद्यं मुखवासं च दक्षिणां च क्रमेण सा । नीराजनं मन्त्रपुष्पं समर्प्य प्रार्थयेद्धरिम् ॥२१॥ श्रीकृष्ण ! नारायण ! देवदेव ! श्रीराधिकाकान्त ! सदर्चनीय ! । भक्तप्रियाऽऽनन्दितभक्तिधर्म ! प्रभो ! हरे !

કરાતા, ગાઢ સ્નેહપરિપૂર્ણ ભક્તિદેવીએ દક્ષિણભાગમા ઉપાસન કરાતા, અનેક દિવ્ય ઉપહારો જેમના હાથમા છે એવા દેવગણોએ સર્વત પૂજેલા, છત્ર ચામર વીંઝણાને ધરનારા શ્રીદામાદિ પાર્ષદોએ સેવન કરાતા, આવા ભગવાન્ વાસુદેવનુ સ્વહૃદયારવિંદમા ધ્યાન કરે આરીતે ધ્યાન કરીને સ્વાભીષ્ટ મન સકલ્પિત અનેક ઉપચારોવડે ભગવાનનુ સમર્ચન કરે ॥૧૪-૧૮॥ એરીતે માનસીપૂજાને પરિપૂર્ણ કરીને હૃદયકમળથકી ભગવાનનુ પ્રતિમામા આવાહન કરી યથાલબ્ધ ઉપચારોવડે 'श्रीकृष्णाय नमः' આ ષડક્ષર મન્ત્રથી અર્ચન કરે ॥૧૯॥ આવાહન આસન પાદ્ય અર્ઘ્ય આચમનીય સ્નાન વસ્ત્ર ચદન પુષ્પ ધૂપ દીપ નૈવેદ્ય મુખવાસ દક્ષિણા આરતી મન્ત્રપુષ્પાજળિ, આ સોળ ઉપચારોને અનુક્રમે સમર્પીને પછી ભગવાનની પ્રાર્થના કરે ॥૨૦-૨૧॥ પ્રાર્થનાનો પ્રકાર આ છે–હે શ્રીકૃષ્ણ !–નિરવધિક આનંદમય, હે નારાયણ–સમસ્ત જગતના અતરાત્મન્! માટેજ હે દેવોના પણ દેવ ! હે શ્રીરાધિકાકાત ! હે સદર્ચનીય ! (આત્મયાથાત્મ્યવેદી સમય સતોએ અભ્યર્ચનીય ) હે ભક્તપ્રિય ! ( પોતાના ચરણના એકાત ભક્તો પ્રિય જેમને છે અથવા ભક્તોને પ્રિય ) હે આનંદિતભક્તિધર્મ ! ( નંદનાત્મના અવતરીને ભક્તિધર્મ જે તમે આનંદિત કર્યા છે એવા ) હે પ્રભો ! ( પૃથ્વીઉપર ભક્તિધર્મના પુત્રરૂપે પ્રકટ થયા છતા પણ તમે પ્રભુ–સ્વતન્ત્ર

मामेवं द्वरेचेस्त्रेण मार्जयेत् । सिंहासने तां मृदुले स्थापयेद्वा करण्डके ॥११॥ शैली दारुमयी लौही लेप्या लेख्या च सैकती । मनोमयी मणिमयी प्रतिमाऽष्टविधा स्मृता ॥१२॥ प्राङ्मुखोदङ्मुखा वापि प्रतिमासम्मुखाऽथवा । स्वस्तिकासनमासीना ध्यायेत्स्वहृदये हरिम् ॥१३॥ कोटिकोट्यर्करुचिरे दिव्यसिंहासने स्थितम् । द्विभुजं च घनश्यामं कोटिकन्दर्पसुन्दरम् ॥१४॥ अनेकदिव्याभरणं पीतकौशेयवाससम् । मुरलीं वादयन्तं च स्थितं राधारमायुतम् ॥१५॥

હે કમળાકાંત ! તમે ઉઠો ઉઠીને ત્રિલોકીનું મંગળ કરો ॥૯-૧૦॥ આ પ્રકારે દેવને ઉઠાડીને સુંવાળા સુગન્ધિ ધોળા વસ્ત્રખંડથી તે પ્રતિમાનું માર્જન કરે (ભગવાનના ચરણારવિંદનું માર્જન કરે) અનંતર તે પ્રતિમાને કોમળ (સુખસ્પર્શ) સિંહાસનમાં સ્થાપન કરે સિંહાસન ન હોય તો તેની ભાવના કરેલા નાના કંડીયામાં સ્થાપન કરે ॥૧૧॥ **શૈલી**–પાષાણથી બનાવેલી, **દારૂમયી**–અનિષિદ્ધ કાષ્ટથી બનાવેલી, **લૌહી**–અનિષિદ્ધ સુવર્ણાદિ ધાતુથી બનાવેલી, **લેપ્યા**–ચંદનાદિમયી, **લેખ્યા**–ચિત્રમયી, **સૈકતી**–વેળુથી બનાવેલી, **મનોમયી**–મનથી સંકલ્પેલી, **મણિમયી**–સ્ફટિકાદિ મણિથી બનાવેલી, આ આઠ પ્રકારની પ્રતિમાઓ પૂજ્ય છે (તેમાં મનોમયી તો માનસપૂજનમાંજ ઉપયોગી છે સુસંસ્કૃત મનવાળાઓનેજ તેમાં અધિકાર છે) ॥૧૨॥ પૂર્વાભિમુખે કે ઉત્તરાભિમુખે થઇને પૂજાને કરે. (જો પોતે પૂર્વમુખે થાય તો પ્રતિમા દક્ષિણમુખે સ્થાપવી, જો પોતે ઉત્તરમુખે થાય તો પ્રતિમા પશ્ચિમાભિમુખે સ્થાપવી પૂજક જને દેવના દક્ષિણ ભાગમાં રહેવું પણ વામ ભાગમાં નહિ) અથવા પ્રતિમાસંમુખ થઇને પૂજાને કરે તેમાં પણ સ્વસ્તિકાસને બેસીને કરે. તેમાં પૂજારંભે ભગવાનનું મનમાં ધ્યાન કરે ॥૧૩॥ તેમાં ધ્યાનનો પ્રકાર આ છે–અનેક કોટિ સૂર્યજેવા પ્રકાશમાન દિવ્ય સિંહાસનમાં વિરાજમાન, કોટિકંદર્પ સરખા સુંદર, ઘનશ્યામ, દ્વિભુજ, અનેક દિવ્ય આભરણોવડે સમલંકૃત, પીત પીતાંબરને ધારી રહેલા, મનોહર મોરલી બજાવવામાં રસિક, રાધારમાએ સમલંકૃત બે પડખાવાળા, વામભાગમાં કર્પૂર જેવી ગૌર કાંતિવાળા ધર્મદેવે આદરથી ઉપસેવન

च प्रतिमां स्थापयेद्योपिदन्वहम् ॥२६ पूजाविधिरिति प्रोक्तः सङ्क्षेपेण मया हरेः । यस्मिन् कृते तु नारीणां प्रेमवृद्धिर्भवेत्प्रभौ ॥२७॥ कृष्णपूजनविधेश्च समाप्तौ कृष्णमन्त्रमचला गुरुलब्धम् । स्त्री जपेदनघ ! पञ्चशतं सा कृष्णपादकमलाहितचित्ता ॥२८॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे पञ्चमप्रकरणे धर्मोपदेशे स्त्रीधर्मेषु श्रीकृष्णपूजाविधिनिरूपणनामा षट्त्रिंशोऽध्यायः ॥३६॥

श्रीनारायणमुनिरुवाच—सधवा विधवा वापि नारी या स्याद्रजस्वला । त्रिरात्रं न स्पृशेत्सा तु स्त्रियं वा पुरुषं क्वचित् ॥१॥ इन्द्रेण ब्रह्महत्यायाः स्त्रीभ्यो भागस्तुरीयकः । दत्तोऽस्ति स रजोरूपो

આપના નિરંતર સંશ્લેષથકી અન્ય નથી ॥૨૫॥ હે દ્વિજ ! પૂજક સ્ત્રી આ પ્રકારે પ્રાર્થના કરી પ્રણામ કરી તેમને પ્રતિમાથકી ફરી પોતાના હૃદયમાં ધારણ કરે અને તે પ્રતિમાને કંડીયામાં સ્થાપન કરે ॥૨૬॥ આ રીતે મેં ભગવાનની પૂજાનો વિધિ સંક્ષેપમાં કહ્યો, જે વિધિના અનુદિન અનુષ્ઠાનથી સ્ત્રીયોને ભગવાનવિષે પ્રીતિ પ્રવૃદ્ધિ પામે ॥૨૭॥ હે નિર્દોષ વિપ્ર ! કૃષ્ણની પૂજાનો વિધિ કરી રહ્યા પછી નારી પ્રતિદિન ગુરૂપત્નીએ આપેલા કૃષ્ણમંત્રને શ્રીકૃષ્ણના ચરણકમળમાં ચિત્ત સમર્પીને સ્થિર આસને બેસીને પાંચસો વાર જપે ॥૨૮॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...પંચમપ્રકરણે ધર્મોપદેશે સ્ત્રીધર્મેષુ શ્રીકૃષ્ણપૂજાવિધિનિરૂપણનામા ષટ્ત્રિંશોઽધ્યાયઃ ॥૩૬॥

## [1]અધ્યાય ૩૭ મો.

**શ્રીનારાયણમુનિ** કહેછે—હે બ્રહ્મન્ ! સધવા કે અધવા જે કોઈ નારી રજસ્વળા થાય તે અસ્પૃશ્યા છે. તો ત્રણ દિનપર્યંત સ્ત્રીને કે પુરૂષને કોઇને પણ કદાપિ અડે નહિ ॥૧॥ કયા કારણથી આ અસ્પૃશ્યા થાય છે ? તો કહે છે-પૂર્વે ઇન્દ્રે વૃત્રાસુરનો વધ કરતાં જે બ્રહ્મહત્યાદોષ પોતાને પ્રાપ્ત થયો હતો તેનો ચોથો ભાગ તેણે સ્ત્રીઓને આપ્યો છે. તેજ રજોરૂપે માસે માસે દેખાય છે. માટે તે આ સ્ત્રી તે સમયે ન સ્પર્શ કરવા

૧ આ અધ્યાયમાં ભગવાને સ્ત્રીયોના સામાન્ય ધર્મોનું નિરૂપણ કર્યું છે.

नाथ ! मयि प्रसीद ॥२२॥ त्वय्येव लोके पतिशब्द ईदो ह्यन्वर्थ एवास्ति समन्ततो मे । भीतेरिहामुत्र च रक्षके वै ततः पतिस्त्वं हि मया कृतोऽसि ॥२३ अन्यं पतिं या तु वृणोति नारी भवन्तमाराध्य तपोर्चनाद्यैः । सा मोहिता ते ननु माययैव भयादिहामुत्र न मुच्यते यत् ॥२४॥ अतो मया धर्मतपोव्रताद्यैस्त्वत्प्रीतिरेवेप्स्यत ईश ! नान्यत् । अत प्रसन्नो हि भवात्मबन्धो ! मनोरथं पूरय मे हृदिस्थम् ॥२५॥ इति सम्प्रार्थ्य नत्वा तं धारयेद्धृदये पुनः । करण्डके

છો કર્મપરવશ નથી ) હે હરે ! ( સમસ્ત દુઃખ દુરિતને હરનારા ) હે નાથ! ( સર્વેના પણ તમે નાથ છો ) આવા તમે તે તમેજ એક શરણ જેને છો એવી હું તે મારી ઉપર પ્રસન્ન થાવ ॥૨૨॥ હે ભગવન્! લોકમાં સકળ લોકોના ઇશ્વર તમારેવિષેજ પતિશબ્દ અન્વર્થ છે, અન્યત્ર નહિ, કેમતો સમસ્ત આત્માઓ આપ પરમાત્માના સ્વતઃ દાસભૂત છે, 'पतिं विश्वस्य आत्मेश्वरं' 'पतिं पतीनां' એવી શ્રુતિ છે. આપત્તિમાં રક્ષણ કરવાનું સામર્થ્ય બીજાઓનું નથી. દ્રૌપદીના કેશગ્રહણને પાંચમાંથી એકપણ પતિ પ્રતિરોધ કરવા સમર્થ થયો નહિ. જેતો આ લોકમાંજ રક્ષણ કરવા અસમર્થ છે તે પરલોકમાં શું રક્ષણ કરે ? માટે આ લોક પરલોકમાં સકળભીતિ થકી સર્વતઃ સંરક્ષક તમારે વિષેજ પતિશબ્દ મને અન્વર્થ જણાય છે 'पातीति पतिः' આવી વ્યુત્પત્તિથી અનુગત અર્થ આ નીકળે છે. તો સર્વાત્મના સંરક્ષક તમોજ પતિ કર્યા છો. સત્ય પતિ તમારા શરણને પામી છું ॥૨૩॥ જે મદ ભાગ્યવાળી નારી તપ અર્ચનાદિકવડે આપને આરાધીને પ્રસન્ન થએલા તમારાથકી અન્ય જે કોઈ પણ માનુષજાતીય કે દેવજાતીય પતિને વરેછે તે નારી તમારીજ દૈવી માયાએ નિશ્ચે મોહ પમાડેલી છે. આજ અસમર્થ સમાશ્રયને લીધે આ લોક પરલોકમાં ભયને પામેછે, તે થકી મુક્ત થતી નથી ॥૨૪॥ હે ઇશ ! માટે હું તો સર્વના નિરુપાધિક પતિ તમને પતિપણે આશરીને ધર્મ તપ વ્રતાદિકના અનુષ્ઠાનથી આપની પ્રીતિનેજ ઇચ્છુંછું, તેથકી અન્ય ફળને ઇચ્છતી નથી. માટે પ્રસન્ન થઇને મારા હૃદ્ગત મનોરથને પરિપૂર્ણ કરો. આ મનોરથ આત્મબન્ધુ

च प्रतिमां स्थापयेद्योपिदन्वहम् ॥२६ पूजाविधिरिति प्रोक्तः सङ्क्षेपेण मया हरेः । यस्मिन् कृते तु नारीणां प्रेमवृद्धिर्भवेत्प्रभौ ॥२७॥ कृष्णपूजनविधेश्च समाप्तौ कृष्णमन्त्रमचला गुरुलब्धम् । स्त्री जपेदनघ ! पञ्चशतं सा कृष्णपादकमलाहितचित्ता ॥२८॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे पञ्चमप्रकरणे धर्मोपदेशे स्त्रीधर्मेषु श्रीकृष्णपूजाविधिनिरूपणनामा षट्त्रिंशोऽध्यायः ॥३६॥

श्रीनारायणमुनिरुवाच—सधवा विधवा वापि नारी या स्याद्रजस्वला । त्रिरात्रं न स्पृशेत्सा तु स्त्रियं वा पुरुषं क्वचित् ॥१॥ इन्द्रेण ब्रह्महत्यायाः स्त्रीभ्यो भागस्तुरीयकः । दत्तोऽस्ति स रजोरूपो

આપના નિરતર સંશ્લેષથકી અન્ય નથી ॥૨૫॥ હે દ્વિજ ! પૂજક સ્ત્રી આ પ્રકારે પ્રાર્થના કરી પ્રણામ કરી તેમને પ્રતિમાથકી ફરી પોતાના હૃદયમાં ધારણ કરે અને તે પ્રતિમાને કડીયામા સ્થાપન કરે ॥૨૬॥ આ રીતે મેં ભગવાનની પૂજાનો વિધિ સક્ષેપમા કહ્યો, જે વિધિના અનુદિન અનુષ્ઠાનથી સ્ત્રીયોને ભગવાનવિષે પ્રીતિ પ્રવૃદ્ધિ પામે ॥૨૭॥ હે નિર્દોષ વિપ્ર ! કૃષ્ણની પૂજાનો વિધિ કરી રહ્યા પછી નારી પ્રતિદિન ગુરુપત્નીએ આપેલા કૃષ્ણમત્રને શ્રીકૃષ્ણના ચરણકમળમા ચિત્ત સમર્પીને સ્થિર આસને બેસીને પાચસો વાર જપે ॥૨૮॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...પંચમપ્રકરણે ધર્મોપદેશે સ્ત્રીધર્મેષુ શ્રીકૃષ્ણપૂજાવિધિનિરૂપણનામા ષટ્ત્રિંશોઽધ્યાયઃ ॥૩૬॥

## [1]અધ્યાય ૩૭ મો.

**શ્રીનારાયણમુનિ** કહેછે—હે બ્રહ્મન્ ! સધવા કે અધવા જે કોઈ નારી રજસ્વળા થાય તે અસ્પૃશ્યા છે તો ત્રણ દિનપર્યંત સ્ત્રીને કે પુરૂષને કોઇને પણ કદાપિ અડે નહિ ॥૧॥ કયા કારણથી આ અસ્પૃશ્યા થાય છે ? તો કહે છે-પૂર્વે ઇન્દ્રે વૃત્રાસુરનો વધ કરતા જે બ્રહ્મહત્યાદોષ પોતાને પ્રાપ્ત થયો હતો તેનો ચોથો ભાગ તેણે સ્ત્રીઓને આપ્યો છે. તેજ રજોરૂપે માસે માસે દેખાય છે માટે તે આ સ્ત્રી તે સમયે ન સ્પર્શ કરવા

[1] આ અધ્યાયમા ભગવાને સ્ત્રીયોના સામાન્ય ધર્મોનુ નિરૂપણ કર્યુ છે

मासि मासि प्रदृश्यते ॥२॥ प्रथमेऽहनि चण्डाली द्वितीये ब्रह्मघातिनी । तृतीये रजकी प्रोक्ता चतुर्थेऽहनि शूद्रवत् ॥३॥ दैवे कर्मणि पैत्र्ये च पञ्चमेऽहनि शुद्ध्यति । उपवासेनाऽऽपदि तु तृतीयेऽह्न्येव शुद्ध्यति ॥४॥ नैतत्सङ्गोपयेन्नारी महापापं कदाचन । गोपिते ब्रह्महत्याया मुच्यते नैव सा यतः ॥५॥ रजस्वला स्पृशेदन्यामुदक्यां वा परां स्त्रियम् । अन्यां चैनां स्पृशेद्बुद्ध्या यदि तर्हि भवेदघम् ॥६॥ धर्मशास्त्रेष्विह प्रोक्ता कृच्छ्रेणैव हि निष्कृतिः । कलौ सा सर्वनारीभिः कर्तुं शक्या न दृश्यते ॥७॥ अतोऽहं निष्कृतिं वच्मि सर्वासां सुकरामिह । या स्त्री ज्ञात्वा स्पृशेत्सा तु कुर्यादेकमुपोषणम् ॥८॥

યોગ્ય થાય છે ॥૨॥ તેમાં પ્રથમ દિવસે રજસ્વળા સ્ત્રી ચંડાળી જેવી (અતિ દૂર છાયાથી પણ અસ્પૃશ્યા છે) કહી છે, બીજે દિવસે બ્રહ્મઘાતિની જેવી કહી છે, ત્રીજે દિને તો ધોબણ જેવી કહી છે, ચોથે દિવસે સ્નાન કરતાં શૂદ્ર સમાન કહી છે, પાંચમે દિવસે સ્નાન કરી શુદ્ધ થતાં દેવસંબન્ધિ અને પિત્રિસંબન્ધિ કર્મમાં યોગ્ય થાય છે, આપત્તિમાં તો ઉપવાસ કરવાથી ત્રીજે દિવસે જ શુદ્ધ થાય છે, આપત્કાળમાં તો ઉપવાસથી તેની શુદ્ધિને પરાશર કહે છે-'विवाहोत्सवयज्ञेषु दुर्भिक्षे देशविप्लवे । पलायने तथारण्ये सोपवासेन शुध्यति ॥' ઇતિ ॥૩-૪॥ મહાપાપના પરિણામરૂપ આ રજોદર્શનને નારી ગુપ્ત નજ રાખે. જો ગુપ્ત રાખે તો તે નારી તે બ્રહ્મહત્યા પાપથકી મુક્ત નજ થાય. ઇન્દ્રે પોતાનું બ્રહ્મહત્યાપાપ જે વિભાગ કરીને આપ્યું છે તે રજોરૂપે નિકળે છે ॥૫॥ રજસ્વળા અન્ય રજસ્વળા કે અરજસ્વળા નારીનો જો બુદ્ધિપૂર્વક સ્પર્શ કરે કિંવા સ્વયં અરજસ્વળા આ રજસ્વળાનો જાણી જોઇને સ્પર્શ કરે તો તેણીઓને પાપ થાય. તે પાપના પરિહાર માટે કૃચ્છ્રવ્રતાચરણનું પ્રાયશ્ચિતપણે પારાશરાદિ ધર્મશાસ્ત્રોમાં વિધાન કર્યું છે, તેતો કળિમાં સર્વ નારીઓએ કરી શકાય એવું નથી ॥૬-૭॥ માટે કળિયુગમાં સર્વ સ્ત્રીઓએ સુખેથી થઈ શકે એવું પ્રાયશ્ચિત્ત કહું છું તે સાંભળો. જે નારી જાણી જોઇને રજસ્વળાનો સ્પર્શ કરે તેતો એક ઉપવાસ કરે. જેતો અજાણથી કદાચિત્ રજસ્વળાનો સ્પર્શ કરે તે નારી વસ્ત્રસ-

अज्ञानतः क्वचित्स्पर्शो यदि स्यात्तर्हि सत्वरम् । स्नात्वा सचैलं कुर्वीत नारी नामस्मृतिं हरेः ॥९॥ स्पर्शे त्वापदि बुद्ध्यापि जाते स्नानेन शुद्ध्यति । स्पर्शे पुंसोऽप्युदक्याया एवमेव हि निर्णयः ॥१०॥ न गोपनीयं हि रज इति प्राहुर्महर्षयः । सदाचारश्च साध्वीनामेवमेव प्रवर्तते ॥११॥ अगोपने ब्रह्महत्यादोषः स्त्रीणां विनश्यति । परपुंसो गर्भशङ्का स्वजनानां च नश्यति ॥१२॥ तस्मात्स्त्रीभिः पालनीया मर्यादैषा पुरातनी । चातुर्वर्ण्यस्थिताभिर्वै धर्मसिद्धिमभीप्सुभिः ॥१३॥ ब्रह्मचर्यव्रतं नारी पालयेद्वापि यः पुमान् । तयोस्तच्छलवाक्यैर्यो भनक्ति स्त्री मृतं भुवि ॥१४॥ क्रोधारुणेक्षणा याम्या दूतास्तामग्निवर्णकैः । लोहदण्डैर्दाहयन्ति क्रोशन्तीमुच्चकैर्भृशम् ॥१५॥ कुम्भीपाके तप्ततैले रन्धयन्ति ततश्च ताम् । रक्तविट्पूय-

હિત સત્વર સ્નાન કરીને ભગવન્નામસ્મરણને કરે ॥૮-૯॥ આપત્તિમાંતો બુદ્ધિપૂર્વક સ્પર્શ થાય તોપણ સ્નાનમાત્રથી શુદ્ધ થાય છે. પુરૂષને પણ રજસ્વળાના સ્પર્શમાં આજ શુદ્ધિનિર્ણય સમજવો–જો પુરૂષ જાણીને રજસ્વળાનો સ્પર્શ કરે તો એક દિવસ ઉપવાસ કરે. અજાણથી તેણીના સ્પર્શમાં તો વસ્ત્રસહિત સ્નાન કરે ॥૧૦॥ રજસ્વળાપણું કદાપિ નારીઓએ છાનું નજ રાખવું એમ પૂર્વેના મહર્ષિઓ કહે છે. સાધ્વી સ્ત્રિઓનો સદાચાર પણ એવો જ પ્રવર્તે છે ॥૧૧॥ રજસ્વળાપણું નહિ છાનું રાખવાથી સ્ત્રીઓનો જે બ્રહ્મહત્યાદોષ તે નાશ થઇ જાય છે (આ અદૃષ્ટ અનર્થનો પરિહાર છે) ગુપ્ત રાખે તો કદાચિત્ પરપુરૂષથકી ગર્ભધારણની શકા સ્વજનોને આવે; નહિ છાનું રાખે તો તે શંકા નિવૃત્ત થાય. (આ દૃષ્ટ અનર્થનો પરિહાર છે) ॥૧૨॥ આ મર્યાદા પૂર્વના મહર્ષિઓએ કરેલી અને પતિવ્રતાઓના આચારપ્રાપ્ત પુરાતની વર્તે છે. તો ધર્મસિદ્ધિને પામવા ઇચ્છતી ચારેય વર્ણની સ્ત્રિઓએ આ મર્યાદા અવશ્ય પાળવી જ ॥૧૩॥ જે નારી પુરૂષની કે નારીની બ્રહ્મચર્યવ્રતમાં વર્તતી નિષ્ઠાનો છળ વચનોવડે ભંગ કરે તે નારી મરણ પામતાં તેણીને કોપાવેશથી લાલચોળ લોચનવાળા યમદૂતો અગ્નિથી તપાવેલા તીક્ષ્ણ લોહદંડોવડે દાહ કરે છે. ત્યારે ઉચ્ચ સ્વરે આક્રોશ કરતી

कुण्डे तां निक्षिपन्ति ततश्च ते ॥१६॥ स्वरोमसङ्ख्यवर्षाणि भुक्त्वा सा यमयातनाः । अरण्ये निर्जले देशे पिशाची जायते ततः ॥१७॥ निष्कामव्रतभङ्गं यः कामुकः पुरुष. स्त्रियाः । पुरुषस्यापि वा कुर्यात्स मृत्वा नरकान्व्रजेत् ॥१८॥ कुम्भीपाके पच्यतेऽसौ मुहुः सर्पैश्च दश्यते । उच्चैः करोत्यार्तनादान्स याम्यैः परिताडितः ॥१९॥ निष्कामव्रतिनां पुंसां नारीणां च व्रतावनम् । ये करिष्यन्ति ते तेषा गतिं प्राप्स्यन्ति निश्चितम् ॥२०॥ इति ते ब्राह्मणश्रेष्ठ ! स्त्रीणां धर्मा मयोदिता. । सतीगीताभिधास्तासां सर्वासां हितकारका ॥२१॥ सतीगीतामिमां नारी या श्रोष्यति पठिष्यति । उभे ते प्राप्स्यतो नूनं स्ववाञ्छितफलं किल ॥२२॥ नित्यं या नियमेनेतां योपिदत्र पठिष्यति । लप्स्यते साऽत्र महतीं कीर्तिं चान्ते हरे.

પણ તેણીને વારે વારે અત્યત બાળે છે ॥૧૪-૧૫॥ તે પછી તે સ્ત્રીને યમભટો તપાવેલુ તેલ જેમા છે એવા કુભીપાક નામના નરકમા રાધેછે અને રૂધિર વિષ્ઠા પાચમય કુડમા નાખેછે ॥૧૬॥ આ સ્ત્રી આવી યમયાતનાઓને સ્વરોમસખ્યા વર્ષો ( સામાન્યત સાડાત્રણ કરોડ વર્ષપર્યંત ) ભોગવીને પછીથી મહા અરણ્યમા નિર્જળ દેશમા પિશાચણ થાય છે ॥૧૭॥ એ જ રીતે જે કામી પુરૂષ પુરૂષના કે સ્ત્રીના બ્રહ્મચર્યવ્રતનો ભગ કરાવે છે તે પણ મરીને નરકને પામીને કુભીપાકમા રધાય છે અને તેને વારે વારે સર્પો કરડે છે અને યમકિંકરોએ વારવાર તાડન કરતા ઉચ્ચ સ્વરે આર્તનાદને કરેછે ॥૧૮-૧૯॥ જે પુરૂષોતો નિષ્કામવ્રતનિષ્ઠ નરનારીઓના તે વ્રતને સદુપદેશાદિકવડે સુદૃઢ કરશે તેઓ તે બ્રહ્મચર્યવ્રતનિષ્ઠોને પામવાના જે લોકો તેને નિશ્ચે પામશે ॥૨૦॥ હે બ્રાહ્મણશ્રેષ્ઠ ! આ પ્રકારે સતી સ્ત્રીઓના હિત માટે મેં કહેલા, પૂર્વે સતીએ કહેલા હોવાથી સતીગીતા નામના સ્ત્રીઓના આ ધર્મો યથાધિકાર અનુષ્ઠાન કરતા સર્વ સ્ત્રિઓના હિતને કરનારા થાયછે ॥૨૧॥ જે નારી આ સતીગીતાને સાભળશે કે પાઠ કરશે તે બન્ને સ્ત્રિયો સ્વવાછિત ફળને નિશ્ચે પામશે ॥૨૨॥ જે નારી આ સતીગીતાનો નિત્ય નિયમથી પ્રીતિપૂર્વક પાઠ કરશે તે આ લોકમાં મહાકીર્તિને પામશે અને

पदम् ॥२३॥ इति द्वितीयाश्रमिणां चूपास्ते पुंसां तथैषामपि योषितां च । उदीरितास्ते द्विज ! तैश्च ताभिः श्रव्याश्च पाठ्याः सततं च पाल्याः ॥२४॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे पञ्चमप्रकरणे धर्मोपदेशे स्त्रीसाधारणधर्मनिरूपणनामा सप्तत्रिंशोऽध्याय ॥३७॥

श्रीनारायणमुनिरुवाच—दुष्करत्वात्कलौ विप्र ! वर्जितस्य द्विजैरथ । वानप्रस्थाश्रमस्यापि धर्मान्बोधाय वच्मि ते ॥१॥ हित्वा गृहाश्रमं विप्रो द्वितीयादाश्रमात् परम् । तृतीय आयुषो भागे तृतीयाश्रममाश्रयेत् ॥२॥ अपत्यापत्यमालोक्य ग्राम्याहारान्विसृज्य च । पत्न्या.

અને પરલોકમાં હરિના પરમ પદને પામશે ॥૨૩॥ હે દ્વિજ ! આ પ્રકારે ગૃહસ્થાશ્રમી પુરૂષો તથા સ્ત્રીઓના ધર્મો તમને મેં કહ્યા તે આ ધર્મો પુરૂષો અને સ્ત્રિઓએ સતત સાભળવા અને ભણવા અને યથાધિકાર પાળવા ॥૨૪॥ ઇતિ શ્રીસત્સંગિજીવને પંચમપ્રકરણે ધર્મોપદેશે સ્ત્રીસાધારણધર્મનિરૂપણનામા સપ્તત્રિંશોऽધ્યાયઃ ॥૩૭॥

## [1]અધ્યાય ૩૮ મો.

શ્રીનારાયણમુનિ કહે છે—હે શિવરામ વિપ્ર ! જે સ્મૃતિકાર મુનિઓએ દુષ્કર હોવાથી કળિમા વર્જ્યપણે કહેલો વાનપ્રસ્થાશ્રમ તેના પણ ધર્મો ધર્મતત્ત્વના બોધ માટે તમને કહુ છુ 'वानप्रस्थश्च सन्यास इत्युभावाश्रमौ मुने'। दुष्करत्वात्कलियुगे न ग्राह्याविति निश्चय ॥' એમ સ્કદમા કહ્યુ છે ॥૧॥ વિપ્ર આયુષના ત્રીજા ભાગમા (એકાવનમે વર્ષે) ગૃહાશ્રમને ત્યાગ કરી દ્વિતીય ગૃહાશ્રમથકી ત્રીજા વાનપ્રસ્થાશ્રમનો આશ્રય કરે ॥૨॥ આયુષનો ત્રીજો ભાગ જે કાળ કહ્યો તે કાળ ભલે એક વર્ષે ન્યુન હોય કે અધિક હોય તે જોવાનુ નથી પુત્રને પુત્ર જો થાય તો વનમા પ્રવેશ કરે આ તો ઉક્ત કાળનુ ઉપલક્ષકમાત્ર છે પણ પુત્રનો પુત્ર થાય ત્યારે જ વનમા જવુ એનો નિયમ કરાતો નથી વનમા પ્રવેશ કરનારો ગાર્હસ્થ્ય સુખભોગોને ત્યાગ કરી પત્નીના પોષણમા પુત્રને પ્રયોજીને પોતે એકાકી

1 આ અધ્યાયમા ભગવાને વાનપ્રસ્થ ધર્મનુ નિરૂપણ કર્યુ છે

पोषण आदिश्य पुत्रं वनमुपाव्रजेत् ॥३॥ अनुकूला तपः सोढुं क्षमा च यदि सा भवेत् । सहैव तां नयेद्विद्वान्नान्यथा दुःखदत्वतः ॥४॥ ग्राम्यधर्मानभीप्सुश्च धैर्यवान्ब्रह्मचार्यपि । मृतदारो गृहस्थो वा वानप्रस्थाश्रमं श्रयेत् ॥५॥ आपृच्छय स्वगुरुं चादौ राजानं धार्मिकं ततः । सम्बन्धिनश्चाथ गृही गृह्णीयादाश्रमान्तरम् ॥६॥ शुक्लपक्षस्य पूर्वाह्णे प्रशस्ते चोत्तरायणे । गत्वाऽरण्यं नियमवांस्तपः कुर्यात्समाहितः ॥७॥ अत्राश्रमे तपो मुख्यं द्विजदेहोचितं तु यत् । उत्साहवांस्ततो धीरस्तप एव समाश्रयेत् ॥८॥ अग्निहोत्रं च दर्शादि

વનમા જાય ॥૩॥ જો પછી અનુકૂળ–તપ પરાયણ સ્વમનોવૃત્તિને અનુકૂળ હોય અને તપશ્ચર્યાક્લેશને સ્વય સહન કરવા સમર્થ જો હોય તો બુધ ગૃહસ્થ તેણીને સાથેજ વનમા લઈ જાય જો તેવી ન હોયતો ન લઈ જાય પુત્રની સન્નિધિમા જ સ્થાપે સાથે લઇ જાયતો પોતાની તપશ્ચર્યાના ઉપરોધનો સભવ હોવાથી દુખને જ દેનારી થાય ॥૪॥ જે સમાવર્તન સસ્કાર કર્યા પછી દારસગ્રહે રહિત, ક્રમથી ગ્રામ્યભોગથકી વિમુખ, તપશ્ચર્યામા ધૈર્યવાન્, સ્ત્રીસગસાહિત્યરૂપ બ્રહ્મચર્યવ્રતપર હોય અને મૃતદાર હોય ( તે આ બન્ને વિધુરો ) અને જે ગૃહસ્થાશ્રમનિષ્ઠ હોય આ સર્વે વાનપ્રસ્થાશ્રમનો આશ્રય કરે ॥૫॥ વાનપ્રસ્થ આશ્રમાતરને પામવા ઇચ્છતો ગૃહી પ્રથમ પોતાના ગુરૂને પુછીને તે પછી ધર્મપ્રવર્તક રાજાને પુછીને અને માતુલાદિ સબન્ધિજનોને પુછીને પછી વાનપ્રસ્થાશ્રમને ગ્રહણ કરે ॥૬॥ પ્રશસ્ત ઉત્તરાયણમા, તેમા પણ શુક્લપક્ષમા વર્તતા જે કોઇ પણ દિવસના પૂર્વભાગમા ગૃહથકી નીકળીને વનમા જઇને નિયમયુક્ત થઇ સાવધપણે તપને કરે ॥૭॥ દુર્લભ આ મળેલા દ્વિજદેહનુ ક્ષુદ્ર કામ ફળ નથી, કેમતો તે અન્ય દેહમા પણ સુલભ છે, કિંતુ જેણે કરીને અનંત સુખ થાય તેવુ તપજ પ્રયોજન છે, માટે આ દ્વિજદેહને સમુચિત તપજ આ વાનપ્રસ્થાશ્રમનો પ્રધાન ધર્મ છે, તો 'દેહને તપનો અવસર મળ્યો' એમ ઉત્સાહથી ધૈર્ય ધારીને તપને કરે 'ब्राह्मणस्य हि देहोऽयं क्षुद्रकामाय नेष्यते। कृच्छ्राय तपसे चेह प्रेत्यानन्तसुखाय च ॥' એમ ભાગવતમા કહ્યુ છે ॥૮॥ તેમા

कर्म प्राग्वद्यथाविधि । साग्निकस्य मुनेः प्रोक्तं पश्वालम्भनमन्तरा ॥९॥ मुन्यन्नैः स्वयमानीतैः पुरोडाशांश्च निर्वपेत् । कुर्यादग्न्यर्थमुटजं स्वयं तु निवसेद्बहिः ॥१०॥ शिलायां शर्करादौ वा शयीत सुसमाहितः । जितक्रोधश्च तत्त्वज्ञो न द्विर्भुञ्जीत कर्हिचित् ॥११॥ वर्जयेन्मधु मांसं च ब्रह्मचारी भवेत्सदा । न द्रुह्येत्सर्वभूतेभ्यो न पत्न्या सह संविशेत् ॥१२॥ अन्नैः शाकैः फलैर्वापि पञ्चयज्ञान्समाचरेत् । अम्मूलफलभिक्षाभिरर्चयेद्भिक्षुकातिथीन् ॥१३॥ वसीत वल्कलं वासस्तृणपर्णाजिनानि वा । कमण्डलुं च दण्डं च धारयेत्संयतेन्द्रियः ॥१४॥ केशान् रोमाणि श्मश्रूणि छेदयेन्न नखानपि । अङ्गलग्नं मलं चैव क्षालयेन्न च मार्जयेत् ॥१५॥ अङ्गान्यमार्जयन्स्ना-

त्रेताग्निसहित वनमां गयेलो मुनि अग्निहोत्र दर्शादि कर्म साक्षात् पशुहननथकी बीजानेज पूर्वनी पेठे यथाविधि करे. (यद्यपि पशुहनन यज्ञमां प्रथम प्रतिषेध कर्युं छे, अथापि अधिकारिभेदथी स्मृतिकारोए अभ्यनुज्ञा आपेलुं पण आमणे न करवुं, एम विशेषतः अहीं प्रतिषेध कराय छे) ॥९॥ पोते ज लावेलां मुन्यन्न जे शामो नमारादिक तेणे करीने पुरोडाशने तैयार करे. त्रेताग्नि राखवा माटे पर्णशाळा करे. पोते तो पर्णशाळाथकी बहारना भागमां ज निवसे ॥१०॥ वनी आस्तरणवर्जीत कांकराप्राय भूतळ उपर अथवा शिलाउपर सुइ रहे. सदा सावध चित्तवाळो जीतक्रोध अने तत्वचिंतनपर थाय. कदापि बीजीवार भोजन करे नहि ॥११॥ मद्यमांसने वर्जे. सदा ब्रह्मचर्यव्रतपर थाय. कोइ पण भूतनो द्रोह करे नहि. पत्नीनी साथे कदापि सुवे नहि ॥१२॥ नमारादि मुनिअन्न, शाक अने फळवडे पांच यज्ञोने करे. भिक्षुको अने अतिथिओनो जळ मूळ फळादिक आपवावडे सत्कार करे ॥१३॥ वानप्रस्थ वल्कळ वस्त्रने के तृणमयने के पांदडामयने के अजीनने पहेरे. कमंडळु अने दंडने धारे. सदा नियमितेन्द्रिय थाय ॥१४॥ वनी मस्तककेश शरीररोम मुखकेश अने नखोने छेदे नहि. अंगमां लग्न थएला मळने प्रक्षाळे नहि अने वस्त्रादिकवडे मार्जन करे नहि ॥१५॥ अंगोने न मर्दन करतोथको त्रिकाळ स्नान करे. भूतळ उपर शयन

यान्निकालं स्थण्डिलेशयः । न दन्तान् शोधयेन्नित्यं नासनं चालयेन्मुहुः ॥१६॥ वनाश्रमी न कुर्वीत परस्त्रीसङ्गमष्टधा । यथोपयोगं भाषेत स्वकीयां यज्ञकर्मणि ॥१७॥ भुञ्जीत सकृदेवान्नं नीवारादि वनोद्भवम् । कपित्थबदराश्वत्थफलादीन्यपि वा मुनिः ॥१८॥ शान्तो दान्तो मृदुर्धीरो मूलकन्दफलाशनः । मुन्यन्नवर्तनो वापि स्वादेत्स्नेहं फलोद्भवम् ॥१९॥ आहरेत्स्वयमेवान्नमात्मनो वृत्तिहेतवे । दन्तोलूखलिको वा स्यादश्मकुट्टाशनोऽपि वा ॥२०॥ न कृष्टपच्यमश्नीयादकृष्टं चाप्यकालजम् । अग्निपक्कमथामं वा कालपक्कमुताहरेत् ॥२१॥ सद्यःप्रक्षालको वा स्यादथवा माससञ्चयी । षण्माससञ्चयी

કરનારો થાય દતોને સશોધે નહિ ( ઘસે નહિ ) આસનને વારેવારે ફેરવે નહિ ( સ્થિરાસન થાય ) ॥૧૬॥ આ વનાશ્રમી શ્રવણાદિ અષ્ટપ્રકારે પરસ્ત્રી પ્રસગને સર્વથા ત્યાગ કરે પોતાની પત્ની સાથે પણ યજ્ઞાદિ આશ્રમકર્મમા યથોપયોગજ બોલે પણ અધિક નહિ ॥૧૭॥ વાનપ્રસ્થ વનમા નીપજેલા નમારાદિ અન્નને અથવા કોઠા બોરા પીપરટેટી આદિક ફળોને એકજ વાર જમે, બીજી વાર નહિ ॥૧૮॥ વાનપ્રસ્થ બાહ્ય આભ્યતર ઇન્દ્રિયને જિતીને વર્તે, ભૂતમાત્રમા મૃદુ પ્રકૃતિવાળો થાય પણ તીક્ષ્ણવૃત્તિવાળો ન થાય, ધીર-આશ્રમધર્મોમા અચળ સ્વભાવવાળો થાય, કદ મૂળ ફળાદિકવડે કે મુનિ અન્ન નમારાદિકવડે દેહયાત્રાને કરે, ફળમાથી નીકળતા ( ડોળીયુ વિગેરે ) તૈલનેજ ખાય પણ ઘૃતાદિકને નહિ ॥૧૯॥ પ્રતિદિન પોતાની વૃત્તિ માટે પોતે જ નમારાદિ અન્નને લાવે તે અન્નને દાતવડેજ ખાડીને ( ચાવીને ) ખાય પણ ખાડવુ વિગેરે ક્રિયાતરને કરે નહિ દાતની દૃઢતા ન હોય તો પાષાણખડથી કુટીને ખાય આવા અભિપ્રાયથીજ 'दन्तोलूखलिको वा स्यादश्मकुट्टाशनोऽपि वा' એમ કહ્યુ ॥૨૦॥ ખેડથી નીપજેલા ડાગર આદિક અન્નને ખાય નહિ ભલે ખેડથી ન નિપજેલુ હોય પણ જો પાકકાળ પહેલાજ નિપજેલુ હોય તો તેને પણ ખાય નહિ અગ્નિએ શેકેલુ કિંવા અપકવજ કાળપરિપકવને ( ફળાદિક ) જમે ॥૨૧॥ વાનપ્રસ્થ સદ્ય પ્રક્ષાલક થાય-અવશેષ ન રહે એમ અન્નને જમી જઇને ભોજનપાત્રને પ્રક્ષાલન કરનારો

वाब्दपर्याप्तान्नादिसङ्ग्रही ॥२२॥ सन्त्यजेदाश्विने मासि यत्किञ्चित्पूर्वसञ्चितम् । पुनः सञ्चिनुयात्सर्वं मुन्यन्नादिकमात्मना ॥२३॥ शनैः शनैः क्रमेणैव वर्धयेत्तप आत्मन. । सर्वत्यागे तु सहसा नश्येद्रत्नं वपुर्यत ॥२४॥ तपसा शोषयेद्देहं ध्यायन् हृद्यन्वहं हरिम् । मुन्यन्नं भक्षयेदादौ फलमूलाशनस्तत. ॥२५॥ नक्ताश्येकान्तराशी च चतुर्थाह्नभुजिस्तत. । पञ्चमेऽह्नि षष्ठे वा फलमूलाशनो भवेत् ॥२६॥ चान्द्रायणव्रती वा स्यात्पक्षभुग्वाऽथ मासभुक् । क्षीरप फेनपो वा स्यादम्बुपो धूमपस्तथा ॥२७॥ ज्योत्स्नापिवश्चोष्मपश्च

થાય ( એકવાર ભોજનથકી અધિક અન્નને સઘરે નહિ ) અથવા માસ પર્યાપ્ત અન્નસચયને કરે અથવા છમાસપર્યંત પહોંચે એટલા અન્નનો સગ્રહ કરે અથવા વર્ષપર્યંત પહોંચે એટલા અન્નને સંઘરે એમા પૂર્વ પૂર્વ શ્રેષ્ઠ છે ॥૨૨॥ પૂર્વ વર્ષમા સગ્રહ કરેલુ યત્કિંચિત્ અન્નાદિક હોય તેને આસો માસમા ત્યાગ કરે ફરી સર્વ મુન્યન્ન નમારાદિકને પોતેજ તે માસ માજ સઘરે ॥૨૩॥ તે આ વની પોતાના તપને ધીમે ધીમે ક્રમથીજ વધારે, પણ સર્વ પ્રકારે અન્નત્યાગાદિકવડે નહિ તેમ જો સહસા કરે તો રત્નવત્ દુર્લભ ધર્મસાધન શરીરનો નાશ થઈ જાય શરીરને નહિ ઉપઘાત કરનારૂજ તપ શ્રેય સાધન છે ॥૨૪॥ પ્રતિદિન ભક્તિથી હૃદયમા સર્વેશ્વર શ્રીહરિનુ ચિતવન કરતોથકો તપથી હળવે હળવે શરીરનુ શોષણ કરે પ્રથમ મુનિ અન્ન શ્યામો નમારાદિક ખડધાન્યને ખાય તે પછી કાળક્રમે ફળ મૂળને જમનારો થાય ॥૨૫॥ તે પછી કાળક્રમે નક્તસમયે ફળ મૂળને ખાનારો થાય તે પછી એકદિન અતરને ત્યાગ કરીને દિનાતરે ફળાદિકને જમે અનતર કાળક્રમે ચતુર્થ દિવસે ફળાદિકને જમે તે પછી કાળક્રમે પાચમે દિવસે અથવા છઠે દિવસે ફળમૂળમાત્રને ખાનારો થાય ॥૨૬॥ અથવા ચાદ્રાયણવ્રત કરનારો થાય અથવા એક પક્ષમા એક એક વાર જમનારો થાય અથવા માસે માસે એકવાર જમનારો થાય અનતર કાળક્રમે કેવળ દુગ્ધમાત્ર પાન કરનારો થાય અથવા દુધના ફીણમાત્રને પાન કરનારો થાય અથવા કેવળ જળનુ પાન કરનારો થાય અથવા ધૂમપાન કરનારો થાય

वायुभुक्च भवेत्क्रमात् । इत्थं तपस्यभिरतो न प्रमत्तो भवेत्कचित् ॥२८॥ न विश्वसेदिन्द्रियाणि प्रयतात्मा सदा भवेत् । क्षुद्रकामाप्तये मौढ्यादुत्सृजेन्न निजं तपः ॥२९॥ स्त्रीकथाश्रवणादौ च कुर्यादेकमुपोषणम् । ब्रह्मचर्याङ्गभङ्गे च सावधानो भवेत्सदा ॥३०॥ यस्तु पत्न्या वनं गत्वा मैथुनं कामतश्चरेत् । व्रतभ्रष्टः स कुर्वीत देहान्तां तस्य निष्कृतिम् ॥३१॥ तस्य यो जायते पुत्रो न संस्पृश्यो द्विजैः स तु । वेदाधिकारहीनः स्याज्जयेत्कामं ततो वनी ॥३२॥ ग्रीष्मे सेवेत पञ्चाग्नीनासारं प्रावृषि ध्रुवम् । वानप्रस्थश्च शिशिरे तिष्ठेदाकण्ठमप्सु च ॥३३॥ यथाशक्ति तपः कुर्याद्देहपातो यथा

આ રીતે કાળક્રમે આહારનો સંકોચ કરવાવડે તપને વધારે ॥૨૭॥ અનંતર કેવળ ચદ્રજ્યોત્સ્નાપાનવડે દેહયાત્રાને કરનારો થાય અથવા કેવળ જળની વરાળના પાનમાત્રથી દેહયાત્રાને કરનારો થાય તથા કાળક્રમે કેવળ વાયુભક્ષણ કરનારો થાય. આ રીતે અનુક્રમે તપમાં પ્રીતિવાળો થાય ક્યારેય પણ તપમા પ્રમાદ રાખે નહિ ॥૨૮॥ ઇન્દ્રિયોનો કદાપિ વિશ્વાસ કરે નહિ ( મેં જીતેલાં ઇન્દ્રિયો મારા વશમાંજ વર્તે છે એમ તેમાં વિશ્વાસ નજ કરવો. ઇન્દ્રિયો બળવાન્ હોવાથી મનને પોતાતરફ બળાત્ ખેંચી જાય છે ) તો સદા નિયમિતમનવાળો થાય. શબ્દાદિ વિષયભોગ અતિક્ષુદ્ર છે ( પશુપક્ષ્યાદિસાધારણ છે ) તેની પ્રાપ્તિમાટે મૂઢભાવથી વર્ણપ્રાપ્ત તથા આશ્રમપ્રાપ્ત સહજ તપનો ત્યાગ કરે નહિ ॥૨૯॥ સ્ત્રીકથાનું શ્રવણાદિ કરે તો એક દિન ઉપવાસ પ્રાયશ્ચિત્તને કરે. બ્રહ્મચર્યવ્રતના અંગભૂત તપશ્ચર્યામાં સદા સાવધાન થાય ॥૩૦॥ જે તો પત્નીસાથે વનમાં વસેલો વાનપ્રસ્થ કામક્ષોભને લીધે સ્ત્રીની સાથે મૈથુનને કરે તે વ્રતથકી ભ્રષ્ટ થયેલો હોવાથી દેહાંત પ્રાયશ્ચિત્તને યોગ્ય થાય છે, તેનું અપર પ્રાયશ્ચિત્ત નથી ॥૩૧॥ વ્રતભ્રષ્ટ વનીનો જે પુત્ર થાય તેતો દ્વિજાતિઓએ સ્પર્શ કરવા યોગ્ય નથી. વેદાધિકાર વિહીન થાય. માટે વાનપ્રસ્થાશ્રમમાં પ્રવિષ્ટ થયેલો દ્વિજ કામને સર્વથા જીતે ॥૩૨॥ વાનપ્રસ્થ ગ્રીષ્મકાળમાં પચાગ્નિને સેવે ( પંચાગ્નિમધ્યે રહીને તપ કરે ) વર્ષાકાળમાં વર્ષધારાપાતને સહન કરે. શીતકાળમાં કંઠપર્યંત જળમાં રહીને

न वै। भवेत्स्वस्य तथा धीरो वनस्थो दम्भवर्जितः ॥३४॥ चरेद्वने द्वादशाब्दानष्टौ वा चतुरो मुनिः। द्वावेकं वा यथाशक्ति न विपद्येत कृच्छ्रतः ॥३५॥ यः कण्टकाद्यै रुजति चन्दनाद्यैश्च योऽर्चति। अक्रुद्धोऽपरितुष्टश्च समः स्यादुभयोरपि ॥३६॥ अशक्तस्त्वात्मन्याधाय विचरेदग्निमत्र तु। भिक्षयेत् प्राणवृत्त्यर्थमनिकेतश्च तापसान् ॥३७॥ ग्रामादानीय वा भिक्षां शुचिब्राह्मणगेहतः। ग्रासानष्टौ च भुञ्जीत ह्यशक्तः षोडशापि वा ॥३८॥ नित्यं स्वाध्यायशीलः स्यात्सावित्रीजपतत्परः। जित्वा निद्रां तथालस्यं रात्रौ ध्यानपरो भवेत् ॥३९॥ य एतां नियतां चर्यां ब्रह्मर्षिविहितां चरेत्। स दहेदग्निवद्दोषान् जयेल्लोकांश्च दुर्जयान् ॥४०॥ अभिभूतो जरारोगैरशक्तः

તપ કરે. આમાં આજ અર્થ વિશેષપણે જાણવો–પોતાના દેહનો પાત જેમ ન થાય તેમ નિર્દંભપણે ધૈર્ય ધારીને યથાશક્તિ તપને કરે ॥૩૩-૩૪॥ વાનપ્રસ્થ બાર કે આઠ કે ચાર કે બે કે એક વર્ષપર્યંત યથાશક્તિ વનમાં પૂર્વોક્ત પ્રકારે તપશ્ચર્યાને કરે. તપશ્ચર્યાક્લેશને લીધે તેથકી વિરામ પામે નહિ ॥૩૫॥ જે કોઇ કાંટાવિગેરેવડે પોતાને પીડા કરે અને જે કોઇ ચંદનાદિકવડે પોતાની પૂજા કરે, તે બન્ને વિષે પણ ક્રોધ હર્ષને ન કરે. તે પીડક પૂજક બન્નેવિષે સમમતિવાળોજ થાય ॥૩૬॥ તપ કરવા અસમર્થ જે હોય તે વાનપ્રસ્થતો અગ્નિને પોતાવિષે આધાન કરીને (અગ્નિનું વિસર્જન પોતાવિષે કરીને) આ લોકમાં નિયત સ્થાને વર્જીત થઇ પ્રાણુધારણ માટે વાનપ્રસ્થોને ત્યાં ભિક્ષા માગે અથવા ગ્રામથકીજ પવિત્ર વિપ્રના ઘરથકી ભિક્ષા માગી લાવીને આઠ ગ્રાસને જમે. આઠ ગ્રાસથી જેના દેહધારણની પર્યાપ્તિ ન થાય તે સોળ ગ્રાસોને પણ જમે ॥૩૭-૩૮॥ નિત્ય ગાયત્રીજપપર અને સ્વાધ્યાયશીલ થાય. આળસ્ય તથા નિદ્રાને જીતીને રાત્રિએ ભગવદ્ધ્યાનપરાયણ થાય ॥૩૯॥ જે વની આ સ્વાશ્રમસમુચિત તપશ્ચર્યાને પૂર્વે વસિષ્ઠાદિ બ્રહ્મર્ષિઓએ અનુષ્ઠાન કરેલીને શ્રદ્ધાથી આચરે તે અગ્નિ કાષ્ઠોનેજ જેમ એમ સર્વ દોષોને બાળી દે છે અને દુર્જય લોકોને જીતે છે-પામે-છે ॥૪૦॥ જે વાનપ્રસ્થતો જરા રોગાદિકથી પરાભવ પામતાં સ્વાશ્રમધર્મ-

सत्क्रियासु य. । स हरिं हृदये ध्यायन्कुर्यादनशनादिकम् ॥४१॥ इत्थं तपः प्रकुर्वाणो मनो जित्वा वनाश्रमी । महर्लोकमवाप्नोति देहान्ते तापसेप्सितम् ॥४२॥ यो विष्णुभक्तिसहितं वानप्रस्थाश्रमे वसन् । तपः करोति स मुने ! धाम प्राप्नोति वैष्णवम् ॥४३॥ वृत्तिभेदेन कथिता वानप्रस्थाश्चतुर्विधाः । वैखानसा वालखिल्यौदुम्बरा फेनपा इति ॥४४॥ आद्यास्तत्राकृष्टपच्यैर्वर्तमानास्तपस्विन. । लब्धे नवेऽन्ने पूर्वान्नत्यागिनस्त्वपरे मताः ॥४५॥ प्रातरुत्थाय यां पूर्वं दिशं पश्यन्ति ये ततः । आहृतैः फलमूलाद्यैर्जीवेयुस्ते तृतीयका ॥४६॥ स्वयं द्रुमेभ्यः पतितै. फलैः पुष्पैर्दलैरपि । जीवेयुर्ये ते कथिताश्चतुर्था. फेनपा इति ॥४७॥ तपः प्रकुर्वतश्चास्य सर्वत्र स्याद्दृढं यदि । वैराग्यं तर्हि सन्न्यासो विहितस्तुर्य आश्रम. ॥४८॥ धर्मास्तृतीयाश्रमिणो मयैते समासतो विप्रवरोदितास्ते । अथो

भूत तप क्रियामा अशक्त थाय ते हरिनु हृदयमा ध्यान करतोथको अन शनादि लघु व्रतमात्रने करे ॥४१॥ जे वनाश्रमी उक्त प्रकारे (व्रत नियमादिके संपन्न थइ) मनने जीतीने तपश्चर्याने करे छे ते देहने अंते वानप्रस्थोए पामवा इच्छेला महर्लोकने पामे छे ॥४२॥ हे शिवराम विप्र ! जे तो वान प्रस्थाश्रममा रहीने वि णुभक्तिपूर्वक तपने करेछे ते वैष्णव धामने पामे छे ॥४३॥ तेमा वानप्रस्थो वृत्तिभेदने लीधे वैखानस वालखिल्य औदुंबर फेनप एम चार प्रकारना जाणवा ॥४४॥ तेमा खेड विना निष्पन्न थएला नमारादिक वडे देहयात्राने करनारा वानप्रस्थो प्रथमना वैखानस नामना मान्या छे नवु अन्न मळतां पूर्व अन्नने जेओ त्याग करे छे ते बीजा वाल खिल्य नामना मान्या छे जेओ प्रात काळे ऊठता प्रथम जे दिशाने जुवे छे ते दिशाथकीज पोतेज अन्न फळ मूळादिकने लावीने देहपोषणने करनारा छे ते त्रीजा औदुंबर नामथी कह्या छे जेओ तो वृक्षोथकी स्वय पडेला फळदळादिकवडे जीवन करनारा छे ते चोथा फेनप नामना मान्या छे ॥४५-४७॥ आ प्रकारे तपने करता जे वानप्रस्थने सर्वत वैराग्य दृढ थाय ते चतुर्थ सन्यासाश्रममा अधिकारने पामेछे ॥४८॥ हे विप्रवर ! में

तुरीयाश्रमिणोऽपि धर्मान् स्मृतिप्रसिद्धान् कथयामि सर्वान् ॥४९॥
इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे पञ्चमप्रकरणे धर्मोपदेशे वानप्रस्थाश्रमधर्मनिरूपणनामाऽष्टत्रिंशोऽध्यायः ॥३८॥

श्रीनारायणमुनिरुवाच—चतुर्षु पुरुषार्थेषु यथा श्रेष्ठस्तुरीयकः । तथाऽऽश्रमेष्वपि ब्रह्मंस्तुरीयाश्रम ईरितः ॥१॥ ब्रह्मचर्याद्गृहाद्वापि वनाद्वाप्यव्रती व्रती । साग्निकोऽनग्निको वापि यो विरक्तः स सन्न्यसेत् ॥२॥ चतुर्विधोऽथ सन्न्यासी कथ्यते मुनिभिर्द्विज ! ।

વાનપ્રસ્થાશ્રમના આ ધર્મો સંક્ષેપમાં તમને જીજ્ઞાસુને કહી સંભળાવ્યા. હવે સંન્યાસાશ્રમના જે સ્મૃતિપ્રસિદ્ધ સર્વ ધર્મો છે તેનું નિરૂપણ કરૂં છું તે સાંભળો ॥૪૯॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...પંચમપ્રકરણે ધર્મોપદેશે વાનપ્રસ્થાશ્રમધર્મનિરૂપણનામાઽષ્ટત્રિંશોઽધ્યાયઃ ॥૩૮॥

## [1]અધ્યાય ૩૯ મો.

શ્રીનારાયણમુનિ કહેછે—હે બ્રહ્મન્! જેમ ચાર ધર્મ અર્થ કામ મોક્ષ પુરૂષાર્થોમાં ચોથો મોક્ષ શ્રેષ્ઠ છે તેમ ચાર આશ્રમોમા પણ ચોથો સંન્યાસાશ્રમ શ્રેષ્ઠ છે. ફળમાં ઉત્કૃષ્ટ મોક્ષ છે, તેના સાધનભૂત આશ્રમોમાં જ્ઞાનૈકાતિક આ ચોથો આશ્રમ શ્રેષ્ઠ છે ॥૧॥ જે વિરક્ત હોય તે સંન્યાસી થાય. સંન્યાસમાં અધિકાર તીવ્ર વૈરાગ્યવાળાને છે. એમાં આશ્રમના પર્વક્રમનો નિયમ નથી. તીવ્ર વૈરાગ્ય હોય તો અવ્રતી–ઉપનયન નામના વ્રતાદેશ સસ્કારને ન પામેલો કે વ્રતી–વ્રતાદેશને પામેલો કે સાગ્નિક–ત્રેતાગ્નિસહિત કે અગ્નિવર્જીત પણ દ્વિજાતિ બ્રહ્મચર્ય કે ગાર્હસ્થ્ય કે વાનપ્રસ્થ આશ્રમથકી સંન્યાસાશ્રમમાં પ્રવેશ કરે તેમાં જાબાલોપનિષદ્ શ્રુતિ છે–'ब्रह्मचर्यादेव प्रव्रजेद्गृहाद्वा वनाद्वा अथ पुनरव्रती वा व्रती वा स्नातको वाऽस्नातको वोत्सन्नाग्निरनग्निको वा यदहरेव विरजेत्तदहरेव प्रव्रजेत् ॥' ઇતિ ॥૨॥ હે દ્વિજ! આ સંન્યાસઆશ્રમ કુટીચક બહૂદક હસ પરમહંસ એવા ભેદથી મુનિઓએ

[1] ત્રણ અધ્યાયોવડે સંન્યાસીના ધર્મો કહેતાં આ અધ્યાયમાં તેના અધિકારાદિકનું નિરૂપણ કર્યુ છે.

कुटीचको बहूदश्च हंसः परमहंसकः ॥३॥ तत्र पुत्रादिक्लृप्तायां कुट्यां वाऽपि गृहे वसन् । शिखोपवीत त्रीन्दण्डान्काषायवसनो दधत् ॥४॥ स्वबन्धूनां गृहे कुर्याद्भोजन स्वस्य वा गृहे । आत्मलोऽशक्त देहो य स तु प्रोक्त• कुटीचकः ॥५॥ पूर्वोक्तवेष एवाथ स्वबन्धूना गृहान्यति• । हित्वाऽन्यत्र चरेद्भिक्षां यः स प्रोक्तो बहूदक ॥६॥ पूर्वोक्तवेषाचारोऽपि दण्डमेक दधाति यः । वैणवं स त्विह प्रोक्त स्तृतीयो हंससंज्ञकः ॥७॥ तुर्यः परमहंसाख्यो ज्ञानवैराग्यम ण्डित । एकदण्डं च वासश्च दध्यात्कश्चिन्न वा यतिः ॥८॥ सन्न्या सद्धेतुर्वैराग्य यदहर्विरजेत्तदा । प्रव्रजेदिति वेदोक्तेस्तद्भेदान्कथ यामि ते ॥९॥ वैराग्यं च त्रिधा मन्दं तीव्रं तीव्रतरं त्विति । मन्दे न्यासो न तीव्रे तु द्वौ द्वौ स्यातां च तत्परे ॥१०॥ पुत्रदारधनादीनां

ચાર પ્રકારનો કહ્યો છે ॥૩॥ તેમા જે દેહે અશક્ત હોવાથી પુત્રાદિકે બનાવી આપેલીજ પર્ણશાળામા કિંવા ગૃહના એકાત પ્રદેશમા રહીને, શિખા ઉપવીત ત્રણ દડ અને કાષાય વસ્ત્રને ધારીને બંધુઓને ઘેર કે પોતાને ઘેર ભિક્ષાને ગ્રહણ કરે તે આ આત્મવિચારનિષ્ઠ સન્યાસી પ્રથમનો કુટીચક કહ્યો છે ॥૪-૫॥ જે યતિ પૂર્વોક્ત શિખા ઉપવીત દડ કાષાયાદિવેષવાળો હોઇનેજ સ્વબધુગૃહોથકી અન્યત્ર ભિક્ષા કરે તે બીજો બહૂદક નામનો કહ્યો છે ॥૬॥ જે યતિ એક વેણુસબધી દડને ધારે, બીજો વેષતો પૂર્વનોજ ધારે તેતો લોકમા ત્રીજો હસસજ્ઞિત કહ્યો છે ॥૭॥ જે યતિ જ્ઞાનવૈરાગ્ય મડિત હોઇને એક દડને અને વસ્ત્રને ધારણ કરે અથવા કોઇ ધારણ ન કરે (તેના ધારણનિયમનો અનાદર કરી કેવળ કૌપીન ધારનારો) તે આ ચોથો પરમહસ નામનો કહ્યો છે ॥૮॥ 'यदहरेव विरजेत्तदहरेव प्रव्रजेत्' જે દિને સસારથકી વૈરાગ્યને પામે તે દિનેજ સન્યાસી થાય, એમ સન્યા સમા નિમિત્તપણે શ્રુતિએ કહેલા વૈરાગ્યના ભેદોનુ હવે નિરૂપણ કરૂ છુ ॥૯॥ વૈરાગ્ય મંદ તીવ્ર તીવ્રતર એવા ભેદથી ત્રણ પ્રકારનો છે, તેમા મદ વૈરાગ્યવાળાને સન્યાસમા અધિકાર નથી તીવ્ર વૈરાગ્યવાળાને તો અધિકાર છે તે તીવ્ર વૈરાગ્યમા તો દ્વિવિધ સન્યાસ ( વિવિદિષા વિદ્વત્સન્યાસ)

नाशे तात्कालिकी मतिः । धिक्संसारमितीदृक्स्यात् सा वैराग्यस्य मन्दता ॥११॥ अस्मिञ्जन्मनि माभूवन् पुत्रदारादयो मम । इति या सुस्थिरा बुद्धिः सा वैराग्यस्य तीव्रता ॥१२॥ पुनरावृत्तिसहितो लोको मे मास्तु कश्चन । दृढबुद्धिरिति प्रोक्तं श्रेष्ठं तीव्रतरं हि तत् ॥१३॥ प्रोक्तो विविदिषान्यासो ह्यपक्वज्ञानिनः खलु । दृढज्ञानवतो न्यासो विद्वत्सन्न्यास उच्यते ॥१४॥ वैराग्यं स्याद्दृढं यर्हि तदा परिव्रजेद्द्विजः । परिव्राडविरक्तस्तु भ्रष्टो भवति निश्चितम् ॥१५॥ वैराग्यमन्तरा नैव भवेदिन्द्रियनिग्रहः । तं विना न भवेत्त्यागस्तिष्ठे-

---

થાય અને તીવ્રતર વૈરાગ્યમાં તે બે સંન્યાસો થાય ॥૧૦॥ ત્રિવિધ વૈરાગ્યનું સ્વરૂપ કહે છે–પુત્ર દારા ધનાદિકનો નાશ થતાં સંસારને ધિક્કાર છે એમ જે તાત્કાળિક વૈરાગ્ય થાય તે આ મંદ વૈરાગ્ય જાણવો ॥૧૧॥ પુત્રોથી કે દારાઓથી મારે શો અર્થ છે? તે મારે આ જન્મમાં આ પુત્રદારાદિક નજ હો, એમ પુત્રૈષણા વિત્તૈષણા અને દારૈષણાથકી (આ ત્રણ એષણાઓથકી) જે નિવૃત્તિ તે આ વૈરાગ્યની તીવ્રતા જાણવી. 'બ્રહ્માના ભુવનપર્યંત સમગ્ર લોકો પુનરાવૃત્તિ અને દુ:ખમિશ્રિત છે' એમ અવધારીને જન્મમરણધર્મ વાળા લોકમાત્રથકી 'કોઇ લોક મારે નજ હો' એમ જે દ્રઢ વૈરાગ્ય થાય તે આ શ્રેષ્ઠ તીવ્રતર વૈરાગ્ય કહ્યો છે ॥૧૨-૧૩॥ તે આ સંન્યાસ 'વિવિ-દિષાસંન્યાસ વિદ્વત્સંન્યાસ' એવા ભેદથી બે પ્રકારનો કહ્યો છે. તેમાં જેને તત્વયાથાત્મ્યવિજ્ઞાન સમ્યક્ પરિપક્વ થયું હોય–તત્વદર્શી આચાર્યથકી સદુપદેશશ્રવણથી દૃઢતર આત્માનું ઉન્મુખપણું થયું હોય તેનો જે સંન્યાસ તે વિદ્વત્સંન્યાસ કહ્યો છે. જેને તો તેવું તત્ત્વવિજ્ઞાન ન હોય, 'नास्त्यकृतः कृतेन' એમાં કહ્યા પ્રમાણે વિચાર કરવાથી નિર્વેદને પામતાં વિવિદિષાથી શ્રોત્રિય બ્રહ્મદર્શીના શરણને પામે તેનો જે સંન્યાસ તે વિવિદિષાસંન્યાસ કહ્યો છે ॥૧૪॥ જો દૃઢ તીવ્ર વૈરાગ્ય હોય તો સંન્યાસને સ્વીકારે. તીવ્ર વૈરાગ્ય તો ન હોય, દેશકાળાદિકની વિષમતાને લીધે ઉત્પન્ન થએલો તાત્કાળિક વૈરાગ્ય કે જે જળમાં પરપોટાની પેઠે ક્ષણવિનાશી છે તેમાં જે સંન્યાસને સ્વીકારે તે સંન્યાસધર્મથકી નિશ્ચે ભ્રષ્ટ થાય, એમાં સંશય નથી ॥૧૫॥ તીવ્ર વૈરાગ્ય

स्यास. क तं विना ॥१६॥ अविरक्तस्य सन्न्यासमृणापाकरणश्रुतिः । स्मृतयश्च निषेधन्ति सन्न्यसेन्नाविचार्य तत् ॥१७॥ सन्न्यस्य सहसा पश्चात्सेवेत विषयान् यदि । वैराग्याभावतो मूढ. स भवेत्पतितो द्विज. ॥१८॥ सन्न्यस्य यो रसे लुब्ध. स्त्रियां वा स तु यातना । महारोरवनाम्नीर्हि यातीत्याह यमो वच. ॥१९॥ दृश्यन्ते बहवो भ्रष्टा न्यासिनोऽत्राविरागिण. । तस्मात्सञ्जातवैराग्यः प्रसन्न. सन्न्यसेद्द्विजः ॥२०॥ चिकीर्षुर्यस्तु सन्न्यासं गुरुस्वजनभूभुजः ।

विना ઇન્દ્રિયોનો નિગ્રહ ન થાય, કેમતો ઇન્દ્રિયોની વિષયોને અભિમુખ દોડવાની પ્રકૃતિજ છે, ઇન્દ્રિયનિગ્રહ વિના ત્યાગસિદ્ધિ ક્યાથી થાય ? ત્યાગની નિષ્પત્તિ વિના સન્યાસઆશ્રમ કેમ ઘટે ? નજ ઘટે ॥૧૬॥ માટેજ 'जायमानो वै ब्राह्मणस्त्रिभिर्ऋणवान् जायते ब्रह्मचर्येण ऋषिभ्यो यज्ञेन देवेभ्य प्रजया पितृभ्य ॥' આ ઋણાપાકરણ શ્રુતિ અને 'ऋणैस्त्रिभिर्द्विजो जातो देवर्षि पितृणा प्रभो । यज्ञाध्ययनपुत्रैस्तान्यनिस्तीर्य त्यजन्पतेत् ॥' ઇત્યાદિ સ્મૃતિઓ વૈરાગ્યવર્જીતને સન્યાસનો પ્રતિષેધ કરે છે આ શ્રુતિ સ્મૃતિનુ આજ હાર્દ છે કે-જે અવિરક્ત હોય તેને સન્યાસમા અનધિકાર જણાવવો પણ તીવ્ર વૈરાગ્યવાળાને પણ પ્રજોત્પત્તિ આદિકનુ વિધાન શ્રુતિસ્મૃતિ કરતી નથી, કેમતો તે ઉપપન્ન થતુંજ નથી, માટેજ 'यदहरेव विरजेत्' આ શ્રુતિસાથે વિરોધ આવતો નથી, તો પોતાનો અધિકાર વિચાર્યા વિના સહસા સન્યાસને સ્વીકારે નહિ ॥૧૭॥ જે તો મદવૈરાગ્યવાળો હોઇને સહસા સન્યાસ સ્વીકારીને પછી ફરી જો વિષયતૃષ્ણા ઉદ્દ્ભવતા વિષયોને સેવે તો તે મૃઢ દ્વિજ પતિત થાય (પ્રાયશ્ચિત્તથી પણ આ શુદ્ધ થાય નહિ) ॥૧૮॥ જે સહસા સન્યાસ સ્વીકારીને પછી રસથી કે વનિતાથી આકર્ષિતચિત્ત થતા તે રસાદિકને સેવે તેતો મરીને મહારૌરવ નામની યાતનાઓને અનુભવશે એમ યમરાજાએ વચન કહ્યુ છે ॥૧૯॥ મદવૈરાગ્યવાળા બહુ જનો સંન્યાસને પામીને વિષય તૃષ્ણા ન નિવૃત્ત થતા ભ્રષ્ટ થએલા માર્ગે માર્ગે રખડતા લોકમા દેખાય છે, તો પોતાના વૈરાગ્યની સુદૃઢતા વિચારીને પ્રસન્નચિત્તવાળો થઇ સન્યાસી થાય ॥૨૦॥ સન્યાસાશ્રમને સ્વીકારવા ઇચ્છતો દ્વિજ પ્રથમ ગુરુ સ્વજન અને

स थापृच्छ्य सिते पक्षे गृह्णीयात्सुदिने च तम् ॥२१॥ दैवमार्षं च दिव्यं च पित्र्यं मातृकमानुषे। भौतिकं चात्मकं चेति श्राद्धान्यष्टौ स निर्वपेत् ॥२२॥ प्राजापत्यां निरूप्येष्टिमग्नीनाधाय चात्मनि। कृष्णात्मा गुर्वनुज्ञातो यथावत्प्रैषमुच्चरेत् ॥२३॥ आतुरस्य तु सन्न्यासे न विधिर्नैव च क्रिया। प्रैषमात्रं समुच्चार्य सन्न्यासं तत्र पूरयेत् ॥२४॥ यथाविध्यथ सन्न्यस्य ब्रह्मज्ञानाप्तये मुनिः। सेवेत सद्गुरुं धर्मानाश्रितः प्रयतः सदा ॥२५॥ अपरोक्षात्मानुभवो दृढवैराग्यवान् यतिः। तीर्थानि विचरेद्धर्मानाश्रितो हरिभक्तिमान् ॥२६॥ पूजितस्ताडितो वापि सुज्ञैरज्ञैश्च तेष्वपि। हर्षशोकविहीनश्च सुप्रसन्नः समश्चरेत् ॥२७॥ कौपीनयुगलं दण्डं वास आच्छादनं तथा।

રાજાને પુછીને ( તેમની અનુજ્ઞા મેળવીને ) શુક્લ પક્ષમા શુભ દિને તે આશ્રમને સ્વીકારે ॥૨૧॥ તેમાં પ્રથમ દૈવ આર્ષ દિવ્ય પિત્ર્ય માતૃક માનુષ ભૌતિક આત્મક આ આઠ શ્રાદ્ધોને કરીને, પછી પ્રાજાપત્યઇષ્ટિ કરીને, અગ્નિને આત્માભાં આરોપીને કૃષ્ણૈકમનવાળો થઇ ગુરૂની આજ્ઞાને પામીને 'संन्यस्तोऽहं' એમ યથાવત્ પ્રૈષમન્ત્રને ઉચ્ચારે ॥૨૨-૨૩॥ આતુરને સંન્યાસ સ્વીકારવામાં પૂર્વોક્ત શ્રાદ્ધાદિ વિધિવિશેષ છેજ નહિ તેમ પ્રાજાપત્યાદિ ક્રિયાવિશેષ પણ નથી, પ્રૈષમન્ત્રમાત્રને ઉચ્ચારીને સંન્યાસને સ્વીકારે. આતુરનું લક્ષણ તો શ્રુતિમાં કહ્યુ છે-'प्राणस्योत्क्रमणासन्नकालस्त्वातुरसंज्ञक.। नेतरस्त्वातुरः काले मुक्तिमार्गप्रवर्तकः॥' ઇતિ ॥૨૪॥ યથાવિધિ સન્યાસને પામતાં સ્વધર્મને અનુષ્ઠાન કરતોથકો મુનિ સદા સાવધ ચિત્તવાળો થઇ પરબ્રહ્મના જ્ઞાનની પ્રાપ્તિમાટે બ્રહ્મનિષ્ઠ ગુરૂને સેવે ॥૨૫॥ તે સદ્ગુરૂથકી વિજ્ઞાન પામતાં આત્મસ્વરૂપના સાક્ષાત્કારને પામેલો ભગવદ્ભક્તિસંપન્ન યતિ દૃઢ વૈરાગ્યે યુક્ત થઇને સ્વાશ્રમધર્મોને અનુવર્તતો થકો તીર્થોમા વિચરે ॥૨૬॥ તે આ યતિ સુજ્ઞ જનોએ પૂજા કરતાં કે અજ્ઞ જનોએ તાડન કરતા પણ હર્ષ શોકે રહિત થઇ સદા પ્રસન્ન મનવાળો થઇ સર્વત્ર સમ-અનુગ્રહ નિગ્રહે વર્જીત થઇને વિચરે ॥૨૭॥ બે કૌપીનો, દંડ, અધોવસ્ત્ર, આચ્છાદન વસ્ત્ર, મૃત્તિકામય કમંડળુ, ભિક્ષાપાત્ર, પાદુકા, શીત તાપને નિવારણ કરવા

मृदः कमण्डलुं भिक्षापात्रं वा पादुके अपि ॥२८॥ जीर्णचीरकृतां कन्थां शीतातपनिवारणीम् । एतानि धारयेदन्यन्न सङ्गृह्णीत भिक्षुकः ॥२९॥ कन्थां वासश्च कौपीनं धारयेद्धातुरञ्जितम् । अतिवादं च पैशुन्यं हिंस्रां वाचमपि त्यजेत् ॥३०॥ वासो दध्यान्न वा दध्यान्नियमो नात्र विद्यते । मुख्यं दण्डं ज्ञानरूपं विद्याद्गौणं तु वैणवम् ॥३१॥ त्रिदण्डित्वेऽपि ये दण्डा गौणास्ते वैणवा मताः । वाक्कर्ममनसां दण्डा मुख्या ज्ञेया विचक्षणैः ॥३२॥ वाग्दण्डे मौनमातिष्ठेत्कर्मदण्डे त्वनीहताम् । प्राणायामं मनोदण्डे यतिः सम्यगुपाश्रयेत् ॥३३॥ अध्यात्मपुस्तकं विप्रैर्दत्तं गृह्णीत भिक्षुकः । न तेभ्यो द्रव्यमादाय लेखयेद्दोषदर्शनात् ॥३४॥ असंवृतानि गृह्णीयात्पत्रं

---

જીર્ણવસ્ત્રોથી બનાવેલી કંથા, આટલાંને યતિ ધારણ કરે, આથી અધિકનો સંગ્રહ ન કરે. તેમાં પણ કંથા વસ્ત્ર અને કૌપીનને શુક્લ ન ધારણ કરે કિંતુ ગૈરિક ધાતુથી રંગેલાનેજ ધારણ કરે. વસ્ત્રને ધારે કે ન ધારે એમાં નિયમ નથી. (કિંતુ કૌપીનમાત્રને ધારે) અતિશય વાદ, ચાડીયાપણું અને પરહિંસાકારક વાણીનો પણ ત્યાગ કરે. જે દંડ ધારવાનો કહ્યો છે તે વેણુમય દંડ મુખ્ય નથી, ગૌણ છે. જે જ્ઞાનરૂપ દંડ છે તેજ મુખ્ય માન્યો છે ॥૨૮–૩૧॥ ત્રિદંડિપણામાં જે વેણુકૃત ત્રણ દંડો ધારવાના કહ્યા છે તે ગૌણજ જાણવા. વાણી મન કર્મના જે દંડો મૌનાદિરૂપ કહ્યા છે તેજ વિચક્ષણ યતિઓએ મુખ્ય માનવા ॥૩૨॥ તેમાં વાણીનો દંડ કરવામાં મૌનને આશરે, મૌનથીજ વાણી શિક્ષિત થાય છે, અન્યથા અસત્ય આલાપમાં અને વૃથા આલાપમાં પ્રસરે. કર્મનો દંડ કરવામાં નિશ્ચેષ્ટપણાને આશરે, અન્યથા પાણિપાદાદિકની વૃથાચેષ્ટાદિકમાં પ્રકૃતિથી પ્રસરે. મનનો દંડ કરવામાં પ્રાણાયામને રૂડીરીતે કરે, તેથી મન નિરૂદ્ધગતિવાળું થઇને લક્ષ્યનેજ અભિમુખ જોડાઇ રહે ॥૩૩॥ અધ્યાત્મભાગને બોધ આપનારા ઉપનિષદાદિ શાસ્ત્રપુસ્તકને ગૃહસ્થોએ આપેલાને યતિ ગ્રહણ કરે. (આમાં આ દ્રવ્યસંગ્રહદોષ નથી) અધ્યાત્મપુસ્તકને લખવા માટે ધનસંગ્રહને ન કરે, કેમતો ધનસંગ્રહ યતિધર્મમાં દૂષણરૂપ છે, તો ધન અન્યજનથકી સંપાદન કરી અધ્યાત્મ-

पुष्पमपो मृदम् । मूलं फलं चाथ भूमौ स्वपेदक्रोधनः शुचिः ॥३५॥ शान्तामेव वदेद्वाचमपि वाणैर्हतो यतिः । दद्यान्नारायणेत्येवं प्रतिवाचं च निःस्पृहः ॥३६॥ वाङ्मनःकायचेष्टासु न प्रमत्तो भवेत्कचित् । स्नानं ध्यानं तपो दानं योगं कुर्याज्जितेन्द्रियः ॥३७॥ स्नानं मनोमलत्यागो ध्यानं तत्त्वार्थनिश्चयः । इन्द्रियाणां च मनस ऐकाग्र्यं परमं तपः ॥३८॥ दानं त्वभयमेवोक्तं योगो ब्रह्मात्मनोर्युजिः । तद्दार्ढ्यं स्याद्धरेर्भक्त्या यस्य मुक्तो भवेत्स वै ॥३९॥ न हिंस्यात्प्रा-

પુસ્તકને લેખકો પાસે યતિ લખાવે નહિ ॥૩૪॥ પન પુષ્પ ફળ મૂળ જળ મૃત્તિકા, આ વસ્તુઓને યતિ ગ્રહણ કરે, પર આ વસ્તુઓ અગુપ્તપણેજ ગ્રહણ કરે પણ વસ્ત્રાદિવડે આચ્છાદન કરેલાને ન ગ્રહણ કરે ગુપ્તપણે ગ્રહણ કરવુ તે સન્યાસઆશ્રમવિરુદ્ધ છે સદા ક્રોધે રહિત અને અદર બહાર શુદ્ધ થઇ રહે ભૂમિ ઉપર સુવે પણ આસ્તરણમા નહિ ॥૩૫॥ યતિ વાગાદિ બાણોવડે હણતા પણ હણનારા પ્રતિ પણ શાતજ વાણીને વદે (પણ ક્રોધાન્ધ થઇ શાપ આપે નહિ) કોઇની સાથે બોલતા સ્વય નિસ્પૃહ થઇ પ્રતિપદ કે પ્રતિવાક્ય મધ્યે મધ્યે 'નારાયણ' એવા નામને ઉચ્ચારે ॥૩૬॥ યતિ વાણી મન કાયની ચેષ્ટાઓમા સદા સાવધાન થાય કદાપિ અનવધાન ન થાય (ક્ષણ અનવધાનમા પણ વાગાદિક અતિક્રમ કરી જાય (આગળ જેના લક્ષણો કહે છે) એવા સ્નાન ધ્યાન તપ દાન યોગને જીતેન્દ્રિય થઇ કરે ॥૩૭॥ તેમા મનોમળ રાગાદિકનો જે ત્યાગ તે સ્નાન કહ્યુ છે તત્ત્વાર્થનિશ્ચય તે ધ્યાન કહ્યુ છે ચક્ષુરાદિ ઇન્દ્રિયો અને આત્મામા પ્રવર્તેલા મનનુ જે એકાગ્રપણુ-પરસ્પર પ્રતિકૂળતાએ રહિતપણુ તે પરમ તપ કહ્યુ છે ભૂતમાત્રને અભય આપવુ તે દાન કહ્યુ છે (પ્રાણિમાત્રને ઉદ્વેગ ન કરવો) પરમાત્મા પરબ્રહ્મમા સ્વાત્માને જોડી દેવો તે યોગ કહ્યો છે તે આ સ્નાનાદિ પાચ ગુણોની દૃઢતા હરિભક્તિથી જે યતિને થાય તે મુક્ત થાય છે ॥૩૮-૩૯॥ યતિ પ્રાણિમાત્રને (સ્થાવરને પણ) હણે નહિ સુનિશ્ચિત સત્ય બોલે-પોતે સાક્ષાત્ જાણેલુ અસદિગ્ધ સત્ય વચનને બોલે ગોવિપ્રાદિકનો જેણે કરીને ઉપઘાત થાય તેવુ દૃષ્ટાર્થ પણ (જેવુ દેખ્યુ

णिमात्रं च वदेत्सत्यं सुनिश्चितम् । गोब्राह्मणादिहिंसादावनृतं च न दुष्यति ॥४०॥ स्तेयं वैरं मदं लोभं कौटिल्यं स्त्रीकथां शुचम् । मत्सरं च भयं तृष्णां जनस्नेहं च वर्जयेत् ॥४१॥ ज्ञानं तपोर्चनं दानं दहत्येव वपुश्च यः । तं प्राणहारिणं शत्रुं क्रोधं दूराच्च सन्त्यजेत् ॥४२॥ मञ्चकः शुक्लवस्त्रं च सुरापानं दिवास्वपिः । त्यक्तस्त्रीपुनर्मित्रादेः सङ्गोऽधः पातयेद्यतिम् ॥४३॥ चलन्निर्जन्तुकं देशं दृष्ट्वा पादं न्यसेत्सदा । न धावेच्च पिबेत्तोयं वस्त्रपूतं विवेकवान् ॥४४॥ शान्तो दान्तश्चोपरतस्तितिक्षुः श्रद्धयान्वितः । दयालुर्धैर्यवा-

હોય તેવુ ) વચન ન બોલે. કિંતુ ત્યા દૃષ્ટાર્થવિરૂદ્ધ પણ વચન બોલે તેથી અસત્ય બોલવાથી આવતો દોષ લાગુ ન થાય વાચિક કે કાયિક વ્યાપારની ભૂતોપકારત્વ અને ભૂતોપઘાતકત્વ એવા ભેદથી ધર્મત્વ અધર્મત્વ વ્યવસ્થા છે ( જે વ્યાપાર ભૂતોપકારક હોય તે ધર્મ અને જે ભૂતોપઘાતક હોય તે અધર્મ જાણવો ) દૃષ્ટાર્થને જણાવનાર હોવાથી તેની ધર્મતા નથી તેમ તેથી વિપરીત જણાવનાર હોવાથી અધર્મતા નથી. આમા વિસ્તાર અન્યથકી જાણવો ॥૪૦॥ ચોરીને આપત્તિમા પણ વર્જે તથા મદ લોભ કૌટિલ્ય સ્ત્રીવાર્તા શોક માત્સર્ય ભય તૃષ્ણા સ્નેહને વર્જે ॥૪૧॥ આતર શત્રુઓમા ક્રોધ સર્વેથી પ્રબળ છે, જે જ્ઞાન તપ દેવાર્ચન દાનને ( સર્વે પણ સુકૃતને ) બાળીજ દે છે. અને પોતાના શરીરને બાળે છે, પ્રાણોને પણ અપહરે છે. આવા ક્રોધને દૂરથીજ ત્યાગ કરે ॥૪૨॥ મચમાં શયન, શ્વેત વસ્ત્રનું ધારણ, સુરાનુ પાન, દિવસે શયન, પ્રથમ પરિત્યાગ કરેલા કલત્ર પુત્ર મિત્ર ક્ષેત્રાદિકનો પુન પ્રસગ, આ દોષો યતિને અધોગતિ આપે છે માટે તેનો ત્યાગ કરે ॥૪૩॥ માર્ગમા ચાલતો વિવેકી યતિ સ્થૂળ સૂક્ષ્મ પિપીલિકાદિ જતુઓએ વર્જીત દેશને જોઇને સદાય ભૂમિ ઉપર પગને મુકે. 'દૃષ્ટિપૂત ન્યસેત્પાદ' એવી સ્મૃતિ છે અન્યથા કીડીઓ આદિક અલ્પ પ્રાણિઓની હિંસાનો પ્રસંગ આવે. તથા વસ્ત્રવડે ગાળેલાજ જળને પિવે તથા વેગથી દોડે પણ નહિ ॥૪૪॥ તે આ યતિ સદા શાત અને દાંત થાય—જીતેન્દ્રિય અને જીતમન થાય બાહ્ય પ્રવૃત્તિમાત્રથકી ઉપરત થાય. તિતિક્ષુ થાય-

न्कर्मफलत्यागी भवेन्मुनिः ॥४५॥ व्रतोपवासनियमान् विष्णुपूजां च न त्यजेत् । सदा जपेच्च प्रणवं तदर्थं च विचारयेत् ॥४६॥ कुर्यात्तथोपनिषदां श्रवणं मननं पुन. । निदिध्यासं च तेन स्याज्ज्ञानविज्ञानवान् यतिः ॥४७॥ देहात्मनोः पृथग्रूपं पश्येत्साङ्ख्येन चात्मवान् । जयेज्जिह्वोपस्थवेगमष्टधा ब्रह्मचर्यवान् ॥४८॥ अन्वी-

---

શીતોષ્ણાદિ દ્વન્દ્વને સહન કરવાના સ્વભાવવાળો થાય આત્મ પરમાત્મ સ્વરૂપનો બોધ આપનારા શાસ્ત્રોમા અને તેની પ્રાપ્તિને સપાદનારા ઉપાયોમા શ્રદ્ધાયુક્ત થાય સર્વ ભૂતોમા દયાવાળો થાય આત્મપ્રાપ્તિના સાધનોના અનુષ્ટાનમા ધૈર્યવાળો થાય સ્વાશ્રમવિહિત કર્મને ફળાભિસન્ધિરહિત કરે (સન્યાસીને પણ સર્વથા કર્મનો પરિત્યાગ શાસ્ત્રીય નથી) વળી આત્મમનન શીલ થાય ॥૪૫॥ જે વ્રતોપવાસનિયમો પાળવાના કહ્યા છે તેનો ત્યાગ ન કરે તથા વિષ્ણુપૂજાને ત્યાગ ન કરે (પ્રતિદિન કરે) પ્રણવનો સદા જપ કરે. તેનો અર્થ વારેવારે વિચિંતન કરે ॥૪૬॥ તથા ઉપનિષદોનુ શ્રવણ કરે શ્રવણ કરેલા, તેનાથી જાણવા યોગ્ય આત્માનુ મનન અને નિદિધ્યાસનને કરે અનુક્રમે શ્રવણ મનન ધ્યાન કરવાથી યતિ જ્ઞાન વિજ્ઞાનસપન્ન થાય છે (જે પરોક્ષભૂત તે જ્ઞાન જાણુ અને જે અપરોક્ષભૂત તે વિજ્ઞાન જાણવુ) ॥૪૭॥ દેહાત્મભ્રમને લીધેજ બધોય અનર્થ થાય છે જન્મ્યો ત્યાથીજ સર્વ કોઇ પણ 'હુ હુ' એમ વ્યવહાર કરતો થકો સ્થૂળ કે કૃશ દેહનેજ જુવે છે પણ તેથી વિલક્ષણ વિજ્ઞાનૈકઘન આત્માને જોતો નથી વળી આ આત્મા ચક્ષુથી ગ્રહણ કરી શકાતો નથી કિંતુ સુસસ્કૃત મનથીજ ગ્રહણ થાય છે, તો દેહ આત્માના પૃથક્ભાવને સાખ્યથી જુવે સમ્યક્ ખ્યાતિ જે આત્મા અનાત્માના વિવેચનમા સમર્થ બુદ્ધિ તે સખ્યાશબ્દથી કહી છે, તેનાથી જાણવા યોગ્ય જે આત્મસ્વરૂપ તે સાખ્ય કહ્યુ છે, તે વિષયવાળુ મન કે તેનો અવબોધ આપનારૂ શાસ્ત્ર તે સાખ્ય કહ્યુ છે, તેનાથી દેહ આત્માને પૃથક્ જુવે અષ્ટધા બ્રહ્મચર્યવ્રતને પાળતો થકો ઉપસ્થવેગને જીતે તથા રસનાવેગને વિશેષપણે જીતે ॥૪૮॥ દેહથકી વિલક્ષણ એવા પણ આત્માને દેહયોગને લીધે ઔપાધિક બંધને અને આત્યતિક દેહનિવૃત્તિ થતા

क्षेतात्मनो वन्धं मोक्षं च ज्ञाननिष्ठया। वन्ध इन्द्रियविक्षेपो मोक्ष एषां च संयम. ॥४९॥ आज्ञामवाप्य स्वगुरोर्विचरेत्पृथिवीमिमाम्। सारभूतमुपासीत ज्ञानं यन्मोक्षसाधनम् ॥५०॥ पुरग्रामव्रजान्सार्थान् भिक्षार्थं प्रविशंश्चरेत्। पुण्यदेशसरिच्छैलवनाश्रमवतीं महीम् ॥५१॥ नापृष्ट. केनचिद्ब्रूयान्न चान्यायेन वादिनम्। विद्वानपि हि मेधावी विचरेज्जडवद्यति. ॥५२॥ एकस्मिन्नेव न ग्रामे न चैकस्मिन्सरित्तटे। शून्यागारे न चैकस्मिन्वसेद्बहुदिनानि च ॥५३॥ पञ्चाहानि पुरे ग्रामे दिनमेकं वसेद्यति. । सङ्गाद्दोपा दोपा' स्युर्मुक्त

મોક્ષને જ્ઞાનનિષ્ઠા જે તત્વજ્ઞાનૈકાંત બુદ્ધિ તેણે કરીને જુવે બંધમા પ્રધાન હેતુ ઇન્દ્રિયોનો વિક્ષેપ છે અને તેનો જે સયમ તેજ મોક્ષમા પ્રધાન હેતુ છે સાધનમા સાધ્યનો ઉપચાર માનીને 'वन्ध इन्द्रियविक्षेपो मोक्ष एपा च सयम ' એમ કહે છે અથવા જેણે કરીને બંધાય તે બન્ધ કહેવાય અને જેણે કરીને મુકાય તે મોક્ષ કહેવાય, એમ કરણમા વ્યુત્પત્તિ કરવી તે આ બધ મોક્ષને નિપુણ બુદ્ધિથી નિરીક્ષણ કરે ॥૪૯॥ પોતાના ગુરુની આજ્ઞાને પામીને આ પૃથ્વીમા વિચરે (એકત્ર વસે નહિ) જે મુક્તિસાધન છે તેજ જ્ઞાનોમા સારભૂત છે, તો તેજ જ્ઞાનનો અભ્યાસ કરે ॥૫૦॥ 'પૃથ્વીમા વિચરે' એમ કહ્યુ તેમા એમ સમઝવુ, સમગ્ર પૃથ્વીમા વિચરે નહિ કિંતુ પુણ્યક્ષેત્રવાળી, પુણ્યનદીઓવાળી, પવિત્ર પર્વતવાળી, પુણ્યવનવાળી, પુણ્યઆશ્રમવાળી પૃથ્વીમા સચરે પવિત્રજ પુર ગ્રામ વ્રજ અને જનસઘોપ્રતિ ભિક્ષાર્થે પ્રવેશ કરે ॥૫૧॥ યતિ કોઇએ પણ નહિ પુછતા પોતે કાઇ પણ બોલે નહિ અન્યાયથી બોલનારા પ્રતિ કાઇ પણ બોલે નહિ (મૌનનોજ આશ્રય કરે) પોતે વિદ્વાન્–સર્વ અર્થને સમજતો હોય અને મેધાવી–પંડિત હોય તોપણ જડની પેઠે વિચરે ॥૫૨॥ એકજ ગામમા કે એકજ નદીતટમા કે એકજ જનવર્જીત ભવનમા બહુ દિવસો વસે નહિ ॥૫૩॥ યતિ પુરમા પાચ દિવસ વસે, તેથકી અધિક એક પણ દિન ન વસે ગ્રામમા તો એક દિન વસે બહુ દિન નિવાસ કરવાથી જનસગ સમધિક થાય અને તેથી સર્વે દોષો મુમ્નપ્રાયને પણ પ્રાપ્ત થાયછે, માટે જનસગને ત્યાગ કરે

स्यापीति तं त्यजेत् ॥५४॥ सतां सङ्गस्तु कर्तव्यो ब्रह्मविद्याप्तये द्विज ! । गुरुवद्व्रतवृद्धांश्च मानयन्प्रणमेद्यतीन् ॥५५॥ त्यक्तसङ्गो जितक्रोधो लघ्वाहारो जितेन्द्रियः । पिधाय बुद्ध्या द्वाराणि ध्यानमेव सदाभ्यसेत् ॥५६॥ शून्येष्वेवावकाशेषु गुहासु च वने तथा । नदीनां पुलिने चापि नित्ययुक्तो वसेद्यतिः ॥५७॥ प्राग्रात्रेऽपररात्रे च मध्यरात्रे तथैव च । सन्ध्यायां च विशेषेण ध्यायेद्धरिमतन्द्रितः ॥५८॥ न संवदेत्स्त्रियं काञ्चित्पूर्वदृष्टां न च स्मरेत् । लौकिकार्थानुपनिषदन्यग्रन्थांस्तु नाभ्यसेत् ॥५९॥ वृक्षाणां जङ्गमानां च न सक्तः पालने भवेत् । विषं बीजं तैजसं च न रक्षेन्मलमूत्रवत् ॥६०॥

તે વિષ્ણુપુરાણમાં કહ્યું છે–'निःसङ्गता मुक्तिपदं यतीनां सङ्गादशेषाः प्रभवन्ति दोषाः । आरूढयोगोऽपि निपात्यतेऽधः सङ्गेन योगी किमुताल्पसिद्धिः ॥' ઇતિ ॥૫૪॥ હે દ્વિજ ! સંતનો સંગતો અવશ્ય કરવો, જેથી બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ થાય. જે યતિઓ વ્રતવડે વૃદ્ધ હોય તેમને ગુરુની પેઠે માનતોથકો પ્રણામ કરે ॥૫૫॥ યતિ જનસંગનો ત્યાગ કરી, ક્રોધને જિતીને, મિતાહારી થઇ, મનને બહાર નિકળવાનાં દ્વાર ચક્ષુરાદિ ઇન્દ્રિયોને વિષયદોષવિમર્શરૂપ બુદ્ધિથી રોકીને, માટેજ જીતેન્દ્રિય થઇ આત્મધ્યાનનો સદા અભ્યાસ કરે ॥૫૬॥ યતિ જનસંચારે શૂન્ય એવા અવકાશોમાં વસે. ગુહામાં કિંવા વનમાં કિંવા નદીઓના પુલિનમાં (બેટમાં) નિત્ય આત્મામાં યુક્ત મનવાળો થઇને વસે ॥૫૭॥ રાત્રિના પૂર્વભાગમાં, રાત્રિના પશ્ચિમભાગમાં, મધ્યરાત્રિએ અને બે સંધ્યાસમયે આળસનો ત્યાગ કરી વિશેષપણે પરમાત્માનું ધ્યાન કરે ॥૫૮॥ કોઇપણ નારી સાથે વાર્તાને નજ કરે. સંન્યાસગ્રહણ પહેલાં દેખેલી કોઇપણ સ્ત્રીને સંભારે નહિ. 'न सम्भाषेत् स्त्रियं काञ्चित्पूर्वदृष्टां न च स्मरेत् । कथां च वर्जयेत्तासां न पश्येल्लिखितामपि ॥' એવી સ્મૃતિ છે. ઉપનિષદોથકી બીજા આત્મપરમાત્માવ્યતિરિક્ત પુત્ર પશ્વાદિ લૌકિક અર્થોને બોધ કરનારા ગ્રંથોનો અભ્યાસ ન કરે ॥૫૯॥ ચર મૃગાદિક અને અચર વૃક્ષાદિકના પાલનમાં આસક્ત નજ થાય. વિષ પારો અને તામ્રાદિધાતુપાત્રને યતિ મળમૂત્રની પેઠે અત્યંત હેયબુદ્ધિથી દૂરથીજ ત્યાગ કરે

यत्रैकोऽपि स्वसम्बन्धी न तत्र दिवसं वसेत् । न तत्सुखदु.खाभ्यां विक्रियां प्राप्नुयात् कचित् ॥६१॥ तन्नाशादिशुचा क्वापि यदि रोदिति भिक्षुक. । योजनानां शतं गत्वा तदा पापात्प्रमुच्यते ॥६२॥ वृद्धोऽपि विश्वसेन्नैव वृद्धायामपि योषिति । युज्यते जीर्णकन्थायां जीर्ण मप्यम्बर यत. ॥६३॥ बाह्यमाभ्यन्तर चेति द्विविध शौचमाचरेत् । मृज्जलाभ्यां तु बाह्यं स्यान्मन शुद्धिस्तथान्तरम् ॥६४॥ न लौकिका र्थासक्तः स्यात्कुर्याद्वाद च नात्मवित् । धनग्रहं न कुर्वीत न चैवा न्येन कारयेत् ॥६५॥ अजिह्वः पण्डक. पङ्गुरन्धो बधिर एव च । मुग्धश्च यो भवेद्योगी स मुक्त' स्यान्न चेतरः ॥६६॥ इष्ट वानिष्ट

॥६०॥ જે ગામમા કે નગરમા પોતાનો દેહસબન્ધી જન એક પણ રહેતો હોય ત્યા એક પણ દિવસ વસે નહિ તથા દેહસબન્ધી જનને આવેલુ સુખ દુ ખ સાંભળીને હર્ષશોકરૂપ વિકારને કદાપિ પામે નહિ ॥૬૧॥ ભિક્ષુક જો સબન્ધિજનના મરણાદિશ્રવણથી શોકાતુર થઈ રૂદન કરે તો તત્ક્ષણ અનુ તાપ પામીને ત્યાથી શતયોજનપરિમિત દૂર પ્રદેશમા (પગથી ચાલીને) જવાથી તે પાપથકી મુક્ત થાય છે ॥૬૨॥ વૃદ્ધપણ યતિ વૃદ્ધાપણ વનિતામા વિશ્વાસ નજ કરે (આ સ્ત્રી વૃદ્ધા છે, અમે પણ વૃદ્ધ છીએ, અમને એણીના સહવાસમા શો દોષ થવાનો છે? એમ વિશ્વાસને ન કરે) કારણ કે જીર્ણ પણ વસ્ત્ર જીર્ણ પણ કથામા યોગ પામી જાય છે, (ચોટી જાય છે) 'सुजीर्णोऽपि सुजीर्णासु विद्वान् स्त्रीषु न विश्वसेत् । सुजीर्णास्वपि कन्थासु सज्यते जीर्णमम्बर ॥' એમ મેધાતિથિએ કહ્યુ છે ॥૬૩॥ બાહ્ય આભ્યતર એમ બે પ્રકારના શૌચને યતિ અપ્રમત્ત થઇ કરે તેમા બાહ્ય શૌચ મૃત્તિકા જળવડે થાયછે અને આતર શૌચ તો મન શુદ્ધિવડે થાયછે ॥૬૪॥ યતિ લૌકિક અર્થો જે બ્રહ્માપર્યંતના રૂપાદિ વિષયો તેમા કદાપિ આસક્ત ન થાય કોઇ પણ સાથે તત્વાર્થે પણ વાદ કરે નહિ આત્મવિત્ થાય-આત્મદર્શનપર થાય ધનસગ્રહને ન કરે તેમ સ્વાર્થે બીજા પાસે પણ કરાવે નહિ ॥૬૫॥ જે યતિ અજીહ્વ થાય, પડક-નપુસક થાય, પગુ થાય, અન્ધ થાય, બધિર થાય અને મુગ્ધ થાય તે મુક્ત થાય તેથકી ભિન્ન મુક્ત

मश्नाति यथालब्धं तु यो यतिः । ब्रूते हितं मितं सत्यं सोऽजिह्वो मृदुलं वचः ॥६७॥ जातमात्रां वा तरुणीं स्त्रियं वा शतवार्षिकीम् । निर्विकारः समं पश्येत्स यतिः पण्डको मतः ॥६८॥ तीर्थस्नानाय भिक्षार्थं विण्मूत्रोत्सर्जनाय वा । योजनाद्नाधिका यस्य गतिः पङ्गुः स उच्यते ॥६९॥ तिष्ठतो व्रजतो वापि यस्य चक्षुर्न दूरगम् । चतुर्युगां भुवं त्यक्त्वा परिव्राट् सोऽन्ध उच्यते ॥७०॥ शृण्वन्नपि

नज थाय ॥६६॥ જીહ્વાદિ હોવા છતા અજીહ્વતાદિ કેમ કહેવાય ? તો કહે છે-જે યતિ ઇષ્ટ-પોતાને પ્રિય પાયસાદિ ભોજ્યને કે અનિષ્ટ-કાગ કોદરાના રોટલાદિક ભોજ્યને લબ્ધમાત્રને (જે મળે તેને) જમે છે અને હિત-અન્યનું હિત કરનાર મિત-યાવત્પ્રયોજન અક્ષરવાળુ સત્ય-સ્વપરદ્રોહ-વર્જીત યથાદૃષ્ટ યથાશ્રુત વિષયવાળુ કોમળ વચન બોલે છે તે આ અજીહ્વ કહ્યો છે. જીહ્વાનો ગુણ રસાસ્વાદ તથા વાચાળપણુ છે, તે બન્નેએ વર્જીત હોવાથી જીહ્વાસહિત છે પણ અજીહ્વ જાણવો 'न निन्दां वा प्रशंसां वा स्वादु मत्वा तु भक्षयेत्' એવી સ્મૃતિ છે ॥૬૭॥ બાળસ્ત્રી કે તરૂણીસ્ત્રી કે શતવાર્ષિકી (વૃદ્ધ) સ્ત્રીને જે યતિ નિર્વિકાર હોઇને સમપણે જુવે છે-બાળસ્ત્રી અને વૃદ્ધસ્ત્રીના દર્શનમા જેમ ચિત્તવિકારને પામે નહિ તેમજ તરૂણીના દર્શનમાં પણ જેનું ચિત્ત વિકાર પામે નહિ તે આ પંડક માન્યો છે-સ્વય પડકતાએ રહિત છે પણ ઊક્ત રીતે પડકતુલ્ય હોવાથી પંડક માન્યોછે ॥૬૮॥ તીર્થસ્નાનનિમિત્તે કે ભિક્ષાનિમિત્તે કે મળમૂત્રોત્સર્ગનિમિત્તે જે યતિનું ગમન યોજન (ચાર ગાઊ) થકી અધિક ન હોય તે પંગુ (પાગળો) કહ્યો છે. પોતે પગુ નથી પણ પગુની પેઠે બળક્ષીણ હોવાથી ચાલવા માટે સમર્થ નથી, માટે તેવો કહ્યો છે ॥૬૯॥ ઉભા રહેલા કે માર્ગમાં ચાલતા જે યતિનું ચક્ષુ ચાર યુગપરિમિત પ્રદેશથકી અધિક દૂર પ્રસરતું નથી તે યતિ અન્ધ કહ્યો છે. (ચાર હાથ માપને એક યુગ કહે છે) સ્વય સચક્ષુષ્ છે પણ જવાના માર્ગમાં રહેલા જતુઆદિકને જોવા માટે સોળ હાથની અદર એની દૃષ્ટિનો પ્રસાર છે અને હવેલી આદિકની શોભાના નિરીક્ષણ માટે પ્રસાર નથી માટે આ અચક્ષુ કહ્યો છે ॥૭૦॥ લોકોએ કહેલુ સ્તુતિવચન કે નિંદાવચન કે

स्तुतिं निन्दां हितं वाप्यहितं वचः । अरुन्तुदं वा लोकोक्तं बधिरोऽविक्रियस्तु यः ॥७१॥ विकारहेतुसान्निध्येऽप्यविकारी जितेन्द्रियः । अज्ञवद्वर्ततेे यस्तु स मुग्धः प्रोच्यते यतिः ॥७२॥ नाम गोत्रं कुलं देशं श्रुतं वृत्तं बलं वयः । आत्मनः ख्यापयेन्नैव शीलं च क्वचिदात्मवित् ॥७३॥ दारवीमपि नारीं न स्पृशेत्पश्येन्न चित्रिताम् । नारी धनं रसश्चेति त्रयं पातयति ध्रुवम् ॥७४॥ अनिकेतो भवेत्त्यागी बहिर्ग्रामाद्वसेद्यतिः । देवालये क्वचिद्वृक्षमूले वा विजनस्थले ॥७५॥ प्राणान्तिकभयं वापि विण्मूत्रोत्सर्गमन्तरा । न रात्रौ न च मध्याह्ने सन्ध्ययोर्न क्वचिद्व्रजेत् ॥७६॥ यथाऽतिपीडा न भवेच्छरीरे यथा न मृत्युः सहसाऽऽपतेद्वा । तथा परिव्राड् द्विज-

હિત કે અહિત કે મૃદુ કે મર્મભેદક વચનને સાંભળીને પણ જે યતિ તેના શ્રવણથી ઉપજતા હર્ષશોકાદિવિકારે વર્જીત હોય તે બધિર કહ્યો છે ॥૭૧॥ વિકારના હેતુભૂત વિલક્ષણ સ્પર્શગંધાદિકના સાન્નિધ્યમાં પણ જે યતિ વિકારવર્જીત, જીતેન્દ્રિય હોઇને અજ્ઞવત્ ઇન્દ્રિયવિષયોને નહિ જાણતા બાળની પેઠે વર્તે છે તે આ મુગ્ધ કહ્યો છે. 'अजिह्वः पण्डकः xxx सान्निध्ये विषयाणां यः समर्थोऽविकलेन्द्रियः । सुप्तवद्वर्तते नित्यं स भिक्षुर्मुग्ध उच्यते ॥' એમ નારદપરિવ્રાજકોપનિષદમાં કહ્યું છે. આ અજીહ્વાદિક એનાં લક્ષણો જાબાળસ્મૃતિને અનુસારે કહ્યાં છે ॥૭૨॥ તે આ આત્મનિષ્ઠ યતિ પોતાનું નામ ગોત્ર કુળ દેશ શ્રુત વૃત્ત બળ વય શીલને કોઇની પણ આગળ ક્યારેય પણ કવચિત્પણ પ્રખ્યાપન નજ કરે ( અહીં નામાદિક પૂર્વાશ્રમસંબંધિ જાણવું ) ॥૭૩॥ યતિ કાષ્ઠમયી પણ નારીપ્રતિમાનો સ્પર્શ કરે નહિ. ચિત્રમયી પણ નારીપ્રતિમાને જુવે નહિ. સ્ત્રી વિત્ત અને રસ આ ત્રણ યતિને નિશ્ચે પતિત કરે છે ॥૭૪॥ યતિ ત્યાગેકનિષ્ઠ નિયતનિવાસવર્જીત થાય. ( તે કહે છે ) દેવાલયમાં કે ગ્રામથકી બહાર વૃક્ષમૂળમાં કે વિજન સ્થળમાં વસે ॥૭૫॥ પ્રાણાંતિક ભય વિના કે મળમૂત્રોત્સર્ગ વિના રાત્રિએ મધ્યાહ્ને અને સંધ્યાસમયે કયાંય ન જાય ॥૭૬॥ હે દ્વિજવર્ય ! જે રીતે શરીરને અધિક પીડા ન થાય અને જે રીતે મૃત્યુ અકસ્માત્ પ્રાપ્ત ન થાય

वर्य ! धर्मं समाचरेच्छास्त्रदृशैव पश्यन् ॥७७॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे पञ्चमप्रकरणे धर्मोपदेशे सन्न्यासधर्मेषु प्रव्रज्याधिकारादिनिरूपणनामैकोनचत्वारिंशोऽध्यायः ॥३९॥

श्रीनारायणमुनिरुवाच—वानप्रस्थान्सदा भिक्षेत्परिव्राड् सुदृढव्रतान्। ज्ञानसिद्धिमवाप्नोति तदन्नेनाशु शुद्धधीः ॥१॥ अभावे वनिनां ग्राम्यान् श्रोत्रियान्ब्राह्मणोत्तमान्। याचेदन्नं यतिस्तेषामभावेऽन्यानपि द्विजान् ॥२॥ भिक्षार्थं नगरग्रामानसङ्गोऽलक्षितो विशेत्। इतस्ततो न वीक्षेत गृहशोभाश्च सम्पदः ॥३॥ न ग्राम्यवार्ताः शृणुयात्प्रीत्या नेक्षेत योषितः। मातृस्वसृसमा विद्यात्तास्तु भिक्षां

તે રીતે સંન્યાસી શાસ્ત્રદૃષ્ટ પ્રકારેજ ધર્મને શ્રદ્ધાથી આચરે ॥૭૭॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...પંચમપ્રકરણે ધર્મોપદેશે સંન્યાસધર્મેષુ પ્રવ્રજ્યાધિકારાદિનિરૂપણનામૈકોનચત્વારિંશોઽધ્યાયઃ ॥૩૯॥

## [1]અધ્યાય ૪૦ મો.

શ્રીનારાયણમુનિ કહેછે—હે બ્રહ્મન્! સંન્યાસી દૃઢ વ્રતવાળા વાનપ્રસ્થોને ત્યાં સદા ભિક્ષા માગે, કેમતો તે વાનપ્રસ્થોનું અન્ન સર્વ કરતાં વિશુદ્ધ હોવાથી તેમના અન્નથી શીઘ્ર શુદ્ધબુદ્ધિવાળો થઇને જ્ઞાનસિદ્ધિને પામે છે ॥૧॥ વાનપ્રસ્થોના અભાવમાં ગ્રામવિષે રહેલા, શ્રોત્રિય શીલવૃત્તવડે ઉત્તમ બ્રાહ્મણોને ત્યાં ભિક્ષા માગે. શ્રુતવૃત્તશીલસંપન્ન તેઓના અભાવમાં જેવા મળે એવા બીજા પણ બ્રાહ્મણોને ત્યાં ભિક્ષા માગે ॥૨॥ ભિક્ષાનિમિત્તે નગરમાં કે ગામમાં પ્રવેશ કરતાં અસંગ અને અલક્ષિત (આ આ સમયે આવશે એમ જેના આગમનમાં કોઇએ પણ તર્ક કર્યો નથી એવો થકો) થઇને પ્રવેશ કરે. અહીં તહીં ગૃહશોભાદિ સંપદાઓને જુવે નહિ ॥૩॥ યતિ અહીં તહીં પ્રવર્તતી ગ્રામ્યવાર્તાને સાંભળે નહિ. સ્રીયોને પ્રીતિથી જુવે નહિ. દૃષ્ટિમાર્ગગોચરતામાત્રનો પ્રતિષેધ થઈ શકતો નથી, કેમતો તે દુર્ઘટ છે. દૃષ્ટિમાર્ગમાં સ્રી પડ્યા વિના રહેજ નહિ, માટે કામથી

૧ આ અધ્યાયમાં યતિનો જે ભિક્ષાગ્રહણવિધિ તેનું નિરૂપણ કર્યું છે.

चरन् यतिः ॥४॥ मृद्दार्वलावुजं चापि वैणवं तान्तवौपलम् । पार्ण तार्ण तथा क्षौमं भिक्षापात्रमुदीरितम् ॥५॥ सलिलैः शुद्धिरेतेषां गोवालैश्चावघर्षणम् । धातुपात्रं तु न क्वापि स्वधर्मस्थो यतिः स्पृशेत् ॥६॥ ब्राह्मणक्षत्रियविशां गृहान् याचेत भिक्षुकः । पूर्वाभावे परं याचेद्वर्जयेन्निन्द्यकर्मणः ॥७॥ आहारशुद्धिः सर्वेषां बुद्धिशुद्धेर्हि कारणम् । वेदवेदाङ्गवेत्तापि त्याज्यो दुष्कृतकृद्द्विजः ॥८॥ द्विजाभावे तु सम्प्राप्त उपवासद्वये गते । भैक्षं शूद्रादपि ग्राह्यमिति मेधातिथिर्जगौ ॥९॥ कलौ तु ब्राह्मणानेव वृत्तिभेदाच्चतुर्विधान् । पूर्वाभावे परान् याचेद्विडालाद्यांस्तु न क्वचित् ॥१०॥ जातकर्मादि

સ્ત્રીનિરીક્ષણનો પ્રતિષેધ કર્યો છે ભિક્ષાર્થે ભમતા યતિ તે સ્ત્રીયોને મા બ્હેન સમાન સમજે ॥૪॥ મૃત્તિકામય કે કાષ્ઠમય કે તુબિકામય કે વેણુમય કે લતાતતુમય કે પાષાણમય કે પત્રમય કે તૃણમય કે અતસીસૂત્રમય એક ભિક્ષાપાત્ર યતિઓને ગ્રહણ કરવાનુ કહ્યુ છે ॥૫॥ આ ભિક્ષાપાત્રોની ગાઓના વાળ ઘસવાથી અને જળવડે પ્રક્ષાલન કરવાથી શુદ્ધિ થાય સ્વધર્મનિષ્ઠ યતિ ધાતુપાત્રને તો કદાપિ સ્પર્શે નહિ ॥૬॥ બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય થકી પણ ભિક્ષુક ભિક્ષાને ગ્રહણ કરે. તેમા આ નિયમ છે–પૂર્વના અભાવમા પરથકી ગ્રહણ કરે (બ્રાહ્મણ મળે તો ક્ષત્રિયથકી ભિક્ષા લેવી નહિ, ક્ષત્રિય મળે તો વૈશ્યથકી ભિક્ષા લેવી નહિ) તેમા પણ નિંદિત કર્મવાળાઓને ત્યાગ કરે ॥૭॥ વેદ વેદાંગને ભણેલો પણ દ્વિજ જો દુષ્કૃતકૃત–પાપાચાર હોય તો તેનાથકી ભિક્ષા લેવી નહિ, કેમકે તેનુ અન્ન અશુદ્ધ છે આહારશુદ્ધિજ સર્વજનોની બુદ્ધિશુદ્ધિમાં હેતુ છે. 'આહારશુદ્ધૌ સત્વશુદ્ધિ' એવી શ્રુતિ છે ॥૮॥ જે ગામમા એકપણ દ્વિજ ન મળે ત્યારે ઉપવાસ કરે જો બીજે દિવસે બીજા ગામમાપણ દ્વિજ ન મળે ત્યારે પણ ઉપવાસ કરે. જો ત્રીજે દિવસે ત્રીજા ગામમાપણ દ્વિજ ન મળે ત્યારેતો પ્રાણધારણમાટે શુદ્ર જનથકી પણ યતિ ભિક્ષાને ગ્રહણ કરે એમ મેધાતિથિએ કહ્યુ છે ॥૯॥ આ ધર્મ સત્યયુગાદિકમા હતો કળિયુગમા તો વૃત્તિભેદને લીધે ચાર પ્રકારના બ્રાહ્મણોને ત્યાજ યાચે તેમા પણ પૂર્વના અભાવમાં પરના પ્રતિ યાચે

भिर्यस्तु संस्कारैः संस्कृतः शुचिः । वेदाध्ययनसम्पन्नः षट्सु कर्मस्ववस्थितः ॥११॥ सत्यं शमो दमोऽद्रोह आनृशंस्य कृपा घृणा। तपो भक्तिश्च यत्र स्यात्स ब्राह्मण इति स्मृतः ॥१२॥ वेदाध्यायी शस्त्रधारी दानी राज्यरुचिर्घृणी । अश्वयुद्धप्रिय· शूरो धैर्यवान् क्षत्रियो द्विज· ॥१३॥ कृषिवाणिज्यगोरक्षाकुसीदाद्युपजीवनः । वेदाध्यायी च दानी च ब्राह्मणो वैश्य उच्यते ॥१४॥ सर्वभक्ष्यरतिर्नित्यं रसलाक्षादिविक्रयी । अनाचारो वेदहीनो ब्राह्मणः शूद्र उच्यते ॥१५॥ स्तेयप्रिय· सदा लुब्धो दाम्भिको लोकरञ्जक· ।

બિડાળાદિક ચાર પ્રકારના પ્રતિ તો ભિક્ષા કદાપિ નજ યાચે ॥૨૦॥ કયા તે વૃત્તિભેદને લીધે ચાર પ્રકારના બ્રાહ્મણો ? અને કયા તે બિડાળાદિક ચાર પ્રકારના બ્રાહ્મણો ? તેના લક્ષણોને કહે છે-જેતો વિપ્ર જાતકર્માદિ સસ્કારોવડે સસ્કૃત થએલો, બાહ્ય આભ્યતર શૌચવાળો, વેદાધ્યયને સપન્ન, અધ્યયન-અધ્યાપન-યજન-યાજન-દાન-પ્રતિગ્રહરૂપ ષટ્કર્મે સપન્ન અથવા સ્નાન સધ્યાદિ ષટ્કર્મમા તત્પર, સત્ય શમ દમ અદ્રોહ અક્રૂરતા કૃપા ઘૃણા આદિક ગુણોએ પરિપૂર્ણ, તપોનિષ્ઠ અને ભક્તિસપન્ન હોય તે આ (મુખ્ય) બ્રાહ્મણ કહ્યો છે (કુકર્મમા મનનો જે વિષાદ તે ઘૃણા કહી છે) ॥૧૧-૧૨॥ જેતો વિપ્ર વેદાધ્યાયી, શસ્ત્રધારી, દાનશીલ, રાજ્યમા રૂચિવાળો, દુષ્કૃતમા ઘૃણાવાળો (આ અકાર્ય મારાથી કેમ કરાય ? એમ મનના વિષાદવાળો) અશ્વારોહણમા અને યુદ્ધાચરણમા પ્રીતિમાન્, રણમા ઉત્સાહવાન્ અને ધૈર્યવાન્ હોય તે આ વિપ્ર ક્ષાત્રગુણયોગને લીધે ક્ષત્રિય કહ્યો છે ॥૧૩॥ જેતો વેદાધ્યાયી વિપ્ર દાનશીલ, કૃષિકર્મ વણજવ્યાપાર ગોરક્ષા વ્યાજવટો વિગેરે વૃત્તિઓવડે ઉપજીવનારો હોય તે વૈશ્યગુણયોગને લીધે વૈશ્ય કહ્યો છે ॥૧૪॥ જેતો વેદાધ્યયને વર્જીત જાતિવિપ્ર સર્વ કોઇના ભક્ષ્યમા રૂચિવાળો, (બ્રાહ્મણના કે બીજા કોઈ શૂદ્રના સર્વના અન્નને જમનારો) નિત્ય ઘૃતતૈલાદિરસ લાખ લવણાદિ નિષિદ્ધ વસ્તુઓને વેચનારો, સદાચારપરિભ્રષ્ટ હોય તે આ વિપ્ર શૂદ્ર કહ્યો છે ॥૧૫॥ જેતો વિપ્ર વેદાધ્યયને વર્જીત હોઇને સદૈવ ચૌર્ય કર્મમા પ્રીતિવાળો, ધનાદિકમા લોભીયો, દભમા ચતુર, લોકરજનમાત્રમા

हिंसकर्मरुचिर्धूर्तो बिडालः स तु कथ्यते ॥१६॥ वापीकूपसरःक्षेत्रपल्वलारामनाशकः । स्नानसन्ध्यादिहीनस्तु म्लेच्छ एव मतो द्विजः ॥१७॥ अभक्ष्यभक्षको मूढः परस्त्रीलम्पटोऽशुचिः । कार्याकार्यं न जानाति यः स विप्र• पशुर्मतः ॥१८॥ दयाहीनः प्रमादी च श्रुतिस्मृतिपथातिगः । सुरापानरतो विप्रश्चाण्डालो मांसभक्षकः ॥१९॥ बिडालादीन्वर्जयित्वाऽभिशस्तपतितांस्तथा । याचेदन्नं शुचीन्विप्रांस्त्रीन्वा पञ्चापि सप्त वा ॥२०॥ चिकित्सकं स्त्रीजितं च मृगयुं शल्यहारिणम् । कुलटां पाशिनं षण्ढं यतिर्भिक्षेन्न कर्हिचित् ॥२१॥ भिक्षा माधुकरी नाम्नी यतीनामुचिता द्विज ! । याव

तત્પર, હિંસાકર્મમાં રૂચિવાળો અને ધૂર્ત-લોકવંચક હોય તે આ વિપ્રતો બિડાલ કહ્યો છે ॥૧૬॥ જેતો વિપ્ર વેદાધ્યયને વર્જીત હોઇને લોકોપકારક વાવ્યો કુવાઓ સરોવરો ક્ષેત્રો અલ્પસરોવરો બગીચાઓ આદિકને નાશ કરનારો અને સ્નાનસંધ્યાદિક કર્મોએ રહિત હોય તે આ વિપ્ર મ્લેચ્છ માન્યો છે ॥૧૭॥ જે વિપ્ર અભક્ષ્ય ડુગળી લસણ આદિકને ભક્ષણ કરનારો, મૂઢ, કાર્ય અકાર્યના વિવેકે વિહીન, પરસ્ત્રીલંપટ અને સતત અશુચિ છે તે આ વિપ્ર પશુ માન્યો છે ॥૧૮॥ જેતો જાતિમાત્રથી વિપ્ર હોઇને દયાહીન, સર્વત્ર પ્રમાદી, શ્રુતિસ્મૃતિના માર્ગને અતિક્રમ કરનારો, (શ્રૌતસ્માર્ત કર્મને અતિલંઘન કરનારો ) સુરાપાનમાં પ્રીતિવાળો અને માંસને ભક્ષણ કરનારો હોય તે આ વિપ્ર ચંડાળ કહ્યો છે ॥૧૯॥ તે આ બિડાલાદિ ચતુર્વિધ વિપ્રોને વર્જીને તથા અભિશસ્ત (જેને માથે લોકાપવાદ આવ્યો હોય) પતિતોને વર્જીને સ્વધર્મનિષ્ઠ વિપ્રોને ત્યાં અન્નને યાચે તેમાં સાત કે પાંચ કે ત્રણ વિપ્રોને ત્યાં અન્નને યાચે અધિકને ત્યાં નહિ ॥૨૦॥ જે ચિકિત્સક (વૈદ્ય) હોય, જે સ્ત્રીપરતંત્ર હોય, જેતો મૃગયાપર (પારાધિ) હોય, જેતો શલ્યધારી હોય (પશ્વાદિકને પીડા કરવા શલ્યને ધારેછે) જે મૃગાદિકને પકડવામાં ઉપયોગી પાશહસ્તવાળો હોય, જે સ્ત્રી કુલટા હોય, જે નપુંસક હોય, તે આ સર્વના પ્રતિ ભિક્ષાને યતિ કદાપિ ન માગે ॥૨૧॥ હે દ્વિજ ! ભિક્ષા યતિઓને માધુકરી નામની સમુચિત છે (પુષ્પને નહિ પીડા કરી

तोदरपूर्तिः स्यात्तावद्भैक्षं समाचरेत् ॥२२॥ पञ्चकृत्वोऽपि वा सप्तकृत्वो लभ्येत नो यतः। भैक्षं तद्वर्जयेद्गेहं चण्डालगृहवत्सदा ॥२३॥ याचितुं न गृहं लोभात्पुनर्गच्छेत्तदेव च। अभावे त्वन्यगेहानां तद्गच्छेद्दिवसान्तरे ॥२४॥ विधूमे सन्नमुसले व्यङ्गारे भुक्तवज्जने। कालेऽपराह्णभूयिष्ठे नित्यं भिक्षां यतिश्चरेत् ॥२५॥ फलावयं तु नियमः प्रायिकस्तदकल्पितान्। सप्तमावधि याचेत गृहान्मध्याह्नतः परम् ॥२६॥ यद्वन्नं पच्यते यत्र मन्यन्ते यत्र मानवाः। अनुद्विग्नाः प्रयच्छन्ति तं देशं यत्नतो व्रजेत् ॥२७॥ जाताशौचं मृताशौचं येषां तान्वर्जयेद्द्विजान्। श्राद्धमात्रं भवेद्यत्र तत्र भिक्षेन्न कर्हिचित् ॥२८॥

તેજ તે તે પુષ્પથકી લેશતઃ મધુને ગ્રહણ કરતા મધુકર (ભ્રમર) નીજ જેમ એમ ત્યાથી ત્યાથી જે ભિક્ષાવૃત્તિ તે આ માધુકરી કહી છે) જેટલા ભિક્ષાન્નથી ઉદરની પૂર્તિ થાય તેટલાજ ભૈક્ષને કરે, અધિક નહિ ॥૨૨॥ જેને ઘેર પાંચવાર કે સાતવાર ભિક્ષાર્થે જતાં પણ માધુકરી ભિક્ષા મળે નહિ તેના ઘરને ચડાળના ઘરની પેઠે સદા વર્જી મુકે ॥૨૩॥ જેને ઘેર માધુકરી ભિક્ષા પ્રથમ દિને મળી હોય, બીજે દિને તેજ ઘેર લોભને લીધે ભિક્ષાર્થે જાય નહિ તેથકી અન્યત્ર જાય અન્ય ગૃહોના અભાવમાં તો દિવસાતરે-એક દિન અતિક્રમ કરીને તેજ ઘેર ભિક્ષાર્થે જાય ॥૨૪॥ ચુલાનો અગ્નિ શાંત થવાથી જેમા ધુમાડો હોય નહિ, મૂસળની ક્રિયા જે ખાડવું તે જેમાં નિવૃત્ત થઇ છે, જેમાં અગારાઓ પ્રશાત થઇ ગયા હોય, સમસ્ત ગૃહજનો જેમાં જમતા હોય એવા ઘરમાં અતીતપ્રાય અપરાહ્નકાળમા નિત્ય યતિ ભિક્ષાને કરે ॥૨૫॥ આ નિયમતો કળિમા પ્રાયઃ ઘટે નહિ, તો મધ્યાહ્ન પછી ત્રણ કે પાચ કે સાત ગૃહોપ્રતિ 'પ્રથમજ આને ઘેર ભિક્ષાર્થે જવું' એવો સકલ્પ નહિ કરીને યતિ જાય ॥૨૬॥ જે દેશમા વર્તતા ગૃહિજનો સ્વભોજનપર્યાપ્ત અન્નથકી અધિક અન્નને રાંધતા હોય, જે દેશમા વર્તતા મનુષ્યો અતિથિઆદિકને આદરપૂર્વક માને છે અને ઉદ્વેગરહિત થઇને ભિક્ષુકોને ભિક્ષા આપે છે તે દેશમાં યત્નથી જાય ॥૨૭॥ જે દ્વિજોને જન્માશૌચ કે મૃતાશૌચ વર્તતું હોય તેમના ગૃહોને ભિક્ષામાં વર્જે. જેમના ગૃહમા શ્રાદ્ધપ્રસંગ હોય તેમના પણ

न पश्येद्द्वाररन्ध्रेण भिक्षालिप्सुः कचिद्यतिः । न कुर्याद्वै कचिद्घोषं न द्वारं ताडयेत्कचित् ॥२९॥ दण्डं च दक्षिणे कक्षे यतिः सन्धार्य बाहुना । धृत्वा वामकरे पात्रं पिदध्याद्दक्षपाणिना ॥३०॥ भिक्षाटनं प्रकुर्वाणो यद्यमेध्यं स्पृशेद्यतिः । सपात्रो विधिवत्स्नात्वा प्राणायामान्षडाचरेत् ॥३१॥ उदक्याशवचण्डालचौरनग्नकपालिभिः । स्पृष्टां भिक्षां त्यजेद्भिक्षुः सवासा जलमाविशेत् ॥३२॥ कुड्ये काष्ठे रथे मञ्चे नौकायां गजवृक्षयोः । तृणौघजलसङ्घाते न दोषः स्पर्शसम्भवः ॥३३॥ भिक्षां गृहीत्वापावृत्तः समैक्षं पात्रमप्सु तत् । निष्प्राप्य शुचिदेशे च निधायाथ स्वयं शुचिः ॥३४॥ प्रक्षाल्य पाणिपादं च मौनी भोक्तुमुपाविशेत् । धातुः प्रकुप्यते येन

ગૃહને ભિક્ષામા વર્જે ॥૨૮॥ ભિક્ષાટન માટે નિકળેલો યતિ કમાડ વાસેલા ગૃહમાં દ્વારગત છિદ્રથી ભિક્ષાલિપ્સાથી કદાપિ જુવે નહિ ઘરની અંદર રહેલા જનોને જણાવા માટે ઉદ્‌ઘોષને કરે નહિ તથા વાસેલા દ્વારને દંડાદિકવડે તાડન કરે નહિ ॥૨૯॥ ભિક્ષાસમયે દંડને દક્ષિણ કાખમાં બાહુવડે ધારીને, વામ કરમાં ભિક્ષાપાત્રને ધારીને ભિક્ષાગ્રહણ પછી ભિક્ષાપૂર્ણ તે ભિક્ષાપાત્રને જમણા હાથથી આચ્છાદન કરે ॥૩૦॥ ભિક્ષાટન કરતો યતિ માર્ગમા જો અપવિત્ર વસ્તુને અડી જાય તો સપાત્ર યથાવિધિ સ્નાન કરી છ પ્રાણાયામોને કરે ( પછી તે ભિક્ષાને જમે પણ ત્યાગ કરે નહિ આ બાબાળમતથી કહ્યુ ) ॥૩૧॥ રજસ્વળા શબ ચડાળ ચોર નગ્ન–નાસ્તિક, કાપાળિક ( સ્મશાનમાં રહી સાંજે કપાળ લઈ ભીક્ષા માગનારા શંભુવ્રતવાળા ) આટલાએ સ્પર્શ કરેલી ( સ્પર્શદોષને પામેલી ) ભિક્ષાને ભિક્ષુ ત્યાગ કરે ત્યાગ કરીને વસ્ત્રસહિત જળમાં પ્રવેશ કરે ॥૩૨॥ ભિત્તિઆદિકમાં તો સ્પર્શ દોષ નથી. આ અર્થ છે–જે ભીંત રથ કાષ્ઠ ખટ્વા નૌકા ગજ વૃક્ષ તૃણસમૂહ જળાશય અને જળપ્રવાહમાં રજસ્વળાદિકનો સ્પર્શ હોય ત્યા જો ભિક્ષાટ યતિને પણ સ્પર્શ થાય તો સ્પર્શદોષ નથી ॥૩૩॥ ભિક્ષા લઇને પાછો વળેલો યતિ સભૈક્ષ તે પાત્રને નદીજળમાં કે તળાવજળમાં બોળીને પવિત્ર પ્રદેશમા મુકીને પછી સ્વયં હસ્તપાદને ધોઇને પવિત્ર મૌની થઇને જમવા

तदन्नं वर्जयेद्यतिः ॥३५॥ विष्णोर्नैवेद्यमश्नीयादन्यदेवस्य वर्जयेत्। अपोशानादिविधिना भुञ्जीतामृतवन्मुनिः ॥३६॥ प्राणाहुतीः स्पृशेन्नैव दन्तोष्ठेन कदाचन। प्राश्नीयादवशिष्टं तु स्वयमौषधवद्यतिः ॥३७॥ पात्रं सव्यकरे धृत्वा प्राश्नीयाद्दक्षपाणिना। अर्धाहारं प्रकुर्वीत देहो वर्तेत यावता ॥३८॥ कामदर्पादयो दोषा न बाधन्ते मिताशिनम्। एककालं सदाश्नीयान्न सङ्गृह्णीत भिक्षितम् ॥३९॥ अभ्यासं ब्रह्मविद्यायाः सर्वकालं समाचरेत्। एतदर्थं हि सन्न्यासो विहितोऽत्र द्विजन्मनाम् ॥४०॥ न चाददीत पाथेयं यतिः किञ्चिदनापदि। पक्वमापत्सु गृह्णीयाद्यावद्भुञ्जीत तद्दिने ॥४१॥ एकस्यान्नं

બેસે. જે અન્ન ખાવાથી વીર્યધાતુનો પ્રકોપ થાય તે અન્નને યતિ ત્યાગ કરે ॥૩૪-૩૫॥ યતિ વૈષ્ણવગૃહથકી પ્રાપ્ત થએલું જે વિષ્ણુનું નૈવેદ્ય તેનેજ જમે પણ અન્યદેવનું નૈવદ્ય ન જમે. તે વળી અપોશાનવિધિપૂર્વક જમે. તે વળી સ્વાદુ કે અસ્વાદુ ભિક્ષાપ્રાપ્તને અમૃતવત્ માનીને જમે ॥૩૬॥ યતિ પ્રાણાહુતીને દંતઓષ્ઠથી કદાપિ સ્પર્શ કરેજ નહિ. ( સર્વેને માટે આ સાધારણ વિધિ છે ) પ્રાણાહુતિ આપતાં અવશેષ રહેલા અન્નને ઔષધદૃષ્ટિથી સ્વયં જમે પણ ભોગ્યતાબુદ્ધિથી નહિ. 'नास्वादयेद्रसं तत्र जिह्वया धर्मवित्क्वचित्। शेषमौषधवत्प्राश्यं स्थित्यर्थं श्रुतिशासनात् ॥' એવી વિષ્ણુસ્મૃતિ છે ॥૩૭॥ ભિક્ષાપાત્રને ડાબા હાથમાં લઈ જમણા હાથવડે ગ્રાસને ગ્રહણ કરીને જમે. દેહધારણપર્યાપ્ત અર્ધાહારને કરે પણ પૂર્ણ નહિ ॥૩૮॥ કેમતો પૂર્ણાહારથી ધાતુપ્રકોપ થતાં કામાદિક બાધ કરે. મિતાહારીને તો કામદર્પાદિ દોષો નજ બાધ કરી શકે. સદાય એક કાળજ જમે પણ ગૃહસ્થની પેઠે દ્વિકાળ નહિ. જમતાં અવશેષ રહેલા ભિક્ષાન્નનો સંગ્રહ કરે નહિ, કિંતુ ત્યાગ કરી દે ॥૩૯॥ સર્વકાળમાં બ્રહ્મવિદ્યાનો અભ્યાસ કરે, કેમકે લોકમાં દ્વિજોને જે સંન્યાસસ્વીકાર છે તે બ્રહ્મવિદ્યાના અભ્યાસ અર્થેજ શાસ્ત્રમાં કહ્યો છે ॥૪૦॥ યતિ આપત્તિ આવ્યા વિના કિંચિત્પણ પાથેય ( ભાતુ ) ને નજ ગ્રહણ કરે. આપત્તિમાં પણ એકવાર ભોજનની પર્યાપ્તિ થાય તેટલુંજ પાથેય અન્ન ગ્રહણ કરે પણ તેથી અધિક નહિ ॥૪૧॥ હે દ્વિજ! આપત્તિ વિના યતિ જો

ऽप्यहं चाद्यान्निरन्तरमनापदि । यदि तर्हि यतिः कुर्यात्प्राणायामान् शतं द्विज ! ॥४२॥ अनापदि पुनर्भुङ्क्ते यतिर्यस्तु प्रमादतः । तप्तकृच्छ्रं व्रतं तस्य प्रोक्तं तद्दोपशान्तये ॥४३ अशक्तः प्राणरक्षार्थं पुनर्मूलफलादिकम् । न दुष्येद्भक्षयन्न्यासी भेपजं दन्तधावनम् ॥४४॥ देशकालादिवैपम्याद्वृत्तिं माधुकरीं यदि । कर्तुं न शक्नुयात्तर्हि भुञ्जीत गृहिवेश्मनि ॥४५॥ पकीकृत्यान्नशाकादि सम्प्रोक्ष्याद्भिस्तु तद्यतिः । भुञ्जीतौपधवन्मौनी वृद्धार्तौ वा पृथक्पृथक् ॥४६॥ मृत्तोयभिक्षादिपदार्थयाचने भाषेत चेद्ब्राह्मणयोपया यतिः । असन्निधानेऽपि नरस्य तर्ह्यसौ दुष्येन्न विप्रेन्द्र ! रहो न चेत्तदा ॥४७॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे पञ्चमप्रकरणे धर्मोपदेशे सन्न्यासधर्मेषु भैक्षविधिनिरूपणनामा चत्वारिंशोऽध्यायः ॥४०॥

---

એકનુંજ અન્ન ત્રણ દિવસપર્યંત જમે તો એકશતપરિમિત પ્રાણાયામોને કરે ॥૪૨॥ જે યતિ તો આપત્તિ વિના પ્રમાદથી જો બીજીવાર જમે તો તસકૃચ્છ્રવ્રત કરવાવડે તે યતિ તે દોષમાંથી મુક્ત થાય છે ॥૪૩॥ અશક્ત સંન્યાસી પ્રાણરક્ષણાર્થે બીજીવાર ફળમૂળાદિકને ખાય તો દૂષિત થતો નથી તથા ઔષધને ફરી સેવવાથી દૂષિત થતો નથી તથા દંતધાવનને ફરી કરતાં દૂષિત થતો નથી ॥૪૪॥ દેશકાળાદિકની વિષમતાને લીધે માધુકરી વૃત્તિને કરવા અસમર્થ એવો યતિ કોઇ સદાચારપર વિપ્રને ઘેર જમે તેથી તેને દોષ નથી ॥૪૫॥ યતિ ભિક્ષાપ્રાપ્ત અન્ન શાકાદિક સર્વને ભોજનપાત્રમાં મિશ્રિત કરીને વિષ્ણુના ચરણામૃત જળવડે સંપ્રોક્ષણ કરીને તેને મૌની થઈ ઔષધની પેઠે જમે. વૃદ્ધ રોગિને તો આ નિયમ નથી. તે તો પૃથક્ પૃથક્ જમે ॥૪૬॥ હે વિપ્રેન્દ્ર! મૃત્તિકા જળ ભિક્ષા આદિક પદાર્થની યાચના કરવા નિમિત્તે વિપ્રપત્ની સાથે બોલવામાં યતિને દોષ નથી. પરં તેને માટે પણ એકાંત વિજન (ત્યાં કોઇ પુરૂષ ન હોય) માં જો બોલે તો યતિ દૂષિત થાયજ ॥૪૭॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...પંચમપ્રકરણે ધર્મોપદેશે સંન્યાસધર્મેષુ ભૈક્ષવિધિનિરૂપણનામા ચત્વારિંશોઽધ્યાયઃ ॥૪૦॥

श्रीनारायणमुनिरुवाच—वार्षिकांश्चतुरो मासान्ग्रामे वा नगरे वसेत्। मासद्वयं चापदि तु स्थित्वैकत्र ततो व्रजेत् ॥१॥ वर्षासु यावतो ग्रामान् लङ्घयेत्तावतो यतिः । कृच्छ्रोपवासान्कुर्वीत ततः शुद्धो भवेत्किल ॥२॥ अनाचारे वसेन्नैव ग्रामे वा नगरेऽपि वा। स्वाचारेऽपि स्वसम्बन्धी यत्र स्यात्तत्र नो वसेत् ॥३॥ तस्करोपद्रुते ग्रामे ब्रह्महत्यादिदूषिते। दुर्भिक्षे राष्ट्रभङ्गे वा वर्षास्वप्याशु तं त्यजेत् ॥४॥ मासद्वये पौर्णमास्यां यतीनां केशवापनम्। वर्षासु तन्न कर्तव्यं नदीनां तरणं तथा ॥५॥ आसनं पात्रलोपश्च सञ्चयः शिष्यसङ्ग्रहः। दिवास्वापो वृथालापो यतेर्बन्धकराणि षट् ॥६॥ एकाह्वात्परतो

## [1]અધ્યાય ૪૧ મો.

**શ્રીનારાયણમુનિ** કહે છે–હે બ્રહ્મન્! યતિ વાર્ષિક–આષાઢાદિ ચાર માસો એકત્રજ ગ્રામ કે નગરમા વસે, પણ સચરે નહિ આપત્તિમાં તો બે માસ એકત્ર વસે. પછી ત્યાંથી જાય ॥૧॥ વર્ષાકાળમાં યતિ જેટલા ગ્રામોમાં સચરે તેટલા કૃચ્છ્રોપવાસોને કરે. તે કૃચ્છોપવાસ કરવાથી દોષથકી શુદ્ધ થાય ॥૨॥ સદાચારરહિત ગામમા કે નગરમાં યતિ નજ વસે સદાચાર-સંપન્ન હોય પણ તેમા જો સ્વબન્ધુજનનો નિવાસ હોય તો તેવા ગામ નગરમાં નજ વસે ॥૩॥ યદ્યપિ વર્ષાઋતુમાં એકત્રજ વાસ યતિને કહ્યો છે તથાપિ તે સ્વનિવાસ ગ્રામ નગર જો ચોરાદિકના ઉપદ્રવવાળુ કે બ્રહ્મહત્યાદિ દોષવાળુ કે દુષ્કાળના દુ ખવાળુ કે રાષ્ટ્રભગાદિકની પીડાવાળુ થાય તો વર્ષાકાળમાં પણ તેમાં યતિ ન વસે ॥૪॥ સંન્યાસીએ કેશમુડન પૂર્ણિમાએજ કરાવવું પણ અન્ય તિથિએ નહિ. વળી તે મુડન બે માસ વ્યતીત થયા પછીજ પણ તેથકી પહેલુ ન કરાવવું. વર્ષાકાળમાં (આષાઢાદિ માસમા) તે મુડન નજ કરાવવું. તથા નદીઓનું તરણ ત્યારે નજ કરવું ॥૫॥ આસન પાત્રલોપ સંચય શિષ્યસંગ્રહ દિવાસ્વાપ વૃથાલાપ, આ છ સંન્યા-

૧ આ અધ્યાયમા સંન્યાસિઓએ ત્યાગ કરવાનાં કર્મો અને પ્રાયશ્ચિત્તોનું નિરૂપણ કર્યું છે

ग्रामे पञ्चाहात्परतः पुरे । वर्षाभ्योऽन्यत्र यत्स्थानमासनं तदुदाहृतम् ॥७॥ उक्तालाब्वादिपात्राणामेकस्यापि न सङ्ग्रहः । भिक्षोर्भैक्षभुजश्चापि पात्रलोपः स उच्यते ॥८॥ गृहीततस्तु दण्डादेर्द्वितीयस्य परिग्रहः । कालान्तरोपभोगार्थं सञ्चयः स प्रकीर्तितः ॥९॥ शुश्रूषालाभपूजार्थं यशोर्थं या परिग्रहः । शिष्याणां तु न कारुण्यात्स ज्ञेयः शिष्यसङ्ग्रहः ॥१०॥ विद्यादीनां प्रकाशत्वादविद्या रात्रिरुच्यते । विद्याभ्यासे प्रमादो यः स दिवास्वाप उच्यते ॥११॥ आध्यात्मिकीं कथां मुक्त्वा भैक्षादेस्तु प्रशंसनम् । नृपयुद्धादिवा-

સિઓને બધનકારી છે ॥૬॥ ( આસનાદિકનાં લક્ષણોને સ્વય કહે છે ) તેમાં વર્ષાસમય વિના એકદિવસથકી અધિક ગામમાં જે નિવાસ તથા પાચ દિવસથકી અધિક નગરમાં જે નિવાસ તે **આસન** કહ્યુ છે. તે આ આસનનો યતિને પ્રતિષેધ છે ॥૭॥ જે ભિક્ષાન્નભોજીપણ ભિક્ષુને તુંબીપાત્રાદિ ભિક્ષાપાત્રવિશેષનો નિયમ પ્રથમ કહ્યો છે તેનો જે અનાદર કરવો તે **પાત્રલોપ** કહ્યો છે ॥૮॥ અપેક્ષિતથકી અધિક કાષાયદડાદિક આશ્રમોપકરણનો કાળાતરમાં ઉપભોગાર્થે જે સંગ્રહ તે **સંચય** કહ્યો છે. તેનો યતિને પ્રતિષેધ છે. ( ધનાદિસંચયનો તો પ્રસંગજ કયાં છે ? ) ॥૯॥ શુશ્રૂષા લાભ પૂજા યશ આદિક સ્વાર્થની લાલસાથી કરાતો જે શિષ્યોનો પરિગ્રહ તે શિષ્યસંગ્રહ કહ્યો છે. તે યતિએ ન કરવો. સસારદાવાનળમાં બહુ બળતા જનોનુ દાહદુ ખ દેખીને દયાવશાત્ તેમના ઉજ્જીવન માટેનો જે પ્રયત્ન તેથી કરાતો જે શિષ્યજનસમવાય તેનો દૂષક શિષ્યજનસંગ્રહમાં અંતર્ભાવ નથી ॥૧૦॥ વિદ્યા પ્રકાશૈકરૂપ ( અજ્ઞાનઅધકારને ટાળવાપૂર્વક હૃદયમાં પ્રકાશ કરનાર છે ) હોવાથી **દિવાશબ્દથી** કહી છે, (વિદ્યા દિવસ કહ્યો છે) અવિદ્યા અપ્રકાશૈકરૂપ ( જીવને જ્ઞાનનિવૃત્તિપૂર્વક અપ્રકાશ કરનાર છે ) હોવાથી **રાત્રિ**-શબ્દથી કહી છે. વિદ્યાભ્યાસમાં જે પ્રમાદ ( અનવધાન અનભ્યાસ ) તે આ **દિવાસ્વાપ** કહ્યો છે, વિદ્યાશબ્દવાચ્ય જે ભગવત્સ્વરૂપનું સમાહાત્મ્યજ્ઞાનશ્રવણાદિક તેનો ત્યાગ કરીને પ્રમાદપરતત્રપણે અનુવર્તવું તે દિવાસ્વાપ માન્યો છે. આનો યતિને વિશેષતઃ પ્રતિષેધ છે ॥૧૧॥ આધ્યાત્મિકી ( આત્મપર

तांश्च वृथालापः स उच्यते ॥१२॥ वराटकेऽपि यतिना सङ्गृहीते दिने दिने । गोसहस्रवधं पापं श्रुतिरेषा सनातनी ॥१३॥ हृदि स स्नेहभावेन चेत्पश्येत्स्त्रियमेकदा । कल्पकोटिद्वयं याति कुम्भीपाकं न संशयः ॥१४॥ न स्नानमाचरेद्भिक्षुः पुत्रादिनिधने श्रुते । पितृमातृक्षयं श्रुत्वा स्नात्वा शुद्ध्यति साम्बरः ॥१५॥ पारिव्राज्यं गृहीत्वा तु स्वधर्मे यो न वर्तते । श्वपदेनाङ्कयित्वा तं राजा शीघ्रं प्रवासयेत् ॥१६॥ छेदने भेदने पाके वीर्योत्सर्गे प्रवर्तते । यस्तं दृष्ट्वा यतिं कार्यं सचैलं स्नानमेव हि ॥१७॥ तिलधान्यहिरण्यक्ष्मागोदासीगृहसङ्ग्रही । यतिः सद्भिर्बहिष्कार्यः स्नातव्यं तस्य दर्शनात् ॥१८॥ सन्न्याससधर्ममारूढो यः प्रत्यावर्तते पुनः । स निन्द्यः सर्वभूतानां पितृम-

मात्मसंबन्धिनी ) કથાનો ત્યાગ કરી ભૈક્ષાદિકની પ્રશંસા કરવી અને નૃપયુદ્ધાદિકની વાર્તા કરવી તે આ સર્વ જે વ્યાવહારિક તે વૃથાલાપ કહ્યો છે, યતિને આ નિષિદ્ધ છે ॥૧૨॥ યતિ જો કોડીમાત્રનો પણ સંગ્રહ કરેતો દિને દિને હજાર ગાયોનો ઘાત કરતાં જે પાપ થાય તે તેને થાય, સનાતની શ્રુતિ એમજ અનુશાસન કરે છે ॥૧૩॥ યતિ જો હૃદયમાં સ્નેહભાવથી એકવાર પણ સ્ત્રીને જુવે તો બે કલ્પકોટિપર્યંત કુંભીપાક નરકમાં વસે. એમાં સંશય નથી ॥૧૪॥ પુત્રાદિકનું મરણ સાંભળતાં યતિ સ્નાન કરે નહિ. સાક્ષાત્ માતા કે પિતાનું મરણ સાંભળીને વસ્ત્રસહિત તત્ક્ષણ સ્નાન કરવાથી શુદ્ધ થાય છે ॥૧૫॥ સંન્યાસને સ્વીકારીને જે તો સ્વધર્મમાં વર્તે નહિ ( ફરી પત્ની પુત્રાદિકનો પ્રસંગ કરે ) તે યતિને રાજા શ્વપદથી ( શ્વાનપાદ જેવા આકારવાળા તપાવેલા લોહદંડથી ) ચિહ્નિત કરીને તત્કાળ સ્વદેશથકી કાઢી મુકે ॥૧૬॥ જે સંન્યાસી સ્વયં તૃણધાન્યાદિકના છેદનમાં, વૃક્ષાદિકના વિદારણમાં પાક-અન્ન રાંધવાના કર્મમાં અને વીર્યપાતનમાં પ્રવર્તે છે તેવા યતિને જોઇને સચૈલ સ્નાન કરે ॥૧૭॥ જે યતિ તિલ ધાન્ય અને સુવર્ણનો સંગ્રહ કરે છે તથા ભૂમિ પશુ દાસ દાસી અને ગૃહાદિકનો સંગ્રહ કરે છે તેનો સ્વધર્મનિષ્ઠ યતિઓએ સ્વમંડળથકી બહિષ્કાર કરવો. તેના દર્શનમાં સવસ્ત્ર સ્નાન કરવું ॥૧૮॥ જે યતિ સંન્યાસધર્મને આશરીને

श्चैव जायते ॥१९॥ चण्डालाः प्रत्यवसिताः परिव्राजकतापसाः। तेषां जातान्यपत्यानि चण्डालैर्वासयेन्नृपः ॥२०॥ अन्नदानपरो भिक्षुश्चतुरो हन्ति धर्महा। तस्यान्नदं गृहीतारमन्नं स्वं च तुरीयकम् ॥२१॥ निशान्नं शुक्लवस्त्रं च ताम्बूलं मद्यमामिषम्। वाहनं तूलिका मञ्चो धनं नारी रसा इति ॥२२॥ एतानि यस्य सन्न्यासी भुङ्क्ते तस्य कुलं तथा। यतेः कुलं च नरके रौरवे पतति ध्रुवम् ॥२३॥ ग्रामद्वये यदा भिक्षुश्चरेद्भैक्षं प्रमादतः। कञ्चुकं धारयेद्वा यः स तु चान्द्रायणं चरेत् ॥२४॥ धान्यं वृक्षं लतां मूलं फलपुष्पदलानि वा। उत्पाटयेद्यतिर्यस्तु सोऽवीचिं नरकं व्रजेत् ॥२५॥ हनने सूक्ष्मज-

ફરી તેથકી પાછો પડે છે ( પત્નીગ્રહણપૂર્વક ગૃહસ્થતાને સ્વીકારે છે ) તે યતિ સર્વભૂતોએ નિંદ્ય થાય છે અને પિતૃઘાતકને જે પાપ થાય તેને પણ પામે છે ॥૧૯॥ જે પ્રત્યવસિત–ઊર્ધ્વરેતાઓનો આશ્રમ સંન્યાસ કે વાનપ્રસ્થનો સ્વીકાર કરીને પછી તેથકી પતિત થએલા સંન્યાસીઓ અને વાનપ્રસ્થો તે ચંડાળો જાણવા. તેવોઓમાં ફરી દારાઓથકી જન્મેલાં સંતાનોને ચંડાળો સાથે રાજાએ વસાવવાં ॥૨૦॥ જે યતિ થઇને પોતે અહીંથી તહીંથી મેળવીને અન્નદાનપર થાયછે તે ધર્મઘ્ન છે. ( પણ ધાર્મિક નથી, કેમ તો જે અન્નદાન છે તે ગૃહસ્થનો ધર્મ છે ) તે પોતાના પાપથી પોતાને અન્ન આપનારો, પોતાથકી અન્નનો પ્રતિગ્રહ કરનારો, પોતે આપવા માંડેલું અન્ન અને પોતાનો આત્મા આ ચારને હણેછે ॥૨૧॥ યતિએ નિશાન્ન–રાત્રિએ ફરી ભોજન માટે લેવાતું અન્ન, શુકલવસ્ત્ર તાંબુળ મદ્ય માસ અશ્વાદિવાહન ગોદડી પર્યંક ધન નારી વિવિધરસ, આ વસ્તુઓ યતિએ સેવન કર્યા થકાં સેવનાર તે યતિના કુળને તથા સેવન કરાતાં નિશાન્નાદિક જે ધણીનાં છે તેના કુળને પણ રૌરવ નરકમાં નિશ્ચે નાખેછે ॥૨૨-૨૩॥ જે ભિક્ષુ બે ગામમા ભૈક્ષને એકજ દિવસે પ્રમાદથી કરે અથવા જે યતિ કંચુક ( ડગલી ) ને ધારે તે યતિ તો ચાંદ્રાયણ વ્રત કરે ॥૨૪॥ જે યતિ ધાન્ય વૃક્ષ લતા મૂળ ફળ ફુલ દળ આદિકને મૂળમાંથી ઉપાડે તે તો અવીચિનામના નરકને પામે ॥૨૫॥ સૂક્ષ્મજતુઓ માંકણ મચ્છરાદિકને હણેતો

न्तूनां प्राणायामान्दशाचरेत् । स्वप्ने स्त्रीसङ्गमे स्नात्वा त्रिसहस्रं मनुं जपेत् ॥२६॥ स्कन्देदिन्द्रियदौर्बल्यात्स्त्रियं दृष्ट्वा यतिर्यदि । त्रिरात्रमुपवासं च प्राणायामशतं चरेत् ॥२७॥ स्वप्ने तु क्षरणे स्नात्वा प्राणायामान्दशाचरेत् । उपवासस्तु सर्वत्र वीर्यपाते यतेर्मतः ॥२८॥ भिक्षाक्रियादेरन्यत्र स्त्रिया सह वदेद्यदि । अकामात्तर्ह्युपवसेत्स्नात्वा नाम हरेर्जपन् ॥२९॥ एवमेव प्रकर्तव्यं स्त्रीकथाश्रवणादिषु । सप्तस्वकामतो नूनं यतिना धर्मचारिणा ॥३०॥ कामाद्यदि सकृत्कुर्यात्सप्तस्वन्यतमं यतिः । तप्तकृच्छ्रं मतं कुर्यात्तदा नाम जपन् हरेः ॥३१॥ अष्टमे मैथुने साक्षाज्जाते त्वस्य तु निष्कृतिम् । लिङ्गस्योत्कर्तनं कुर्यात्स्वयमेव यतिर्वने ॥३२॥ स्वकर्म ख्यापयँल्लोके तीर्थानि विचरेत्सदा । फलमूलाशनो दान्तः सतां

યતિ દશ પ્રાણાયામોને કરે સ્વપ્નમાં સ્ત્રીસંગમ થાયતો તત્ક્ષણ સ્નાન કરી ત્રણ હજારવાર 'ॐ नमो नारायणाय' આ અષ્ટાક્ષર મંત્રનો જપ કરે ॥૨૬॥ જો યતિ સ્ત્રીને જોઇને ઇન્દ્રિયની અતિ દુર્બળતાને લીધે વીર્યસ્રાવને કરે તો ત્રણ દિવસ ઉપવાસ કરીને શત પ્રાણાયામોને કરે ॥૨૭॥ સ્વપ્નમાં સ્ત્રીસંયોગ વિનાજ વીર્યસ્રાવ થાય તો સ્નાન કરીદશ પ્રાણાયામોને કરે. યતિને જે કોઇ પ્રકારે થએલા અધાય વીર્યપાતોના પ્રાયશ્ચિત્તમા ઉપવાસ પણ કરવાનો જાણવો ॥૨૮॥ ભિક્ષાક્રિયાદિક વિના અજ્ઞાનથી જો સ્ત્રીની સાથે બોલે તો સ્નાન કરીને ઉપવાસ કરે અને હરિના નામને જપે ॥૨૯॥ ધર્મનિષ્ઠ યતિએ અકામથી થએલા સ્ત્રીકથાશ્રવણાદિ સાત કે જે બ્રહ્મચર્યના પ્રતિદ્વન્દ્વી છે તેમા એમજ (સ્નાન, એકદિન ઉપવાસ અને હરિનામજપ) પૃથક્ પૃથક્ પ્રાયશ્ચિત્ત કરવું ॥૩૦॥ કામથી એકવાર આ સ્ત્રીકથાશ્રવણાદિ સાતમાથી એકને પણ યતિ જો કરે તો તપ્તકૃચ્છ્ર મતને હરિના નામજપપૂર્વક કરે ॥૩૧॥ આઠમો સ્ત્રીસંગ ( ક્રિયાનિષ્પત્તિરૂપ ) સાક્ષાત્ જો થાય તો યતિ વનમાં જઇને લિંગનું ઉચ્છેદન પોતેજ કરે. આજ તે દોષનુ પ્રાયશ્ચિત્ત છે. અનતર અનુતાપપૂર્વક સ્વકર્મ સ્ત્રીસંગાચરણરૂપને લોકમા પોતાને મુખેજ પ્રખ્યાપન કરતો થકો ફળમૂળભક્ષક જીતેન્દ્રિય થઇને સદા તીર્થોમા વિચરે.

शुद्ध्येत् प्रसादनात् ॥३३॥ यस्तु प्रव्रजितो भूत्वा पुनः सेवेत मैथुनम् । षष्टिं वर्षसहस्राणि विष्ठायां जायते क्रिमिः ॥३४॥ कण्डूयनेन चेद्वीर्यं पातयेत्काममोहितः । जपेत्त्रिलक्षं प्रणवं कृत्वा सान्तपनद्वयम् ॥३५॥ असद्वादे च कर्तव्यो यतिना धर्मभीरुणा । अहोरात्रोपवासश्च प्राणायामशतं तथा ॥३६॥ एकान्नं मधु मांसं च तथैव श्राद्धभोजनम् । अभोज्यानि यतीनां वै प्रत्यक्षलवणं तथा ॥३७॥ अज्ञानात्सेवने जाते एषामेकतमस्य च । प्राजापत्यं चरेत्कृच्छ्रं विष्णुनामानि सञ्जपन् ॥३८॥ व्यतिक्रमाश्च ये केचित्प्रमादान्मन:कायसम्भवाः सद्भ्यस्तांस्तु निवेद्यैव यद्ब्रूयुस्ते तदाचरेत् ॥३९॥ एवं स्मृत्युक्तधर्मेभ्यो न चलेद्यो यतिः क्वचित् । स प्राप्नुयाद्ब्रह्मलोकं यतीनामभिवाञ्छितम् ॥४०॥ भक्त्या भगवतः साकं समाचरति यो यतिः । सन्न्यासधर्मानेतान्वै प्राप्नोति स पदं हरेः ॥४१॥ केचिच्च ज्ञानस-

આવો તે યતિ સતોના પ્રસાદથી શુદ્ધ થાય ॥૩૨-૩૩॥ જેતો સંન્યાસ સ્વીકારીને બુદ્ધિપૂર્વક ફરી સ્ત્રીનું સેવન કરે તે સાઠ હજાર વર્ષપર્યંત વિષ્ઠામા ક્રિમિ થાય છે ॥૩૪॥ જો યતિ કામમોહિત થતાં ખજેળવાવડે વીર્યપાતન કરે તો બે સાંતપન કૃચ્છ્રવ્રત કરીને ત્રણ લાખ પ્રણવને જપે ॥૩૫॥ અસત્ આલાપ કરે તો ધર્મભીરૂ યતિએ (અનુતાપ પામીને) અહોરાત્ર ઉપવાસ કરવો તથા શત પ્રાણાયામો કરવા ॥૩૬॥ પ્રતિદિન એક ધણીનું અન્ન, મધ, માસ, શ્રાદ્ધભોજન, પ્રત્યક્ષલવણ, આટલા યતિઓને નિષિદ્ધ હોવાથી ખાવા યોગ્ય નથી ॥૩૭॥ આમાથી એકનું અજ્ઞાનથી ભક્ષણ થાય તો યતિ વિષ્ણુ નામસ્મરણપૂર્વક પ્રાજાપત્ય કૃચ્છ્રને કરે ॥૩૮॥ જે કોઇ સ્વધર્મવ્યતિક્રમો પ્રમાદને લીધે કાય વાણી મનથી થાય તે સંતોને નિવેદન કરતાં તેમણે જે પ્રાયશ્ચિત્ત કહ્યુ હોય તે કરવું ॥૩૯॥ જે યતિ આ પ્રકારે સ્મૃતિમાં કહેલા ધર્મોથકી કદાપિ ચલિત થાય નહિ (પ્રામાદિક પ્રસ્ખલનમાં પ્રાયશ્ચિત્તને આચરે) તે યતિ યતિઓને જે બ્રહ્મલોક ઇપ્સિત ફળપણે કહ્યો છે તે લોકને પામે ॥૪૦॥ જેતો યતિ પરમાત્મામા ભક્તિની સાથે ઉક્ત સંન્યાસધર્મને આચરે (ભક્તિના અંગપણે સ્વધર્મને આચરે) તેતો હરિના પરમ પદને

न्यासो वेदसन्न्यास एव च । कर्मसन्न्यास इत्येवं न्यासे त्रैविध्य-मूचिरे ॥४२॥ सर्वसङ्गविनिर्मुक्तो निर्द्वन्द्वश्चैव निर्भयः । प्रोच्यते ज्ञानसन्न्यासी स्वात्मन्येव व्यवस्थितः ॥४३॥ वेदमेवाभ्यसेन्नित्यं निर्द्वन्द्वो निष्परिग्रहः । प्रोच्यते वेदसन्न्यासी मुमुक्षुर्विजितेन्द्रियः ॥४४॥ यस्त्वग्नीनात्मसात् कृत्वा ब्रह्मार्पणपरो द्विजः । स ज्ञेयः कर्मसन्न्यासी महायज्ञपरायणः ॥४५॥ त्रयाणामपि चैतेषामाद्यस्त्व-भ्यधिको मतः । न तस्य विद्यते कार्यं न लिङ्गं वा विपश्चितः ॥४६॥ यदि वैराग्यदार्ढ्येन स्याद्भक्तिज्ञानयोर्हरेः । प्रपक्वता यतेस्तर्हि लिङ्गं

---

પામે છે ॥૪૧॥ જ્ઞાનસંન્યાસ વેદસન્યાસ અને કર્મસંન્યાસ, એમ સંન્યાસ ત્રણ પ્રકારનો છે, એમ કેટલાએક મુનિઓ કહે છે ॥૪૨॥ તેને કહેછે–તેમા જે સર્વ સંગોથકી વિનિર્મુક્ત થઇ ( દેહ દેહાનુબન્ધિમાંથી સ્નેહને ટાળીને ) શીતોષ્ણાદિ દ્વન્દ્વભેદે રહિત થઇ સર્વાત્મક બ્રહ્મભાવનાથી શત્રુમિત્રાદિભેદ-બુદ્ધિને ટાળતાં નિર્ભય થયેલો, સ્વાત્મામાંજ રહેલો છે તે આ જ્ઞાનસંન્યાસી કહ્યો છે ॥૪૩॥ જેતો દેહદેહાનુબન્ધિમાં દોષને દેખતાં ગૃહ આરામાદિ સમગ્ર પરિગ્રહનો પરિત્યાગ કરી, સંન્યાસાશ્રમને પામી જીતેન્દ્રિય થઇ નિદ્વન્દ્વ થઈ–શીતોષ્ણાદિકની વિષમતાથી ઉદ્ભવતી વ્યથાએ રહિત થઈ મુમુક્ષાથી મન પરિપાકને ઇચ્છતોથકો નિત્ય વેદાભ્યાસૈકપર થાય તે આ વેદસંન્યાસી કહ્યો છે ॥૪૪॥ જેતો આચાર્યકુળથકી વેદ ભણી યથાવિધાન ગુરૂની સેવા કરી, સમાવર્તન થતાં કુટુંબમાં રહી પવિત્ર દેશમાં સ્વાધ્યાયને પઠતોથકો અગ્નિહોત્રાદિ કર્મોને કરતાં, અતે આશ્રમના અનુક્રમે અગ્નિને આત્મામાં ધારણ કરી સંન્યાસાશ્રમને પામીને, સ્વાશ્રમોચિત કર્મને બ્રહ્મા-ર્પણબુદ્ધિથી કરતોથકો જપયજ્ઞ નામનો જે મહાયજ્ઞ ( પ્રણવજપરૂપ ) તત્પરાયણ જે થાય છે તે કર્મસંન્યાસી જાણવો. 'ब्रह्मचर्यं समाप्य गृही भूत्वा वानप्रस्थाश्रममेत्य वैराग्याभावेऽप्याश्रमक्रमानुसारेण यः सन्न्यस्यति स कर्मसन्न्यासी' એવી નારદપરિવ્રાજકોપનિષદ્શ્રુતિ છે ॥૪૫॥ આ ત્રણને મધ્યે પ્રથમનો શ્રેષ્ઠ માન્યો છે. તે જ્ઞાનસંન્યાસિને આશ્રમના અગભૂત કર્તવ્ય કિંચિત્ પણ નથી, તેમ દડપાત્રાદિચિહ્ન અપેક્ષિત નથી ॥૪૬॥ જેને

दण्डादिकं त्यजेत् ॥४७॥ सुखदुःखादिकं देहमारब्धानुगतं विदन् । सलिङ्गमाश्रमं त्यक्त्वा चरेदविधिगोचरः ॥४८॥ गूढधर्माश्रितो विद्वानज्ञातचरितं चरेत् । सन्दिग्धः सर्वभूतानां वर्णाश्रमविवर्जितः ॥४९॥ उन्मत्तवालजडवन्मूकवच्च महीं चरेत् । मोक्षधर्मेषु निरतो लब्धाहारो जितेन्द्रियः ॥५०॥ ब्रह्मानन्दे सदा मग्नं निराशं निष्परि-

પરિપૂર્ણ વૈરાગ્યની દૃઢતા ન હોય અને જ્ઞાનભક્તિનો પરિપાક ન થયો હોય તેવા યતિને તો કાર્યનિયમ અને ચિહ્નનિયમ વર્તે છે. જે યતિને તો પરિપૂર્ણ વૈરાગ્ય અતિ દૃઢતમ હોય અને જ્ઞાન પરિપક્વ થયું હોય અને ભક્તિ પરમા પ્રકટ થઇ હોય તે આ આત્મરતિ આત્મતૃપ્ત આત્મૈકસંતુષ્ટ યતિને કાંઇ કાર્ય નથી તેમ લિંગ નથી. તેવો યતિ તેના નિયમનો ત્યાગ કરે ॥૪૭॥ આવા પણ જ્ઞાનસંન્યાસીને જ્યાંસુધી પ્રારબ્ધકર્મ હોય ત્યાંસુધી દેહયોગ થાયજ. તથાપિ 'તે દેહ પ્રારબ્ધનું કાર્ય છે અને તેને વિષયસ્પર્શાદિકવડે થતું સુખ દુઃખ પ્રારબ્ધના ફળભૂત છે' એમ અવધારીને પોતે પદ્મપત્ર ઉપર રહેલા જળની પેઠે નિર્લેપપણે રહીને લિંગવિશેષના નિયમવાળા આશ્રમને અતિક્રમ કરીને તેના સંબન્ધથી લાગુ થતા વિધિનિષેધને પણ અગોચર થઇ વર્તે (શાસ્ત્રોક્ત વિધિનિષેધને અનુસારે લોકસ્થિત્યર્થે તેને અનુષ્ઠાન કરતાં પણ તેની મમતાએ રહિત થઇ વર્તે) ॥૪૮॥ તે આ જ્ઞાનસંન્યાસી ધર્મથકી પ્રસ્ખલિત થાય નહિ તેમ ધર્માચરણને પ્રકાશપણ કરે નહિ કિંતુ ગૂઢપણે ધર્મનું અનુષ્ઠાન કરે. માટેજ બીજાઓ વર્ણાશ્રમચરિતને ન જાણી શકે એવો થાય માટેજ સર્વભૂતોને સંદિગ્ધ રહે–આ કઇ જાતીનો કે કયા આશ્રમનો છે એમ નિર્ણય કરી શકાય નહિ એવા આચરણવાળો થાય. અન્યથા બહુ લોકો પાસે ભેગા થાય, તેમ થતાં તેઓનો સંગ થાય. સ્વયં વર્ણાશ્રમના અભિમાને વિવર્જીત થાય. આત્માને ઉન્મત્તની પેઠે બાળકની પેઠે જડની પેઠે અને મુગાની પેઠે લોકોને બતાવતોથકો આ પૃથ્વીમાં વિચરે. તેવી શ્રુતિ છે-'गूढधर्माश्रितो ×× चरेत् । सन्दिग्धः ×× विवर्जितः । अन्धवत् जडवच्चापि मूकवच्च महीं चरेत् ॥' ઇતિ. યદૃચ્છાથી મળેલા મિષ્ટઅમિષ્ટનો આહાર કરનારો અને જીતેન્દ્રિય થઇને સદા મોક્ષોપયોગીજ ધર્મોમાં પ્રીતિવાળો થાય ॥૪૯-૫૦॥

ग्रहम् । अभ्येति सर्वतः सौख्यं जलानीव महोदधिम् ॥५१॥ त्यागी य ईदृशो विप्र ! निर्विकल्पसमाधिमान् । स महामुक्त इत्युक्तः प्राप्तः सिद्धदशां शुभाम् ॥५२॥ सविकल्पसमाधिस्था ज्ञानिमुक्तास्तु ये द्विज ! । आस्थिता साधनदशामित्युक्ता न्यासिनस्तु ते ॥५३॥ ये वैराग्यबलेनाथ परित्यक्तगृहाश्रमा । त्रैवर्णिकास्ते सम्प्रोक्ता वैष्णवा साधुवृत्तयः ॥५४॥ लोभं कामं रसास्वादं स्नेहं मानं विजित्य ते । त्यागिभिः सर्वभावेन सेवनीयो हरिः सदा ॥५५॥ चतुर्ष्वेतेषु वर्णेषु चतुर्ष्वप्याश्रमेषु च । गृह्णीयुर्विष्णुदीक्षा ये सामान्या महती च वा ॥५६॥ तेषां सामान्यतो धर्मास्त्वेत एवाखिला अपि । विशे

જે સમસ્ત તૃષ્ણાએ રહિત થઈ, સકળ પરિગ્રહનો પરિત્યાગ કરી સદા બ્રહ્માનંદમા નિમગ્ન થયો છે તે યતિને નદીજળો સર્વત સમુદ્રનેજ એમ સર્વત સુખ પ્રાપ્ત થાય છે ॥૫૧॥ હે વિપ્ર ! જે આવો ત્યાગી-સન્યાસી નિર્વિકલ્પ સમાધિ કે જે બ્રહ્મથકી વ્યતિરિક્ત વસ્ત્વતરની સ્ફૂર્તિએ રહિત બ્રહ્મૈકસાક્ષાત્કારરૂપ છે તેમા વર્તે છે તે શુભ સિદ્ધદશાને પામેલો મહામુક્તજ કહ્યો છે ॥૫૨॥ હે દ્વિજ ! જેઓતો સમસ્તવિભૂતિવિશિષ્ટ પરમાત્માના ઉપાસનમા પ્રવર્તેલા, માટેજ સાધનદશાને આશરેલા, સવિકલ્પ સમાધિ કે જે ઉપાસક સ્વાત્મસ્વરૂપના સાક્ષાત્કારપૂર્વક ઉપાસ્ય પરમાત્મસ્વરૂપના સાક્ષાત્કારરૂપ છે તેમા વર્તનારા છે તે સન્યાસીઓતો જ્ઞાનિમુક્તો કહ્યા છે ॥૫૩॥ જે ત્રૈવર્ણિકો વૈરાગ્યબળથી ગૃહક્ષેત્રાદિ સમગ્ર પરિગ્રહનો પરિત્યાગ કરી કૃપાદિસકળસાધુગુણસંપન્ન છે તેતો વૈષ્ણવો (સાધુઓ) કહ્યા છે ॥૫૪॥ તે આ ત્યાગિસંજ્ઞિત સાધુવૃત્તિ વૈષ્ણવોએ લોભ કામ રસાસ્વાદ સ્નેહ અને માનનો ત્યાગ કરી સર્વભાવથી-'ભોગ્ય ભોગોપકરણ ભોગસ્થાન સર્વે મારે ભગવાન્ વાસુદેવજ છે' એવા સર્વભાવથી ભગવાનજ સદા સેવનીય છે ॥૫૫॥ આ બ્રાહ્મણાદિ ચાર વર્ણો અને બ્રહ્મચર્યાદિ ચારેય આશ્રમો મધ્યે જેઓ સામાન્ય અથવા મહતી વિષ્ણુદીક્ષાને ગ્રહણ કરે તેઓને સામાન્ય ધર્મો પૂર્વે યતિઓ માટે જે કહ્યા તેજ પાળવાના પ્રાય જાણવા. જે વિશેષધર્મો છે તે તો દીક્ષાવિધિમા કહેલા તેથકી તમારે જાણવા

पधर्मा ये ते तु ज्ञेया दीक्षाविधेस्त्वया ॥५७॥ वर्णाश्रमाणामिति तेऽखिलानां धर्मा मयोक्ता द्विजवर्य ! सर्वे । पठिष्यति श्रोष्यति वा य एतान् धर्मे मतिं प्राप्स्यति स स्थिरां वै ॥५८॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे पञ्चमप्रकरणे धर्मोपदेशे सन्यासधर्मेषु त्यागिहेयकर्मतत्प्रायश्चित्तनिरूपणनामैकचत्वारिंशोऽध्यायः ॥४१॥

ब्राह्मण उवाच—चातुर्वर्ण्येतरे ये स्युर्ये चान्ये दस्युवृत्तयः । किरातप्रमुखास्तेषां धर्मान् ब्रूहि जगद्गुरो! ॥१॥ श्रीनारायणमुनिरुवाच—चातुर्वर्ण्येतरे ये तु सूतवैदेहकादयः । किरातशककङ्काद्या ये च स्युर्दस्युवृत्तयः ॥२॥ मातापित्रोर्हि शुश्रूषा गुरोश्चाश्रमवासिनाम् । भूमिपानां च कर्तव्या तैर्विप्र ! स्वहितार्थिभिः ॥३॥ वृत्तिः सङ्कर-

॥५६-५७॥ હે દ્વિજવર્ય! સર્વ વર્ણો અને સર્વ આશ્રમોના ધર્મો મેં વિસ્તારથી આ પ્રકારે કહ્યા. જે જન આ ધર્મોનો પાઠ કરશે અથવા સાંભળશે તે ધર્મમાં દૃઢ મતિને નિશ્ચે પામશે ॥૫૮॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...પંચમપ્રકરણે ધર્મોપદેશે સંન્યાસધર્મેષુ ત્યાગિહેયકર્મતત્પ્રાયશ્ચિત્તવિધિનિરૂપણનામૈકચત્વારિંશોઽધ્યાય: ॥૪૧॥

## [1]અધ્યાય ૪૨ મો.

શિવરામ બ્રાહ્મણ પુછેછે–હે જગદ્ગુરો! જેઓ ચાર વર્ણથકી ભિન્ન હોય અને જેઓ તેથકી ઇતર કિરાતપ્રમુખ ચૌર્યવૃત્તિવાળા હોય તે બન્નેના ધર્મો તમે કહેવાને યોગ્ય છો ॥૧॥ શ્રીનારાયણમુનિ કહેછે–હે બ્રહ્મન્! જેઓ ચાર વર્ણથકી ઇતર અનુલોમજ કે પ્રતિલોમજ સૂત વૈદેહક વિગેરે હોય અને તેથકી પણ ઇતર જેઓ ભીલ્લ શક કંકાદિ ચૌર્યવૃત્તિવાળા હોય, તે આ પોતાનું હિત ઇચ્છતા સર્વેએ માતાપિતાની શુશ્રૂષા તથા ગુરૂની શુશ્રૂષા તથા આશ્રમવાસી બ્રહ્મચારીપ્રમુખની શુશ્રૂષા તથા ભૂપતિઓની શુશ્રૂષા કરવી ॥૨-૩॥ તે સંકરજાતીય જનોની વૃત્તિઓતો તેમની તેમની કુળપરંપરાથી ચાલી આવતી જાણવી. પરંતુ ચૌર્ય કે હિંસા કુળપરંપરાપ્રાપ્ત વૃત્તિ છે

---

[1] આ અધ્યાયમાં ભગવાને સંકરજાતીય જનોના ધર્મોનું નિરૂપણ કર્યું છે

जातीनां तत्तत्कुलकृता मता। कुलाचारगता हिंसा वर्ज्या चौर्यं च सर्वथा ॥४॥ अहिंसा सत्यमक्रोधः शौचमद्रोह एव च। धर्मा एते हि सामान्याः सर्वेषां समुदीरिताः ॥५॥ तैः सर्वैः पितृयज्ञाश्च कार्याः कूपाः प्रपास्तथा। दानं देयं यथाशक्ति ब्राह्मणेभ्यश्च भक्तितः ॥६॥ दक्षिणा सर्वयज्ञानां दातव्या धनिभिश्च तैः। अन्नवस्त्रादिभिः कार्यं पुत्रदारादिपोषणम् ॥७॥ सर्वथा स्त्री न हन्तव्या सर्वसत्त्वेषु केनचित्। युध्यमानो हि हन्तव्यो न च ग्राह्या बलात्स्त्रियः ॥८॥ गवां सतां च विप्राणां योद्धव्यं रक्षणाय वै। तपस्वी च शिशुर्भीरुर्न हन्तव्यः कदाचन ॥९॥ सर्वस्वेनापि कर्तव्या शुश्रूषा च तपस्विनाम्। अन्नैः फलैरम्बुना वा कार्यं चातिथितर्पणम् ॥१०॥ देवाश्च पितरो विप्रा मान्याः पूज्याश्च भक्तितः। ये तांश्च पीडये-

એમ માનીને તે ગ્રહણ કરવી નહિ. તે બન્નેનો સર્વથા ત્યાગ કરવો ॥૪॥ કારણ કે હિંસા અસત્ય ચોરી આદિક તો અધર્મ છે, અહિંસા સત્ય અક્રોધ શૌચ અદ્રોહ આ સર્વેના સાધારણ ધર્મો કહ્યા છે ॥૫॥ તે આ સર્વેએ પિતૃપ્રસન્નતાર્થે પિતૃયજ્ઞો ( શ્રાદ્ધ ) કરવા. તથા કુવાઓ પરબો વિગેરે કરાવવું તથા યથાશક્તિ ભક્તિથી બ્રાહ્મણોને દાન દેવું ॥૬॥ તેને યજ્ઞોમાં અધિકાર ન હોવા છતાં પણ તેમાં તેમા જે દક્ષિણાઓ દેવાની કહી હોય તે પોતાની ધનસંપત્તિ હોય તો આપવી અને પુત્ર પત્નીપ્રમુખ પોષ્યવર્ગનું અન્નવસ્ત્રાદિકના અર્પણથી પોષણ કરવું ॥૭॥ કોઇએ પણ ક્યારેયપણ સર્વે પ્રાણિયોમધ્યે સ્ત્રીજાતિ સર્વથા નજ હણવી. ( પ્રાણિમાત્ર ન હણવા, સ્ત્રીજાતિ તો વિશેષપણે ન હણવી ) જે પોતાસાથે યુદ્ધ કરવા આવ્યો હોય તેતો હણવો, કેમતો આતતાયિના વધમાં દોષ નથી, બળાત્કારથી પરસ્ત્રિયો ગ્રહણ કરવી નહિ ( બળાત્કારથી સ્ત્રીહરણ ન કરવું ) ॥૮॥ ગાયો સાધુઓ અને વિપ્રોના રક્ષણ માટે યુદ્ધ કરવું. તપસ્વી બાળક અને ભીરૂ કદાપિ ( યુદ્ધપ્રસંગમાં પણ ) હણવો નહિ ॥૯॥ તે આ જનોએ તપસ્વિઓની શુશ્રૂષા પોતાનું સર્વસ્વ ખર્ચી નાખીને પણ કરવી. અતિથિઓનું અપક્વ અન્ન ફળ અને શુદ્ધ જળવડે તર્પણ કરવું ॥૧૦॥ દેવતાઓ પિત્રિઓ અને વિપ્રોનો ભક્તિથી સત્કાર કરવો

युक्ते शिक्षणीया यथोचितम् ॥११॥ न सस्यमपहर्तव्यं परक्षेत्राच्च दस्युभिः । जीविकासाधनं यत्तन्नाशनीयं न कस्यचित् ॥१२॥ नातिक्रमः सतां कापि कर्तव्यो मनसाऽपि तैः । कृते तु सुकृतं सर्वं समूलं नश्यति ध्रुवम् ॥१३॥ इति सङ्करजातीनां दस्यूनां च हितावहाः । धर्माः प्रोक्ता यथाशास्त्रं मया श्रेयस्करा द्विज! ॥१४॥ सुव्रत उवाच—इति प्रोक्तान् भगवता श्रुत्वा धर्मान् स वाडवः । प्रसन्नो धरणीपाल! पुनः पप्रच्छ तं प्रभुम् ॥१५॥ ब्राह्मण उवाच— धर्माः प्रोक्तास्त्वया स्वामिन्! पृथक्पृथगनुक्रमात् । वर्णानामाश्रमाणां च तद्बाह्यानां च सर्वशः ॥१६॥ अधुना श्रोतुमिच्छामि प्रायश्चित्तविधिं विभो! । पापस्य सम्भवे कापि वर्णानां विहितोऽत्र यः ॥१७॥ महतामपि पापानामल्पानां च जगद्गुरो! । निष्कृतिं ब्रूहि मे सर्वां कर्तव्यां सर्वथा नृभिः ॥१८॥ व्रतानां तत्र

અને પૂજા કરવી જેઓ દેવાદિકને પીડા કરતા હોય તેઓને યથાશક્તિ શિક્ષા કરવી ॥૧૧॥ ચોરી કરવી તે સર્વથા અધર્મજ છે, પારકા ક્ષેત્રથકી ધાન્યનુ અપહરણ તો મહાન્ અધર્મ છે, તો તે ચૌર્યવૃત્તિવાળાઓએ પણ પરક્ષેત્રથકી ધાન્યનુ અપહરણ ન કરવુ જેનુ જે જીવિકાસાધન હોય તેનુ તે નાશ કરવુ નહિ ॥૧૨॥ તેઓએ સતોની આજ્ઞાનુ ઉલ્લઘન મનથીપણ નજ કરવુ મનથી પણ અતિક્રમ કરેતો સર્વ સુકૃત સમૂળ નિશ્ચે નાશ થાયછે ॥૧૩॥ હે વિપ્ર! આ પ્રકારે મેં સકરજાતીય જનો અને દસ્યુવૃત્તિ જનોના ધર્મો તેમનાજ શ્રેયને કરનારા યથાશાસ્ત્ર કહ્યા ॥૧૪॥

સુવ્રતઋષિ કહેછે–હે પ્રતાપસિંહરાજન્! આ પ્રકારે ભગવાને કહેલા ધર્મોને તે શિવરામ વિપ્ર સાભળીને પ્રહર્ષ પામીને ફરી પ્રભુ શ્રીહરિને એમ પુછવા લાગ્યા ॥૧૫॥ બ્રાહ્મણ પુછેછે–હે ભગવન્! આપે કૃપા કરી વર્ણોના તથા આશ્રમોના તથા તેથકી બહાર વર્તતા સકરજાત્યાદિકના સમસ્ત ધર્મો પૃથક્ પૃથક્ અનુક્રમે કહ્યા હે વિભો! હવે વર્ણોને લોકમા તે તે પાપમા જે પ્રાયશ્ચિત્તવિધિ કહ્યો છે તેને સાભળવા ઇચ્છુછુ તથા હે જગદ્ગુરો! મહાપાપો અને અલ્પ પાપોના પણ પ્રાયશ્ચિત્તભેદો જે સર્વથા નરોએ

कार्याणां कृच्छ्रादीनां च सर्वशः । लक्षणान्यपि मे स्वामिन्कृपया वक्तुमर्हसि ॥१९॥ सुव्रत उवाच—इति तेन स पृष्ट उवाच हरिर्ननु धर्मरहस्यमशेषमपि । अवगन्तुमुदारधिया नृप! तं मुदितश्च यथागममेव वचः ॥२०॥ इति श्रीमत्सत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे पञ्चमप्रकरणे धर्मोपदेशे सङ्करजातिधर्मनिरूपणनामा द्विचत्वारिंशोऽध्याय.॥४२॥

श्रीनारायणमुनिरुवाच—प्रायश्चित्तविधिं विप्र! कथये ते समासतः । विस्तरोऽन्यत्र तस्यास्ति सारमात्रमिहोच्यते ॥१॥ गुरूणां च लघूनां च क्षयकृत्पापकर्मणाम् । साधनं यत्तदेवात्र प्रायश्चित्तमितीर्यते ॥२॥ षड्विधानि च पापानि प्रोक्तान्येव महर्षिभिः । पातकं

કરવાના છે તે સર્વ મને કહો તથા હે સ્વામિન્! તે તે પ્રાયશ્ચિત્તમાં કરવાનાં જે સમગ્ર કૃચ્છ્રાદિવ્રતો તેનાં લક્ષણો પણ કૃપા કરી મને કહેવાને યોગ્ય છો ॥૧૬-૧૯॥ સુવ્રતઋષિ કહેછે-હે નૃપ! આ પ્રકારે તે વિપ્રે ધર્મને જાણવા માટે પુછેલા ભગવાન્ શ્રીહરિએ પ્રસન્ન થઇને ઉદાર બુદ્ધિથી બધુય ધર્મરહસ્ય યથાશાસ્ત્રજ કહેવાનો આરંભ કર્યો ॥૨૦॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...પંચમપ્રકરણે ધર્મોપદેશે સંકરજાતિધર્મનિરૂપણનામા દ્વિચત્વારિંશોઽધ્યાયઃ ॥૪૨॥

## [1]અધ્યાય ૪૩ મો.

શ્રીનારાયણમુનિ કહેછે-હે વિપ્ર! જે તમે પ્રાયશ્ચિત્તવિધિ પુછયો તેનું હવે સારથી સંક્ષેપમાં નિરૂપણ કરૂંછું તેનો વિસ્તારતો અન્યત્ર છે તેથકી જાણવો ॥૧॥ ગુરૂ કે લઘુ કરેલાં પાપોનો જે સાધને કરીને વિનાશ થાય તેજ અહીં પ્રાયશ્ચિત્ત કહ્યું છે. અર્થાત્ પાપપ્રણાશ માટે કરાતો જે કર્મવિશેષ તે પ્રાયશ્ચિત્ત માન્યુ છે. 'प्रायश्चित्तशब्दश्चायं पापक्षयार्थो नैमित्तिके कर्मविशेषे रूढः' એવી મિતાક્ષરા છે. 'प्रायः पापं विजानीयाच्चित्तं तस्य विशोधनम्' એવી સ્મૃતિ છે. અંગિરાતો 'प्रायो नाम तपः प्रोक्तं चित्तं निश्चय उच्यते । तपो निश्चयसंयुक्तं प्रायश्चित्तमिति स्मृतम् ॥' એમ કહે છે ॥૨॥

૧ આ અધ્યાયને આરંભીને ૬ ૭ અધ્યાયોવડે પ્રાયશ્ચિત્તવિધિને નિરૂપણ કરતાં ભગવાને આ અધ્યાયમા પરિષત્સ્વરૂપનું નિરૂપણ કર્યુ છે.

च महापापमुपपापं प्रकीर्णकम् ॥३॥ अतिपापं पञ्चम च षष्ठमत्य धिपातकम् । स्युर्द्वेधेतानि प्रत्येक कामाकामकृततत्त्वत. ॥४॥ महा पापैस्तु तुल्यानि कथ्यन्ते पातकाख्यया । ब्रह्महत्या सुरापान स्वर्णस्तेयं तृतीयकम् ॥५॥ गुरुस्त्रीगमनं चेतत्पापकृत्सङ्ग एव च । महापापाभिधानीति पञ्च प्रोक्तानि सत्तम ! ॥६॥ पातकाद्यद्वे न्यून तदुक्तमुपपातकम् । महापापाद्यदधिकमतिपापं तदुच्यते ॥७॥ तस्मादप्यधिक यत्तत्प्रोक्तमत्यधिपातकम् । उपपापात्तु य न्यून तत्प्रकीर्णमिहोच्यते ॥८॥ प्रायश्चित्त तु यद्यस्य प्रोक्तमत्र च तद्बुधे. । अकामत कृते पापे तद्धि द्विगुणमन्यथा ॥९॥ ज्ञात्वा ऽभ्यासकृते पापे प्रायश्चित्त न विद्यते । नरकाच्च कुयोनिभ्यस्ता-

પાતક મહાપાપ ઉપપાપ પ્રકીર્ણ અતિપાપ અત્યધિપાપ, આ રીતે પાપો છ પ્રકારનાજ મહર્ષિઓએ કહ્યા છે તે પાપો કામકૃત અને અકામકૃત (બુદ્ધિ પૂર્વક અને અબુદ્ધિપૂર્વક ) એવા ભેદથી પ્રત્યેક બે પ્રકારના કહ્યા છે ॥૩-૪॥ હે સત્તમ ! જે મહાપાપોને સમાન હોય તે પાતકનામથી કહ્યા છે બ્રહ્મ હત્યા, સુરાપાન, બ્રાહ્મણસુવર્ણનુ અપહરણ, ગુરૂસ્ત્રીગમન અને મહાપાત કિઓનો પ્રસગ આ પાચ મહાપાપ નામના પાપો કહ્યા છે આને સમાન પાપો યાજ્ઞવલ્ક્યાદિકે કહ્યા છે ॥૫-૬॥ મહાપાતકતુલ્ય જે વેદનિંદા સુહૃદ્ ઘાદિક તેથકી જે ન્યૂન પાપ તે ઉપપાતક કહ્યુ છે મહાપાપ બ્રહ્મહત્યાદિક થકી પણ અધિક જે હોય તે અતિપાપ કહ્યુ છે તે અતિપાપથકી પણ અધિક જે હોય તે અત્યધિપાપ કહ્યુ છે જે પાપ ઉપપાપની અપેક્ષાએ ન્યૂન હોય તે પ્રકીર્ણ નામથી કહ્યુ છે ॥૭-૮॥ તે તે પાપમા જે પ્રાયશ્ચિત્ત મુનિઓએ કહ્યુ છે તે અકામથી (અજાણથી) કરેલા પાપમા કહેલુ જાણવુ કામથી કરેલા પાપમા તો તે પ્રાયશ્ચિત્ત બમણુ જાણવુ 'अकामत कृते पापे प्रायश्चित्त विदुर्बुधा ' એમ મનુ કહે છે 'विहित यदकामानां कामात्तद्द्विगुण मवेत्' એમ વ્યાસ કહે છે ॥૯॥ કામથી પણ એકવારજ કરેલા પાપમા પ્રાય શ્ચિત્ત છે કામથી (જાણી જોઇને) જે વારેવારે પાપ કરે તો તેમા પ્રાયશ્ચિત્ત છે જ નહિ તેવો પાપી મરીને નરકમા પડીને ફરી ભવાતરમા કુયોનિનેજ

द्दक्पापी न मुच्यते ॥१०॥ कर्ता कारयिता तद्वदनुमन्ता सहायकृत् । अनुग्राहक इत्येते कर्मणां फलभागिनः ॥११॥ ऊनैकादशवर्षस्य पञ्चवर्षात्परस्य च । प्रायश्चित्तं चरेद्भ्राता पिता वाऽन्यः सुहृज्जनः ॥१२॥ बालस्य नैव पञ्चाब्दात्पूर्वं पातकमस्ति हि । न राजदण्डस्तस्यास्ति प्रायश्चित्तं न विद्यते ॥१३॥ एकादशाब्दतो बालः षोडशाब्दावधि स्वयम् । प्रायश्चित्तार्धं कुर्वीत वृद्धरोगिस्त्रियस्तथा ॥१४॥ बुद्धिपूर्वं न कर्तव्यं पातकं क्वापि केनचित् । अकामतः सकृज्जाते तस्य कुर्वीत निष्कृतिम् ॥१५॥ स्नात्वैव पर्षदे दत्त्वा गां सुवर्णं च पूरुषः । बद्धाञ्जलिः स दुष्कर्मा पापं स्वीयं निवेदयेत् ॥१६॥ पर्षद्दशावरैर्विप्रैर्ब्राह्मणानामुदीरिता ।

પામે છે, તેથકી એની મુક્તિ થતીજ નથી ॥૧૦॥ જે સાક્ષાત્ પાપકર્મોનો કર્તા છે, જે કરાવનારો છે, જે અનુમોદન આપનારો છે, જે સહાય કરનારો છે, જે અનુગ્રહ કરનારો (પલાયમાન થતા પાપિજનને અનુસરીને બીજાઓથકી તેની રક્ષા કરતોથકો તેની દ્રઢતા ઉપજાવનારો) છે, તે આ પાંચેય જણાઓ પણ તે કર્મોના ફળભાગી થાય છે ॥૧૧॥ પાંચમા વર્ષથી ઉપરની તે દશમા વર્ષની અંતસુધીની અવસ્થામાં વર્તતા બાળકને તો પાપપ્રસંગ પ્રાપ્ત થતાં તેના પાપનું પ્રાયશ્ચિત્ત તે બાળકનો પિતા કે ભ્રાતા કે બીજો કોઈ સુહૃદ્જન કરે ॥૧૨॥ છઠા વર્ષથકી પૂર્વ વયમાં વર્તતા (પાંચ વર્ષો નહિ વીતિ ગએલા) બાળકને પાપનોજ પ્રસંગ નથી. માટે તેને પ્રાયશ્ચિત્ત કે રાજદંડ નથીજ ॥૧૩॥ અગીયારમા વર્ષને આરંભીને પંદરમા વર્ષના અતસુધીનો બાળક પાપને કરે તો તેણેજ પ્રાયશ્ચિત્ત વિહિતથકી અરધું કરવું. વૃદ્ધ (એંશીથી અધિક વર્ષનો) રોગી અને સ્ત્રિયો પણ વિહિત પ્રાયશ્ચિત્તના અર્ધાંશને આચરે. 'अशीतिर्यस्य वर्षाणि बालो वाप्यूनषोडशः । प्रायश्चित्तार्धमर्हन्ति स्त्रियो रोगिण एव च ॥' એવી સ્મૃતિ છે ॥૧૪॥ પોતાનું હિત ઇચ્છતા કોઇએ પણ ક્યારેય પણ બુદ્ધિપૂર્વક (જાણીને) પાપ કરવું નહિ. અબુદ્ધિપૂર્વક એકવાર કરેલા પાપમાં પ્રાયશ્ચિત્ત કરવું ॥૧૫॥ દુષ્કર્મા પ્રાયશ્ચિત્ત આચરતાં પ્રથમ સ્નાન કરી પરિષદ્વિપ્રોને ગાય સુવર્ણ આપીને, બે હાથ જોડી

वेदशास्त्रार्थसम्पन्नैर्धर्मनिष्ठैर्जितेन्द्रियैः ॥१७॥ वेदशास्त्रविदो विप्रा यद्ब्रूयुः पञ्च सप्त वा । त्रयो वापि स धर्मः स्यादेको वाऽध्यात्मवित्तमः ॥१८॥ पर्षद्या ब्राह्मणानां तु सा राज्ञां द्विगुणा मता । वैश्यानां त्रिगुणा प्रोक्ता पर्षद्वच्च व्रतं स्मृतम् ॥१९॥ नैव लक्षेण मूर्खाणां न चैवाधर्मवादिनाम् । पर्षद्भवेच्च लुब्धानां न चापि पक्षपातिनाम् ॥२०॥ न सा वृद्धैर्न तरुणैर्न सुरूपैर्धनान्वितैः ।

---

ઉભો રહીને પોતાનું પાપ પોતેજ નિવેદન કરે ॥૧૬॥ વેદવેદાંગને જાણનારા ધર્મપરાયણ જીતેન્દ્રિય દશાવર (દશને આરંભીને અધિક પણ તેથી ન્યૂન નહિ) વિપ્રોએ સંપન્ન એવી જે સભા તે વિપ્રોની પરિષદ્ કહી છે ॥૧૭॥ શંકા-જે ગામમાં ઉક્તલક્ષણસંપન્ન દશ ન હોય ત્યાં ઉક્તગુણોએ રહિત એવા પણ જાતિમાત્રથી બ્રાહ્મણો દશથકી અધિક કરીને પરિષદ્ નિષ્પન્ન થાય? તો તેમ નહિ. વેદશાસ્ત્રવેદી ધર્મનિષ્ઠ સાત કે પાંચ કે ત્રણ પણ (આહિતાગ્નિ સમર્થ શાસ્ત્રવેદી) વિપ્રો જે પ્રાયશ્ચિત્તને કહે તે ધર્મજ કહે છે (તે પ્રાયશ્ચિત્ત પાપવિશોધક થાય) પણ અધિક સંખ્યાથી પ્રયોજન નથી જો તેવા ત્રણની દુર્લભતા હોય તો અધ્યાત્મવિત્તમ (આત્મ અનાત્મના વિવેકમાં અતિ કુશળ ધર્મશાસ્ત્રજ્ઞ) એક પણ જે કહે તે ધર્મ કહેવાય. તે પરાશરે કહ્યું છે—'चत्वारो वा त्रयो वापि वेदवन्तोऽग्निहोत्रिणः । ब्राह्मणानां समर्था ये परिषत् साभिधीयते । अनाहिताग्नयो ये च वेदवेदाङ्गपारगाः । पञ्च त्रयो वा धर्मज्ञाः परिषत् सा प्रकीर्तिता । मुनीनामात्मविद्यानां द्विजानां यज्ञयाजिनाम् । वेदव्रतेषु स्नातानामेकोऽपि परिषद् भवेत् ॥' इति ॥१८॥ બ્રાહ્મણોની સભા જેટલી સંખ્યાએ કરીને કહી છે તેથકી દ્વિગુણ સંખ્યાએ કરીને ક્ષત્રિયોની સભા સમજવી. તેથકી ત્રિગુણસંખ્યાએ કરીને વૈશ્યોની સભા જાણવી. બ્રાહ્મણોને જે પાપમાં જે વ્રત કરવાનું કહ્યું છે તેથકી બમણું ક્ષત્રિઓને અને ત્રણ ઘણું વૈશ્યોને જાણવું ॥૧૯॥ જનસંખ્યાની અધિકતામાત્રથી પરિષદ્ ન થાય. જેઓ મૂર્ખો હોય, જેઓ અધર્મવાદીઓ હોય, જેઓ લોભીયા હોય, જેઓ પક્ષપાતિઓ હોય, તેવા લાખ જણ ભેગા થાય તેણે કરીને પણ પરિષદ્ નજ સિદ્ધ થાય ॥૨૦॥ વયથી વૃદ્ધપણું કે તરુણ-

त्रिभिरेकेन पर्षत्स्याद्विद्वद्भिर्विदुषापि वा ॥२१॥ श्रुताध्ययनसम्पन्नः सत्यवादी जितेन्द्रियः । सदा धर्मरतः शान्तो यः स पर्षत्त्वमर्हति ॥२२॥ वयसा तनवोऽपि स्युर्यदि धर्मविदो द्विजाः । त एव वृद्धा विज्ञेया न मूर्खाः पलिता वृथा ॥२३॥ यत्र सत्यं तत्र धर्मो ह्यधर्मस्त्वितरत्र च । धर्मो जयति नाधर्मः सत्यं जयति नानृतम् ॥२४॥ निष्कृतौ व्यवहारे च व्रतस्यादेशने तथा । धर्मं वा यदि वाऽधर्मं पर्षद्यत्प्राह तद्भवेत् ॥२५॥ ज्योतिषं व्यवहारं च प्रायश्चित्तं

પણ કે રૂપસંપત્તિ કે ધનસંપત્તિ પરિષદ્‌ની યોગ્યતાસંપાદક નથી માટે વૃદ્ધો કે તરૂણો કે સુરૂપ કે ધનાઢ્યો શતાધિક ટોળે મળવાથી પરિષદ્‌ની સિદ્ધિ થતી નથી. વિદ્વાન્-વેદાર્થવિત્ ધર્મપરાયણ ત્રણ કે એક વિદુષ્-અધ્યાત્મવેદીએ કરીને પરિષદ્ હોઇ શકે ॥૨૧॥ શ્રુતાધ્યયનસંપત્તિ, સત્યવદન, જીતેન્દ્રિયપણુ, સદા ધર્મમાં રતિ અને શાંતિ, આ બાબતજ પરિષદ્-યોગ્યતાને સંપાદનારી છે. તો જે શ્રુતાધ્યયનસંપન્ન, સત્યવદનશીલ, જીતેન્દ્રિય ધર્મૈકનિષ્ઠ શાંત હોય તેજ સભ્ય થવાને લાયક છે ॥૨૨॥ વયે કરીને અલ્પ એવા પણ દ્વિજો જો ધર્મજ્ઞ હોય તો તેજ વૃદ્ધો (સભાસદ થવાને લાયક) અહીં માન્યા છે, પણ વયે કરીને અધિક વૃથા માથે પળીયાં આવી ગએલા મૂર્ખો અહીં વૃદ્ધ માન્યા નથી ॥૨૩॥ પરિષદ્‌નું આજ પ્રધાન લક્ષણ માન્યું છે. શુ ? તો જે સત્ય છે. માટેજ જે પક્ષમાં સત્ય હોય ત્યા ધર્મ છે, જ્યાં તો અસત્ય હોય ત્યાં અધર્મ છે. સત્યજ જય પામે છે અસત્ય નહિ. (સત્યથીજ જય મળે છે અસત્યથી નહિજ. ધર્મથીજ જય છે અધર્મથી નહી) ॥૨૪॥ પ્રાયશ્ચિત્તમાં, તે નિમિત્તના વ્રતવિશેષમાં અથવા જન્માષ્ટમ્યાદિ વ્રતવિશેષમાં અને ઋણાદાનાદિ વ્યવહારવિષયમાં (દાવામાં) જે ધર્મને પરિષદ્ કહે તેજ ધર્મ છે અને જે અધર્મને કહે તેજ અધર્મ છે. એમાં નિર્ણયાંતરની અપેક્ષા નથી ॥૨૫॥ મુહૂર્તાદિ જ્યોતિષને, ઋણાદાનાદિ વ્યવહારને, પાપપ્રાયશ્ચિત્તને અને રોગપ્રશમનના ઉપાયભૂત ચિકિત્સિતને જ્યોતિષધર્મશાસ્ત્રાદિકને અનુસારે તત્ત્વથી નહિ જાણીને અન્યથા-વિપરીતપણે જે નિર્ણય કહે તે મહાપાતકી થાય છે. માટે પરિષદે તે તે શાસ્ત્રને અનુસારે નિર્ણય

चिकित्सितम् । अजानन्योऽन्यथा ब्रूयात्स महापातकी भवेत् ॥२६॥ पर्षदुक्तक्रियाचारात्पातकी तु भवेच्छुचिः । तत्रोक्तो यश्च धर्मः स्यात् पर्षत्सेन तु लिप्यते ॥२७॥ तस्मात्सत्यं समाश्रित्य धार्मिकैः पापभीरुभिः । धर्म एव हि वक्तव्यः पर्षद्भिर्नेतर ॥२८॥ स्त्रीणां च बालवृद्धाना क्षीणानां कुशरीरिणाम् । उपवासाद्यशक्तानां कर्तव्योऽनुग्रहश्च तैः ॥२९॥ ज्ञात्वा देशं च कालं च वयः सामर्थ्यमेव च । कर्तव्योऽनुग्रहः सद्भिर्ब्राह्मणैर्धर्मवेदिभिः ॥३०॥ लोभान्मोहाद्भयान्मैत्र्याद्यदि कुर्युरनुग्रहम् । नरकान् यान्ति ते मूढा रौरवानात्र संशयः ॥३१॥ धार्मिकैरेव मन्वाद्यैर्धर्मविद्भिः

करीनेज कहेवु ॥२६॥ जे सभा अन्यथाज प्रायश्चित्तनो आदेश करे तथापि तेना कह्याप्रमाणे अनुष्ठान करेला प्रायश्चित्तथी पापीतो शुद्ध थई जाय छे, पापथीतो परिषदज लेपाय छे आटलो अहीं विशेष जाणवो ॥२७॥ तो धार्मिक पापभीरु परिषद्विप्रोए सत्यनो समाश्रय करीने धर्मज कहेवो पण अधर्म तो नज कहेवो ॥२८॥ स्त्रीयो, बाळको, वृद्धो, व्याधि विगेरेवडे क्षीणबळवाळा अने गळतो कोढ विगेरेथी कुत्सित शरीरवाळाओ अने उपवासादिकमा अशक्त जनोने सभासदोए तेओनी शक्तिनो विचार करी अनुग्रहसहित गौण पक्षने आशरीने प्रायश्चित्तनो आदेश करवो ॥२९॥ धर्मतत्त्ववेदी ब्राह्मणोनु आज कर्तव्य छे, शु ? तो हिमालयनिकटवर्ती विगेरे देश, शीयाळो आदिक काळ, दशवर्षादिथकी न्यून अने एंशी वर्षथकी अधिकआदिक वय अने धनदान तपश्चर्यादिकमा शक्ति विगेरेनो विचार करीने तेने अनुसारेज अनुग्रहथी प्रायश्चित्तनो उपदेश करवो, पण शक्तमा गौणपक्षथी नहि अने अशक्तमा मुख्यपक्षथी नहि ॥३०॥ जे देशकाळादिकनो विचार कर्या विना केवळ धनादिलोभथी के शास्त्रार्थमोहथी के बळिष्ठना भयथी के मित्रभावथी अनुग्रह (गौणपक्षने अनुसारे प्रायश्चित्तोपदेश) करे तो ते मूढ सभासदो रौरव नरकने पामे एमा सशय नथी ॥३१॥ पूर्वेपण धर्मने तत्त्वथी साक्षात् करी रहेला धार्मिक मन्वादि मुनिओएज लोकहितार्थे धर्मनो उपदेश कर्यो छे पण बीजा अधार्मिकोए कर्यो नथी तो

पुरातनैः। धर्मः प्रोक्तोऽस्ति नत्वन्यैस्ततो वाच्यो विचार्य सः ॥३२॥ देशाचारं कुलाचारं ग्रामाचारं विबुध्य च। शास्त्राचारः प्रवक्तव्यः सहसा न तु कर्हिचित् ॥३३॥ पर्षदुक्तप्रकारेण पातकी व्रतमाचरेत्। तेनैव हि भवेच्छुद्धस्त्वन्यथा नरकं व्रजेत् ॥३४॥ रहस्यपापकर्मा तु शास्त्रं दृष्ट्वा स्वयं बुधः। यथोक्तनिष्कृतिं कुर्यादन्यस्त्वापृच्छ्य सद्बुधम् ॥३५॥ तत्राऽऽदितस्ते महतामघानां तेषां समानां च यथार्षशास्त्रम्। वदाम्यहं निष्कृतिमत्र शक्त्या नृभिर्विधेयां द्विजवर्य! सुखैः ॥३६॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे पञ्चमप्रकरणे धर्मोपदेशे प्रायश्चित्तविधौ पर्षन्निरूपणनामा त्रिचत्वारिंशोऽध्यायः ॥४३॥

હમણા પણ ધર્મરહસ્યને તત્ત્વથી જાણનારાઓએજ બહુ વિચાર કરીને ધર્મ કહેવા યોગ્ય છે પણ ઇતર નામમાત્ર પંડિતોએ સહસા કહેવા યોગ્ય નથી ॥૩૨॥ તેમાં પણ દેશાચાર કુળાચાર અને ગ્રામાચારનો વિચાર કરવાપૂર્વકજ શાસ્ત્રાચાર કહેવો પણ સહસા-દેશાદિકના આચારનો વિચાર કર્યા વિના એકદમજ શાસ્ત્રથી ધર્મનિર્ણય ક્યારેયપણ ન કરવો ॥૩૩॥ પાતકીતો પરિષદના કહેવા પ્રમાણેજ વ્રતને કરે. તેમ કરવાથીજ તે શુદ્ધ-પાપમુક્ત થાય, પણ સ્વેચ્છાથી કરેલા પ્રાયશ્ચિત્તથી નહિ અન્યથા આચરે તો તે પાતકી થાય અને વળી પરિષદની આજ્ઞાના ઉલ્લંઘનથી થએલા પાપથી પણ લેપાય તેણે કરીને નરકને પામે ॥૩૪॥ જો કરેલુ પાપ રહસ્ય હોય (વિખ્યાત થયુ ન હોય) અને પોતે પાપકર્તા બુધ-ધર્મરહસ્યને જાણતો હોય તો શાસ્ત્રથકી પ્રાયશ્ચિત્તને જાણીને યથોચિત કરે. જો સ્વય શાસ્ત્રવિમર્શમાં અસમર્થ હોય તો શાસ્ત્રતાત્પર્યને જાણનારા આપ્ત કોઈ સત્પુરૂષને પુછીને તેમના કહ્યા પ્રમાણે પ્રાયશ્ચિત્તને આચરે ॥૩૫॥ હે દ્વિજવર્ય! તે છ પ્રકારનાં પાપો મધ્યે પ્રથમ લોકમાં અવશ્ય પાપિઓએ પાપપરિહાર માટે કરવાનું મહાપાપોનું તથા તેને સમાન પાતક નામનાં પાપોનું પ્રાયશ્ચિત્ત તમને યથાશાસ્ત્ર કહુંછું ॥૩૬॥ ઇતિ શ્રીસત્સંગિજીવને ..પંચમપ્રકરણે ધર્મોપદેશે પ્રાયશ્ચિત્તવિધૌ પર્ષન્નિરૂપણનામા ત્રિચત્વારિંશોઽધ્યાયઃ ॥૪૩॥

श्रीनारायणमुनिरुवाच—ब्राह्मणो ब्राह्मणं हन्याद्यद्यकामात्तदा स्वयम् । द्वादशाब्दान्प्रकुर्वीत व्रतं पापापनुत्तये ॥१॥ धृत्वा कपाल शिरस. स्वहतस्य द्विजन्मन । अन्यस्य वा तदप्राप्तौ चिह्नार्थं स्वकरे पुनः ॥२॥ द्वितीयेऽन्यत्कपालं च दण्डाग्रारोपितं करे । शराव मृन्मयं खण्डं भिक्षार्थं लोहितं दधत् ॥३॥ वसेद्वने कुटीं कृत्वा ग्रामाद्वा वहिरेकल· । वृक्षमूलेऽथवा चालवासा· सर्वहिते रत ॥४॥ वन्यैः फलादिभिर्जीवेद्ग्रामाद्वा भैक्षमाहरेत् । अकल्पितान्सप्त गृहान् याचेत् स्वं कर्म वेदयन् ॥५॥ भुञ्जीत स्थानमागत्य सकृदेव जितेन्द्रिय· । पालयेद्ब्रह्मचर्यं च स्वधर्मस्थो जटाधरः ॥६॥ नित्यं

## [1]અધ્યાય ૪૪ મો.

શ્રીનારાયણમુનિ કહેછે–હે બ્રહ્મન્ ! જો અજાણથી બ્રાહ્મણે બ્રાહ્મણ હણ્યો હોય તો તે હણનાર બ્રાહ્મણે અજાણથી કરેલા બ્રાહ્મણવધમા પાપપરિહારમાટે બાર વર્ષપર્યંત વ્રત કરવુ. તે વ્રતનુ નિરૂપણ કરૂછુ ॥૧॥ પોતે હણેલા બ્રાહ્મણનુ કપાળ (માથાની ખોપરી) અથવા તે ન મળે તો બીજા જે કોઈ મરેલા બ્રાહ્મણનુ કપાળ પોતાના કરમા પોતાનો દોષ સૂચવવામાટે ધારણ કરે. વળી દંડના અગ્રભાગમા બાંધેલુ બીજુ કપાળ (કોઇ મરેલા બ્રાહ્મણનુ) ધારીને (દંડ તથા કપાળને એક હાથે ધારીને) બીજા હાથમા એક દેશમા ક્વચિત્ ખડિત રક્ત મૃત્તિકામય શરાવને ભિક્ષાર્થ ધારીને પર્યટન કરે વનમા અથવા ગ્રામથકી બહાર પર્ણશાળા કરીને પોતે એકલોજ વસે અથવા વૃક્ષના મૂળમાં કેવળ કબળવસ્ત્રને ધારીને સર્વભૂતોના હિતમા તત્પર થઇને વસે ॥૨-૪॥ વનમા થતા ફળમૂળાદિકવડે જીવન કરે અથવા ગ્રામથકી ભિક્ષા માગી લાવે ભિક્ષાયાચનામા તો આ નિયમ છે–'પહેલુંજ આ ગૃહથકી માગવુ' એવો સકલ્પ કર્યા વિના જે કોઈ સાત ગૃહોપ્રતિ જઇને પોતાનુ કર્મ બ્રહ્મહત્યારૂપને નિવેદન કરતો થકો યાચે ॥૫॥ સ્વસ્થાનમા આવીને તે ભિક્ષાપ્રાપ્ત એકજવાર જમે, બે વાર જમે નહિ જટાધારી

[1] આ અધ્યાયમા મહાપાપાદિ વિવિધ પાપોના પ્રાયશ્ચિત્તનુ નિરૂપણ કર્યુ છે

शीतोदके स्नायाद्गच्छेत्तीर्थानि शुद्धये । सर्वत्रावेदयेत्कर्म पूर्णे काले विशुद्ध्यति ॥७॥ चोरव्याघ्रादितो रक्षन् विप्रं गा वा म्रियेत चेत् । जीवेद्वा सोऽप्यपूर्णस्वद्वादशाब्दोऽपि शुद्ध्यति ॥८॥ कस्यापि वाजिमेधान्ते नृपभूदेवसङ्गमे । एनो निवेद्यावभृथे स्नात्वाप्याशु विशुद्ध्यति ॥९॥ तीव्ररोगं द्विजं गां वा प्रारब्धद्वादशाब्दिकः । नीरोगमौषधैः कुर्याद्भुक्ताब्दैः सोऽपि शुद्ध्यति ॥१०॥ प्रायश्चित्ते समारब्धे कर्ता यदि विपद्यते । पूतस्तदहरेवासाविह लोके परत्र च ॥११॥ पाप्यनुग्राहकः कुर्यात्पादन्यूनं तु तद्व्रतम् । प्रयोजकोऽर्धं

થઈ સ્વધર્મનિષ્ઠ જીતેન્દ્રિય થઇ બ્રહ્મચર્યવ્રતને પાળે ॥૬॥ નિત્ય શીત જળમાંજ સ્નાન કરે, ઉષ્ણ જળમાં નહિ. પોતાના પાપપરિહાર માટે તીર્થોમાં વિચરે. ત્યાં ત્યા સર્વત્ર પોતાનું પાપકર્મ પ્રખ્યાપન કરે. આ રીતે વ્રત કરતાં જ્યારે બાર વર્ષ પૂર્ણ થાય ત્યારે તે પાપથકી શુદ્ધ થાય છે ॥૭॥ તે બ્રહ્મહત્યાપાપી તેનું પ્રાયશ્ચિત્ત આચરતાં મધ્યે ગાય કે વિપ્રને ચોરવ્યાઘ્રાદિક થકી પીડા પામતાં જોઈ તેથકી તેમની રક્ષા કરતાં તેમણે હણવાથી તે મરણ પામી જાય કે જીવતો રહે તો તે દ્વાદશવર્ષપ્રાયશ્ચિત્ત પરિપૂર્ણ ન થયું હોય તોપણ તે પાપમાંથી વિશુદ્ધ થઇજ જાયછે (ગાયો અહીં બાર સંખ્યાપરિમિત સ્મૃત્યંતરથકી જાણવી) ॥૮॥ તથા—અશ્વમેધને આચરતા જે કોઈ પણ નૃપતિની સન્નિધિમાં જઇને અશ્વમેધના અંતસમયે નૃપવિપ્રોના સમવાયમાં પોતાનું પાપ નિવેદન કરી તેના અવભૃથમાં જો સ્નાન કરે તો તત્ક્ષણ

कुर्वीतानुमन्ता सार्धपादकम् ॥१२॥ प्रोत्साहकादिभि कार्यमेक पाद व्रतं त्विदम् । वचसा चेच्चरेत्पापं पादार्धं व्रतमाचरेत् ॥१३॥ मनसा चेद्ब्रह्महत्या य॰ कुर्यात्सोऽप्युपावसेत् । दिनानि द्वादश तत॰ पञ्चगव्येन शुद्ध्यति ॥१४॥ तिरस्कृतो यदा विप्रो गृहक्षेत्रादिकारणात् । क्रोधादात्मानमाहत्य निर्गुणोऽपि म्रियेत तत् ॥१५॥

---

ચારોને પાપાચરણમા અનુગ્રાહક–શસ્ત્રપ્રદાનાદિકવડે ઉપકારકારક થાય છે તે એક પાદન્યૂન (નવવર્ષાત્મક) પ્રાયશ્ચિત્ત કરે જેતો પાપમાં પ્રયોજક છે તેતો અર્ધાંશ ( છ વર્ષાત્મક ) પ્રાયશ્ચિત્તને કરે જેતો અનુમતા છે તે સાડા ચાર વર્ષપર્યંત પ્રાયશ્ચિત્તને આચરે જેઓ પ્રોત્સાહક શસ્ત્રદાતા માર્ગદર્શક આશ્રયદાતા વિગેરે છે તેમણે આ પ્રાયશ્ચિત્ત એક પાદ ( ત્રિવર્ષાત્મક ) કરવુ બ્રહ્મહત્યામા પાપનો સબંધ અનુગ્રાહકાદિકને પણ છે એમ સ્મૃતિ કહે છે–'हन्ता मन्तोपदेष्टा च तथा सम्प्रतिपादक । प्रोत्साहक सहायश्च तथा मार्गानुदेशक । आश्रय शस्त्रदाता च भक्तदाता विकर्मिणाम् । उपेक्षक शक्तिमाश्चेद्दोषवक्ताऽनुमोदक । अकार्यकारिणस्तेषां प्रायश्चित्त प्रकल्पयेत् । यथाशक्त्यनुरूप च दण्ड तेषा प्रकल्पयेत् ॥' इति જે વાચિક પાપને આચરે ( આ બ્રાહ્મણને હું હણુ એમ ક્રોધાકુળ થઇને બોલે ) તો પાદાર્ધ ( દોઢ વર્ષ પરિમિત ) પ્રાયશ્ચિત્તરૂપ વ્રતને આચરે ॥૧૨-૧૩॥ 'હું આને હણીશ એમ સકલ્પરૂપ માનસવધને જે દ્વિજ કરે તે પણ બાર દિવસ ઉપવાસવ્રતને કરે, ઉપવાસ કરીને પચ ગવ્યનુ પાન કરે તે તેનાથી શુદ્ધ થાય છે ॥૧૪॥ જે પોતે સાક્ષાત્ હણતો નથી કિંતુ નિષ્ઠુર વચનના ઉચ્ચારણથી મરણમા કારણ થાય છે–જો કોઈ વિપ્ર ગૃહક્ષેત્રાદિ કારણથી કોઇપણ વિપ્રને પરૂષ વચનાદિવડે તિરસ્કારે છે તે તિરસ્કારેલો વિપ્ર તિરસ્કાર નહિ સહન થવાથી ક્રોધાન્ધ થઇ સ્વય આત્માને શસ્ત્રશીલાદિકવડે હણીને મરણ પામે છે, તે ભલે વિદ્યાતપ આદિક બ્રાહ્મણગુણે રહિત હોય તોપણ ત્યારે તેના મરણમા કારણભૂત વિપ્ર ત્રણવર્ષપર્યત કૃચ્છ્રવ્રતને કરે 'अत्यन्त निर्गुणो विप्रो ह्यत्यन्त निर्गुणोपरि । क्रोधान्म्रियेत चेत्कुर्यात्कृच्छ्र वर्षत्रय नर ॥' એમ સુમતુ મુનિએ કહ્યુ છે

कृच्छ्रं वर्षत्रयं कुर्यात्प्रतिलोमां सरस्वतीम्। गच्छेद्वात्मनिशुद्ध्यर्थं निमित्ती स्यात्ततः शुचिः॥१६॥ द्वादशाब्दमिदं तुभ्यं यत्प्रायश्चित्तमीरितम्। विप्रे तन्निर्गुणे ज्ञेयं सगुणे द्विगुणं चरेत्॥१७॥ अशक्तो द्विगुणं कर्तुं कृत्वाऽऽद्यं द्वादशाब्दिकम्। अन्यार्थं गोसहस्रं तु पात्रेभ्यः प्रतिपादयेत्॥१८॥ ब्राह्मणं क्षत्रियो हन्याद्वैश्यो वा यद्यकामतः। आद्यस्तु द्विगुणं विप्रात्त्रिगुणं त्वपरश्चरेत्॥१९॥ प्रायश्चित्तं गृहस्थेभ्यो द्विगुणं ब्रह्मचारिणाम्। त्रिगुणं तु वनस्थानां यतीनां तच्चतुर्गुणम्॥२०॥ गुरूणामध्यधिक्षेपो नास्तिक्याद्वेदनि-

અથવા આત્મવિશુદ્ધિ માટે પ્રતિલોમ સરસ્વતી પ્રતિ જાય-સરસ્વતીના સાગરપ્રવેશસ્થાનને આરંભીને ઉત્પત્તિસ્થાનપર્યંત તીર્થયાત્રાપરાયણ થાય તેમ કરવાથી નિમિત્તી-જેને ઉદ્દેશીને બ્રાહ્મણ મર્યો હોય તે બ્રાહ્મણ શુદ્ધ થાય છે. મરેલો વિપ્ર જો વિદ્યાદિગુણહીન હોય અને કારણભૂત વિપ્રતો વિદ્યાદિગુણસંપન્ન હોય તો તો એક વર્ષજ વ્રત કરે. તેવી સ્મૃતિ છે- ब्रह्मचर्यं चरन्विप्रो वर्षेणैकेन शुद्ध्यति ઇતિ ॥૧૫-૧૬॥ હે દ્વિજ! તમને જે આ દ્વાદશવાર્ષિક પ્રાયશ્ચિત્ત બ્રાહ્મણવધમાં કહ્યું તે નિર્ગુણ બ્રાહ્મણવધમા જાણવુ. સગુણ બ્રાહ્મણવધમા તો બમણું પ્રાયશ્ચિત્ત કરે આચાર્ય શ્રોત્રિય આદિકના વધમાં તો ત્રિગુણ ચતુર્ગુણ યાવજ્જીવ વ્રતો સ્મૃત્યંતર થકી જાણવા ॥૧૭॥ જેતો દ્વિગુણ વ્રત કરવા અસમર્થ હોય તે પ્રથમનુ દ્વાદશ વાર્ષિક પ્રાયશ્ચિત્ત કરીને ફરી બીજા દ્વાદશ વાર્ષિક કરવાના પ્રાયશ્ચિત્તને સ્થાને તેના પ્રતિનિધિપણે સહસ્ર ગાયો પાત્રવિપ્રોને આપે ॥૧૮॥ જો ક્ષત્રિય અજાણથી બ્રાહ્મણને હણે તો વિપ્ર કરતા દ્વિગુણ (ચોવીશ વર્ષ પરિમિત) પ્રાયશ્ચિત્ત વ્રતને કરે. વૈશ્ય જો બ્રાહ્મણને હણેતો ત્રિગુણ પ્રાયશ્ચિત્તને કરે ॥૧૯॥ તેતે પાપમા જે પ્રાયશ્ચિત્ત ગૃહસ્થોએ કરવાનું તેથકી દ્વિગુણ પ્રાયશ્ચિત્ત બ્રહ્મચારીઓએ કરવું, ત્રિગુણ વાનપ્રસ્થોએ કરવું, ચાર ઘણુ સંન્યાસિઓએ કરવુ ॥૨૦॥

હવે બ્રહ્મહત્યાસમ પાતક નામનાં પાપોને કહેછે-પિતા આચાર્ય આદિક ગુરૂઓનો અધિક અધિક્ષેપ (તિરસ્કાર કે નિંદા) કરવો, નાસ્તિક

न्दनम् । असच्छास्त्रविनोदाद्यैरधीतनिगमत्यजिः ॥२१॥ राज्ञो मूर्धाभिषिक्तस्य दीक्षितस्य च यो वधः । गर्भिण्याः सवनस्थाया-श्चात्रेय्या घातनं तथा ॥२२॥ गर्भघातश्चौषधाद्यैः शरणागतघात-नम् । पातकानीति विद्धि त्वं ब्रह्महत्यासमानि हि ॥२३॥ महापा-पेषु यत्प्रोक्तं तदर्धं तु समे भवेत् । सुरापानस्य कथये प्रायश्चित्त-मतः परम् ॥२४॥ ब्राह्मणः क्षत्रियो वैश्यः सुरां पिबति चेत्सकृत् । अकामतः स तु पुमानार्द्रवासा द्विजान्तिके ॥२५॥ लौहे पात्रे वह्निवर्णां सुरां कृत्वा पिबेत्स्वयम् । तेनैव पात्रेण ततो मृतः शुद्धि-मवाप्नुयात् ॥२६॥ अथवा द्वादशैवाब्दान् पूर्ववद्व्रतमाचरेत् । सुरा-चिह्नं ध्वजं हस्ते पानपात्रं च धारयेत् ॥२७॥ अन्यत्तु पूर्ववत्सर्वं

ભાવના અભિનિવેશથી વેદની નિંદા કરવી, અસચ્છાસ્ત્રના અભ્યાસાદિકને લીધે ભણેલા વેદનું વિસ્મરણ, મૂર્ધાભિષિક્ત રાજાનો વધ કરવો, યજ્ઞમાં દીક્ષિત થએલાનો વધ કરવો, સગર્ભા સ્ત્રીનો ઘાત કરવો, અગ્નિહોત્રીની ભાર્યાનો વધ કરવો, અત્રિગોત્રોત્પન્ન સ્ત્રી જાતિ અથવા રજસ્વળાનો ઘાત કરવો, ઔષધાદિકવડે ગર્ભનો ઘાત કરવો, શરણાગતનો ઘાત કરવો, તે આ પાતકો તમે બ્રહ્મહત્યાસમ સમજો. તે આ પાતકસંજ્ઞિત પાપમાં મહા-પાપમાં જે પ્રાયશ્ચિત્ત કહ્યું તેથકી અર્ધ પ્રાયશ્ચિત્ત જાણવું. અતઃપર સુરાપાનમાં પ્રાયશ્ચિત્ત કહું છું ॥૨૧-૨૪॥

બ્રાહ્મણ કે ક્ષત્રિય કે વૈશ્ય અજાણથી એકવાર જો સુરા (દારૂ) ને પિવે તો તે પરિષદ્વિપ્રોની પાસે જળથી ભીના વસ્ત્રવાળો થઇ લોહમય પાત્રમાં પ્રતપાવેલી અગ્નિ જેવી પ્રજ્જ્વળતી (લાલચોળ) સુરાને તેના તેજ પાત્રથી સ્વયં પીવે. તેવા સુરાપાનથી મરણ પામતાં વિશુદ્ધિને પામે. (મરણાંત પ્રાયશ્ચિત્ત છે) ॥૨૫-૨૬॥ અથવા જે પૂર્વે દ્વાદશ વાર્ષિક વ્રત બ્રાહ્મણવધમાં કહ્યુ તેનેજ કરે. આમાં આ વિશેષ જાણવો-સુરાનિર્માણ યંત્રના ચિહ્નવાળી ધ્વજને અને પાનપાત્રને હાથમાં ધારણ કરે. બીજું સર્વ (વનવાસ રક્તશરાવધારણ ભિક્ષાપ્રાપ્તઅન્નભક્ષણ તીર્થાટન આદિક) બ્રહ્મ-હત્યાપ્રાયશ્ચિત્તમાં કહેલા વ્રતની પેઠે કરે. દ્વાદશવર્ષાત્મક કાળ પરિપૂર્ણ

कुर्यात्तीर्थान्यनेकशः। पूर्णे काले ततः शुध्येत्पुनः संस्कारकर्मणा ॥२८॥ भ्रमादुदकबुद्ध्या चेत्सुरापानं कृतं तदा। छर्दित्वा तां व्रतं कुर्यात्त्रैवार्षिकमघापहम् ॥२९॥ यद्यज्ञानात्पिबेद्विप्रो द्विजातिर्वा सुरां पुनः। संस्कारकरणाच्छुद्धिरिति प्राह पराशरः ॥३०॥ प्रत्यहं भक्षयेद्रात्रौ पिण्याकं वा कणान्सकृत्। पञ्चगव्यं पिबेत्प्रातस्ततः शुद्धिमवाप्नुयात् ॥३१॥ औषधे केनचिद्दत्ता पीत्वा ज्ञाता सुरा यदि। सोऽपि चान्द्रायणं कुर्याद्दानं दद्याच्च शक्तितः ॥३२॥ सुरापात्रस्थितं तोयं द्विजः कश्चित्पिबेद्यदि। द्वादशाहं क्षीरशृतां पिबेद्ब्राह्मीं सुवर्चलाम् ॥३३॥ साक्षात्सुरायाश्चेद्गन्धमिच्छया जिघ्रति द्विजः। चरेत्सान्तपनं कृच्छ्रं प्राजापत्यमनिच्छया ॥३४॥ निषि-

થતાં પુન.સંસ્કાર જે ફરી ઉપવીત આપવી તેણે કરીને શુદ્ધ થાય ॥૨૭-૨૮॥ જે જળભ્રાંતિથી સુરાનું પાન કર્યું હોય તો તત્ક્ષણ તે પીધેલી સુરાને વમન કરીને ત્રૈવાર્ષિક વ્રતને કરે. તેથી તે પાપનો ક્ષય થાય. અશક્તને તો એકવર્ષજ વ્રતાચરણ મનુએ કહ્યું છે ॥૨૯॥ જે વિપ્ર કે ક્ષત્રિયાદિ અજાણથી સુરાને પીવે તો ઉક્ત ત્રૈવાર્ષિક વ્રતાચરણને અંતે પુન.સંસ્કાર કરવાથી વિશુદ્ધિ થાય. એમ જળભ્રમથી કરેલા સુરાપાનમાં પ્રાયશ્ચિત્તને પરાશરમુનિ કહે છે ॥૩૦॥ ત્રૈવાર્ષિક વ્રતાચરણમાં કરવાનુ કહે છે-રાત્રિએ પ્રતિદિન પિણ્યાક (તલનો ખોળ) અથવા ચોખાના ઝીણા કણ (કણકી)ને એકવાર ખાય. પ્રાત:કાળે પચગવ્યના પાનથી શુદ્ધિને પામે ॥૩૧॥ ઔષધમાં કોઈ અજાણ્યા વૈદ્યે મેળવીને આપેલી સુરાનું પાન કરીને, કાળાંતરે જે 'સુરામિશ્રિત ઔષધ મેં ખાધુ' એમ જાણવામાં આવે તો તે પણ ચાંદ્રાયણવ્રતને આચરે અને યથાશક્તિ દાનોને કરે ॥૩૨॥ જે પાત્રમાં સુરા પૂર્વે સ્થાપી હોય તેજ (સુરાની ભીનાશે રહિત) પાત્રમાં સ્થાપેલા જળને જો કોઇ દ્વિજ પીવે તો દુધમાં પકવ કરેલી બ્રાહ્મી સુવર્ચળાને બાર દિવસપર્યંત પીવે ॥૩૩॥ જો જાણી જોઇને દ્વિજ સાક્ષાત્ સુરાના ગંધને સુંઘે તો સાંતપન કૃચ્છ્રને કરે. જો અજાણથી સુંઘે તો પ્રાજાપત્ય વ્રતને કરે ॥૩૪॥

હવે સુરાપાનસમાન પાતકોને કહેછે-નિષિદ્ધ લસણ ડુંગળી આદિકનું

द्लशुनादीनां बुद्धिपूर्वं तु भक्षणम् । सत्सु कौटिल्यमुत्कर्षे स्वस्य चानृतभाषणम् ॥३५॥ सुहृद्वधः कूटसाक्ष्यं पुष्पिणीमुखचुम्बनम् । सुरापानसमानीति पातकान्युदितानि ते ॥३६॥ महापातकतुल्ये तु व्रतमर्धमुदीरितम् । वृद्धादीनां च नारीणां ज्ञातव्यः पूर्ववद्विधिः ॥३७॥ ब्राह्मणस्वामिकं स्वर्णं माषैः षोडशभिर्मितम् । त्रैवर्णिको यदि हरेत्तत्प्रायश्चित्तमुच्यते ॥३८॥ आर्द्रवासा मुक्तकेशः स्तेनो मुसलमायसम् । आदाय गत्वा सदसि राज्ञे कर्म निवेदयेत् ॥३९॥ अनेन मुसलेनैव मां जहीति वदेत्ततः । ततो राजापि धर्मज्ञो

બુદ્ધિપૂર્વક ભક્ષણ કરવું, ગુરૂઆદિકની આગળ કૌટિલ્ય કરવું, પોતાના ઉત્કર્ષનિમિત્તે રાજસભા આદિકમાં અસત્ય ભાષણ ( પોતે ચતુર્વેદી ન હોય છતા હું ચતુર્વેદી છુ એમ ) કરવું, વિપ્રવ્યતિરિક્ત જે કોઇપણ સુહૃદનો વધ કરવો, ખોટી સાક્ષી પુરવી, રજસ્વલા સ્ત્રીના મુખનું ચુબન કરવું, તે આ સુરાપાનસમાન પાતકો તમને કહ્યાં આ મહાપાતકતુલ્ય પાપમાં મહાપાતકપ્રાયશ્ચિત્તથકી અર્ધ પ્રાયશ્ચિત્ત જાણવું. આમા વૃદ્ધાદિક તથા નારીયોના પ્રાયશ્ચિત્તાચરણનો પ્રકાર 'प्रायश्चित्तार्धं कुर्वीत वृद्धरोगिस्त्रियस्तथा' આ પૂર્વોક્ત પ્રકારે જાણવો ॥૩૫-૩૭॥

હવે સુવર્ણસ્તેય મહાપાપમા પ્રાયશ્ચિત્ત કહે છે-તેમાં સોળમાષા પરિમિત બ્રાહ્મણનુ સુવર્ણ જે ત્રૈવર્ણિક પ્રત્યક્ષ બળાત્ કે પરોક્ષ ચૌર્યથી હરે તો તે લોહમય મુસળ લઇને છુટા કેશવાળો ભીનાવસ્ત્રવાળો થઈ સભામા જઈ રાજાને પોતાનુ પાપ નિવેદન કરતો થકો 'આ મુસળથી મને મારો' એમ બોલે ત્યારે ધર્મજ્ઞ રાજાએ તાડન કરવાથી મરણ પામતાં તે પાપ થકી મુક્ત થાયછે. ધર્મને જાણનારા રાજાએ તે હણવોજ, પણ તેના વધમાં પાપની આશકા કરવી નહિ. 'अघ्नन्नेनस्वी राजा' એવી સ્મૃતિ છે તેમા પણ આ વિશેષ સમઝવો, રાજા એકવાર તાડન કરે. જો તાડનથી ન મરે (જીવતો રહે) તો રાજાએ મુક્ત કરતાં શુદ્ધિને પામેજ છે. તેવું વચન છે-'ततो मुसलमादाय सकृद्धन्यात्तु तं स्वयम् । यदि जीवति स स्तेयस्तत स्तेनाद्विमुच्यते' ઇતિ. અથવા પૂર્વવત્ દ્વાદશવાર્ષિક વ્રત કરવાથી તે પાપ

हन्यात्तेन स्वयं सकृत् ॥४०॥ मृतः शुद्धिमवाप्नोति जीवेद्वा स शुचिर्भवेत् । अथवा द्वादशाब्दं तु व्रतं पूर्ववदाचरेत् ॥४१॥ प्रत्यक्षं चेद्धृतं स्वर्णं बलात्तर्हि करे दधत् । काष्ठासिं च परोक्षे चेच्चिह्नार्थं खननं ध्वजे ॥४२॥ स्वर्णं चेदधिकं मानादूनं वा तर्हि निष्कृतौ । तारतम्यं विधातव्यमूनमूनेऽधिकेऽधिकम् ॥४३॥ यद्यापदा हरेत्स्वर्णं षडब्दं तद्व्रतं चरेत् । तीर्थानि वा भ्रमेद्विद्वांस्ततः स्तेयाद्विमुच्यते ॥४४॥ मनसा योऽप्यपहरेत्सुवर्णं ब्राह्मणस्य सः । द्वादशाहानि वाताशी भवेन्नियमवान्व्रती ॥४५॥ ब्राह्मणस्त्रीमनुष्याश्वगोभूरत्नापलुञ्चनम् ।

થકી વિશુદ્ધ થાય છે. આ સ્થળે સ્વર્ણશબ્દ પરિમાણવિશિષ્ટ હેમદ્રવ્યને કહેનારો છે પણ જાતિમાત્રને કહેનારો નહિ. 'अशीतिगुञ्जापरिमितं सुवर्णं षोडशमाषपरिमितं भवेत्' એમ પ્રાયશ્ચિત્તેન્દુશેખરમાં કહ્યું છે ॥૩૮-૪૧॥ તે દ્વાદશવાર્ષિકવ્રતાચરણપક્ષમાં જો સુવર્ણ પ્રત્યક્ષ બળાત્ અપહર્યું હોય તો તેના ચિહ્ન માટે કાષ્ઠની તરવાર કરમાં ધારીને (પોતાનો દોષ પ્રખ્યાપન કરતો થકો) વ્રતને કરે. જો સુવર્ણ પરોક્ષમાં ચોર્યું હોય તો ચિહ્નમાટે ખનન (અંકુશને આકારે ભિત્તિ ખોદવાનું સાધન લોહયંત્ર)ને ધ્વજપટમાં ધારીને વ્રતને કરે ॥૪૨॥ ઉક્ત સોળમાષાપરિમિત માપથકી અધિક સુવર્ણની ચોરી કરી હોય તો દ્વાદશવાર્ષિકવ્રતાચરણમાં વર્ષનું આધિક્ય જાણવું, ન્યૂનમાપમાં ન્યૂનતા જાણવી, એમ તારતમ્ય પ્રાયશ્ચિત્તમાં જાણવું. અર્થાત્ ન્યૂનમાં ન્યૂન અને અધિકમાં અધિક પ્રાયશ્ચિત્ત જાણવું ॥૪૩॥ જો વિદ્વાન વિપ્ર આપત્તિ-દેહનિર્વાહને નહિ પામતાં વૃત્તિદુર્બળતાને લીધે બ્રાહ્મણસુવર્ણને અપહરે તો ષટ્વર્ષપર્યંત પૂર્વોક્ત તે વ્રતને કરે. અથવા છ વર્ષપર્યંત તીર્થોમાં ભ્રમણ કરે. તદનંતર તે સ્તેયપાપથકી વિમુક્ત થાય છે. વિદ્વાનને સુવર્ણચોરીનો અસંભવ નથી, આપત્તિમાં ચિત્તક્ષોભને લીધે તેનો સંભવ છે જ ॥૪૪॥ જે બ્રાહ્મણના સુવર્ણને મનથી પણ અપહરે (અપહરણના સંકલ્પમાત્રને કરે) તે વ્રત નિયમો અહિંસા શૌચાદિકે સંપન્ન થઈ બાર દિવસપર્યંત કેવળ વાયુભક્ષક થાય ॥૪૫॥

હવે સુવર્ણસ્તેયને સમાન એવા પાપને કહે છે—બ્રાહ્મણની જે દાસી

कस्यापि नि.क्षेपहृतिः स्वर्णस्तेयसमे उमे ॥४६॥ गुरुस्त्रीगमन तुर्यं महापातकमुच्यते । मुख्यो गुरु पिता तत्स्त्री सपत्नजननी मता ॥४७॥ चातुर्वर्ण्योऽपि पुरुष. सकृत्तां यदि गच्छति । तन्महापातक तस्य प्रायश्चित्तमिदं चरेत् ॥४८॥ मुण्डयित्वा लोमकेशान् घृताभ्यक्तो दिगम्बर. । तप्तायां लोहशय्यायां सूर्मीमालिङ्ग्य चायसीम् ॥४९॥ अग्नितप्तामग्निवर्णामभिभाष्य स्वकर्म च । स्वपेन्मृतो विशुध्येद्धि तत. कुत्सितकर्मकृत् ॥५०॥ अथवा वृषणौ छित्त्वा सलिङ्गौ स्वेन पाणिना । धृत्वा व्रजेन्नैर्ऋतार्शां पृष्ठतोऽनवलोकयन् ॥५१॥ कुड्यादिभिर्नान्तरित वर्त्म यावदजिह्मग । तिष्ठेत्तत्त्र तत्रैव

દાસ અશ્વ ગાય ભૂમિ કે રત્ન હોય તેમાથી એકનુ અપહરણ કરવુ અને જે કોઇની પણ થાપણ (સુવર્ણ થકી બીજી) ઓળવવી, તે આ સુવર્ણ સ્તેયસમ પાપ કહ્યુ છે મહાપાપસમ પાતકમા મહાપાપપ્રાયશ્ચિત્તનુ અર્ધ પ્રાયશ્ચિત્તાચરણ પ્રથમ કહી ગયા છે ॥૪૬॥

ગુરૂસ્ત્રીગમન નામનુ ચોથુ મહાપાપ કહ્યુ છે આ પ્રકરણમા ગુરૂ શબ્દથી મુખ્ય પિતા કહેવા ઇચ્છયો છે તેની સ્ત્રી જે સપત્નજનની (અપરમાતા સાવકી) તે ગુરૂસ્ત્રી માની છે ॥૪૭॥ ચારેય વર્ણમા જે કોઈ પુરૂષ ઉક્ત ગુરૂભાર્યાને એકવાર જો પામે છે (તેના અગસગને કરે છે) તે મહાપાતક કહેવાય, તેનુ આ પ્રાયશ્ચિત્ત કરે ॥૪૮॥ આવા કુત્સિત કર્મને કરનારો પુરૂષ લોમકેશોને (સર્વ અગને) મુંડાવીને, સર્વ શરીરમા ઘૃત ચોપડીને દિગબર–નગ્ન થઈ પોતાનો દોષ સર્વને પ્રખ્યાપન કરવાપૂર્વક અગ્નિથી બહુ તપાવેલી લોહમયી શય્યામા અગ્નિથી પ્રતાવેલી લાલચોળ લોહમયી પ્રતિમાને આલિંગીને સુઇ જતા મરણ પામે તે દેહાતપ્રાયશ્ચિત્તથી વિશુદ્ધ થાય છે ॥૪૯-૫૦॥ અથવા પોતેજ લિંગસહિત પોતાના વૃષણને છરાથી છેદીને, છેદેલા તેને હાથમા લઇને નૈર્ઋત દિશામા પૃષ્ઠ પ્રદેશને ન જોતો થકોજ જાય અકુટિલ ગતિવાળો (સીધો ચાલનારો) થઇ જ્યાસુધી ભિત્તિ વાડ આદિકવડે નહિ અતરાએલો માર્ગ આવે તેટલા દેશમા જઇને ભિત્તિ વાડ આદિકવડે જવાનો માર્ગ અતરાતા તેજ ભિત્તિ

मरणान्तं ततः शुचिः ॥५२॥ द्वादशाब्दं व्रतं कुर्यादथवा पूर्ववत्करे। लिङ्गचिह्नं ध्वजं कृत्वा पूर्णे काले विशुद्ध्यति ॥५३॥ अत्राशक्तस्य पुंसस्तु प्रायश्चित्तं पराशरः। मुनीन्द्रः स्वल्पमप्याह देशकालानुसारतः ॥५४॥ संवत्सरं चरेत्कृच्छ्रं प्राजापत्यमथापि वा। चान्द्रायणं चरेद्वापि त्रीन्मासान्नियतेन्द्रियः ॥५५॥ मातृष्वसा पितृष्वसा पितृव्यस्त्री च मातुली। आचार्यस्त्री मित्रपत्नी सगोत्रा व्रतचारिणी ॥५६॥ श्वश्रूः प्रव्रजिता राज्ञी शिष्यस्त्र्याचार्यपुत्र्यपि। स्वसुः सखी पुष्पिणी च निक्षिप्ता शरणागता ॥५७॥ ब्राह्मणस्त्री कुमारी च धात्री चान्नप्रदायिनी। आसामन्यतमां गच्छन् गुरुतल्पग उच्यते ॥५८॥ लिङ्गस्योत्कर्तनं कार्यं व्रतं तु नवचार्पिकम्। पुंसा-

વિગેરેથી અતરાએલા દેશમાં મરણપર્યંત રહે. ત્યાં મરણ પામવાથી તે પાપથકી શુદ્ધ થાય છે ॥૫૧-૫૨॥ અથવા હાથમાં લિંગના ચિહ્નવાળા ધ્વજને ધારીને બ્રહ્મહત્યાપ્રાયશ્ચિત્તની પેઠે દ્વાદશવાર્ષિક વ્રત કરે. દ્વાદશ વર્ષ પરિપૂર્ણ થતાં વિશુદ્ધ થાય ॥૫૩॥ પરાશરમહર્ષિએ દેશકાળની પર્યાલોચના કરી તેમજ જનોની અશક્તિનો વિચાર કરીને આ ગુરૂસ્ત્રીગમન પાપમાં લઘુ પ્રાયશ્ચિત્ત કહ્યું છે. (તે કહે છે) કૃચ્છ્ર નામનું વ્રત અથવા પ્રાજાપત્ય વ્રતને સંવત્સરપર્યંત કરે. અથવા જીતેન્દ્રિય થઇ ચાંદ્રાયણ વ્રતને ત્રણ માસપર્યંત કરે ॥૫૪-૫૫॥

હવે ગુરૂસ્ત્રીગમનસમાન પાતકને કહેછે–માશી, ફોઇ, કાકી, મામી, આચાર્યપત્ની, મિત્રપત્ની, સગોત્રા સ્ત્રી, ચાંદ્રાયણાદિ વ્રતને કરનારી, સાસુ, સન્યાસિની, રાણી, શિષ્યભાર્યા, આચાર્યપુત્રી, બ્હેનની સખી, રજસ્વળા, પરદેશગમનાદિ સમયે આવતા સુધી કોઇએ પોતાને ઘેર સ્થાપણ તરીકે મુકેલી, પોતાને શરણે આવેલી, બ્રાહ્મણભાર્યા, કુમારી–ઉત્તમ જાતિની કન્યા, ધાત્રી, (માતાથકી વ્યતિરિક્ત સ્તનપાનાદિકવડે પોષણ કરનારી ઉપમાતા) પોતાનું અન્નપ્રદાનથી પોષણ કરનારી, આ સ્ત્રીઓને મધ્યે જો એકને વિષે ગમન કરે (અંગસંગને કરે) તો તે ગુરૂસ્ત્રીગમનસમાન પાતક કહ્યું છે ॥૫૬-૫૮॥ આ પાપ જો બુદ્ધિપૂર્વક કર્યું હોય તો લિંગમાત્રનું ઉચ્છેદન

ऽनेनाग्नानतश्चेद्व्रतं षड्वार्षिकं तदा ॥५९॥ जननीं भगिनीं पुत्रीं स्नुषां गच्छति चेन्नरः । अतिपापमिदं तस्य निष्कृतिर्वह्निवेशनम् ॥६०॥ महापातकिसंसर्गो जायते यस्य वत्सरम् । भोजनासनशय्याद्यैः स महापातकी भवेत् ॥६१॥ यत्पापिनोऽस्य संसर्गस्तस्य यद्व्रतमीरितम् । तद्द्वादशाब्दं कुर्वीत ततः कालेन शुद्ध्यति ॥६२॥ संसर्गदोषः सर्वत्र पातकेष्ववगम्यताम् । पापकर्त्रुदितं कुर्यादपि तत्सङ्गभागतम् ॥६३॥ पापिसंसर्गिसंसर्गी पादोनं तद्व्रतं चरेत् । एतत्क्रमेण बोद्धव्यं तारतम्यं च सद्भिषु ॥६४॥ व्रतं जपादिसाध्यं वै नैमि-

પ્રાયશ્ચિત્ત કરવું. અથવા નવવાર્ષિક કૃચ્છ્રવ્રતાચરણ પ્રાયશ્ચિત્ત કરવું અબુદ્ધિપૂર્વક આ પાપ કર્યું હોય તો ષટ્ વાર્ષિક તે વ્રત પ્રાયશ્ચિત્ત કરવું ॥૫૯॥

પોતાની માતા બ્હેન પુત્રી અને પુત્રવધૂને જે નર પામે છે તો તે આ અતિપાપ કહ્યું છે. આ અતિપાપનું અગ્નિપ્રવેશથકી બીજું પ્રાયશ્ચિત્ત નથી, આજ એક પ્રાયશ્ચિત્ત છે ॥૬૦॥

હવે પાચમા મહાપાપને કહે છે–જે જન મહાપાતકીની સાથે એક વર્ષપર્યંત જમવું સુવું બેસવું અડવું બોલવું આદિકવડે સંસર્ગને કરેછે તે આ પાંચમો મહાપાતકી થાય. જે મહાપાતકીનો સંસર્ગ થાય તેને જે વ્રત કરવાનું કહ્યું છે તે વ્રત બાર વર્ષપર્યંત તેનો સંસર્ગીપણ કરે. (બ્રહ્મઘ્નનો જો સંગ થાય તો બ્રહ્મહત્યાપ્રાયશ્ચિત્ત અને સુરાપનો જો સંસર્ગ થાય તો સુરાપાનપ્રાયશ્ચિત્ત કરવું, એવો સર્વત્ર ક્રમ જાણવો) ઉક્ત કાળ પરિપૂર્ણ થતાં શુદ્ધ થાય છે ॥૬૧-૬૨॥ સર્વત્ર પાતકોમાં સસર્ગદોષ સમજવો પાપકર્તાને જે પ્રાયશ્ચિત્ત કહ્યું છે તેનેજ તેનો સગીપણ કરે ॥૬૩॥ જે સાક્ષાત્ પાપિસસર્ગી ન હોય કિંતુ તેના સંસર્ગિનો સસર્ગી હોય તે વિહિત પ્રાયશ્ચિત્તવ્રતને એક પાદ ન્યૂન કરે. આ ક્રમથી પરંપરા સસર્ગિમા તારતમ્યપણું (પાપનું તથા વ્રતનું ન્યૂનાધિકપણું) જાણવું ॥૬૪॥ અહીં દ્વાદશવાર્ષિક આદિક જે નૈમિત્તિક વ્રત કહ્યું તે યથાશક્તિ ગાયત્રીઆદિક મન્ત્રોના જપે સહિત જો કરવામાં આવે તોજ સિદ્ધિ આપનારૂં કહ્યું છે તેતો અધિકારી હોવાથી વેદવિદ્યાને ભણેલા ત્રૈવર્ણિકોએજ કરી શકાય એમ

त्तिकमिहोच्यते । द्वादशाब्दादिकं तत्तु विद्यावद्भिर्द्विजातिभिः ॥६५॥ कर्तुं शक्यं ततः स्त्रीभिरविद्यैः पुरुषैरपि । विष्णुनाम चतुर्थ्यन्तं नमोन्तं मन्त्र उच्यताम् ॥६६॥ शूद्रोऽधिकारहीनोऽपि कालेनानेन शुद्ध्यति । दानोपवासगोविप्रशुश्रूषाभिरपि ध्रुवम् ॥६७॥ सङ्क्षेप उक्तोऽयमुदारबुद्धे ! मया महापातकनिष्कृतादेः । मिताक्षरादेर्भवताऽवगम्यः सविस्तरोऽन्योऽस्य विधिस्तु सर्वैः ॥६८॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे पञ्चमप्रकरणे धर्मोपदेशे प्रायश्चित्तविधौ महापातकातिपातकप्रायश्चित्तनिरूपणनामा चतुश्चत्वारिंशोऽध्यायः॥४४॥

श्रीनारायणमुनिरुवाच—मासं चान्द्रायणेनैव पयःपानेन वा द्विज ! । उपपातकशुद्धिः स्यादिति सामान्यनिर्णयः ॥१॥ उपपापानि गोहत्या

છે. માટે સ્ત્રીઓએ અને વિદ્યાવિહીન ત્રૈવર્ણિકજનોએ પણ 'श्रीकृष्णाय नमः श्रीनारायणाय नमः' ઇત્યાદિ નામમંત્રનો જપ કરવો ॥૬૫-૬૬॥ વૈદિક મંત્રમાં અધિકારે રહિત એવો પણ શૂદ્ર ભગવન્નામમંત્રજપપૂર્વક દ્વાદશવાર્ષિક આદિક કાળથી સંપાદેલા વ્રતવડે તથા દાન ઉપવાસ ગોવિપ્રશુશ્રૂષાવડે પણ નિશ્ચે શુદ્ધ થાય છે ॥૬૭॥ હે વિપ્રવર! મહાપાતકાદિકના પ્રાયશ્ચિતનો પ્રકાર સંક્ષેપમાં મેં નિરૂપણ કર્યો. આનો વિસ્તારતો મિતાક્ષરા વ્યાખ્યાએ સહિત યાજ્ઞવલ્કય આદિક સ્મૃતિઓથકી તમારે જાણવો ॥૬૮॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...પંચમપ્રકરણે ધર્મોપદેશે પ્રાયશ્ચિત્તવિધૌ મહાપાતકાતિપાતકપ્રાયશ્ચિત્તનિરૂપણનામા ચતુશ્ચત્વારિંશોઽધ્યાયઃ ॥૪૪॥

## [1]અધ્યાય ૪૫ મો.

શ્રીનારાયણમુનિ કહેછે—હે દ્વિજ! માસપર્યંત ચાંદ્રાયણના અનુષ્ઠાનથી અથવા માસપર્યંત બે પળ પરિમિત પયોમાત્રપાનથી ઉપપાતકની શુદ્ધિ થાય, આવોજ સામાન્ય નિર્ણય છે (પાંચ ગુંજા (ચણોઠી-રતિ)નો એક માષ, તેવા સોળ માષનો એક કર્ષ, તેવા ચાર કર્ષનો એક પળ કહ્યો છે. લગભગ ચાર તોલા પરિમિત થાય) ॥૧॥ ઉપપાતકો આ છે-ગોહત્યા,

૧ આ અધ્યાયમા ઉપપાપોના પ્રાયશ્ચિત્તવિધિનું નિરૂપણ કર્યુ છે.

व्रात्यता स्तेनकर्म च । अपण्यविक्रयः पारिवित्त्यं च परिवेदनम् ॥२॥ भृतकाध्यापितत्वं च भृतकाध्यापनं तथा । पारदार्यं स्त्र्यादिवधो नास्तिक्यमवकीर्णिता ॥३ तडागादेर्विक्रयश्च हीनयोनिनिषेवणम् । ऋणानपाक्रियादीनि सन्ति तन्निष्कृतिं ब्रुवे ॥४॥ अज्ञाना दुर्बलां वृद्धां गां हन्याद्यदि वाडवः । लकुटेनाश्मना वापि सा म्रियेत च तर्हि सः ॥५॥ मासमेकं निराहारः पञ्चगव्याशनो यमी । ब्रह्मचर्यव्रती नित्यं गोसेवातत्परो भवेत् ॥६॥ स्नायात्रिषवणं धीरोऽनुव्रजेद्वनगां च गाम् । निरुपानद्यत्र यत्र सा गच्छेत्तामवारयन् ॥७॥ तिष्ठेत्स्थितायां तस्यां च चलितायां चलेदथ । निषण्णायां निषीदेत्स सहेतोष्णहिमानिलान् ॥८॥ सायं गोष्ठे तत्समीपे शयीतानास्तृते व्रती । एवं प्रतिदिनं कुर्यान्मासं स नियतेन्द्रियः ॥९॥ चौरव्याघ्रा-

व्रात्यता, चौर्य, अपण्य फळ पुष्पादिकनो विक्रय, पारिवित्त, परिवेदन, भृतकाध्यापितत्व, भृतकाध्यापन, पारदार्य, स्त्रियादिकनो वध, नास्तिकय, अवकीर्णिता, तडागादिकनो विक्रय, हीनयोनिनिषेवण, ऋणानपाकरण, इत्यादि कह्यां छे. तेमनां सविशेष कहेलां प्रायश्चित्तो हवे कहुं छुं तेने सावधताथी सांभळो ॥२-४॥ तेमां प्रथम गोहत्यानु प्रायश्चित्त कहुंछुं—अजाणथी दुर्बळ वृद्ध गायने जो विप्र लाकडीथी के पथ्थरथी प्रहार करता जो ते मरी जाय तो ते विप्र एक मास निराहार थइ, पंचगव्यनुं पान करनारो व्रतनियमयुक्त ब्रह्मचर्यव्रतनिष्ठ थई नित्य गोसेवामां तत्पर थाय ॥५-६॥ सेवानो प्रकार आ छे–गोघातक विप्र धैर्ययुक्त थई त्रण वखत स्नान करतोथको वनमा चरवा विचरती गायनी पाछळ स्वय पगरखां पहेर्या विनाज जाय. गाय जे जे कटकादि दुर्गम प्रदेशादिकमां जाय तेने न निवारण करतो थको पाछळ जाय. गाय उभी रहेतां उभो रहे, गाय चालता चाले, गाय बेसतां स्वयं बेसे. हिम वायु आतपने सहन करे. व्रती सायकाळे गोशाळामां तेणीनी पासेज आस्तरणे वर्जित पृथ्वी उपर सुई रहे. आ रीते एक मास प्रतिदिन जीतेन्द्रिय थई गायनी परिचर्या करे ॥७-९॥ चोर व्याघ्र आदिक आपत्ति थकी गायने पोताना प्राणार्पणथी

दिभीतां गामातुरां च गदैरपि । पतितां पङ्कलग्नां वा प्राणैरपि विमोक्षयेत् ॥१०॥ आत्मनो यदि वान्येषां गृहे क्षेत्रे खलेऽथवा । भक्षयन्तीं न कथयेत्पिबन्तमपि वत्सकम् ॥११॥ मासान्ते पात्रविप्राय धेनुं दद्याद्यथाविधि । हेमशृङ्गीं रूप्यखुरां सवत्सां कांस्यदोहनाम् ॥१२ ताम्रपृष्ठां सुशीलां च सवस्त्रां रत्नलोचनाम् । मूल्यक्रीतां तथा गृष्टिं सुरूपां च पयस्विनीम् ॥१३॥ ततश्च दक्षिणां दद्याद्वित्तशाठ्यविवर्जितः । तर्पयित्वा ततो विप्रान् शुचिः स्यात्तदनुज्ञया ॥१४॥ श्रोत्रियस्य गुणवतीं यदि गां हन्ति हेतिना । तदा वर्षत्रयं कुर्याद्व्रतमेतत्तु भैक्षभुक् ॥१५॥ आर्द्रं हताया गोश्चर्म प्रावृत्य ख्यापयन्स्वकम् । दुष्कर्म च ततः शुद्ध्येत्काले पूर्णे स गोवधात् ॥१६॥ अस्थिभङ्गं गवां कृत्वा लाङ्गूलच्छेदनं च वा ।

---

પણ મુકાવે તથા કાદવમાં ખુતી ગએલી કે ખાડા આદિકમાં પડી ગએલી ગાયને તે થકી મુકાવે. રોગાતુર ગાયને ઔષધાદિકના દાનથી તેથકી મુકાવે ॥૧૦॥ પોતાના અથવા પરના ઘરમાં કે ખેતરમાં કે ખળામાં ખાતી ગાયને નિવારણ કરે નહિ. વત્સ ધાવી જતો હોય તે પણ તેના ધણીને નિવેદન કરે નહિ ॥૧૧॥ આ રીતે એકમાસ વ્રત કરીને માસને અંતે પાત્ર વિપ્રને સુવર્ણથી સમલંકૃત શીગડાંવાળી, રૂપાથી અલંકૃત ખરીયોવાળી, રત્નથી અલંકૃત નેત્રપ્રાંતવાળી, તામ્રથી સ્વલંકૃત પૃષ્ટભાગવાળી, સ્રીને ઉચિત વસ્ત્રે સહિત, એકવાર પ્રસવવાળી, બહુ દુધવાળી, સારા રૂપવાળી, સારા સ્વભાવવાળી, મૂલ્ય આપીને લીધેલી, કાંસાના દોહનપાત્રે સહિત, આવી ગાયનું યથાવિધિ દાન કરે ॥૧૨–૧૩॥ ગોદાન કર્યા પછી દક્ષિણા સંપૂર્ણ આપે, વિત્ત હોય તો સંકોચ ન કરે. પછી મિષ્ટાન્નવડે બ્રાહ્મણોને ભોજન કરાવીને તૃપ્ત થએલા તેમની આજ્ઞાથી તે પાપથકી શુદ્ધ થાય ॥૧૪॥ શ્રોત્રિય વિપ્રની ગુણવાળી ગાયને શસ્ત્રથી જો હણે છે તો ભિક્ષા માગી ખાતો થકો પોતે હણેલી ગાયનું ભીનું ચર્મ ઓઢીને પોતાનો દોષ પોતાને મુખે સર્વની આગળ પ્રખ્યાપન કરતો થકો તે આ ગોવ્રતને ત્રણ વર્ષપર્યંત કરે. ત્રણ વર્ષને અંતે વ્રત પરિપૂર્ણ થતાં ગોવધથકી વિમુક્ત

पाटनं दन्तशृङ्गाणां मासार्धं तु व्रतं चरेत् ॥१७॥ विद्युत्पाताग्नि दाहाभ्यां कुड्यपातादिभिस्तथा । गोभिर्विपत्ति प्राप्ताभिर्न दोषो विद्यते नृणाम् ॥१८॥ प्रायश्चित्तमिदं ज्ञेयं पूर्णमेव द्विजस्य तु । पादोनं क्षत्रियस्यार्धं तदर्धं चान्ययो क्रमात् ॥१९॥ संस्काररहितो विप्रो व्रात्य इत्युच्यते स चेत् । गौणे कालेऽपि नो कुर्यात् संस्कार तर्हि शुद्धये ॥२०॥ वर्तेत यावकेन द्वौ मासौ मासं पयोव्रती । आमिक्षाशी भवेत्पक्षमष्टारात्रं घृताशन· ॥२१॥ अयाचितेन षड्रात्र वर्तेताद्भिर्दिनत्रयम् । अहोरात्रं चोपवसेत्संस्कारेण तत· शुचि

વિશુદ્ધ થાય છે ॥૧૫-૧૬॥ ગાયના પુછનુ છેદન કરે કે હાડકાને ભાગી નાખે કે દાતને કે શીંગડાને ઉપાડી ભાગી નાખે તો અર્ધો માસ વ્રત કરે આ વિષયમા વ્રતભેદ અન્ય સ્મૃતિમા કહ્યો છે–'अस्थिभङ्ग गवां कृत्वा लाङ्गूलच्छेदन तथा । पातन चैव शृङ्गस्य मासार्धं यावक पिबेत् ॥' ઇતિ ॥૧૭॥ વિજળીપાત ભિત્તિપાત અગ્નિદાહ આદિક દૈવપ્રકોપથી જો ગાયો મરણ પામે તો એમા મનુષ્યોને દોષપ્રસગ નથી ॥૧૮॥ આ ગોવધમા વિપ્રતો આ પ્રાયશ્ચિત્ત પૂર્ણજ કરે, ક્ષત્રિય એકપાદ ન્યૂન કરે, વૈશ્ય અર્ધુ કરે અને શૂદ્ર એક પાદ કરે ॥૧૯॥

હવે વ્રાત્યતા નામના ઉપપાપનુ તેનુ લક્ષણ કહેવાપૂર્વક પ્રાયશ્ચિત્ત કહે છે–જે વિપ્ર વિહિત મુખ્ય કે ગૌણ કાળમા ઉપનયન સસ્કારે રહિત હોય તે વ્રાત્ય કહ્યો છે, તે વિપ્ર વ્રાત્યતાદોષના નિવારણ માટે પ્રાયશ્ચિત્તને આચરે ॥૨૦॥ પ્રાયશ્ચિત્તનો પ્રકાર આ છે–બે માસ જવના સાથવામા ત્રનુજ ભક્ષણ કરનારો થાય, તે પછી એક માસ દુગ્ધમાત્રને પાન કરનારો થાય, તે પછી એક પક્ષ આમિક્ષાનુ ભક્ષણ કરનારો થાય, (ઉકાળેલા ઉના દુધમા દહી મેળવેલુ તે આમિક્ષા કહી છે) તે પછી આઠ દિવસ ઘૃતમાનને ખાનારો થાય, તે પછી છ દિવસ યાચના વિના મળેલાથીજ નિર્વાહ કરનારો થાય, તે પછી ત્રણ દિવસ જળમાત્રને પાન કરનારો થાય, તે પછી અહોરાત્ર ઉપવાસ કરે, તે પછી યથાવિધિ ઉપનયનસસ્કાર કરવાથી તે વિશુદ્ધ થાય છે, આ વસિષ્ઠે કહેલુ ઉદ્દાલકવ્રત જાણવુ ॥૨૧-૨૨॥

॥२२॥ पातकं स्तेयमस्त्यन्यत्तत्र विप्रगृहाद्यदि। विप्रो हरति धान्यं वा हेमाद्यन्यद्धनं तदा ॥२३॥ कृच्छ्रव्रतानि कुर्वीत शुचिर्नियमतत्परः। एकाब्दं स ततः शुद्ध्येद्ब्रह्मचर्यं च पालयन् ॥२४॥ क्षत्रविट्शूद्रगेहेभ्यो हरेत्तु यदि वा द्विज। विप्रार्दर्धं तदर्धं च तदर्धं च व्रतं चरेत् ॥२५॥ रत्नधातुधान्यपशुतृणकाष्ठादि यो हरेत्। प्रायश्चित्तं तत्र कल्प्यं तत्तन्मूल्यानुसारतः ॥२६॥ सकृद्भोजनपर्याप्तधान्येन सममूल्यकम्। द्रव्यं हृत्वा तूपवसेत्पञ्चगव्याशनः शुचिः ॥२७॥ एकाहोरात्रमथ चेत्पूर्वस्माद्द्विगुणं हृतम्। तदा दिनद्वयं कुर्यादुपवासं ततः शुचि ॥२८॥ एतत्क्रमेण बोद्धव्यं यथा स्तेय तथा व्रतम्। आदौ तत्स्वामिने दद्याद्धृतं पश्चाद्व्रतं चरेत् ॥२९॥ नैरन्तर्येण

મહાપાતક સુવર્ણચૌર્યથકી જે બીજુ ઉપપાપરૂપ ચૌર્ય છે તેમા પ્રાયશ્ચિત્ત કહું છુ વિપ્ર વિપ્રના ગૃહથકી ધાન્યને અથવા સુવર્ણતત્સમ થકી વ્યતિરિક્ત યત્કિંચિત ધનને જે અપહરે તો શુદ્ધ થઇ બ્રહ્મચર્યાદિ નિયમોમા તત્પર થઈ એક વર્ષપર્યંત કૃચ્છ્રવ્રતોને કરે તેમ કરવાથી તે શુદ્ધ થાય ॥૨૩-૨૪॥ જે વિપ્ર ક્ષત્રિયના ગૃહથકી ધાન્યાદિકને ચોરે તો વિપ્રવિત્તહરણમા કહેલા પ્રાયશ્ચિત્તથકી અર્ધ (છ માસ સુધી) પ્રાયશ્ચિત્તને આચરે જે વૈશ્યના ઘરથકી ચોરે તો તેથકી અર્ધ (ત્રણમાસ) પ્રાયશ્ચિત્ત વ્રતને કરે જે શૂદ્રના ગૃહથકી ચોરે તો તે થકી અર્ધ (દોઢમાસ) પ્રાયશ્ચિત્ત વ્રતને આચરે ॥૨૫॥ જે જન રત્ન, રજતાદિ ધાતુ, વ્રીહ્યાદિ ધાન્ય, ગવાદિ પશુઓ, ઘાસાદિ તૃણો, કાષ્ઠો અને ફળમૂળાદિકને અપહરે તો તેમા તેના તેના મૂલ્યને અનુસારે પ્રાયશ્ચિત્ત કલ્પવુ ॥૨૬॥ જે એકવાર ભોજન થાય એટલા ધાન્યને ચોરે તો તેને સમમૂલ્યવાળુ દ્રવ્ય તેના ધણીને પાછુ આપીને એક દિન ઉપવાસ કરીને પંચગવ્યનુ પાન કરવાથી વિશુદ્ધ થાય ॥૨૭॥ એક અહોરાત્રપર્યાપ્ત ધાન્યની ચોરીમા તો દ્વિગુણ મૂલ્યવાળુ દ્રવ્ય તેના ધણીને આપીને બે દિવસ ઉપવાસ કરે. તેથી તે શુદ્ધ થાય ॥૨૮॥ આ અનુક્રમથી તેતે ચોરીમા ચોરેલા પદાર્થને અનુસારે પ્રાયશ્ચિત્ત જાણવુ સર્વત્ર ચોરીમા પ્રાયશ્ચિત્તના અનુષ્ઠાન પહેલા

कुर्वीत यथाशक्ति पुनः पुनः । कृच्छ्रव्रतानि यावत्स्यात्प्रायश्चित्तदिनावधिः ॥३०॥ यो यस्यापहरेद्भूमिं हेम गामश्वमेव वा । स तं यत्नात्प्रसाद्यापि तदुक्तः शुद्धिमाप्नुयात् ॥३१॥ आख्याय भूपतिं वापि तेन संशोधितः शुचिः । द्रव्यदण्डाद्विमुक्तो वा तपसा वा शुचिर्भवेत् ॥३२॥ विक्रीणीत यदा विप्रोऽपण्यं पक्वान्नमेव च । गुडं तिलं पुष्पफलं सौम्यकृच्छ्रं तदाचरेत् ॥३३॥ लाक्षालवणतैलानि पयोदधिघृतानि च । विक्रीत्वा चर्म वासश्च द्विजश्चान्द्रायणं चरेत् ॥३४॥ अथो मनःशिलाशुक्तिगुग्गुल्वञ्जनगैरिकान् । हिङ्गूर्णाधेनुश्रृङ्गाश्मशस्त्रास्थिनखरान् गृहम् ॥३५॥ मणिमुक्ताप्रवालांश्च वेणुवैणवमृन्मयान् । विक्रीत्वा च भुवं विप्रस्तत्तत्कृच्छ्रं व्रतं चरेत्

ચોરેલુ દ્રવ્ય કે તેને સમ દ્રવ્ય તેના સ્વામિને સમર્પીને પછી વ્રત કરે ॥૨૯॥ જેટલા દિવસ કૃચ્છ્રવ્રતો ચોરીના પ્રાયશ્ચિત્તપણે કહ્યા હોય તેટલા દિવસો અવિચ્છેદથી તે વ્રતો યથાશક્તિ કરવા પણ દિવસના વ્યવધાનથી નહિ ॥૩૦॥ ભૂમિ સુવર્ણ ગાય કે અશ્વને પ્રમાદથી અપહરીને, તત્ક્ષણ અનુતાપ પામી તેના ધણીને તે પાછુ આપી દઇને તેને પ્રયત્નથી પ્રસન્ન કરી તે ધણીએ 'તું શુદ્ધ છુ' એમ જો અનુગ્રહ કર્યો હોય તો પ્રાયશ્ચિત્તના અનુષ્ઠાન વિના તેટલામાત્રથીજ તે હરનારો તે પાપથકી વિશુદ્ધ થાય છે ॥૩૧॥ અથવા ભૂપતિને તત્કાળ 'મેં આનુ આટલુ અજ્ઞાનથી ચોર્યું છે' એમ નિવેદન કરતા તે રાજાએ દ્રવ્યદંડ પમાડતા વિશુદ્ધ થાય છે. અથવા રાજાએ દ્રવ્યદંડ કર્યા વિનાજ દયાથી છોડી મુકતા સ્વય કરેલા તપથી વિશુદ્ધ થાય છે ॥૩૨॥

હવે અપણ્યવિક્રય નામના ઉપપાપનું પ્રાયશ્ચિત્ત કહેછે—જો વિપ્ર ન વેચવા યોગ્ય પક્વ અન્ન (પકવાન્નનો વિક્રય પ્રતિષિદ્ધ છે) ને વેચે અથવા ગોળ તેલ પુષ્પ ફળ મૂળને વેચે તો તે સૌમ્યકૃચ્છ્ર પ્રાયશ્ચિત્તને કરે ॥૩૩॥ લાખ લવણ તૈલ દુધ દહી ઘૃત ચર્મ અને વસ્ત્રને જો વિપ્ર વેચે તો ચાંદ્રાયણવ્રતને આચરે (ચકારથી મધ છાસ ચંદનાદિ લેવુ) ॥૩૪॥ તથા મનસલ, છીંપ, ગુગ્ગુળ, અજન, ગૈરિક નામનો ધાતુવિશેષ, હીંગ, કામળી, ધેનુ, શીંગડા, પાષાણ, શસ્ત્ર, ગજાદિકના અસ્થિ, નખ, ઘર,

॥३६॥सोदरे तिष्ठति ज्येष्ठेऽनुजस्य त्र्यग्निसङ्ग्रहः। परिवेदनमित्युक्तं परिवेत्ता च सोऽनुजः ॥३७॥ कनीयसि तथाभूते ज्येष्ठस्य त्र्यग्निसङ्ग्रहः। पारिवित्त्यं स तु ज्येष्ठः परिवित्तिरिहोदितः ॥३८॥ तावुभौ वत्सरं विप्रगेहेषु कृतभैक्षकौ । प्राजापत्येन कृच्छ्रेण ततः शुद्धिमवाप्नुतः ॥३९॥ पणं कृत्वा पाठयति यो यः पठति तावुभौ । ब्राह्मीं सुवर्चलां पीत्वा सार्धमासं च शुध्यतः ॥४०॥ पारदार्ये तु विप्रासु विज्ञेयं गुरुतल्पवत् । कामतो ब्राह्मणो विप्रां यदीपद्व्यभिचारि-

મણિ, મુક્તાફળ, પ્રવાળ, વેણુ, વૈણવ-વેણુથી બનાવેલા પાત્રો, મૃત્તિકામય ઘટ કોઠી વિગેરે અને ભૂમિને વિપ્ર જો વેચે તો તપ્તકૃચ્છ્રવ્રતને કરે ॥૩૫-૩૬॥

હવે પરિવેદનપારિવિત્ત્ય નામના ઉપપાપનું તેનુ લક્ષણ કહેવાપૂર્વક પ્રાયશ્ચિત્ત કહે છે-મોટો સહોદર દારસંગ્રહ અગ્નિસંગ્રહે રહિત હોતાં નાના સહોદરે કરેલુ જે દારાગ્નિસંગ્રહણ તે **પરિવેદન** કહેવાય છે અને તે નાનો ભાઈ **પરિવેત્તા** કહેવાય છે તેમજ કનિષ્ઠભ્રાતા દારાગ્નિસંગ્રહે સહિત હોતાં પછીથી મોટા ભાઇએ કરેલું જે દારાગ્નિસંગ્રહણ તે **પારિવિત્ત્ય** કહેવાય છે અને તે મોટો ભાઇ **પરિવિત્તિ** કહેવાય છે. તે આ પરિવેત્તા પરિવિત્તિ બન્ને પોતપોતાના દોષના નિવારણમાટે એક વર્ષપર્યંત વિપ્રગૃહોમાં ભિક્ષાને કરતા થકા પ્રાજાપત્ય કૃચ્છ્રવ્રતને આચરે, તેથી તે બન્ને તે દોષથકી શુદ્ધ થાય છે ॥૩૭-૩૯॥

હવે ભૃતકાધ્યયન ભૃતકાધ્યાપન નામના ઉપપાપનું તેનું લક્ષણ કહેવાપૂર્વક પ્રાયશ્ચિત્ત કહે છે-'આ વિદ્યાને આટલા મૂલ્યથી ભણાવીશ' એમ પણનિયમ કરીને જે ગુરૂ ભણાવે છે અને 'આ વિદ્યા ભણાવો તો આટલુ એનું મૂલ્ય આપીશ' એમ પણપ્રતિજ્ઞા પ્રથમ કરીને જે શિષ્ય ભણે છે તે બન્ને જણાઓ દોઢ માસપર્યંત બ્રાહ્મી સુવર્ચલાના દુધ સાથેના પાનથી તે પાપથકી શુદ્ધ થાય છે ॥૪૦॥

હવે પારદાર્ય નામના ઉપપાપનું પ્રાયશ્ચિત્ત કહે છે-ક્ષત્રિય કે વૈશ્ય જો વિપ્રપત્નીને પામે તો તે આ પારાદાર્યમાં તેણે ગુરુસ્ત્રીગમનમાજ જેમ એમ પ્રાયશ્ચિત્ત કરવું. જો બ્રાહ્મણ કિંચિત્ વ્યભિચારિણી (કદાચિત્ પરપુરુષ

णीम् ॥४१॥ गच्छेत्त्रैवार्षिकं कुर्याद्व्रतं तु ब्रह्मचर्ययुक् । विप्रश्च क्षत्रियां गत्वा व्रतं द्वैवार्षिकं चरेत् ॥४२॥ तपश्चर्या व्रते मुख्या ज्ञेया सर्वत्र सत्तम ! । तपोनिश्चयसंयुक्तं प्रायश्चित्तं यतो मतम् ॥४३॥ सकृद्गमेऽपि चेद्गर्भो जायते तर्हि तु व्रतम् । कर्तव्यं द्विगुणं सर्वैः सर्वत्राघप्रशान्तये ॥४४॥ वैश्यां गत्वा ब्राह्मणस्तु व्रतमब्दं समाचरेत् । सगोत्रादिषु सर्वेषां पापं तु गुरुतल्पवत् ॥४५॥ शूद्रीं गच्छन्सकृद्विप्रो व्रतं षाण्मासिकं चरेत् । तस्यां गर्भोद्भवे कुर्याद्व्रतं त्रैवार्षिकं तु सः ॥४६॥ क्षत्रियः क्षत्रियां वैश्यां शूद्रीं गच्छन्

સાથે સંસર્ગને પામેલી ) વિપ્રવનિતાને બુદ્ધિપૂર્વક પામે તો બ્રહ્મચર્યવ્રત-પાલનપર થઈને ત્રિવર્ષસાધ્ય વ્રતને પૂર્વોક્ત રીતિએ કરે. વિપ્ર ક્ષત્રિયાણીને પામે તો બે વર્ષસાધ્ય વ્રતને કરે. યદ્યપિ આ પાપમાં લઘુ પ્રાયશ્ચિત્ત 'ब्राह्मणो ब्राह्मणीं गच्छेदकामां यदि कामतः । कृच्छ्रं चान्द्रायणं कुर्यादर्धमेव प्रमादतः' આ સ્મૃતિએ કહ્યું છે તે આ અનભ્યાસવિષયવાળું કિંવા ભ્રાંતિકાર્ય વિષયવાળું જાણવું ॥૪૧-૪૨॥ હે સત્તમ ! સર્વત્ર પ્રાયશ્ચિત્તવ્રતમાં તપશ્ચર્યા મુખ્ય માની છે, કેમતો પ્રાયશ્ચિત્તને સ્મૃતિઓ દ્વારા નિરૂપતા મહર્ષિઓનું તપમાંજ પરમ તાત્પર્ય છે ॥૪૩॥ જો એકવાર સંગ કરવાથી પણ ગર્ભ રહે ત્યારેતો બ્રાહ્મણાદિ સર્વેએ તે પાપની પ્રશાંતિમાટે તેમાં તેમાં કહેલા પ્રાયશ્ચિત્તથકી દ્વિગુણ પ્રાયશ્ચિત્ત કરવું ॥૪૪॥ વિપ્ર વૈશ્યપત્નીને પામે તો એક વર્ષપર્યંત વ્રત કરે. જે સગોત્રાપ્રમુખ સ્ત્રિયો 'मातृष्वसा च श्वश्रूश्च मातुलानी पितृष्वसा । पितृव्यसखिशिष्यस्त्री भगिनी तत्सखी स्नुषा । दुहिताऽऽचार्यभार्या च सगोत्रा शरणागता । राज्ञी प्रव्रजिता धात्री साध्वी वर्णोत्तमा च या ॥' ઇત્યાદિકથી સ્મૃતિમાં કહી છે તેમાં બ્રાહ્મણાદિ સર્વેનું જે પારદાર્ય તે ગુરુસ્ત્રીગમનસમ સમજવું (ગુરુસ્ત્રીગમનમાંજ જેમ એમ પ્રાયશ્ચિત્ત કરવું ) ॥૪૫॥ વિપ્ર શૂદ્ર સ્ત્રીને એકવાર પામે તો છ માસપર્યંત વ્રત કરે તેણીવિષે ગર્ભને ઉત્પન્ન કરે તો ત્રિવાર્ષિક વ્રત કરે ॥૪૬॥ ક્ષત્રિય ક્ષત્રિયાને ( પરસ્ત્રીને ) પામે તો દ્વિવાર્ષિક વ્રત કરે. વૈશ્યાને પામે તો વાર્ષિક વ્રત કરે. શૂદ્રાને

क्रमाद्व्रतम् । द्विवार्षिकं वार्षिकं च पाण्मासिकमथाचरेत् ॥४७॥ वैश्यो वैश्यां तथा शूद्रीं गत्वा पूर्ववदाचरेत् । पाण्मासिकं तथा शूद्रः शूद्रीं गत्वा व्रतं चरेत् ॥४८॥ प्रातिलोम्यव्यवाये तु यावज्जीवं तपो मतम् । ब्राह्मणीगमने त्वेते प्रविशेयुर्हुताशनम् ॥४९॥ विप्रो मोहाद्यदा गच्छेदन्त्यजां व्यभिचारिणीम् । सकृदेव तदा त्वेष कुर्याच्चान्द्रायणद्वयम् ॥५०॥ स्त्रीणां सवर्णानुलोमव्यवायेऽपि व्रतं मतम् । त्रैवार्षिकादिकं सर्वं पुरुषस्येव गम्यताम् ॥५१॥ अन्ना-

પામેતો ૭ માસસુધી વ્રત કરે. વૈશ્ય વૈશ્યાને પામે તો વાર્ષિકવ્રત કરે. શૂદ્રાને પામેતો ૭ માસપર્યંત વ્રત કરે. શૂદ્ર શૂદ્રાને (પરસ્ત્રીને) પામે તો ૭ માસ વ્રત કરે ॥૪૭-૪૮॥ શૂદ્ર વૈશ્યનું પોતાની જાતિની અપેક્ષાએ ઉત્તમ જાતિમાં જન્મેલી વૈશ્યા ક્ષત્રિયા સાથે જે સંગમન તેરૂપ પ્રાતિલોમ્ય મૈથુનમાં તો યાવજ્જીવં તપશ્ચર્યાપ્રાયશ્ચિત્ત સ્ત્રીપુરૂષ બન્નેને માટે માન્યું છે. શૂદ્રાદિ નીચજાતિના ત્રણેય જણાઓ જો બ્રાહ્મણીનો સંગ કરે તો અગ્નિપ્રવેશથીજ તેઓ શુદ્ધ થાય ॥૪૯॥ વિપ્ર જો વ્યભિચારિણી અન્ત્યજા (ધોબણ આદિક)ને એકવારજ ભ્રમથી પામે તો આ વિપ્ર બે ચાંદ્રાયણવ્રત કરે. અહીં કહ્યું નથી તથાપિ ક્ષત્રિયાદિકને તો એક એક પાદ ન્યૂન પ્રાયશ્ચિત્ત પ્રકલ્પવું. અન્ત્યજો આપસ્તમ્બે કહ્યા છે-'रजकश्चर्मकारश्च नटो बुरड एव च । कैवर्तमेदभिल्लाश्च सप्तैते त्वन्त्यजाः स्मृताः' ઇતિ. તેઓની પત્નીના સંગમનમાં પ્રાયશ્ચિત્તપણ તેમણેજ કહ્યું છે-'म्लेच्छी नटी चर्मकारी रजकी बुरुडी तथा । एतासु गमनं कृत्वा चरेच्चान्द्रायणद्वयं' ઇતિ ॥૫૦॥ જે પુરૂષોને સવર્ણા સ્ત્રીના ગમનમાં અને અસવર્ણા અનુલોમ સ્ત્રીયોના ગમનમાં ત્રૈવાર્ષિકાદિ પ્રાયશ્ચિત્ત પ્રથમ કહ્યું તે સ્ત્રીયોનેપણ સવર્ણ પરપુરૂષના સંગમાં અને અનુલોમ અસવર્ણ પુરૂષના સંગમાં પ્રાયશ્ચિત્ત જાણવું. એટલે બ્રાહ્મણી બ્રાહ્મણનું ગમન કરે તો ત્રૈવાર્ષિક વ્રત કરે, ક્ષત્રિયા ક્ષત્રિયનું ગમન કરેતો દ્વિવાર્ષિક વ્રત કરે, વૈશ્યા વૈશ્યનો સંગ કરે તો વાર્ષિક વ્રત કરે અને શૂદ્રી શૂદ્રનો સંગ કરે તો ૭ માસ વ્રત કરે. એવી રીતે અનુલોમ મૈથુનમાં પણ જાણી લેવું આ અર્થ મનુએ કહ્યો છે-'यत्पुंसः परदारेषु तच्चैनां चारयेद्व्रतम्' ઇતિ. સર્વત્ર ગુણવત્ત્વાવિશેષમાં

क्तानां तु नारीणां व्रतं चान्द्रायणं मतम्। कृच्छ्राणि च यथाशक्ति व्यवायस्य विशोधनम् ॥५२॥ अशक्तानां तथा पुंसां पारदार्यविशोधनम्। चान्द्रायणव्रतेनेति पराशरऋषिर्जगौ ॥५३॥ चण्डालयवनम्लेच्छैर्भुक्ता नार्यपि या सकृत्। तदन्नभुग्वा प्रविशेत्सा प्रदीते हुताशने ॥५४॥ अथाकामाद्धन्ति विप्रां यदीषद्व्यभिचारिणीम्। तदा तु ब्राह्मणः कुर्यात्कृच्छ्रमब्दं समाहितः ॥५५॥ हत्वा च क्षत्रियां वैश्यां शूद्रां च व्यभिचारिणीम्। षाण्मासिकं तदर्धं च तदर्धं च व्रतं चरेत् ॥५६॥ गुणवत्यश्च ता यर्हि हतास्तर्हि क्रमाद्व्रतम्। द्वादशाब्दं षडब्दं च त्र्यब्दमब्दार्धमाचरेत् ॥५७॥ तथा निर्गुणक्षत्रादिवधे

પ્રાયશ્ચિત્તવિશેષ સમઝવો ॥૫૧॥ અશક્ત નારીઓની તો ચાંદ્રાયણવ્રતથી અને યથાશક્તિ કૃચ્છ્રાચરણથી તે મૈથુનદોષ થકી શુદ્ધિ થાય છે તથા અશક્ત પુરૂષોનીપણ ચાંદ્રાયણાદિવ્રતાચરણથી પારદાર્ય દોષથકી વિશુદ્ધિ થાય છે એમ પરાશરઋષિ કહે છે ॥૫૨-૫૩॥ જે નારી ચંડાળે કે યવને કે મ્લેચ્છે એકવારપણ ભોગવી હોય અથવા તે ચંડાળાદિકનુ અન્ન જેણીએ એકવાર ખાધુ હોય તે નારી પ્રદીપ્ત અગ્નિમા પ્રવેશ કરવાથી વિશુદ્ધ થાય છે 'अन्त्यजेन तु सम्पर्के भोजने मैथुने कृते। प्रविशेत्सम्प्रदीप्तेऽग्नौ मृत्युना सा विशुध्यति ॥' એમ ઉશનસ મુનિએ કહ્યું છે ॥૫૪॥

હવે સ્ત્ર્યાદિવધ નામના ઉપપાપનું પ્રાયશ્ચિત્ત કહે છે-કિંચિત વ્યભિચારિણી વિપ્રાને જો અજાણથી વિપ્ર હણે તો તો એક વર્ષપર્યંત કૃચ્છ્રવ્રતને સાવધાન થઇ કરે. વ્યભિચારિણી ક્ષત્રિયાને અકામથી વિપ્ર જો હણે તો છમાસપર્યંત કૃચ્છ્રવ્રતને કરે. વ્યભિચારિણી વૈશ્યાને જો અકામથી વિપ્ર હણે તો તેનુ અર્ધ વ્રત કરે ॥૫૫-૫૬॥ જો પાતિવ્રત્યાદિ ગુણવાળી તે બ્રાહ્મણી આદિક ચાર સ્ત્રિયો અજાણથી હણી હોયતો બ્રાહ્મણાદિ જાતિક્રમને અનુસારે દ્વાદશ વર્ષ છ વર્ષ ત્રણ વર્ષ અને દોઢ વર્ષ વ્રતને કરે ॥૫૭॥ તથા વિપ્ર નિર્ગુણ ક્ષત્રિયનો અકામથી વધ કરે તો બ્રહ્મહત્યામા જે વ્રત કરવાનુ કહ્યુ છે તે ત્રણવર્ષપર્યંત કરે. નિર્ગુણ વૈશ્યનો અકામથી વધ કરેતો તેજ વ્રત એકવર્ષપર્યંત કરે નિર્ગુણ શૂદ્રનો અકામથી વધ કરેતો તેજ વ્રત છમાસ

जाते त्वकामतः । ब्रह्महत्याव्रतं कुर्यात् त्र्यब्दमब्दं तदर्धकम् ॥५८॥ क्षत्रादिके गुणवति त्वष्ट षट् त्रीणि च द्विज ! । वर्षाण्येतद्व्रतं कुर्यात्ततः शुध्यति पातकात् ॥५९॥ गजे वृषाः पञ्च नीलाः शुके वत्सो द्विहायनः । खराजमेषेषु वृषो देयः क्रौञ्चे त्रिहायनः ॥६०॥ हंसश्येनकपिक्रव्याजलस्थलशिखण्डिनः । भासं हत्वा च दद्याद्गामक्रव्यादस्तु वत्सिकाम् ॥६१॥ सर्पे हते लोहदण्डो दातव्यो ब्राह्मणाय च । पण्डके मृगपक्ष्यादौ हते तु त्रपुसीसकम् ॥६२॥ कोले घृतघटो देय उष्ट्रे गुञ्जा हयेऽशुकम् । तित्तिरौ तु तिलद्रोणो गजादीनामशक्नुवन्

પર્યંત કરે ॥૫૮॥ હે દ્વિજ ! ગુણશાળી ક્ષત્રિયને કામથી હણેતો તેજ વ્રત આઠ વર્ષ કરે. ગુણવાન્ વૈશ્યનો કામથી વધ કરે તો છ વર્ષ વ્રત કરે. ગુણવાન્ શૂદ્રનો કામથી વધ કરે તો ત્રણ વર્ષ વ્રત કરે. તે પછી તે પાપથકી શુદ્ધ થાય. (ચકારથી ક્ષત્રિયાદિકે કરેલા ક્ષત્રિયાદિકના વધમાં એક એક પાદ ન્યૂન પ્રાયશ્ચિત્ત જાણવું. 'विप्रे तु सकलं देयं पादोनं क्षत्रिये स्मृतम् । वैश्येऽर्धं पाद एकस्तु शूद्रजातिषु शस्यते' એવી બૃહદ્વિષ્ણુસ્મૃતિ છે ॥૫૯॥ હાથીની હત્યામાં નીલવર્ણના પાંચ વૃષભોનું દાન કરવું. પોપટને હણે તો બે વર્ષના વત્સનું દાન કરવું. ખર બકરો ઘેટાને હણે તો પ્રત્યેકમાં વૃષભનું દાન કરે. ક્રૌંચ પક્ષીને હણે તો ત્રણ વર્ષના વત્સનું દાન કરે ॥૬૦॥ હંસ શીચાણો વાનર વ્યાઘ્ર શીયાળ આદિક માંસભક્ષક મૃગો, જળચર કે સ્થળચર બકબલાકાદિ પક્ષીઓ, મોર અને ભાસ નામના પક્ષીને હણે તો પ્રત્યેકમાં ગાયનું દાન કરે. માંસને નહિ ભક્ષણ કરનારા હરિણાદિ મૃગો અને ખંજનપક્ષી આદિકને હણેતો વાછડીનું દાન કરે ॥૬૧॥ સર્પને હણે તો બ્રાહ્મણને લોહદંડનું દાન કરે. નપુંસક મૃગપક્ષી આદિકને હણે તો માપપરિમિત કલઇ સીસાનું દાન કરે ॥૬૨॥ ભુંડને હણે તો ઘૃતપરિપૂર્ણ ઘટનું દાન દેવું. ઉંટને હણે તો ગુંજાપરિમિત સુવર્ણનું દાન કરે. ઘોડાને હણે તો વસ્ત્રનું દાન આપે. તિત્તિર પક્ષીને હણે તો દ્રોણપરિમિત તલનું દાન કરે. (આઠ મુઠીને કિંચિત્ કહે છે, તેવા આઠ કિંચિતને પુષ્કળ કહે છે, તેવા ચાર પુષ્કળને આઢક કહે છે, તેવા ચાર આઢકને દ્રોણ કહે છે) જે

॥६३॥ दानं दातुं चरेत्कृच्छ्रमेकैकस्य विशुद्धये। तत्राद्ये पञ्चगव्याशी दिने चोपवसेत्परे ॥६४॥ मार्जारगोधानकुलमण्डूकांश्च पतत्रिण.। हत्वा त्र्यहं पिबेत्क्षीरं पादकृच्छ्रं तु वाचरेत् ॥६५॥ फलपुष्पान्नरसजानस्थिजन्तुनिपातने । प्रायश्चित्तं प्रकर्तव्यं प्राणायामो घृताशनम् ॥६६॥ फलदानां तु वृक्षाणां छेदने जप्यमृक्शतम् । गुल्मगुच्छलतानां च पुष्पितानां च वीरुधाम् ॥६७॥ चैत्यश्मशानसीमासु पुण्यस्थाने सुरालये । जातद्रुमाणां द्विगुणं तपश्च ख्यातशाखिन. ॥६८॥ रेतसः पातनं कृत्वा कृत्वा चानृतभाषणम्।

જનતો ગન્તદિવધમા પ્રાયશ્ચિત્તપણે કહેલુ દાન દેવા અશક્ત હોય તેતો એકેક વધની વિશુદ્ધિમાટે એક એક કૃચ્છ્રને કરે તે કૃચ્છ્રવિધાનમા પ્રથમ દિવસે પચગવ્યનુ પાન કરનારો થાય દ્વિતીય દિવસે તો ઉપવાસ કરે ॥૬૩-૬૪॥ માર્જાર ઘો નોળીયો દેડકો તથા અપેયો ઘુવેડ આદિક પક્ષીયોને હણે તો ત્રણ દિવસપર્યંત દુગ્ધમાત્રને પિવે (અન્ન જમે નહિ) અથવા પાદકૃચ્છ્રવ્રતને કરે ॥૬૫॥ ફળ પુષ્પ અન્ન અને રસોથકી ઉત્પન્ન થતા જે અસ્થિવર્જીત જતુઓ તેમની હત્યામા પ્રાણાયામ અને ઘૃતભક્ષણને કરે (આ સ્થળે પળપરિમિત ઘૃત ભોજન સ્થાને પિવાનુ જાણવુ) ॥૬૬॥ ફળને આપનારા જે આબા આદિક વૃક્ષો છે તથા જે પુષ્પવાળા ગુલ્મ ગુચ્છ લતા અને વીરૂધ છે એમના છેદનમા ગાયત્રી આદિક શત ઋચાઓનો જપ કરવો (તેમા માલતી આદિક ગુલ્મ જાણવા, કાટાશેરીયા આદિક ગુચ્છ જાણવા, ચઢવાની અપેક્ષા રાખનારા જે દ્રાક્ષાદિ તે લતા કહેવાય અને તેની અપેક્ષા નહિ રાખનારી ગળો વિગેરે તે વીરૂધ કહેવાય) અહી 'કાષ્ઠાદિકની પચયજ્ઞાદિક માટે ઉચ્છેદ કરવામા દોષ નથી' એમ મિતાક્ષરા કહે છે 'फलपुष्पोपगान् पादपान्न हिंस्यात्कर्षणकरणार्थे चोपहन्यात्' એવી વસિષ્ઠસ્મૃતિ છે 'कृष्याद्युपकरणादिदृष्टार्थं यज्ञाद्यदृष्टार्थं च छेदे तु न दोष' એમ પ્રાયશ્ચિત્તેન્દુશેખરમા કહ્યુ છે ॥૬૭॥ ચૈત્ય (યજ્ઞસ્થાન) શ્મશાન, સીમા પુણ્યસ્થાન અને દેવાલયમા ઉત્પન્ન થએલા ફળપુષ્પવૃક્ષાદિક અને અતિથીજ પ્રખ્યાત પીંપળો આદિક વૃક્ષોના છેદનમા તેજ વ્રત દ્વિગુણ કરવુ

सहस्रं तु जपेद्देव्याश्चापल्य पाणिवाक्पदाम् ॥६९॥ सकृन्नास्तिक्य भावेन कृते वेदस्य निन्दने । प्रायश्चित्त प्रकुर्वीत प्राजापत्य स्वशुद्धये ॥७०॥ ब्रह्मचारी स्त्रियं गच्छेदवकीर्णी स चेत्सकृत् । तदा काण खरेणाग्नौ लौकिके निर्ऋतिं यजेत् ॥७१॥ रात्रौ चतुष्पथेऽरण्ये व्रत कुर्यात्तत परम् । ऊर्ध्ववालं तदजिन परिधाय वने वसेत् ॥७२॥ ग्रामे सप्तगृहान्भिक्षेत् धृतलोहितपानक । स तद्भुञ्जीतैकवार स्नायात्रिषवण यमी ॥७३॥ सा स्त्री चेद्ब्राह्मणी तर्हि त्रीणि वर्षाणि

(असो ऋचाओनो जप करवो) ॥६८॥ अयोनिमा वीर्यपातन करे के अस त्यभाषण करे तो गायत्रीने सहस्रवार जपे तथा हाथ वाणी अने चरणनी चपळता जे मर्यादा मुकीने परापवादादिरूप चेष्टा तेने करे तो गायत्रीने हजारवार जपे आ जे वीर्यपातप्रायश्चित्त कह्यु ते गृहस्थने माटेज जाणवु 'गृहस्थ कामत कुर्याद्रेतस स्कन्दन भुवि । सहस्र तु जपेद्देव्या प्राणायामैस्त्रिभि सह ॥' एवु यमवचन छे ॥६९॥

हवे नास्तिक्य नामना उपपापनु प्रायश्चित्त कहेछे–नास्तिकभावने लीधे वेदनी एकवार निंदा करेतो (आथी पुराण इतिहास आगम आदिक सद्ग्रथोनु उपलक्षण करवु) शुद्धिमाटे प्राजपत्यव्रतरूप प्रायश्चित्तने करे ॥७०॥

हवे अवकीर्णिता नामना उपपापनु तेनु लक्षण कहेवापूर्वक प्रायश्चित्तने कहे छे–ब्रह्मचारी उपकुर्वाण के नैष्ठिक एकवार स्त्रीने पामे तो ते आ अव कीर्णि कह्यो छे (चरम धातु वीर्यनो विसर्ग ते अवकीर्ण कहेवाय ते एने छे तेथी ते अवकीर्णी कहेवाय) आ अवकीर्णी थयेलो वर्णी रात्रिए वनमा चार मार्गमा (ज्या चार मार्ग भेगा थता होय त्या) काणा खरथी निर्ऋति नामनी देवतानु लौकिक अग्निमा (चून आदिकनो) यजन करे तत पर व्रत करे तेनो प्रकार आ छे–पोते हणेला खरना ऊर्ध्ववाळवाळा चर्मने पहेरीने वनमा वसे भिक्षासमये ग्राममा प्रवेश करी रक्त पानने धारीने सातज गृहे भिक्षा मागे ते अन्नने एकज्वार जमे नियमयुक्त थई त्रण वखत स्नान करे अहीं जे वर्णिने स्त्रीगमन कह्यु ते गुरुस्त्री अने तत्सम थकी व्यतिरिक्त विषयवाळु जाणवु तेमा तो ब्रह्मचारी वानप्रस्थ यतिओने

तच्चरेत् । क्षत्रिया यदि वैश्या वा द्वे चैकं वर्षमाचरेत् ॥७४॥ शूद्रीं गत्वा तु पतितोऽग्निप्रवेशेन शुध्यति । पातितं चेत्स्वयं रेतो यागमात्रं तदाचरेत् ॥७५॥ स्वप्ने रेतःस्कन्दने तु स्नात्वाभ्यर्च्य दिवाकरम् । गायत्र्यष्टशतं जप्त्वा ह्युपवासेन शुद्ध्यति ॥७६॥ अयं यागो ब्रह्मचर्ये ज्ञेयश्चान्द्रायणादिषु । व्रतेषु नारीगमने गृहिणामपि शुद्धये ॥७७॥ वानप्रस्थैश्च यतिभिर्ब्रह्मचर्यस्य विप्लवे । व्रतमेतत्प्रकर्तव्यं पाराकत्रयसंयुतम् ॥७८॥ एतत्कर्तुमशक्तास्तु ब्रह्मचर्यादयोऽखिलाः । यावज्जीवं तपः कुर्युः स्मरन्तो हृदये हरिम् ॥७९॥ उदपानारामपुण्यसुतदारात्मविक्रये । संवत्सरं व्रतं कुर्याद्द्विक्षादी

ગૃહસ્થ બ્રાહ્મણ થકી દ્વિગુણ ત્રિગુણ ચતુર્ગુણ પ્રાયશ્ચિત્ત કહ્યુ છે ॥૭૧-૭૩॥ વર્ણી જેમા ભ્રષ્ટ થયો હોય તે નારી જો બ્રાહ્મણી હોયતો તે આ વ્રત ત્રણ વર્ષ કરે. જો તે ક્ષત્રિયા હોય તો બે વર્ષ વ્રત કરે જો તે વૈશ્યા હોય તો એકવર્ષ વ્રત કરે ॥૭૪॥ જો શૂદ્રીને પામે તો તે પતિતજ થાય, તેની અગ્નિ પ્રવેશથીજ શુદ્ધિ થાય. યોનિથકી અન્યત્ર સ્વય વીર્યપાતન કરવામા પૂર્વોક્ત યાગમાત્રનેજ (નિર્ઋતિ દેવતાનું કાણા ગર્દભથી યજનમાત્રનેજ) કરે, વ્રતને તો ન કરે. અહીં ગર્દભથી યજન જે કહ્યુ તે સર્વત્ર યુગાતર વિષય વાળું જાણવું, કેમકે કળિમા તેવા યાગનો નિષેધ કર્યો છે. 'चरु वा निर्वपेत्' એવી વસિષ્ઠસ્મૃતિ છે તો કલિયુગમા નૈર્ઋતદેવતાક ચરૂજ તૈયાર કરવો, એવો સિદ્ધાત છે ॥૭૫॥ સ્વપ્નમા જો ઊર્ધ્વરેતા તે વર્ણીને વીર્યસ્રાવ થાય તો તે સ્નાન કરી સૂર્યનુ સમર્ચન કરી ગાયત્રીનો આઠસોવાર જપ કરીને ઉપવાસ કરવાથી શુદ્ધ થાય ॥૭૬॥ ચાન્દ્રાયણાદિવ્રતમાં નિષ્ઠાવાળો ગૃહસ્થ તેના અંગભૂત બ્રહ્મચર્યને અવધારીને જો મધ્યે પોતાની પત્નીને પામેતો તેણેપણ તેની પરિશુદ્ધિમાટે પૂર્વોક્ત યાગ પ્રાયશ્ચિત્તપણે કરવો ॥૭૭॥ વાનપ્રસ્થે અને સન્યાસિઓએપણ બ્રહ્મચર્યનો ભગ (સ્ત્રીસગમન) થતા આજ અવકીર્ણિપ્રાયશ્ચિત્ત ત્રણ પારાકવ્રતે સહિત કરવું ॥૭૮॥ આ વ્રતને કરવામાટે અશક્ત સમગ્ર બ્રહ્મચારી આદિકતો હૃદયમા હરિનુ સતત સ્મરણ કરતાથકા જીવિતપર્યંત તપ કરે ॥૭૯॥

तीर्थसेवकः ॥८०॥ पशुवेश्याभिगमने प्राजापत्यं विधीयते । तेनैव मुच्यते पापाद्धीनयोनिनिषेवणात् ॥८१॥ लौकिकं वैदिकं चर्ण यत्त-योरनपाक्रिया । स्वशक्त्याऽथ विनाऽऽपत्तिमग्नित्यागः प्रमादतः ॥८२॥ निषिद्धवृद्धिजीवित्वं लवणोत्पादनं तथा । निन्दितार्थोपजीवित्वमयाज्यानां च याजनम् ॥८३॥ पितृमातृसुतत्यागः कन्यासन्दूषणं तथा । अन्यशास्त्रादिषु प्रीत्या स्वाध्यायस्य विसर्जनम्

હવે તડાગાદિ ઉપપાપનું પ્રાયશ્ચિત્ત કહે છે–તલાવ વાવ્ય કુવો આદિક જળાશયો, બાગબગીચાઓ, પોતે કરેલું પુણ્ય, પુત્ર, પત્ની અને પોતાના દેહને જે વેચે તો તીર્થયાત્રાપર થઇ ભિક્ષાપ્રાપ્ત અન્નને જમતો થકો એક વર્ષપર્યંત વ્રત કરે ॥૮૦॥

હવે હીનયોનિનિષેવણ નામના ઉપપાપનું પ્રાયશ્ચિત્ત કહે છે–ગર્દભી આદિક પશુઓના સંગમનમાં તથા વેશ્યાના સંગમનમાં પ્રાજાપત્ય કૃચ્છ્રને કરે આવા પાપયોનિસેવન પાપમાં આજ પ્રાયશ્ચિત્તને આચરે. તેથીજ તે પાપથકી મુક્ત થાય આ સંવર્ત મુનિના મતથી કહ્યુ. યમમુનિતો 'वेश्यागमनजं पापं व्यपोहन्ति द्विजातयः । पीत्वा सकृत्सकृत्तप्तं सप्तरात्रं कुशोदकम् ॥' એમ કહે છે ॥૮૧॥

હવે ઋણાનપાક્રિયા આદિક કેટલાક પાપો ગણીને એકસાથે તેનું પ્રાયશ્ચિત્ત અધ્યાયસમાપ્તિ સુધીમા કહે છે–વૈદિક ઋણ જે દેવઋષિપિતૃ સંબન્ધી અને લૌકિક ઋણ જે દેણદારથકી ગ્રહણ કરેલું, તે બન્ને પ્રકારનુ કરજ શક્તિ હોવા છતાં પણ પાછુ ન આપવું, આપત્કાળ વિના અગ્નિહોત્ર માટે ગ્રહણ કરેલા અગ્નિનો પ્રમાદને લીધે પરિત્યાગ, નિષિદ્ધ વૃદ્ધિથી (વ્યાજવંટાથી) જીવન, લવણનું ઉત્પાદન, નિંદિત (અસત્પુરૂષ થકી કે અસત્માર્ગથી મેળવેલા) દ્રવ્યથી ઉપજીવન, જેઓ ન યાગ કરાવા યોગ્ય વ્રાત્ય હીનજાતિ શૂદ્રાદિક છે તેમને યજન કરાવવુ, માતાપિતા સુતનો ત્યાગ, કન્યાને દૂષણ, (આંગળી આદિકવડે તેણીની યોનિનુ વિદારણ) અન્યશાસ્ત્રાદિકમા પ્રીતિ થવાને લીધે પોતે ભણેલા વેદનો ત્યાગ, (અનધ્યયન) ગુરૂ થકી અન્યત્ર કુટિલતા (ત્રણ કરણની એક રૂપતાનો અભાવ ઠગાઇ આદિક)

॥८४॥ कौटिल्यं व्रतलोपश्च स्वार्थपाकपरिक्रिया। मद्यपस्त्रीसेवनं च स्त्र्योषधिभ्यां च जीवनम् ॥८५॥ हिंस्रयन्त्रविधानं चाष्टादश व्यसनानि च । शूद्रप्रेष्यं हीनसख्यमसच्छास्त्रविनोदनम् ॥८६॥ आकरेष्वधिकारित्वं नित्यकर्मविवर्जनम् । अनाश्रमस्थितिः पुंसि मैथुन्यं दुष्प्रतिग्रहः ॥८७॥ एतेषामुपपापानां प्रत्येकं शान्तये द्विजः। व्रतं त्रैमासिकं कुर्याद्यमैश्च नियमैर्युतः ॥८८॥ ब्रह्मचर्यं दया क्षान्तिर्दानं सत्यमकल्कता । अहिंसाऽस्तेयमाधुर्यं दमश्चेति यमाः स्मृताः ॥८९॥ स्नानमौनोपवासेज्यास्वाध्यायोपस्थनिग्रहः । नियमा गुरुशुश्रूषा शौचाक्रोधाप्रमादताः ॥९०॥ याचकं भक्षयेन्मासं द्वौ मासौ

કરવી, આદરેલા વ્રતનો પ્રમાદને લીધે લોપ કરવો, સ્વોદરપૂરણમાટે પાક કરવો, ( દેવપિત્ર્યર્થે કરવાની બુદ્ધિ વિના કેવળ સ્વાર્થે રસોઇ બનાવવી ) મદ્યપાન કરનારી પોતાની સ્ત્રીનું સેવન, સ્ત્રીવડે જીવન કરવું, ( અકાર્યાચરણમાં સ્ત્રીને પ્રવર્તાવીને તેનાથી મળેલા ધનથી કે પિતાના ઘરથકી સ્ત્રીને મળેલા ધનથી જીવન કરવું ) વશીકરણાદિ ઔષધિવડે જીવન ચલાવવું, જાળ બાણઆદિક હિંસાકારક યંત્રો કરવાં, મૃગયા આદિક અઢાર વ્યસનો, પગાર આદિક ગ્રહણ કરવાપૂર્વક શૂદ્રની સેવા ( નોકરી ) કરવી, વર્ણથી અને ગુણથી નીચની સાથે સખાપણું, બૌદ્ધ ચાર્વાક કૌળ આદિક અસચ્છાસ્ત્રોના વારે વારે દર્શન પઠન પાઠનાદિકવડે વિનોદ કરવો, સુવર્ણાદિકની ખાણોમાં રાજાની આજ્ઞાથી અધિકાર કરવો, સ્નાન સંધ્યાદિ નિત્યકર્મોનો ત્યાગ, અનાશ્રમી–કોઇપણ આશ્રમમાં ન રહેવું, પુરૂષમાં મૈથુનાચરણ, અસત્પ્રતિગ્રહ કરવો, આ ઋણાનપાક્રિયા આદિક ઉપપાપોની પ્રત્યેકની પ્રશાંતિમાટે યમનિયમોએ સંપન્ન થઇ ત્રણ માસપર્યંત વ્રત કરે ॥૮૨–૮૮॥ હવે સમગ્ર પ્રાયશ્ચિત્તોમાં સાધારણ યમનિયમોને કહે છે–બ્રહ્મચર્ય દયા શાંતિ દાન સત્ય અકુટિલતા અહિંસા, અસ્તેય માધુર્ય અને ઇન્દ્રિયદમન, આ યમો કહ્યા છે. સ્નાન–બાહ્યશૌચ મૌન ઉપવાસ ભગવત્પૂજા સ્વાધ્યાય ઉપસ્થનિગ્રહ ગુરુશુશ્રૂષા શૌચ–આભ્યંતર શુદ્ધિ, અક્રોધ અને અપ્રમાદતા, આ નિયમો કહ્યા છે ॥૮૯–૯૦॥ ત્રૈમાસિક વ્રતનું સ્વરૂપ કહે છે–વ્રતી

च जितेन्द्रियः । शाकं हविष्यं चाऽश्नीयान्मितं तद्भिक्षितं सकृत् ॥९१॥ अशकेन तु कर्तव्यं मासं चान्द्रायणव्रतम् । कृष्णमन्त्रजपोपेतं सर्वपातकनाशनम् । ॥९२॥ तपो विना नैव भवेन्नराणां पापस्य नाशः खलु विप्रवर्य ! । अघस्य यस्यात्र न निष्कृतं नरः करोति तद्व्युष्टिममुत्र भुङ्क्ते ॥९३॥ इति श्रीमत्सत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे पञ्चमप्रकरणे धर्मोपदेशे प्रायश्चित्तविधौ उपपातकप्रायश्चित्तनिरूपणनामा पञ्चचत्वारिंशोऽध्याय. ॥४५॥

श्रीनारायणमुनिरुवाच—एतन्न्यूनानि पापानि प्रकीर्णाख्यानि सन्ति च । प्रायश्चित्तं विनाऽमुत्र पीडयन्ति हि तान्यपि ॥१॥ द्विजो यो

પ્રથમ એકમાસ જીતેન્દ્રિય થઈ એકવાર મિત યાવકમાત્ર ( કેવળ જવનો સાથવો) ને જમે. તે પછી બે માસ શાકમાત્રને જમે. તેમાંપણ અશક્ત હવિષ્યાન્નને જમે. તેમાપણ અશક્ત ભિક્ષાપ્રાપ્ત અન્નને મિત એકવાર જમે ॥૯૧॥ ત્રૈમાસિક વ્રતાચરણમાં અશકત જનેતો એક માસ શ્રીકૃષ્ણમન્ત્રજપપૂર્વક સર્વપાતકનાશક ચાંદ્રાયણવ્રત કરવું ॥૯૨॥ હે વિપ્રવર્ય ! તે તે પાપોમાં કહેલા પ્રાયશ્ચિત્તરૂપ તપશ્ચર્યા વિના નરોના પાપોનો પ્રક્ષય નજ થાય. જેણે જે પાપનું પ્રાયશ્ચિત્ત આ લોકમાં કર્યું નથી તેને તે પાપનું યમયાતનારૂપ ફળ પરલોકમાં અવશ્ય ભોગવવું પડે છે ॥૯૩॥ ઇતિ શ્રીસત્સંગિજીવને ...પંચમપ્રકરણે ધર્મોપદેશે પ્રાયશ્ચિત્તવિધૌ ઉપપાતકપ્રાયશ્ચિત્તનિરૂપણનામા પંચચત્વારિંશોઽધ્યાયઃ ॥૪૫॥

## [1]અધ્યાય ૪૬ મો.

**શ્રીનારાયણમુનિ** કહેછે—હે વિપ્ર આ ઉક્ત પાપોથકી ન્યૂન પ્રકીર્ણ નામનાં બીજા પાપો છે, તે પણ પ્રાયશ્ચિત્તના આચરણ વિના કર્તાને પરલોકમાં પીડે જ છે ॥૧॥ જે દ્વિજ યજ્ઞશેષ એવાપણ માસને અજ્ઞાનથી ભક્ષણ કરે તે તો ચાંદ્રાયણવ્રત કરે. અન્યથા તેની શુદ્ધિ ન થાય. યદ્યપિ

૧ આ અધ્યાયમા પ્રકીર્ણ પાપ અને અત્યધિક પાપોના પ્રાયશ્ચિત્તનુ નિરૂપણ કર્યુ છે

भक्षयेन्मांसं यज्ञशेषमपि क्वचित्। स तु चान्द्रायणेनैव शुद्धिमाप्नोति नान्यथा ॥२॥ उदक्या ब्राह्मणी स्पृष्टा प्लवेन पतितेन वा। चान्द्रायणेन शुद्ध्येत्सा द्विजानां भोजनेन च ॥३॥ योऽद्यादुच्छिष्टमन्नाद्य पीतशेषं जलं पिबेत्। आज्यं पिबेच्च योच्छिष्टं विप्रश्चान्द्रायणं चरेत् ॥४॥ वासांसि धावतो यत्र पतन्ति जलबिन्दवः। रजकस्य शिलाङ्कं तज्जलं पीत्वैन्दवं चरेत् ॥५॥ साग्नि॰ सन्पञ्चयज्ञान्यो न कुर्वीत द्विजाधमः। द्विजो योऽस्यान्नमश्नीयात्स कुर्यादैन्दव

સ્મૃતિયોમા યજ્ઞશિષ્ટ માસ ભક્ષણની અનુમતિ આપી છે, તથાપિ યજમાનાદિકથકી બીજા જેઓ યાગમા સબધ ધરાવતા ન હોય તેમના પ્રતિ આ પ્રાયશ્ચિત્ત કહ્યુ છે અથવા શ્રૌતયાગથકી બીજો જે યાગ તેના શેષભક્ષણમા આ શાસ્ત્ર પ્રવર્તે છે વસ્તુતાએતો જે હિંસાગર્ભિત યાગ તે મહાધિકારી સમધિક રજોગુણીઓના પ્રતિ પ્રવર્તે છે, તો તેનુ અવશિષ્ટ જે માસ તેનુ ભક્ષણપણ તેમના પ્રતિજ અભ્યનુજ્ઞા આપેલુ છે, માટે સમધિક સત્ત્વગુણી ઉત્તમાધિકારીઓના પ્રતિ આ મૂળ વચન પ્રવર્તે છે માટેજ 'क्वचित्' આ પદનુ પણ સ્વારસ્ય આવે છે, ઉત્તમાધિકારિઓને યજ્ઞશેષ માસભક્ષણનો પ્રસગ નથી, 'क्वचित्' અજ્ઞાનથી કે પ્રમાદથી કે સગદોષથી તેનો પ્રસગ પ્રાપ્ત થતા ચાદ્રાયણ કરે, એવો ભાવ છે ॥૨॥ રજસ્વળા બ્રાહ્મણીને જો ચડાળનો કે પતિતનો સ્પર્શ થયો હોય તો તેણી ચાદ્રાયણવ્રત કરે અને બ્રાહ્મણોને જમાડે તેથી તે શુદ્ધ થાય ॥૩॥ જે વિપ્ર ઉચ્છિષ્ટ અન્નાદિકને જમે કે પીતા અવશેષ રહેલા જળને પીવે કે ઉચ્છિષ્ટ ઘૃતને પીવે તે ચાદ્રાયણવ્રત કરે ગુરૂઆદિકના ઉચ્છિષ્ટભક્ષણમા દોષ નથી, 'पितुर्ज्येष्ठस्य च भ्रातुरुच्छिष्टं भोज्यं' આવી આપસ્તબ સ્મૃતિ છે તો આ વચન પિતાઆદિકથકી ભિન્નવિષયવાળુ જાણવુ એમ મિતાક્ષરમા કહ્યુ છે ॥૪॥ વસ્ત્રોને ધોતા ધોબીએ ધોવાતા વસ્ત્રના જળબિંદુઓ જે જળમા પડે છે તે વસ્ત્રધોવાની શિલાની સમીપમા ચોમેર વર્તતા જળને પીવે તો ચાદ્રાયણવ્રત કરે ॥૫॥ જે અગ્નિસહિત હોઇને પણ પાચ મહાયજ્ઞોને કરે નહિ તે દ્વિજાધમના અન્નને જે દ્વિજ ખાય તે ચાદ્રાયણવ્રત કરે ॥૬॥ વેશ્યાઓનુ અન્ન, ગણનુ

व्रतम् ॥६॥ गणिकागणयोरन्नं यदन्नं बहुयाजिनाम् । महापातकिनामन्नं भुक्त्वा चान्द्रायणं चरेत् ॥७॥ दुग्धं सलवणं भुक्त्वा दधिसक्तूंस्तथा निशि । उपपातकिनामन्नं भुक्त्वापीन्दुव्रतं चरेत् ॥८॥ संस्कारान्नं च प्रेतान्नमतिनीचान्नमेव च । भुक्त्वा कुर्यात्तप्तकृच्छ्रं सूतकान्नं तथा द्विजः ॥९॥ भुक्त्वान्नं स्वैरिणीनां च तथा शय्यासनादिषु । भुक्त्वा द्विजः प्रकुर्वीत प्राजापत्यं स्वशुद्धये ॥१०॥ चण्डालकूपिकाद्यम्बु पीत्वाऽज्ञानाद्द्विजातयः। गोमूत्रयावकाहाराः शुद्ध्येयुर्दिवसैस्त्रिभिः ॥११॥ अकामतो जातिदुष्टपलाण्डुलशुनादिके । अभक्ष्ये भक्षिते कुर्यात्तप्तकृच्छ्रं व्रतं द्विजः ॥१२॥ त्वङ्कारं तु गुरोः कृत्वा हुङ्कारं च गरीयसः । प्रसाद्यैतावनश्नन् स्यात्स्नात्वा शुद्ध्येद्द्विजोत्तमः ॥१३॥ ताडयित्वा तृणेनापि रज्ज्वा वाबध्य कञ्चन ।

અન્ન (ગણશબ્દથી નટવર્ગ લેવો) અથવા ગણ જે અનેકજનસમુદાય તેણે આપેલું અન્ન, બહુયાજીઓનું (ગ્રામયાજીઓ) અન્ન અને મહાપાતકિઓના અન્નને જો જમે તો ચાંદ્રાયણવ્રત કરે ॥૭॥ સમુદ્રના લવણે સહિત દુધને પીવે તથા રાત્રિએ દહીમિશ્રિત સાથવો જમે તથા ઉપપાતકિઓના અન્નને જમે તો ચાંદ્રાયણવ્રત કરે ॥૮॥ ગર્ભાધાનાદિ સંસ્કાર નિમિત્તનું અન્ન, પ્રેત શ્રાદ્ધનું અન્ન, ધોબી મોચી આદિક અતિનીચોનું અન્ન તથા સૂતકિઓના અન્નને જમે તો દ્વિજ તપ્તકૃચ્છ્રવ્રતને કરે ॥૯॥ સ્વૈરિણી સ્ત્રીયોનું અન્ન જમે તથા શય્યા આસન આદિકમાં બેસીનેજ જમે તો તેની શુદ્ધિમાટે દ્વિજ પ્રાજાપત્યવ્રત કરે ॥૧૦॥ ચંડાળના કુવાથકી અને ચંડાળના વાસણથકી જળનું પાન કરે તો દ્વિજ ત્રણ દિવસપર્યંત ગોમૂત્રમિશ્રિત જવના સાથવાને જમનારો થાય તેથી તેની શુદ્ધિ થાય ॥૧૧॥ દ્વિજ જાતિદુષ્ટ ડુંગળી લસણ આદિક અભક્ષ્યનું ભક્ષણ અજાણથી કરે તો તપ્તકૃચ્છ્રવ્રતને કરે જાણીને ભક્ષણ કરવામાં તો સુરાપાનસમપણું પ્રથમ કહી ગયા છે ॥૧૨॥ ગુરૂ કે ગરીયાન્-પોતાથકી ઉત્કૃષ્ટ વિપ્રાદિજનનું તુંકારા હુંકારાવડે અપમાન કરે તો દ્વિજોત્તમ તત્ક્ષણ પરિતાપ પામી તેમને પ્રણિપાતાદિવડે પ્રસન્ન કરી સ્નાન કરીને એકદિન ઉપવાસ કરે તેથી તે શુદ્ધ થાય ॥૧૩॥

विवादेनापि निर्जित्य तं प्रसाद्य विशुद्ध्यति ॥१४॥ यज्ञोपवीतेन विना ये कुर्युर्भोजनं द्विजा. । त्रिद्व्येकाहानि ते कुर्युरुपवासाननु क्रमात् ॥१५॥ अङ्गुल्या दन्तधावं च प्रत्यक्षलवणादनम् । मृत्तिकाभक्षण कृत्वा पादकृच्छ्रं व्रतं चरेत् ॥१६॥ अपेयपानास्पृश्य स्पर्शादीनि च भूरिश. । प्रकीर्णपापानि विप्र ! सन्त्यनेकविधानि हि ॥१७॥ गौरव लाघवं तेषां दृष्ट्वा पृष्ट्वा द्विजोत्तमान् । प्रायश्चित्त प्रकुर्वीत स्वस्वपापानुसारतः ॥१८॥ विप्रादेकैकपादोनं क्षत्रियादे र्विशोधनम् । गृहस्थाच्च तथा ज्ञेयं वर्ण्यादेर्द्विगुणादि तत् ॥१९॥ साधवस्त्यागिनो ये स्युर्वैष्णवास्तैस्तु वाडव ! । प्रायश्चित्त महा पादे. कर्तव्यं ब्रह्मचारिवत् ॥२०॥ सूक्ष्मपापेषु सर्वेन प्रायश्चित्त

ગુરૂ અને ગરીયાન્ થકી બીજા જે કોઇપણ જનને ઘાસની શળીમાત્રથીપણ તાડન કરે કે દોરડીથી બાંધે કે વાગ્વિવાદથી વિજીતે તો તે દૂષિત જન તે દોષના નિવારણ માટે તેમને પ્રસન્ન કરે તેથી આ તે દોષથકી નિશુદ્ધ થાય છે ॥૧૪॥ યજ્ઞોપવીત વિના વિપ્ર ભોજન કરે તો ત્રણ દિવસ ઉપવાસ કરે ક્ષત્રિય જો કરે તો બે દિવસ ઉપવાસ કરે વૈશ્ય કરે તો એકદિન ઉપવાસ કરે ॥૧૫॥ તર્જની આગળીવડે દાતને ઘસે કે પ્રત્યક્ષ લવણ જમે કે મૃત્તિકાભક્ષણ કરે તો પાદકૃચ્છ્રવ્રતને કરે (અહીં પ્રત્યક્ષ પદ લીધુ છે તો હળદર જીરૂ મરચા આદિકે મિશ્રિત લવણના ભક્ષણમા દોષ નથી) ॥૧૬॥ હે વિપ્ર! અપેય-નિષિદ્ધ ખર ઉષ્ટ્ર જાતિના દુધનુ પાન, અસ્પૃશ્ય-નાસ્તિક મ્લેચ્છ આદિકનો સ્પર્શ, ખર ઉષ્ટ્ર ઉપર બેસવુ, નગ્નસ્નાન, ઇત્યાદિ અનેક પ્રકારના પ્રકીર્ણક પાપો છે ॥૧૭॥ તે પાપોનુ પ્રાયશ્ચિત્ત ગૌરવ લાઘવ વિચારપૂર્વક ધર્મતત્વજ્ઞ દ્વિજોત્તમોને પુછીને તેમની અનુમતિપ્રમાણે પોતપોતાના પાપને અનુસારે કરવુ ॥૧૮॥ જે પાપનુ પ્રાયશ્ચિત્ત કહ્યુ તેમા વિપ્રની અપેક્ષાએ એકપાદ ન્યૂન પ્રાયશ્ચિત્ત ક્ષત્રિયે કરવુ તે થકીપણ એકપા ન્યૂન વૈશ્યે કરવું તથા બ્રહ્મચારિપ્રમુખોએતો ગૃહસ્થ વિપ્રની અપેક્ષાએ દ્વિગુણાદિ પ્રાયશ્ચિત્ત કરવુ ॥૧૯॥ હે વિપ્ર! જે ત્યાગધર્મનિષ્ઠ (દીક્ષ વિશેષને પામેલા) વૈષ્ણવ સાધુઓ હોય તેમણે તો મહાપાપાદિકનુ પ્રાય

मुपोषणम् । दिनमेकं प्रकुर्वीत ब्रह्मचर्यादिभिर्युतः ॥२१॥ देशं कालं वयः शक्तिं पापं चावेक्ष्य यत्नतः । प्रायश्चित्तं प्रकल्प्यं स्याद्यत्र चोक्ता न निष्कृतिः ॥२२॥ विष्णुनामोक्तिसहितं प्रायश्चित्तं प्रकल्पयेत् । भवेत्तेनेव फलदं वैगुण्यरहितं च तत् ॥२३॥ आत्यन्तिकी विशुद्धिस्तु तन्नामरहितेन न । प्रायश्चित्तेन तत्कुर्यान्नामोच्चारणसंयुतम् ॥२४॥ नारायण ! हरे ! कृष्ण ! राम ! गोविन्द ! माधव ! । इत्यादि प्रवदेदादौ मध्ये चान्ते क्रियाकृतौ ॥२५॥ अथात्यधिकपापानि कथयामि समासतः । पुंसां स्त्रीणां वैष्णवानां द्रोहो

श्चित्त ब्रह्मचारिओनी पेठेज करवुं ॥२०॥ सर्वत्र सूक्ष्म पापोमां तो ब्रह्मचर्यादि नियमोए युक्त थइ एकदिन उपोषणरूप प्रायश्चित्त करवुं ॥२१॥ जे जे पापमां प्रायश्चित्त न कह्यु होय तेमां सर्वत्र देश-हिमालयनी नजीकमां वर्ततो देशादिक, काळ-अतिशीतन्यास शिशिरादिक, वय-पोतानी आटय वार्धक्यादि अवस्था, शक्ति-पोतानु देहसामर्थ्य अने पापनो विमर्श करीने प्रायश्चित्त तर्क करी लेवुं ॥२२॥ सर्व कोइ प्रायश्चित्त विष्णुनामोच्चारणपूर्वकज करवुं, कारण के सर्व कोइ कर्मोनु साद्गुण्य तेनाथीज थाय छे अन्यथातो तेमनु वैगुण्यज थाय ( वैगुण्यतो प्रबळ काळदेशकर्मांतरना रोकवाथी कार्य करवामा असमर्थतारूप जाणवु ) ॥२३॥ आत्यंतिकी विशुद्धि श्रीकृष्णनामोच्चारणे रहित प्रायश्चित्तथी थतीज नथी. तो अवश्य भगवन्नामोच्चारणे सहितज प्रायश्चित्त करवुं ॥२४॥ ते भगवाननां नारायण हरि कृष्ण राम गोविंद माधव इत्यादि श्रवणमधुर पावनपावन नामो छे, ते नामोने संबोधनरूपे प्रायश्चित्तादि क्रियाना आदिभागमां मध्यभागमां अने अंतभागमा उच्चारण करे ॥२५॥

हवे अत्यधिक पापो अने तेनां प्रायश्चित्तोनुं संक्षेपथी निरूपण करूं छुं ते सांभळो. वैष्णव ( विष्णुमां अनन्य निष्ठाने पामेला ) नरनारीओनो द्रोह, ( तेमना प्राण धन मान हरवुं ते ) निंदा, ( तेमना गुणोने पण दोषरूपे वर्णवा ) भर्त्सन, ( निमित्त विनापण तेमने तिरस्कार करवो ) हरिनी के हरनी निंदा, ( तेमना तेमना एकांतिकभक्तपणाना अभिमानने

निन्दा च भर्त्सनम् ॥२६॥ हरेर्हरस्य वा गर्हा प्रतिमाखण्डनं तयोः। शालग्रामज्योतिर्लिङ्गावज्ञा वेदस्य खण्डनम् ॥२७॥ बुद्धिपूर्वं देवविप्रगोतीर्थक्षेत्रनिन्दनम्। अनाथप्राणिनां द्रोहः सतीद्रोहादिकानि च ॥२८॥ एतत्पातककर्तॄणां दर्शने बुद्धिपूर्वकम्। स्पर्शनादौ च विज्ञेयं पादकृच्छ्रं व्रतं नृणाम् ॥२९॥ एतेषां पातकानां तु प्रायश्चित्तेन कर्मणा। सद्भिर्महर्षिभिर्नोक्ता निष्कृतिः क्वापि सत्तम! ॥३०॥ आगः कुर्यादसौ येषां तेषामेव प्रसादनात्। शुद्धिरस्य तु विज्ञेया नान्योपायेन केनचित् ॥३१॥ प्रायश्चित्तमिदं प्रोक्तं स्वपापे विदिते परैः। रहस्ये तु प्रकुर्वीत जपं दानं स्वशक्तितः ॥३२॥ महापापे वर्षमेकमुपपापे तदर्धकम्। पौरुषं प्रजपेत्सूक्तं मध्याह्नावधि सोऽन्वहम् ॥३३॥ महापुरुषविद्यां वा गायत्रीं वा द्विजा-

લીધે પોતાએ અનુપાસ્ય દેવતાની ગર્હા) તેવા અભિમાનથી કરાતા વિદ્વેષને લીધે પોતે અનુપાસ્ય શિવાદિ પ્રતિમાનું ખંડન, તેજ હેતુથી શાલગ્રામ કે જ્યોતિર્લિંગની અવગુણના તથા વેદનું ખંડન, બુદ્ધિપૂર્વક દેવ ભૂદેવ ગાય તીર્થ ક્ષેત્રની નિંદા, અનાથ પ્રાણિઓનો દ્રોહ, પતિવ્રતાનો દ્રોહ, પુરાણાદિકનું ખંડન, ભગવાનને નિરાકાર કહેવા, ઇત્યાદિક અત્યધિક પાપો છે ॥૨૬-૨૮॥ આ અત્યધિક પાપોને કરનારાઓનું બુદ્ધિપૂર્વક દર્શન કે સ્પર્શનાદિક જો કરે તો તે નરોને પાદકૃચ્છ્રવ્રત પ્રાયશ્ચિત્ત કરવાનું કહ્યું છે ॥૨૯॥ હે સત્તમ! આ અત્યધિક પાપોનું પ્રાયશ્ચિત્ત મહર્ષિઓએ કોઇપણ ગ્રંથમાં કહ્યુ નથી. માટે આ પાપોનું પ્રાયશ્ચિત્ત જે વૈષ્ણવાદિકનો અપરાધ કર્યો હોય તેમનેજ પ્રસન્ન કરવાથકી બીજું નથી. તેમને રાજી કરે તો અપરાધિની શુદ્ધિ થાય છે ॥૩૦-૩૧॥

જે પ્રાયશ્ચિત્ત તેતે પાપમાં પ્રથમ કહ્યુ તે સર્વ પોતાનું પાપ બીજા જનોના જાણવામાં આવતાંજ જાણવું. જો પોતાનું પાપ રહસ્ય હોય (બીજા જનો ન જાણી ગયા હોય) ત્યારે તો યથાશક્તિ જપ કરવો અને દાન કરવું ॥૩૨॥ જપનો પ્રકાર કહે છે-તેમાં બ્રહ્મહત્યાદિ મહાપાપમાં એક વર્ષ પ્રતિદિન મધ્યાહ્નપર્યંત 'સહસ્રશીર્ષા' ઇત્યાદિ સોળ મંત્રાત્મક પુરૂષસૂક્તને

तयः । जपेयुरन्वहं स्नात्वा यमैर्युक्ता मिताशनाः ॥३४॥ नाममन्त्रं भगवतो विष्णोर्वा प्रयतोऽन्वहम् । अयुतार्धं जपेन्मूर्तिं तस्य पश्यन्स्थिरेक्षणः ॥३५॥ गौरवं लाघवं दृष्ट्वा स्वपापस्य सुधीः पुमान् । प्रायश्चित्तं प्रकुर्वीत यथाकालं समाहितः ॥३६॥ इति सङ्क्षेपतः प्रोक्ता पातकानां तु निष्कृतिः । विशेषो मुनिभिश्चास्या बहुधाऽन्यत्र दर्शितः ॥३७॥ यस्य पापस्य कुर्वीत निष्कृतिं ह्यत्र मानवः । तत्फलं नैव भुञ्जीत परलोके यमालये ॥३८॥ पापं कृत्वा गृहस्थश्च यदि कुर्यान्न निष्कृतिम् । धर्मिष्ठः कारयेद्राजा तेनैव स पतिर्यतः ॥३९॥ ब्रह्मचारिवनियतिहरिभक्तेषु भूपतेः । नाशा प्रवर्तेतेऽतस्तैः कार्यं यमभयात्स्वयम् ॥४०॥ यत्र त्वग्निप्रवेशो वा कर्मो-

જપે. ઉપપાપમાં તો તે થકી અર્ધ ( છ માસ સુધી ) જપે ॥૩૩॥ અથવા તો પ્રતિદિન સ્નાન કરી યમનિયમસંપન્ન થઇ, મિતાહારી થઇ 'जितं ते पुण्डरीकाक्ष' આ સ્તોત્રરૂપ મહાપુરૂષવિદ્યાને અથવા ગાયત્રીમંત્રને દ્વિજાતિઓ જપે ॥૩૪॥ અથવા પ્રતિદિન યમનિયમતત્પર થઇ પ્રતિમારૂપ ભગવાન્ હરિની આગળ બેસીને તેમાં સ્થિર દૃષ્ટિ રાખીને તેમના 'श्रीकृष्णाय नमः नारायणाय नमः' આવા નામમંત્રને પાંચ હજાર વાર જપે ॥૩૫॥ સુબુદ્ધિ પુરૂષ સર્વત્ર રહસ્ય પાપમાં ગૌરવ લાઘવ પોતેજ વિચારીને યથાસમય સાવધાન થઈ પ્રાયશ્ચિત્તને આચરે ॥૩૬॥ હે બ્રહ્મન્ ! આ પ્રકારે સંક્ષેપમાં પાપોના પ્રાયશ્ચિત્તના પ્રકારો કહ્યા. આમાં વિશેષતઃ તેતે મુનિઓએ બહુધા ભેદો પ્રદર્શાવ્યા છે તે તેથકી જાણવા ॥૩૭॥ જે પાપના પ્રાયશ્ચિત્તને આ લોકમાં જે માનવ કરે તે પરલોકમાં નરકદુઃખને નજ પામે. અન્યથાતો તે પાપફળ નરકમાં તેણે ભોગવવુંજ પડે ॥૩૮॥ જો ગૃહસ્થ પાપ કરીને પ્રાયશ્ચિત્તને કરે નહિ તો ધર્મનિષ્ઠ રાજા તેની પાસેજ પ્રાયશ્ચિત્ત કરાવે. પોતાના શાસનબળથી તેને બળાત્ નિયોજીને પ્રાયશ્ચિત્ત કરાવે, કારણ કે રાજા પ્રજાઓનો પતિ છે ॥૩૯॥ જે બ્રહ્મચારી વાનપ્રસ્થ સંન્યાસીઓ છે અને જે ભગવદેકભક્ત વૈષ્ણવો છે તેમણે તો દંડધર યમના પ્રશાસનભયને વિચારીને પોતાના પાપનું પ્રાયશ્ચિત્ત પોતેજ કરવું. કેમતો એમને વિષે

न्यन्मृत्युदायकम् । प्रायश्चित्तं मया प्रोक्तं तत्तु प्राचां मतेन वै ॥४१॥ तस्मात्तादृक्स्थले ज्ञेयं यावज्जीवं तपो द्विज ॥ आत्मघातस्य दोषत्वादिदमेव कलौ हितम् ॥४२॥ आवश्यके सङ्कटे तु प्राप्ते लोकत्रपादिके । वसेद्देशान्तरं गत्वा न तु जह्यात्कलेवरम् ॥४३॥ ग्राम्यं सुखं वैषयिकं तु हित्वा क्षेत्रस्थितोऽयाचितधान्यवृत्तिः । दिवा च रात्रौ हरिमेव शक्त्या भजेत्स नष्टाखिलपातकः स्यात् ॥४४॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे पञ्चमप्रकरणे धर्मोपदेशे प्रायश्चित्तविधौ प्रकीर्णपातकात्यधिकपातकप्रायश्चित्तनिरूपणनामा षट्चत्वारिंशोऽध्यायः ॥४६॥

श्रीनारायणमुनिरुवाच—अथ चान्द्रायणादीनां व्रतानां लक्षणान्य-

રાજા સમર્થ થતો નથી ॥૪૦॥ જે પાપમાં અગ્નિપ્રવેશરૂપ કે બીજું પ્રાણવિપત્તિરૂપ પ્રાયશ્ચિત્ત મેં પ્રદર્શાવ્યું છે તેતો પુરાતન મુનિઓના મતને અનુસરીને જાણવું, હે દ્વિજ ! માટે વસ્તુતાએ તેવા સ્થળમાં યાવજ્જીવ તપજ પ્રાયશ્ચિત્ત મને અભિમત છે, દેહત્યાગથી કશું શ્રેય નથી, દેહવિનાશ ન થાય એવા પ્રાયશ્ચિત્તથી પાપનું શોધનજ કલ્યાણમાટે છે. આત્મઘાત નામનો દોષ અતિપ્રબળ છે માટે કળિમાં આજ હિતકારી માન્યું છે ॥૪૧-૪૨॥ જે પાપની અધિકતાથી જીવિતધારણમાં લોકલાજ આવે કે દેશમાં યત્કિંચિત્ બીજું સંકટ આવે ત્યારેપણ તે દેશનો પરિત્યાગ કરી અપરિચિતજનવાળા સ્થાનમાં ગુપ્તપણે રહે. પણ દેહપાતને નજ કરે ॥૪૩॥ દેશાંતરમાંપણ પુણ્યક્ષેત્રવિષે રહીને, ગ્રામ્ય વૈષયિક સુખનો ત્યાગ કરી, યાચના વિના યદૃચ્છાથી મળેલા ધાન્યથી જીવન ચલાવતો થકો અહર્નિશ હરિનેજ ભજવાથી સમસ્તપાપે રહિત થઇ જાયછે ॥૪૪॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...પંચમપ્રકરણે ધર્મોપદેશે પ્રાયશ્ચિત્તવિધૌ પ્રકીર્ણપાતકાત્યધિકપાતકપ્રાયશ્ચિત્તનિરૂપણનામા ષટ્ચત્વારિંશોऽધ્યાય: ॥૪૬॥

## [1]અધ્યાય ૪૭ મો.

શ્રીનારાયણમુનિ કહેછે-હે વિપ્રવર ! સાંભળો, હવે પાપશોધકપણે

[1] આ અધ્યાયમાં ભગવાને પ્રાયશ્ચિત્તપ્રકરણમાં કહેલા ચાંદ્રાયણાદિ વ્રતોનાં લક્ષણનું નિરૂપણ કર્યું છે.

हम् । पापशोधनहेतूनां प्रोक्तानि मुनिभिर्भुवे ॥१॥ तिथिवृध्या शुक्लपक्षे ग्रासानामलकोपमान् । एकैकवृद्धया भुञ्जीत ह्रासयेच्च सितेतरे ॥२॥ चरुर्भैक्षं सक्तुकणा यावक॰ शाकमेव च । पयो दधि घृतं मूलं फलं पानीयमेव वा ॥३॥ उत्तरोत्तरशस्तानि हवींष्येतानि तत्र तु । यथास्वशक्त्यन्यतमं व्रती भक्ष्ये प्रकल्पयेत् ॥४॥ अमायां नैव भुञ्जीत तिथिवृद्धौ तु षोडश । ग्रासास्तिथिक्षये च स्युश्चतुर्दश यथातिथि ॥५॥ यवमध्याभिधं प्रोक्तं व्रतं चान्द्रायणं

---

કહેલા ચાદ્રાયણાદિ વ્રતોના લક્ષણો મહર્ષિઓએ કહેલાનુ હુ નિરૂપણ કરૂ છુ ॥૧॥ તેમા ચાદ્રાયણનુ બહુધા બહુ પાપોમા સાધારણ્ય હોવાથી પ્રાધાન્ય છે માટે તેનુ પ્રથમ નિરૂપણ કરૂ છુ–શુક્લપક્ષની પ્રતિપદાને પ્રારભીને પૂર્ણિમા પર્યંત તિથિવૃદ્ધિક્રમથી (ચદ્રકળાવૃદ્ધિપ્રયુક્ત જે તિથિક્રમ તેને અનુસારે) ગ્રાસોને વધારે (શુક્લ પ્રતિપદાએ એક ગ્રાસ જમે, દ્વિતીયાએ બે ગ્રાસ, તૃતીયાએ ત્રણ ગ્રાસ, આવા અનુક્રમથી વધારે) પછી કૃષ્ણપક્ષની પ્રતિપદાને આરભીને ગ્રાસોને એક એક અનુક્રમે અમાવાસ્યાપર્યંત ઓછા કરે, તે આ ચાદ્રાયણ કહ્યુ છે આ ગ્રાસો મોટા લીલા આમળા જેવડા જાણવા ॥૨॥ ચાદ્રાયણમા જમવાના ગ્રાસમા દ્રવ્યનિયમ કહે છે–ચરૂ–ઓસાવ્યા વિનાનો ભાત, ભૈક્ષ–ભિક્ષાપ્રાપ્ત અન્ન, સક્તુ–શેકેલા ઘઉં આદિકનુ ચૂર્ણ, (સાથવો) કણ–શેકેલા કે નહિ શેકેલા ઘઉં, ચણા, મગ આદિકના કણો, યાવક–જવનો સાથવો, શાક–દશ પ્રકારમાથી હરકોઇ શાક, પય–ગાયભેંસ માથી હરકોઇનુ દુધ, દહી, ઘૃત, મૂળ ફળ અને જળ, આમાથી યત્કિંચિત્ એકને યથાશક્તિ વ્રતી ભક્ષ્ય ગ્રાસમા પ્રકલ્પે આ ચરૂ આદિક હવિષ્યોમા ઉત્તરોત્તર શ્રેષ્ઠ સમજવા ॥૩–૪॥ એક એક ગ્રાસના હ્રાસમા અમાવાસ્યાએ ન જ જમે–ઉપવાસ કરે જો તિથિની વૃદ્ધિ હોય ત્યારે તો સોળ કોળીયા અને તિથિનો ક્ષય હોય ત્યારે ચૌદ કોળીયા થાય તેતો તિથિની વૃદ્ધિહ્રાસને અનુસારે સમજી લેવુ ॥૫॥ જવ જેમ મધ્યે સ્થૂળ હોય છે અને આદિ અતમા કૃશ હોય છે એમ આ વ્રત ગ્રાસના વૃદ્ધિહ્રાસવડે આદિ અતમા કૃશ અને ક્રમશ મધ્યે સ્થૂળ છે માટે યવમધ્ય નામનુ

त्विदम् । सर्वपापप्रशमनं धर्मवृद्धिकरं तथा ॥६॥ मासस्य कृष्णपक्षादौ ग्रासानद्याच्चतुर्दश । ग्रासापचयभोजी सन्पक्षशेषं समापयेत् ॥७॥ तथैव शुक्लपक्षादौ ग्रासमेकं तु भक्षयेत् । ग्रासोपचयभोजी सन् पक्षं तं च समापयेत् ॥८॥ पिपीलिकामध्यमिदं व्रतं चान्द्रायणं मतम् । यथारुचि प्रकुर्वीत द्वयोरन्यतमं पुमान् ॥९॥ यथाकथञ्चित्पिण्डानां चत्वारिंशच्छतद्वयम् । मासेनैवोपभुञ्जीत

ચાંદ્રાયણ કહ્યું છે. તે આ ચાંદ્રાયણ સમગ્ર પાપના પ્રશમનમાં સમર્થ તથા ધર્મવૃદ્ધિ કર છે. (સપાપે અનુષ્ઠાન કરતાં પાપને નાશ કરે છે, નિષ્પાપે અનુષ્ઠાન કરતાં ધર્મની વૃદ્ધિ કરે છે) ॥૬॥ પ્રકારાંતરે આજ વ્રતને નિરૂપે છે–માસના કૃષ્ણપક્ષની પ્રતિપદાએ પ્રારંભીને પૂર્ણિમાએ વ્રતને પરિપૂર્ણ કરે. તેમાં કૃષ્ણપક્ષની પડવા તિથિએ ચૌદ કોળીયાને જમે, દ્વિતીયાએ તેર જમે, તૃતીયાએ બાર જમે, આવા અનુક્રમે ગ્રાસોને એક એક ઓછા કરતો જાય. મધ્યે આવેલી અમાવાસ્યાએ ઉપવાસ કરે. તેમજ શુક્લ પક્ષને પડવે એક કોળીયાને જમે, દ્વિતીયાએ બે જમે, તૃતીયાએ ત્રણ જમે, આવા અનુક્રમે ગ્રાસને એક એક વધારતો જાય, એમ બન્ને પક્ષને પરિપૂર્ણ કરે. આ ચાંદ્રાયણ ક્રમશઃ ગ્રાસોના વૃદ્ધિહ્રાસવડે મધ્યે ક્રમથી કૃશતા અને બન્ને બાજુમાં ક્રમથી સ્થૂળતાને પામે છે માટે પિપીલિકામધ્ય નામનું કહ્યું છે. આ યવમધ્ય અને પિપીલિકામધ્યમાંથી એકને યથારૂચિ વ્રતકર્તા કરે. આ ચાંદ્રાયણ ચતુર્થ પ્રકરણના ૧૯ અધ્યાયમાં વિષ્ણુપુરાણ્મતથી કહ્યું છે, તેમાં ૨૪૦ બસો ચાળીસ કોળીયાની આવશ્યકતા કહી છે. અહીંતો બન્નેમાંપણ ૨૨૫ બસો પચીશ કોળીયાનો નિયમ તથા એકમાં અંતે અને બીજામાં મધ્યે અમાવાસ્યાએ ઉપવાસનિયમ આવે છે. તો કદાચિત્ દૈવાત્ એકપક્ષમાં વૃદ્ધિ અને બીજામાં હ્રાસનો અભાવ હોય ત્યારે તો ઉક્ત કોળીયાનો નિયમ અને અમાવાસ્યાઉપવાસ અવશ્ય સંપાદન કરવોજ. એમજ કદાચિત્ તિથિવૃદ્ધિહ્રાસનું અન્યથાપણું હોય તોપણ તે કહેલું સંપાદન કરવુંજ એવો નિષ્કર્ષ છે ॥૭–૯॥ ૨૪૦ બસો ચાળીશ કોળીયાને એકમાસેજ યથાકથંચિત્–અમાવાસ્યાપર્યંત કે પૂર્ણિમાપર્યંત માસ-

तदपीन्दुव्रतं मतम् ॥१०॥ अष्टावष्टौ समश्नीयात्पिण्डान्मध्याह्नतः परम् । नियतात्मा हविष्यस्य यतिचान्द्रायणं मतम् ॥११॥ चतुरः प्रातरश्नीयात्पिण्डान्विप्रः समाहितः । चतुरोऽस्तमिते सूर्ये शिशुचान्द्रायणं च तत् ॥१२॥ त्रींस्त्रींन्पिण्डान्समश्नीयान्नियतात्मा दृढ-

નિયમની અપેક્ષા નહિ રાખીને યથાકથચિત્ ત્રિશ દિનરૂપ માસથી જમે તે પણ ચાંદ્રાયણવ્રત માન્યુ છે. તેમાં આ ક્રમ જાણવો-પ્રથમ દિને ચાર ગ્રાસોને જમે, દ્વિતીય દિને આર ગ્રાસોને જમે, તૃતીય દિવસે ઉપવાસ કરે, ચતુર્થ દિવસે સોળ ગ્રાસોને જમે, ફરી વળી તેથકી પર દિને ચાર ગ્રાસોને જમે, તેથકી પર દિવસે આર ગ્રાસોને જમે, આવા અનુક્રમે સાત વાર આવૃત્તિ થઇ રહેતાં આઠમી આવૃત્તિમા પ્રથમ દિને ચાર અને દ્વિતીય દિને આર ગ્રાસોને જમીને તેથકી પરદિને ઉપવાસ કરીને વ્રતને સમાપ્ત કરે. પ્રાયશ્ચિત્તેન્દુશેખરમા તો જે કોઇપણ પ્રકારે ૨૨૫ બસો પચીશ કોળીયાઓ એક માસમા જમવાથીપણુ તે ચાદ્રાયણુ કહ્યુ છે તે એવી રીતે કે-પ્રથમ દિને ચાર, દ્વિતીય દિને અગીયાર, તૃતીય દિને ઉપવાસ, ચતુર્થ દિવસે પદર ગ્રાસોને જમે, આ રીતે સાતવાર આવૃત્તિ થઇ રહેતા આઠમી આવૃત્તિમાં પ્રથમ દિને ચાર અને દ્વિતીય દિને અગીયાર કોળીયા જમીને તેથકી પરિદિને ઉપવાસ કરીને વ્રતને સમાપ્ત કરે ॥૧૦॥ આ બીજો ચાદ્રાયણપ્રકાર છે-નિયમિત મનવાળો વ્રતકર્તા મધ્યાહ્નપછી પ્રતિદિન આઠ હવિષ્યાન્નના ગ્રાસોને એકમાસપર્યંત જમે, તે આ યતિચાંદ્રાયણ માન્યું છે ॥૧૧॥ નિયમાચરણમાં સ્થિરચિત્તવાળો વ્રતકર્તા ચાર ગ્રાસોને પ્રાત: (સ્નાનાદિ મધ્યાહ્નાંત સુધીનુ નિત્યકર્મ કરી પરવાર્યા પછી) જમે, ચાર ગ્રાસોને સૂર્યાસ્ત પછી (સાયસંધ્યાથકી અનંતર) જમે, એમ માસપર્યંત વ્રત કરે તે આ શિશુચાદ્રાયણુ કહ્યુ છે ॥૧૨॥ નિયમિતમનવાળો સુદૃઢવ્રતસંકલ્પવાળો જન પ્રતિદિન હવિષ્યાન્નના ત્રણ ત્રણ ગ્રાસોને એકમાસ સુધી જમે તે આ ઋષિચાંદ્રાયણ કહ્યુ છે. આમાં ગ્રાસનું પ્રમાણ कुक्कुटाण्डप्रमाणं तु ग्रासं वै परिकल्पयेत्' ઇત્યાદિ વચનથકી જાણવું. પ્રથમનાં બે ચાદ્રાયણોથકી બીજાનો દિનાંતરમાંપણુ આરંભ થાય. પ્રતિપદાએ પ્રારંભ

व्रतः । हविष्यान्नस्य वै मासमपिचान्द्रायण स्मृतम् ॥१३॥ गोक्षीर सप्तरात्रं च पिबेत्स्तनचतुष्टयात् । स्तनत्रयात्सप्तरात्रं सप्तरात्र स्तनद्वयात् ॥१४॥ षड्रात्र च तथैकस्मात्त्रिरात्र वायुभुग्भवेत् । एत त्सोमायन नाम व्रतं कल्मषनाशनम् ॥१५॥ एकभक्तैश्च नक्तैश्च तथैवायाचितैरपि । उपवासैश्चतुर्भिश्च कृच्छ्र षोडशभिर्दिनै ॥१६॥ क्षीर घृतं चाम्बु तप्त मिश्रमेकदिनं पिबेत् । उपावसेदेक दिन तप्तकृच्छ्रोऽयमुच्यते ॥१७॥ तप्तक्षीरघृताम्बूनामेकैकं प्रत्यह पिबेत् । एकरात्र चोपवसेत्तप्तकृच्छ्रो महान्मत. ॥१८॥ तप्तकृच्छ्र चरन्विप्रो जलक्षीरघृतानिलान् । प्रतित्र्यह पिबेदुष्णान्सकृत्स्नायी

કરવો એવો નિયમ નથી સર્વ કોઇ ચાદ્રાયણોમા એકાદશ્યાદિ વ્રતનો લોપ થાય તેમા દોપ નથી એમ જાણવુ ॥૧૩॥ હવે સોમાયન નામનુ વ્રત કહે છે–સાત દિવસસુધી ગાયના ચાર આચળથકી દુધને પીવે, તેથકી પર સાતદિવસસુધી ત્રણ આચળથકી દુધ પીવે, તેથકી પર સાતદિવસ બે આચળથકી દુધ પીવે, તેથકી પર છ દિવસપર્યંત એક આચળથકી દુધને પીવે, તે થકીપર ત્રણ દિવસ વાયુભક્ષી થાય, (ઉપવાસ કરે) તે આ સોમાયન નામનુ વ્રત સર્વે પાપને નાશ કરનારૂ કહ્યુ છે ॥૧૪-૧૫॥ હવે કૃચ્છ્રાખ્યવ્રતને કહે છે–પ્રથમ ચાર દિવસ મધ્યાહ્ને એકવાર જમે, પછીના ચાર દિવસ અપરાહ્નકાળને અતે જમે તે પછીના ચાર દિવસ યાચના વિના મળેલા અન્નને એકવાર જમે, તેપછી ચાર દિવસ ઉપવાસ કરે, એમ મળીને સોળ દિવસોવડે કૃચ્છ્રાખ્ય વ્રત નિષ્પન્ન થાય છે ॥૧૬॥ હવે તપ્ત કૃચ્છ્ર વ્રતના ભેદોને નિરૂપે છે–તપાવેલા દુધ ઘૃત અને જળને મિશ્રિત કરીને એક દિવસ પીવે, પરદિને ઉપવાસ કરે, તે આ બે દિવસવડે સાધ્ય તપ્તકૃચ્છ્ર નામનુ વ્રત કહ્યુ છે ॥૧૭॥ તપાવેલુ દુધ, તપાવેલુ ઘૃત અને તપાવેલુ જળ અનુક્રમે એક એક દિવસ પીવે, ચોથે દિવસે ઉપવાસ કરે, તે આ ચાર દિવસવડે સાધ્ય મહાતપ્તકૃચ્છ્રવ્રત કહ્યુ છે ॥૧૮॥ તપ્તકૃચ્છ્રવ્રતને કરતો વિપ્ર એકવાર સ્નાન કરી સાવધાન થઇ ત્રણ દિવસ તપાવેલા જળને પીવે, તે પછી ત્રણ દિવસ તપાવેલા દુધને પીવે તે પછી ત્રણ દિવસ તપાવેલા

समाहितः ॥१९॥ जलं पिबेत्तु त्रिपलं द्विपलं तु पयः पिबेत्। पल-
मेकं पिबेत्सर्पिस्त्रिरात्रं चोष्णमारुतम् ॥२०॥ पीयते शीतमम्ब्वादि
व्रतेऽस्मिन्यदि तर्हि तत्। शीतकृच्छ्र इति प्रोक्तं यमेनाघहरं व्रतम्
॥२१॥ पिबेदेकदिनं मिश्रं पञ्चगव्यं कुशोदकम्। उपावसेदेकदिनं
व्रतं सान्तपनं हि तत् ॥२२॥ पृथक्सान्तपनद्रव्यैः षड्दिनानि
क्षिपेत्पुमान्। उपावसेदेकदिनं महासान्तपनं त्विदम् ॥२३॥
प्रत्येकं प्रत्यहं गव्यं शकृन्मूत्रं पयो दधि। घृतं कुशोदकं पीत्वा

घृतने पीवे, तेपछी त्रण दिवस वायुभक्षी थाय, आ मनु बृहत्पराशरमतथी बार दिवसवडे साध्य महातप्तकृच्छ्रव्रतनो प्रकार छे ॥१९॥ एमां पेय पानीय आदिकनुं प्रमाण कहे छे–त्रण पळ जळ पीवे, बे पळ पय पीवे, एक पळ घृत पीवे अने त्रण दिवस उष्णोदकनी वराळने पीवे ॥२०॥ जो आ बार दिवससाध्य व्रतमां उष्ण जळादिकने ठेकाणे शीत जळादिक चारने पीवे तो ते पापनाशक शीतकृच्छ्रव्रत कह्युं छे. ते आ व्रतने यममुनि कहे छे–'त्र्यहं शीतं पिबेत्तोयं त्र्यहं शीतं पयः पिबेत्। त्र्यहं शीतं घृतं पीत्वा वायुभक्षः परं त्र्यहम् ॥' इति ॥२१॥

हवे सांतपनव्रतना भेदोने कहेछे–दर्भोदकथी मिश्रित पंचगव्यने परस्पर मिश्र करीने एक दिवस पीवे अने परदिने उपवास करे, ते आ बे दिवस-साध्य सांतपनव्रत कह्युं छे. तेमां गोमूत्रं गोमयं क्षीरं दधि सर्पिः कुशो-दकम्। जग्ध्वा परेऽह्न्युपवसेत्कृच्छ्रं सान्तपनं चरन् ॥' एवी याज्ञवल्क्यस्मृति छे ॥२२॥ सांतपनव्रतमां कहेलां पांच गव्यद्रव्यो जे गोमय मूत्र दुध दही घृत तेमांथी एक एकने एक एक दिवसे पीवे, छठे दिने कुशोदकने पीवे अने सातमे दिवसे उपवास करे, ते आ महासांतपनव्रत कह्युं छे ॥२३॥ बृहत्पराशर अने जाबाळमतथी तेना भेदने कहेछे–प्रतिदिन एक एक गाय-सम्बन्धी छाण मूत्र दुध दही घृत अने कुशोदकने पान करी सातमे दिवसे उपवास करे. आ प्रकारे सात दिवसोवडे साध्य सांतपन नामनुं व्रत कह्युं छे. प्रथम तो बे दिवसवडे साध्य सांतपनव्रत कह्युं, आ तो सातदिवस-वडे साध्य कह्युं, एम नामनी समता छतां पण भेद छे. आ सात दिवसवडे

सप्तमेऽह्नि ह्युपावसेत् ॥२४॥ दिनैः सप्तभिरित्युक्तं व्रतं सान्तपनाभिधम् । एतदेव त्रिरभ्यस्तं महासान्तपनं मतम् ॥२५॥ त्र्यहं पिबेत्तु गोमूत्रं त्र्यहं वै गोमयं पिबेत् । त्र्यहं दधि त्र्यहं क्षीरं त्र्यहमाज्यं पिबेत्पुमान् ॥२६॥ महासान्तपनं ह्येतद्व्रतं पापप्रणाशनम् । यतिसान्तपनं प्रोक्तं पञ्चगव्याशनात्त्र्यहम् ॥२७॥ पर्णोदुम्बरराजीवबिल्वपत्रकुशोदकैः । प्रत्येकं प्रत्यहं पीतैः पर्णकृच्छ्र उदीरितः ॥२८॥ एतान्येव समस्तानि त्रिरात्रोपोषितः शुचिः । क्वाथ-

સાધ્ય સાંતપનવ્રતનેજ ત્રણ આવૃત્તિથી કરે તો તે મહાસાંતપન વ્રત માનેલું છે. પ્રથમ તો સપ્તદિનસાધ્ય મહાસાંતપન કહ્યું, આ તો તેના તેજ વસ્તુના ત્રણ ત્રણ દિવસ સેવનથી એકવીશ દિવસોવડે સાધ્ય કહ્યું. એમ નામની એકતા છતાં પણ ભેદ છે. તે જાબાળે કહ્યું છે-'षण्णामेकैकमेतेषां त्रिरात्रमुपयोजयेत् । त्र्यहं चोपवसेदन्त्ये महासान्तपनं विदुः ॥' ઇતિ ॥૨૪-૨૫॥ યમમતથી પણ એનો ભેદ કહેછે-પુરૂષ ત્રણ દિવસ ગોમૂત્રને પીવે, ત્રણ દિવસ ગોછાણને પીવે, ત્રણ દિવસ ગોદધિને પીવે, ત્રણ દિવસ ગોદુગ્ધને પીવે અને ત્રણ દિવસ ગોઘૃતને પીવે તો આ સર્વ પાપને નાશ કરનારૂં પંદર દિવસવડે સાધ્ય મહાસાંતપન વ્રત કહ્યું છે. હવે શંખમતથી ત્રણ દિવસવડે સાધ્ય યતિસાંતપનવ્રતને કહેછે-ત્રણ દિવસપર્યંત પંચગવ્યના પાનથી યતિસાંતપનવ્રત કહ્યુંછે. જ્યારે સાંતપનવ્રતમાં કહેલાં છ વસ્તુઓમધ્યે એક એકનો બે બે દિવસ ઉપયોગ કરે તો તે બાર દિવસવડે સાધ્ય યમમતથી પણ સાંતપન નામનું પણ વ્રત થાય છે, આ ગુરૂ લઘુ કૃચ્છ્રોની ગુરૂ લઘુ પાપની અપેક્ષાએ અને શક્ત્યાદિકની અપેક્ષાએ વ્યવસ્થા સમજવી ॥૨૬-૨૭॥ હવે પર્ણકૃચ્છ્રવ્રતને કહેછે-પ્રથમ દિને આખરાનાં પાનડાંથી ઉકાળેલું જળ પીવે, ( બીજું ન જમે ) તે થકી પરદિને ઉમરડાનાં પાનડાંથી ઉકાળેલું જળ પીવે, તેથકી પરદિને કમળપત્રથી ઉકાળેલું જળ પીવે, તેથકી પર દિવસે બિલીપત્રથી ઉકાળેલું જળ પીવે, તેથકી પરદિવસે દર્ભોદકને પીવે, તે આ પાંચ દિવસવડે સાધ્ય પર્ણકૃચ્છ્રનામનું વ્રત યાજ્ઞવલ્ક્યના મતથી કહ્યુંછે ॥૨૮॥ હવે પર્ણકૂર્ચવ્રતને કહે છે-જ્યારે શુદ્ધ થઈ ત્રણ

यित्वा पिबेदद्भिः पर्णकूर्चस्तदा मतः ॥२९॥ फलैर्मासेन कथितः फलकृच्छ्रस्तु भक्षितैः । श्रीकृच्छ्रः श्रीफलैः प्रोक्तः पद्माख्यैः पद्मसंज्ञितः ॥३०॥ मासेनामलकैरेवं श्रीकृच्छ्रो ह्यपरो मतः । पत्रैर्मतः पत्रकृच्छ्रः पुष्पैः पुष्पाख्य उच्यते ॥३१॥ मूलकृच्छ्रः स्मृतो मूलैस्तोयकृच्छ्रो जलेन तु । क्षीरादावपि विज्ञेयमेवमेव विचक्षणैः॥३२॥ एकभक्तेन नक्तेन तथैवायाचितेन च । उपवासेन चैकाहं पादकृच्छ्रः प्रकीर्तितः ॥३३॥ त्र्यहं प्रातस्त्र्यहं सायं त्र्यहं कुर्यादयाचितम् ।

દિવસ પ્રથમ ઉપોષણ કરીને તેથકી પરદિને તે આ બધાંય પાંદડાંને ઉકાળીને તે જળને પીવે તો આ ચાર દિવસસાધ્ય પર્ણકૂર્ચવ્રત યમમતથી કહ્યું છે ॥૨૯॥ હવે ફળાદિ નાનાવિધ કૃચ્છ્રોને એકસાથે કહેછે—એક માસ કેવળ ફળોના ભક્ષણથી સાધ્ય વ્રત તે ફળકૃચ્છ્રવ્રત કહ્યું છે. એકમાસ કેવળ શ્રીફળોના (બીલીફળ) ભક્ષણથી શ્રીકૃચ્છ્રવ્રત કહ્યું છે. કમળકોશમાં ઉદ્‌ભવતાં ફળોને કેવળ એક માસ ભક્ષણ કરે તો તે પદ્મકૃચ્છ્રવ્રત કહ્યું છે. કેવળ આમળાં એકમાસ ખાવાથી બીજું શ્રીકૃચ્છ્રનામનું વ્રત કહ્યું છે. એરીતે એકમાસ કેવળ પત્રોને ભક્ષણ કરે તો તે પત્રકૃચ્છ્રવ્રત કહ્યું છે. એકમાસ ભક્ષણ કરેલાં કેવળ પુષ્પોવડે સાધ્ય વ્રત તે પુષ્પકૃચ્છ્રવ્રત માન્યું છે. એમજ એક માસ ખાધેલા કેવળ મૂળવડે સાધ્ય તે મૂળકૃચ્છ્રવ્રત કહ્યુંછે. એકમાસ પાન કરેલા કેવળ જળવડે સાધ્ય વ્રત તે તોયકૃચ્છ્રવ્રત કહ્યુંછે. એમ એકમાસ ક્ષીરમાત્રના પાનથી સાધ્ય વ્રત તે ક્ષીરકૃચ્છ્રવ્રત માન્યું છે. એજરીતે તેમાં તેમાં વિચક્ષણોએ જાણી લેવું ॥૩૦-૩૨॥ હવે સોળ દિવસવડે સાધ્ય કૃચ્છ્રવ્રતના એકપાદરૂપ પાદકૃચ્છ્રવ્રતને કહેછે—એક દિવસ એકવાર મધ્યાહ્નોત્તર ભોજન કરે, એક દિવસ અપરાહ્નકાળને અંતે એકવાર ભોજન કરે, એક દિવસ યાચના વિના પ્રાપ્ત થએલા અન્નને એકવાર જમે અને એક દિવસ ઉપવાસ કરે, આ ચાર દિવસવડે સાધ્ય જે વ્રતવિશેષ તે પાદકૃચ્છ્રનામથી કહ્યોછે ॥૩૩॥ ત્રણ દિવસ પ્રાતઃ એકવાર જમે, તેથકી પર ત્રણ દિવસ સાયંસમયે એકવાર જમે, તેથકી પર ત્રણ દિવસ યાચના વિના મળેલાને એકવાર જમે, તે થકી પર ત્રણ દિવસ ન જમે, તે આ બાર દિવસવડે સાધ્ય પ્રાજા-

त्र्यहं परं च नाश्नीयात्प्राजापत्योऽयमुच्यते ॥३४॥ अयमेवातिकृच्छ्रः स्यात्पाणिपूरान्नभोजनः । उपवासादवर्जं वै दिनैर्द्वादशभिर्द्विज ! ॥३५॥ प्राजापत्यं चतुर्धैव विभज्य प्राह च व्रतम् । आपस्तम्बो मुनिः पादकृच्छ्रं वर्णानुरूपतः ॥३६॥ त्र्यहं निरशनं पादः पादश्चायाचितं त्र्यहम् । सायं त्र्यहं तथा पादः पादः प्रातस्तथा त्र्यहम् ॥३७॥ प्रातः पादं चरेच्छूद्रः सायं वैश्यः समाचरेत् । अयाचितं तु राजन्यस्त्रिरात्रं ब्राह्मणः परम् ॥३८॥ सायं तु द्वादश ग्रासाः प्रातः पञ्चदश स्मृताः । चतुर्विंशतिरायाच्याः परं निरशनं स्मृतम् ॥३९॥ सायं प्रातस्तथैकैकं दिनद्वयमयाचितम् । दिनद्वयं

પત્ય કૃચ્છ્રવ્રત કહ્યું છે ॥૩૪॥ હવે અતિકૃચ્છ્રવ્રતને કહેછે–હે દ્વિજ ! આજ બાર દિવસસાધ્ય પ્રાજાપત્યવ્રત–ત્રણ ઉપવાસ દિવસોથકી અન્યત્ર ત્રણ ત્રણ દિવસોમાં કહેલા પ્રાતઃભોજનાદિક ત્રણને ખોબામાત્ર પરિમિત અન્નથીજ જો સિદ્ધ કરે તો તે અતિકૃચ્છ્ર દ્વાદશદિવસસાધ્ય વ્રત કહ્યું છે. અર્થાત્ પ્રાતરાદિક ત્રણ ત્રિકોમાં ખોબાપરિમિત રાંધેલા અન્નને જમીને અંતિમ ત્રિકમા ઉપવાસ કરવાથી અતિકૃચ્છ્રવ્રત થાય ॥૩૫॥ હવે દ્વાદશદિનસાધ્ય પ્રાજાપત્યવ્રતના પાદકૃચ્છ્રને પ્રકારાંતરે કહેછે–આપસ્તંબમુનિ દ્વાદશદિનસાધ્ય ઉક્ત પ્રાજાપત્યવ્રતનેજ ત્રિકત્રિકભેદથી ચારપાદોવડે વિભાગ કરીને પાદકૃચ્છ્રભેદો ચાર વર્ણોને અધિકાર કરીને કહેછે. તેમાં ત્રણ દિવસ અનશનરૂપ (ઉપવાસરૂપ) પ્રથમ પાદકૃચ્છ્ર છે, ત્રણ દિવસ અયાચિતાન્નભક્ષણરૂપ બીજો પાદકૃચ્છ્ર છે, ત્રણ દિવસ સાયંભોજનરૂપ ત્રીજો પાદકૃચ્છ્ર છે અને પ્રાતર્ભોજનરૂપ ચોથો પાદકૃચ્છ્ર છે, તેમાં પ્રાયશ્ચિત્તપણે કહેલા પાદકૃચ્છ્રમા પ્રાત.પાદને (પ્રાતઃ ભોજન કરવારૂપ) શૂદ્ર કરે, સાયંપાદને (સાયંભોજન કરવારૂપ) વૈશ્ય કરે. અયાચિતપાદને (યાચના વિના મળેલા અન્નના ભોજનરૂપ) ક્ષત્રિય કરે અને અનશન પાદને (ઉપવાસરૂપ) બ્રાહ્મણ કરે. તેમાં સાયંકાલીન ભોજનમાં બારજ ગ્રાસો ગ્રહણ કરવા, પ્રાતઃકાલીન ભોજનમા તો પંદર ગ્રાસો લેવા, અયાચિતાન્નભોજનમાં તો ચોવીશ ગ્રાસો લેવા. તત પર તો ત્રણદિવસ નિરશન કહ્યુછે ॥૩૬-૩૯॥ હવે કૃચ્છ્રાર્ધવ્રતનું લક્ષણ કહેછે-

च नाश्नीयात्कृच्छ्रार्धं तत्प्रकीर्तितम् ॥४०॥ नयेत्पीत्वा पयोमात्रं दिवसानेकविंशतिम्। कृच्छ्रातिकृच्छ्रः कथितो द्वादशाहं जलं च वा ॥४१॥ द्वादशाहोपवासैश्च पाराकः परिकीर्तितः। शोधनः सर्वपापानां मुनिभिर्द्विजसत्तम! ॥४२॥ पिण्याकसक्तुतक्राणामेकैकं प्रत्यहं पुमान्। अथात्सौम्याख्यकृच्छ्रोऽयं तुर्ये चोपवसेद्दिने ॥४३॥ सम्प्राश्य तिलपिण्याकं तक्रं तोयं कुशोदकम्। उपावसेत्पञ्च-

એક દિન સાય જમે, એક દિન પ્રાત જમે, બે દિન અયાચિત અન્નને જમે અને બે દિવસ ઉપવાસ કરે, આ છ દિવસોવડે સાધ્ય કૃચ્છ્રાર્ધ નામનુ વ્રત કહ્યું છે ॥૪૦॥ હવે કૃચ્છ્રાતિકૃચ્છ્રવ્રતને કહેછે–એકવીશ દિવસોને કેવળ દુધનું પાન કરવાથી નિર્ગમન કરે તે આ કૃચ્છ્રાતિકૃચ્છ્ર યાજ્ઞવલ્ક્યના મતથી કહ્યોછે. અથવા કેવળ જળપાન કરીને બાર દિવસોને નિર્ગમન કરે તેપણ કૃચ્છ્રાતિકૃચ્છ્ર ગૌતમમતથી કહ્યોછે. જળમાત્રસાધ્ય કૃચ્છ્રાતિકૃચ્છ્રમા આ વિશેષ અન્ય સ્મૃતિમા કહ્યોછે 'अब्भक्षस्तृतीयः कृच्छ्रातिकृच्छ्र.' ઇતિ આ ભાવ છે–ત્રણ દિવસ પ્રાત', ત્રણ દિવસ સાય, ત્રણ દિવસ અયાચિત, એમ જે ભોજનકાળ કહ્યો તે દિવસોમા તે તે કાળે કેવળ જળનેજ પીવે, તે પછી ત્રણ દિવસ અનશન (ઉપવાસ) કરે આ કૃચ્છ્રાતિકૃચ્છ્ર શક્તોના પ્રતિ કહ્યોછે, એમ માધવાચાર્ય કહેછે ॥૪૧॥ હવે પારાકકૃચ્છ્રને કહે છે–હે દ્વિજસત્તમ! બાર દિવસ લાગટ ઉપવાસો કરવા તે આ સમસ્તપાપોને શુદ્ધ કરનાર પારાકકૃચ્છ્ર મુનિઓએ કહ્યોછે. કૃચ્છ્રાતિકૃચ્છ્રમા જળ નિયતપણે આજ્ઞા કર્યુંછે, આમાં તો પ્રાણગ્લાનિની નિવૃત્તિમાટે પીવું, એવો ભેદ સમજવો પણ કોઈપણ વ્રતમા જળ ન પીવું એમ તો ન જાણવું, કેમકે 'अष्टौ तान्यव्रतघ्नानि आपो मूल फलं पय' એમ તેની સર્વત્ર અનુજ્ઞા આપીછે ॥૪૨॥ હવે સૌમ્યકૃચ્છ્રાખ્યવ્રતના ભેદોને કહેછે–પ્રથમ દિને પિણ્યાક (તલનો ખોળ)ને જમે, દ્વિતીય દિને સાથવાને જમે, તૃતીય દિને છાસમાત્રને પીવે, ચતુર્થ દિવસે તો ઉપવાસ કરે, એમ ચાર દિવસવડે સાધ્ય આ સૌમ્યકૃચ્છ્રવ્રત જાબાળમતથી કહ્યુ છે ॥૪૩॥ પ્રથમ દિવસે તિલપિણ્યાક, દ્વિતીય દિવસે છાસ, તૃતીય દિવસે કેવળ જળ અને ચતુર્થ દિવસે દર્ભોદકને પાન કરીને પચમ દિવસે

मेऽह्नि सोऽपि कृच्छ्रः स ईर्यते ॥४४॥ पिण्याकाचामतक्राम्बुसक्तुभिः पञ्च वासरान्। एकरात्रोपवासश्च सौम्यकृच्छ्रः प्रकीर्तितः ॥४५॥ एषां त्रिरात्रमभ्यासादेकैकस्य यथाविधि । तुलापुरुषकृच्छ्रोऽयं ज्ञेयः पञ्चदशाहिकः ॥४६॥ आचाममथ पिण्याकं तक्रं चोदकसक्तुकान्। त्र्यहं त्र्यहं प्रयुञ्जानो वायुभक्षस्त्र्यहद्वयम् ॥४७॥ एकविंशतिरात्रोऽयं तुलापुरुष ईरितः। व्रतभेदेषु सर्वत्र ग्राह्यः पक्षः स्वशक्तितः ॥४८॥ ब्रह्मकूर्चं प्रवक्ष्यामि व्रतानामुत्तमं व्रतम्। कृतेन येन मुच्यन्ते मनुष्याः सर्वकिल्बिषैः ॥४९॥ उपवासं पूर्वे दिने कृत्वा प्रयतमानसः। पञ्चगव्यं द्वितीयेऽह्नि पिबेत्सह कुशाम्भसा ॥५०॥ गोमूत्रं गोमयं क्षीरं दधि सर्पिः कुशोदकम्। निर्दिष्टं

ઉપવાસ કરે. તે આ પંચદિનસાધ્ય પણ સૌમ્યકૃચ્છ્રવ્રત પરાશરમતથી કહ્યું છે ॥૪૪॥ પિણ્યાક ઓસામણ છાસ જળ અને સાથવાવડે પાંચ દિવસને અતિક્રમ કરે અને છઠે દિવસે ઉપવાસ કરે, એમ છ દિવસવડે સાધ્ય આ પણ સૌમ્યકૃચ્છ્રવ્રત યાજ્ઞવલ્ક્યમતથી કહ્યું છે. આમાં દ્રવ્યનું માપતો પ્રાણયાત્રામાત્રમાં ઉપયોગી જાણવું ॥૪૫॥ આ–તલનો ખોળ ઓસામણ છાસ સાથવો અને જળ આ એક એક દિન સેવ્યપણે કહેલાં દ્રવ્યોનો ત્રિરાત્ર યથાવિધિ અભ્યાસ કરતાં (ત્રણ દિવસ પિણ્યાક, ત્રણ દિવસ તક, એવા અનુક્રમથી) મળીને પંદર દિવસોવડે સાધ્ય આ તુલાપુરૂષકૃચ્છ્રનામનું વ્રત યાજ્ઞવલ્ક્યમતથી કહ્યું છે ॥૪૬॥ કેવળ ઓસામણ તલનો ખોળ છાસ જળ અને સાથવાને ત્રણ ત્રણ દિવસ ક્રમથી જમીને પછી છ દિવસપર્યંત વાયુભક્ષ થાય (ઉપવાસ કરે) તે આ એકવીશ દિવસોવડે સાધ્ય તુલાપુરૂષકૃચ્છ્રવ્રત યમમુનિના મતથી કહ્યું છે. એમ તે તે વ્રતવિકલ્પ પ્રાપ્ત થતાં સર્વત્ર પોતાની શક્તિને અનુસારે એક પક્ષ લેવો ॥૪૭-૪૮॥

હવે વ્રતોમધ્યે ઉત્તમ વ્રત બ્રહ્મકૂર્ચ નામનું કહુંછું, જેના કરવાથી પુરૂષો સર્વપાપો થકી વિમુક્ત થાય છે ॥૪૯॥ પૂર્વે દિને નિયમિતમનવાળો થઈ ઉપવાસ કરી બીજે દિવસે દર્ભોદકે સહિત પંચગવ્યને પીવે ॥૫૦॥ તેમાં આ પંચગવ્ય કહ્યુંછે–ગોમૂત્ર ગોમય દુધ દહી ઘૃત અને કુશોદક. તે આ

पञ्चगव्यं तु पवित्रं कायशोधनम् ॥५१॥ गोमूत्रं ताम्रवर्णायाः श्वेतायाश्चापि गोमयम् । पयः काञ्चनवर्णाया नीलायाश्च तथा दधि ॥५२॥ घृतं च कृष्णवर्णायाः सर्वं कापिलमेव वा । अलाभे सर्ववर्णानां पञ्चगव्येष्वयं विधिः ॥५३॥ गोमूत्रे माषकास्त्वष्टौ गोमयस्य तु षोडश । क्षीरस्य द्वादश प्रोक्ता दध्नस्तु दश कीर्तिताः ॥५४॥ गोमूत्रवत् घृतस्येष्टास्तदर्धं तु कुशाम्भसः । गायत्र्यादाय गोमूत्रं गन्धद्वारेति गोमयम् ॥५५॥ आप्यायस्वेति च क्षीरं दधिक्राव्णेति वै दधि । तेजोऽसि शुक्रमित्याज्यं देवस्य त्वा कुशोदकम् ॥५६॥ पञ्चगव्यमृचा पूतं होमयेदग्निसंनिधौ । सप्तपत्रास्तु

પવિત્ર કાયશોધન-પાપપ્રક્ષયકર છે ॥૫૧॥ ગોમૂત્રાદિકના ગ્રહણમાં ગાયનો નિયમ કહેછે-તેમાં ગોમૂત્ર રક્તવર્ણવાળી ગાયનું લેવું, ગોમય શ્વેતવર્ણવાળી ગાયનું ગ્રહણ કરવું, દુધ સુવર્ણવર્ણવાળી ગાયનું લેવું, દહી નીલવર્ણવાળી ગાયનું લેવું અને ઘૃત કૃષ્ણવર્ણવાળી ગાયનું લેવું. સર્વ વર્ણની ગાયોના અલાભમાં તો ગોમૂત્રાદિ સર્વ કપિલા ગાયનુંજ ગ્રહણ કરવું. પંચગવ્યમાં આ વિધિ જાણવો. કપિલા ધેનુનું લક્ષણ વરાહપુરાણમાં કહ્યું છે- 'सवर्णा कपिला पूर्वं द्वितीया गौरपिङ्गला । तृतीया चैव रक्ताक्षी चतुर्थी गुडपिङ्गला । पञ्चमी बहुवर्णा स्यात् षष्ठी स्यात् श्वेतपिङ्गला । सप्तमी श्वेतपिङ्गाक्षी अष्टमी कृष्णपिङ्गला । नवमी पाटला ज्ञेया दशमी पुच्छपिङ्गला । एता दश समाख्याताः कपिलास्ते वरानने ! ॥' ઇતિ ॥૫૨-૫૩॥ ગોમૂત્રાદિકનું માપ કહે છે-ગોમૂત્ર અષ્ટમાષપરિમિત લેવું, ગોમય સોળમાષપરિમિત લેવું, દુધ બારમાષપરિમિત લેવું, દહી દશમાષપરિમિત લેવું, ઘૃત અષ્ટમાષપરિમિત લેવું અને કુશોદક ચારમાષપરિમિત ગ્રહણ કરવું. તે તે લેવાના મંત્રોને કહેછે-તેમાં ગાયત્રીમંત્રથી ગોમૂત્રને અભિમંતરે, 'गन्धद्वारां दुराधर्षां' આ મંત્રથી ગોમયને અભિમંતરે, 'आप्यायस्व समेतु ते' આ મંત્રથી દુધને અભિમંતરે, 'दधिक्राव्णो अकारिषम् આ મંત્રથી દહીને અભિમંત્રણ કરે, 'तेजोऽसि शुक्रमसि' આ મંત્રથી ઘૃતને અભિમંતરે, 'देवस्य त्वा सवितुः' આ મંત્રથી કુશોદકને અભિમંતરે. આરીતે ઉક્ત મંત્રોવડે અભિમંતરેલા પવિત્ર

ये दर्भा अच्छिन्नाग्राः शुकत्विषः ॥५७॥ एतैरुद्धृत्य होतव्यं पञ्चगव्यं यथाविधि । इरावती इदं विष्णुर्मानस्तोके च शंवतीः ॥५८॥ एताभिश्चैव होतव्यं हुतशेषं पिबेद्द्विजः । प्रणवेन समालोड्य प्रणवेनाभिमन्त्र्य च ॥५९॥ प्रणवेन समुद्धृत्य पिबेत्तत्प्रणवेन तु । मध्यमेन पलाशस्य पद्मपत्रेण वा पिबेत् ॥६०॥ स्वर्णपात्रेण रौप्येण ब्रह्मतीर्थेन वापि तत् । कथितो ब्रह्मकूर्चोऽयं शारीराघप्रदाहकः ॥६१॥ एतदेव त्र्यहाभ्यस्तं यतिसान्तपनं स्मृतम् । द्वादशाहं तिलैर्वृत्त्या कृच्छ्र आग्नेय उच्यते ॥६२॥ गोनिर्हारविनिर्मुक्तयवसक्तुभिरेव यत् । वर्तनं मासमेकं तद्याम्यकृच्छ्र इतीर्यते ॥६३॥ गवां निर्हारनिर्मुक्तैर्यवैरेव च वर्तनम् । मासमेकं तु तत्प्रोक्तं यावकं व्रतमुत्तमम् ॥६४॥ मासं चैकं प्रकुर्वीत तिलपिण्याकभक्षणम् ।

પંચગવ્યને સાતપત્રવાળા અવિચ્છિન્ન અગ્રવાળા લીલીકાંતિવાળા દર્ભોવડે લઈ લઇને 'इरावती धेनुमती' 'इदं विष्णुर्विचक्रमे' 'मानस्तोके तनये' 'शंवतीः पारयन्ति' 'शन्नो देवीरभीष्टये' ઇત્યાદિ ઋચાઓવડે અગ્નિમાં યથાવિધિ હોમ કરીને હોમતાં અવશેષ રહેલા પંચગવ્યને વ્રતકર્તા દ્વિજ પીવે. પાનમાં આ પ્રકાર–હુતશેષને પ્રણવોચ્ચારણથી સારીરીતે હલાવી એક કરીને પ્રણવથી તેને અભિમંત્રીને પ્રણવથી તેને લઇને પ્રણવથી તેને પીવે. તેના પાનનું પાત્ર કહેછે–ખાખરાના મધ્યમ પત્રથી અથવા સુવર્ણપાત્રથી અથવા રજતપાત્રથી અથવા દક્ષિણહસ્તગત બ્રહ્મતીર્થથી પણ તે કુશોદકસહિત પંચગવ્યને પીવે. તે આ બે દિવસવડે સાધ્ય બ્રહ્મકૂર્ચ નામનું વ્રત શરીરનાં સર્વે પાપોને નાશ કરનારૂં છે ॥૫૪–૬૧॥ આજ અભિમંત્રેલા દર્ભોદકસહિત પંચગવ્યને ત્રણ દિવસ સેવન કરે તો શંખમુનિના મતથી યતિસાંતપન વ્રત કહ્યું છે. બાર દિવસ તિલમાત્રના ભક્ષણથી જો વર્તે તો તે આ આગ્નેયકૃચ્છ્ર નામનું વ્રત કહ્યું છે ॥૬૨॥ હવે યામ્યકૃચ્છ્રવ્રતને કહેછે–પ્રથમ ગાયોને ખવરાવેલા, પછી છાંણસાથે તેવાજ બહાર નીકળી આવેલા જે યવો તેના સાથવાવડેજ જે એકમાસ વર્તવું તે યામ્યકૃચ્છ્રવ્રત કહ્યું છે ॥૬૩॥ તેવા કેવળ જવોને સાથવો બનાવ્યા વિનાજ એકમાસ જમીને જે વર્તવું તે ઉત્તમ યાવકવ્રત

स्वप्रसृतिप्रमाणेन कृच्छ्रः कौबेर उच्यते ॥६५॥ गोमूत्रेणाचरेत्स्नानं गोमयं चापि भक्षयेत् । गवां मध्ये सदा तिष्ठेद्गोपुरीषे च संविशेत् ॥६६॥ गोष्वपीतासु न पिबेदुदकं द्विजसत्तम ! । अभुक्तासु न चाश्नीयादुत्थितासूत्थितो भवेत् ॥६७॥ तथा तासूपविष्टासु सर्वासूपविशेच्चरः । मासेनेदृग्व्रतं पुंसो गोव्रतं कथ्यते हि तत् ॥६८॥ आमिक्षया च द्वौ मासौ पक्षं तु पयसा ततः । दध्ना वर्तेत चाष्टाहं त्रिरात्रमपि सर्पिषा ॥६९॥ निराहारस्त्रिरात्रं च व्रतमुद्दालकं त्विदम् । वीरासनेन सहितः कृच्छ्रो बहुगुणो मतः ॥७०॥ उत्थितस्तु दिवा तिष्ठेदुपविष्टस्तथा निशि । एतद्वीरासनं प्रोक्तं महापातकनाशनम् ॥७१॥ एवमेतानि कृच्छ्राणि व्रतानि कथितानि

કહ્યું છે ॥૬૪॥ એકમાસ પોતાના ખોબામાં માય એટલા તલના ખોળમાત્રને ખાય તે આ કૌબેરકૃચ્છ્ર નામનું વ્રત માન્યું છે ॥૬૫॥ હવે ગોવ્રત કહેછે-વ્રતકર્તા નર એકમાસ ગોમૂત્રથીજ સ્નાન કરે, ગોમયનેજ ખાય, ગાયોના મધ્યમાંજ વસે, ગોમયમાંજ સુઈ રહે, ગાયો જળ નહિ પીતાં સ્વયં જળને પીવે નહિ, ગાયો આહાર નહિ કરતાં સ્વયં આહાર ન કરે, ગાયો ઉભી રહેતાં સ્વયં ઉભો રહે, સમસ્ત તે ગાયો બેસી જતાં સ્વયં બેસી રહે, આ પ્રકારે એકમાસ ક્રમથી સાધ્ય જે વ્રત તે ગોવ્રત કહ્યું છે ॥૬૬-૬૮॥ હવે ઉદ્દાલકવ્રત કહેછે-બેમાસ આમિક્ષા (ઉષ્ણ દુધમાં દહી મેળવેલું)માત્રને જમીને નિર્ગમન કરે, એક પક્ષ દુગ્ધમાત્રને પાન કરીને નિર્ગમન કરે, તેપછી આઠ દિવસો દહીમાત્રના પાનથી વર્તે, તે પછી ત્રણ દિવસો ઘૃતમાત્રને જમીને નિર્ગમન કરે, તે પછી ત્રણ દિવસ ઉપવાસ કરે, તે આ એકદિન ન્યૂન ત્રણ માસવડે (૮૯ દિવસ) સાધ્ય ઉદ્દાલકકૃચ્છ્રવ્રત કહ્યું છે. તે આ કૃચ્છ્ર વ્રત વીરાસને સહિત કરે તો અધિક ગુણને આપેછે. (અથવા સર્વ પણ કૃચ્છ્રવ્રતો વીરાસનસહિત કરે તો અધિક ગુણને સંપાદે છે) ॥૬૯-૭૦॥ વીરાસનનું લક્ષણ કહેછે-દિવસે ઉભોજ રહે તથા રાત્રિએ બેસીજ રહે, તે આ વીરાસન કહ્યું છે. આ આસન મહાપાતકનેપણ નાશ કરનારૂં છે ॥૭૧॥ હે સુવ્રત વિપ્ર ! આ પ્રકારે લોકમાં તેતે સર્વ પાપોને પ્રશમાવનારાં કૃચ્છ્ર-

ते। शमनानीह पापानां सर्वेषामपि सुव्रत ! ॥७२॥ संवत्सरस्यैकमपि चरेत्कृच्छ्रं द्विजोत्तमः। अज्ञातभुक्तशुद्ध्यर्थं ज्ञातस्य तु विशेषतः ॥७३॥ अज्ञातं यदि वा ज्ञातं पापं कृच्छ्रो विशोधयेत्। कृच्छ्रसंशुद्धपापानां नरको न विधीयते ॥७४॥ श्रीकामः पुष्टिकामश्च स्वर्गकामस्तथा पुमान्। देवप्रीणनकामश्च कृच्छ्रं कुर्वीत सर्वथा ॥७५॥ गुरु वा लघु वापि पातकं पुरुषो योऽत्र विधाय तस्य चेत्। विदधीत न निष्कृतिं तदा परलोके नरकेषु पच्यते वै ॥७६॥ स,ततो यमराजशासनाद्बहुकालेन निकृष्टयोनिषु। भुजिशिष्टनिजाघमन्वितं लभते जन्म मुहुश्च दुःखदम् ॥७७॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे पञ्चमप्रकरणे धर्मोपदेशे प्रायश्चित्तविधौ चान्द्रायणादिव्रतलक्षणनिरूपणनामा सप्तचत्वारिंशोऽध्यायः ॥४७॥

---

સાધ્ય આ વ્રતો તમને કહી સંભળાવ્યાં ॥૭૨॥ દ્વિજોત્તમ અજાણથી થએલા અભક્ષ્યભોજનજન્યદોષની નિવૃત્તિમાટે સંવત્સરમાં એકવાર પણ એક કૃચ્છ્રવ્રતને અવશ્ય કરે. જાણીને થએલ અભક્ષ્યભોજનજન્યદોષની નિવૃત્તિ માટે કરે એમાંતો કહેવુંજ શું? વિશેષપણે કરે. (તેમાં તેમાં વિહિત પ્રાયશ્ચિત્તને અવશ્ય કરે) ॥૭૩॥ કૃચ્છ્રવ્રત અજ્ઞાત કે જ્ઞાત પાપને વિશોધે છે, માટે યથાવિધિ કૃચ્છ્રાચરણથી જેઓ વિશુદ્ધ થાય છે તેઓને નરકદુઃખના અનુભવનો પ્રસંગ છેજ નહિ ॥૭૪॥ કેવળ પાપ હોય તોજ કૃચ્છ્રાચરણ કરવું એવો નિયમ નથી, અભ્યુદયની કામનાવાળો પણ કરે, શ્રીકામ કે પુષ્ટિકામ કે સ્વર્ગકામ કે કેવળ દેવપ્રીણનકામપણ નર સર્વથા કૃચ્છ્રને કરે ॥૭૫॥ જે પુરૂષ આ લોકમાં ગુરૂ કે લઘુ પાપને કરીને જો તેમાં તેમાં વિહિત પ્રાયશ્ચિત્તને ન કરે તો તે પરલોક નરકમાં નિપડીને ત્યાં યમયાતનાઓથી પીડાય છે ॥૭૬॥ કેવળ નરકમાં પીડાય છે એટલુંજ નહિ, કિંતુ તતઃપર તે પુરૂષ બહુકાળે યમરાજના શાસનથી ભોગવતાં અવશેષ રહેલા સ્વપાપને ભોગવવા અહીં શ્વાન સૂકરાદિ કનિષ્ઠ યોનિઓમાં દુઃખદાયિ જન્મને વારેવારે પામ્યા કરે છે ॥૭૭॥ इति श्रीसत्संगिजीवने...पंचमप्रकरणे धर्मोपदेशे प्रायश्चित्तविधौ चांद्रायणादिव्रतलक्षणनिरूपणनामा सप्तचत्वारिंशोऽध्यायः ॥४७॥

ब्राह्मण उवाच—भुक्तपापावशेषेण कीदृशेन स कीदृशम् । लभते जन्म तन्मह्यं कृपयाख्यातुमर्हसि ॥१॥ श्रीनारायणमुनिरुवाच—ब्रह्मन्कर्मविपाकोऽयं धर्मशास्त्रे सविस्तरम् । मुनिभिर्वर्णितोऽस्तीति तत एव स बुध्यताम् ॥२॥ महापापादिपापानां भेदाः सन्ति सहस्रशः । तत्तत्पापानुरूपं च तत्तत्कर्ताऽऽप्नुयात् फलम् ॥३॥ तत्र सामान्यतस्तेषां समासेन फलं द्विज ! । तुभ्यं वदामि तेनान्ये विशेषा अवगम्यताम् ॥४॥ आदौ तु पापकर्माणो देहान्ते यमकिङ्करैः । कर्मानुरूपं पात्यन्ते निरयेष्वतिनिर्दयैः ॥५॥ ततो नरकभोगान्ते कर्मशेषानुसारतः । श्वशूकराहिकाकादियोनौ ते यान्ति सम्भवम् ॥६॥ श्वशूकरखरोष्ट्राणां गोजाविमृगपक्षिणाम् ।

## [1]અધ્યાય ૪૮ મો.

આવું ભગવાનનું વચન સાંભળીને, ભોગવતાં બાકી રહેતા પાપથી થતા નીચયોનિજન્મરૂપ કર્મવિપાકને વિશેષપણે જાણવાની ઇચ્છાથી શિવરામ બ્રાહ્મણ પુછે છે–હે ભગવન્ ! ભોગવતાં અવશેષ રહેલા કેવા પાપકર્મથી કેવા નીચ જન્મને પામે છે તે મને કૃપા કરીને કહેવા યોગ્ય છો ॥૧॥ એ રીતે પુછેલા શ્રીનારાયણમુનિ કહેછે–હે બ્રહ્મન્ ! આ કર્મોનો વિપાક મહર્ષિઓએ વિસ્તારથી ધર્મશાસ્ત્રોમાં નિરૂપણ કર્યો છે, માટે તેથકીજ તેનો વિસ્તાર જાણવો ॥૨॥ મહાપાપાદિ પાપોના ભેદો હજારો હજાર છે. તે તે પાપોને કરનારો પુરૂષ તેતે પાપોને અનુસારે તેતે ફળને નિશ્ચે પામેછે. તે સર્વનું વિવેચન કરી વિસ્તારથી ઉપપાદન કરવાનો અવકાશ અહીં નથી. માટે હે દ્વિજ ! સામાન્યતઃ તે પાપોનું ફળ સંક્ષેપમાં તમને કહું છું, તેનાથીજ બીજા બધા કર્મફળવિશેષો ઊહ કરી લેવા ॥૩-૪॥ પ્રથમ તો પાપકર્મ કરનારા પુરૂષોને દેહને અંતે અતિનિર્દય યમકિંકરો નરકમાં કર્માનુસારે નાંખે છે. તેમાં તેઓ વિવિધ નરકયાતનાઓને અનુભવીને તેજ અવશેષ પાપકર્મવિશેષને અનુસારે શ્વાન સૂકર સર્પ કાક આદિક નીચયોનિઓમાં

[1] આ અધ્યાયમાં કર્મવિપાક અને વિપ્રકૃત સ્તુતિનું નિરૂપણ કર્યું છે.

चण्डालपुल्कसानां च ब्रह्महा योनिमृच्छति ॥७॥ कृमिकीटपतङ्गानां विड्भुजामथ पक्षिणाम् । हिंस्राणां चापि सत्त्वानां सुरापो योनिमाप्नुयात् ॥८॥ लूताहिसरटानां च तिरश्चामम्बुचारिणाम् । हिंस्राणां च पिशाचानां योनिमाप्नोति हेमहृत् ॥९॥ तृणगुल्मलतानां च क्रव्यादां दंष्ट्रिणामपि । मुहुर्योनिमवाप्नोति पुरुषो गुरुतल्पगः ॥१०॥ तिर्यक्त्वं प्राप्य मानुष्यं लभन्ते ते यदा तदा । ब्रह्महा क्षयरोगी स्यात् सुरापः श्यावदन्तकः ॥११॥ हेमहारी तु कुनखी दुश्चर्मा गुरुतल्पगः । यो येन संवसत्येषां स तल्लिङ्गोऽभिजायते ॥१२॥ ईर्ष्यालुर्मशकश्च स्याद्दीपी स्याद्वेदविक्रयी । वराहत्वं च

જન્મને પામે છે ॥૫-૬॥ તેમાં પ્રથમ મહાપાપને કરનારાઓ જે જન્મોને પામે છે તે કહું છું-બ્રાહ્મણની હત્યા કરનારો શ્વાન ભુંડ ખર ઉંટ તથા ગાય બકરો ઘેટો મૃગ તથા પક્ષિઓ (કાક કંકાદિ) અને ચંડાળ તથા પુલ્કસના જન્મને પામે છે ॥૭॥ સુરાપાન કરનારો કૃમી, (માંસ વિષ્ટા ગોમયાદિકમાં ઉત્પન્ન થતા) કીટ, (કીડીયો આદિક) પતંગ, (પતંગીયો તીડ વિગેરે) વિષ્ટા ખાનારા પક્ષીઓ અને હિંસક વ્યાઘ્રાદિ જંતુઓના જન્મને પામે છે ॥૮॥ બ્રાહ્મણનું સુવર્ણ હરનારો કરોળીયો સર્પ કાંચીડો તથા જળચર જળકુકડા આદિક પક્ષિઓ અથવા જળચર મત્સ્યાદિક તથા હિંસક પિશાચ બ્રહ્મરાક્ષસાદિકની યોનિને પામે છે ॥૯॥ ગુરૂસ્ત્રીનો સંગ કરનાર પુરૂષ માંસભક્ષણશીલ દંષ્ટ્રાપ્રધાન દુષ્ટ જંતુઓ તથા કાશ કુશાદિ તૃણો તથા માલતી આદિક ગુલ્મો અને દ્રાક્ષાદિલતાઓની યોનિને વારેવારે પામે છે ॥૧૦॥ જ્યારે તે મહાપાપિઓ વિવિધ પશુ પક્ષ્યાદિ યોનિઓવડે પોતાના પાપફળને અનુભવીને કદાચિત્ કાળે કરીને માનુષયોનિને પામે છે ત્યારેપણ દુશ્ચિકિત્સિત તીવ્રરોગાક્રાંતજ જન્મને પામે છે. તેમાં બ્રહ્મહત્યારો ક્ષયરોગી થાય, સુરાપાન કરનારો સ્વભાવથી કાળા દાંતવાળો થાય, બ્રાહ્મણસુવર્ણને ચોરનારો કુત્સિત નખવાળો થાય, ગુરૂસ્ત્રીનો-સંગ કરનારો દુશ્ચર્મા-ગળતો કોઢ આદિક રોગવાળો થાય, જે પાંચમો મહાપાતકી છે તે જેના સંગથી મહાપાતકભાગી થાય છે તેને જે જન્મ ક્ષયરોગી આદિકરૂપ મળે છે તેનેજ પામે છે

लभते तथैवायाज्ययाजकः ॥१३॥ गोघ्नो भवेच्च जन्मान्धः सर्वाशी वृषदंशक । मृष्टैकभोजी च कपिर्मत्सरी भ्रमरस्तथा ॥१४॥ अपण्यविक्रयी गृध्र' पशुगाम्यल्पजिह्वकः । एवमन्ये पापिनोऽपि दुर्योनिं यान्ति कर्मभिः ॥१५॥ ततो मनुष्येष्वपि ते दरिद्रा नित्यदु खिनः। परतन्त्राश्च जायन्ते रोगिणोऽन्धाश्च केचन ॥१६॥ इत्यादिलक्षणैर्ज्ञेयो विपाक. कर्मणां द्विज ! । पुमानकृतनिर्वेशो यमि ह्याप्नोति निश्चितम् ॥१७॥ प्रायश्चित्तमतोऽघस्य गुरुणो लघुनोऽपि वा। शीघ्रमत्रैव कर्तव्य सुधिया शास्त्रसम्मतम् ॥१८॥ अन्यथा तु महदु.ख प्राप्यमस्त्येव तत्फलम् । इति सर्वत्र शास्त्रेषु निश्चित्यैवास्ति वर्णितम् ॥१९॥ एवं धर्मा द्विज ! प्रोक्ता वर्णाश्रमवतां

॥११-१२॥ જે ઇર્ષ્યાળુ હોય તે મચ્છર થાય, જે વેદવિક્રયી (મૂલ્યથી વેદને ભણાવનારો) હોય તે વ્યાઘ્ર થાય, જે અયાજ્યને યજન કરાવનારો તે વરાહજન્મને પામે છે, જે ગોઘાતી હોય તે જન્માન્ધ થાય, જે સર્વાન્નભક્ષક હોય તે બિડાળ થાય, જે એકાકી મિષ્ટાન્નભોજી હોય તે વાનર થાય, જે મત્સરવાળો હોય તે ભમરો થાય ॥૧૩-૧૪॥ નિષિદ્ધ વસ્તુને વેચનારો ગીધ થાય, ગર્દભીપ્રમુખ પશુને પામનારો દેડકો થાય, એ રીતે બીજા પણ પાપિઓ પાપાનુસારે દુર્યોનિને પામે છે ॥૧૫॥ તે સર્વે તેતે યોનિઓમા પાપફળને અનુભવીને અવશેષ પાપથી મનુષ્યોમા પણ દરિદ્ર નિત્યદુ ખી અને પરતન્ત્ર થાય છે કેટલાક જન્મથીજ અપરિહાર્ય રોગવાળા થાય છે અને અંધ થાય છે ॥૧૬॥ હે દ્વિજ ! પ્રાયશ્ચિત્તને નહિ આચરનારા નરોએ નિશ્ચે આ લોકમા પામવાના કર્મવિપાકો બીજાપણુ ઇત્યાદિ તે તે પ્રકારોવડે સમઝવા ॥૧૭॥ માટે આ રીતે નારકીય દુ ખથકી અને કર્મપરિપાકરૂપ નીચયોનિપ્રવેશ થકી ભય પામીને સુધી પુરૂષે અહીંજ ગુરૂ કે લઘુ પાપનુ શાસ્ત્રસમત પ્રાયશ્ચિત્ત તત્કાળજ કરવુ 'तस्मात्पुरैवाश्विह पापनिष्कृतौ यतेत' ઇત્યાદિ શ્રીભાગવતમા કહ્યુ છે અન્યથા-પ્રાયશ્ચિત્ત ન કરે તો કરેલા પાપનુ ફળ મહાદુ ખ અવશ્ય ભોગવવુજ પડે એમ સર્વત્ર શાસ્ત્રોમા નિશ્ચય કરીનેજ વર્ણન કર્યુ છે ॥૧૮-૧૯॥ હે વિપ્રવર ! આ પ્રકારે વર્ણધર્મો આશ્રમધર્મો

नृणाम् । वर्णाश्रमेतरेषां च सङ्क्षेपेण सनिरूपिताः ॥२०॥ एतान् धर्मान् मदुक्तान् ये कीर्तयिष्यन्ति भक्तितः । श्रोष्यन्ति वा तेऽपि जना भविष्यन्ति निरेनसः ॥२१॥ धर्मतत्त्वमिति प्रोक्तं मया नृणां हिताय वै । प्रायशोऽत्रार्षवाक्यानि तदर्थश्चास्ति वर्णितः ॥२२॥ सुव्रत उवाच—इति श्रुत्वा वचस्तस्य साक्षाद्भगवतो द्विजः । स भूप ! परमप्रीतो नत्वा तुष्टाव तं प्रभुम् ॥२३॥ ब्राह्मण उवाच—धर्मकर्ता धर्मवक्ता धर्मात्मा धर्मसंस्थितिः । धर्मरक्षावतारो मे प्रीयतां धर्मनन्दनः ॥२४॥ धर्मभक्तीष्टसुखदो धर्मयुग्भक्तिबोधकः । धर्म-

તથા ઇતરનરોના ધર્મો અને પ્રાયશ્ચિત્તધર્મો સક્ષેપમા મેં નિરૂપણ કર્યાં તે આ મેં કહેલા ધર્માને જે જનો પ્રીતિથી કીર્તન કરશે કે સાભળશે તે સર્વે પણ પાપથકી વિનિર્મુક્ત થઇને સુખીયા થશે ॥૨૦-૨૧॥ તમને જીજ્ઞાસુને નિમિત્ત કરીને લોકહિતાર્થે મેં આ ધર્મતત્ત્વ આ પ્રકારે કહ્યુ આમા મદ મતિઓને વિરૂદ્ધ શકા ન થવા દેવાના વિચારથી બહુધા આર્ષવાક્યોનોજ અનુવાદ કર્યો છે અને તદભિમત અર્થનુ નિરૂપણ કર્યું છે ॥૨૨॥

સુવ્રતઋષિ કહેછે–હે પ્રતાપસિંહ રાજન્ ! આવુ સાક્ષાત્ ભગવાનનુ વચન આર્ષવચનથકીપણ ઉત્કૃષ્ટ સાભળીને તે શિવરામવિપ્ર પરમ પ્રસન્ન થઈ પ્રણામ કરીને, તે સર્વેના પ્રભુ શ્રીહરિની સ્તુતિ કરવા લાગ્યા ॥૨૩॥ ધર્મકર્તા–સાક્ષાત્ સ્વય સર્ગના આદિભાગમા સર્વ ધર્મને કરનારા હોવાથી ધર્મકર્તા ધર્મવક્તા–ધર્મમૂળ વેદનો હિરણ્યગર્ભ પ્રતિ પ્રથમ ઉપદેશ આપ નાર હોવાથી ધર્મવક્તા ધર્માત્મા–સ્વય ધર્મસ્વરૂપ હોવાથી ધર્માત્મા પોતેજ શ્રુતિપ્રોક્ત ધર્મની ધર્મતાને સપાદે છે, સર્વાન્તરાત્મા સર્વ કર્મફળ પ્રદ આજ છે અને સાક્ષાત્ મોક્ષોપાયપણ આજ છે, તો એમનાથકી બીજો મુખ્ય ધર્મ કોણ છે, કોઈપણ નહિ, માટે ભગવાનજ ધર્માત્મા કહ્યા છે ધર્મની સસ્થિતિ–પ્રતિષ્ઠાકારણ પોતે છે, આજ ભગવાન ત્યારે ત્યારે ત્યા ત્યા અવતરીને ધર્મને પ્રતિષ્ઠાપે છે માટે ધર્મસસ્થિતિ કહ્યા છે હમણાપણ કળિમા ધર્મરક્ષાર્થેજ ધર્મનંદનરૂપે અવતરેલા ધર્મરક્ષાવતાર આપ અમને સર્વેને ધર્મોપદેશથી રક્ષો છો એવા તમે ભગવાન મારી ઉપર પ્રસન્ન થાવ ॥૨૪॥ ધર્મ

निष्ठजनप्रेष्ठः प्री० ॥२५॥ धर्मस्थापन उद्युक्तो धर्मशास्त्रप्रवर्तकः। धर्मयुक्तज्ञानवक्ता प्री० ॥२६॥ धर्महीनोन्मूलनकृद्धर्मरूपप्रकाशक.। धर्मकार्यरतो नित्यं प्री० ॥२७॥ धर्माश्रयो धर्मरुचिर्धर्मी धर्मधुरन्धरः। धर्मनिष्ठजनैः सेव्यः प्री० ॥२८॥ धर्मविज्ञो धर्मवपुर्धर्मरूपाखिलक्रियः। धर्मकीर्तिर्धर्ममति. प्री० ॥२९॥ धर्म-

દેવ અને ભક્તિદેવીને જે ઇષ્ટ સુખ તેને આપનારા અથવા ધર્મ ભક્તિએ સાધ્ય જે સુખ અને જે તેમને તેમને ઇષ્ટ ઐશ્વર્ય કૈવલ્ય કે પરબ્રહ્માનુભવરૂપ સુખ તેને આપનારા, 'ધર્મસહિત ભક્તિજ નિ શ્રેયસ કરનારી છે' એમ સ્વાશ્રિતોને બોધ કરનારા, ધર્મનિષ્ઠ જનો જેમને પ્રિય છે અને ધર્મનિષ્ઠ જનોને જે પ્રિય છે એવા ધર્મનંદન શ્રીહરિ તમે મારી ઉપર પ્રસન્ન થાવ ॥૨૫॥ ધર્મસ્થાપનમા સતત ઉદ્યોગી, 'धर्मसंस्थापनार्थाय सम्भवामि युगे युगे' એવોજ સ્વસકલ્પ છે કળિમા જેઓ ધર્મદ્રોહાર્થેજ પ્રવર્ત્યા છે તેમના નાશથી ધર્માવબોધક શાસ્ત્રોના પ્રવર્તક-સરક્ષક, વર્ણાશ્રમાદિ ધર્મ તથા આત્મા પરમાત્માના સ્વરૂપનુ જ્ઞાન અને તેની પ્રાપ્તિના ઉપાયાદિકનુ જે જ્ઞાન તેને યથાસ્થિત આપનારા એવા ધર્મનંદન શ્રીહરિ તમે મારી ઉપર પ્રસન્ન થાવ ॥૨૬॥ ધર્મવિમુખ આસુરોનો મૂળથી નાશ કરનારા, ધર્મનુ યથાવસ્થિત સ્વરૂપ તેનો પ્રકાશ કરનારા, સ્વય સર્વેશ્વર સપૂર્ણ સમસ્તકામ હોવાથી પોતાને કર્તવ્યનો અભાવ છે તથાપિ ધર્મપ્રવર્તન માટે સ્વય સતત ધર્માનુષ્ઠાનમા નિત્ય તત્પર, માટેજ ધર્મના એક આશ્રય અને ધર્મમાજ એક રૂચિવાળા, ધર્મના સ્વામી, ધર્મધુરધર, ધર્મનિષ્ઠ જનોએ સતત સેવનીય એવા ધર્મનદન આપ મારે વિષે પ્રીતિને પામો ॥૨૭-૨૮॥ ધર્મોને વિશેષપણે જાણનારા, ધર્મૈકવપુ, (મૂર્તિમાન્ ધર્મજ પ્રાદુર્ભવ્યા હોય ને શુ?) જેમની અવતરણ વનવિહરણ તપશ્ચરણ તીર્થયાત્રાદિ સમગ્ર ક્રિયાઓ ધર્મરૂપજ છે, જેમની કીર્તિ શ્રવણ કરતા ધર્મનેજ પોષેછે માટે ધર્મકીર્તિ, ધર્મમાજ મતિ જેમની છે, એવા ધર્મનદન આપ મારે વિષે પ્રીતિને પામો ॥૨૯॥ ધર્મ સર્ગ જ્ઞાનાદિકના મુખ્ય પોષક, ધર્મવશીયવિષે આરોપણ કરી છે ધર્મ પ્રવર્તનરૂપ પોતાની ધુર જેમણે, ધર્મદેવના ઇષ્ટ દેવ-તેમણેપણ ઉપાસ્ય,

सर्वैकसम्पोष्ठा धर्मवंश्याहितस्वधूः । धर्मेष्टदेवो धर्माख्यः प्री० ॥३०॥ धर्मरक्षणविख्यातो धर्मपत्नीस्तनन्धयः । धर्मोद्धवपथाचार्यः प्रीयतां धर्मनन्दनः ॥३१॥ सुव्रत उवाच—इति स्तुत्वा हरिं राजन्! शिवरामः स वाडवः । प्रणनामाथ विप्रांस्तान् धर्मान्सर्वानबूबुधत् ॥३२॥ धर्मशास्त्रमिदं नित्यं ये पठेयुर्जना भुवि । विदुस्ते स्वस्वधर्मान्वै साङ्कर्यं चापि नाप्नुयुः ॥३३॥ धर्मनिष्ठाश्च ते नूनमिह लोके परत्र च । कीर्तिं सुखं च विपुलं प्राप्नुयुर्नात्र संशयः ॥३४॥ कृपा श्रीवासुदेवस्य तेष्वेव भवति ध्रुवम् । ततस्ते संसृतेर्नूनं मुच्यन्ते पुरुषा नृप! ॥३५॥ तस्मादिदं सदा श्रव्यं पठनीयं च भक्तितः । पुम्भिः स्त्रीभिर्हरेर्भक्तैः स्वस्वधर्मबुभुत्सुभिः ॥३६॥

જેનાં દિવ્ય નામો શ્રવણ કરતાં સર્વ પાપને પ્રણાશ કરનારાં અને સર્વ ફળને આપનારાં છે, માટેજ એમની આખ્યા—નામ ધર્મમથી હોવાથી ધર્માખ્ય કહ્યા છે, એવા ધર્મનંદન શ્રીહરિ તમે મારી ઉપર પ્રસન્ન થાવ ॥૩૦॥ ધર્મરક્ષકપણે સર્વજનોમાં સુપ્રસિદ્ધ થએલા, ધર્મદેવની જે દિવ્યરૂપ શ્રદ્ધાદિ પત્નીઓ તેમના સ્તનને તેમની પ્રસન્નતામાટે દ્વાદશ રૂપ ધારીને (બાલ્યાનુકરણથી) પાન કરનારા, ધર્મરૂપ ઉદ્ધવસંપ્રદાયના ચોમેર પ્રવર્તક મુખ્યાચાર્ય એવા ધર્મનંદન ભગવાન્ તમે મારી ઉપર પ્રસન્ન થાવ ॥૩૧॥

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્! એમ સ્તુતિ કરીને તે શિવરામ વિપ્ર ભગવાનને પ્રણામ કરીને, પછી તે સમગ્ર ધર્મોનો બીજા બધા બ્રાહ્મણાદિકને બોધ કરવા લાગ્યા ॥૩૨॥ આ ભગવાને કહેલા ધર્મશાસ્ત્રનો ભૂમિમાં જે જનો નિત્ય પાઠ કરે તેઓ ધર્મતત્વને યથાવસ્થિત જાણીને યથાવર્ણ યથાશ્રમ તેના અનુષ્ઠાનથી ધર્મસાંકર્યદોષને ન પામે ॥૩૩॥ તે ધર્મનિષ્ઠ પુરૂષો આ લોક પરલોકમાં અતિશય સુખ અને અહીં અતિશય કીર્તિને નિશ્ચે પામે એમાં સંશય નથી ॥૩૪॥ હે નૃપ! ધર્મનિષ્ઠ તે જનોવિષેજ આ ભગવાન્ વાસુદેવની કૃપા નિશ્ચે થાય છે. તે કૃપાએ કરીનેજ અનાયાસથી સંસૃતિભયથકી તેઓ નિશ્ચે મુક્ત થાય છે ॥૩૫॥ માટે પોતપોતાના ધર્મને જાણવા ઇચ્છતા હરિભક્ત પુરૂષો અને સ્ત્રીયોએ ધર્મશાસ્ત્ર પ્રીતિથી સદા સાંભળવું

श्रेयस्करान्मानवदेहभाजां जगाद सामान्यविशेषधर्मान् । स्वसंश्रितब्राह्मणमीश्वरो यो नारायणं तं मुनिमानतोऽस्मि ॥३७॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे पञ्चमप्रकरणे धर्मोपदेशे प्रायश्चित्त विधौ कर्मविपाकनिरूपणनामाऽष्टचत्वारिंशोऽध्याय ॥४८॥

सुव्रत उवाच—इत्थं धर्मान्प्रवदतः कुर्वतोऽसंशयान् स्वकान् । सद्वार्ताश्च प्रतिदिनं सार्धं वर्षमगाद्धरेः ॥१॥ वासन्तमुत्सवं कृत्वा दुर्गपत्तन एव सः । ययौ श्रीनगरं राजन् ! सहितो निजसेवकैः ॥२॥ सम्भारेणैव महता पुष्पदोलोत्सवं हरिः । कृत्वा महान्तं तत्राथ वृत्तालयमुपागमत् ॥३॥ तत्र रामनवम्यां च स तु कृत्वा महोत्सवम् । पुनर्दुर्गपुरं प्रायाच्चैत्र्यामेव सहानुगैः ॥४॥ द्वितीयायां

અને ભણવુ ॥૩૬॥ પોતાના ચરણાશ્રિત વિપ્રને મિષ કરીને સમસ્ત માનવોનુ સકળ શ્રેય સંપાદન કરવા સામાન્ય ધર્મો અને વિશેષધર્મો જેમણે કહ્યા, તે સર્વેશ્વર શ્રીનારાયણમુનિને હું નમસ્કાર કરૂ છુ ॥૩૭॥ ઇતિ શ્રીસત્સંગિજીવને . પંચમપ્રકરણે ધર્મોપદેશે પ્રાયશ્ચિત્તવિધૌ કર્મવિપાકનિરૂપણનામાઽષ્ટચત્વારિંશોઽધ્યાયઃ ॥૪૮॥

## [1]અધ્યાય ૪૯ મો.

સુવ્રતઋષિ કહેછે-હે રાજન્ ! સદ્ધર્મનો અવબોધ આપવાવડે અને પ્રતિદિન સદ્વાર્તાઓ કહેવાવડે આશ્રિતોના ધર્મવિષયમા અને પુરૂષાર્થ વિષયમા વર્તતા સશયને ટાળતા તે ભગવાન્ શ્રીહરિને દુર્ગપત્તનમા દોઢ વર્ષ વીતિ ગયુ ॥૧॥ હે રાજન્ ! શ્રીહરિ તેજ દુર્ગપત્તનમા સવત ૧૮૮૪ ના માઘ શુકલ પચમીએ ભગવાનનો વસતોત્સવ કરીને વિદેશમા વસતા આશ્રિતોનુ શ્રેય કરવા પોતાના સેવકોથી વીંટાઇને અનુક્રમે અમદાવાદ પધાર્યા ॥૨॥ શ્રીહરિ ત્યા મોટી સામગ્રી સપાદન કરાવીને મોટો પુષ્પદોલોત્સવ કરીને પછી ત્યાથી વૃત્તાલયપુરપ્રતિ પધાર્યા ॥૩॥ તે વૃત્તાલયમા રામનવમી તિથિએ મહોત્સવ મોટા સભ્રમથી કરીને ચૈત્રપૂર્ણિમાએજ

૧ આ અધ્યાયમા ભગવાને જુનાગઢમા યથાવિધિ કરેલી દ્વારકાધીશ આદિક દેવોની પ્રતિષ્ઠાનુ નિરૂપણ કર્યુ છે

सुखासीनं कृष्णायामथ त नृपः । उत्तमः प्राञ्जलिर्नत्वा प्रोवाच विनयान्वितः ॥५॥ सर्वे मनोरथाः स्वामिन्नस्माकं कृपया त्वया। प्रपूरिताः सेवकानां प्रभुणा दीनबन्धुना ॥६॥ इच्छा त्वेकास्ति हृदये मम सर्वेषां सत्पते ! । पौराणां चापि सर्वेषां ता पूरयितुमर्हसि ॥७॥ कृष्णमन्दिरमत्रापि कारणीयं त्वयेति न. । प्रार्थितं भवति स्वामिन्नवश्यं कार्यमेव तत् ॥८॥ सुव्रत उवाच—इति सम्प्रार्थितो राज्ञा प्रसन्नो हरिराह तम् । यादृशीच्छास्ति वो राजन्करिष्यामि तथा त्वहम् ॥९॥ इत्युक्त्वा तं स च मुनिं विरक्तानन्दमूचिवान्। मुने त्वयाऽत्र कृष्णस्य कारणीय सुमन्दिरम् ॥१०॥ अपेक्षितानि द्रव्याणि तत्रायं भूप उत्तम. । त्वदाज्ञायां वर्तमानः सर्वाण्याहारयिष्यति ॥११॥ अहं च प्रायशोऽत्रैव स्थितोऽस्मीति कदाचन ।

પરિજનો સાથે પાછા દુર્ગપુર પધાર્યા ॥૪॥ અનંતર ચૈત્ર કૃષ્ણદ્વિતીયાએ સુખેથી વિરાજમાન શ્રીહરિને પરમભક્ત ઉત્તમ રાજા પ્રણામ કરીને બે હાથ જોડી વિનયનમ્ર થઈ એમ બોલ્યા કે—॥૫॥ હે સ્વામિન્! આપના ચરણ કમળના સેવક અમારા સમસ્ત મનોરથો દીનબંધુ આપ પ્રભુએ પરમકૃપાથી પરિપૂરણ કર્યા ॥૬॥ હે સત્પતે ! અથાપિ મારે, મારી જયાલલિતા બ્હેનોને અને પુરવાસી સર્વેને પણ હૃદયમા આ એક ઇચ્છા વર્તે છે તેને આપ પરિપૂર્ણ કરવાને યોગ્ય છો ॥૭॥ હે સ્વામિન્! આપે કૃતનિવાસ આ દિવ્ય દુર્ગનગરમાપણ શ્રીકૃષ્ણનુ શિખરબધમદિર આપે કરાવવુ આ અમારી પ્રાર્થના આપે અવશ્યજ પૂરણ કરવી ॥૮॥ સુવ્રતઋષિ કહેછે—હે રાજન્! એમ ઉત્તમનૃપે પ્રાર્થના કરેલા ભગવાન્ પ્રસન્ન થઇને એમ બોલ્યા કે—હે રાજન્! જો તમારી તેવી ઇચ્છા હોય તો ભક્તપરાધીન મારે તે અવશ્ય કરવુજ જોઇએ તો તમારી ઇચ્છાને અનુસારે હુ કરીશ ॥૯॥ હે રાજન્! શ્રીહરિ એમ ઉત્તમનૃપને કહીને, સન્નિધિમા વર્તતા વિરક્તાનંદ નામના મુનિપ્રતિ એમ બોલ્યા કે—હે મુને! તમારે આ નગરમા રમણીય કૃષ્ણમદિર કારીગરોપાસે કરાવવુ તેમા અપેક્ષિત સમસ્ત વસ્તુઓ આ ઉત્તમ રાજા તમારી ઇચ્છાને અનુસારે લાવી આપશે હું પણ બહુધાપણે અહીંજ રહો

प्रष्टव्यं यदि किञ्चित्स्यात्तदा पृच्छेश्च मामपि ॥१२॥ इत्युक्तः स तथेत्याह मुनिर्वचनकृद्धरेः । आनन्दं प्राप नृपतिस्तत्स्वसारौ च नागराः ॥१३॥ आहूय शिल्पिनः सुज्ञान्स मुनिर्मन्दिरं ततः । आरम्भनृपस्तत्र द्रव्याण्याहारयच्च सः ॥१४॥ हरिश्च प्रायशो नित्यं तत्रैत्योपाविशन्नृप ! । प्रशंसन् शिल्पिनां दाक्ष्यं भक्तांश्चानन्दयन्निजान् ॥१५॥ आरम्भिते भगवता मन्दिरे तत्र शोभने । अनूपसिंह आगच्छत्तं नेतु जीर्णदुर्गतः ॥१६॥ भगवन्तं समेत्यासौ प्रणम्य प्राञ्जलिः स्थितः । उवाच भगवन् ! जातं जीर्णदुर्गे हि मन्दिरम् ॥१७॥ साकं मुनिगणैस्तत्र त्वमागत्य सपार्षदः । कुरु प्रतिष्ठा कृष्णस्य यथाकालं यथाविधि ॥१८॥ इति तस्य हरिर्वाक्यं श्रुत्वा

છું, તો કદાચિત્ કિંચિત્ જો પુછવાની જરૂર પડે તો તેતે સમયે મનેપણ સુખેથી પુછવું ॥૧૦-૧૨॥ હે રાજન્! આ પ્રકારે શ્રીહરિએ કહ્યું એટલે તેમની આજ્ઞા પાળવામાં તત્પર તે વિરક્તાનંદમુનિ 'જેમ આપ કહો છો તેમ હું કરીશ' એમ હર્ષથી બોલ્યા. તે સમયે ઉત્તમ રાજા અને તેમની જયાલલિતા બ્હેનો અને નગરનિવાસી ભક્તજનો બહુ હર્ષ પામ્યા ॥૧૩॥ અનંતર તે મુનિએ શિલ્પશાસ્ત્રમાં પરિનિષ્ઠિત શિલ્પિઓને બોલાવીને તેમની પાસે મંદિર કરાવવાનો આરંભ કર્યો. રાજાપણ તેમાં ઉપયોગી સર્વ વસ્તુઓ મંગાવી આપવા લાગ્યા ॥૧૪॥ હે નૃપ! ભગવાનપણ તે તે સમયે મંદિરનિર્માણસ્થાને બહુધા આવીને બેસીને શિલ્પિઓની મંદિરવિરચનમાં કુશળતાને બહુ વખાણતાથકા નિજભક્તોને નિરતિશય આનંદ આપતા હતા ॥૧૫॥ ભગવાને દુર્ગપુરમાં મંદિરનો આ રીતે આરંભ કરતાં, હેમંતસિંહ રાજાના નાનાભાઈ અનૂપસિંહ પોતાને જીર્ણદુર્ગનગરે ભગવાનને તેડી જવાની ઇચ્છાથી ત્યાંથી દુર્ગપુર આવી ભગવાનને પામી પ્રણામ કરીને, બે હાથ જોડી ઉભા થઈ વિનયથી એમ બોલ્યા-હે ભગવન્! જીર્ણદુર્ગનગરમાં ભગવન્મંદિર કુશળ શિલ્પિઓપાસે કરાવેલું તૈયાર વર્તે છે ॥૧૬-૧૭॥ તો તમો મુનિગણો પાર્ષદગણોની સાથે ત્યાં પધારીને યથાકાળ યથાવિધિ ભગવાનની પ્રતિષ્ઠા કરવાને યોગ્ય છો ॥૧૮॥ હે રાજન્! આવું અનૂપસિંહનું વચન સાંભળીને

हृष्टो द्विजोत्तमान् । पप्रच्छाऽऽहूय कृष्णस्य प्रतिष्ठायाः क्षणं शुभम् ॥१९॥ राधकृष्णद्वितीयायां गुरुवारे शुभो हि सः । इति मौहूर्तिकाः प्रोचुस्तेभ्योऽदाद्दक्षिणां हरिः ॥२०॥ ततः समेतो निजपार्षदाद्यैः सभ्रातृपुत्रैर्मुनिवर्णिभिश्च । ययौ हरी राधसिते दशम्यां प्रापत्त्रयायामथ जीर्णदुर्गम् ॥२१॥ आयान्तमाश्रुत्य च तं प्रहृष्टा हेमन्तसिंहादय आशु पौराः । निर्यान्ति प्रत्युद्गमनाय पुर्या यावद्धरिस्तावदवाप तां सः ॥२२॥ प्रणम्य तं तेन च मानितास्ते निवेशनं तस्य सहानुगस्य । यथोचितं वेश्मसु कारयित्वा चक्रुर्मुदातिथ्यमतिप्रसन्नाः ॥२३॥ ततो हरिर्मन्दिरमेत्य तच्च समन्ततो वीक्ष्य बभूव हृष्टः । मुहुः स सर्वान्प्रशशंस शिल्पिवर्यांश्च भूपं च मुनिं स्वकीयम् ॥२४॥ हेमन्तसिंहस्य निकेतनेऽथ स्वावासमागत्य

प्रहर्ष पामेला श्रीहरिએ રામચંદ્રાદિ જ્યોતિર્વિદોને બોલાવીને કૃષ્ણપ્રતિષ્ઠોત્સવનું સમુચિત મુહૂર્ત પુછ્યું ॥૧૯॥ ભગવાને પુછેલા જ્યોતિર્વિદો સારી રીતે વિચારીને બોલ્યા કે-હે હરે ! વૈશાખ માસના કૃષ્ણપક્ષની - દ્વિતીયાતિથિએ ગુરૂવારે શુભ મુહૂર્ત છે. શુભ મુહૂર્ત પામીને તે બ્રાહ્મણોને ભગવાને દક્ષિણા આપી ॥૨૦॥ તદનંતર શ્રીહરિ ભ્રાતાઓ અને તેમના પુત્રોને સાથે લઇ, મુનિમંડળ વર્ણિમંડળ તથા પાર્ષદવર્ગથી વીંટાઇને વૈશાખ શુકલ દશમીએ દુર્ગપુરથકી નીકળી વૈશાખ શુકલ ત્રયોદશીએ જીર્ણદુર્ગ પહોંચ્યા ॥૨૧॥ નગરથકી બહાર દૂર પધારેલા ભગવાનને સાંભળીને પ્રહર્ષ પામેલા હેમંતસિંહાદિ પુરવાસી ભક્તજનો સન્મુખ જવામાટે જેટલાકમાં પુરથકી જલદી નીકળે છે તેટલાકમાં તે પુરીને ભગવાન્ પામ્યા ॥૨૨॥ તે પધારેલા ભગવાનને હેમંતસિંહાદિભક્તો પ્રણામ કરી, તેમણે સાભિનંદન વચનોવડે સન્માન કરતાં બહુ પ્રસન્ન થઇને, ભગવાન અને તેમના અનુયાયિજનો માટે યથાયોગ્ય આવાસસ્થાન પ્રકલ્પીને તેમાં તે ભગવાનને અનુયાયિજનો સાથે ઉતારો કરાવીને તેમની પરિચર્યા પરા ભક્તિથી કરવા લાગ્યા ॥૨૩॥ તેપછી શ્રીહરિ કુશળ કારીગરો પાસે કરાવેલા સુંદર મંદિરમાં પધારી તેને ચોગરદમ નિહાળી પ્રસન્ન થઇને સર્વ શિલ્પિઓ, હેમંતસિંહભૂપતિ

स राजकीयैः। आहारयामास महोपहारान् देवप्रतिष्ठाविहितान् यथार्हम् ॥२५॥ पौरैर्द्विजेन्द्रैर्निगमागमज्ञैः प्रोक्तेन चासौ विधिना चकार। दिनद्वयेन प्रतिमाप्रतिष्ठां कृष्णस्य कृष्णः स्वयमेव राजन्! ॥२६॥ वेदाष्टवस्वेकमिताब्दराधकृष्णद्वितीयादिवसादिमार्धे। स मन्दिरे स्थापयति स साक्षाच्छ्रीद्वारिकेशं नृप! मध्यमेऽसौ ॥२७॥ श्रीद्वारिकाधीश्वरदक्षभागे ततश्च राधारमणस्य मूर्तिम्। स स्थापयामास सुमन्दिरेऽसौ यद्दर्शनात्तीर्थफलं त्विह स्यात् ॥२८॥ कृष्णस्य वामेऽथ च मन्दिरेऽसौ सिद्धेश्वरं शङ्करमम्बिकां च। विनायकं चापि सुदर्शनीयं यथाविधि स्थापयति स दैविः॥२९॥ वृत्तालयेऽसौ च यथैव लक्ष्मीनारायणस्थापन उत्सवं प्राक्। चक्रे तथे-

અને સ્વકીય બ્રહ્માનંદમુનિની બહુ પ્રશંસા કરવા લાગ્યા ॥૨૪॥ અનંતર હેમંતસિંહરાજાની હવેલીમાં પ્રકલ્પેલા આવાસમાં આવીને શ્રીહરિએ રાજકીય પુરૂષોપાસે દેવપ્રતિષ્ઠામાં અપેક્ષિત સમગ્ર ઉપહારો યથાયોગ્ય મંગાવી તૈયાર કરાવ્યા ॥૨૫॥ હે રાજન્! વૈદિક તેમજ તાંત્રિકપણ વિધિઓમાં કુશળ, તે પુરમાં વર્તતા વિપ્રવરોએ કહેલા વિધિથી તેઓને આગળ રાખીને શ્રીકૃષ્ણની પ્રતિમાપ્રતિષ્ઠા સ્વયં શ્રીકૃષ્ણેજ બે દિવસવડે કરી. (પોતાની અર્ચામૂર્તિ સર્વસેવ્ય પોતેજ લોકોપકૃતિ માટે અવતરેલાએ લોકોપકારમાટે પ્રતિષ્ઠાપન કરી) ॥૨૬॥ હે નૃપ! સંવત્ ૧૮૮૪ ના વૈશાખ કૃષ્ણદ્વિતીયાએ દિવસના પૂર્વાર્ધમાં શ્રીદ્વારિકેશની મધ્યમ મંદિરમાં સાક્ષાત્ શ્રીકૃષ્ણ પોતેજ શ્રીહરિએ સ્થાપના કરી ॥૨૭॥ તેપછી શ્રીહરિએ તે દ્વારકાધીશના દક્ષિણ ભાગમાં રહેલા સુમંદિરમાં રાધારમણની મૂર્તિની પ્રતિષ્ઠા કરી, જે તે બન્નેનાં દર્શન કરવાથી અહીંજ (જીર્ણદુર્ગમાંજ) દ્વારિકા વૃંદાવનાદિ તીર્થયાત્રામાત્રનું ફળ સંપૂર્ણ સિદ્ધ થાય ॥૨૮॥ અનંતર શ્રીદ્વારિકેશના વામ ભાગમાં રહેલા મંદિરમાં સિદ્ધેશ્વર નામના સુદર્શનીય પ્રતિમારૂપ શંકર, પાર્વતી અને વિનાયકની (ચકારાત્ નંદિકેશ્વરની પણ) યથાવિધિ સ્થાપના ધર્મપુત્ર શ્રીહરિએ કરી॥૨૯॥ વૃત્તાલયમાં પૂર્વે લક્ષ્મીનારાયણની પ્રતિષ્ઠાસમયે જેવો મોટો ઉત્સવ કર્યો હતો તેવોજ કૃષ્ણપ્રતિષ્ઠાનો મહોત્સવ અહીં પણ ભગ-

ह्यापि महान्तमेव कृष्णप्रतिष्ठोत्सवमाचचार ॥३०॥ यथाविधीत्थ त्रिषु मन्दिरेषु देवप्रतिष्ठां स विधाय राजन् ! । गोभूहिरण्यानि तिलान् द्विजेभ्यो नूत्नानि वासांसि बहूनि चाऽदात् ॥३१॥ विप्रान्समग्रान् पुरवासिनोऽथ ग्रामान्तरेभ्योऽपि समागतान्स । सन्तर्पयामास तदिष्टभोज्यैर्यथोचित रौप्यकदक्षिणाभिः ॥३२॥ सौराष्ट्रदेशाधिपतिश्च तस्य वह्वादरो वीक्ष्य महाप्रतापम् । साश्चर्यमागत्य तदीयपार्श्वे प्रणम्य तस्थौ नृप ! दासवच्च ॥३३॥ तं मानयामास हरिस्ततोऽसौ तन्मन्दिरक्ष्मातलधर्मपत्रम् । कृत्वा ददौ स्वे विषये च तस्य धान्यानयादेरपशुल्कतां सः ॥३४॥ मदर्हकार्यं भवता भवे यत्तत्सर्वथा मे कथनीयमेव । इत्यर्थयित्वा स महीपतिस्त तदाज्ञया स्वं निलयं जगाम ॥३५॥ सोऽथार्चितो भक्तजनैः सुगन्ध

વાને કર્યો ॥૩૦॥ હે રાજન ! એ રીતે ત્રણેય મંદિરોમા દેવની પ્રતિષ્ઠાને યથાવિધિ કરીને, બ્રાહ્મણોને ગૌ ભૂમિ સુવર્ણ સુવસ્ત્ર તિલ આદિકના બહુ દાનો આપ્યા ॥૩૧॥ અનંતર પુરવાસી સમગ્ર વિપ્રો તથા ગ્રામાંતરથી આવેલા પણ સમગ્ર વિપ્રોને ઇષ્ટ મિષ્ટ શ્રેષ્ઠ ભોજ્યવડે સંતૃપ્ત કર્યા અને રૂપામય ભોજનાંત દક્ષિણાઓવડે સંતૃપ્ત કર્યા ॥૩૨॥ હે નૃપ ! તે સમયે અહ્વા ર નામના સૌરાષ્ટ્રદેશાધિપતિ તે ભગવાનનો મહાપ્રભાવ જાણતા આશ્ચર્ય પામીને સમધિક આદરથી ભગવાનની સમીપે આવી તેમને પ્રણામ કરી તેમની આગળ ઉભા રહ્યા ॥૩૩॥ ભગવાને પોતાપાસે આવેલા રાજાનુ રાજસમુચિત અભિનંદનવડે સન્માન કર્યુ પછી રાજાએ પ્રસન્ન થઈ પરા ભક્તિથી તે મંદિરનુ જે ભૂતળ તેમા પોતાનો માલકી હક ઉઠાવી લેવાપૂર્વક ભગવાનનો માલકી હક જણાવનારો સ્વહસ્તાક્ષરવાળો ધર્મલેખ ( ધર્માદા દસ્તાવેજ ) કરાવીને ભગવાનને સમર્પ્યો અને વળી પોતાના દેશમા મંદિરમાટે ધાન્ય ઘૃત ગોળ આદિક લાવવામા શુલ્ક ( રાજભાગ દાણ જગાત ) નહિ લેવાનો નિયમ પણ કરી આપ્યો ॥૩૪॥ જો આપને મારા લાયક કાંઈ કામ કાજ હોય તો તે મને અવશ્ય સર્વ પ્રકારે જણાવવુ, હુ આપની સેવા કરવા તૈયાર છુ, એમ શ્રીહરિને પ્રાર્થનાપૂર્વક કહીને તે રાજા ભગવાનની આજ્ઞાથી

पुष्पांशुकस्वर्णविभूषणाद्यैः। तद्देवसेवोत्सवसुव्यवस्थां चकार भूमा दशमीनिशायाम् ॥३६॥ एकादश्यामुत्सवं तत्र कृत्वा प्रातः कृत्वा पारणां चापरेद्युः। भक्तैः सार्कं निर्ययौ स्वानुयातैः पुर्यास्तस्याः स्तूयमानो जनौघैः ॥३७॥ संनिवर्त्य पुरवासिनो हरिः स्वाननुव्रजत आस्रवद्दृशः। सानुगः पथि निजांश्च रञ्जयन् दर्श आप नृप! दुर्गपत्तनम् ॥३८॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे पञ्चमप्रकरणे जीर्णदुर्गे श्रीद्वारिकेशादिप्रतिष्ठानिरूपणनामैकोनपञ्चाशत्तमोऽध्यायः ॥४९॥

सुव्रत उवाच—मन्दिरं कारयंस्तत्र धर्मवार्ताभिरन्वहम्। प्रीण-

पोताने भवने गया ॥३५॥ अनंतर भूमा-सर्वथकी निरतिशय बृहत्त्वगुणविशिष्ट ते भगवान् श्रीहरिए सर्व भक्तोए चंदन पुष्प वस्त्र सुवर्णभूषण आदिकवडे प्रेमथी पूजा कर्याथका ते प्रतिष्ठापेला देवनी नित्योत्सवादि सेवानी सिद्धिमाटे समुचित व्यवस्था वैशाख कृष्णदशमीनी रात्रिए करी ॥३६॥ पछी एकादशीए त्यां उत्सव करीने द्वादशीए प्रात पारणां करीने, पोतासाथे आवेला भक्तोनी साथे पुरवासी भक्तसमाजे सर्वत स्तुति कर्याथका ते नगर थकी चाली नीकळ्या ॥३७॥ हे नृप! पाछळ वळावा आवेला, स्वचरणपरायण, पोतानो वियोग नहि सहन थवाथी अश्रुपरिपूर्ण नेत्रवाळा ते पुरवासी भक्तोने जेम तेम करी पाछा वाळी, सानुयायी श्रीहरि मार्गमां सर्व आत्मीय भक्तोने रंजन करताथका दुर्गपुरने वैशाख अमावास्याए पाम्या ॥३८॥ इति श्रीसत्संगिजीवने पंचमप्रकरणे जीर्णदुर्गे श्रीद्वारिकेशादिप्रतिष्ठानिरूपणनामैकोनपंचाशत्तमोऽध्यायः ॥४९॥

## [1]अध्याय ५० मो.

सुव्रतमुनि कहेछे—हे नृप! अनंतर भगवान् त्यां दुर्गपुरमां कृष्णनुं मंदिर उत्तम नृपनो मनोरथ परिपूरवा करावतां धर्मवार्ताओवडे आत्मीय

[1] आ अध्यायने आरंभीने पांच अध्यायोवडे नैष्ठिक वर्णीना धर्मो कहेतां, आ अध्यायमां ब्रह्मचारीओने राखवानो परिग्रह तथा स्त्रीप्रसंगनी अत्यंत परित्याज्यतानुं निरूपण कर्युं छे

यन्निजभक्तांश्च समुवास हरिर्नृप ! ॥१॥ तमेकदा वर्णिराजो मुकुन्दानन्द आदरात् । बद्धाञ्जलिर्नमस्कृत्य पप्रच्छ विनयान्वित ॥२॥ मुकुन्दानन्द उवाच—त्वदाश्रितानामस्माकं नैष्ठिकब्रह्मचारिणाम् । श्रोतुमिच्छाम्यहं त्वत्तो धर्मान् पाल्यानशेषत. ॥३॥ सुव्रत उवाच—इति नैष्ठिकवर्येण पृष्टस्तेन नराधिप ! । प्रसन्नो भगवानूचे भक्तिधर्मप्रपोषक. ॥४॥ श्रीनारायणमुनिरुवाच—समीचीनं त्वया पृष्ट वर्णिराज ! वदाम्यहम् । नैष्ठिकानां यथाशास्त्रं धर्मांस्ते ब्रह्मचारिणाम् ॥५॥ ब्राह्मण क्षत्रियो वैश्यस्त्रयो वर्णा द्विजातयः । ब्रह्मचर्याश्रमस्यैते कथिता अधिकारिणः ॥६॥ गर्भाधानादिसंस्कारै. संस्कृतश्चोपनायनम् । प्राप्तो यथाकालमसौ ब्रह्मचर्यं द्विजोऽर्हति ॥७॥ त्रिरात्रं बुद्धिहीनस्य सावित्राख्यं तदीरितम् । प्राजापत्याख्यमुदित

ભક્તોને પ્રતિદિન પ્રસન્ન કરતાથકા સુખેથી રહ્યા ॥૧॥ અનન્તર એક સમયે શ્રીહરિને તેમના ચરણકમળના પરિચરણથીજ નિત્યતૃપ્ત મુકુદાનદ નામના વર્ણિરાજ આદરથી પ્રણામ કરીને બે હાથ જોડીને વિનયથી એમ પુછવા લાગ્યા ॥૨॥ મુકુંદાનંદવર્ણી પુછેછે-હે ભગવન્ ! આપના આશ્રિત નૈષ્ઠિક બ્રહ્મચર્યવ્રતને આશ્રય કરી રહેલા અમારે અવશ્ય પાળવાના ધર્મો સમગ્રપણે આપનાથકી સાભળવા હુ ઇચ્છુ છુ ॥૩॥ સુવ્રતઋષિ કહેછે-હે નરાધિપ ! આ પ્રકારે તે વર્ણિવરે પુછેલા તે ભગવાન્ શ્રીહરિ ભક્તિધર્મના પોષણ ઉપર હોવાથી પ્રસન્ન થઇને બોલ્યા ॥૪॥ શ્રીનારાયણમુનિ કહેછે-હે વર્ણિરાજ ! તમે બહુજ સારૂ પુછ્યુ, સ્વધર્મતો અવશ્ય જાણવો જોઇએ, ધર્મ વિના જ્ઞાનની કે ભક્તિની સિદ્ધિ થતી નથી, ધર્મથી પાપ ટળે છે, તો તમે જાણવા વાછેલો વર્ણી નૈષ્ઠિકોનો ધર્મ યથાશાસ્ત્ર હું નિરૂપણ કરૂ છુ ॥૫॥ તેમા પ્રથમ બ્રહ્મચર્યવ્રતના અધિકારીઓ અને બ્રહ્મચર્ય વ્રતના ભેદો કહું છુ-તે આ નૈષ્ઠિકવ્રતના બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્ય આ ત્રણેય દ્વિજો અધિકારી કહ્યા છે ॥૬॥ (ઉક્ત અર્થને સ્પષ્ટ કરી કહેછે) ગર્ભાધાનાદિ સસ્કારોવડે સસ્કૃત થએલો દ્વિજ યથાકાળ ઉપનયનસસ્કાર પામતા બ્રહ્મચર્યને લાયક થાય છે ॥૭॥ આ બ્રહ્મચર્ય સાવિત્ર પ્રાજાપત્ય બ્રાહ્મ અને બૃહત્ એમ ચાર

तदब्दं दुर्बलस्य च ॥८॥ अपि बुद्धिमतः पुंसो गृहाश्रमरुचेस्तु तत् । ब्रह्माख्यं द्वादशाब्दं च प्रोक्तं वैराग्यमान्द्यतः ॥९॥ यावज्जीवं नैष्ठिकाख्यमनिच्छोस्तु गृहाश्रमम् । प्रोक्तं तद्बुद्धिवैराग्यबलिनो विरलस्य हि ॥१०॥ तत्रान्त्यः श्रेयसे स्वस्य सद्गुरुं शीघ्रमाश्रयेत् । विष्णुमाहात्म्यबुद्ध्यैव स पठेन्निगमं गुरोः ॥११॥ साङ्गं सार्थं च स गुरोरधीत्य स्वस्य शक्तितः । वेदं दद्यात्ततस्तस्मै शक्त्या स्वर्णादिदक्षिणाम् ॥१२॥ तीव्रवैराग्ययुक्तत्वाद्दीक्षामुद्धववर्त्मनि । सम्प्राप्तो नैष्ठिकीं स स्यात्तद्धर्मान्कीर्तयाम्यहम् ॥१३॥ नैष्ठिकेन व्रतेनैव याव-

---

પ્રકારનું કહ્યુ છે ઉપનયન પછી અક્ષારલવણભોજી થઇને સાવિત્રીને ભણે તે સાવિત્રસંજ્ઞિત કહ્યું છે. તે ત્રિરાત્રમાત્રસાધ્ય હોઇને અત્યત મદ અધ્યયનમાં અસમર્થ બુદ્ધિહીનને માટે કહ્યું છે. બીજું–તેથકી સમર્થ પરંતુ દુર્બળને એક વર્ષમાત્ર પાળવાનું પ્રાજાપત્ય કહ્યુ છે. તેથકી પણ બુદ્ધિમાન્ પુરૂષને વેદાધ્યયનમાં ઉપકારકપણે બાર વર્ષમાત્રસાધ્ય બ્રહ્મચર્ય ગૃહસ્થાશ્રમમાં પ્રવેશની રૂચિવાળાને જે છે તે બ્રાહ્મ કહ્યુ છે. આ ત્રણેય બ્રહ્મચર્ય જેને તીવ્ર વૈરાગ્ય ન નિષ્પન્ન થયો હોય તેને માટેજ કહ્યુ છે ॥૮–૯॥ જેતો તીવ્રવૈરાગ્યને લીધે ગૃહસ્થાશ્રમને નહિ ઇચ્છતાએ યાવજ્જીવં બ્રહ્મચર્ય ધાર્યું છે તે આ નૈષ્ઠિક નામનું બૃહદ્વ્રત એવા નામાંતરથી પણ કહેવાય છે, આનો અધિકારીતો વિવેકમૂળક તીવ્ર વૈરાગ્યવાળો કોઈ વિરલો જન છે ॥૧૦॥ તેમા જે અતિમ નૈષ્ઠિક બ્રહ્મચર્યરૂપ છે તેજ શ્રેય માટે છે, બ્રહ્માના ભુવન સુધીના બધાય ભોગો પરિમિત હોઇને દુ ખથી મિશ્રિત અને વળી પુન-પાતના દુ:ખથી મિશ્રિત હોવાથી હેયજ છે તો તે તત્વથી શ્રેય પદમાં ગણનાને યોગ્ય નથી, વસ્તુત: મોક્ષજ શ્રેય છે, તેમાં વૈરાગ્યપ્રધાન નૈષ્ઠિકવ્રતજ ઉપકારક છે, માટે શ્રેયની કામનાવાળો જન નૈષ્ઠિકવ્રતને આશરીને સદ્ગુરૂનો શીઘ્ર આશ્રય કરે. તે ગુરૂથકી સદ્વિદ્યાને ભગવન્માહાત્મ્યવિજ્ઞાનથીજ (તે પૂર્વકજ) ભણે ॥૧૧॥ તે નૈષ્ઠિક સાગ વેદને તદર્થનિર્ણયપૂર્વક યથાશક્તિ તે ગુરૂથકી ભણે તે પછી ગુરૂને યથાશક્તિ સુવર્ણાદિ દક્ષિણા આપે ॥૧૨॥ જે તે નૈષ્ઠિક તીવ્ર વૈરાગ્યના ઉત્કર્ષને લીધે ઉદ્ધવસપ્રદાયસિદ્ધ નૈષ્ઠિક દીક્ષાને

ज्जीवं स्वसद्गुरोः। सेवने कृतसङ्कल्पः स भवेद्भक्तिमान् हरौ ॥१४॥ नित्यं यज्ञोपवीतं च स विप्रो धारयेच्छिखाम्। तुलसीमालिकायुग्मं स्वकण्ठपरिवर्ति च ॥१५॥ मौञ्जीं च मेखलां दण्डं पालाशं वैल्वमेव वा। स धारयेद्दर्भपाणिश्चासनार्थं मृगाजिनम् ॥१६॥ सोपपात्रं चाम्बुभृतं नित्यं धातुकमण्डलुम्। साम्बुगालनवस्त्रं तं धारयेदुज्ज्वलं शुचिः ॥१७॥ धारयेत् पञ्चकेशांश्च जटायां जन्तुसम्भवात्[1]। तत्राग्निहोत्रजं भस्म मिश्रणीयं नहीतरत् ॥१८॥ अतिजन्तूदये पित्रोर्मृत्यौ चाऽऽपदि मुण्डनम्। कक्षोपस्थशिखावर्जं कारयेत्तीर्थ एव सः ॥१९॥ द्वे कौपीने सिते धोत्रे क्षौमं चैकां च कम्बलीम्। धारयेद्भुक्तिसमये परिधानार्थमेव सः ॥२०॥ कन्थां च प्रच्छदपटीं

પામ્યા હોય તેના ધર્મો હવે હું કહું છું ॥૧૩॥ તે નૈષ્ઠિક યાવજ્જીવ નૈષ્ઠિકજ વ્રતે સંપન્ન થઈ પોતાના સદ્‌ગુરૂની સેવાનોજ એક સંકલ્પ રાખીને ભગવાનમાં પરા ભક્તિએ યુકત થાય ॥૧૪॥ આ વિપ્રવર્ણી નિત્ય યજ્ઞોપવીત શિખા અને ગળામાં બેવડી તુળસીમાળાને ધારણ કરે. ઉપવીત શિખાનેજ જેમ એમ નિત્ય ગળામાં તુળસીમાળાયુગળને ધારણ કરે ॥૧૫॥ મુંજતૃણમયી મેખળા અને ખાખરાનો કે બીલીનો દંડ ધારણ કરે અને ઉચિત સ્થાનોમાં કર વિષે દર્ભને ધરનારો થાય અને આસન માટે મૃગચર્મને ધારે ॥૧૬॥ આ નૈષ્ઠિક વર્ણી નિત્ય બહાર અંદર શુદ્ધ થઇને જળપરિપૂર્ણ ધાતુમય ઉજ્જવળ કમડળું ઉપપાત્રે સહિત ધારે અને જળ ગાળવાનું વસ્ત્ર (ગરણું) રાખે ॥૧૭॥ પંચકેશ–બગલ ઉપસ્થ મસ્તક દાઢી મુંછના કેશોને રાખે-મુંડાવે નહિ. જટામાં જૂઆદિક જંતુઓ જેમ ન થાય તેમ મસ્તકકેશોને અગ્નિહોત્ર-ભસ્મથીજ સંસ્કારયુક્ત કરે પણ અન્ય તૈલાદિકથી નહિ ॥૧૮॥ ભસ્મથી પણ અવર્જનીય જતુઓની ઉત્પત્તિમાં તથા માતાપિતાના મરણમાં અને મહારોગાદિ આપત્તિમાં તથા પુણ્યક્ષેત્રમાં બગલ ઉપસ્થ શિખાએ વર્જીતજ મુંડન કરાવે ॥૧૯॥ વર્ણી બે શ્વેત કૌપીનો, તેની ઉપર આચ્છાદન કરવાનાં બે ધોતીયાં અને ભોજનસમયે પહેરવામાટે શણનું કે

१ 'जन्तुसम्भवे' इति पाठान्तरम्।

कम्बलं द्वे च पञ्चिके । शिरःपटकमेतानि कापायाण्येव धारयेत् ॥२१॥ पूजोपकरणैः सार्कं शालग्रामं च धारयेत् । चित्रार्चां चावश्यकानि धातुपात्राणि पक्तये ॥२२॥ सच्छास्त्रपुस्तकं चासो धर्मज्ञानादिपुष्टये । स्वोपयोगि भवेद्यावत्तावत्तदपि धारयेत् ॥२३॥ पीठार्थं कम्बलीखण्डो जपमाला सगोमुखी । धार्या गोपीचन्दनं च पादुके इति सङ्ग्रहः ॥२४॥ इतोऽन्यत्परिगृह्णीयाद्यावतो वासरान्स तु । उपवासान् प्रकुर्वीत तावतः स्वस्य शुद्धये ॥२५॥ स्त्रियः कामान्न वीक्ष्याश्च क्रीडन्त्यस्तेन वा स्थिताः । श्रव्याः कीर्त्या न तद्वार्ताश्चासच्छास्त्रस्थतत्कथाः ॥२६॥ क्रीडां विनोदं गुह्योक्तिं

---

કામળીનુ એક વસ્ત્ર ધારણ કરે ॥૨૦॥ કન્થા, ચાદર, કામળી, (ઓઢવાની) બે પચીયા, માથે બાધવાનો ચોખટો રૂમાલ, આ કથાદિક વસ્ત્રો કાષાયજ–રક્તમૃત્તિકાથી રંગેલાજ ધારણ કરે ચકારથી રક્ત ઉર્ણાની ટોપી ધારવાની જાણવી ॥૨૧॥ નિત્યપૂજાર્થે શાળગ્રામ, તેમની પુજાના કળશ સપુટ આચમની અભિષેકપાત્ર નૈવેદ્યપાત્ર આદિક ઉપકરણો, ધ્યાનમાં ઉપકાર કરનારી ગુરૂપરપરાપ્રાપ્ત ચિત્રપ્રતિમા અને ભગવાનના પાક માટે પાકોપકરણભૂત આવશ્યક ધાતુપાત્રોને ધારણ કરે ॥૨૨॥ આ વર્ણી ધર્મજ્ઞાનની અભિવૃદ્ધિમાં ઉપયોગી સચ્છાસ્ત્ર પુસ્તકો જેટલા અત્યત અપેક્ષિત હોય તેટલાંજ રાખે ॥૨૩॥ આસનમાટે કામળીનો કટકો, ગોમુખીએ સહિત જપમાળા, તિલકમાટે ગોપીચદન અને પાદુકાને રાખે આટલોજ બ્રહ્મચારિએ પરિગ્રહ કરવો વર્ણી આથી અધિક અન્ય વસ્તુઓનો જેટલા દિવસ પરિગ્રહ કરે તેટલા દિવસ ઉપવાસ કરે અન્યથા અધિકસંગ્રહદોષથકી વિશુદ્ધ ન થાય ॥૨૪-૨૫॥ વર્ણીએ ક્રીડા કરતી કે સ્વેચ્છાથી રહેલી સ્ત્રિયો કામભાવથી જોવી નહિ અસચ્છાસ્ત્રો કે જે કામરસનાજ એક નિરૂપણ માટે પ્રવર્તેલા રતિરહસ્ય અનંગરસ રસમજરી આદિક છે તેમા વર્તતી તેણીઓની કથાઓ તથા વાર્તાઓ સાભળવી નહિ તેમ ગાવી વાચવી નહિ (ભગવચ્ચરિત્રના સબન્ધવાળા પુરાણઇતિહાસોમા આવતી પુણ્યચરિત સ્ત્રીઓની કથાના શ્રવણકીર્તનમા તો દોષ નથી)

स्त्रीभिः साकं न चाचरेत् । न कारयेच्च पुंसाऽपि कामयेत हृदा न ताः ॥२७॥ स्पृशेत्तदङ्गं तु न क्वापि न च स्त्रीधार्यमंशुकम् । धौत-शुष्कं च धौतार्द्रं तच्चेत्तर्हि न दोषभाक् ॥२८॥ विहाय देवतामूर्तिं न स्त्रियाः प्रतिमामपि । काष्ठधातुवस्त्रमृज्जां चित्रस्थामपि न स्पृशेत् ॥२९॥ न स्त्रीजातेश्च गुह्याङ्गं पश्येद्बुद्ध्या च दूरतः । तथा नग्नां तु नेक्षेत कन्यकामपि नैष्ठिकः ॥३०॥ न स्त्रीभिः सह भाषेत न तच्चित्रं तथा लिखेत् । न स्पृशेन्न च वीक्षेत चित्राद्यपि च मैथुनि ॥३१॥ दृश्यमैथुनिचित्रादौ न च गेहे वसेत्क्वचित् । स्त्रीवक्त्रसन्मुखमुखं क्वचिन्नोपविशेच्च सः ॥३२॥ प्रच्छन्नं प्रेषयन्नैव वस्तु किञ्चि-

॥२६॥ क्रीडा विनोदने स्त्रीओ साथे नज करे, स्त्रीओने गुह्य वचन कहे नहि तेम पुरुषान्तरद्वारा कहेवरावे नहि. यद्यपि 'कामभावथी स्त्रीयो न जोवी' एम कहेवाथीज क्रीडादिकनो प्रतिषेध प्राप्त थई जाय छे तथापि अहीं जे फरी प्रतिषेध कर्यो ते अधिक पाप जणाववा माटे छे. किं बहुना हृदयथी पण कामिनीने कामे नहि-कामभावथी तेणीनो सकल्प पण करे नहि ॥२७॥ स्त्रीयोना करचरणादि अगनो तो कदापि जनसमूहमा पण स्पर्श करे नहि, (अगस्पर्श जेम न थाय तेम जनसंघमा पण वर्त्तवुं) तथा तेणीओना वस्त्रनो पण स्पर्श करे नहि जे तेणीनुं वस्त्र धोयुंथकु भीनु होय के धोयुंथकु सुकाएलु होय के नवीन होय तेना प्रमादथी थएला स्पर्शमां दोष नथी ॥२८॥ देवतानी प्रतिमा विना स्त्रीनी प्रतिमा धातुमयी काष्ठमयी वस्त्रमयी मृत्तिकामयी अने चित्रमयीनो पण स्पर्श करे नहि ॥२९॥ नैष्ठिक वर्णी स्त्रीजाति-पशुजातीओना पण गुह्यागने दूरथी पण बुद्धिपूर्वक जुवे नहि तथा नग्न कन्याने पण जुवे नहि ॥३०॥ स्त्रीयोसाथे संभाषण नज करे. स्त्रीप्रतिमाने चीतरे पण नहि तथा मैथुनासक्त चित्रादिकने अडे नहि तेम बुद्धिपूर्वक जुवे नहि तथा दृश्य मैथुनधर्मी चित्रादिवाळा घरमा कदापि वसेपण नहि. स्त्रीमुखने समुख मुख राखीने वर्णी कदापि नज बेसे ॥३१-३२॥ स्त्रीने त्या कांईपण वस्तु गुप्त एकातमां मोकले ज नहि तेम तेणीए एकातमां मोकलेली काइपण वस्तुने

दपि स्त्रियै । प्रेषितं च तया किञ्चिद्गृह्णीयान्न रहस्तथा ॥३३॥ स्त्रियमुद्दिश्य पुरतः पुरुषस्य हरेरपि । कथां वार्ता न कुर्वीत शृणुयान्न च तां ततः ॥३४॥ स्वपेतां दम्पती रात्रौ यतः कुड्यान्तरे गृहे । तत्र गेहे स्वपेन्नैव दोषो नास्त्यन्यथा त्विह ॥३५॥ न स्वपेत् स्त्रीयुते गेहे सत्सु पुंसु बहुष्वपि । न स्त्रीसञ्चरणस्थाने कुर्यादुत्सर्गकर्म च ॥३६॥ स्नानोत्सर्गादिका यत्र यत्र स्युर्योषितां क्रियाः । तत्र तत्र क्रियां तां तां वर्णी नैवाचरेत्क्वचित् ॥३७॥ धनुर्मानान्तरे नैव स्त्रिया गच्छेदनापदि । मार्गाल्प्योत्सवमौढ्यादौ रक्ष्यं तत्स्पर्शतो वपुः ॥३८॥ स्त्रिया सह रहःस्थाने वर्णी तिष्ठेन्न कर्हिचित् । न चाध्वनि

ग्रहणु करे नहि ॥३३॥ पुरुषनी समीपमां पण स्त्रीने उद्देशी हरिनी पण कथा वार्ताने करे नहि तथा स्वयं स्त्रीना मुखथकी हरिनी पण कथा वार्ताने सांभळे नहि ॥३४॥ जे घरमां दंपती (स्त्री पुरुष बन्ने) रात्रिए सुतां होय तेथकी एक भींतमात्र अंतरायवाळा घरमां वर्णी सुवे नहि. जो दंपती न सुतां होय त्यारे तो दोष नथी. (गृहांतरमां केवळ स्त्रीमात्र होय के पिता पुत्री आदिक होय तो दोष नथी) ॥३५॥ जे घरमां स्त्री रहेती होय तेमां तेना पिता भ्राता आदिक पुरुषवर्ग होय तोपणु ते सबन्धन गृहमां सुवे नहि, स्त्रीयोना संचरणुस्थानमां मळमूत्रादिकना त्यागनी क्रियाने नज करे ॥३६॥ जे जे स्थळमां स्त्रियो स्नानादिक क्रियाने करती होय तेते स्थानमां ते ते क्रियाने वर्णी कदापि नज करे ॥३७॥ मार्गमां जती स्त्री थकी धनुर्माप (चार हाथ) व्यवधान विना तेनी अति समीपे नज चाले. स्त्रीथकी चार हाथ छेटे चाले. रथाभिघात आदिक आपत्तिमां तो आटला व्यवधाननो नियम आदरणीय नथी तथा सांकडो मार्ग होय के भगवाननो जन्माष्टमी आदिक महोत्सव होय के स्त्रीनुं बाळत्व उन्मत्तत्वरूप मूर्खपणुं होय के भिक्षायाचनादि प्रसंग होय त्यारे तो स्त्रीना अगनो स्पर्श पोताने जेम न थाय तेम वर्तवुं; (आमां उक्त धनुर्माप व्यवधाननो नियम नथी) ॥३८॥ आवरित के अनावरित गृहमां के अन्यत्र स्त्रीनी साथे नैष्ठिकवर्णी एकांतमां क्यारेय नज रहे तथा वृद्धपणु ते वर्णी स्त्रीनी

तया सार्कं स्थविरोऽपि क्वचिद्व्रजेत् ॥३९॥ नारोहेद्वाहनं वर्णी
क्वाप्यारोहेद्यदापदि । तदापि न स्त्रिया सार्कं शकटादावुपाविशेत्
॥४०॥ परिवेष्ट्री पाककर्त्री स्याद्यत्र स्त्री न पूरुषः । तत्र भोक्तुं नैव
गच्छेन्न स्पृशेच्च स्त्रकुंसकम् ॥४१॥ गुणांश्चाप्यगुणान्स्त्रीणां क्वचि-
द्वर्णी न वर्णयेत् । लेपनाद्यर्थमपि ताः स्वमठे न प्रवेशयेत् ॥४२॥
एतेषु नियमेषु स्याद्यस्य भङ्गः प्रमादतः । तत्रैक उपवासोऽस्य प्राय-
श्चित्तमुदीरितम् ॥४३॥ स्त्रीसम्बन्धिनिषेधोऽयं साक्षात्स्पर्शो रहः-
स्थितिम् । विना स्वासन्नसम्बन्धस्त्रीभ्योऽन्यत्रावगम्यताम् ॥४४॥
रहःस्थाने तु मात्रापि सह तिष्ठेन्न कर्हिचित् । वृद्धव्रतधरो वर्णी
साक्षात्तामपि न स्पृशेत् ॥४५॥ कार्यमावश्यकं स्याच्चेत्सम्बन्धि-

સાથે માર્ગમાં કદાપિ ચાલે નહિ ॥૩૯॥ વર્ણી ક્વાપિ-વિષમ કે સમ દેશમાં કે વર્ષામાં કે ગ્રીષ્મમાં ગાડું આદિક વાહનમાં નજ બેસે. જો આપત્કાળમાં બેસે ત્યારેપણ સ્ત્રીની સાથેતો નજ બેસે ॥૪૦॥ જે વિપ્રગૃહે રસોઈ કરનારી નારીજ પીરસનારી હોય, પુરૂષ પીરસનારો ન હોય ત્યાં જમવા માટે વર્ણી નજ જાય. સ્ત્રીવેષને ધરનારા પુરૂષનો (ભવૈયો આદિક) સ્પર્શ નજ કરે ॥૪૧॥ સ્ત્રીઓના ગુણોને કે દોષોને કોઈપણ સ્થળે કદાચિત્ પણ વર્ણી વર્ણવે નહિ. પોતાના નિવાસસ્થાનમાં લીંપવું વાળવું આદિક કાર્યાર્થે પણ સ્ત્રીનો પ્રવેશ કરાવે નહિ ॥૪૨॥ આ ઉક્ત નિયમો મધ્યે જે કોઇપણ નિયમનો ભંગ જો પ્રમાદથી થઇ જાય ત્યારે તો એક ઉપવાસ તેમાં પ્રાયશ્ચિત્ત કરવાનું જાણવું ॥૪૩॥ જે આ સ્ત્રીસંબન્ધિ નિષેધ-સભાષણ સહસ્થિતિ આદિક પ્રતિષેધ તે સર્વપણ માતા આદિક સમીપસંબન્ધી સ્ત્રીયોથકી અન્યનારીઓ વિષે જાણવો, તેમાં પણ સાક્ષાત્ સ્પર્શ અને એકાંત સ્થિતિ આ બે તો માતા આદિક સમીપ સબન્ધવાળી સ્ત્રીયોવિષેપણ વર્જ્ય છે ॥૪૪॥ બૃહદ્વ્રતધારી વર્ણી માતાસાથે પણ એકાંતમાં તો કદાપિ નજ રહે માતાનો પણ સાક્ષાત્ સ્પર્શ કરે નહિ ॥૪૫॥ આવશ્યક કાર્ય હોય તો માતાદિક થકી ભિન્ન એવી પણ સમીપ સબન્ધિની સ્ત્રીસાથે સંભાષણાદિકમાં દોષ નથી. સ્પર્શતો પરિત્યાજ્યજ છે. આવશ્યક કાર્ય ન હોય તો

न्यापि योषया । अस्पृशन्भाषणादीनि तर्हि कुर्वीत नान्यदा ॥४६॥ क्वचिदापदि कष्टायां भाषणस्पर्शने स्त्रियाः । विहिते भवतस्ते च कथयामि समासतः ॥४७॥ अन्नाम्बुकाष्ठपात्रादेर्याचने प्रच्छनेऽथ च । स्वावासस्य वदेन्नारीमुद्दिश्य पुरुषं प्रति ॥४८॥ ईदृशावश्यके कार्ये रीतिरित्थं हि भाषणे । साक्षाद्भाषणकालं च सूचयामि स्त्रियं प्रति ॥४९॥ सवन्धनाश्रमे स्वस्य योषा यद्यापतेत्क्वचित् । स्प्रष्टुं वा स्वं तदा त्वस्य न दोषो भाषणे तया ॥५०॥ जलाग्निश्रृङ्गिदंष्ट्र्या-देर्भये शस्त्राद्विषात्तथा । गृहद्रुमादिपाते वा रोगे स्वस्य स्त्रिया अपि ॥५१॥ प्राणान्तिकापदीदृश्यां साक्षात्स्पर्शे च भाषणे । स्त्रिया जातेऽपि नास्त्येव दोषस्तस्यान्यथाऽस्ति हि ॥५२॥ सर्वथैव निषि-

સભાષણાદિકને પણ ન કરે ॥૪૬॥ કદાચિત્ કષ્ટ આપત્તિમાં સમીપ સંબન્ધે રહિત એવીપણ સ્ત્રીની સાથે ભાષણ અને સ્પર્શ વિહિત છે. તે સક્ષેપમાં કહું છું. જેમ-અન્ન જળ કાષ્ઠ પાત્રાદિકની યાચનામાં અને અવિદિત પોતાના ઉતારાને યોગ્ય સ્થાન માર્ગ આદિકનો પ્રશ્ન કરવામાં સ્ત્રીની સાથે સંભાષણ દોષમાટે નથી. પણ તે ભાષણ સાક્ષાત્ ન કરવું કિંતુ સન્નિધિમાં રહેલા કોઇ પુરૂષને દ્વારભૂત કરીને કરવું. આવું આવશ્યક કાર્ય હોય તો સ્ત્રીની સાથે ભાષણમાં આવી રીતિ (પુરૂષદ્વારા ભાષણપ્રકાર) છે. હવે સ્ત્રીની સાથે સાક્ષાત્ ભાષણનો કાળ સૂચવું છું. જો કોઈ નારી પોતાના બંધીવાળા આશ્રમમાં પ્રવેશ કરી જાય કિંવા પોતાનો સ્પર્શ કરવા પ્રયત્ન કરે, ત્યારે તો તેણીના પ્રતિષેધ માટે કરેલું સાક્ષાતજ ભાષણ વર્ણીને દોષમાટે નથીજ ॥૪૭-૫૦॥ જળ, અગ્નિ, મારકણીયું શીંગડાંવાળું પશુ, દાઢયોવાળો સર્પાદિ, શસ્રપાત, વિષ, ગૃહપાત, વૃક્ષપાત, મહારોગ, ઇત્યાદિક થકી આવી પડેલી પ્રાણાંતિક ભયાપત્તિથકી પોતાને અને સ્ત્રીનેપણ મુકાવા માટે સાક્ષાત્ સ્ત્રીયો સાથે સભાષણ અને તેણીનો સ્પર્શ વર્ણીને દોષ માટે નથીજ. અન્યથા-આવી પ્રાણાપત્તિ થકી વ્યતિરિક્ત કાળમાં તો સ્ત્રીસંભાષણ સ્પર્શમાં દોષ છેજ ॥૫૧-૫૨॥ ઉક્ત પ્રસંગ થકી અન્યત્ર સર્વે પ્રકારે વર્ણીને સ્ત્રીપ્રસંગ નિષિદ્ધજ છે તથા સ્ત્રીલંપટ જનનો પ્રસંગ પણ પ્રતિ-

द्धोऽस्ति स्त्रीप्रसङ्गोऽत्र वर्णिनः। स्त्रैणप्रसङ्गोऽपि तथा हेयः प्रोक्तोऽस्ति बन्धकृत् ॥५३॥ न वीर्यपातनं कुर्याद्बुद्धिपूर्वं कदाचन। स्रावे जाते स्वतः कुर्यांद्दिनमेकमुपोषणम् ॥५४॥ प्रमादात्पातिते वीर्यं कार्यं चान्द्रायणव्रतम्। साक्षात्सङ्गे स्त्रिया जाते पतितोऽसौ वृहद्व्रतात् ॥५५॥ नैष्ठिकत्वं न तस्य स्यात्प्रायश्चित्तशतैरपि। अत स्तन्मण्डलाद्भ्रष्टः स त्वौद्धवसमाश्रितात् ॥५६॥ प्रायश्चित्तं विधायासौ ततः कुर्याद्गृहाश्रमम्। तत्र साधून्सेवमानो लक्ष्मीनारायणं भजेत् ॥५७॥ यदि न स्यात्स्त्रियाः प्राप्तिः कुलद्रव्याद्यभावतः। तुरीयाश्रममाश्रित्य तपस्येत्तर्हि मुक्तये ॥५८॥ तत्रापि भक्ति कम

પિદ્ધ છે. કેમ તો સ્ત્રૈણજનસંગ બન્ધનકારી કલ્યાણવિરોધિ કહ્યો છે ॥૫૩॥ વર્ણી વીર્યપાતન બુદ્ધિપૂર્વક કદાપિ ન કરે સ્વત· સ્વપ્નમાં કે જાગ્રતમાં વીર્યસ્રાવ થાય તો એકદિન ઉપોષણ કરે ॥૫૪॥ પ્રમાદથી પોતેજ વીર્યપાતન કરે તો વર્ણી ચાંદ્રાયણવ્રત કરે. સાક્ષાત્ સ્ત્રીસગ થાય તો એને પ્રાયશ્ચિત્ત છેજ નહિ. નૈષ્ઠિકવ્રતથકી પતિતજ જાણવો આ ભ્રષ્ટ વર્ણી શત પ્રાયશ્ચિત્ત કરવાથી પણ નૈષ્ઠિકપણાને પામે નહિ. (પરપુરૂષના સગથી પાતિવ્રત્યથકી પતિત થયેલી પતિવ્રતા વનિતાની પેઠે) માટે તે આ પતિત વર્ણી તો ઔદ્ધવ સંપ્રદાયના સમાશ્રિત નૈષ્ઠિક વર્ણી મડળ થકી બહિર્ભૂત જ જાણવો ॥૫૫-૫૬॥ જ્યારે એમ છે તો આ પતિતને તરવાનો સર્વથા ઉપાય જ નથી? તો એમ નથી. તરવાનો ઉપાય છે. 'यः प्रत्यवसितो विप्र प्रव्रज्यातो विनिर्गतः। अनाशकनिवृत्तश्च गार्हस्थ्यं चेच्चिकीर्षति। चरेत् षाण्मासिकं कृच्छ्रं नियतात्मा समाहितः। स चरेत्त्रीणि कृच्छ्राणि त्रीणि चान्द्रायणानि च। जातकर्मादिभिः सर्वैः संस्कृतः शुद्धिमाप्नुयात् ॥' આ વૃદ્ધ પરાશરોક્ત પ્રકારે વિહિત પ્રાયશ્ચિત્ત કરીને પછી ગૃહસ્થાશ્રમને પામીને ભગવાનના એકાંતિક ભક્તોને સાધુઓને સેવતો થકો લક્ષ્મીનારાયણને ભજતાં કાળે કરીને શ્રેયને પામે ॥૫૭॥ હે વર્ણિરાજ! જો કુળ દ્રવ્યાદિકના અભાવરૂપ જે કોઇ નિમિત્તને લીધે કન્યાપ્રાપ્તિ ન થાય તો તે પૂર્વોક્ત પ્રકારે વિહિત પ્રાયશ્ચિત્તી થઈ સંન્યાસ આશ્રમને સમુચિત ધર્મનો

लाघवस्य कुर्वीत नित्यं स च वर्णिराज ! । पापक्रियाया विमुखस्तयाऽसौ मृत्वाप्नुयाद्धाम तदीयमेव ॥५९॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे पञ्चमप्रकरणे नैष्ठिकधर्मेषु ब्रह्मचारिपरिग्रहस्त्रीप्रसङ्गवर्जननिरूपणनामा पञ्चाशत्तमोऽध्याय. ॥५०॥

श्रीनारायणमुनिरुवाच—न क्रोधो वर्णिना कार्यो जायेताकस्मिकः स चेत् । तर्हि यस्मै स जातस्तं प्रणम्याशु प्रसादयेत् ॥१॥ पापमूलं च लोभोऽस्ति ततस्त्याज्यः स सर्वथा । सङ्ग्रहो नैव कर्तव्यो विहितेतरवस्तुनः ॥२॥ त्यागीव ब्रह्मचार्यैप धनं रक्षेन्न रक्षयेत् ।

---

આશ્રય કરીને મુક્તિમાટે તપશ્ચર્યા કરતો થકો લક્ષ્મીપતિ શ્રીકૃષ્ણની સેવાને પ્રતિદિન ભક્તિથી કરે. તેથી તે પાપકર્મથકી મુક્ત થઇ મરીને તેમનાજ પરમ ધામને પામે ॥૫૮–૫૯॥ ઇતિ શ્રીસત્સંગિજીવને . પંચમપ્રકરણે નૈષ્ઠિકધર્મેષુ બ્રહ્મચારિપરિગ્રહસ્ત્રીપ્રસંગવર્જનનિરૂપણનામા પંચાશત્તમોઽધ્યાય: ॥૫૦॥

## [1]અધ્યાય ૫૧ મો.

શ્રીનારાયણમુનિ કહેછે–હે વર્ણિવર્ય ! વર્ણિએ ક્રોધ કદાપિ નજ કરવો જો કદાચિત્ પ્રમાદથી અકસ્માત્ ક્રોધ ઉપજે તો તત્ક્ષણ પરિતાપ પામવા પૂર્વક જેની ઉપર કોપ થયો હોય તે પુરૂષને પ્રણામાદિકવડે પ્રસન્ન કરે ॥૧॥ જે લોભ પાપમૂળ અને ક્રોધથકી મોટો છે માટે તે સર્વ પ્રકારે ત્યાજ્ય છે. જે હેતુમાટે વસ્તુનો સંગ્રહ લોભનું કાર્ય હોઇને ત્યાગનિષ્ઠને સર્વ પાપમૂળ છે તે હેતુમાટે લોભ અને તેનુ કાર્ય જે વિહિત વસ્તુથકી ઇતર વસ્તુનો પરિગ્રહ તેને વર્ણી ત્યાગ જ કરે ॥૨॥ આ વર્ણી ત્યાગી–ઔદ્ધવ સમ્પ્રદાયસિદ્ધ ત્યાગધર્મમા નિષ્ઠાવાળો સાધુજ જેમ એમ ધનને નજ રાખે, તેમ સ્વાર્થે બીજા પાસે પણ રખાવે નહિ તે વર્ણીને મહાદીક્ષાવિધિમા ધનના સ્પર્શનિષેધથી સર્વથા તેના ત્યાગનુ વિધાન છે તથા સર્વ ભોગો

---

૧ આ અધ્યાયમા વર્ણિઓને નિષિદ્ધ કર્મો અને તેના આચરણમા પ્રાયશ્ચિત્તોનુ નિરૂપણ સક્ષેપમા કર્યું છે

वर्जयेत्सकलान्भोगान् द्यूतादिव्यसनानि च ॥३॥ स्वसम्बन्धिजनानां च दृष्ट्वाऽसावापदं क्वचित्। धनार्थमुद्यमं नैव कुर्यात्तस्या निवृत्तये ॥४॥ मोहं मदं मत्सरं च मानं तन्द्रीं च वर्जयेत्। दम्भं दर्पं च कार्पण्यं कलिं निन्दां च यत्नतः ॥५॥ अवाच्यां न वदेद्वाचमभक्ष्यं नैव भक्षयेत्। अस्पृश्यं न स्पृशेद्वर्णी नापेयं च पिबेत्क्वचित् ॥६॥ न मर्मभिद्वचो ब्रूयाद्दुरुक्तिं वितथं कटु। नानृतं च वदेत्क्वापि सत्यं च परदुःखकृत् ॥७॥ रसलुब्धो भवेन्नैव नैकं भिक्षेत चान्वहम्। धातुपुष्टिकरं चान्नं प्रायो वर्णी न भक्षयेत् ॥८॥ खर्यो उष्ट्र्यास्तुरङ्ग्याश्च हस्तिन्या अपि यत्पयः। आपद्यपि क्वचि

અને દ્યૂત વિગેરે વ્યસનોને વર્જે ॥૩॥ આ બ્રહ્મચારી પોતાના જે દેહસંબન્ધિઓ તેમની અન્નવસ્ત્રાભાવરૂપ આપત્તિને જોઇને અનુતાપથી પણ તે આપત્તિ નિવારવા ધનાર્જનાર્થે કદાપિ યત્ન નજ કરે ॥૪॥ મોહ મદ મત્સર માન આદિકને ત્યાગ કરે. તેમાં મોહ–હેયમા ગ્રહણ કરવાપણાનો અધ્યવસાય, મદ–માદક વસ્તુના સેવનથી થતો ચિત્તવિકાર, મત્સર–દ્વેષવિશેષ, માન–મોટાઓની સન્નિધિમાં પણ નમ્રતા ન રાખવી, આળસ, દંભ–ધાર્મિકપણાની ખ્યાતિ કરવાનો ડોળ, દર્પ–મોટાઓના અપમાનમા હેતુભૂત ગર્વ, કાર્પણ્ય–કાઇપણ છુટી નહિ શકવાનો સ્વભાવ, કળિ–કલહ કરવાનો સ્વભાવ, અન્યની નિંદા, આ દોષોને વર્જે. યદ્યપિ આ દોષોનુ વર્જન સર્વ કોઇને અપેક્ષિત છે અથાપિ વર્ણિને વિશેષત હાનિકર હોવાથી તે આ દોષોને વર્ણી યત્નથી વર્જે ॥૫॥ વર્ણી અવાચ્ય લોકનિંદિત વાણીને કદાપિ વદે નહિ અભક્ષ્ય માસ ડુગળી લસણ આદિકને કદાપિ ભક્ષણ કરે નહિ, અસ્પૃશ્ય સ્ત્રી પતિત ચાડાળાદિકનો સ્પર્શ કરે નહિ, અપેય સુરા મદ્ય ભાંગ ગાંજો આદિકને કદાપિ પીવે નહિ ॥૬॥ કોઇના પણ મર્મને ભેદનાર વચન બોલે નહિ, દુરૂક્તિ–નિંદાગર્ભિત વાણીને વદે નહિ, વ્યર્થ વચન વદે નહિ, કોઇને પણ અપ્રિય વચન ઉચ્ચારે નહિ, અસત્ય ક્યાયપણ બોલે નહિ, દૃષ્ટાર્થ પણ પરને અપ્રિય કરનાર ‘આ સત્ય વચન છે’ એવી બુદ્ધિથી બોલે નહિ ॥૭॥ વર્ણી રસોમા નજ લોભાય, પ્રતિદિન એકજ ગૃહસ્થને ત્યા

नैव स्वीकुर्यान्नौषधेऽपि तत् ॥९॥ चण्डिकाभैरवादीनां मद्यमांसाशिनां क्वचित्। नाश्नीयाद्ब्रह्मचार्येष आपद्यपि निवेदितम् ॥१०॥ नाद्याच्च मादकं किञ्चिन्न स्पृशेत्पललं तथा। नाद्यात्पलाण्डुं लशुनं नान्नं दत्तमश्रद्धया ॥११॥ मद्यमांसाद्यभक्ष्येण मिश्रमौषधमप्यसौ। नाद्याच्च तत्र गृह्णीयादज्ञातगुणवैद्यतः ॥१२॥ अनिवेदितमन्नं वा फलपत्रादि विष्णवे। ब्रह्मचारी न भुञ्जीत क्वापि किञ्चन नैष्ठिकः ॥१३॥ नात्याहारं च कुर्वीत पुनर्भुक्तिमनापदि। पौर्वाह्णिकं कर्म नित्यमसमाप्य च कर्हिचित् ॥१४॥ न याचेदाग्रहेणासौ भिक्षां

ભિક્ષા માગે નહિ, પ્રાય ધાતુવર્ધક અન્નને નજ ભક્ષણ કરે ॥૮॥ ગધાડી ઉંટડી ઘોડી હાથણી આદિકનુ જે દુધ તે આપત્તિમા પણ નજ પીવે, વ્યાધિ પ્રશમન માટે ઔષધમા ઉપયોગિપણે પણ તેને કદાપિ ન પીવે 'सर्वासां द्विस्तनीनां दुग्धमपेयमजावर्जं' ઇત્યાદિ વચનોવડે ખરી આદિકના દુધના પાનનો ત્યાગ સર્વસાધારણ છે તથાપિ અહીં જે તેની ઉક્તિ છે તેતો તેના પાનમા વર્ણીઓને અધિક પ્રાયશ્ચિત્ત જણાવા માટે જાણવી ॥૯॥ આ બ્રહ્મચારી મદ્યમાંસાદિવડે આરાધાતી ચંડિકા ભૈરવ આદિ દેવતાઓને નિવેદન કરેલું અન્ન આપત્તિમા પણ કદાપિ નજ ભક્ષણ કરે ॥૧૦॥ માંસનો હાથથી પણ સ્પર્શ કરે નહિ, અફીણ ભાંગ તમાકુ આદિક માદક કાંઇપણ ખાય નહિ તથા ડુંગળી લસણ આદિકને ખાય નહિ, (અત્યંત અનર્થ કર હોવાથી વિશેષપણે વર્ણીઓના પ્રતિ આ પ્રતિષેધ પ્રવર્તે છે) અશ્રદ્ધાથી આપેલા અન્નાદિકને જમેજ નહિ ॥૧૧॥ આ વર્ણી મદ્યથી કે માંસથી મિશ્રિત ઔષધને પણ નજ ખાય, જેનો ગુણશીલ ન જાણતા હોઇએ એવા વૈદ્યથકી ઔષધ નજ ગ્રહણ કરે, ગ્રહણ કરે તો તેવા ઔષધનો અજ્ઞાનથી ભક્ષણપ્રસંગ આવે ॥૧૨॥ આ નૈષ્ઠિક બ્રહ્મચારી ભગવાનને નહિ નિવેદન કરેલું અન્ન કે ફળ પત્રાદિ કાંઇપણ ક્યારેય પણ નજ જમે ॥૧૩॥ તથા વર્ણી અત્યાહાર નજ કરે આપત્તિ વિના દિવસે ફરી જમે નહિ નિત્ય પૌર્વાહ્ણિક કર્મ કર્યા વિના કદાપિ ભોજન કરે નહિ ॥૧૪॥ આ વર્ણી આગ્રહથી કોઈ જનથકી ભિક્ષા કદાપિ ગ્રહણ કરે નહિ (જેને ઘેર ભિક્ષા જલદી ન મળે

कमपि कर्हिचित् । न द्वारधन्धनं कुर्याद्याक्रोशं चान्नयाचने ॥१५॥ नाभिशस्तं न पतितं पापकर्मरतं न च । द्विजमाशौचिनं क्वापि न याचेदन्नमाह्निकम् ॥१६॥ अगालितेन तोयेन नाम्बुकार्यं समाचरेत् । न स्पृशेन्मद्यपात्रादि यदन्यच्चाप्यमङ्गलम् ॥१७॥ खरमुष्ट्रमनड्वाहं महिषं बर्करं च सः । ब्रह्मचारी नाधिरोहेदापद्यपि कदाचन ॥१८॥ दिवा निन्द्रां न कुर्वीत निशाद्यन्तयामयोः । सन्ध्ययोश्च स्वपेन्नैव ब्रह्मचारी विनापदम् ॥१९॥ प्रासादिकेनापि हरेश्चन्दनेनाङ्गचर्चनम् । तथा सुगन्धितैलेन कुर्यान्नाभ्यङ्गमप्यसौ ॥२०॥ गन्धद्रव्यं च कस्तूरीकुङ्कुमादि न धारयेत् । न दन्तान् रञ्जयेत्क्वापि कुर्यात्तान्नोज्ज्वलानपि ॥२१॥ छत्रं न धारयेद्वर्णी न नृत्य-

તેના ઘરની દ્વારભૂમિમાજ બહુ વખત રહીને આગ્રહથી તેથકી ભિક્ષા ન લેવી) ગૃહદ્વાર વાસી દેતા વાસેલા બારણાને ભિક્ષાર્થે ધધણાવે નહિ તથા ભિક્ષાન્નયાચનામાં ઉચ્ચ આક્રોશને કરે નહિ ॥૧૫॥ ભલે ભુખ્યો હોય તોપણ એકાહારપર્યાપ્ત પણ અન્નને અભિશસ્ત, (જેને માથે ગોહત્યા બ્રહ્મહત્યાદિકનો અપવાદ આવ્યો હોય તે) પતિત, (મહાપાપાચરણાદિકથી પતિતભાવને પામેલો) હિંસાદિ પાપકર્માચરણમાં આસક્ત અને આશૌચવાળા દ્વિજથકી કદાપિ યાચે નહિ ॥૧૬॥ ગાળ્યા વિનાના જળથી સ્નાન આચમનાદિકને નજ કરે, મદ્યપાત્રાદિ અને બીજું જે અપવિત્ર શ્વાનગર્દભાદિક તેનો સ્પર્શ નજ કરે ॥૧૭॥ બ્રહ્મચારી આપત્તિમા પણ ખર ઉષ્ટ્ર બળીવર્દ મહિષ બકરો આદિક વાહનમાં કદાપિ બેસે નહિ ॥૧૮॥ બ્રહ્મચારી આપદા વિના દિવસે નિદ્રાને નજ કરે. તથા રાત્રિના આદિ અંત પ્રહરમાં અને બે સંધ્યા સમયમાં નિદ્રાને નજ કરે ॥૧૯॥ વર્ણી ભગવાનના પ્રસાદભૂત પણ ચંદનથી અંગમાં લેપન ન કરે તથા સુગન્ધિ તૈલથી અભ્યંગને (તેળ ચોળી સ્નાન) તો દૂરથી ત્યાગ કરે ॥૨૦॥ કસ્તુરી કુંકુમ કેસરાદિ ગંધદ્રવ્યને ધારે નહિ, દાંતને રંગદ્રવ્યથી રંગે નહિ, તેમ જે કોઇપણ વસ્તુથી અતિ ઉજ્જવળ કરે નહિ ॥૨૧॥ વર્ણી છત્રીને ધારે નહિ નૃત્યને જુવે નહિ, રંગદ્રવ્યથી અધિક રંગેલાં અતિશય રાતાં કાષાય વસ્ત્રોને ધારે

प्रेक्षको भवेत्। नातिरक्तानि वासांसि कापायाण्यपि धारयेत् ॥२२॥ न चाङ्गमर्दनं कुर्यात्स्नानकाले तथा पदे। घर्षयित्वा न धावेच्च मुखं नेक्षेत दर्पणे ॥२३॥ नात्युज्ज्वलानि वासांसि धुत्वा कुर्वीत कर्हिचित्। नाञ्जयेच्च स्वके नेत्रे न ताम्बूलादि भक्षयेत् ॥२४॥ न गायेद्ग्राम्यगीतानि ग्राम्यवार्ता न कीर्तयेत्। न दौत्यं न च पैशुन्यं वर्णी कुर्यान्न चारताम् ॥२५॥ देवताप्रतिमानां च तीर्थाना धर्मिणां गवाम्। वेदानां च सतीनां च गर्हां कुर्यान्न सद्गुरोः ॥२६॥ न हिंसेत्प्राणिमात्रं च मनसा वपुपा गिरा। न दन्त धावनायापि छिन्द्यादार्द्रद्रुमाङ्ककम् ॥२७॥ तुलसीपत्रपुष्पादि विष्णुपूजनहेतवे। होमार्थं समिधो दर्भान् गृह्णन्नेप न दुष्यति ॥२८॥ न सूर्यास्तमयादूर्ध्वं चलेदध्वन्यनापदि। जन्तूनालोक्य शनकैर्दिवसेऽपि चलेत्पथि ॥२९॥ न जन्तुबहुले स्नानं कार्यं क्वापि

---

નહિ ॥૨૨॥ સ્નાનસમયે અંગમર્દન કરે નહિ તથા ચરણને ઘસીને ધુવે નહિ પોતાના મુખને દર્પણમા જુવે નહિ ॥૨૩॥ વસ્ત્રોને ધોવાની વસ્તુથી (સાબુ આદિકથી) સારીરીતે ધોઈ અતિ ઉજળા (નેત્રાલ્હાદક) કરીને કદાપિ ધારે નહિ, પોતાના નેત્રોને કાજળથી આજે નહિ તાંબૂલાદિકને ભક્ષણ કરે નહિ (આદિશબ્દથી સોપારી એલાયચી લવીંગ આદિક લેવુ) ॥૨૪॥ વર્ણી ગ્રામ્ય ગીતને ગાય નહિ, ગ્રામ્ય વાર્તાને કરે નહિ, દૂતકર્મને કરે નહિ, ચારકર્મ અને ચાડીયાપણુ કરે નહિ ॥૨૫॥ દેવતામૂર્તિઓ, ગંગાયમુનાદિ તીર્થો, ધર્મનિષ્ઠ જનો, ગાયો, વેદો, પતિવ્રતાસ્ત્રીયો અને સદ્ગુરૂની ગર્હાને ન કરે ॥૨૬॥ મન વચન કાયથી પ્રાણિમાત્રને પીડે નહિ લીલા વૃક્ષની શાખાદિકને દાતણમાટે નજ છેદે ॥૨૭॥ તેમા દેવાર્થ તુલસીપત્ર પુષ્પાદિ અને હોમાર્થે સમિધ તથા દર્ભોને આહરણ કરતો વર્ણી દૂષિત થતો નથી ॥૨૮॥ સૂર્ય અસ્ત થયા પછી વિપત્તિ વિના માર્ગમા ચાલે નહિ દિવસે પણ માર્ગમા વિચરતા જતુઓને જોઈને ધીમેથી તેને વિષે પાદ નહિ મુકીને માર્ગમા ચાલે ॥૨૯॥ જતુપ્રાય જળાશયમા સ્નાન કદાપિ નજ કરે અન્ય જળાશય ન હોય તો તેમાથીજ ગાળીને જળપાત્રમા લઇને તેથકી બહાર

जलाशये। तत्रैव गालयित्वाम्बु पात्रे स्नायात्ततो बहिः ॥३०॥ शुद्ध्यर्थोदकपात्रेण विनाऽपाकृच्छमात्मनः। अनिष्कास्य च कुर्वीत न मूत्रोत्सर्गमप्यसौ ॥३१॥ नात्मघातं क्वापि कुर्याज्जातिभ्रंशक्रियां न च। पाणिपादाक्षिचापल्यं न कुर्यात्कूर्दनं तथा॥३२॥ राज्ञा च राजपुरुषैः स्त्रीभिश्च गुरुभिः सह। विवादं नैव कुर्वीत येन स्वस्य जयो भवेत्॥३३॥ परान्नोद्विजयेद्वाचा नाविश्वास्यः परैर्भवेत्। नोद्विजेद्धैर्यवान्वर्णी दुर्जनानां दुरुक्तिभिः ॥३४॥ तेन तूलपटी चापि न प्रावार्या ह्यनापदि। आपद्यपि क्वचिन्नैव सा तु चेत्प्रावृता स्त्रिया ॥३५॥ अनापदि न खट्वायां वर्णी नग्नश्च न स्वपेत्। न केशोत्पाटनं कुर्यान्न मण्यादिप्रतिग्रहम् ॥३६॥ मृत्तिकातृणकाष्ठादि यत्स्यात्सस्वामिकं यदि। तदा तदपि चौर्येण गृह्णीयान्न कदाचन॥३७॥ न सन्ध्याहोमयोः कालमतिक्राम्येद्विनापदम्। विष्णुपूजां गुरोः

તેનાથી સ્નાન કરે ॥૩૦॥ શુધ્યર્થ જળપાત્ર વિના અને પાછળનો કચ્છ કાઢ્યા વિના મૂત્રોત્સર્ગને પણ કરે નહિ ॥૩૧॥ આત્મઘાતને (તીર્થમાં પણ) કદાપિ કરે નહિ, જાતિમાથી ભ્રષ્ટ કરનાર કર્મને નજ કરે હસ્ત ચરણ ચક્ષુ આદિક અગની ચપળતાને ન કરે તથા કુદે નહિ ॥૩૨॥ રાજા, સત્પુરૂષો, સ્ત્રીયો અને ગુરૂઓ સાથે વિજયની વાંછાથી વિવાદ નજ કરે ॥૩૩॥ વર્ણી વાણીથીપણ બીજાઓને ઉદ્વેગ કરે નહિ, બીજાઓને અવિશ્વાસપાત્ર ન થાય, (સર્વને વિશ્વાસ કરવા લાયક થાય) દુર્જનોનાં દુર્વચનોવડે સ્વય ઉદ્વેગને પામે નહિ. સ્વધર્માચરણમા ધૈર્યધારી થાય ॥૩૪॥ વર્ણિએ વિપત્તિ વિના ગોદડી ઓઢવી નહિ સ્ત્રીએ ઓઢેલી ગોદડી તો આપત્તિમાં પણ કદાપિ નજ ઓઢવી ॥૩૫॥ વર્ણી આપદા વિના ખાટલામાં ન સુવે, નગ્ન નજ સુવે, લલાટથકી કેશોને નજ ઉપાડે તથા મણિ આદિકના પ્રતિગ્રહને ન કરે ॥૩૬॥ પારકુ મૃત્તિકા તૃણ કાષ્ઠાદિ અલ્પપણ વસ્તુ તેના ધણીની અનુમતિ લીધા વિના કદાપિ નજ ગ્રહણ કરે. નાનુ હોય કે મોટું હોય પારકા પદાર્થનું અનુમતિ વિના જે ગ્રહણ તે ચોરીજ કહેવાય ॥૩૭॥ સંધ્યા તથા હોમનો જે વિહિત કાળ તેને કદાપિ વિપત્તિ વિના ઉલ્લંઘે નહિ

सेवामर्कोपास्ति तथैव च ॥३८॥ क्षेत्रवाटीद्रुमावापं स्ववृत्त्यर्थं न चाचरेत् । नैवान्नसङ्ग्रहं कुर्यान्न रसादेरपि क्वचित् ॥३९॥ नापवादं गुरोः क्वापि ब्रूयान्नातिक्रमेत्सतः । परिदध्यान्न विकृतं वासश्चोपानहौ न च ॥४०॥ अमार्गेण न गच्छेच्च गृहिगेहं कदाचन । बालकं लालयेन्नैव वर्णी कस्यचिदप्यसौ ॥४१॥ तैलेन केशसंस्कारं ब्रह्मचारी न चाचरेत् । मनुष्यं वापि पश्वादिं तृणेनापि न ताडयेत् ॥४२॥ विप्रभिक्षुकसूतादेराजीव्यवृत्तिनाशनम् । यथा स्यान्न तथा कुर्याद्वार्तां हर्यांश्रिता अपि ॥४३॥ पितरौ समुपाध्यायं सतीर्थ्यं च गुरुं विना । सनामेरपि नो कुर्यादौर्ध्वदैहिककर्म च ॥४४॥ यो यं निषेधेष्वेतेषु व्यतिक्रामेदनापदि । स तद्दोषापनोदार्थं कुर्यात्पृ-

તેમજ સૂર્યોપાસન વિષ્ણુપૂજન અને ગુરૂપરિચર્યાને ઉલ્લંઘે નહિ. (તે તે કાળે તેને તેને કરે) ॥૩૮॥ ક્ષેત્ર વાડી અને વૃક્ષારોપણને પોતાની વૃત્તિમાટે કરે કરાવે નહિ તથા અન્નસંગ્રહને કદાપિ નજ કરે. દુધ દહી ઘૃત આદિક રસનોપણ સંગ્રહ નજ કરે ॥૩૯॥ સભામાં કે એકાંતમાં કદાપિ ગુરૂને અપવાદે નહિ. સંતોનો અતિક્રમ કદાપિ કરે નહિ. વિકૃત–લોકશાસ્ત્રનિંદિત વસ્ત્રને ધારે નહિ. પગરખાને પહેરે નહિ ॥૪૦॥ વર્ણી અમાર્ગથી કોઇના પણ ગૃહપ્રતિ કદાપિ પ્રવેશ નજ કરે. તથા કોઇના પણ બાળકને રમાડે નહિ ॥૪૧॥ બ્રહ્મચારી તૈલાદિકવડે કેશસંસ્કારને કદાપિ ન કરે. મનુષ્ય કે પશ્વાદિ કોઇને પણ તૃણથી પણ તાડન કરે નહિ ॥૪૨॥ વિપ્રની કે ભિક્ષુકની કે બીજા સૂત ગાયકાદિક જે કોઇની પણ આજીવિકાભૂત વૃત્તિનો વિચ્છેદ જેણે કરીને થાય તેવી ભગવાન સંબન્ધીપણ વાર્તાને કરે નહિ ॥૪૩॥ આ નૈષ્ઠિક વર્ણી જેણે જન્મ આપ્યો હોય એવાં માતા પિતા, જેણે ષડંગ વેદ ભણાવ્યો હોય એવો ઉપાધ્યાય, જેણે બ્રહ્મવિદ્યા આપી હોય એવા ગુરૂ અને જે સતીર્થ્ય–ગુરૂભાઇ હોય, આટલા થકી અન્ય સહોદરનું પણ ઔર્ધ્વદૈહિક કર્મ નજ કરે. પિતાપ્રમુખના ઔર્ધ્વદૈહિકમાં સ્મૃતિવચન હોવાથી દોષ નથી ॥૪૪॥ જે વર્ણી તે આ ક્રોધવર્જનાદિ નિષેધને મધ્યે જે નિષેધને આપત્તિ વિના પ્રમાદથી ઉલ્લંઘન કરે (ક્રોધવર્જનાદિ નિષિદ્ધને આચરે) તે વર્ણી

थगुपोषणम् ॥४५॥ न निष्कृतिं दुष्कृतकर्मणो यः करोति मूढः स तु वर्णिवर्य ।। दुष्कीर्तिमाप्नोति हि भूमिलोके भ्रष्टश्च्युतश्चोद्धवसम्प्रदायात् ॥४६॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे पञ्चमप्रकरणे नैष्ठिकधर्मेषु ब्रह्मचारिणा निषिद्धक्रियानिरूपणनामैकपञ्चाशत्तमोऽध्याय ॥५१॥

श्रीनारायणमुनिरुवाच—कर्म दैवं च पित्र्यं च यथाकालं यथाविधि। ब्रह्मचारी विष्णुभक्तः कुर्यान्नित्यमतन्द्रितः ॥१॥ नरनारायणः साक्षादाचार्यो ब्रह्मचारिणाम् । तपः परोपकारार्थं कुर्वन्नमरदुष्करम् ॥२॥ दैवं पित्र्यं करोत्येव भगवानपि नित्यदा । तर्हि हेयं कथं तत् स्यादधुनातनवर्णिभिः ॥३॥ सन्ध्यात्रयमुपासीत काले काले

ते दोष टाळवामाटे पृथक् उपोषण करे (એક એક નિષેધના અતિક્રમમા એક એક ઉપવાસ કરે) ॥૪૫॥ હે વર્ણિવર્ય! જે વર્ણી દુષ્કૃત કર્મનુ પ્રાયશ્ચિત્ત કરતો નથી તે મૂઢતો આ ભૂમિ લોકમા અપકીર્તિ અને પરલોકમા દુઃખને પામે છે અને ઉદ્ધવસંપ્રદાયથકી ભ્રષ્ટ થાય છે ॥૪૬॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...પંચમપ્રકરણે નૈષ્ઠિકધર્મેષુ બ્રહ્મચારિણાં નિષિદ્ધક્રિયાનિરૂપણનામૈકપંચાશત્તમોઽધ્યાયઃ ॥૫૧॥

## [1]અધ્યાય ૫૨ મો.

શ્રીનારાયણમુનિ કહેછે—હે વર્ણિવર્ય! બ્રહ્મચારી આળસે રહિત થઈ પ્રતિદિન દેવસંબન્ધિકર્મ અને પિતૃસંબન્ધિ કર્મને યથાકાળ યથાવિધિ વિષ્ણુભક્તિપૂર્વક કરે ॥૧॥ સદાચારપ્રદર્શનથી આ કર્મની અવશ્ય કર્તવ્યતાને કહેછે—સાક્ષાત્ નરનારાયણમુનિ બ્રહ્મચારિઓના આચાર્ય છે (બ્રહ્મચારિઓના પ્રથમ આચાર્ય) તે પોતે પરમેશ્વર હોવા છતાં પણ પરોપકારાર્થે બ્રહ્માદિદેવગણદુષ્કર તપને કરતા થકા દૈવ પિત્ર્ય કર્મને નિત્ય કરેજ છે એમ છે તો આધુનિક વર્ણિઓએ તે દૈવ પિત્ર્ય કર્મ ન ઉલંઘન કરવુ એમાં કહેવુ જ શુ? નજ ત્યાગ કરવું ॥૨-૩॥ બ્રહ્મચારી સમયે સમયે

१ આ અધ્યાયમા વર્ણિઓએ કરવાનુ કર્મ અને તેના ઉલ્લંઘનમા પ્રાયશ્ચિત્તનુ નિરૂપણ કર્યુ છે

यथाविधि । उपस्थानं रवेः कुर्याज्जपेद्वेदप्रसूं च सः ॥४॥ सायं प्रातः प्रदीप्तेऽग्नौ होममन्वहमाचरेत् । जलाञ्जलीनशक्तस्तु तस्मिन्काले जले क्षिपेत् ॥५॥ अनापदि द्विजान्नित्यं याचित्वाऽन्नमुपाहरेत् । अपक्वं पाचयित्वा तन्निवेद्याद्याच्च विष्णवे ॥६॥ स्नानं त्रिषवणं कुर्याद्विष्णुपूजां तथाऽन्वहम् । पञ्चयज्ञान् यथाशक्ति ब्रह्मचारी समाचरेत् ॥७॥ सदोपवीती च भवेत्सदा बद्धशिखश्च सः । पित्रोः श्राद्धं च कुर्वीत यथाकालं यथोचितम् ॥८॥ मेखलामजिनं दण्डमुपवीतं च तुम्बिकाम् । अप्सु प्रास्येद्विनष्टानि धृत्वैवान्यानि मन्त्रतः ॥९॥ सूनिसूतकिपाषण्डियवनान्त्यजपापिनाम् । स्पर्शे श्मशानाक्रमणे सचैलं स्नानमाचरेत् ॥१०॥ अमेध्यस्पर्शने वान्तावसज्जैक्ष-

ત્રણ સંધ્યાને આળસે રહિત થઈ યથાવિધિ ઉપાસે, સૂર્યનું ઉપસ્થાન કરે અને વેદમાતા ગાયત્રીને જપે ॥૪॥ સાયપ્રાતઃ પ્રતિદિન પ્રદીપ્ત અગ્નિમાં યથાવિધિ હોમ કરે, વ્યાધિ વિગેરેના પરાભવને લીધે અશક્તતો હોમસમયે જળાંજળિને જળમાં નાંખે ॥૫॥ આપત્તિ વિના પ્રતિદિન તેતે દિવસમાત્ર પર્યાપ્ત અપક્વ અન્ન દ્વિજથકીજ માગી લાવીને તેની રસોઇ બનાવી વિષ્ણુનૈવેદ્ય કરીને જમે (પોતાની આરાધ્ય દેવતાના નૈવેદ્યમાટે અપક્વ અન્ન માગવાનું અહીં કહ્યું ) ॥૬॥ બ્રહ્મચારી ત્રણ વખત સ્નાન કરે તથા પ્રતિદિન વિષ્ણુપૂજાને કરે અને તેના શેષપણે પાંચ યજ્ઞોને યથાશક્તિ કરે ॥૭॥ વર્ણી સદાય ઉપવીતને ધારે અને સદા શિખાને બાંધેલી ધારે. (ઉપવીત શિખાને ત્યજે નહિ) 'सदोपवीतिना भाव्यं सदा बद्धशिखेन च' એવી સ્મૃતિ છે. યથાકાળ યથોચિત માતાપિતાનું શ્રાદ્ધ કરે ॥૮॥ મેખળા મૃગચર્મ દંડ ઉપવીત તુંબિકા આદિક બીજાં નવાં તેતે મન્ત્રપૂર્વક ધારીને જુનાં થએલાં તેને જળમાંજ ફેંકી દે ॥૯॥ સૂની-પ્રાણિહિંસક, સૂતકી, પાખંડી-નાસ્તિક, યવન, અંત્યજ-ધોબી મોચી આદિક, મહાપાપી, આટલાના સ્પર્શમાં અને શ્મશાનના ઉલ્લંઘનમાં વસ્ત્રસહિત સ્નાન કરે ॥૧૦॥ અપવિત્ર પ્રાણી શ્વાન ગર્દભાદિકના અને માંસાદિ વસ્તુના સ્પર્શમાં તથા અસજ્જનથી ભિક્ષામાં મળેલા અન્નના કે સ્વભાવદુષ્ટ અન્નના ભોજનમાં

भुजावपि । स्नानं कुर्यान्मलोत्सर्गे दुःस्वप्ने च वृहद्व्रतः ॥११॥ स्नात्वोपवासं कुर्वीत स्त्र्यङ्गस्पर्शे तु सर्वथा । स्त्र्यङ्गस्थवस्त्रस्पर्शे च कचिज्ज्ञातेऽप्यबोधतः ॥१२॥ एकादशीषु सर्वासु विष्णोर्जन्मोत्सवेषु च । उपवासान्स कुर्वीत सम्प्रदायानुसारतः ॥१३॥ प्रासादिकं हरेरन्नं मितं च नियतं शुचिः । भुञ्जीत प्रत्यहं वर्णी वैश्वदेवावशेषितम् ॥१४॥ भवेद्व्रतेषु निरतः कृच्छ्रचान्द्रायणादिषु । त्वगस्थिशेषगात्रस्तैः शुष्कमांसासृगात्मवान् ॥१५॥ ज्ञानविज्ञानवैराग्यसम्पन्नो विजितेन्द्रियः । एकान्तिकीं हरौ भक्तिं कुर्यादचलनिश्चयः ॥१६॥ गुरोः समीपे वर्तेत दासवत्तन्निदेशकृत् । याने

તથા વમનમાં અને મળોત્સર્ગમાં તથા દુષ્ટ સ્વપ્નમાં નૈષ્ઠિકવ્રતનિષ્ઠ સ્નાન કરે ॥૧૧॥ સ્ત્રીયોનો અંગસ્પર્શ તથા તેણીઓના અંગના સ્પર્શવાળા વસ્ત્રનો સ્પર્શ પ્રમાદથી કવચિત્ થાય તો સ્નાન કરીને ચોખો ઉપવાસ કરે ॥૧૨॥ વર્ણી સર્વ એકાદશીઓ અને વિષ્ણુના જન્મોત્સવો જન્માષ્ટમી આદિકમાં સંપ્રદાયવિહિત તેના તેના નિર્ણયને અનુસારે ઉપવાસને કરે ॥૧૩॥ વર્ણી શુદ્ધ થઈ ભગવાનને પ્રથમ નિવેદન કરેલું પ્રાસાદિક અન્ન વૈશ્વદેવવિધિ કરતાં અવશેષ રહેલું નિયમિત (વિહિત) મિતજ જમે (મિતજ અન્નને જમે, તેપણ અનિયત નહિ કિંતુ નિયતજ જમે, તેપણ અસંસ્કૃત નહિ કિંતુ વિષ્ણુને નિવેદન કરેલું અને વિશ્વદેવોને આપતાં અવશેષ રહેલુંજ જમે) ॥૧૪॥ આત્મવિચારનિષ્ઠ વર્ણી માંસ રૂધિરથી પરિપૂર્ણ આ શરીરને અન્નરસથી પરિપોષે નહિ, કેમકે તેથી દુર્વાસનાઓજ વૃદ્ધિ પામતી જાય છે. તો કૃચ્છ્ર ચાંદ્રાયણાદિ વ્રતપરાયણ થઈ શરીરને કૃશ કરે. આથીજ પાપનો પ્રક્ષય અને કફાદિ ધાતુઓના અતિશયનો ઉપશમ થતાં રજોગુણનો ઉપશમ અને સત્ત્વગુણનો ઉદય થાય ॥૧૫॥ તેથીજ જ્ઞાન વિજ્ઞાન વૈરાગ્યે સંપન્ન થઈ વિજીતેન્દ્રિય થઇ નિશ્ચળ નિશ્ચયથી ભગવાનમાં ભક્તિ એકાંતિકી કરે. જે વ્રતતત્પર નથી, જેનો ધાતુપ્રકર્ષ પ્રશાંત થયો નથી, જે રાગદ્વેષથી પરાભૂત છે, જેને જ્ઞાન વૈરાગ્ય ઉપજ્યો નથી, જેનાં ઇન્દ્રિયો જીતાએલાં નથી, જેને દૃઢ નિશ્ચય નથી એવાને ભગવાનમાં એકાંતિકી ભક્તિ ક્યાંથી થાય? નજ

स्थाने च शयने नातिदूरस्ततो भवेत् ॥१७॥ शान्तो दान्तश्च धृतिमान् समलोष्टाश्मकाञ्चनः । मित्रोदासीनरिपुषु समदृष्टिर्भवेत्सुधीः ॥१८॥ बिभियादिव सर्पेभ्यः स्वबन्धुभ्योऽथ योषितः । शवादिव च मिष्टान्नरसेस्तु निरयादिव ॥१९॥ विप्राणां कुशलं वाञ्छन् प्रशंसेत्तांश्च संसदि । पूजयेन्मानयेत्प्रीत्या विष्णुभक्तानमत्सरः ॥२०॥ जीवेद्धर्मार्थमेवासौ फलं धर्मस्य तु प्रभोः । श्रीविष्णोः प्रीणनं विद्यान्न तु क्षुद्रसुखं स च ॥२१॥ अभयं सर्वभूतेभ्यो

---

થાય ॥૧૬॥ તે આ બૃહદ્વ્રતનિષ્ઠ સદા ગુરુની સમીપેજ તેમની આજ્ઞાનો અનુચર થઈ દાસની પેઠે વર્તે. ગમનમાં કે સ્થિતિમાં કે શયનમાં તે ગુરુથકી અત્યત દૂર રહે નહિ ॥૧૭॥ સુધી વર્ણી શાંત દાંત અને ધૃતિમાન્ થાય. (જે શમ દમ છે તે ઇન્દ્રિય મનને અન્યથકી પાછાં વાળવાપણે ઉપકાર કરે છે, જે ધૃતિ છે તે મનને આત્મામાં સ્થાપન કરવાપણે ઉપકાર કરે છે) વળી સમ લોષ્ટ અશ્મ કાંચનવાળો અને મિત્ર ઉદાસીન રિપુમાં સમ દૃષ્ટિવાળો થાય (કાચનને લોષ્ટનેજ જેમ એમ જુવે અને શત્રુને મિત્રનેજ જેમ એમ જુવે) ॥૧૮॥ વર્ણી પોતાના બન્ધુજનોથકી સર્પોથકીજ જેમ એમ ભય પામે. સ્ત્રીયોથકી શબોથકી જ જેમ એમ ભય પામે મિષ્ટાન્ન થકી નરકથકીજ જેમ એમ ભય પામે ॥૧૯॥ વિપ્રોનું કુશળ જ વાંછે, સભામાં તેમનું પ્રશંસનજ કરે. (દોષ હોય તોપણ તેનું ઉદ્ઘાટન ન કરે) વિષ્ણુભક્ત વિપ્રો કે અવિપ્રોને પ્રીતિથી માને પૂજે. (જાતિભેદને વિચારે નહિ) સર્વત્ર માત્સર્યે રહિત થાય ॥૨૦॥ વર્ણી ધર્માર્થેજ જીવે, (ધર્માચરણ માટેજ આ દેહ છે એમ માનીને યાવજ્જીવ ધર્મનેજ આચરે) આચરેલા ધર્મનું ફળ પ્રભુ શ્રીવિષ્ણુની પ્રસન્નતાજ માને પણ ક્ષુદ્ર સ્વર્ગાદિ ફળને ચિંતવે નહિ ॥૨૧॥ અભયદાનજ સર્વથકી સમધિક છે, તે અભય સસૃતિભયનિવૃત્તિરૂપજ મુખ્ય માન્યું છે, બીજું બધુ સંસૃતિપદમાં સભયજ છે, તે આ અભય ભગવત્સ્વરૂપ સ્વભાવ આદિકની જ્ઞાનવાર્તાથી સંપાદન કરી આપવું એજ મુખ્ય અભયદાન છે, તો નૈષ્ઠિક વર્ણી મહાદાનો થકી પણ

महादानादितोऽधिकम् । भगवद्वार्तया दद्यात्सर्वकालं च नैष्ठिकः ॥२२॥ स्नाने होमे जपे चैव भोजने सन्ध्ययोर्द्वयोः । मौनी भवेत्तथोत्सर्गे स च शौचक्रियावधि ॥२३॥ विधिष्वेतेषु यद्येकमतिक्रामेत्प्रमादतः । तर्हि तद्दोषशुद्ध्यर्थं कुर्यादेकमुपोषणम् ॥२४॥ ज्ञानं सत्यं तितिक्षा ह्रीरमात्सर्यं धृतिस्तपः । शमो दमोऽनसूया च दानं यज्ञो गुणा अमी ॥२५॥ कामः क्रोधः शोकमोहौ तृष्णेर्ष्या चाकृपा स्पृहा । लोभोऽसूया जुगुप्सा च मानो दोषा इमे मताः ॥२६॥ दोषैः स च द्वादशभिर्विहीनो युक्तो गुणैर्द्वादशभिश्च नित्यम् । श्रीकृष्णभक्तौ निरतश्च कुर्वन् सेवां गुरोरत्र विशिष्यते वै ॥२७॥

इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे पञ्चमप्रकरणे नैष्ठिकधर्मेषु ब्रह्मचारिणां विहितक्रियानिरूपणनामा द्विपञ्चाशत्तमोऽध्याय ॥५२॥

---

અધિક આ દાન સર્વ પ્રાણિઓને સર્વ કાળ આપે તે શ્રીમદ્ભાગવતમાં કહ્યું છે–'सर्वे वेदाश्च यज्ञाश्च तपोदानानि चानघ! । जीवाभयप्रदानस्य न कुर्वीरन्कलामपि ॥' ઇતિ ॥૨૨॥ વર્ણી સ્નાન હોમ જપ ભોજન અને બે સંધ્યામાં મૌનયુક્ત થાય તથા મળમૂત્રોત્સર્ગમાં શૌચક્રિયાપર્યંત મૌનયુક્ત થાય ॥૨૩॥ ઉક્ત વિધિઓમાં જો એકપણ વિધિને પ્રમાદથી ઉલ્લંઘે તો તે દોષની શુદ્ધિમાટે એક ઉપોષણ કરે ॥૨૪॥ જ્ઞાન, સત્ય, તિતિક્ષા, અકાર્યલજ્જારૂપ, હ્રી, ધૃતિ, તપ, શમ, દમ, અનસૂયા, દાન, યજ્ઞ, આ બાર ગુણો કહ્યા છે. કામ, ક્રોધ, શોક, મોહ, તૃષ્ણા, ઇર્ષ્યા, અકૃપા, સ્પૃહા, લોભ, અસૂયા, જુગુપ્સા–નિંદા, માન, આ બાર દોષો કહ્યા છે. તે આ કામાદિ બાર દોષોએ રહિત અને આ બાર જ્ઞાનાદિ ગુણોએ સંપન્ન અને નિત્ય શ્રીકૃષ્ણસેવામાં તત્પર અને સતત ગુરૂસેવાને આચરતો જે વર્ણી વર્તે તે આ લોકમાં સર્વથી વિશિષ્ટ થાય છે અને પર લોકમા પરબ્રહ્મના પરમાનંદાનુભવને પામે છે ॥૨૫–૨૭॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...પંચમપ્રકરણે નૈષ્ઠિકધર્મેષુ બ્રહ્મચારિણાં વિહિતક્રિયાનિરૂપણનામા દ્વિપંચાશત્તમોઽધ્યાયઃ ॥૫૨॥

श्रीनारायणमुनिरुवाच—वेदाभ्यासः प्रकर्तव्यः प्रत्यहं ब्रह्मचारिणा । नारायणात्मको वेदो यतः प्रोक्तः सनातनः ॥१॥ माहात्म्यातिशयज्ञानं हरेर्वेदार्थबोधनम् । विना नैव भवेत्तस्माच्चिन्त्योऽर्थस्तस्य चादरात् ॥२॥ प्रमाणानां हि सर्वेषां वेद एव पुरातनैः । प्रमाणं परमं प्रोक्तः सद्भिस्तत्त्वार्थवेदिभिः ॥३॥ नारायणात्समुद्भूतो वेदः

## [1]અધ્યાય ૫૩ મો.

શ્રીનારાયણમુનિ કહેછે-હે વર્ણિન્! વર્ણિઓએ પ્રતિદિન વેદાભ્યાસ કરવો, કેમતો વેદ સનાતન સાક્ષાત્ નારાયણાત્મક-નારાયણથકી ઉત્પન્ન થએલો હોવાથી નારાયણના અપર રૂપ જેવો છે, 'वेदो नारायणः साक्षात्स्वयम्भूरिति शुश्रुम.' એમ શ્રીમદ્ભાગવતમાં કહ્યું છે ॥૧॥ વેદોનો અર્થ પણ આદરથી અનુદિન વિચારવો, કેમતો વેદાર્થના અવબોધ વિના ભગવાનના મહિમાતિશયનો અવબોધ ન થાય ॥૨॥ ઇતર સમસ્ત પ્રમાણોની અપેક્ષાએ વેદજ પરમ પ્રમાણ છે એમ તત્વદર્શી પુરાતન મહર્ષિઓ કહેછે. અલૌકિક અર્થ જે ધર્મ તે વેદથીજ જાણવામાં આવે છે, લૌકિક અર્થને જણાવનાર જે પ્રત્યક્ષાદિ પ્રમાણ તેતો દોષાભિભૂત હોતાં અન્યથા પણ જણાવે છે તથા તે મૂળ જેમા છે એવાં બીજાં પણ પ્રમાણો તેમજ જણાવે છે, આતો વેદ અપૌરૂષ નિત્યનિર્દોષ હોઇને અબાધિતજ અર્થને અવબોધે છે, માટે વેદજ પરમ પ્રમાણ છે ॥૩॥ નારાયણથકીજ વેદો સમુદ્ભવ્યા છે- સર્ગના આદિભાગમાં વ્યક્તિને પામ્યા છે. ભારતાદિકની પેઠે અપૂર્વ આનુપૂર્વીવિશેષવિશિષ્ટ વિરચ્યા નથી, પરંતુ પૂર્વપૂર્વથી પઠન થતી એકજ આનુપૂર્વીવાળાજ વેદનામના શબ્દવિશેષરાશિઓ સર્ગના આદિભાગમાં નારાયણથકી પ્રાદુર્ભવે છે. (આ અર્થને આગળ નિરૂપણ કરીશું) તે આ વેદ પ્રણવ-ઓંકાર મૂળ જેમાં છે એવો છે. વેદનું આજ પ્રણવમૂળપણું અને નારાયણથકી સમુદ્ભૂતપણું સંક્ષેપમાં પ્રસગાત્

૧ આ અધ્યાયમાં વર્ણિઓએ અવશ્ય કરવાના વેદાધ્યયનના પ્રસંગથી વેદોના આવિર્ભાવનો ક્રમ સંક્ષેપમાં નિરૂપણ કર્યો છે.

प्रणवमूलकः । यथा तथेह सङ्क्षेपात्कथयामि प्रसङ्गतः ॥४॥ पुरुषोत्तम एवादौ प्रकृतेः पुरुषात्परः । नारायणोऽक्षरे धाम्नि वासुदेवो व्यराजत ॥५॥ स सिसृक्षुरथाण्डानि स्वतन्त्रः स्वेच्छया प्रभुः। प्राबोधयद्ब्रह्मधाम्नि सुप्तौ प्रकृतिपूरुषौ ॥६॥ वीर्यं पुरुषरूपेण मायायां वीक्षया प्रभुः । निदधे साऽग्रहीत्तच्च स्त्री गर्भमिव पूरुषात् ॥७॥ ततः प्रधानपुरुषा आविर्भूता अनेकशः । प्रधाने वीर्यमाधत्त तत्पुंरूपेण च प्रभुः ॥८॥ चिद्रूपं भगवद्वीर्यं मायास्थै रज-

હાલમાં નિરૂપણ કરૂંછું ॥૪॥ સૃષ્ટિથકી પૂર્વે અહીં કાંઇપણ ન હતું. નારાયણ એકજ હતા. પ્રકૃતિ પુરૂષથકી પર પુરૂષોત્તમ પર વાસુદેવ નારાયણ પોતાના અક્ષરધામમાં પોતાના રૂપથી વિરાજતા હતા ॥૫॥ અનંતર સ્વતંત્ર પ્રભુ તે શ્રીવાસુદેવે વિહારાર્થે અનંત અંડોને સર્જવાની ઇચ્છાથી પ્રધાન પુરૂષ (મહામાયા મહાપુરૂષ) કે જે પોતાના આદેશને અનુસારે જગદ્વ્યાપારને કરનારાં, પ્રલય પછી પોતાનો વ્યાપાર અસ્ત થએલો હોવાથી બ્રહ્માખ્ય ધામમાં પ્રસુપ્ત—સુઇ રહેલાં (નિર્વ્યાપાર હોવાથી સુઇ રહ્યાં હોય ને શું? એમ રહેલાં) હતાં તેમને પોતાના સંકલ્પરૂપ ઇક્ષણમાત્રથી પ્રાબોધયત્—જાગ્રત્ કર્યાં. આ સ્થળે પ્રબોધનતો જગતના આરંભરૂપ જે પોતાનો વ્યાપાર તેને સન્મુખ કરવારૂપ જાણવું ॥૬॥ ઉક્ત રીતે મહાપુરૂષ મહામાયાને જગાડીને પછી તે વાસુદેવ ભગવાને મહાપુરૂષરૂપે (તેના આત્માપણે રહીને તે દ્વારા) વીર્ય—જગન્નિર્માણશક્તિવિશેષરૂપને મહામાયામાં ઇક્ષણમાત્રથી ધારણ કર્યું. તે મહામાયાએ પુરૂષથકી ગર્ભનેજ જેમ એમ તે વીર્ય ગ્રહણ કર્યું ॥૭॥ તે મહામાયાથકી અનેક પ્રધાન પુરૂષો પ્રાદુર્ભાવ્યા. તેપછી ભગવાન્ વાસુદેવે તે પ્રધાનાધિષ્ઠિત પુરૂષરૂપે (તેના આત્માપણે રહીને) પ્રધાનમાં વીર્ય (ચિત્સમષ્ટિરૂપ) ધારણ કર્યું ॥૮॥ તે ચિદ્રૂપ ભગવાનનું વીર્ય (ભગવાનની સત્તાને આધીન સત્તા છે માટે 'ભગવાનનું વીર્ય' એમ કહેછે) પ્રધાનમાં રહેલા અચિદ્રૂપ રજ આદિક ગુણો સાથે મિશ્રિત થતાં સત્વાદિગુણત્રયાત્મક મહત્તત્વરૂપ થયું (ચિત્સમષ્ટિ ગર્ભિત હોવાથી 'ચિદ્રૂપ વીર્ય મહત્તત્ત્વ થયું' આવો નિર્દેશ ગુણ-

आदिभिः । मिश्रं गुणैरचिद्रूपैर्महानासीद्गुणात्मकः ॥९॥ तं माया-ऽसूत सोऽप्यासीदण्डकोशं हिरण्मयम् । अहङ्काराकाशमुख्यैः पञ्चिरावरणैर्वृतम् ॥१०॥ महापुरुषसृष्टेऽसावनेकाण्डसमाश्रये । विराट्संज्ञो जलेऽवात्सीत्कारणार्णवसंज्ञके ॥११॥ आविर्बभूव कालेन तस्मिन्वैराजपूरुषः । सोऽव्यक्तकरणः शिश्ये तदण्डे गर्भ-वारिणि ॥१२॥ ब्रह्मादीनीश्वरान्सर्वाञ्जीवांस्तत्स्थानकानि च । स्रष्टुं स नाशकद्भोगान्भोगोपकरणानि च ॥१३॥ कालशक्त्या प्रभोस्तस्य मुखबाहुपदादयः । आसन्नवयवा व्यक्ता बहिश्चान्तर्हृदादयः ॥१४॥ तेष्विन्द्रियैः सहावात्सुर्गोलकेष्वधिदेवताः । वरुणाद्याश्च चन्द्राद्या बाह्यैराभ्यन्तरैस्तथा ॥१५॥ विराट्सूत्राव्याकृतार्यं तदा तस्य

મયપણે આ પ્રધાનમાં પણ ઘટે છે) ॥૯॥ તે આ મહત્તત્ત્વને પ્રધાનાત્મિકા માયા પ્રસવે છે, તે મહત્તત્ત્વ પોતાના સતાનભૂત અહંકાર તન્માત્રાદિદ્વારા હિરણ્યમય-પ્રકાશબહુળ અંડકોશને સર્જે છે તે આ અંડકોશ અહંકાર આકાશ આદિક ૭ આવરણોથી આવરિત વર્તે છે ॥૧૦॥ વિરાટ્સંજ્ઞિત તે આ હિરણ્મય અંડકોશ મહાપુરૂષે સર્જેલા, અનેક અંડના આશ્રયભૂત કારણાર્ણવ નામના જળમાં બહુ કાળ રહ્યો ॥૧૧॥ તે અંડકોશમાં કાળે કરીને વૈરાજસંજ્ઞિત પુરૂષ પ્રાદુર્ભવ્યો. તે પુરૂષ તે અંડકોશની અંદર રહેલા ગર્ભોદકમાંજ અવ્યક્ત શ્રોત્રાદિ કરણવાળો હોઇનેજ બહુકાળ સુઈ રહ્યો. અવ્યક્તકરણ છે માટેજ તે વૈરાજપુરૂષ કહેવાય છે ॥૧૨॥ તે આ વૈરાજ પુરૂષ બ્રહ્માદિ ઇશ્વરો, દેવ મનુષ્યાદિ જીવો, તેમના તેમના સ્થાનભૂત લોકો, તેમણે તેમણે ભોગ્ય વસ્તુઓ અને ભોગોપકરણોને સર્જવા માટે સમર્થ થયો નહિ ॥૧૩॥ અનંતર ભગવાન્ વાસુદેવની જે કાળનામની શક્તિ તેના બળથી તે વૈરાજપુરૂષના મુખ બાહુ પાદ આદિક બાહ્ય અવયવો અને હૃદયાદિ આભ્યંતર અવયવો વ્યક્ત થયા-સ્પષ્ટ થયા ॥૧૪॥ તે પછી બાહ્ય ઇન્દ્રિયોએ પોતપોતાના મુખાદિરૂપ ગોલકોમાં વરૂણાદિ પોતપોતાની અધિદેવતાઓ સાથે નિવાસ કર્યો અને આભ્યંતર ઇન્દ્રિયોએ પોતપોતાના હૃદયાદિ સ્થાનોમાં ચંદ્રાદિ અધિદેવતાઓની સાથે નિવાસ કર્યો ॥૧૫॥

वपुस्त्रयम् । अपि सुव्यक्तमभवत्स्थूलादीवात्मनामिह ॥१६॥ यथा पाकदशायां स्यान्नालिकेरीफलं त्रिधा । व्यक्तं ज्ञेयं तथैवास्य वपुरेकमपि त्रिधा ॥१७॥ तद्योगात्कथितश्चासौ विष्णुब्रह्मशिवाभिधः । गोलकेन्द्रियदेवांस्तान्व्याप्तत्तादात्म्यतोऽथ सः ॥१८॥ तथाभूतोऽपि नोत्थातुं स शशाक यदा तदा । महापुरुषरूपेण तस्मिन्नारायणोऽविशत् ॥१९॥ तज्जीवरूपतां प्राप्य तदध्यात्मादितां च सः । सहस्रशीर्षपुरुषसंज्ञोऽभूत्पुरुषोत्तमः ॥२०॥ आदौ वैराजशिरसि स सहस्रदलाम्बुजे । आविर्भूयाक्षरब्रह्मात्मकं नादं चकार च ॥२१॥ सुषुम्णावर्त्मना सद्यो नाभिकन्दं च तस्य सः । व्याप्योर्ध्वं ववृधे तस्मान्महाप्राणेन संयुतः ॥२२॥ अधोमुखं नाभि-

---

ત્યારે તે વૈરાજપુરૂષનાં વિરાટ્ સૂત્રાત્મા અવ્યાકૃત નામનાં ત્રણેય શરીરો લોકમાં દેવમનુષ્યાદિકનાં સ્થૂળ સૂક્ષ્મ કારણ નામનાં ત્રણ શરીરોજ જેમ એમ સુસ્પષ્ટ થયાં. જેમ એક પણ નાળીયેર પરિપકવ અવસ્થામાં ત્વચા ખર્પર અંતખર્પર રૂપે ત્રણ પ્રકારે વ્યક્ત થાય છે તેમજ વૈરાજપુરૂષનું એકપણ શરીર ત્રણ પ્રકારે વ્યક્ત થાય છે ॥૧૬-૧૭॥ આ વૈરાજપુરૂષ તે આ વિરાટાદિ ત્રણ શરીરના સંબન્ધથી બ્રહ્મા વિષ્ણુ શિવાદિ સંજ્ઞાને પામે છે. અનંતર તે વૈરાજ પોતાના શરીરમાં રહેલાં નયનાદિ ગોલકો, ચક્ષુરાદિ ઇન્દ્રિયો અને તેમના તેમના અધિદેવોને તદાત્મક ભાવથી વ્યાપે છે (અધિષ્ઠાન કરેછે) તેવોપણ વૈરાજપુરૂષ જ્યારે ઉત્થાનાદિ ક્રિયા કરવા સમર્થ થયો નહિ ત્યારે તે ભગવાન્ નારાયણ પર વાસુદેવે પોતે મહાપુરૂષદ્વારા તે વૈરાજપુરૂષમાં પ્રવેશ કર્યો ॥૧૮-૧૯॥ તે વાસુદેવં પુરૂષોત્તમ પ્રવેશ કરીને તે વૈરાજપુરૂષના ક્ષેત્રજ્ઞભાવને અંતર્યામિપણે પામીને અને તેનાં ઇન્દ્રિયો આદિકનું અધિષ્ઠાતાપણું અંતર્યામિશક્તિથીજ પામીને સહસ્રશીર્ષપુરૂષ સંજ્ઞાને પામ્યાં ॥૨૦॥ તે ભગવાન્ વાસુદેવે પ્રથમ વૈરાજપુરૂષના સહસ્રદળ કમળયુક્ત બ્રહ્મરંધ્રમાં પ્રાદુર્ભવીને અંતર્યામિશક્તિથી વિશેષતઃ સન્નિધિ આપીને અક્ષરબ્રહ્માત્મક કોઇપણ નાદ ઉપજાવ્યો.॥૨૧॥ તે નાદ એકદમ સુષુમ્ણા નામની નાડીનાં માર્ગેથી વૈરાજપુરૂષના નાભિકંદમાં વ્યાપીને મહા-

पद्मं कदलीकोशवत्स्थितम् । तेनैवाभूदूर्ध्वमुखं हृदयावधि तस्य च ॥२३॥ तस्य यो नाभिकन्दे तु नादोऽभूत्सा परेति वाक् । वेदोत्पत्त्यै भगवता बीजत्वेन प्रकाशिता ॥२४॥ तेजःप्रवाहरूपाऽथ सार्धमात्रात्मिका ततः । प्राप्य तद्धृदयाकाशं पश्यन्त्याख्यामवाप च ॥२५॥ मध्यमाख्यां कण्ठदेशं प्राप्य सालभताथ च । वदनं प्राप्य याति स वैखरीत्यभिधां किल ॥२६॥ ऊर्ध्वं गच्छत्यधो गत्वा जलयन्त्रे जलं यथा । नाभिमेत्य मुखं याति नादोऽपि शिरसस्तथा ॥२७॥ वैखर्यादिस्थानकेषु तद्वक्त्रगलहृत्स्वथ । वर्णाः क्रमेणाविरासंस्त्रयस्त्रैलोक्यधारकाः ॥२८॥ अकारः प्रथमः प्रोक्तस्तत्रोकारो

પ્રાણે સહિત થઈ તે નાભિકંદ થકી ઊર્ધ્વ પ્રદેશમાં વૃદ્ધિ પામ્યો ॥૨૨॥ ત્યારે તેજ નાદથી કેળના ડોડાની પેઠે રહેલું અધોમુખ તે નાભિપદ્મ ઊર્ધ્વમુખ થઇને વૈરાજપુરૂષના હૃદયસુધી વ્યાપ્ત થયું ॥૨૩॥ ત્યારે તે નાભિકંદમાં જે નાદ થયો તે પરા વાણી એવા નામથી વિખ્યાત થયો. તે આ પરા વાણી વેદપ્રાદુર્ભાવના બીજપણે ભગવાને પ્રકાશ કરી છે ॥૨૪॥ તેજ પરા વાણી અર્ધમાત્રાત્મિકા, તેજઃપ્રવાહાત્ દેદીપ્યમાન હોઇને નાભિથકી વૈરાજપુરૂષના હૃદયાકાશને પામતાં પશ્યંતી આખ્યાથી વિખ્યાત થઈ ॥૨૫॥ તે પછી વળી તે પરાવાણી તે હૃદયથકી કંઠદેશને પામતાં મધ્યમા સંજ્ઞાને પામી. પછી મુખને પામતાં વૈખરી સંજ્ઞાને પામી ॥૨૬॥ નાદનું પ્રથમ ઊર્ધ્વ પ્રદેશ થકી નીચે જઇને ઊર્ધ્વ ગમનમાં દૃષ્ટાંત કહે છે—જેમ જળયંત્રમાં જળ ઊર્ધ્વ પ્રદેશ થકી અધઃપ્રદેશને એક માર્ગથી પામી તે થકી અન્ય માર્ગથી ઊર્ધ્વદેશને પામે છે એમજ તે આ નાદપણ મસ્તક થકી નાભિને પામીને ફરી ત્યાંથી મુખને પામે છે ॥૨૭॥

આ રીતે સામાન્યતઃ પરા વાણીનું વૈરાજદેહાવકાશમાં વ્યાપકપણું કહીને, હવે વિશેષતઃ તેનાથકીજ વેદોત્પત્તિનો પ્રકાર કહેછે—અનંતર વૈખરી આદિકની ઉત્પત્તિના સ્થાનભૂત વૈરાજપુરૂષના વદન કંઠ હૃદયમાં ત્રૈલોક્યધારક ત્રણ વર્ણો અનુક્રમે આવિર્ભવ્યા. (આથી-'વર્ણોનું નિત્યપણું છે, નાદથી ફક્ત અભિવ્યક્ત થાય છે' આવો જે વર્ણનિત્યત્વપક્ષ છે તે વ્યંજીત

द्वितीयकः। अन्त्यो मकारः कथितास्त्रयोऽमी त्रिगुणात्मकाः ॥२९॥ स्थानेष्वेषु व्यतिष्ठंस्ते विष्णुब्रह्ममहेश्वराः। अधीश्वराः क्रमेणैषां वर्णानां च गुणौकसाम् ॥३०॥ स्वस्वस्थानस्थिता एव वर्णास्ते त्विच्छया हरेः। ऐक्यं प्रापुर्हृदाकाशे ततोऽभूत्प्रणवध्वनिः ॥३१॥ महाप्राणमयो घोषः स मनोमयतां हृदि। प्राप्येन्द्रियमयत्वं च कण्ठे व्याञ्जीच तन्मुखे ॥३२॥ अन्तःस्थोष्मस्वरस्पर्शप्रमुखाः सकलास्ततः। वर्णा आसंस्ततो वेदाः सर्गारम्भे हि जज्ञिरे

થાય છે) આ ત્રણ વર્ણો અકારાદિક અનુક્રમે સત્વ રજ તમોગુણાત્મક છે (અહીં તદાત્મકપણું તેના અધિષ્ઠાનપણે જાણવુ) ॥૨૮–૨૯॥ ગુણૌકસામ્- અધિષ્ઠેયપણે સત્ત્વ રજ તમ આ ત્રણ ગુણો અનુક્રમે જેમનુ ઓક-સ્થાન છે તે આ ગુણૌકસ કહેવાય, અર્થાત્ ગુણોના અધિષ્ઠાનભૂત, એવા જે અકારાદિ અક્ષરો તેના અનુક્રમે અધીશ્વરો અથવા સત્ત્વાદિ ગુણો તથા મુખ કંઠ હૃદય નામના સ્થાનો અને અકારાદિ ત્રણ અક્ષરોના અધીશ્વર તે (જે વિરાટાદિ ત્રણ દેહના યોગથી વિષ્ણુ આદિક સંજ્ઞિત પૂર્વે કહ્યા છે) વિષ્ણુ બ્રહ્મા મહેશ્વર (કારણ કોટિ પ્રવિષ્ટ) તે મુખાદિસ્થાનોમાં વિશેષપણે રહ્યા ॥૩૦॥ અનંતર તે અકાર ઉકાર મકાર ત્રણ વર્ણો પોતપોતાના સ્થાનમા રહ્યા થકાજ ભગવાન્ વાસુદેવના સંકલ્પથી એક થઇને વૈરાજના હૃદયાકાશમા પ્રણવરૂપે પ્રાદુર્ભવ્યા (ભગવાનના સંકલ્પથી પૂર્વ સર્ગમાજ જેમ એમ એક થઇને પ્રણવની આનુપૂર્વીથી પ્રાદુર્ભાવ તે વર્ણોનો થયો) ॥૩૧॥ તે મહાપ્રાણમય પ્રણવ નામનો ઘોષ વૈરાજના હૃદયમા સ્થિતિથી મનોમયતા–પશ્યતીસંજ્ઞાને પામીને, પછી કંઠમા આવેશ થતાં ઇન્દ્રિયમયતા-મધ્યમા સંજ્ઞાને પામીને, પછી તેના મુખમા સન્નિધાન થતા વૈખરીસંજ્ઞાથી ઉપલક્ષિત થઈ વિવિધ વર્ણાત્મના વ્યક્ત થયો (અવ્યક્ત વર્ણોની નાદવિલક્ષણતાથી વ્યક્તિ થઈ) ॥૩૨॥ તે પ્રણવધ્વનિથકી અંત સ્થસંજ્ઞિત જે યરલવ છે, જે ઉષ્મસંજ્ઞિત શષસહ છે, જે અકારાદિ સ્વરો છે, જે સ્પર્શ સંજ્ઞિત કને આરભીને મસુધીના છે અને બીજા જે વિસર્ગ વિગેરે વર્ણો છે તે આવિર્ભવ્યા, (અહીં ક્રમ કહેવા ઇચ્છ્યો નથી) તે વર્ણોથકી વેદો

॥३३॥ स्थानभेदाद्यथा नाद एकोऽप्यासीच्चतुर्विधः नारायणोऽपि भगवांस्तथैवाभूच्चतुर्विधः ॥३४॥ नाभिपद्मे परादेवो वासुदेवाख्य ईरितः । सङ्कर्षणाख्यश्च तथा पश्यन्तीदेवता हृदि ॥३५॥ अनिरुद्धाभिधः कण्ठे मध्यमायाश्च देवता । मुखे प्रद्युम्ननामाऽसौ वैखर्या देवता मतः ॥३६॥ विष्ण्वादयस्त्रयो देवाः स्वस्थानस्था उपासत । प्रद्युम्नादीन् क्रमेणैव तत्तद्वाण्यधिदेवताः ॥३७॥ सङ्कर्षणादयस्तत्र सगुणा मूर्तयः प्रभोः । स्वयं तु वासुदेवोऽस्ति नाभिपद्मे हि निर्गुणः ॥३८॥ इत्थं नारायणादेव साक्षाच्छ्रीपुरुषोत्तमात् । आविर्बभूव सृष्ट्यादौ वेदः सर्वार्थबोधकः ॥३९॥ सर्वस्मिन् वाङ्मये मुख्यः

पूर्वपूर्वानुपूर्वीविशेषविशिष्ट शब्दराशिओ सर्गना आरंभमांज आविर्भव्या ॥३३॥ जेम नाद एकज नाभि आदिक स्थानभेदने लीधे परादिभेदथी चार प्रकारनो थयो तेमज ते भगवान् नारायण पर वासुदेवपणे वैराजना नाभिपद्ममां सन्निधिने पामतां परानामनी वाणीना अधिष्ठाता वासुदेवनामे थया, हृदयमां सन्निधि पामतां पश्यंती नामनी वाणीना अधिष्ठाता संकर्षणनामे थया, कंठमां सन्निधि पामतां मध्यमा नामना वाणीना अधिष्ठाता अनिरुद्धनामे थया, मुखमां सन्निधि पामतां वैखरीसंज्ञित वाणीना अधिष्ठाता प्रद्युम्नामे थया. (ते आ चार व्यूहो जाणवा) ॥३४-३६॥ जे विष्णु ब्रह्मा शिव त्रण देवो वैराजना वदन कंठ हृदयमां रहेला कह्या छे तेओ अनुक्रमेज वैखरीआदिक तेते वाणीना अधीश्वर प्रद्युम्न आदिकने उपासे छे- तेमने तेमने अधीन सत्तावाळा होवाथी तेमने तेमने तेओ अनुवर्ते छे ॥३७॥ तेमां ते आ संकर्षणादिक त्रण देवो गुणप्रवर्तक भगवन्मूर्तियो छे. स्वयं वासुदेवतो निर्गुण-गुणप्रवर्तनकार्ये रहित केवळ सत्तामात्रलक्षण ज्ञानानंदैकरूपथी नाभिपद्ममां सन्निधि पामी रह्या छे ॥३८॥ आ प्रकारे सर्गना आदिभागमांज साक्षात् श्रीपुरुषोत्तम नारायणथकीज सर्व अर्थने बोध करनारो वेद प्रादुर्भव्यो. माटे वेद पुरुषप्रणीत नथी ॥३९॥ साक्षात् नारायणना मुखथकी आविर्भवेलो होवाथी (अपौरुषेय होवाथी) वेदज सर्व वाङ्मयमां मुख्य (स्वतः प्रमाण) मान्यो छे, तो ते वेद

साक्षान्नारायणास्ततः । उत्पन्नत्वाद्वेद एव ततो ध्येयः स वर्णिना ॥४०॥ अच्छेद्योऽखण्डचेतन्यः स्वात्मा ज्ञेयः पृथक्तनोः । तस्यैक्यं ब्रह्मणा बुद्ध्वा तद्रूपः सन्भजेद्धरिम् ॥४१॥ भोगानामुपभोगेन न कामः शाम्यति क्वचित् । हविषा कृष्णवर्त्मेव भूयस्तेन तु वर्धते ॥४२॥ यत्पृथिव्यां व्रीहियवं हिरण्यं पशवः स्त्रियः । नालमेकस्य तत्सर्वमिति पश्यन्न मुह्यति ॥४३॥ जीर्यन्ते जीर्यमाणस्य पुंस

वर्णिએ અવશ્ય ભણવો ॥૪૦॥ આ સમસ્ત વેદનુ પરમ તાત્પર્ય ભગવાનનુ સમારાધન કરવુ એજ એક માન્યુ છે, તે સમારાધનનો સ્વાત્મ પર માત્મ સ્વરૂપના જ્ઞાનપૂર્વક કરાતું કર્મ ઉપાસન અગરૂપ છે તો અવશ્ય મુમુક્ષુ વર્ણિએ અચ્છેદ્યત્વાદિ લક્ષણવાળો અખડ ચૈતન્યમય સ્વાત્મા નણ દેહથકી સ્વરૂપ સ્વભાવવડે વિલક્ષણ સમજવો તે દેહવિલક્ષણ સ્વાત્માનો બ્રહ્મની સાથે એકભાવ જાણીને (બ્રહ્મની સાથે એક ભાવતો અપહત પામ્પત્વાદિ ગુણોએ કરીને જાણવો) તદ્રૂપ-બ્રહ્મભૂત થઇને સર્વાતર્યામી પરમાત્મને ભજે-કર્મ ઉપાસનવડે આરાધે અને પરમ પ્રીતિપૂર્વક તેમનુજ અનુસ્મરણ કરે ॥૪૧॥ 'શાસ્ત્રીય ભોગો ભોગવીને તે ભોગથી તે પછી વિષયોમા વિરાગ સપાદન કરીને કાળક્રમે પરમેશ્વરનુ ઉપાસન કરવુ' એમ પણ ન માનવું કેમતો વિષયભોગોના ઉપભોગથી કામ (વિષયભોગેચ્છા રૂપ) ક્યારેય પ્રશાતિ પામતો નથી પરતુ ઘૃતાદિ હુતદ્રવ્ય નાખવાથી અગ્નિજ જેમ એમ તે ભોગથીતો અધિક અધિક વધતોજ જાય છે ॥૪૨॥ પૃથ્વી ઉપર જે વ્રીહિ યવ આદિક ભોજ્ય પદાર્થમાત્ર છે, જે સુવર્ણ મણિ રત્નાદિ દ્રવ્યમાત્ર છે, જે હસ્તિ અશ્વ ધેનુ આદિક પશુમાત્ર છે, તે આ સર્વ ભેગા મળીને પણ ભોગમા પ્રવર્તેલા એકપણ જનની તૃપ્તિમાટે અલ નથી આ સર્વનો પણ ઉપભોગ કરવાથી કોઇને પણ તૃષ્ણાપૂર્તિ થતીજ નથી એમ વિષયસ્વભાવ અને ભોગસ્વભાવને વિચારીને મોહવશવર્તી ન થાય ॥૪૩॥ કાળક્રમે જીર્ણભાવને પામતા પુરૂષના કેશદતાદિ જીર્ણભાવને પામી જાય છે, પણ જીવિતાશા અને ધનાશા તો જીર્ણ થતીજ નથી કિંતુ કુમારીની પેઠે વિવૃદ્ધિ પામતી જાય છે પ્રતિદિન પ્રવૃદ્ધયૌવનવાળી થતા

केशरदादयः जीविताशा धनाशा च कुमारीव विवर्धते ॥४४॥ नश्वरत्वाद्धि देहस्य तदीयेष्वखिलेष्वपि । ततस्तृष्णां परित्यज्य धर्मनिष्ठो हरिं भजेत् ॥४५॥ देशं कालं क्रियां देवं शास्त्रं मन्त्रं च पूरुषान् । नासतः क्वापि सेवेत सेवेतैतान्सतः सदा ॥४६॥ देशादीनसत इहाऽऽश्रयन्ति ये ते संयान्ति प्रसभमसत्त्वमेव सन्तः । तस्मात्ते निजहितमिच्छताऽतिदूरं हातव्या मुनिवर ! सन्त एव सेव्याः ॥४७॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे पञ्चमप्रकरणे नैष्ठिकधर्मेषु ब्रह्मचारिणां वेदाध्ययनप्रसङ्गेन वेदोत्पत्तिनिरूपणनामा त्रिपञ्चाशत्तमोऽध्यायः ॥५३॥

श्रीनारायणमुनिरुवाच—अथाह्निकं प्रवक्ष्यामि कर्मास्य ब्रह्मचारिणः । अनुक्रमेण सङ्क्षेपात्कार्यमावश्यकं हि यत् ॥१॥ ब्राह्मे मुहूर्ते उत्थाय

---

વૃદ્ધ આ જનને પીડે છે ॥૪૪॥ આ દેહ નશ્વર છે અને તેના અનુબન્ધી પત્ની પુત્રાદિક નશ્વર છે. તો તે સર્વમાં પણ તૃષ્ણાનો ત્યાગ કરીને ધર્મનિષ્ઠ થઇને ભગવાનને ભજે ॥૪૫॥ અસત્ દેશ કાળ ક્રિયા ધ્યાન શાસ્ત્ર મંત્ર દીક્ષા પુરૂષોને સર્વથા ત્યાગ કરીને સત્ દેશકાળાદિકનેજ સદા સેવે ॥૪૬॥ હે વર્ણિવર! લોકમાં જે પુરૂષો અશુભ દેશ કાળ ક્રિયા મંત્ર શાસ્ત્રાદિકને સેવે છે તેઓ સારા હોય તોપણ આ લોક પરલોકમાં અનર્થને પામીને, પુનર્જન્મમાં પણ નીચ યોનિને પામીને અસત્પણાનેજ હઠાત્ પામે છે. જેતો તે શુભ દેશાદિકને સેવે છે તેઓ આ લોક પરલોકમાં શ્રેય પામીને પરમ શ્રેયને પામે છે. માટે પોતાનું હિત ઇચ્છતા જને અસતનો અતિ દૂરથી ત્યાગ કરવાપૂર્વક સતનુંજ સેવન કરવું ॥૪૭॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...પંચમપ્રકરણે નૈષ્ઠિકધર્મેષુ બ્રહ્મચારિણાં વેદાધ્યયનપ્રસંગેન વેદોત્પત્તિનિરૂપણનામા ત્રિપંચાશત્તમોઽધ્યાય: ॥૫૩॥

## [1]અધ્યાય ૫૪ મો.

શ્રીનારાયણમુનિ કહેછે–હે વર્ણિન્! હવે આ બ્રહ્મચારીઓને જે

---

૧ આ અધ્યાયમાં બ્રહ્મચારિઓનું આવશ્યક આહ્નિક સંક્ષેપથી નિરૂપણ કર્યું છે.

नरनारायणं हृदि । ध्यात्वा तं तस्य भक्तांश्च कीर्तयन् प्रणमेच्च तान् ॥२॥ गृहीतोदकपात्रोऽथ कर्तुं शौचविधिं बहिः । ग्रामाद्गच्छेन्नैर्ऋतीं वा दक्षिणां दिशमेकलः ॥३॥ अन्तर्धाय तृणैर्भूमिं शिरः प्रावृत्य वाससा । कुर्यान्मूत्रपुरीषे तु शुचौ देशे च निर्जने ॥४॥ दिवासन्ध्यासु कर्णस्थब्रह्मसूत्र उदङ्मुखः । कुर्यान्मूत्रपुरीषे तु रात्रौ चेद्दक्षिणामुखः ॥५॥ छायायामन्धकारे वा रात्रावहनि वा द्विजः । यथासुखमुखः कुर्यात्प्राणबाधाभयेषु च ॥६॥ बहिर्ग्रामान्न गन्तव्यं निशि तूत्सर्गकर्मणे । कार्यं मठसमीपादौ तथैवापदि तेन तत् ॥७॥ न तिष्ठन्नाप्सु नो विप्रगोवह्न्यर्केन्दुसन्मुखः । न फालकृष्टभूभागे न मार्गे न नदीतटे ॥८॥ गवां मध्ये धान्यमध्ये जीर्णदेवालये क्वचित् ।

---

આવશ્યક આહ્નિક કર્મ છે તે અનુક્રમે સંક્ષેપમાં કહુંછું તે સાંભળો ॥૧॥ બ્રાહ્મ મુહૂર્તમાં ઉઠીને હૃદયકમળમાં નારાયણનું ધ્યાન કરીને, તેમનાં તથા તેમના ભક્તોનાં નામોને ઉચ્ચારવાપૂર્વક સંભારીને તેમને પ્રણામ કરે ॥૨॥ અનંતર વર્ણી જળપૂર્ણ પાત્ર લઇને શૌચવિધિ કરવામાટે ગ્રામથકી બહાર નૈર્ઋતી દિશા કે દક્ષિણ દિશા તરફપણ એકાકી જાય ॥૩॥ વસ્ત્રવડે મસ્તકને ઢાંકીને, ઉપવીતને જમણા કર્ણવિષે કરીને, ભૂમિને તૃણથી ઢાંકીને નિર્જન શુદ્ધ દેશમાં મળમૂત્રોત્સર્ગને કરે. દિવસે અને સંધ્યાસમયે ઉત્તરમુખેજ મળમૂત્રને કરે. રાત્રિએતો દક્ષિણમુખેજ કરે ॥૪-૫॥ જે આ મળમૂત્રોત્સર્ગમાં દિશાનિયમ કહ્યો તે પ્રાણાદિ ભય ન હોય ત્યારેજ જાણવો પ્રાણાદિભયકારણ હોય ત્યારેતો રાત્રિએ કે દિવસે યથાનુકૂળ મુખ રાખીને મળમૂત્રોત્સર્ગને કરે તથા છાયામાં કે રાત્રિએ દિઙ્મોહ થતાં યથાનુકૂળ મુખ રાખીને કરે ॥૬॥ રાત્રિએ તથા વિપત્તિમાં મળોત્સર્ગમાટે ગ્રામથકી બહાર વર્ણિએ નજ જવું. સ્વાશ્રમસમીપેજ કવચિત્ તે ક્રિયા કરવી ॥૭॥ ઉભો ઉભો મળમૂત્રોત્સર્ગ ક્રિયાને ન કરે તથા જળમાં ન કરે તથા વિપ્ર ગાયો વહ્નિ સૂર્ય અને ચદ્રને સંમુખ થઇને ન કરે તથા હળથી ખેડેલા ક્ષેત્રપ્રદેશમાં ન કરે તથા માર્ગમાં નદીતટમાં ગાયોમધ્યે ધાન્યમધ્યે જીર્ણ દેવાલયમાં કદાપિ મળમૂત્રોત્સર્ગને અને ષ્ઠીવન (નાસામળત્યાગ) ને ન કરે

विण्मूत्रष्ठीवनं नैव कुर्यात्स्त्रीसन्मुखस्तथा ॥९॥ शतहस्तं परित्यज्य मूत्रं कुर्याज्जलाशयात् । शतद्वयं पुरीषे तु तीर्थे चैतच्चतुर्गुणम् ॥१०॥ शौचं कृत्वा मृदम्बुभ्यां गच्छेच्छुद्धं जलाशयम् । प्रक्षालयेत्करौ पादौ तत्र मृत्तिकयाम्बुभिः ॥११॥ सजन्तुर्मृत्तिका नैव ग्राह्या शौचविधौ क्वचित् । अशुचिस्थानगा चैव शौचशिष्टा च नाकुजा ॥१२॥ एका लिङ्गे गुदे तिस्रो दश वामकरे मृदः । दोष्णोर्द्वयोः सप्त देयास्तिस्रस्तिस्रश्च पादयोः ॥१३॥ एका लिङ्गे तु मृद्देया तिस्रो वामकरे तथा । उभयोः करयोर्द्वे च मूत्रशौचं प्रकीर्तितम् ॥१४॥ कुर्याद्द्वादश गण्डूषान् पुरीषोत्सर्जने द्विजः । मूत्रोत्सर्गे तु षट् कुर्याच्चतुरो वापि धर्मवित् ॥१५॥ पीतशेषं शौचशेषं नाचामेदुदकं द्विजः । पात्रान्तरस्याभावे तत्किञ्चित्त्यक्त्वा तदाचरेत् ॥१६॥

---

તથા સ્ત્રીસન્મુખ થઇને તે ક્રિયાને ન જ કરે ॥૮-૯॥ જળાશયથકી શતહસ્ત પરિમિત પ્રદેશને પરિત્યજીને તેથી દૂર દેશમા મૂત્રોત્સર્ગને કરે. મળોત્સર્ગને તો બસો હાથ પરિમિત દૂર દેશમા કરે. તીર્થમાં તો તે થકી ચાર ઘણુ વ્યવધાન જાણવું ॥૧૦॥ મૃત્તિકાજળવડે 'एका लिङ्गे' એમા કહેલી રીતિને અનુસારે શૌચ કરીને, શુદ્ધ જળાશયપ્રતિ જઇને તેથકી જળ લઇને મૃત્તિકાજળવડે હાથપગને ધુવે ॥૧૧॥ કીડીઓ આદિક જતુઓથી વ્યાપ્ત તથા અપવિત્ર સ્થાનમા રહેલી, શૌચ કરતા શેષ રહેલી, રાફડામા રહેલી મૃત્તિકા શૌચવિધિમાં ક્યારેય ન લેવી ॥૧૨॥ તે શૌચવિધિમા મૃત્તિકાની સંખ્યાનો નિયમ કહેછે-લિંગને મૃત્તિકાસહિત જળવડે એકવાર ધુવે, ગુદાને ત્રણવાર ધુવે, ડાબા હાથને દશવાર ધુવે, ડાબાજમણા બન્ને હાથને ભેગા કરીને સાતવાર ધુવે અને બન્ને ડાબાજમણા પગને ત્રણવાર ધુવે મૂત્રોત્સર્ગમા તો લિંગને મૃત્તિકાજળવડે એકવાર ધુવે, ડાબા હાથને ત્રણવાર ધુવે અને બન્ને હાથને ભેગા કરીને બેવાર ધુવે, આ મૂત્રોત્સર્ગની શુદ્ધિ કહી છે ॥૧૩-૧૪॥ મળોત્સર્ગમા ધર્મજ્ઞ દ્વિજ બાર કોગળાને કરે. મૂત્રોત્સર્ગમાં તો છ અથવા ચાર કોગળાને કરે ॥૧૫॥ દ્વિજ પીતા બાકી રહેલું અને શૌચ કરતા બાકી રહેલું જળ પીવે નહિ પાત્રાતર ન હોય તો તેજ જળ કિંચિત્

एतच्छौचं गृहस्थस्य प्रोक्तमस्ति द्विजन्मनः । वर्ण्येतद्द्विगुणं कुर्या-न्निशि त्वर्धं तथाध्वनि ॥१७॥ आर्तः कुर्याद्यथाशक्ति शक्तः कुर्याद्यथोदितम् । शौचमेतत्प्रयत्नेन देशकालानुसारतः ॥१८॥ छते मूत्रपुरीषेऽपि यदि नैवोदकं भवेत् । तदा यदुदकाप्तिः स्यात्तदा स्नायात्सचैलकः ॥१९॥ अरण्येऽनुदके रात्रौ चौरव्याघ्राकुले पथि । कृत्वा मूत्रपुरीषं च द्रव्यहस्तो न दुष्यति ॥२०॥ अन्तर्बहिर्मज्जनेन शौचपात्रं च शोधयेत् । तुम्बी त्रिःक्षालनाच्छुद्ध्येद्धातुपात्रं मृदम्बुभिः ॥२१॥ इत्थं शौचविधिं कृत्वा कुर्वीत मुखशोधनम् । न तस्य काष्ठेन मतं दन्तानामतिघर्षणम् ॥२२॥ आर्द्रद्रुमच्छेददोषात्तन्नि-

---

ભૂમિ ઉપર ત્યાગ કરીને તેને પીવે ॥૧૬॥ આ શૌચક્રમ ગૃહસ્થ દ્વિજને માટે જાણવો વર્ણિનેતો આથકી દ્વિગુણ શૌચક્રમ સમજવો માર્ગમાં તથા રાત્રિએ ગૃહસ્થને અને વર્ણિને ઉક્તથકી અર્ધાંશ શૌચક્રમ જાણવો ॥૧૭॥ આર્ત–રોગાદિકથી અશક્ત હોય તે યથાશક્તિ શૌચને કરે. શક્તતો જેમ કહ્યું છે તેમજ કરે. એરીતે દેશકાળને અનુસરીને પ્રયત્નથી શૌચ કરે પણ આળસને લીધે ત્યાગ કરે નહિ ॥૧૮॥ જળ મળે નહિ અને મળ-મૂત્રનો વેગ નહિ સહન થતા જો તેના ઉત્સર્ગને કરે તો જ્યારે જળ મળે ત્યારે તત્કાળ શૌચવિધિ કરીને સચૈલ સ્નાન કરે ॥૧૯॥ અરણ્યમાં કે રાત્રિએ કે ચોરવ્યાઘ્રવ્યાકુળમાર્ગમાં જળાશય નહિ મળતાં મળમૂત્રોત્સર્ગને કરીનેપણુ જો યત્કિંચિત્ દ્રવ્ય હસ્તમાં હોય તો શૌચ નહિ કરવાના દોષથી લેપાતો નથી. જળાશય મળતાં પછી યથાવિધિ શૌચ કરે ॥૨૦॥ શૌચાર્થે ઉપયોગમાં લીધેલું પાત્ર બહારઅંદર માજવા ધોવાથી શુદ્ધ કરે તેમાં જો તુંબીપાત્ર હોય તો કેવળ જળવડે ત્રણવાર ધોવાથી શુદ્ધ થાય, ધાતુપાત્ર હોયતો મૃત્તિકાથી માંજીને જળવડે ધોવાથી શુદ્ધ થાય ॥૨૧॥ આરીતે શૌચવિધિને કરીને પછી દાતણથી મુખશુદ્ધિને કરે. વર્ણી દાતણવડે દાંતને અતિ ઘસે નહિ (મળનિવારણમાત્રને કરે) ॥૨૨॥ વર્ણિએ લીલાવૃક્ષની સ્વલ્પપણુ શાખાનો ઉચ્છેદ નજ કરવો. તેમાં દોષ હોવાથી દાતણથી દતોના અતિઘર્ષણનો વર્ણિને પ્રતિષેધ કર્યો છે. અન્યથા લીલા વૃક્ષશાખાના

पेधोऽस्य यत्ततः । यथालब्धेन काष्ठेन जिह्वाशुद्धिं समाचरेत् ॥२३॥ न तिष्ठन्न चलन्मार्गे न च प्रत्यङ्मुखस्तथा । भाषमाणो न चान्येन स कुर्याद्दन्तधावनम् ॥२४॥ व्रतोपवासदिवसे श्राद्धसङ्क्रान्तिपर्वसु । अपां द्वादशगण्डूषैस्तत्कार्यं न तु दारुणा ॥२५॥ नद्यां तडागे कूपे वा ततः स्नानं समाचरेत् । उष्णोदकेनाऽऽपदि तु मानसं वा तदाचरेत् ॥२६॥ ध्यात्वा हरिं स्वहृदये तन्नामोच्चारपूर्वकम् । मनसा कल्पितैस्तोयैर्यत्स्नानं तत्तु मानसम् ॥२७॥ स्नानकाले स्मरेद्गङ्गां विष्णुपादोदकीं शिवाम् । भगीरथतपःसिद्धिं महापातकनाशनीम् ॥२८॥ उदङ्मुखः प्राङ्मुखो वा स्नात्वा स्नानाङ्गतर्पणम् । कृत्वाऽऽगच्छेत्साम्बुपात्र आर्द्रवासा निजाश्रमम् ॥२९॥ यथानुकूल्यं तत्र स्यात्तर्हि सन्ध्यां जलाशये । आर्द्रवासाः स

ઉચ્છેદનમાં પ્રવર્તે. માટે વર્ણિએ જેવું કાષ્ઠ મળી આવે તેથી દંતસહિત જીહ્વાની શુદ્ધિને કરે ॥૨૩॥ વર્ણી ઉભોઉભો કે માર્ગમાં ચાલતોચાલતો કે બીજા સાથે બોલતોબોલતો દંતધાવન ન કરે. તથા પશ્ચિમમુખે દંતધાવન ન કરે ॥૨૪॥ વ્રતોપવાસાદિ દિવસોમાં તથા શ્રાદ્ધ દિવસોમાં તથા સંક્રમણદિવસોમાં અને અમાવાસ્યાદિ પર્વદિવસોમાં કાષ્ઠવડે દંતધાવન કરે નહિ કિંતુ જળના બાર કોગળાવડે તેને કરે ॥૨૫॥ અનંતર સ્નાન યથાસંભવ નદીમાં કે તલાવમાં કે કુવામાં કરે. આપત્તિમાંજ ઉષ્ણ જળથી સ્નાન કરે, તેમાંપણ રોગના ઉપરોધમાં માનસ સ્નાન કરે ॥૨૬॥ ભગવાનને મનમાં ધ્યાન કરતો થકો તેમના નામોને ઉચ્ચારતો થકો મનથીજ કલ્પેલા જળવડે મનથીજ જે સ્નાન કરાય છે તે માનસ માન્યું છે ॥૨૭॥ આ સ્નાનના સમયે સમસ્ત નદીઓ મધ્યે શ્રેષ્ઠ, વિષ્ણુના ચરણમાંથી નીકળેલાં, ભગીરથ રાજાએ કરેલા તપના ફળભૂત, મહાપાતકને નાશ કરનારાં અને સમસ્ત શ્રેયને આપનારાં એવાં ગંગાજીનું સ્મરણ કરવાપૂર્વક સ્નાન કરે ॥૨૮॥ વર્ણી ઉત્તરમુખે કિંવા પૂર્વમુખે રહીને સ્નાન કરી, સ્નાનના અંગભૂત તર્પણ કરીને, જળપૂર્ણ પાત્ર હાથમાં લઇને ભીને વસ્ત્રે પોતાના આશ્રમમાં આવે ॥૨૯॥ વર્ણી જો તે જળાશયમાંજ અનુકૂળતા હોય તો સાંજ

कुर्वीत कृत्वा तिलकमम्बुना ॥३०॥ आर्द्रवासा जले कुर्याद्ब्राह्मण-
स्तर्पणादि च । गायत्रीं वह्निचक्रां तु बहिरेव जलाज्जपेत् ॥३१॥
अवमृज्यान्न च स्नातो गात्राण्यम्बरपाणिभिः । न च निर्धूनयेत्के-
शान्वासश्चैव न नर्तयेत् ॥३२॥ तिस्रः कोट्योऽर्धकोटिश्च सन्ति
रोमाणि मानुषे । तावन्ति सन्ति तीर्थानि तस्मान्न परिमार्जयेत्
॥३३॥ देवाः पिबन्ति शिरसो मुखतः पितरस्तथा । वक्षसोऽपि
च गन्धर्वा अधस्तात्सर्वजन्तवः ॥३४॥ निजाश्रममुपेत्याथ प्रक्षाल्य
चरणौ करौ । वसीत धौते वसने स्पर्शदुष्टे न चेत्तदा ॥३५॥
सकृद्धौतं स्त्रिया धौतं शूद्रधौतं तथैव च । अधौतं तद्विजानीया-
च्छुष्कं दक्षिणपल्लवैः ॥३६॥ न द्विजेस्पर्शदोषोऽस्ति धौतकौशेय-

---

સંધ્યાને કરે. તેમા આ સંધ્યાનો અનુષ્ઠાન પ્રકાર છે– ભીને વસ્ત્રે જળમા
રહીનેજ જળથીજ તિલક કરીને પ્રાત સંધ્યાને કરે અને તર્પણાદિકપણ
જળમાજ કરે. અગ્નિમુખા ગાયત્રીનેતો જળથકી બહાર આવીનેજ જપે
॥૩૦–૩૧॥ વર્ણી સ્નાન કરતાં પોતાના શરીરના અવયવોને વસ્ત્રવડે કે
હાથવડે માર્જન (લુછવું) કરે નહિ તથા કેશોને કંપાવે નહિ તથા અધોવસ્ત્રને
ધુણાવે નહિ (ખખેરે નહિ) ॥૩૨॥ અવયવોનુ માર્જન નહિ કરવામા કારણ
કહેછે–સ્નાનને કરતા આ વર્ણીના દેહમા જેટલાં રોમ સાડાત્રણ કરોડ છે
તેટલાં તીર્થો તેમા રહેલાં છે માટે માર્જન ન કરે એમ કહે છે ॥૩૩॥
જેટલાં મસ્તકમાં તીર્થોદકો છે તેમને દેવતાઓ પિવે છે, જેટલાં મુખમા
છે તેમને પિત્રિઓ પીવે છે, જેટલા વક્ષ સ્થળમા છે તેમને ગન્ધર્વો પીવે
છે, જેટલા નીચેના ભાગમા છે તેમને સર્વ જતુઓ પીવે છે માટે અંગોનુ
પરિમાર્જન વર્ણી ન કરે ॥૩૪॥ તે પછી નિજાશ્રમમાં આવીને પગ હાથને
ધોઇને ધોએલા વસ્ત્રોને સ્પર્શદોષરહિતને ધારણ કરે ॥૩૫॥ ધોએલુ જે
વસ્ત્ર એકવારજ ધોએલુ હોય, જે સ્ત્રીએ ધોએલુ હોય, જે શૂદ્રે ધોએલુ
હોય અને જે દક્ષિણ તરફ પાલવ રહે એમ સુકવેલું હોય તે નહિ
ધોએલુંજ અપવિત્રજ જાણવું ॥૩૬॥ હે દ્વિજ! ધોએલુ જે રેશમી વસ્ત્ર,

---

१ हे द्विज । इति पाठान्तरम् ।

वाससः। शाणसौर्णस्य तार्णस्य त्वक्पत्रादेश्च वाससः ॥३७॥ एकवासा भवेन्नैव सन्ध्याहोमजपादिषु । क्रियासु ब्राह्मणः क्वापि कर्मण्यपि च पैतृके ॥३८॥ उत्तरीयं न चेत्तर्हि परिधानार्धकेन तम् । कुर्याद्वा वस्त्रखण्डेन ब्रह्मसूत्रान्तरेण वा ॥३९॥ नग्नः स्यान्मलवद्वासा नग्नः कौपीनकेवलः । अकच्छोऽनुत्तरीयश्च मुक्तकच्छश्च नग्नकः ॥४०॥ गृह आर्द्रपटो नग्न एककच्छस्तथाविधः । कटिकच्छविहीनश्च द्विकच्छो नग्न उच्यते ॥४१॥ परिधानाद्बहिः कच्छा निबद्धा ह्यासुरी मता । धर्मकर्मणि विद्वद्भिर्वर्जनीया प्रयत्नतः ॥४२॥ दैवं पित्र्यं च वा कर्म सन्ध्योपास्त्यादि नैत्यकम् । शूद्राहृतेन तोयेन विप्रो नैव समाचरेत् ॥४३॥ समित्पुष्पकुशा-

શણનું વસ્ત્ર, ઘેટાના રોમનું વસ્ત્ર, તૃણતંતુનિર્મિત વસ્ત્ર અને ભૂર્જપત્ર કદલીદળાદિકમય વસ્ત્રના સ્પર્શમાં દ્વિજને દોષ નથી ॥૩૭॥ સંધ્યાકર્મમાં, જપકર્મમાં, હોમમાં, અન્ય દૈવકર્મમાં અને પિતૃકર્મમાં વર્ણી ક્યારેય એકવસ્ત્રથી નજ રહે ॥૩૮॥ જો ઉત્તરીય-ઓઢવાનું વસ્ત્ર ન હોય તો તે પહેરેલાજ વસ્ત્રના અર્ધથી અથવા વસ્ત્રખંડથી અથવા બીજા ઉપવીતથી તેને સંપાદન કરે. (ઉત્તરીયસ્થાને પહેરવાના અર્ધવસ્ત્રાદિકને ધારે) ॥૩૯॥ જે મલિન વસ્ત્રવાળો છે, જે કેવળ કૌપીનમાત્રને ધરનારો છે, જે કચ્છબંધને વર્જીત છે, જે મુક્તકચ્છ (પ્રથમ ધાર્યો હોયપણ પછી જેને નિકળી ગયો હોય તેવો) હોય અને જે ઉત્તરીય વસ્ત્રે વર્જીત હોય તે આ સર્વે નગ્નક—નગ્નકદોષના ભાગી છે ॥૪૦॥ જે ઘરમાં ભીના વસ્ત્રવાળો હોય તેપણ નગ્નસમાન માન્યો છે. (જળાશયમાં તો ભીને વસ્ત્રે રહેવાનું કહ્યું છે) જે એક કચ્છ-પશ્ચિમકચ્છધારણે રહિત હોય, જે કટિકચ્છવિહીન હોય અને જે કેવળ દ્વિકચ્છ હોય તેપણ નગ્ન ગણ્યો છે ॥૪૧॥ પહેરવાના વસ્ત્રથકી બહાર બાંધેલી કાછડી વિદ્વાનોએ આસુરી માની છે. તે ધર્મકર્મ સંધ્યા વિગેરેમાં પ્રયત્નથી વર્જનીય છે ॥૪૨॥ વર્ણીએ શૂદ્રે આણેલ જળવડે નિત્યકર્મ સંધ્યાદિક, દૈવકર્મ ભગવત્પૂજાદિક, પિતૃકર્મ તર્પણાદિ નજ કરવું ॥૪૩॥ સમિધ્ કુશ કુસુમ આદિકને બ્રાહ્મણ પોતેજ લાવે, શૂદ્રે આણેલા કે વેચાતા

दीनि ब्राह्मणः स्वयमाहरेत् । शूद्रानीतैः क्रयक्रीतैः पूजयेन्न रमापतिम् ॥४४॥ पूजाद्रव्याणि सम्भृत्य यथालब्धानि सत्वरम् । कम्बलाद्यासने शुद्धे शुचौ देश उपाविशेत् ॥४५॥ उदङ्मुखः प्राङ्मुखो वा स्वस्तिकासनमास्थितः । आचम्य प्राणानायम्य वर्णी पुण्ड्रं समाचरेत् ॥४६॥ स्नात्वा पुण्ड्रं मृदा कुर्याद्धुत्वा वह्नौ तु भसना । देवानभ्यर्च्य गन्धेन जलमध्ये जलेन च ॥४७॥ पञ्चकं तूर्ध्वपुण्ड्राणां स गोपीचन्दनाख्यया । मृदा विशुद्धया कुर्याद्गायत्रीं वैष्णवीं पठन् ॥४८॥ ललाटकण्ठहृद्बाहौ तान्यङ्गुल्या समाचरेत् । अलाभे तु मृदः कुर्यादग्निहोत्रस्य भसना ॥४९॥ प्रातःसन्ध्यामुपासीनो गायत्रीं शक्तितो जपेत् । अष्टोत्तरं सहस्रं वा शतं वापि दशाऽऽपदि ॥५०॥ नित्यहोमं ततः कृत्वा भूतशुद्धिं विधाय च ।

---

લાવેલા તેનાથી દેવ અગ્નિઆદિકની પૂજાને નજ કરે ॥૪૪॥ સ્નાન કરી શુદ્ધ વસ્ત્રને ધારીને, સત્વર પૂજાપદાર્થો પુષ્પચંદનાદિક યથાલબ્ધ લાવી તૈયાર કરી, વાળવાળીપવાવિગેરેવડે વિશુદ્ધ કરેલા પવિત્ર સમ દેશમા કામળી આદિક આસનમાં પૂર્વાભિમુખે કે ઉત્તરાભિમુખે સ્વસ્તિકાસને બેસીને, આચમન કરી પ્રાણાયામ કરીને પછી ઊર્ધ્વપુંડ્રતિલકને વર્ણી ધારે ॥૪૫-૪૬॥ સ્નાનાનંતર નિત્યપ્રાપ્ત તે ઊર્ધ્વપુંડ્રને ગોપીચદન નામની મૃત્તિકાવડેજ કરે, હોમ કરીને ભસ્મવડે કરે, દેવને પૂજીને તો ચદનવડે કરે અને જળમધ્યે રહીને તો જળવડે કરે. એમ ભસ્માદિકવડે પુંડ્ર વિધાનનો સમયભેદ સમજવો ॥૪૭॥ વર્ણી લલાટ કંઠ હૃદય બે બાહુ આ પાંચ સ્થાનોમાં ગોપીચદન નામની વિશુદ્ધ મૃત્તિકાવડે તર્જની આંગળીવતે વિષ્ણુગાયત્રીને ઉચ્ચારીને પાંચ ઊર્ધ્વપુંડ્રોને ધારે. ગોપીચંદન ન મળે ત્યારે તો અગ્નિહોત્રીય ભસ્મવડે કરે. તેમાં ભસ્મવડેતો ત્રિપુંડ્રજ કરે, 'ऊर्ध्वपुण्ड्रं मृदा कुर्याद्भसना तु त्रिपुण्ड्रकम्' એવી સ્મૃતિ છે ॥૪૮-૪૯॥ તે પછી વર્ણી પ્રાત સંધ્યાને ઉપાસે, અષ્ટોત્તરસહસ્ર અથવા અષ્ટોત્તરશત યથાશક્તિ ગાયત્રીને જપે. આપત્તિમાં દશવાર પણ જપે ॥૫૦॥ તદનંતર નિત્યપ્રાપ્ત હોમને કરે. પછી ભગવત્પૂજાનો પ્રારંભ કરતાં પ્રથમ ભૂતશુદ્ધિ સ્વશરીરમાં યથા

प्राणप्रतिष्ठां कुर्वीत मातृकान्यासपूर्वकम् ॥५१॥ ब्रह्मभूतः परं ब्रह्म श्रीविष्णुं हृदयाम्बुजे। ध्यात्वादौ मनसाभ्यर्च्य बाह्यपूजनमाचरेत् ॥५२॥ शालग्रामशिलायां तु कार्यं नावाहनं हरेः। तथा स्थिरप्रतिकृतावन्यत्र तु तदाचरेत् ॥५३॥ पूजापद्धत्युक्तरीत्या मूलमन्त्रेण चार्चनम् । कुर्यात्पुरुषसूक्तेन यथालब्धोपचारकैः ॥५४॥ पञ्चास्याऽऽवृत्तयः सन्ति सूक्तस्यात्रेति सद्गुरोः। ज्ञात्वार्चनविधिं सर्वं तेनैव स समाचरेत् ॥५५॥ पुष्पधूपाद्यलाभे तद्ध्यान्मन्त्रेण मानसम्। प्रीत्या परमया नित्यं तन्मनाः प्रयतोऽर्चयेत् ॥५६॥ सङ्कल्प्य

---

વિધિ કરીને અંગન્યાસ કરન્યાસપૂર્વક (તેતે તત્ત્વાભિમાની દેવતાઓના વિન્યાસપૂર્વક) સંશોધેલા પ્રાણની પણ પ્રતિષ્ઠાને કરે. આ રીતે ભૂતશુદ્ધિ આદિકને નહિ કરનારો ભગવત્પૂજામાં લાયક થતો નથી. તેવું વચન છે– 'पृथ्व्यप्तेजोनिलाकाशं शरीरं पाञ्चभौतिकम् । मलिनं चास्तवद्भं च रेतोरक्तोद्भवं क्षयि । यावन्न शोधितं सम्यक् धारणाभिर्निरन्तरम् । तावदेतदयोग्यं स्यात् मन्त्रन्यासादिवस्तुषु ॥' ઇતિ ॥૫૧॥ એરીતે ભૂતશુદ્ધિ પ્રાણપ્રતિષ્ઠા કરી ન્યાસવિધિ કરીને, આત્માને અક્ષરસરૂપે વિભાવના કરી, પરબ્રહ્મભૂત પુરૂષોત્તમ શ્રીવિષ્ણુનું હૃદયકમળમાં ધ્યાન ધરી પ્રથમ માનસ પૂજા કરી, પછી બાહ્યપૂજાને કરે ॥૫૨॥ બાહ્યપૂજા કરતાં શાળગ્રામશિલામાં તથા મહામંદિરાદિકમાં સ્થાપેલી હરિની સ્થિર પ્રતિમામાં આવાહન વિસર્જન વિનાના બીજા બધા ઉપચારોને કરે. ચળામૂર્તિમાં તો આવાહન વિસર્જન કરે ॥૫૩॥ પૂજાપદ્ધતિમાં જે પૂજારીતિ કહી છે તે રીતિને અનુસરીને તેતે ઉપચારોમાં મૂળમંત્રસહિત વિનિયોગ કરેલા પુરૂષસૂક્તમંત્રોથી પૂજાને યથાલબ્ધ પુષ્પાદિ ઉપચારોવડે કરે ॥૫૪॥ આ વિષ્ણુપૂજામા દેહન્યાસ-દેવન્યાસ ઉપચારાર્પણ-અભિષેક-સ્તુતિમાં પાચ આવૃત્તિઓ પુરૂષસૂક્તની છે, તે આ સર્વ સદ્ગુરૂથકી જાણીને તેજ ક્રમથી અર્ચનવિધિને આચરે ॥૫૫॥ પુષ્પ ધૂપ આદિકના અલાભમા તો તેતે પુષ્પાદિ સર્વ માનસ તેતે મંત્રોવડે સમર્પે. નિત્ય પરમા પ્રીતિથી પૂજ્યપ્રતિમામાં એકાગ્રમનવાળો થઈ નિયમતત્પર થઇ પૂજે ॥૫૬॥ પૂજારભમા પ્રથમ દેશકાળસંકીર્તનપૂર્વક સંકલ્પ કરીને, દેહન્યાસ દેવન્યાસ-

देहे देवे च कृत्वा न्यासविधिं ततः । कलशार्चां शङ्खघण्टापूजा तन्मनुनाचरेत् ॥५७॥ पूजाद्रव्याणि सम्प्रोक्ष्य ध्यानमावाहनासने। पाद्यमर्घ्यं चाचमनं स्नानं पञ्चामृतेन च ॥५८॥ लघुपूजां चाभिषेकं कृत्वा वास· समर्पयेत् । उपवीतं चन्दनं च पुष्पाणि विविधानि च ॥५९॥ तुलसीपत्रसौभाग्यद्रव्यधूपांस्ततोऽर्पयेत् । दीपफलादिनैवेद्यं जलं च करशोधनम् ॥६०॥ मुखप्रक्षालनं दद्याचाम्बूलफलदक्षिणाः । नीराजयित्वाऽथ हरिं दद्यात्पुष्पाञ्जलिं च स ॥६१॥ प्रदक्षिणां स्तुतिं कृत्वा नमस्कृत्य क्षमापयेत् । कृष्णमन्त्र च गायत्रीं वैष्णवीं शक्तितो जपेत् ॥६२॥ तुलसीकाष्ठजा श्रेष्ठा पद्मबीजोद्भवाऽथवा । धात्रीकाष्ठोद्भवा वापि जपमाला शुभावहा ॥६३॥ ऋजुरेकाग्रदृष्टिश्च स्वस्तिकासनमास्थितः । वस्त्राच्छादितमालश्च जपेन्मौनव्रत· स्थिरः ॥६४॥ वेदं पुराणं शक्त्याऽथ भारत

વિધિ કરીને પછી તે આ વર્ણી કળશપૂજા અને શંખઘંટાપૂજાને યથાવિધિ તેતે વરૂણાદિમંત્રોવડે કરે ॥૫૭॥ પછી પૂજાપદાર્થો પુષ્પાદિકને પ્રોક્ષણ કરે તેપછી ધ્યાન આવાહન આસનને અનુક્રમે અર્પે, તેપછી પાદ્ય અર્ઘ્ય આચમનને અનુક્રમે સમર્પે, પછી પંચામૃતથી સ્નાન સમર્પે, આ રીતે લઘુ પ્રકારે પૂજા અને અભિષેકને કરીને પછી વસ્ત્રને સમર્પે તેપછી ઉપવીત ચંદન પુષ્પ ધૂપ તુલસીદળ અબીર ગુલાલાદિ સૌભાગ્યદ્રવ્યને સમર્પે, તેપછી દીપને સમર્પે, તેપછી ફળાદિ નૈવેદ્ય નિવેદન કરે, ત્યારપછી મધ્યેપાનીય હસ્તશોધન મુખપ્રક્ષાલન સમર્પે, તે પછી તાંબૂળ ફળ દક્ષિણા અર્પે, તેપછી આરતી કરીને પુષ્પાંજળિ સમર્પે, તેપછી પ્રદક્ષિણા સ્તુતિ નમસ્કાર કરીને ક્ષમા માગે આ રીતે પૂજાને પરિસમાપ્ત કરીને અષ્ટાક્ષર કૃષ્ણમંત્રને તથા વિષ્ણુગાયત્રીને યથાશક્તિ જપે ॥૫૮-૬૨॥ તે જપમા માળા તુળસી કાષ્ઠથી બનાવેલી અથવા કમળના બીજથી બનાવેલી અથવા આમળીના કાષ્ઠથી બનાવેલી ગ્રહણ કરવી તેમા પૂર્વપૂર્વની પ્રશસ્ત માની છે ॥૬૩॥ સ્વસ્તિકાસને બેસીને, સરલ શરીરવાળો થઇને વસ્ત્રથી માળાને ઢાંકીને મૌનવ્રતનિષ્ઠ થઈ સ્થિરચિત્તે થઈ જપ કરે ॥૬૪॥ અનંતર વેદ પુરાણ

वा हरेः स्तवम् । जपित्वाऽऽनम्य तं कुर्याद्गुरूणामभिवन्दनम् ॥६५॥ याचित्वाऽथ द्विजाच्छुद्धानपक्वान्नं कृताप्लवः । पाकं कुर्याच्च मध्याह्नसन्ध्यां च पितृतर्पणम् ॥६६॥ अर्पयित्वा भगवते महानैवेद्यमादरात् । आवाहितां हरेर्मूर्तिं हृदये धारयेत्पुनः ॥६७॥ नागालितं घृतं क्षीरं निवेद्यं चाम्बु विष्णवे । केशादिदुष्टमन्नं च दग्धं दुर्गन्धि चाशुचि ॥६८॥ वैश्वदेवं ततः कुर्यादथ चेत्कोऽपि याचकः । याचेत्स्वं तर्हि विभजेत्तस्मा अन्नं मुदान्वितः ॥६९॥ हुतदत्तावशिष्टान्नपात्रं वर्णी स मण्डले । चतुरस्रे भुवि कृते निधाय प्रोक्षयेत्ततः ॥७०॥ अपोशानविधिं कृत्वा स प्राणाहुतिपूर्वकम् । अद्यात्प्रागाननः कृष्णप्रसादान्नं च मौनवान् ॥७१॥ विप्रः कश्चित्पवित्रः स्वं भिक्षायै चेन्निमन्त्रयेत् । न याचितुं तर्हि गच्छेद्गच्छेद्वोक्तं

ભારત સ્તોત્રાદિકનો યથાશક્તિ પાઠ કરી ભગવાનને પ્રણામ કરી પછી ગુરૂજનોને અભિવંદન કરે ॥૬૫॥ તેપછી વિશુદ્ધ દ્વિજથકી અપક્વ અન્ન ભિક્ષાથી માગી લાવીને સ્નાન કરેલો વર્ણી રસોઇ બનાવીને, માધ્યાહ્નિક સ્નાન સંધ્યા પિતૃતર્પણાદિ કર્મ કરીને, પછી તૈયાર મહાનૈવેદ્ય આદરપૂર્વક ભગવાનને નિવેદન કરી તે આવાહનાદિ ઉપચારોવડે આરાધેલી ભગવન્મૂર્તિને પુનઃ હૃદયકમળમા ધારે ॥૬૬-૬૭॥ ગાળ્યા વિનાનુ ઘૃત દુગ્ધ જળ અને કેશ જંતુ આદિકથી દૂષિત બળી ગએલુ દુર્ગંધિ અપવિત્ર ઉચ્છિષ્ટ અન્ન દેવને નિવેદન નજ કરવું ॥૬૮॥ તેપછી વૈશ્વદેવ કરે. જો કોઈ પણ અન્નાર્થી આવીને યાચે તો તેને અન્ન યથાયોગ્ય હર્ષથી વહેચી આપે ॥૬૯॥ વર્ણી હોમતાં અને આપતાં અવશેષ રહેલા અન્નનું જે પાત્ર તેને ભૂમિઉપર કરેલા ચોખડા મંડળમાં મુકીને પછી પ્રોક્ષણ કરે ॥૭૦॥ વર્ણી પૂર્વાભિમુખે બેસીને અપોશન કરી પ્રાણાહુતિ આપીને, પછી તે ભગવત્પ્રસાદિક પરમપાવન અન્નને મૌનયુક્ત થઇ જમે ॥૭૧॥ જો કોઇ પવિત્ર વિપ્ર પોતાને શ્રદ્ધાથી ભોજનાર્થે નિમંતરે તો ભિક્ષા માગવા નજ જાય, તે નિમંત્રક વિપ્રને ઘેર જઈ ત્યાંજ પોતાને આરાધવાની ભગવત્પ્રતિમાને નૈવેદ્ય કરીને પૂર્વોક્ત અપોશન પ્રાણાહુતિ આદિક વિધિ કરવાપૂર્વક જમે. શ્રાદ્ધમાં આમંત્રણ

तदालये ॥७२॥ सविष्णोस्तत्र नैवेद्यं कृत्वा भुञ्जीत पूर्ववत् । न
स्यात्स्वव्रतभङ्गश्चेच्छ्राद्धे भुञ्जीत तर्हि सः ॥७३॥ आचम्य चुलुकं
कृत्वा पात्रशुद्धिं विधाय सः । वेदसच्छास्त्रपाठाद्यैर्दिवाशेषं समा-
पयेत् ॥७४॥ सायं स्नात्वोपास्य सन्ध्यां होमकर्म समाचरेत् ।
कृष्णमन्त्रं यथाशक्ति जपेत् कुर्याद्धरेः कथाम् ॥७५॥ व्यतीते प्रथमे
यामे निशो ध्यायन् हरिं हृदि । शयनं भुवि कुर्वीत मण्डले ब्रह्म
चारिणाम् ॥७६॥ इति सङ्क्षेपतः प्रोक्तो वर्णिनो नैत्यको विधि ।
ज्ञातव्यो विस्तरस्त्वस्य निखिलो धर्मशास्त्रतः ॥७७॥ सन्ध्यापू
जावैश्वदेवहोमादीनां च यो विधिः । तत्तत्पद्धतितो ज्ञेयः स तु
नैष्ठिकवर्णिना ॥७८॥ एतान्धर्मान्निषेवेत यो वर्णी नैष्ठिको भुवि ।
प्राप्नुयात्स्वेप्सितामेव मुक्तिमैकान्तिकीं हि सः ॥७९॥ य एतान्छ्रु

હોય તો પોતે આદરેલા વ્રતનો ભંગ જો ન થાય એમ હોય તો જમવુ
('શ્રાદ્ધાન્નાદિ મારે જમવુ નહિ' એવુ વ્રત રાખ્યુ હોય અથવા બીજું કાંઈ
વ્રત રાખ્યુ હોય તો ન જમવું) ॥૭૨-૭૩॥ વર્ણી જમી રહ્યા પછી આચ
મન કરી ચળુ કરીને, પાત્રને શુદ્ધ કરીને, પછી એકાંત સ્થાનમા સ્થિતિ
કરીને વેદશાસ્ત્રાદિકના પઠન પાઠન વિચારણ વ્યાખ્યાનાદિવડે શેષ દિવસને
નિર્ગમન કરે ॥૭૪॥ અનતર સાય સ્નાન કરી સધ્યાને ઉપાસીને સાયહોમ
કરીને કૃષ્ણમંત્રને યથાશક્તિ જપે પછી હરિના ગુણાનુવાદરૂપ કથાને કરે
॥૭૫॥ રાત્રિનો પ્રથમ પ્રહર વીત્યાપછી ભગવાનને મનમા સ્મરણ કરતો
થકો વર્ણિઓના મડળમા ભૂમિઉપર શયન કરે ॥૭૬॥ હે વર્ણિવર! આ
પ્રકારે વર્ણિનુ નિત્ય આહ્નિક કર્મ સંક્ષેપમા મેં કહ્યુ. આનો સમસ્ત વિસ્તા
રતો ધર્મશાસ્ત્રથકી જાણવો ॥૭૭॥ વિહિત સધ્યા પૂજા વૈશ્વદેવ હોમ
આદિકનો જે અનુષ્ઠાનપ્રકાર તેતો નૈષ્ઠિકવર્ણિએ તેને તેને પ્રતિપાદન
કરનારા જે પ્રયોગનિબન્ધો તેથકી જાણવો ॥૭૮॥ ભૂમિમા જે નૈષ્ઠિકવર્ણી
આ મેં કહેલા ધર્મોને પાળતો થકો ભગવાનને સેવે તે આ લોકમા કીર્તિ
અને પરલોકમા સમભિલષિત એકાંતિકજનપ્રાપ્ય મુક્તિને પામેજ ॥૭૯॥
જે જન આ ધર્મોને પ્રીતિથી સાંભળે કે જે કીર્તન કરે તે બન્ને પાપપુંજ

पुयाद्धर्मान् यश्च प्रीत्यानुकीर्तयेत् । प्राप्नुयातां देवलोकं तौ विमुच्याघसङ्घतः ॥८०॥ भूमौ ये नैष्ठिकाः स्युर्निजहितनिरता वर्णिनस्त्यक्तगेहा वैराग्यं तीव्रमाप्ता हरिमुरुतपसाऽऽराधितुं चोत्कचित्ताः । तैरेते पालनीयाः सततमिह नृपाः श्रेयसे स्वस्य तेन प्रीतस्तेभ्यो ददाति प्रभुरखिलमपि प्रार्थितं वर्णिराज ! ॥८१॥ सुव्रत उवाच—इति निशम्य जगद्गुरुणा नृपाग्निगदितान् हरिणा स्वहिताय सः । परमतुष्टिमवाप्य मुदा च तं नरपते ! प्रणुनाव सतां पतिम् ॥८२॥ मुकुन्दानन्द उवाच—कल्याणहेतुगुणरत्नविभूषिताङ्घ्रे ! कारुण्यपूर्णनयनाम्बुज ! दीनबन्धो ! । नानाविधाघनिचय-

થકી વિમુક્ત થઇને દેવલોકને પામે ॥૮૦॥ હે વર્ણિરાજ ! ભૂમિમાં નિજહિત કરવામાંજ તત્પર થઇ, તીવ્ર વૈરાગ્યને પામતાં ગૃહક્ષેત્રાદિકનો ત્યાગ કરી, નૈષ્ઠિકવ્રતને આશરીને તપવડે ભગવાનનું આરાધન કરવા મનમાં સમુત્સાહવાળા હોય તે આ નૈષ્ઠિકવર્ણિઓએ તે આ ધર્મો ઉદ્ધવસંપ્રદાયમાં રહીને પોતાના શ્રેયમાટે નિયમથી અનુષ્ઠાન કરવા, તેથી પ્રસન્ન થએલા પ્રભુ શ્રીકૃષ્ણ તેઓને સમગ્ર વાંછિત જ્ઞાન વૈરાગ્ય ભક્તિ આદિકને અને તેમાં ઉપયોગી ઐહિકને આપે છે ॥૮૧॥

સુવ્રતઋષિ કહેછે–હે નરપતે ! આ પ્રકારે જગદ્ગુરૂ શ્રીહરિએ પોતાના નૈષ્ઠિક વર્ણિઓનું હિત કરવામાટે ઉપદેશેલા ધર્મોને સાંભળીને પરમ હર્ષ પામેલા મુકુંદાનંદ વર્ણી સતાંપતિ સકળલોકનિયામક ભગવાનની ભક્તિથી સ્તુતિ કરવા લાગ્યા ॥૮૨॥ મુકુંદાનંદવર્ણી સ્તુતિ કરેછે–હે ભગવન્ ! આપ કલ્યાણહેતુગુણરત્નવિભૂષિતાંઘ્રિ છો–તમારૂં ચરણયુગળ રત્નોથી સમલંકૃત છે, તે રત્નો પાર્થિવ નથી, જો પૃથ્વીવિકાર હોય તો વિકૃતિનિયત દોષો લાગુ થાય, પરંતુ પ્રાકૃતથકી વિલક્ષણ ગુણોજ મૂર્તીભૂત રત્નો છે, તે આ ગુણરત્નો કેવળ સ્વાશ્રય ચરણમાત્રની શોભાને સંપાદનારા છે એટલુંજ નહિ કિંતુ સમાશ્રિત સંબન્ધિઓના સંબન્ધિઓનુ પણ કલ્યાણ કરનારાં છે. તમે કારૂણ્યપૂર્ણનયનાંબુજ છો–તમારી જે નિરૂપધિ નિરવધિ કરૂણા સંસારદાવાનળથી બહુ બળતા મારા જેવા પ્રાણિઓ ઉપર વર્તે છે

**प्रशमाभिधान ! नित्यं नमोऽस्तु हरये गुरुराज ! तुभ्यम् ॥८३॥ अज्ञानसन्तमसनाशकभास्करस्त्वं स्वाङ्घ्रिश्रिताखिलजनेप्सितकल्पवृक्षः । सद्धर्मवर्त्मपरिपालनशीलशालिन्नित्यं० ॥८४॥ त्वं ब्रह्मरन्ध्र इह योगकलाप्रवीणैर्ध्येयः सहस्रदलपङ्कज ईश्वरोऽसि । त्वं**

તે આ પ્રાદુર્ભાવમાં પ્રયોજનભૂત કરૂણા આપના નયનકમળની અમૃતધારાજ જેમ એમ પ્રકાશ પામે છે. તમે **નાનાવિધાઘનિચયપ્રશમાભિધાન** છો–જે કોઇ આપના કૃપાપૂર્ણ લોચનતળને ગોચર થયા નથી; દેશથી કે કાળથી દૂર રહેલા છે તેઓનાપણ આપનું સ્વામિનારાયણાદિ દિવ્ય નામજ કર્ણતળમાં પ્રવિષ્ટ થતાં નાનાવિધ સમસ્ત પાપને નાશ કરે છે. તો આપના થકી અન્ય ગુરૂ નથી, કેમતો માનુષ લોકમાં અવતરીને દિવ્ય ચરણકમળનો સમાશ્રય આપીને સર્વને ભવસાગરથકી તારો છો. તો આપજ અમો સર્વેના ગુરૂરાજ છો. તેવા દીનબંધુ આપ શ્રીહરિને નિત્ય નમસ્કાર છે ॥૮૩॥ હે ભગવન્! તમે અત્યંત વિસજાતીય ભાસ્કર-સૂર્ય છો, જે તમે સહસ્ર ભાસ્કરથી પણ ન ટાળી શકાય એવું આભ્યંતર (અજ્ઞાનરૂપ) ગાઢ તમ ટાળી નાંખો છો. વળી તમે અત્યંત વિલક્ષણ કોઇપણ કલ્પવૃક્ષ છો. કેમતો જે દેવવૃક્ષ કેવળ નામથી કલ્પક છે તેણે ન આપી શકાય એવા પરમપુરૂષાર્થપર્યંત સમગ્રપણ ઇપ્સિતને આપવા સમર્થ છો. પોતાના ચરણકમળના સમાશ્રયવાળાઓનેજ જેમ એમ તેમના સંબન્ધમાં આવનારાપણ સર્વેના વાંછિતને પરિપૂર્ણ કરો છો, તો આ કલ્પતરૂનો બીજો વિશેષ તમારે વિષે વર્તે છે. સદ્ધર્મમાર્ગનું ઉપાયશતેપણ સંરક્ષણ કરવાનોજ આપનો સહજ સ્વભાવ છે. નિત્યપરિપૂર્ણ એવાપણ આપને પરાર્થે સદ્ધર્મમાર્ગનું સંરક્ષણજ સ્વતઃ પ્રયોજન જેવુંજ મનાય છે. ભવારણ્યમાં સર્વતઃ ભમતા જનોને તો સન્માર્ગની અપેક્ષા છે, જે તેનાથી પર તીરે વર્તે છે તેને માર્ગની શી જરૂર? તે તમે ગુરૂરાજ શ્રીહરિને નિત્ય નમસ્કાર છે ॥૮૪॥ પરમ કૃપાથી અમારા સર્વેના નયનમાર્ગમાં હાલ પ્રકાશો છો. વસ્તુતઃ પોતાના રૂપથી રહેલા આપને સાક્ષાત્ કરવામાટે બહુ યોગકળાનિપુણતો બ્રહ્મરંધ્રમાં રહેલા સહસ્રદળકમળમાં ધ્યાન કરે છે. તમે સર્વેશ્વર હોઇને સકળ

वेदकल्पतरुसम्भवहेतुरेको नित्यं० ॥८५॥ त्वं वै सुरापललमैथुनसक्तपुंसामेकोऽसि दण्डधर ईश ! हिताय तेषाम् । धर्मं सनातनमहिंसमखं च पासि नित्यं० ॥८६॥ त्वं कामलोभरसमानमुखांश्च दैत्यानण्डस्थसर्वजनताजयजातदर्पान् । निघ्नन्निहेश ! भवसि प्रकटप्रतापो नित्यं० ॥८७॥ त्वय्येव सद्गुरुपदं जगतीह सार्थं वर्वर्ति धर्मपथि वर्तयति स्वशिष्यान् । धर्मं स्वयं दृढमनुष्ठितवत्यशेषं नित्यं० ॥८८॥ त्वत्कीर्तिरेव गुरुनामतया प्रसिद्धान्नारीरसद्रविणलोलुपमन्दबुद्धीन् । सङ्कोचयत्यनुदिनं भुवि धूर्तपुंसो नित्यं० ॥८९॥

ધર્મના મૂળભૂત વેદરૂપ કલ્પવૃક્ષના અદ્વિતીય હેતુ છો હે ગુરૂરાજ તેવા તમને શ્રીહરિને નિત્ય નમસ્કાર છે ॥૮૫॥ હે ઇશ ! તમે એકજ મદ્યમાંસ મૈથુનાદિમય અધર્મમાં પ્રવર્તેલા પુરૂષોની દંડથી અસત્પ્રવૃત્તિને ટાળીને તેમના હિતમાટેજ અહિંસામય યાગને પ્રવર્તાવતાથકા સનાતન ધર્મમાર્ગનુ રક્ષણ કરો છો. અર્થાત્ કળિબળને લીધે પ્રવૃદ્ધિ પામેલા અસુર ગુરૂરૂપોએ ઉન્મૂળન કરેલા સનાતન ધર્મને અને અહિંસ યજ્ઞને પરિરક્ષણ કરતા થકા અધર્મિષ્ઠ તેઓને બહુ દંડ આપવાપૂર્વક મૂળમાથી નાશ કરોછો હે ગુરૂરાજ ! તેવા શ્રીહરિ તમને નિત્ય નમસ્કાર છે ॥૮૬॥ હે ઇશ ! બ્રહ્માંડમા વર્તતા બ્રહ્માદિ સર્વ કોઇને જીતવાથી બહુ બળિષ્ઠ બનેલા કામ લોભ રસ માનાદિ દૈત્યોને હણીને લોકમા પોતાના પ્રતાપને પ્રકટ કરતા ગુરૂરાજ તમને શ્રીહરિને નિત્ય નમસ્કાર છે ॥૮૭॥ લોકમા સદ્ગુરૂપદ એક આપવિષેજ સાર્થ વર્તે છે, કેમ તો તમે સ્વય સર્વ ધર્મને દૃઢપણે આચરતાથકા અમને સર્વ શિષ્યોને સદ્ધર્મમાર્ગમા વર્તાવો છો, એવા ગુરૂરાજ તમને શ્રીહરિને નિત્ય નમસ્કાર છે ॥૮૮॥ જેઓ નામમાત્રથી ગુરૂપદને પામીને તેજ પદને કેવળ રસ દ્રવ્ય નારીના ભોગમાંજ એક ઉપયોગિ કરે છે તે મદમતિવાળા ધૂર્ત પુરૂષોને કાળક્રમે પ્રવૃદ્ધિ પામેલી આપની કીર્તિજ પ્રતિદિવસ હ્રાસ કરેછે. તમારી કીર્તિથીજ તેઓ પ્રક્ષીણ થાય છે. તો તેમના વિનાશનમાં આપને પ્રયત્નની અપેક્ષા નથી તેવા ગુરૂરાજ તમને શ્રીહરિને નિત્ય નમસ્કાર છે ॥૮૯॥ મુક્તિમાર્ગરૂપ કમળને વિકાસ કરનારા માર્તંડ ભૂમિમાં

एकस्त्वमेव भुवि मुक्तिपथाब्जभास्वानास्से मुमुक्षुभिरतो मुनिभिः श्रितोऽसि । भक्तिर्ममाप्रतिहताऽस्तु तवाङ्घ्रिपद्मे नित्यं नमोऽस्तु हरये गुरुराज ! तुभ्यम् ॥९०॥ सुव्रत उवाच—इत्थं स संस्तूय हरिं महात्मा ननाम वर्णीन्द्र उदारबुद्धिः । तद्धर्मसंस्थोऽनुदिनं सिषेवे तमेव भक्त्या परया नरेन्द्र ! ॥९१॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे पञ्चमप्रकरणे नैष्ठिकधर्मेषु ब्रह्मचारिणामाह्निकविधिनिरूपणनामा चतुःपञ्चाशत्तमोऽध्यायः ॥५४॥

सुव्रत उवाच—आरम्भिते मन्दिरेऽथ कृष्णार्चास्थापनोचिते ।

---

તમે એકજ છો, માટેજ મુમુક્ષુ મુનિઓ સર્વેએ સદા સેવાઓ છો હું આ થકી અધિક કાંઇપણ માગતો નથી, શું? તો સતત સંવૃદ્ધિ પામતી આપના ચરણારવિંદમા ભક્તિ મારે નિર્વિઘ્ન વર્તો હે ભગવન્ ગુરૂરાજ! તમને શ્રીહરિને મારા નિત્ય નમસ્કાર છે ॥૯૦॥ સુવ્રતઋષિ કહેછે-હે નરેન્દ્ર! વર્ણિવર મુકુદાનંદજીએ શ્રીહરિની આ રીતે સ્તુતિ કરીને સાષ્ટાગ નમસ્કાર કર્યો. તે આ વર્ણી મહામન અને ઉદારબુદ્ધિ છે, કેમતો આ પોતાને ભગવચ્ચરણારવિંદના સમાશ્રયણલાભથી અને તેમના મુખારવિંદ-થકી નીકળતા સદુપદેશરૂપ સુધારસના આસ્વાદથી કૃતકૃત્ય માને છે અને વળી તેમના ચરણકમળની ભક્તિથકી અપર પ્રાપ્યને માનતા નથી એરીતે ભગવાનથકી ધર્મબોધને પામેલા મુકુદાનદ વર્ણી તેમણે આદેશ કરેલા ધર્મનું અનુષ્ઠાન કરતાથકા પ્રતિદિન તેમનીજ પરા ભક્તિથી સેવામાં તત્પર થઇ રહ્યા ॥૯૧॥ ઇતિ શ્રીસત્સંગિજીવને.. પંચમપ્રકરણે નૈષ્ઠિકધર્મેષુ બ્રહ્મચારિણામાહ્નિકવિધિનિરૂપણનામા ચતુઃપંચાશત્તમોઽધ્યાયઃ ॥૫૪॥

## [1]અધ્યાય ૫૫ મો.

સુવ્રતમુનિ કહેછે-હે ભૂપતે! અનતર ભગવાન્ શ્રીહરિની આજ્ઞાથી કરવા આરભેલુ મદિર કૃષ્ણપ્રતિમાપ્રતિષ્ઠાને યોગ્ય તૈયાર થતાં ઉત્તમ

---

૧ આ અધ્યાયમા ભગવાને દુર્ગપુરમા યથાવિધિ કરેલી શ્રીગોપીનાથ નામના સ્વયં કૃષ્ણની પ્રતિષ્ઠાનું નિરૂપણ કર્યું છે

जाते राजोत्तमो नत्वा हरिं प्रोवाच भूपते ! ॥१॥ भगवन्मन्दिरं ह्येतच्छ्रीकृष्णस्थापनोचितम् । जातं ततः प्रतिष्ठां त्वं कुरु कृष्णस्य सुक्षणे ॥२॥ श्रुत्वेति नृपतेर्वाक्यं हृष्टो ज्योतिर्विदं हरिः । पप्रच्छ रामचन्द्राख्यं कृष्णस्थापनसुक्षणम् ॥३॥ स प्राहाश्विनमासेऽस्मिन् शुक्लद्वादशिकादिने । सुमुहूर्तो भवत्येव कृष्णं स्थापय तत्र तु ॥४॥ हरिः प्राह नृपं शीघ्रमुपहारान्समानय । मुहूर्तोऽद्य दिनादस्ति पञ्चमेऽह्नि सुशोभनः ॥५॥ इत्युक्तो हरिणा हृष्टो राजा सत्वरकारिभिः । विप्रानापृच्छ्योपहारानानयामास सर्वशः ॥६॥ हरिश्च मण्डपं तत्र रम्भास्तम्भादिशोभनम् । बन्धयामास विततं कारयामास वेदिकाम् ॥७॥ दशम्यां विजयाख्यायां स्वेक्षणार्थमुपागतान् ।

રાજાએ સંતુષ્ટ થઇ ભગવાનને પ્રણામ કરીને એમ કહ્યું કે–હે ભગવન્ ! આ મંદિર શિલ્પિઓ પાસે કરાવેલું શ્રીકૃષ્ણપ્રતિષ્ઠાસમુચિત સુસંપન્ન હાલમાં વર્તેછે, તો આપ શુભ મુહૂર્તમાં કૃષ્ણપ્રતિષ્ઠાને કરાવો ॥૧–૨॥ હે પ્રતાપસિંહ રાજન્ ! આવું ઉત્તમ નૃપનું વચન સાંભળીને પ્રહર્ષ પામેલા શ્રીહરિએ રામચંદ્ર નામના જ્યોતિષીને કૃષ્ણપ્રતિષ્ઠામાં સમુચિત મુહૂર્ત પુછ્યું ॥૩॥ એરીતે ભગવાને પુછેલો તે જ્યોતિષી બોલ્યો કે–હે ભગવન્ ! આજ આસો-માસમાં શુક્લ પક્ષની દ્વાદશી તિથિએ ભગવત્પ્રતિષ્ઠામાં સમુચિત શુભ મુહૂર્ત વર્તે છે. તો તે શુભ મુહૂર્તમાં આપ કૃષ્ણપ્રતિષ્ઠાને યથાવિધિ કરાવો ॥૪॥ જ્યોતિર્વિદનું આવું વચન સાંભળીને ભગવાને ઉત્તમ ભૂપને કહ્યું કે–હે રાજન્ ! આ દિવસથકી પાંચમો દિવસ પ્રતિષ્ઠાયોગ્ય સુનિશ્ચિત થયો છે, તો પ્રતિષ્ઠામાં ઉપયોગી સમગ્ર સામગ્રીઓ વિના વિલંબે તૈયાર કરાવો ॥૫॥ આ પ્રકારે ભગવાને કહેલા તે ઉત્તમ રાજા પ્રહર્ષ પામીને, પ્રતિષ્ઠા-વિધિમાં વિચક્ષણ વિપ્રોને 'કઇ કઇ સામગ્રીની અપેક્ષા છે' એમ પુછીને તેમણે જણાવેલી તે તે સમગ્ર સામગ્રીઓ કાર્યમાત્રને અવિલંબથી કરનારા પોતાના પરિજનો પાસે મંગાવી તૈયાર કરવા તત્પર થયા ॥૬॥ ભગવાને પણ મંદિરસમીપે કેળના થાંભલા આદિકવડે સુશોભિત વિશાળ રમણીય મંડપ કરાવીને તેમાં વેદિકા કરાવી ॥૭॥ વિજયાદશમીએ પોતાનાં દર્શન

भक्तानावासयामास तत्र तन्महदुत्सवे ॥८॥ आहूय वैदिकान् सुज्ञान् ब्राह्मणप्रवरांस्ततः । एकादश्यां समारेभे प्रतिष्ठाविधिमादरात् ॥९॥ पीताम्बरं सत्परिधाय राजद्वारक्तकौशेयकृतोत्तरीयः । आवाह्य पीठेषु पुपूज देवान् विधिज्ञविप्रोदितवेदमन्त्रैः ॥१०॥ स सङ्गवे द्वादशिकादिनेऽथो तन्मन्दिरे राधिकया समेतम् । कृष्णं प्रतिष्ठापयति स्म गोपीनाथाभिधं प्रौढतनुं यथावत् ॥११॥ वादित्रनादः सुमहांस्तदासीद्वेदध्वनिर्वैदिकभूसुराणाम् बभूव कृष्णं स महोपहारैः सम्पूज्य दृष्ट्या स्थिरयाऽऽलुलोके ॥१२॥ मुहूर्तमित्थ प्रसमीक्ष्यमाणे हरौ स कृष्णोऽतितरां बभासे । दृष्ट्वा तमापुर्भृश

કરવા ગ્રામાંતરથકી આવેલા ભક્તજનોને ભાવી શ્રીકૃષ્ણપ્રતિષ્ઠોત્સવના દર્શન કરવા તેજ દુર્ગપુરમા રાખ્યા (પરમ દિવસે મહાન્ પ્રતિષ્ઠોત્સવ થશે ત્યાંપર્યંત તમે અહીંજ રહો, એમ આજ્ઞા કરીને તેમને ત્યાજ નિવાસ કરાવ્યો) ॥૮॥ તેપછી શ્રીહરિએ સુજ્ઞ વૈદિક શભુરામ શુકલ આદિક વિપ્ર વરોને બોલાવીને એકાદશીએ પ્રાત પ્રતિષ્ઠાવિધિ યથાવિધિ આદરથી આરંભ્યો ॥૯॥ હે રાજન્ ! ભગવાને ઉત્તમ પીતાંબર પહેરી, રક્ત પીતાંબર ઓઢીને વિધિજ્ઞ વિપ્રોએ ઉચ્ચારેલા તેતે વેદમંત્રોવડે તેતે દેવોને પીઠોમા આવાહીને યથાવિધિ પૂજા કરી ॥૧૦॥ અનંતર ભગવાને સંવત્ ૧૮૮૫ ના આશ્વિન શુકલ દ્વાદશી તિથિએ સગવ કાળે ( સગવસમયમા અતર્ગત દ્વિમુહૂર્તાત્મક અનુરાધા મુહૂર્તમા) તે મંદિરમા સર્વાંગસુંદર પ્રૌઢાવયવ રાધિકાસહિત ગોપીનાથ નામના પ્રતિમારૂપ ભગવાનની યથાવિધિ પ્રતિષ્ઠા કરી ॥૧૧॥ તે સમયે ઉત્સવને સૂચવનારો વિવિધવાદિત્રનાદ સુમહાન્ થયો તથા ભેગા મળીને વેદને પઠતા ભૂદેવોનો વેદધ્વનિ શ્રોતાજનોના મનને અતિ આહ્લાદ આપનારો સુમહાન્ થયો. તે સમયે ભગવાન્ તે સુપ્રતિષ્ઠિત શ્રીગોપીનાથ જીની વિવિધ મહાઉપચારોવડે પૂજા કરીને, તદેકાગ્ર દૃષ્ટિથી સ્વાત્માને તેમા લીન કરી દેતા હોય એમ નિહાળી રહ્યા ॥૧૨॥ એરીતે તે ભગવાને મુહૂર્તપર્યંત એકાગ્ર દૃષ્ટિથી નિહાળેલા તે શ્રીગોપીનાથજી સમધિક અપૂર્વ દિવ્ય શોભાથી દેદીપ્યમાન જણાયા. અત્યાશ્ચર્ય અપૂર્વ દિવ્ય શોભાશાળી

विस्मयं वै भक्ता अभक्ता निखिलाश्च लोकाः ॥१३॥ हुत्वा स पूर्णाहुतिमादितेयान्विसर्जयित्वा वृतभूमिदेवान् । कल्पेन मुख्येन हि दक्षिणाभिः सन्तोषयामास तथेतरांश्च ॥१४॥ ददौ च दानानि बहूनि तत्र द्विजोत्तमेभ्यः स उदारबुद्धिः । गाः स्वर्णमुद्राश्च हयांस्तिलांश्च प्रादाच्च वासांसि मनोहराणि ॥१५॥ देशान्तरेभ्यश्च पुरान्तरेभ्यः समागतान् विप्रगणाननेकान् । पौरांश्च विप्रान् स मुनींश्च सर्वान्सन्तर्पयामास विचित्रभोज्यैः ॥१६॥ कृष्णप्रतिष्ठोत्सवमेष इत्थं विधाय भक्तैः परिपूज्यमानः । ग्रामान्तरेभ्यो व्यसृजत्स्वभक्तांस्तत्रागतान्धर्मतनूज ईशः ॥१७॥ राजोत्तमः प्राप सबान्धवोऽपि चिरन्तनस्य स्वमनोरथस्य । एतत्फलं तत्कृपया तदानीं भक्त्या सिषेवेऽथ तमेव नित्यम् ॥१८॥ जया च ललिता

તે શ્રીગોપીનાથજીનાં ભક્ત અભક્ત સર્વકોઇ જનો દર્શન કરીને મહા વિસ્મયને પામી ગયા ॥૧૩॥ અનંતર પૂર્ણાહુતિ કરીને તે પ્રતિષ્ઠાવિધિમાં આવાહેલા તેતે દેવોનું વરેલા વિપ્રોદ્વારા વિસર્જન કરાવીને, તે વરેલા વિપ્રોને મુખ્ય પક્ષમાં કહેલા પ્રકારે દક્ષિણાવડે સંતોષ પમાડ્યા. કેવળ વરેલા વિપ્રોનેજ નહિ કિંતુ બીજા આવેલા વિપ્રોનેપણ દક્ષિણાવડે સંતોષ પમાડ્યા ॥૧૪॥ પ્રતિષ્ઠાને અંતે ઉદારબુદ્ધિ શ્રીહરિએ દ્વિજોત્તમોને ગૌ ભૂમિ સુવર્ણ અશ્વ તિલ વસ્ત્ર વિગેરે વિવિધ દાનો દીધાં ॥૧૫॥ અનંતર શ્રીહરિએ દેશાંતરથકી અને પુરાંતરથકી આવેલા અનેક વિપ્રગણોને તથા પુરવાસી* વિપ્રસંઘને અને મુનિસંઘને વિચિત્ર સુસ્વાદુ ભોજ્યવડે સંતૃપ્ત કર્યા ॥૧૬॥ આ પ્રકારે કૃષ્ણપ્રતિષ્ઠોત્સવ પરિસમાપ્ત કરીને સ્વસ્થપણે રહેલા, ભક્તોએ પરિપૂજેલા ધર્મતનય ભગવાન્ શ્રીહરિએ પ્રતિષ્ઠોત્સવનાં દર્શન કરવા ગ્રામાંતરથકી ત્યાં આવેલા ભક્તજનોને પોતપોતાને ગામે જવાની અનુજ્ઞા આપી ॥૧૭॥ સબાંધવ ઉત્તમરાજાપણ બહુકાલીન સ્વમનોરથનું શ્રીકૃષ્ણપ્રતિષ્ઠાપનરૂપ ફળ ભગવત્કૃપાથી તે સમયે પામતાં પરમ હર્ષ પામીને ભક્તિથી તેમનીજ પૂર્વવત્ પ્રતિદિન સેવા કરવા લાગ્યા ॥૧૮॥ તે સમયે તેમનાં ભગિની જયા લલિતા કે જે શ્રીહરિના ચરણકમળનોજ એક સમાશ્રય કરી રહેલાં હતાં તેપણ

तस्य भगिन्यौ हरिसंश्रिते । लेभाते परमानन्दं सर्वे भक्ताश्च नागराः
॥१९॥ हरिश्च तत आरभ्य तीव्रवैराग्यमाश्रितः । निःस्पृहोऽवर्तत
जडभरतेन समं नृप ! ॥२०॥ क्वचिदश्नन् क्वचिन्नाश्नन् क्वचिदन्न
क्वचित्फलम् । क्वचित्पत्रं च बुभुजे वायुमेव क्वचित्स च ॥२१॥
स्वस्वधर्मे वर्तयितुं साधून् पद्गांश्च वर्णिनः । स गोपालानन्दमुनिं स
माहूयाब्रवीद्वचः ॥२२॥ स्वस्वधर्मे वर्तनीयास्त्वयैते सकला अपि ।
आचार्यानुमतेनैवेत्युक्त्वा तं सोऽब्रवीच्च तान् ॥२३॥ अस्याज्ञायां
वर्तितव्यं भवद्भिर्मामकैर्मुनेः । वर्तिष्यतेऽन्यथा योऽसौ न मदीय
इति ध्रुवम् ॥२४॥ एवमुक्ता भगवता तं नमस्कृत्य तेऽखिलाः ।
एवमेवाऽऽचरिष्यामो नान्यथेत्यब्रुवन् वचः ॥२५॥ तदा प्रसन्नो

પરમાનંદને પામ્યા તથા તે દુર્ગનગરમા વર્તતા બીજા બધા ભક્તો પરમાનંદને પામ્યા ॥૧૯॥ હે નૃપ ! તે દિવસને આરભીને ભગવાન્ શ્રીહરિ દેહયાત્રા માત્રમાપણુ તીવ્ર વૈરાગ્યને આશરીને જડભતરની પેઠે નિ સ્પૃહપણે વર્તવા લાગ્યા ॥૨૦॥ તેજ વર્તનને નિરૂપેછે—શ્રીહરિ કોઈ દિને કિંચિત્ જમતા તો કોઇ દિને કાઇપણુ નહિ જમતા તો કોઇ દિવસે ફળમાત્ર અલ્પને જમતા તો કોઇ દિવસે અન્નમાત્ર અલ્પને જમતા તો કદાચિત્ પત્રમાત્રને તો કદાચિત્ જળમાત્રને તો કદાચિત્ વાયુમાત્રને જમતાથકા વર્તવા લાગ્યા ॥૨૧॥ શ્રીહરિ સ્વસ્વધર્મમા મુક્તાનંદાદિ સાધુઓ, મુકુંદાનંદાદિ નૈષ્ઠિકવર્ણિઓ અને રતજી આદિક પદાતીઓને વર્તાવવામાટે ગોપાળાનંદ નામના મુનિવરને બોલાવીને તે પ્રતિ વચન બોલ્યા કે—હે મુનિવર ! તમારે આ સાધુ આદિક સર્વેને પણ આચાર્યની અનુમતિને નહિ ઉલ્લઘીને સ્વસ્વધર્મમા જેમ વર્તે તેમ વર્તાવવા એમ મુનિને કહીને પછી વર્ણિપ્રમુખના પ્રતિ એમ બોલ્યા કે—હે ભક્તો ! મારા આશ્રિત તમારે સર્વેએ આ ગોપાળાનંદ મુનિની આજ્ઞામા વર્તવુ તમારે મધ્યે જે કોઇપણુ એમની આજ્ઞાને ઉલ્લઘીને વર્તશે તે મારો ભક્ત નથીજ, આવું મારૂં વચન નિશ્ચિતજ છે ॥૨૨-૨૪॥ હે રાજન્ ! ભગવાને આ પ્રકારે કહેલા તે સાધુપ્રમુખ સર્વે ભક્તજનો ભગવાનને નમસ્કાર કરીને બે હાથ જોડીને વચન બોલ્યા કે—હે ભગવન્ ! અમે સર્વે આપના કહેવા પ્રમાણેજ

भगवांस्तानुवाच निजाश्रितान् । श्रेयो भविष्यत्येवं चेद्युष्माकमिति भूपते ! ॥२६॥ सन्त्यक्तदैहसकलव्यवहारकार्यो देहं निजं च बहुधाऽननुसन्दधानः। ज्ञानं च भक्तिमखिलं सविरागयोगं धर्मं च बोधयति स स्म यथावदेव ॥२७॥ धर्मस्त्याज्यो न कैश्चित्स्वनिगमविहितो वासुदेवे च भक्तिर्दिव्याकारे विधेया सितघनमहसि ब्रह्मणा स्वस्य चैक्यम्। निश्चित्यैवान्यवस्तुन्यणुमपि च रतिं सम्परित्यज्य सन्तस्तन्माहात्म्याय सेव्या इति वदति निजान् धार्मिको नीलकण्ठः ॥२८॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे पञ्चमप्रकरणे दुर्गपत्तने श्रीगोपीनाथप्रतिष्ठानिरूपणनामा पञ्चपञ्चाशत्तमोऽध्यायः ॥५५॥

---

કરીશું, અન્યથા નહિજ કરીએ ॥૨૫॥ હે ભૂપતે ! તે સમયે તેઓનું અંગીકારવચન સાંભળીને પ્રહર્ષ પામેલા ભગવાન્ તે નિજાશ્રિતો પ્રતિ બોલ્યા કે-હે ભક્તો ! જો મારા કહ્યાપ્રમાણે વર્તશો તો તમારૂં પરમ શ્રેય થશેજ ॥૨૬॥ અનંતર ભગવાન્ પોતાના દેહનું પણ બહુધા અનુસંધાન નહિ રાખતા, ખાનપાનાદિ સમગ્ર દેહયાત્રાવ્યવહારનેપણ પરિત્યાગ કરીને સ્વાત્મસ્વરૂપના અનુસંધાનમાં નિષ્ઠાવાળા થઈ, પોતાના અનન્ય ચરણાશ્રિતોને જ્ઞાન ભક્તિ વૈરાગ્ય યોગ ધર્મ આદિકનું સ્વરૂપ યથાસ્થિત બોધ કરતાથકા એમ બોલ્યા કે-કોઇપણ મદાશ્રિત જનોએ સ્વવર્ણાશ્રમધર્મ શ્રુતિસ્મૃતિવિહિત નજ ત્યાગ કરવો. અને પરમાત્મ થકી વ્યતિરિક્ત બાહ્ય વસ્તુઓમાં લેશથીપણ રાગ છોડી દઇને (સમસ્તવાસનાએ રહિત થઇ) અક્ષરબ્રહ્મની સાથે પોતાની એકરૂપતા વિભાવના કરીને, પ્રકાશમાન દિવ્ય ભાસ્કર શુકલ તેજઃપુંજભૂત અક્ષરબ્રહ્મ ધામમાં વિરાજમાન પરમાનંદમય દિવ્યાકાર વાસુદેવ ભગવાનમાં પરા ભક્તિ કરવી. અર્થાત્ સ્વધર્મ જ્ઞાન વૈરાગ્યપૂર્વક ભગવાનમાં ભક્તિ કરવી અને તે અક્ષરાવાસ ભગવાનના માહાત્મ્યજ્ઞાન માટે તેમના એકાંતિક ભક્ત સાધુઓની કાય વાણી મનથી સેવા કરવી આ રીતે ધર્મપુત્ર નીલકંઠ ભગવાને પોતાના ભક્તો પ્રતિ ઉપદેશ કર્યો ॥૨૭-૨૮॥ ઇતિ શ્રીસત્સંગિજીવને પંચમપ્રકરણે દુર્ગપત્તને શ્રીગોપીનાથપ્રતિષ્ઠાનિરૂપણનામા પંચપંચાશત્તમોઽધ્યાયઃ ॥૫૫॥

सुव्रत उवाच—कृष्णेतरपदार्थेषु रुचिहीनस्य सर्वथा । धर्मादि-प्रच्छकेऽस्याऽऽसीत् पुंसि प्रीतिर्हरेर्नृप ! ॥१॥ शतानन्दो मुनिस्तस्य सेवायां निरतः सदा । पादसंवाहनं कुर्वन्नेकदाऽऽसीत्तदन्तिके ॥२॥ तमुवाच स्वयं स्वामी मुने ! किञ्चन ते यदि । प्रष्टव्यं स्यात्त देतर्हि पृच्छ वक्ष्ये तदुत्तरम् ॥३॥ एवमुक्तः स तु प्रीतो भृशं मुनिरुदारधीः । प्राञ्जलिस्तं नमस्कृत्य पप्रच्छेत्थं नराधिप ! ॥४॥ शतानन्द उवाच—साङ्गं योगमहं स्वामिन् ! बोद्धुमिच्छामि तत्त्वतः । त्वत्त एव हि सर्वज्ञात्सेवनीयाच्च योगिभिः ॥५॥ मया तु त्वत्प्र सादेन योगिनामपि दुर्लभा । समाधिसिद्धिः प्राप्ताऽस्ति विना साधनसम्पदम् ॥६॥ तथापि लक्षणादीनि योगशास्त्रानुसारतः ।

## [1]અધ્યાય ૫૬ મો.

સુવ્રતમુનિ કહેછે-હે નૃપ ! અનંતર કૃષ્ણુથકી ઈતર પદાર્થમા સર્વથા રૂચિરહિત આ ભગવાનને તે સમયે ધર્માદિજીજ્ઞાસાશીલ પુરૂષમા તો પરા પ્રીતિ વૃદ્ધિ પામતી ગઇ ॥૧॥ તે શ્રીહરિની સેવામા સદા તત્પર શતાનંદ મુનિ એક સમયે તેમના ચરણ ચાપતાથકા તેમની સમીપે રહ્યા હતા ॥૨॥ ત્યારે પ્રસન્ન થએલા ભગવાન્ પોતેજ તે મુનિપ્રતિ બોલ્યા કે-હે મુને ! જો તમારે કાઇ પુછવુ હોય (કાંઈ જીજ્ઞાસા હોય) તો હમણા જ મને પુછો તેનો ઉત્તર કહીશ ॥૩॥ હે નરાધિપ ! આ પ્રકારે ભગવાને કહેલા મહામતિ માન્ શતાનંદમુનિ અત્યંત પ્રસન્ન થઇને બે હાથ જોડીને નમસ્કાર કરીને એમ પુછવા લાગ્યા ॥૪॥ શતાનંદમુનિ પુછેછે-હે સ્વામિન્ ! યમાદિ અંગે સહિત યોગને આપનાથકીજ ૯ તત્વત જાણુવા ઇચ્છુછુ તમે સર્વજ્ઞ અને યોગિઓએ સેવનીય છો ॥૫॥ યદ્યપિ મનેતો આપના પ્રસાદથી યોગાભ્યાસનિષ્ઠોનેપણ દુર્લભ એવી સમાધિસિદ્ધિ સાધનસંપત્તિ વિના પણ પ્રાપ્ત થઈ છે તથાપિ અંગિયોગ જે સમાધિ અને તેના અંગભૂત યમાદિ

[1] આ અધ્યાયને આરંભીને દશ અધ્યાયોવડે સાંગ યોગનો ઉપદેશ આપતા ભગવાને આ અધ્યાયમા યોગસાધનને અનુકૂળ દેશ આહારાદિકનુ વિવેચન કર્યુ છે

विवित्सास्त्यङ्गियोगस्य तदङ्गानां च सर्वशः ॥७॥ सुव्रत उवाच— इति पृष्टः स मुनिना तेन योगिहितैषिणा । प्रसन्नो भगवान् राजंस्तमुवाच महामतिम् ॥८॥ श्रीनारायणमुनिरुवाच—समीचीनास्ति ते बुद्धिर्योगं पृच्छसि यन्मुने ! । नास्ति योगसमं किञ्चित्साधनं स्वेप्सितार्थदम् ॥९॥ योगं विना तु मनसो निग्रहो दुष्करः सताम् । भक्तिर्ज्ञानं च योगेन सिद्धिमाप्नोति निश्चितम् ॥१०॥ आदौ हिरण्यगर्भेण योगशास्त्रं प्रवर्तितम् । पतञ्जलिस्वरूपेण तत्फणीन्द्रेण विस्तृतम् ॥११॥ तत्सारमहमादाय साङ्गं योगं वदामि ते । कृष्णे समाधिं मनसो विद्धि त्वं योगलक्षणम् ॥१२॥ यथेद्धवह्निना सर्वे नाश्यन्ते धातुसङ्गताः । दोषा समाधियोगेन नाश्यन्ते मानसास्तथा ॥१३॥ अतस्तद्दोषनाशार्थं भक्तेन कमलापतेः । समाधि-

---

सर्व साधनोना लक्षणोने (स्वरूपने) योगशास्त्रमा कहेला लक्षणोने अनुसारे विवेचनथी जाणवा ईच्छुछु ॥६-७॥ सुव्रतऋषि कहेछे-हे राजन्! योगमा प्रवर्तता जनोनु हित ईच्छता ते शतानंदमुनिए आ प्रकारे पुछेला ते भगवान् प्रसन्न थइने महामति मुनि प्रति बोल्या ॥८॥

શ્રીનારાયણમુનિ કહેછે—હે મુને! તમારી મતિ સમીચીન-અતિ ઉત્તમ છે, કેમકે તમને યોગસ્વરૂપની જીજ્ઞાસા સમુદ્ભવી યોગસમાન કાઈપણ સાધન ઇપ્સિત અર્થને આપનારૂ લોકમા નથીજ વર્તતુ કિંતુ યોગજ એક નિ શ્રેયસ માટે વર્તે છે ॥૯॥ સાધુઓએ પણ દુર્નિગ્રહ એવા મનનો નિગ્રહ યોગ વિના નથીજ કરી શકાતો, મનોનિગ્રહે રહિત પુરૂષને જ્ઞાન ભક્તિની સિદ્ધિ થતીજ નથી, યોગ સાધતા તો જ્ઞાન ભક્તિની સિદ્ધિ નિશ્ચે થાય છે, તો અવશ્ય યોગસ્વરૂપ સમજવુ ॥૧૦॥ પ્રથમ યોગશાસ્ત્ર હિરણ્યગર્ભે મુનિએ પ્રવર્તાવ્યુ તેજ શાસ્ત્ર ફણીન્દ્ર જે શેષ તેમણે પતજળિરૂપે અવતરીને વિસ્તૃત કર્યુ (સૂત્રરૂપે પ્રકાશ કર્યુ) તેનોજ સાર સ્વીકારીને સાગ યોગ તમને હુ કહુછુ તેમા સમાધિ અગી કહેવાય છે અને યમાદિ અગો કહેવાય છે મનનો કૃષ્ણમા જે વિલય તે સમાધિ કહી છે, આજ અગિભૂત યોગનુ લક્ષણ તમે જાણો ॥૧૧-૧૨॥ સુવર્ણાદિ ધાતુઓમા રહેલા

योगाभ्यसनं कार्यमुत्साहिना द्रुतम् ॥१४॥ साङ्गं समाधियोगं तु संसाधयितुमिच्छता । श्रयणीयो गुरुर्भक्त्या सर्वयोगकलानिधिः ॥१५॥ मनोनुकूलया तस्य नित्यं शुश्रूषया स तम् । प्रीणयेदथ तत्प्रोक्तरीत्या योगं समभ्यसेत् ॥१६॥ देशे शुचौ समे वालुशर्करादिविवर्जिते । मनोनुकूले निर्बाधे निवसेद्योगसाधकः ॥१७॥ अन्नादिभिः स्वशुश्रूषा कर्तुर्यत्रानुकूलता । भवेत्स्थाने शीतवातदंशबाधा न यत्र च ॥१८॥ जलाशयानुकूल्यं च यत्र स्वस्योचितं भवेत् । आश्रमे तत्र निश्चिन्तो भक्तो योगं समभ्यसेत् ॥१९॥ नदीकूपोपकण्ठे च

सर्व दोषोने जेम प्रदीप्त अग्नि नाश करे छे तेम मनमा रहेला सर्व दोषोने समाधियोग नाश करेछे ॥२३॥ तो मनना समग्र वासनानामना दोषनी निवृत्ति माटे श्रीकृष्णना भक्तजने समाधियोगनो अभ्यास उत्साहथी सत्वर करवो ॥२४॥ साग समाधियोगने ससाधवा इच्छता पुरुषे तो प्रथम सर्व योगकलानिधि गुरुनो आश्रय निष्कपट भावथी अवश्य करवो, (गुरुप्रसाद विना योग स्वय पुस्तकावलोकनथी के पाडित्यथी सिद्ध थतो नथी) ॥२५॥ योगससिद्धिने इच्छतो पुरुष गुरुने पामीने तेमना मनने अनुकूळ शुश्रूषाथी तेमने प्रसन्न करे, शुश्रूषाज गुरुनी प्रसन्नतामा मुख्य उपाय छे, अवसर मळता गुरुए उपदेशेला मार्गने अनुसरीने योगनो अभ्यास प्रतिदिन करवो ॥२६॥ योगमाटे प्रवर्तेलो पुरुष पवित्र, सम (उंचो नीचो नहि) वेळु काकरा विगेरेए विवर्जीत, मनने पण अनुकूळ अने चोरादि अनेकविध जनोना उपद्रवे रहित एवा देशमा निवास करे ॥२७॥ पोतानी शुश्रूषाने जे अन्नादिकवडे करतो होय तेनी जे स्थानमा अनुकूळता होय अने जेमा शीत वात डास मच्छर आदिकनी पीडा न होय अने ज्या पोताने उचित जळाशयादिकनी अनुकूळता होय तेवा आश्रममा चिंतावर्जीत भक्त योगाभ्यासने आचरे ॥१८-१९॥ एरीते त्रण श्लोकवडे योगाभ्यासमां उचित देशो कहीने तेमा वर्ज्य देशोने कहेछे- नदी कुवाना समीपमा, चोर व्याघ्रादिकना भयवाळा स्थानमा, स्मशानमा, जनादिकना अधिक शब्दवाळा स्थानमा, जळ अग्निना समीपवर्ती स्थानमा,

सभये पितृकानने । सशब्देऽग्निजलाभ्याशे जीर्णगोष्ठे चतुष्पथे ॥२०॥ अशुचौ पूतिगन्धे च शुष्कपर्णचये तथा । देशे जनाकुले चापि न योगाभ्यासमाचरेत् ॥२१॥ जनसङ्गं चातिजल्पमत्याहारमतिश्रमम् । रसलौल्यमतिक्रोधं न कुर्याद्योगमाचरन् ॥२२॥ तुन्दस्य पूरयेद्भागौ द्वावन्नेनैकमम्बुना । शेषयेदेकमेवं हि मितभुग्योगकृद्भवेत् ॥२३॥ यवतण्डुलगोधूमान् गोदुग्धाज्ये च शुण्ठिकाम् । भक्षयेदभ्यसन् योगं सिद्धे त्वसिद्ध तद्यमः ॥२४॥ परित्यजेत्सर्वथैव संसर्गं मद्यमांसयोः । भङ्गातमालाहिफेनमादकादीनि पूति च ॥२५॥ साधको भक्षयेन्नैव दधितक्राम्लिकास्तथा । माषान् कुलत्थाञ्छाकं च कटुं च लवणं त्यजेत् ॥२६॥ तैलं तिक्तं रामठं च सोऽत्युष्णमतिशीतलम् । न भक्षयेदविज्ञातं पदार्थं कञ्चनापि च

જીર્ણ ગોશાળામાં, ચાર માર્ગવાળા પ્રદેશમાં, અપવિત્ર પદાર્થના કે અપવિત્ર પુરૂષના અધિષ્ઠાનવાળા પ્રદેશમાં, સ્વતઃ અપવિત્ર દુર્ગંધવાળા નીરસપત્રપુંજવાળા અને જનાકુળ એવા દેશમાં યોગાભ્યાસને આચરે નહિ ॥૨૦-૨૧॥ યોગને સાધતો પુરૂષ યોગમાં અંતરાય કરનારા જનોના સંગને, બહુ ભાષણને, અતિશય આહારને, અતિશય આયાસને, અમ્લાદિરસાસ્વાદતૃષ્ણાને અને અતિ ક્રોધને ત્યાગ કરે ॥૨૨॥ યોગાભ્યાસમાં પ્રવર્તેલો પુરૂષ ઉદરને અન્નથી સર્વતઃ પુરી દે નહિ, કિંતુ ઉદરના બે ભાગને અન્નથી પુરે, એક ભાગને જળથી પુરે, એક ભાગને તો વાયુસંચારાર્થે અવશેષ રાખે, આ રીતે મિતભોજી થાય ॥૨૩॥ હવે અન્નમાં નિયમ કહેછે—યોગસાધક પુરૂષ જવ ચોખા ઘઉંને ગોદુગ્ધથી કે ગોઘૃતથી સંમિશ્રતને જમે. તથા સુંઠનું સેવન કરે. આ યોગ સિદ્ધ થતાં તો યવાદિભક્ષણનો નિયમ નથી ॥૨૪॥ યોગાભ્યાસમાં પ્રવર્તેલો પુરૂષ મદ્યમાંસના પ્રસંગને સર્વથાજ પરહરે તથા ભાંગ તમાકું અફીણ માદક આદિકને અને દુર્ગંધિ વસ્તુને સર્વથાજ પરહરે ॥૨૫॥ તથા યોગસાધક દહી છાસ આમલી અડદ કળથી વૃંતાકાદિ શાક કટુપદાર્થ લવણ તિક્ત (મરિચાદિ) હીંગ, ઈત્યાદિકને વર્જે તથા અતિઉષ્ણ અને અતિ શીતળને ત્યાગ કરે તથા પૂર્વે અપરિચિત કોઇ-

॥२७॥ उत्साहवान्भवेन्नित्यं शैथिल्यं तु परित्यजेत् । स्त्रीप्रसङ्गं तु यत्नेन सर्वथा स परित्यजेत् ॥२८॥ स्त्रैणपापमतिधूर्तसङ्गमं सर्वथा परिहरेच्च स ध्रुवम् । अन्यथा तु परिपक्वयोगवान्भ्रंशमेति किमु तर्हि साधकः ॥२९॥ इति सत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे पञ्चमप्रकरणे योगोपदेशे योगसाधनोचितदेशाहारनिरूपणनामा षट्पञ्चाशत्तमोऽध्यायः ॥५६॥

श्रीनारायणमुनिरुवाच—समाधियोगस्याङ्गानि प्रोक्तान्यष्टौ मनीषिभिः । तानि तेऽनुक्रमेणाहं कथयामि दृढव्रत ! ॥१॥ आद्यं यमास्ततः प्रोक्ता नियमाश्चासनान्यथ । प्राणायामश्चतुर्थं तु प्रत्याहारश्च पञ्चमम् ॥२॥ धारणा च ततो ध्यानं समाधिश्चाष्टमं मतम् । अङ्गी समाधिरेतैर्हि सिद्ध्यत्यङ्गैः किलाष्टभिः ॥३॥ तत्राद्यानि तु

પણ પદાર્થને ભક્ષણ કરે નહિ ॥૨૬-૨૭॥ યોગસાધક નિત્ય ઉત્સાહશીલ થાય, આળસ્યને અને શૈથિલ્યને ત્યાગ કરે, સ્ત્રીપ્રસંગને તો સર્વ પ્રકારે પ્રયત્નથી પરહરે ॥૨૮॥ હે મુને ! યોગસાધનમાં સંપ્રવર્તેલો પુરૂષ જેઓ સ્ત્રીલંપટ હોય, જેઓ પાપાચરણૈકપરાયણ હોય, જેઓ ધૂર્ત-જનોને ઠગનારા હોય તેઓના સંગને સર્વથા પરહરે. અન્યથાતો પરિપકવયોગવાળો પણ યોગી યોગથકી નિશ્ચે ભ્રષ્ટ થાય છે. તો યોગસાધનમાં રહેલો જન ભ્રષ્ટ થાય એમાં તો કહેવુંજ શું ? થાયજ ॥૨૯॥ ઇતિ શ્રીસત્સંગિજીવને... પંચમપ્રકરણે યોગોપદેશે યોગસાધનોચિતદેશાહારનિરૂપણનામા ષટ્પંચાશત્તમોઽધ્યાયઃ ॥૫૬॥

## [1]અધ્યાય ૫૭ મો.

શ્રીનારાયણમુનિ કહેછે–હે દૃઢવ્રત મુને ! સમાધિયોગનાં આઠ અંગો મહર્ષિઓએ કહ્યાં છે, તે તમને હવે અનુક્રમે હું કહુંછું ॥૧॥ યમ નિયમ આસન પ્રાણાયામ પ્રત્યાહાર ધારણા ધ્યાન સમાધિ, આ આઠ અનુક્રમે જાણવાં. તે આ યમાદિ આઠ અંગોએ કરીને અંગી સમાધિ સંપ્રજ્ઞાતનામની સિદ્ધ થાય છે, આ અર્થ યોગશાસ્ત્રમાં પ્રસિદ્ધ છે ॥૨-૩॥ હે મુને ! તેમાં

[1] આ અધ્યાયમાં યમાદિ ચાર અંગોનાં લક્ષણો કહ્યાં છે.

पञ्चापि बहिरङ्गाणि तस्य हि । अन्तरङ्गाणि च त्रीणि धारणादीनि विद्धि भोः ! ॥४॥ अथैतेषां लक्षणानि सङ्क्षेपेण पृथक्पृथक् । योगशास्त्रोदितान्येव कथयामि फलैः सह ॥५॥ हिंसादिभ्योऽघकर्मभ्यः साधकं योग एव ये । स्थापितं यमयन्त्यत्र ते तु प्रोक्ता यमा बुधैः ॥६॥ अहिंसा सत्यमस्तेयं ब्रह्मचर्यं च सुव्रत ! । अपरिग्रह इत्येवं यमाः पञ्च प्रकीर्तिताः ॥७॥ शरीरवाङ्मनोभिर्यद्क्लेशजननं सदा । प्राणिमात्रस्य सा सद्भिरहिंसेत्यभिगीयते ॥८॥ धर्माधर्मौ समीक्ष्यैव यथार्थकथनं तु यत् । सर्वेषां हितकृच्च वाक्यं तत्सत्यमुच्यते ॥९॥ अदत्तस्य परस्वस्य पारोक्ष्येण वलेन वा । यन्नैव

प्रथमनां यमादि पांच अंगो संप्रज्ञातनामना अंगियोगनां बाह्य अंगो जाणवां अने धारणादि त्रणतो आभ्यतर अंगो जाणवां. तेम योगसूत्रवृत्तिकार कहेछे-'यमादिपञ्चकं बहिरङ्गमभिधाय अधुना धारणादित्रयमन्तरङ्गं...आचक्षाणः प्रथमं धारणां लक्षयति' इति ॥४॥ हवे एमनां लक्षणो अने फळो योगशास्त्रोक्त प्रकारेज संक्षेपमां पृथक् पृथक् कहुंछुं ॥५॥ हिंसादि प्रतिषिद्ध पापकर्मोथकी अनुष्ठान करेला जेओ साधक पुरुषने पाछो वाळीने योगमां यमयति-स्थिर करेछे ते आ प्रकरणमां बुधजनोए यमो कह्या छे. हे सुव्रत ! ते यमो अहिंसा सत्य अस्तेय ब्रह्मचर्य अपरिग्रह, एम पांच कह्या छे. तेवुं पातंजळसूत्र छे-'अहिंसासत्यास्तेयब्रह्मचर्यापरिग्रहा यमाः' इति ॥६-७॥ शरीर वाणी मनथीपण कदापि कोइपण प्राणिने पीडा न करवी ते संतोए अहिंसा कही छे. आ अहिंसा जातिथी काळथी देशथी अने समयथी अनवच्छिन्न जाणवी. अहिंसाव्रतनो जातिविशेष ब्राह्मणादिकमां, देशविशेष तीर्थादिकमां, काळविशेष चतुर्दश्यादिकमां अने देवब्राह्मणादिप्रयोजनथकी व्यतिरिक्त समयविशेषमां जे नियमसंकोच करवो तेतो महाव्रत न कहेवाय, अहींतो 'क्यारेयपण कोइपण देशमां कोइपण समयमां कोइपण प्राणिमात्रने नहि हणुं' आवुं जे व्रत तेज अहिंसाशब्दथी कहेवा इच्छ्युं छे. तेवुं पातंजळसूत्र छे-'जातिदेशकालसमयानवच्छिन्नाः सार्वभौमा महाव्रतम्' इति ॥८॥ धर्माधर्मना ज्ञान-

ग्रहणं क्वापि तदस्तेयमुदीर्यते ॥१०॥ स्त्रीसङ्गस्याष्टधा त्यागः सम्यग्वस्तुविचारतः । ब्रह्मचर्यं तदेवाहुर्ब्रह्मप्राप्तिकरं तु यत् ॥११॥ स्वयं विचार्य त्यक्तानां पदार्थानां न सङ्ग्रहः । सोऽपरिग्रह इत्याहुर्मुनयस्तत्त्वदर्शिनः ॥१२॥ अहिंसायाः फलं तत्र निर्वैरत्वं हि सर्वथा । अस्रावित्वं च सत्यस्य फलं वै पुण्यकर्मणाम् ॥१३॥ अस्तेयस्य फलं नानादिव्यरत्नोपलम्भनम् । वीर्यलाभो योगसिद्धिर्ब्रह्मचर्यस्य

પૂર્વકજ સર્વના હિતને કરનારૂં જે યથાર્થ વચન તે સત્ય કહ્યું છે ॥૯॥ ધણીએ પોતાને નહિ આપેલા પારકા ધનાદિ પદાર્થનું ઠગાઇથી પરોક્ષમાં કે બળાત્ અપરોક્ષમાં જે હરણ તે સ્તેય કહ્યું છે, તેનો જે વિપર્યય તે અસ્તેય કહ્યું છે ॥૧૦॥ પોતાના અને સ્ત્રીના શરીરમાં રહેલા મળ મૂત્ર અસ્થિ રૂધિર શ્લેષ્મ આદિક વસ્તુઓનો યથાર્થ હેયવિચાર કરીને સ્ત્રીસંગનો શ્રવણાદિ અષ્ટપ્રકારે જે ત્યાગ તેજ બ્રહ્મચર્ય કહ્યું છે. શ્રુતિમાંપણ બ્રહ્મચર્યની સ્તુતિ કરી છે-'यदिच्छन्तो ब्रह्मचर्यं चरन्ति' ઇતિ. માટેજ જે આ બ્રહ્મચર્ય બ્રહ્મપ્રાપ્તિના ઉપાયમાં મુખ્ય ઉપકરણ માન્યું છે ॥૧૧॥ ગુણમય ક્ષેત્ર આરામ ગૃહાદિ ભોગાભાસ પદાર્થોનો દોષવિમર્શપૂર્વક જે પરિત્યાગ (દેહયાત્રામાત્રમાં ઉપયુક્ત પદાર્થથકી અન્યનો અસંગ્રહ) તે અપરિગ્રહ કહેવાય, એમ તત્ત્વદર્શી મુનિઓ કહેછે ॥૧૨॥ હવે તેનાં ફળોને કહેછે-તેમાં અહિંસામહાવ્રતનું ફળ સર્વથા નિર્વૈરપણું છે, સર્વ ભૂતો આનેવિષે વૈરને છોડી દેછે અને વળી પરસ્પર પણ વૈરને આની સમીપે છોડી દે છે. તેવું પાતંજળસૂત્ર છે-'अहिंसाप्रतिष्ठायां तत्सन्निधौ वैरत्यागः' ઇતિ. સ્મૃતિપણ છે-'मातरीव परं यान्ति मृदूनि विषमाणि च । विश्वासमिह भूतानि सर्वाणि शमशालिनि ॥' ઇતિ. સત્યનું ફળ પુણ્ય કર્મોનો અક્ષય માન્યું છે, કેમતો અસત્યથી છિદ્રવાળા ઘટથકી જળજ જેમ એમ કરેલું પુણ્ય પ્રસવી જાય છે. વાક્સિદ્ધિપણ ફળ છે, કેમતો સત્યમહાવ્રતમાં નિષ્ઠાવાળો જન વાણીથીજ ધર્મફળ સ્વર્ગાદિકને આપવા સમર્થ થાય છે. તેવું પાતંજળસૂત્ર છે-'सत्यप्रतिष्ठायां क्रियाफलाश्रयत्वम्' ઇતિ ॥૧૩॥ અસ્તેય મહાવ્રતનું ફળ નાનાવિધ દિવ્ય રત્નોનો લાભ માન્યું છે. તેવું પાતં-

च द्रुतम् ॥१४॥ मनोविक्षेपनाशश्चापरिग्रहफलं मतम् । इति प्रोक्ता यमाः पञ्च नियमान्कथयाम्यथ ॥१५॥ निवर्त्य काम्यधर्मेभ्यो मोक्षधर्मेषु योगिनम् । ये वै नियमयन्त्यत्र नियमास्ते प्रकीर्तिताः ॥१६॥ शौचं तपश्च सन्तोषः स्वाध्यायश्चेश्वरार्चनम् । इति पञ्चैव कथितास्ते च योगविशारदैः ॥१७॥ तत्र शौचं द्विधा प्रोक्तं बाह्याभ्यन्तरभेदतः । मृज्जलाभ्यां भवेद्बाह्यं भावशुद्ध्या तथान्तरम् ॥१८॥ शरीरशोषणं यत्तु कृच्छ्रचान्द्रायणादिभिः । ऐकाग्र्यमिन्द्रियाणां च तप इत्युच्यते तथा ॥१९॥ अन्येच्छारहिता तुष्टिः

જળસૂત્ર છે-'अस्तेयप्रतिष्ठायां रत्नोपस्थापनम्' ઇતિ બ્રહ્મચર્ય મહાવ્રત સિદ્ધિનું ફળ વીર્યલાભ અને ઝટ યોગસિદ્ધિ માન્યુ છે. તેવું પાતંજળસૂત્ર છે-'ब्रह्मचर्यप्रतिष्ठायां वीर्यलाभः' ઇતિ. યોગોપકારકોમાં બ્રહ્મચર્યનું પ્રાધાન્ય હોવાથી 'તેનું ફળ યોગસિદ્ધિ છે' એમ તેની પ્રશંસા કરી છે ॥૧૪॥ અપરિગ્રહમહાવ્રતનું ફળ મનનો અવિક્ષેપ અને પૂર્વજન્મવિજ્ઞાન ફળ પતંજળિએ કહ્યું છે. તેવું સૂત્ર છે-'अपरिग्रहस्थैर्ये जन्मकथंतासम्बोधः' ઇતિ. એમ પાંચ યમોનું લક્ષણ અને ફળ કહ્યું. હવે નિયમોને કહુંછું ॥૧૫॥

જેઓ સ્વાશ્રયવાળા યોગિજનને ત્રૈવર્ગિકકામનાવિષય ધર્મોથકી પાછો વાળીને મોક્ષોપયોગી ધર્મોમાં **નિયમયન્તિ**-અવસ્થાપેછે તે આ યોગપ્રકરણમાં **નિયમો** કહ્યા છે ॥૧૬॥ શૌચ તપ સંતોષ સ્વાધ્યાય ઇશ્વરાર્ચન, આ તે નિયમો યોગનિપુણાતોએ પાંચજ માન્યા છે. તેવું પાતંજળસૂત્ર છે-'शौचसन्तोषतपःस्वाध्यायेश्वरप्रणिधानानि नियमाः' ઇતિ ॥૧૭॥ તેમાં શૌચ બાહ્ય આભ્યંતર ભેદથી બે પ્રકારનું કહ્યું છે. તેમાં મૃત્તિકાજળવડે જે થાય તે બાહ્ય શૌચ માન્યું છે અને અસૂયાદિમનોમળની રહિતતારૂપ જે શૌચ તે આંતર માન્યું છે ॥૧૮॥ કૃચ્છ્ર ચાંદ્રાયણાદિ વ્રતોવડે શરીરનું જે શોષણ તે તપ માન્યું છે. તેવુ વચન છે-'विधिनोक्तेन मार्गेण कृच्छ्रचान्द्रायणादिभिः । शरीरशोषणं प्राहुस्तापसास्तप उत्तमम् ॥' ઇતિ. તથા ઇન્દ્રિયોમનનું જે ઐકાગ્ર્ય-આત્માભિમુખ મનના અવિરોધથી ઇન્દ્રિયોની સ્થિતિ તે તપ માન્યુ છે, એમ કેટલાક મહર્ષિઓ કહે છે. 'मनसश्चेन्द्रियाणां

सम्प्राप्तेनेश्वरेच्छया । यथादिना स सन्तोष. कथ्यते सुमते ! बुधः ॥२०॥ भक्त्योपनिषदां पाठो यथाशक्ति निरन्तरम् । भक्तिशास्त्रस्य वान्यस्य स्वाध्याय. स च कथ्यते ॥२१॥ मनसा चिन्तनं नित्यं हरेश्च वचसा स्तुति. । कायेन पूजा पुष्पाद्यैरित्युक्तं चेश्वरार्चनम् ॥२२॥ सत्त्वशुद्धि सौमनस्यमिन्द्रियाणां च निग्रह । आत्मदर्शनयोग्यत्वं फल शौचस्य तेष्वथ ॥२३॥ तपसस्त्विन्द्रियधियां शुद्धिश्चाघक्षय. फलम् । सर्वोत्तमसुखप्राप्ति. सन्तोषस्य फलं तथा ॥२४॥ प्रसन्नतेष्टदेवस्य स्वाध्यायस्य फलं मतम् । फल

च ऐकाग्र्य परम तप ' એવી સ્મૃતિ છે ॥૧૯॥ હે સુમતે ! ઇશ્વરેચ્છાથી મળેલા અન્નાદિકથી જે તુષ્ટિ (અન્યત્ર નિ સ્પૃહતા સાથે) તે બુધ જનોએ સંતોષ કહ્યો છે ॥૨૦॥ ભગવાનમા ભક્તિપૂર્વક ઉપનિષદોનુ કે બીજા ભક્તિશાસ્ત્રનુ નિરતર યથાશક્તિ જે અધ્યયન તે સ્વાધ્યાય કહ્યો છે ॥૨૧॥ પ્રીતિયુક્ત મનથી હરિનુ નિત્ય ચિંતન તથા વચનવડે તેમના ગુણનુ ગાયન અને કાયવડે પુષ્પાદિકથી અર્ચન તે આ સર્વ ઇશ્વરાર્ચન કહ્યુ છે સર્વ ક્રિયાઓનુ પરમેશ્વરમા ફળાનુસધાનવર્જીત જે સમર્પણ તે ઇશ્વરાર્ચન છે એમ કેટલાક કહેછે ॥૨૨॥ હવે તેમના ફળોને કહે છે–તેમા આભ્યતર શૌચ જે અસૂયાદિરહિતરૂપ છે તેનુ ફળ સત્ત્વ-બુદ્ધિની શુદ્ધિ તથા સૌમનસ્ય–સત્વનો ઉત્કર્ષ તથા ઇન્દ્રિયજય તથા આત્મસાક્ષાત્કારની યોગ્યતા માની છે બાહ્ય શૌચનુ તો ફળ સ્વાગમા જુગુપ્સા માની છે તેવુ પાતજળસૂત્ર છે–'સત્ત્વશુદ્ધિસૌમનસ્યૈકાગ્ર્યેન્દ્રિયજયાત્મદર્શનયોગ્યत्वानि च' 'शौचात्स्वाङ्गजुगुप्सा परैरसंसर्गश्च' ઇતિ ॥૨૩॥ તપનુ ફળ બાહ્ય આતર કરણની શુદ્ધિ અને તેથી પાપક્ષય માન્યુ છે તેવુ સૂત્ર છે–'कायेन्द्रियसिद्धिरशुद्धिक्षयात्तपस' ઇતિ સતોષનુ ફળ સર્વોત્તમ સુખપ્રાપ્તિ માન્યુ છે તેવુ સૂત્ર છે–'सन्तोषादनुत्तमसुखलाभ ' ઇતિ ॥૨૪॥ સ્વાધ્યાયનુ ઇષ્ટદેવતા પ્રસાદરૂપ ફળ માન્યુ છે, તેવુ પાતજળસૂત્ર છે–'स्वाध्यायादिष्टदेवतासम्प्रयोग ' ઇતિ ઇશ્વરાર્ચનનુ ફળ શીઘ્ર સમાધિસિદ્ધિ માન્યુ છે, તેવુ સૂત્ર છે–'समाधिसिद्धिरीश्वरप्रणिधानात्' ઇતિ ॥૨૫॥

मीश्वरपूजायाः समाधेः सिद्धिराशु च ॥२५॥ आस्यते योगिना यत्र येन वा योगसिद्धये । तदासनमिति प्रोक्तं योगस्याङ्गं तृतीयकम् ॥२६॥ आसनानि तु योगज्ञाः प्राहुर्बहुविधानि हि । चतुरशीतिसङ्ख्यानि तेषु मुख्यानि योगिनाम् ॥२७॥ तत्रापि त्रिंशन्मुख्यानि योगिनः कथयन्ति हि । चतुर्दश च तत्रापि मुख्यानि कथयामि ते ॥२८॥ स्वस्तिकं गोमुखं वीरं योगं पद्मं च कौक्कुटम् । कौर्मं चापं च मायूरं तथा पश्चिमतानकम् ॥२९॥ शावं सिद्धं तथा सैंहं भद्रं चेति चतुर्दश । लक्षणानि क्रमेणैषां कथयाम्यथ तत्त्वतः ॥३०॥ जानूर्वोरन्तरे पादतले द्वे अपि योगकृत् । कृत्वासीत ऋजुर्यस्तत्स्वस्तिकं परिकीर्तितम् ॥३१॥ दक्षपार्श्वे सव्यगुल्फं सव्ये दक्षिणमर्पयेत् । गोमुखाकृति तत्प्रोक्तमासनं गोमुखाभिधम् ॥३२॥ न्यसेदूरौ पादमेकमूरुमन्यपदे तथा । वीरासनमिति प्रोक्तं सुकरं

યોગમાં પ્રવર્તેલા જને સ્થિરતામાટે જે ચૈલાજીનકુશોત્તરમા (વસ્ત્ર મૃગચર્મ દર્ભ આસનમાં) બેસીએ છીએ અથવા જે સ્વસ્તિકાદિકથી બેસીએ છીએ તે યોગનું ત્રીજું અગ આસન કહ્યું છે ॥૨૬॥ યોગપ્રક્રિયાના અભિજ્ઞજનો તે આસનો બહુ પ્રકારનાં કહેછે. તેમાં ચોરાશી ૮૪ આસનો યોગિઓમાટે મુખ્ય માન્યાં છે. તેમાંપણ ત્રીશ આસનોને યોગિજનો મુખ્ય કહે છે. તેમાપણ ચૌદ આસનોને પ્રાધાન્યતઃ મુખ્ય કહે છે. તે તમને હવે કહુંછું- ॥૨૭-૨૮॥ તે આસનોનો નામથી નિર્દેશ કરતાથકા તેનાં લક્ષણોને કહે છે-સ્વસ્તિક ગોમુખ વીર યોગ પદ્મ કૌક્કુટ કૌર્મ ચાપ માયૂર પશ્ચિમતાનક શાબ સિદ્ધ સૈંહ ભદ્ર, આ ચૌદ આસનભેદો છે. હવે તેના લક્ષણો અનુક્રમે તત્ત્વથી નિરૂપુછું ॥૨૯-૩૦॥ યોગસાધક બન્ને પણ ચરણતળને ઢીંચણ સાથળ મધ્યે મુકીને સરલ દેહવાળો થઇને જે બેસે તે આ આસન સ્વસ્તિકાસન કહ્યું છે ॥૩૧॥ દક્ષિણ પાર્શ્વભાગમાં વામપાદની ઘુટીને મુકે અને વામપાર્શ્વભાગમાં દક્ષિણ પાદની ઘુટીને મુકીને જે બેસવું તે ગોમુખાકૃતિયોગને લીધે ગોમુખાસન કહ્યું છે ॥૩૨॥ એક પાદને સાથળ ઉપર મુકે અને બીજા પાદઉપર સાથળને મુકે, આ વીરાસન કહ્યું છે. સાધકોએ

साधकैरिदम् ॥३३॥ व्युत्क्रमेण गुदं रुध्वा गुल्फाभ्यां स्यात्समाहितः । एतद्योगासनं प्रोक्तं योगविद्भिस्सम्मतम् ॥३४॥ वामोरौ दक्षिणं पादं दक्षोरौ न्यस्य चेतरम् । अपाकराभ्यामङ्गुष्ठौ दध्यात्पद्मासनं त्विदम् ॥३५॥ बध्वा पद्मासनं हस्तौ जानूर्वोरन्तरेण च । भुवि संस्थाप्य व्योमस्थो भवेत्तत्कुक्कुटासनम् ॥३६॥ कुक्कुटासनबन्धस्थो दोर्भ्यां संहृत्य कन्धराम् । भवेत्कूर्मवदुत्तान एतदुत्तानकूर्मकम् ॥३७॥ सव्योरुमूले दक्षाङ्घ्रिं कृत्वा जान्वोर्वहिर्धरेत् । वेष्टितेन करेणान्यं दक्षेण धनुरासनम् ॥३८॥ एतज्जाठररोगघ्नं कुण्डलीबोधकारकम् । अङ्गानां स्थैर्यकृच्चोक्तमासनं मुनिसम्मतम् ॥३९॥ दोर्भ्यां भूमिमवष्टभ्य नाभिपार्श्वे कफोणिके । कृत्वा भवे-

આ આસન સુખેથી થઇ શકે તેવુ છે ॥૩૩॥ ડાબીજમણી ઘુટીવડે વિપરીત ક્રમથી ગુદાને રોકીને નિશ્ચળ થાય તે આ યોગિસંમત યોગાસન કહ્યુ છે ॥૩૪॥ ડાબીસાથળ ઉપર જમણા ચરણને અને જમણી સાથળ ઉપર ડાબા ચરણને મુકીને લોમવિલોમ ક્રમથી પાછળ પ્રસારેલા કરવડે પગના બે અંગુઠાને પકડે, તે આ આસન પદ્માસન કહ્યું છે ॥૩૫॥ પાછળ પ્રસારેલા કરથી પકડેલા પાદાંગુષ્ઠે વર્જીત કેવળ પૂર્વોક્ત પદ્માસન બાંધીને ઢીંચણસાથળના મધ્યભાગથી બે હાથને ભૂમિઉપર સંસ્થાપીને વ્યોમસ્થ-ભૂમિથકી નિતંબાદિકને ઊર્ધ્વ અધર રાખનારો થાય તે આ કુક્કુટાસન કહ્યુ છે ॥૩૬॥ ભૂમિઉપર સ્થાપેલા હસ્તતળે વર્જીત કુક્કુટાસનની પેઠે પાદબંધ કરીને પરસ્પર સંલગ્ન આંગળીવાળા બે હાથવડે ગ્રીવાને પકડીને કુર્મ (કાચબો)ની પેઠે ઉત્તાનપણે (ચત્તુ રહેવું) જે સ્થિતિ તે ઉત્તાનકુર્માસન કહ્યુ છે, આ ક્રૌર્મ પૂર્વોક્ત નામમાત્ર જાણવું ॥૩૭॥ વામસાથળમૂળમાં દક્ષિણપાદને મુકીને ઢીંચણથકી બહાર વીંટેલા દક્ષિણ કરવડે દક્ષિણ જાનુઉપર મુકેલા વામપાદના અંગુઠાને પકડે અને વામહસ્તના અગ્રથી વામશ્રવણમાં લબડતા અધોભાગને પકડે તે આ ધનુરાસન કહ્યું છે. આનેજ ચાપાસન કહે છે ॥૩૮॥ આ આસન ઔદરિક રોગને નાશ કરનારૂં, કુંડળીનો બોધ કરનારૂં, અવયવોની સ્થિરતા કરનારૂં અને મુનિસંમત કહ્યું છે ॥૩૯॥ બે હસ્તતળ

त्वस्यवपुर्मायूरं तद्धि दण्डवत् ॥४०॥ रोगानोदरिकान्हन्ति प्रदीपयति जाठरम् । भुक्तं विषं कदशनं जरयत्येतदासनम् ॥४१॥ प्रसार्य दण्डवत्पादौ गृहीत्वाग्रद्वयं तयोः । न्यसेज्जानूपरि शिर इति पश्चिमतानकम् ॥४२॥ पवनं पश्चिमगतिं जठराग्निप्रदीपनम् । कृशत्वमुदरस्यापि कुर्यादेतत्किलासनम् ॥४३॥ शवासनं च शववदुत्तानं शयनं भुवि । सर्वासनश्रान्तिहरं चित्तविश्रान्तिसाधनम् ॥४४॥ निपीड्य सीवनीं वामपार्ष्णिना वामगुल्फके । विन्यसेद्दक्षिणं गुल्फमेतत्सिद्धासनं स्मृतम् ॥४५॥ आसनाग्र्यं च रोगघ्नमेतद्वज्रासनं विदुः । केचिन्मुक्तासनं प्राहुरेके गुप्तासनं जगुः ॥४६॥ अधो

વડે ભૂમિને અવલંબીને, નાભિના દક્ષિણ વામ ભાગને કુણીઉપર સ્થિતિવાળા કરીને, તે કુંણી ઉપર શરીર રાખીને દંડની પેઠે નિશ્ચળ લાંબા ગાત્રવાળો થાય તે આ માયૂરાસન માન્યું છે ॥૪૦॥ આ આસન ઉદરના રોગોને નાશ કરે છે, જઠરાગ્નિને પ્રદીપ્ત કરે છે અને અજ્ઞાનાદિકથી ખાધેલા વિષને તથા ન પચીશકે એવા ખાધેલા અન્નને પચવી નાખે છે ॥૪૧॥ બન્ને પાદને દંડની પેઠે લાંબા કરીને તે પાદના બન્ને અગ્ર ભાગને બન્ને હાથવડે પકડીને સંયોજેલા કે વિયોજેલા ઢીંચણ ઉપર મસ્તકને મુકે, તે આ પશ્ચિમતાનક આસન કહ્યું છે ॥૪૨॥ આ આસન પવનને પશ્ચિમદ્વારગતિવાળો કરે છે, જઠરાગ્નિને પ્રદીપ્ત કરેછે અને ઉદરની સ્થૂળતાને ટાળીને કૃશતાને પણ કરે છે ॥૪૩॥ ભૂમિઉપર શબની પેઠે છતા સુઇ રહેવું તે શબાસન કહ્યું છે, આ આસન સમગ્ર આસનો કરવાથી ઉપજેલા થાકને નિવારે છે અને ચિત્તની વિશ્રાંતિનેપણ સાધે છે ॥૪૪॥ સીવની જે લિંગની નીચે વર્તતું સૂત્ર તેને ડાબી પેનીવડે દબાવીને ડાબી ઘુંટીઉપર જમણી ઘુંટીને મુકે તે આ સિદ્ધાસન કહ્યું છે. આ આસન આસનાંતરની અપેક્ષાએ શ્રેષ્ઠ હોઇને સર્વ રોગોને નાશ કરનારૂં છે. આ આસનનેજ કેટલાક વજ્રાસન કહે છે તો કેટલાક મુક્તાસન કહેછે તો બીજા કેટલાક ગુપ્તાસનપણ કહેછે ॥૪૫-૪૬॥ વૃષણની નીચે સીવનીનાં બે પડખામાં ઘુંટીને મુકે, ડાબા ભાગમાં જમણી ઘુંટીને મુકે અને જમણા ભાગમાં ડાબી ઘુંટીને મુકે, પછી પૂર્વ

वृषणयोर्गुल्फौ सीवनीपार्श्वयोः क्षिपेत् । सव्ये दक्षं दक्षिणेऽन्यं प्रसृताङ्गुलिकौ करौ ॥४७॥ जान्वोर्धृत्वा व्यात्तवक्त्रो नासिकाग्रं विलोकयेत् । एतत्सिंहासनं प्रोक्तं योगिनामभिवाञ्छितम् ॥४८॥ सीवनीपार्श्वयोर्गुल्फौ वृषणाधः क्रमान्न्यसेत् । दद्यात्पादाग्रपाण्योर्भ्यामिति भद्रासनं परम् ॥४९॥ इत्यादीन्यासनान्याहुर्योगशास्त्रविशारदाः । स्थिरं सुखं ध्यानकाले तेषामेकतमं श्रयेत् ॥५०॥ आसनश्रमजातेन स्वेदेनाङ्गं विमर्दयेत् । दृढता लघुता चैव तेन गात्रस्य जायते ॥५१॥ आसनानां फलं प्रोक्तं सर्वद्वन्द्वसहिष्णुता । शारीररोगनाशश्च प्राणायामाधिकारिता ॥५२॥ उदितान्यासनान्यस्य सिद्धानि स्युर्यदा तदा । गुरूपदिष्टमार्गेण नाडी-

ભાગમા વિસ્તૃત આગળીયોવાળા બે હાથને જાનુઉપર મુકીને, મુખ પહોળુ ફાડીને નાસિકાગ્રને જોતો થકો રહે, તે આ સિંહાસન કહ્યુ છે. આનાથી યોગિઓને અભિવાછિતસિદ્ધિ થાય છે, તે હઠપ્રદીપિકામાં કહ્યુ છે-'गुल्फौ च वृषणस्याधः सीवन्याः पार्श्वयोः क्षिपेत् । दक्षिणे सव्यगुल्फं तु दक्षगुल्फं तु सव्यके । हस्तौ च जान्वोः संस्थाप्य स्वाङ्गुलीः सम्प्रसार्य च । व्यात्तवक्त्रो निरीक्षेत नासाग्रं सुसमाहितः । सिंहासनं भवेदेतत्पूजितं योगिभिः सदा ॥' ઇતિ ॥૪૭-૪૮॥ વૃષણની નીચે રહેલા સીવનીના બે પડખામા ઉક્તપ્રકારે અનુક્રમે ઘુંટીને મુકીને, પાછળ કરેલા બે હાથવડે બે પાદને પકડે તે આ ઉત્તમ ભદ્રાસન કહ્યુ છે ॥૪૯॥ આવા બહુવિધ આસનોને યોગશાસ્ત્ર નિપુણો કહે છે. તેમા જે આસન સ્થિરસુખવાળુ પોતાને થાય તે એકને યોગાભ્યાસસમયે આશરે તેવું પાતંજળસૂત્ર છે-'स्थिरसुखमासनं' ઇતિ ॥૫૦॥ પૂર્વોક્ત તેતે આસનો કરવાના શ્રમથી ઉપજેલા પરસેવાના પાણીથી અંગોને વિમર્દ કરે પણ તે જળબિંદુઓને વાયુથી કે વસ્ત્રથી નિવૃત્ત કરે નહિ, અગમાજ મર્દન કરીને પ્રવેશ કરાવી દેવાથી અંગોની દૃઢતા અને લઘુતા થાય છે ॥૫૧॥ આ સર્વ કોઈ આસનોનુ મુખ્ય ફળ આ છે-શીતોષ્ણાદિ સમગ્ર દ્વંદ્વની સહનશીલતા, શારીરરોગનાશ અને પ્રાણાયામમા અધિકાર તેવુ સૂત્ર છે 'ततो द्वन्द्वानभिघातः.' ઇતિ ॥૫૨॥

शोधनमभ्यसेत् ॥५३॥ विना नाडीशोधनं तु प्राणायामो न सिध्यति। मलाकुलासु नाडीषु नान्तश्चरति मारुतः॥५४॥ धौतिर्वस्तिस्तथा नेतिस्त्राटकं नौलिका तथा। कपालभातिश्चेत्याद्याः क्रियाः सन्त्यत्र कीर्तिताः॥५५॥ शनैर्ग्रसेत्सितं वस्त्रं चतुरङ्गुलविस्तृतम्। प्रत्याहरेत्पुनरिति धौतिः कासादिरोगहा॥५६॥ नाभिमात्रे जले स्थित्वा पायुनाकृष्य वारि च। त्यजेद्वस्तिं क्षालयित्वा स वस्तिः सर्वरोगहृत्॥५७॥ शिश्नेनाकृष्य सलिलं पुनस्तेनैव रेचयेत्। गुदेन वा रेचयेत्तद्वस्तिरेष द्वितीयकः॥५८॥ पीत्वा मुखेन पानीयं रेचयेत्तद्गुदेन च। शङ्खप्रक्षालनाख्यैषा वस्तिरुक्ता मनीषिभिः॥५९॥ पीत्वा जलं मुखेनादौ पुनस्तेनैव तद्वमेत्। प्रोक्ता

ઉક્ત આસનો જ્યારે સિદ્ધ થાય ત્યારે ગુરૂએ ઉપદેશેલા માર્ગને અનુસારે નાડીઓના શોધનપ્રકારનો અભ્યાસ કરે ॥૫૩॥ નાડીશોધન વિના આસનસિદ્ધિમાત્રથી પ્રાણાયામ સિદ્ધ થતો નથી જે હેતુમાટે નાડીઓ મળથી વ્યાકુળ વર્તે છે તે હેતુમાટે તેની અંદર વાયુ યોગીની ઇચ્છાપ્રમાણે સમ્યક્ સંચરે નહિ, તો અવશ્ય નાડીઓનુ વિશોધન કરવુ ॥૫૪॥ આ નાડીશોધનમાં ધોતિ બસ્તિ નેતિ ત્રાટક નૌલિકા કપાળભાતિ ઇત્યાદિ અનેક ક્રિયાભેદો કહ્યા છે (તેમાથી કેટલાક ભેદોનુ લક્ષણ અને ફળ નિરૂપુ છુ) ॥૫૫॥ ચાર આગળ પહોળા શ્વેત વસ્ત્રને ધીમે ધીમે ગળે, ફરી તે વસ્ત્રને ઉદ્ગારથી ધીમે ધીમે બહાર કાઢે, તે આ કાસ શ્વાસ કફાદિરોગને નાશ કરનારી ધોતી કહી છે ગળવાના વસ્ત્રની લંબાઈ અહીં કહી નથી તથાપિ તે પનર હાથ લંબાઇ જાણી લેવી તે વસ્ત્ર સુંવાળુ અને ઝીણુ લેવુ ॥૫૬॥ નાભિમાત્ર જળમા રહીને ગુદાદ્વારા જળને ખેંચીને બસ્તિ જે નાભિનો નીચલો પ્રદેશ તેને પ્રક્ષાળીને તેજ માર્ગથી તે જળને બહાર કાઢી નાખે, તે આ બસ્તિક્રિયા સમસ્ત રોગને હરે છે ॥૫૭॥ લિંગથી જળને ખેંચીને ફરી તેજ માર્ગથી કિંવા ગુદાથી તે જળને બહાર કાઢી નાખે, બીજો આ બસ્તિપ્રકાર છે ॥૫૮॥ મુખથી જળપાન કરીને તેને ગુદાથી રેચન કરે, તે આ શંખપ્રક્ષાલન નામની બસ્તિ ક્રિયા યોગિઓએ કહી છે ॥૫૯॥ પ્રથમ મુખથી જળપાન કરીને

गजकरण्येषा क्रिया वै नाडीशोधनी ॥६०॥ नासानाले स्निग्धसूत्रं प्रवेश्याकर्षयेन्मुखात्। एषा नेतिर्नेत्रमूर्धरोगघ्नी दिव्यदृष्टिदा॥६१॥ त्राटकं च सूक्ष्मलक्ष्यं यावत्स्यादश्रुपातनम् । तावत्स्थिरदृशेक्षेत नेत्ररुक्तन्द्रिहृत्त्विदम् ॥६२॥ अमन्दावर्तवेगेन तुन्दं सव्यापसव्यतः। नतांसो भ्रामयेदेषा नौलिर्दोषैकशोषणी ॥६३॥ रेचकं पूरकं कुर्याद्भस्त्रावच्च ससम्भ्रमम् । कपालभातिः सा प्रोक्ता दोषघ्नी योगिसम्मता ॥६४॥ शुद्ध्यन्ति नाड्य एताभिः क्रियाभिर्योगचारिणः । शुद्धासु तस्य नाडीषु प्राप्नोति कृशतां तनुः ॥६५॥ देहे भवति कान्तिश्च जठराग्निप्रदीपनम् । नादाभिव्यक्तिरारोग्यं यथेष्टं वायुधारणम् ॥६६॥ इत्थं नाडीः शोधयित्वा प्राणायामं समभ्यसेत् ।

ફરી તેને મુખથીજ તેનું જે રેચન તે ગજકરણી નામની અસ્તિક્રિયા કહી છે. આ ક્રિયા નાડીશોધનને કરે છે ॥૬૦॥ નાસિકાછિદ્રમાં સુંવાળા સ્વચ્છ વેંતપરિમિત કાર્પાસસૂત્રને ઘાલીને તેનું મુખથકી જે આકર્ષણ તે આ નેતિક્રિયા કહી છે. આ નેતિ નેત્રમસ્તકના રોગને નિવારનારી થઇને દિવ્ય દૃષ્ટિને આપે છે ॥૬૧॥ જ્યાંસુધી અશ્રુપાત થાય ત્યાંસુધી સૂક્ષ્મ એક લક્ષ્યને અભિમુખ સ્થિર દૃષ્ટિથી જોઈ રહેવું, તે આ ત્રાટકનામની ક્રિયા કહી છે. આ ત્રાટક નેત્રરોગ અને આળસ્યને નાશ કરે છે ॥૬૨॥ યોગસાધક ખભાને નમતા રાખીને ઉદરને સમધિક ભમાવાના વેગથી સવ્યાપસવ્યક્રમે ભમાવે, તે આ નૌલિક્રિયા કહી છે. તે આ નૌલી વાતપિત્તકફાદિદોષમાત્રને નાશ કરે છે ॥૬૩॥ ધમણની પેઠ વેગથી રેચક (નાસાવાયુનું બહાર કાઢવું) અને પૂરક (નાસિકાની અંદર તેનો પ્રવેશ કરાવવો) ને કરે આ કપાળભાતિનામની ક્રિયા કહી છે. તે આ ક્રિયા કફાદિ સમસ્ત દોષોને નાશ કરનારી યોગિસંમત છે ॥૬૪॥ આ ક્રિયાઓ કરવાથી યોગસાધકની સમસ્ત નાડીઓ શુદ્ધ થઈ જાય છે. નાડીઓ શુદ્ધ થતાં તેનું શરીર કૃશતાને પામે છે. વળી તેના દેહમાં વિલક્ષણ કાંતિ ઉદ્ભવે છે, જઠરાગ્નિનું પ્રદીપન થાય છે, પ્રણવધ્વનિનું શ્રવણ થાય છે, આરોગ્ય થાય છે અને યથેષ્ટ વાયુધારણનું સામર્થ્ય સિદ્ધ થાય છે ॥૬૫-૬૬॥ આ પ્રકારે નાડીસંશોધન કરીને

चले वाते चलं चित्तं निश्चले निश्चलं यतः ॥६७॥ आसनं दृढमाश्रित्य कुर्वीत प्राणसंयमम् । गुरुप्रोक्तक्रमेणैव स्वस्थचित्तः शनैः शनैः ॥६८॥ प्राणशब्देन तु मुने ! शारीरो वायुरुच्यते । आयामो निग्रहस्तस्य प्राणायामस्ततः स्मृतः ॥६९॥ प्राणायामो द्विधा प्रोक्तः सगर्भोऽगर्भ एव च । जपध्यानं विनाऽगर्भः सगर्भस्तत्समन्वितः ॥७०॥ अगर्भात्केवलात्सद्भिः सगर्भः श्रेष्ठ उच्यते । सगर्भाभ्यासतः शीघ्रं सिद्धिं योगस्य विन्दति ॥७१॥ द्वयोऽप्यसौ चतुर्धोक्तः पूरको रेचकस्तथा । कुम्भकः शून्यकश्चेति शृणु तल्लक्षणान्यपि ॥७२॥ यथा कमलनालेन जलं वक्त्रधृतेन तु । आकर्षयेत्तथा वायुं पूरकः स निगद्यते ॥७३॥ समुत्क्षिप्य बहिर्वायुं

પછી પ્રાણાયામનો અભ્યાસ કરે. જ્યાસુધી પ્રાણાયામસિદ્ધિ ન થાય ત્યાસુધી ચિત્ત સ્થિર ન થાય, વાયુ ચળે તો ચિત્તપણ ચળેજ કેમતો વાયુગતિને અનુસારે ગતિ કરનારૂં ચિત્ત છે વાયુ નિશ્ચળ થતા મન નિશ્ચળ થાય છે, માટે પ્રાણાયામનો અભ્યાસ કરે ॥૬૭॥ સ્વસ્થ ચિત્તવાળો યોગસાધક દૃઢ આસનને આશરીને ગુરૂએ ઉપદેશેલા ક્રમથીજ પ્રાણસયમને ધીમે ધીમે કરે ॥૬૮॥ અહીં આ પ્રાણાયામશબ્દાર્થ છે-હે મુને ! શરીરની અંદર સંચરતો જે વાયુ તે પ્રાણ કહ્યો છે, તેનો જે નિગ્રહ તે આયામ કહ્યો છે, મળીને આ પ્રાણાયામ કહ્યો છે. તેનુ સૂત્ર છે-'तस्मिन्सति श्वासप्रश्वासयोर्गतिविच्छेद प्राणायाम ' ઇતિ ॥૬૯॥ પ્રાણાયામ સગર્ભ અગર્ભ એમ બે પ્રકારનો કહ્યો છે તેમાં પ્રણવાદિમન્ત્રજપ અને ભગવદ્ધ્યાનેસહિત તે સગર્ભ સમજવો. તે બન્નેએ રહિત તે અગર્ભ જાણવો. યોગિઓએ એકલા અગર્ભ પ્રાણાયામની અપેક્ષાએ સગર્ભ શ્રેષ્ઠ માન્યો છે કેમતો સગર્ભ પ્રાણાયામના અભ્યાસથી યોગની સિદ્ધિ શીઘ્ર થાય છે ॥૭૦-૭૧॥ બન્ને પ્રકારનો પણ આ પ્રાણાયામ પૂરક-રેચક-કુંભક-શૂન્યક-ભેદથી ચાર પ્રકારનો છે, તેના લક્ષણોપણ કહૂંછુ તે સાભળો ॥૭૨॥ જેમ મુખમા ધારેલા કમળનાળથી જળ આકર્ષાય છે તેમ બાહ્ય વાયુનુ નાસિકાથી જે આકર્ષણ તે પૂરક કહ્યો છે. આભ્યતર વાયુને બહાર કાઢી નાખીને હૃદયાકાશને શૂન્ય-ખાલી કરી

शून्यं कुर्याद्धृदम्बरम् । स रेचक इति प्रोक्तो योगशास्त्रविशारदैः ॥७४॥ उच्छ्वासमथ निःश्वासं रुन्ध्याद्योगी स्थिरस्थितिः । स कुम्भक इति प्रोक्तः पूर्णकुम्भ इव स्थितः ॥७५॥ कुम्भको द्विविधो ब्रह्मन्नेष सङ्ख्यते बुधैः । एक आभ्यन्तरस्तत्र द्वितीयो बाह्य उच्यते ॥७६॥ अपाने प्राणसंरोधो ज्ञेय आभ्यन्तरो मुने ! । प्राणेऽपानस्य संरोधो द्वितीयः कुम्भकः स्मृतः ॥७७॥ पूरकः प्रणवैस्तत्र कार्यः षोडशभिः शनैः । द्वात्रिंशता रेचकस्तु चतुःषष्ट्या च कुम्भकः ॥७८॥ अथवा विष्णुगायत्रीं योगी स्वमनसा पठन् । यथाशक्त्येव कुर्वीत प्राणायाममतन्द्रितः ॥७९॥ पिङ्गला दक्षिणे वामे नाडीडा संस्थितौ तयोः । सूर्यचन्द्रौ सुषुम्णा तु तन्मध्ये तत्र

દેવો તે યોગશાસ્ત્રનિષ્ણાતોએ રેચક કહ્યો છે. અનેપણ ઉચ્છ્વાસનિ શ્વાસગતિને રોકીને જળપૂર્ણ કુંભના જેવી જે નિશ્ચળ સ્થિતિ તે કુંભક કહ્યો છે. (કુંભમાં જળનુંજ જેમ એમ નિશ્ચળપણે પ્રાણવાયુનું અંદર અવસ્થાન તે કુંભક માન્યો છે) તેવું સૂત્ર છે-'बाह्यान्तरस्तम्भवृत्ति.' ઇતિ. રેચક બાહ્યવૃત્તિ છે, પૂરક આભ્યંતરવૃત્તિ છે, કુંભક સ્તંભવૃત્તિ છે ॥૭૩-૭૫॥ હે બ્રહ્મન્ ! બુધજનોએ આ કુંભક આભ્યતર બાહ્ય એવા ભેદથી બે પ્રકારનો કહ્યો છે ॥૭૬॥ હે મુને! તેમાં અપાન-પાયુમાં વર્તતા મૂળાધારચક્રમાં પ્રાણનો સંરોધ તે આભ્યતર કુંભક સમઝવો. પ્રાણ-નાભિમાં વર્તતા અનાહતચક્રમાં અપાનનો સંરોધ તે બાહ્ય કુંભક સમઝવો ॥૭૭॥ તેમાં પૂરક ધીમેધીમે સોળ પ્રણવોવડે કરવો, રેચક બત્રીશ પ્રણવોવડે કરવો, કુંભક ચોસઠ પ્રણવોવડે કરવો. (આ સ્થળે પ્રણવો કાળમાત્રના લક્ષક છે. એટલે સોળ પ્રણવો ઉચ્ચારે એટલા કાળથી પૂરક કરવો, એમ બીજામાં પણ જાણી લેવું) અથવા યોગી આળસે રહિત થઈ યથાશક્તિ તે આ રેચકપૂરકકુંભકલક્ષણ પ્રાણાયામને મનથી વિષ્ણુગાયત્રીના અનુસ્મરણપૂર્વક કરે. (આથી ભગવન્નામમન્ત્રાદિકનું સ્મરણ પણ જાણી લેવું) ॥૭૮-૭૯॥ તેમાં દક્ષિણ નાસાપુટમાં પિંગળા નાડી રહી છે અને વામ નાસાપુટમાં ઇડા નાડી રહી છે. તેમાં પિંગળામાં સૂર્ય અને ઈડામાં ચન્દ્ર રહ્યો છે. તે પિંગળા ઈડાનાડી-

पावकः ॥८०॥ इडया पूरकं कृत्वा ततः कुर्वीत कुम्भकम् । ततः पिङ्गलया कुर्याद्रेचकं तु शनैः शनैः ॥८१॥ यद्वा पिङ्गलया कुर्यात्पूरकं कुम्भकं ततः । कृत्वा च रेचकं कुर्यादिडया योगसाधकः ॥८२॥ शनैः कृतेन युक्तेन प्राणायामेन योगिनः । रोगनाशश्च सिद्धिः स्यादन्यथा तु विपर्ययः ॥८३॥ प्रातर्मध्यन्दिने सायमर्धरात्रे च कुम्भकान् । शनैरशीतिपर्यन्तं चतुर्वारं समभ्यसेत् ॥८४॥ कनीयसि प्राणरोधे स्वेदः कम्पस्तु मध्यमे । उत्तमे चासनोत्थानं साधकस्य मुहुर्भवेत् ॥८५॥ बहिःस्थितस्याग्रहणमत्यागोऽन्तःस्थितस्य च । वायोः स शून्यको ज्ञेयः शून्यवेधाद्यभूमिका ॥८६॥ प्राणायामफलं प्रोक्तं मुनिभिर्योगवित्तमैः । योग्यता धारणासु

મધ્યે સુષુમ્ણા નાડી રહી છે. તેમાં અગ્નિ રહ્યો છે ॥૮૦॥ ડાબાનાસામાં રહેલી ઇડા નાડીથી પુરક કરીને પછી કુભક કરીને દક્ષિણનાસામાં રહેલી પિંગળા નાડીથી ધીમે ધીમે રેચક કરે. અથવા યોગસાધક પિંગળાથી પુરક કરીને પછી કુભક કરીને ઇડાથી રેચક કરે ॥૮૧-૮૨॥ હળવે હળવે અભ્યાસ કરેલા પ્રાણાયામથી યોગિના રોગનો નાશ થાય અને યોગસિદ્ધિ થાય. અન્યથા તો (ત્વરાથી યથાકથંચિત્ પ્રાણાયામ કરે તો) વિપર્યય–રોગ મહાન્ થાય અને યોગની અસિદ્ધિ થાય ॥૮૩॥ પ્રતિદિન પ્રાત. મધ્યાહ્ને સાયાહ્ન અને અર્ધરાત્રે વીશ વીશ કુંભકોને ધીમે ધીમે કરે. ચાર સમયમાં મળીને ૮૦ એંશી કુભકો થાય. (આ ઉત્તરોત્તર વૃદ્ધિક્રમથી ૮૦ એંશી-પર્યંત કુભકો કરવાનું જાણવું પણ એકદમ નહિ) ॥૮૪॥ પ્રાણાયામસિદ્ધિમાં જો કનિષ્ઠ સ્થિતિ હોયતો સાધકને પરસેવો થાય. મધ્યમ સ્થિતિમાં કંપારો થાય અને ઉત્તમ સ્થિતિમાં વારેવારે આસનથકી ઉત્થાન (ઉંચુ ઉપડવું) થાય ॥૮૫॥ બાહ્ય વાયુનું પૂરણ અને આંતર વાયુનું રેચન તે બે વિનાની જે સ્થિતિ (કેવળ કુંભક) તે આ શૂન્યક નામનો પ્રાણાયામ જાણવો. આ શૂન્યક યોગિજનપ્રસિદ્ધ જે શૂન્યવેધ તેની પ્રથમ ભૂમિકારૂપ માન્યો છે ॥૮૬॥ હે સુમત ! ધારણામાં મનની યોગ્યતા થાય, આ યોગવિત્તમ મુનિઓએ પ્રાણાયામનું ફળ કહ્યું છે. તેવું પાતંજળસૂત્ર છે–'धारणासु च योग्यता

स्यान्मनसस्त्विति सुव्रत! ॥८७॥ अस्य शून्यकसंज्ञस्य प्राणरोधस्य सर्वतः। विशेषो वर्तते तं च सर्वं ते कथयाम्यहम् ॥८८॥ न शून्यकप्राणनिरोधसाम्यं योगाङ्गमाप्नोत्यपरं हि किञ्चित्। नादाभिधब्रह्मणि यत्र लब्धे भवेत्परब्रह्मसुखानुभूतिः ॥८९॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे पञ्चमप्रकरणे योगोपदेशे यमनियमासनप्राणायामलक्षणनिरूपणनामा सप्तपञ्चाशत्तमोऽध्यायः ॥५७॥

श्रीनारायणमुनिरुवाच—प्राणायामः शून्यकाख्यो मतः श्रेष्ठतया बुधैः। स निर्वासनचित्तस्य पुंसो हृद्येव जायते ॥१॥ हृदि तस्मिन् जायमाने प्राणाद्या दश वायवः। स्वस्वस्थानावकाशेषु शाम्यन्ति हृदयादिषु ॥२॥ योगिनो जायतेऽवस्था तदा जाग्रत्सुषुप्तिवत्।

मनसः' ઇતિ ॥૮૭॥ આ શૂન્યક પ્રાણાયામતો સર્વથી શ્રેષ્ઠ છે, યોગનાં અંગોમાં શૂન્યક પ્રાણાયામને સમાન બીજું કાંઈપણ અંગ નથી, કેમતો જે શૂન્યકપ્રાણાયામની સિદ્ધિ થતાં નાદાખ્ય બ્રહ્મસ્વરૂપનો પ્રકાશ થાય છે, તેમાં આ યોગી પરબ્રહ્મસુખને અનુભવે છે. તો આ શૂન્યકસંજ્ઞિત પ્રાણાયામનો સર્વ કરતાં જે વિશેષ વર્તે છે તે સર્વ તમને હવે હું કહું છું તે સાવધાન મનથી સાંભળો ॥૮૮-૮૯॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...પંચમપ્રકરણે યોગોપદેશે યમનિયમાસનપ્રાણાયામલક્ષણનિરૂપણનામા સપ્તપંચાશત્તમોઽધ્યાયઃ ॥૫૭॥

## [1]અધ્યાય ૫૮ મો.

શ્રીનારાયણમુનિ કહેછે–હે મુને! શૂન્યકસંજ્ઞિત પ્રાણાયામ ઇતર પ્રાણાયામોની અપેક્ષાએ યોગીન્દ્રોએ શ્રેષ્ઠપણે માનેલો સર્વને સુગમ નથી, કિંતુ વિષયમાત્રની વાસનાએ રહિત ચિત્તવાળા પુરૂષના હૃદયમાંજ ઉપજે છે ॥૧॥ તે પ્રાણાયામ હૃદયમાં સિદ્ધ થતાં પ્રાણાદિ દશ વાયુઓ પોતપોતાનાં સ્થાન હૃદયાદિ અવકાશોમાં શમી જાય છે–નિશ્ચળતાને પામી જાય છે ॥૨॥ તે સમયે યોગિની જાગ્રત અવસ્થા સુષુપ્તિસદૃશ કોઈ વિલક્ષણ

૧ આ અધ્યાયમાં શૂન્યક પ્રાણાયામનું સ્વરૂપ નિરૂપણ કર્યું છે.

देहे च स्तब्धता चान्तर्नादस्य श्रवणं तथा ॥३॥ आदौ तन्त्रीरवमिव श्रुत्वा सूक्ष्मध्वनिं ततः । अन्तः प्रबुध्यते चाथ वेणुनादं शृणोति सः ॥४॥ ततो मृदङ्गवन्नादं शङ्खदुन्दुभिवत्ततः । भेर्याद्यनेकवादित्रतुल्यनादं शृणोत्यथ ॥५॥ मेघगर्जनतुल्यांश्च नादाननेकविधानिति । श्रुत्वाऽतीव प्रबुद्धः सन्प्रकाशं हृदि पश्यति ॥६॥ ततः स्थूलविराडाख्यदेहेषु प्रणवं स च । श्वासोच्छ्वासस्वरूपेण स्थितं स्वहृदि पश्यति ॥७॥ अभ्यसन्ति योगिनोऽत्र प्राप्तये यस्य नित्यदा । प्रतिश्वासं महामन्त्रमष्टाक्षरमतन्द्रिताः ॥८॥ आदौ तु तेजसां राशिमाकाशवदनन्तकम् । नादब्रह्मेति यं प्राहुस्तं पश्यति महोज्ज्वलम् ॥९॥ यस्माद्यथाग्नेर्विस्फुलिङ्गा इव निर्यान्ति

અવસ્થા થઈ જાય છે. તથા દેહમાં નિશ્ચળતા અને અંતરમાં નાનાવિધ નાદનું શ્રવણ થાય છે ॥૩॥ (તેનો પ્રકાર નિરૂપે છે) યોગી પ્રથમ વીણાધ્વનિ જેવા સૂક્ષ્મ ધ્વનિવિશેષને સાંભળે છે, સાંભળીને અંતરમાંજ આ યોગી જાગ્રત દશામાંજ જેમ એમ પ્રબોધયુક્ત થાય છે, (પ્રત્યક્ષને સમાન આકારવાળો કોઈપણ માનસ પ્રકાશ પ્રકટે છે) અનંતર વેણુનાદને સાંભળે છે, પછી મૃદંગના જેવા નાદને સાંભળે છે, તે પછી શંખ દુન્દુભિના ધ્વનિ જેવા નાદને સાંભળે છે, તદનંતર ભેરી આદિક વિવિધ વાદિત્રધ્વનિસદૃશ વિવિધનાદોને સાંભળે છે અને મેઘગર્જનાને તુલ્ય અનેક પ્રકારના નાદોને સાંભળે છે. જેમ જેમ વિલક્ષણ નાદનું શ્રવણ થતું જાય તેમ તેમ આ યોગિનો આભ્યંતર પ્રબોધ વિશદતર કોઇપણ સમુદ્ભવે છે, ત્યારે હૃદયમાં સમુદ્ભવતા કોઈપણ પ્રકાશવિશેષને સાક્ષાત્ કરેછે ॥૪-૬॥ તેપછી યોગી જીવોના સ્થૂળાદિ ત્રણ દેહમાં અને વૈરાજના વિરાડાદિ ત્રણ દેહમાં શ્વાસ ઉચ્છ્વાસ રૂપે રહેલા મૂર્તીભૂત પ્રણવને પોતાના હૃદયમાંજ સાક્ષાત્ કરેછે ॥૭॥ આજ પ્રણવનો સાક્ષાત્કાર મેળવવા યોગિઓ આળસે રહિત થઈ શ્વાસે શ્વાસે સદાય 'ॐ नमो नारायणाय' આ અષ્ટાક્ષર મહામંત્રની આવૃત્તિ કર્યા કરે છે ॥૮॥ આ પ્રણવના સાક્ષાત્કાર પહેલાં તો આકાશવત્ અનંત-સર્વતોવ્યાપ્ત, જેને નાદબ્રહ્મ કહે છે, અત્યંત ઉજ્જ્વળ એક

सर्वतः । तेजसो मण्डलान्यर्कबिम्बतुल्यान्यनन्तशः ॥१०॥ तस्मात्तु तेजसां राशेरुद्यन्तं प्रणवं ततः । स वीक्षते नादरूपं योगी तेजोमयं सितम् ॥११॥ प्रणवध्वनयस्तत्र तेजोभ्रमिसमप्रभाः । उत्पद्यन्तोऽपियन्तश्च दृश्यन्ते तेन भूरिशः ॥१२॥ यथा समुद्रे कल्लोला विद्युतो वा बलाहके । उत्पद्यन्ते च लीयन्ते तेजःपुञ्जे तथा रवाः ॥१३॥ नादात्मकस्य तस्याथ प्रणवस्य महाध्वनौ । प्राक्श्रुता इतरे नादास्तिरोधीयन्त एव ते ॥१४॥ प्रणवस्यास्य माहात्म्यं वेदेषु बहुधोदितम् । तस्य सारं समाकृष्य सङ्क्षेपेण वदाम्यहम् ॥१५॥ यत्किञ्चिद्वाङ्मयं लोके प्रणवो हेतुः तस्य तु । ज्ञेयः कारणमस्तीति बीजरूपः सनातनः ॥१६॥ तस्याकार उकारश्च मकारश्चार्धमा-

---

તે તેજોરાશિને સાક્ષાત્ જુવે છે ॥૯॥ જે આ અત્યંત વિલક્ષણ અપરિમિત તેજોરાશિથકી અગ્નિથકી તણખાઓજ જેમ જેમ સર્વત: સૂર્યબિંબાદિતુલ્ય અનંત તેજોમંડળો નીકળે છે, તેને પણ યોગી જુવે છે ॥૧૦॥ ત્યારપછી તે યોગી તેવા તેજોરાશિથકી નિકળતા નાદરૂપ તેજોમય ઉજ્જવલકાંતિ તે પ્રણવને સાક્ષાત્ કરે છે ॥૧૧॥ આજ અર્થને સદૃષ્ટાંત સ્પષ્ટ કહેછે–તે તેજોરાશિમા તેજની ભ્રમિ (ભમરી–ચક્રાવો) જેવી પ્રભાવાળા બહુ પ્રણવધ્વનિઓ ઉત્પન્ન થતા અને લય થતાને યોગી સાક્ષાત્ કરેછે. જેમ સમુદ્રમા મહાતરંગો અસંખ્યાત ઉદ્ભવે છે અને લય પામે છે, જેમ મેઘમાં વિજળીયો અસખ્યાત ઉદ્ભવે છે અને વિલય પામે છે, તેમજ આ તેજ-પુંજમા અસખ્યાત પ્રણવનાદો ઉત્પન્ન થાય છે અને લય થાય છે, તેને યોગી સાક્ષાત્ જુવે છે ॥૧૨–૧૩॥ નાદાત્મક તે પ્રણવના મહાધ્વનિમાં પ્રથમ સાંભળેલા તે સર્વે વિવિધ નાદો લય પામીજ જાય છે ॥૧૪॥ આ પ્રણવનો મહિમા ચારેય વેદોમાં બહુધા વર્ણવ્યો છે, તે મહિમાનો સાર સમુદ્ધરીને સક્ષેપમા હું કહુંછું ॥૧૫॥ લોકમાં યત્કિંચિત્ વાઙ્મય (શબ્દમાત્ર) વર્તે છે તેનુ કારણ આ પ્રણવજ જાણવો. (સર્વ વાઙ્મય પ્રણવનીજ વિભૂતિ છે) આ પ્રણવજ તે વાઙ્મયના સનાતન બીજભૂત છે આ થકીજ બીજા વર્ણો અને શબ્દો પ્રાદુર્ભવે છે ॥૧૬॥ તે આ પ્રણવની અકાર ઉકાર

त्रिका । मात्राश्चतस्र इत्याहुः सर्वाधारतया मताः ॥१७॥ विराड्विष्णुः स्थितिश्चेति त्रयं चाकारमाश्रितम् । सूत्रं हिरण्यगर्भश्च सृष्टिश्चोकारमाश्रिताः ॥१८॥ अव्याकृतेश्वरलया मकारमिति संश्रिताः । चिदाकाशाक्षरब्रह्मतुर्यमित्यर्धमात्रिकाम् ॥१९॥ मातृकाश्च द्विपञ्चाशद्वेदा व्याहृतिभिः सह । वेदाङ्गान्यथ यत्किञ्चित्तन्मूलं वाङ्मयं हि तत् ॥२०॥ ततोऽवकाशोऽप्यखिलः प्रणवस्यास्य तेजसा । व्याप्त इत्यवलोक्यासौ प्राप्नोत्यानन्दमुत्तमम् ॥२१॥ तस्यैवालम्बनाच्छून्यमहाशून्यादिभूमिकाः । विध्वा नादात्मकं योगी याति नारायणं प्रभुम् ॥२२॥ कार्यकारणरूपोऽसौ नादः

---

મકાર અને અર્ધમાત્રા એમ ચાર પ્રકારની માત્રાઓ છે, આ માત્રાઓ સર્વના આધારપણે માનેલી પ્રસિદ્ધ છે ॥૧૭॥ એનેજ સ્પષ્ટ કહે છે–જે વિરાટ્ દેહ, જે તેનો અભિમાની વૈશ્વાનરાખ્ય વિષ્ણુ અને જે સ્થિતિકાળ આ ત્રણ અકારનો આશ્રય કરીને વર્તે છે. જે હિરણ્યગર્ભનું સૂત્રાત્મસંજ્ઞિત શરીર, જે તેનો અભિમાની હિરણ્યગર્ભ (બ્રહ્મા) અને જે સૃષ્ટિકાળ તે આ ત્રણ ઉકારનો આશ્રય કરીને વર્તે છે. જે ઇશ્વરનું અવ્યાકૃતસંજ્ઞિત શરીર, જે તેનો અભિમાની ઇશ્વર (શિવ) અને જે લયકાળ તે આ ત્રણ મકારનો આશ્રય કરીને વર્તે છે. ચિદાકાશ અક્ષરબ્રહ્મ અને તુર્ય–શ્રીવાસુદેવ આ ત્રણ અર્ધમાત્રાનો આશ્રય કરીને વર્તે છે ॥૧૮–૧૯॥ બાવન વર્ણમાતૃકાઓ, (અકારાદિક શિક્ષામાં પ્રસિદ્ધ છે) ભૂરાદિ સાત વ્યાહૃતિઓએ સહિત વેદો, વેદનાં શિક્ષાદિ ૭ અંગો અને જે બીજું તન્મૂળ વાઙ્મય છે, તે આ સર્વ પ્રણવમૂળક છે (સર્વનું મૂળ પ્રણવ છે) ॥૨૦॥ આ પ્રકારે પ્રસગપ્રાપ્ત પ્રણવમાહાત્મ્ય કહીને હવે પ્રકૃતને કહે છે–પ્રણવનાં દર્શન થયા પછી તેવા પ્રણવના તેજથી પુરાઈ ગએલા અખિલ અવકાશને અવલોકીને અતુળ આનંદને આ યોગી પામે છે ॥૨૧॥ એજ પ્રણવના આલબનને લીધે યોગી શૂન્ય મહાશૂન્યાદિ ભૂમિકાઓને અતિક્રમ કરીને નાદાત્મક (નાદાવિર્ભાવના કારણભૂત) પ્રભુ નારાયણ શ્રીવાસુદેવને પામે છે ॥૨૨॥ કાર્યકારણભૂત આ સર્વ નાદ (પ્રણવરૂપ) જે પર વાસુદેવ નારાયણના અંગથકી આવિ-

सर्वां यदक्षतः । प्रादुर्भवति त देवं साक्षात्स्वहृदि वीक्षते ॥२३॥ ततः स कृतकृत्योऽत्र भवत्येव न संशयः । तत्प्रसादादवाप्नोति तद्धाम परमं बृहत् ॥२४॥ शून्यकप्राणसंरोधाद्येयं स्थितिरुदीरिता । सहजः स समाधिर्हि कथ्यते तत्त्वदर्शिभिः ॥२५॥ तद्वान्योगी वपु स्थोऽपि वर्तते साक्षिवत्सदा । प्राप्य चात्यन्तिकलयस्थितिमुन्निद्र एव सः ॥२६॥ न सर्वलोकसाध्योऽयं शून्यक. प्राणसंयम. । न चैकजन्मजन्येन सुकृतेनापि लभ्यते ॥२७॥ अनेकजन्मजन्याना

ઙ્વે છે તેમને તે યોગી પોતાના હૃદયકમળમાજ સાક્ષાત્ જુવે છે ॥૨૩॥ તદનંતર તે યોગી અહીં રહ્યો થકોજ કૃતકૃત્ય થાય છે એમા સશય નથી (કેમતો પરસ્વરૂપને સાક્ષાત્ કરી રહ્યો છે) એને કર્તવ્ય અવશેષ રહેતું નથી, પ્રારબ્ધને અતે એજ સાક્ષાત્કૃત વાસુદેવના પ્રસાદથી અક્ષરનામના પરમ બૃહત્ સ્થાનને પામે છે ॥૨૪॥ શૂન્યક પ્રાણાયામની સંસિદ્ધિ થતા જે આ સ્થિતિ થાય છે (નાદ અને તેના મૂળભૂત વાસુદેવના સાક્ષાત્કાર સુધીની) તેનેજ તત્વદર્શિઓ સહજ સમાધિ કહે છે ॥૨૫॥ સહજસમાધિનિષ્ઠ યોગી પ્રારબ્ધશેષે કરેલા વપુએ યુક્ત છે તોપણ સદા સાક્ષિની પેઠેજ વર્તે છે, દૈહિક કર્મોથી લેપાતો નથી, કેમતો આત્યંતિક લયસ્થિતિને પામેલો છે, (જે પ્રતિદિન સુષુપ્તિમા પરબ્રહ્મવિષે લયને પામે છે તે પૂર્વની પેઠે વાસનાઓ સાથે ફરી બહાર આવે છે, આ યોગીતો પરબ્રહ્મમા લીન થતા, પ્રારબ્ધકાર્ય ગુણમય વપુ સ્વગુણાનુગુણ વર્તે છે તોપણ તે પરબ્રહ્મ થકી 'આ હું અમુક છુ' એવા અભિમાનથી ફરી બહાર આવતો નથી કિંતુ બ્રહ્મમા લીન થયો તે લીન થયોજ) માટે તે આ યોગી નિત્ય ઉન્નિદ્રજ છે-નિદ્રારહિતજ છે, નિદ્રાજ અજ્ઞાન છે, 'આ હું અમુક છુ અને આ અમુક છે' આવી બુદ્ધિજ અજ્ઞાન છે, આ અજ્ઞાનનિદ્રામાજ વિવિધ સ્વપ્ન પુનકળનાદિકને જુવે છે, સતત બ્રહ્મજ્યોતિમા વિલીન થએલા, સતત સ્વપ્રકાશક અવભાસવાળા આ યોગીને તેવી અજ્ઞાનનિદ્રા નથી, માટે આ સતત ઉન્નિદ્ર-નિદ્રારહિતજ છે ॥૨૬॥ તે આ શૂન્યકસંજ્ઞિત પ્રાણાયામ સર્વ લોકસાધ્ય નથી, એક જન્મમા કરેલા પુણ્યસચયોવડે પણ એનો લાભ

सञ्चयैः पुण्यकर्मणाम् । अशेषवासनाहीनं यस्य चित्तं तु जायते ॥२८॥ तस्य सत्सङ्गसच्छास्त्रे विनापि शून्यकस्थितिः । वासुदेवस्यैव साक्षादिच्छया जायते मुने ! ॥२९॥ सहात्मनो ब्रह्मणैक्यं बाल्येऽप्यनुभवत्यसौ । आर्षभेषु यथा पूर्वं नवयोगेश्वरास्तथा ॥३०॥ कविर्हरिरन्तरिक्षः प्रबुद्धः पिप्पलायनः । आविर्होत्रोऽथ द्रुमिलश्चमसः करभाजनः ॥३१॥ पुत्रा ऋषभदेवस्य नवैते योगवित्तमाः । सिद्धा बभूवुर्बाल्येऽपि प्राप्तब्रह्मात्मदर्शनाः ॥३२॥ तथाविधाश्च ये केचित्तेऽधुनाप्यत्र भूतले । नारायणेच्छयाऽकस्माल्लभन्ते तादृशीं स्थितिम् ॥३३॥ चित्तस्य निर्वासनतां विना शून्यकसिद्धये। उपायोऽन्यस्तु नास्त्येव कश्चिदप्यत्र सन्मते ! ॥३४॥ स निर्वासनचित्तस्य हृदये प्राणसंयमः । जायते सहसैवापि पूरकाद्याः क्रिया विना

---

થતો નથી ॥૨૭॥ હે મુને ! અનેક જન્મોમાં સંપાદન કરેલા પુણ્યસંચયોએ કરીને જેનું ચિત્ત અશેષવાસનાએ વિહીન થાય છે તેનેજ આ શૂન્યકસ્થિતિ સત્સંગ સચ્છાસ્ત્રાભ્યાસ વિગેરે વિનાપણ સાક્ષાત્ ભગવાન્ વાસુદેવની કૃપાથીજ થાય છે ॥૨૮-૨૯॥ આવી દશાને પામેલો યોગી બાલ્યમાંપણ પૂર્વે ઋષભદેવના પુત્રો મધ્યે નવ યોગેશ્વરોજ જેમ એમ અક્ષરબ્રહ્મની સાથે આત્માનું ઐક્ય અનુભવે છે (બ્રહ્માત્મક સ્વાત્માનાજ એક સાક્ષાત્કારમાં નિષ્ઠાવાળો થાય છે) ॥૩૦॥ કયા તે ઋષભદેવપુત્ર નવ યોગેશ્વરો ? સાંભળો, કવિ હરિ અંતરિક્ષ પ્રબુદ્ધ પિપ્પલાયન આવિર્હોત્ર દ્રુમિલ ચમસ કરભાજન, આ નવ છે, તે નવ આ યોગેશ્વરો બાલ્યમાંપણ બ્રહ્મસાક્ષાત્કારને પામીને યોગવિત્તમ સિદ્ધો (નિષ્પન્નયોગવાળા) થયા હતા ॥૩૧-૩૨॥ આ યોગસિદ્ધિનું સત્યાદિયુગવિશેષ કારણ નથી, ભૂતળમાં હમણાં કળિમાંપણ જે કોઈ તેવા હોય તે ભગવાનની ઇચ્છાથી અકસ્માત્ તેવી સ્થિતિને પામે છે ॥૩૩॥ હે સન્મતે ! શૂન્યક પ્રાણાયામની સિદ્ધિમાટે વાસનાવિનાશજ હેતુ છે, ચિત્તની નિર્વાસનતા વિના બીજો કોઈપણ ઉપાયતો આ લોકમાં નથીજ ॥૩૪॥ સમસ્ત વાસનાએ વર્જીત ચિત્તવાળા પુરૂષના હૃદયમાં પુરકરેચકાદિ પ્રાણાયામની અભ્યાસક્રિયા વિનાપણ સ્વતઃ તે શૂન્યક પ્રાણાયામ સ્વયં

॥३५॥ इति ते प्राणसंरोधो मया सङ्कीर्तितो मुने !। यः सामान्यविशेषाभ्यां प्रोक्तो योगविशारदैः ॥३६॥ यः प्राणसंयमनमभ्यसतीह सिद्धयोगोपदर्शितपथेन पुमांस्तु धीरः। तस्यातिचञ्चलमपि प्रशमं समेति मोक्षोन्मुखैकरिपुराशु मनोऽपि नूनम् ॥३७॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे पञ्चमप्रकरणे योगोपदेशे शून्यकप्राणायामलक्षणनिरूपणनामाऽष्टपञ्चाशत्तमोऽध्यायः ॥५८॥

श्रीनारायणमुनिरुवाच—पुंसा सिसाधयिषता प्राणायाममिहाञ्जसा। ज्ञेयानि नासानिःश्वासे पञ्च तत्त्वानि सर्वथा ॥१॥ इडायां पिङ्गलायां वा सुषुम्णायां च योगिना। वहन्त्यां यच्च कर्तव्यं ज्ञेयं तदपि तत्त्वतः ॥२॥ सौरांश्चान्द्रांश्च तिथ्यादीनपि ज्ञात्वा यथा-

---

સિદ્ધ થાય છે ॥૩૫॥ હે મુને ! આ પ્રાણસંયમપ્રકાર જે સામાન્યવિશેષપણે યોગનિષ્ણાતોએ કહ્યો છે તે મેં આ પ્રકારે તમારી આગળ નિરૂપણ કર્યો. તેમાં પુરક કુંભક રેચકપણે સામાન્ય જાણવો અને શૂન્યકપણે વિશેષ જાણવો ॥૩૬॥ હે મુને ! લોકમાં જે પુરૂષ ધૈર્યયુક્ત થઇને, સિદ્ધ યોગિઓએ પ્રદર્શાવેલી રીતિને અનુસારે પ્રાણાયામનો અભ્યાસ કરે છે તેનું મન ભલે પ્રકૃતિથી અતિચંચળ હોઇને મોક્ષોન્મુખ જનોનું અનન્યશત્રુ હોય તો પણ ઝટ નિશ્ચળ ભાવને પામી જાય છે, એમાં સંશય નથી ॥૩૭॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...પંચમપ્રકરણે યોગોપદેશે શૂન્યકપ્રાણાયામલક્ષણનિરૂપણનામાઽષ્ટપંચાશત્તમોઽધ્યાયઃ ॥૫૮॥

## [1]અધ્યાય ૫૯ મો.

**શ્રીનારાયણમુનિ કહેછે–હે મુને!** પ્રાણાયામને સાધવા પ્રવર્તેલા પુરૂષે પ્રથમ - નાસિકાનિઃશ્વાસમાં પૃથિવ્યાદિ પાંચ તત્ત્વો તત્ત્વથી સર્વથા જાણવાં ॥૧॥ વળી ઇડા પિંગળા અને સુષુમ્ણા નાડી વહેતી હોય ત્યારે યોગિએ જે કર્તવ્ય છે તેપણ તત્ત્વથી જાણવું ॥૨॥ સૂર્યસંબન્ધી અને ચંદ્રસંબન્ધી તિથિ-

---

૧ આ અધ્યાયમાં યોગમાં પ્રવર્તેલા જને નિઃશ્વાસમાં જાણવા યોગ્ય તત્ત્વસ્થિતિક્રમનું નિરૂપણ કર્યું છે.

गमम् । विदधीत यथाकालं योगकृत्सफलाः क्रियाः ॥३॥ विस्तृतं सर्वमेतद्धि वर्तते स्वरशासने । ब्रुवे तत्सारमाकृष्य साधकानां हिताय च ॥४॥ तत्र पीतं चतुष्कोणं ज्ञेयं तत्त्वं तु पार्थिवम् । श्वासस्तदा मध्यगतिर्भवेच्च द्वादशाङ्गुलः ॥५॥ तदा स्थिरः स्वभावः स्यादर्थे च सुरभौ रुचिः । पीतवर्णपदार्थानां सङ्कल्पश्च भवेद्धृदि ॥६॥ एवंविधे धरातत्त्वे वर्तमाने तु योगिना । स्थिरकार्याणि कार्याणि स्वोचितान्येव नेतरत् ॥७॥ वारितत्त्वं भवेच्छ्वेतमर्धचन्द्रसमाकृति । अधोगतिस्तदा श्वासः षोडशाङ्गुलमायतः ॥८॥ तदा स्वभावे चाञ्चल्यं रसेष्वाचिन्तनं हृदि । भवेच्छ्वेतपदार्थानां शान्तिकर्मात्र चाचरेत् ॥९॥ तेजस्तत्त्वं भवेच्छोणं त्रिकोणं मरुतो गतिः । चतुरङ्गुलमूर्ध्वा च स्वभावे तीक्ष्णता तदा ॥१०॥ रूपे

पक्षवारादि ભેદપણ જાણવો આ સર્વ યોગસાધકે યથાશાસ્ત્ર જાણીને યથા કાળ સમય ક્રિયાઓ કરવી ॥૩॥ આ સર્વ બાબત સ્વરશાસ્ત્રમા વિસ્તારથી કહી છે, તેનો સાર સ્વીકારીને સાધકોના હિતમાટે તત્ત્વજ્ઞાનાદિક હવે કહુ છુ ॥૪॥ તે પાચ તત્ત્વો મધ્યે પૃથ્વીતત્ત્વ પીતવર્ણુવાળુ અને ચતુષ્કોણ જાણવુ. તે આ પૃથ્વીતત્ત્વને જ્યારે શ્વાસ વહેછે તે સમયે શ્વાસ મધ્યગતિવાળો થાય-ઉચે કે નીચે ન જાય, કિંતુ મધ્યેજ રહે અને બાર આગળ દીર્ઘગતિવાળો થાય ત્યારે યોગિનો સ્વભાવ સ્થિર થાય, સુગન્ધિ પદાર્થમા રૂચિ થાય અને હૃદયમા પીતવર્ણ પદાર્થોનો સંકલ્પ થાય, આવું પૃથ્વીતત્ત્વ નાસાનિ શ્વાસમા વહેતુ હોય ત્યારે યોગમા પ્રવર્તેલો પુરૂષ સ્વોચિત સ્થિરજ કાર્યોને કરે, તે થકી અન્ય કર્મોને ન કરે ॥૫-૭॥ જળતત્ત્વ શ્વેતવર્ણ અને અર્ધચંદ્રાકૃતિ જાણવુ જ્યારે તે આ જળતત્વને શ્વાસ વહેછે ત્યારે શ્વાસ અધોગતિવાળો અને સોળ આગળપર્યંત લાંબી ગતિવાળો થાય ત્યારે ચંચળ સ્વભાવતા થાય, રસમા રૂચિ થાય અને હૃદયમા શ્વેત પદાર્થોનો સંકલ્પ થાય આ સમયે શાંતિકર્મને કરે ॥૮-૯॥ તેજતત્ત્વ રક્તવર્ણ અને ત્રિકોણ જાણવુ. જ્યારે તેજતત્ત્વને શ્વાસ વહેછે ત્યારે શ્વાસ ઊર્ધ્વ ગતિવાળો થાય, તે ગતિ ચાર આગળ પરિમિત જાણવી તે સમયે સ્વભાવ તીક્ષ્ણ થાય,

रुचिश्च शोणार्थचिन्तनं हृदये भवेत् । तदा तीक्ष्णं कर्म यत्तद्योगी स्वसोचितं चरेत् ॥११॥ वायुतत्त्वं हरिद्वर्णं वर्तुलं च गतिस्तदा । श्वासस्याष्टाङ्गुलं तिर्यक्स्यात्स्वभावोऽतिचञ्चलः ॥१२॥ प्रीतिः स्पर्शसुखेऽथ स्याद्धरिदर्थस्य मानसे । सङ्कल्पस्तत्र कुर्वीत चरकर्माणि योगकृत् ॥१३॥ आकाशतत्त्वं श्यामं स्याद्बिन्दुवच्च तदा गतिः । एकाङ्गुलं सर्वतश्च भवेच्छ्वासस्य योगिनः ॥१४॥ स्वभावे शून्यता शब्दे रुचिः सङ्कल्पहीनता । भवेत्तदा तु कर्तव्यं योगिनात्मविचिन्तनम् ॥१५॥ श्रेष्ठ आद्येऽन्तिमे तत्त्वे प्राणायामोऽथ मध्यमः । द्वितीये च तृतीयेऽपि कनिष्ठस्तु तुरीयके ॥१६॥ इडायामम्बुतत्त्वे च वहत्येव पिबेदपः । पिङ्गलायामग्नितत्त्वे भुक्तिं

રૂપવિષયમાં રૂચિ થાય અને હૃદયમાં રક્તવર્ણ પદાર્થોનો સંકલ્પ થાય ત્યારે યોગી પોતાને સમુચિત જે તીક્ષ્ણ કાર્ય તેને કરે ॥૧૦-૧૧॥ વાયુતત્વ નીલવર્ણ અને વર્તુળ (ગોળ) જાણવું. આ વાયુતત્વને જ્યારે શ્વાસ વહેછે ત્યારે તેની ગતિ કુટિલ થાય અને આઠ આંગળ થાય ત્યારે સ્વભાવ અતિચચળ થાય. ત્યારે સ્પર્શસુખમાં પ્રીતિ થાય, નીલવર્ણ વસ્તુનો મનમા સંકલ્પ થાય તે સમયે યોગી સ્વસમુચિત ચરકર્મો (જલદી કરવાની ક્રિયાઓ)ને કરે ॥૧૨-૧૩॥ આકાશતત્વ શ્યામ અને બિન્દુસમાનાકૃતિ જાણવું. જ્યારે તે આ આકાશતત્વને શ્વાસ વહેછે ત્યારે યોગિના શ્વાસની ગતિ સર્વત· (ચોમેર) થાય અને એક આંગળમાત્ર દીર્ઘ થાય ત્યારે તે યોગિનો શૂન્યતાસ્વભાવ થાય, શબ્દસુખમાં રૂચિ થાય અને મનમા પદાર્થમાત્રના સંકલ્પે રહિતતા થાય ત્યારેતો યોગિએ આત્મચિંતન કરવુ ॥૧૪-૧૫॥ આરીતે શ્વાસગત તત્વના વહનભેદને અનુસારે તે તે કર્મમાં પ્રયત્ન કરવો તેમાં પૃથ્વીતત્ત્વના વહનસમયે અને આકાશતત્ત્વના વહનસમયે કરાતો પ્રાણાયામ શ્રેષ્ઠ માન્યો છે, જળતત્વના વહનસમયે અને તેજતત્ત્વના વહન સમયે સધાતો પ્રાણાયામ મધ્યમ માન્યો છે અને વાયુતત્વના વહનસમયે કરાતો પ્રાણાયામ તો કનિષ્ઠ કહ્યો છે ॥૧૬॥ ઇડા નાડીમાં જળતત્ત્વ વહેતું હોય ત્યારેજ જળ પીવે, જ્યારે પિંગળામા તેજતત્ત્વ વહેતું હોય ત્યારેજ

चोत्सर्गमाचरेत् ॥१७॥ सुषुम्णायां हरेर्ध्यानं कुर्याद्वा प्राणसंयमम्। अन्यत्किञ्चिन्न कुर्वीत स्थिरं कर्माथवा चलम् ॥१८॥ दिवा च वाहयेच्चान्द्रीं नाडीं सौरीं तथा निशि। कर्तव्ये त्वम्बुपानादौ तावत्ता विपरीतयेत् ॥१९॥ ज्ञेयश्चान्द्रः सितः पक्षः कृष्णः सौरोऽथ योगिना। सौम्यशुक्रेन्दुगुरवो वाराश्चेन्दोः परे रवेः ॥२०॥ शुक्लप्रतिपदोऽमान्तं त्रीणि त्रीणि दिनानि च। ज्ञातव्यानि क्रमेणैव चन्द्रस्य च रवेः पुनः ॥२१॥ चान्द्र्यां नाड्यां विधोः पक्षतिथिवारसमागमे। सौर्यां तथैव सूर्यस्य सर्वं कार्यं हि सिद्ध्यति ॥२२॥ एतेषां मिश्रतायां तु कृतारम्भस्य कर्मणः। मनोभिलषितं

ભોજન અને મળોત્સર્ગ કર્મને કરે, જ્યારેતો સુષુમ્ણા નાડી વહેતી હોય ત્યારે ભગવાનનું ધ્યાન અને પ્રાણાયામને કરે બીજું સ્થિર કર્મ કે ચળ કર્મ કિંચિત્પણ ન કરે ॥૧૭-૧૮॥ દિવસે ચંદ્રસબન્ધી નાડી ઇડાને ચલાવે (દિવસે ચંદ્રનાડી જેમ ચાલે તેમ યત્નથી અભ્યાસ કરવો) રાત્રિએ તો સૂર્યસબન્ધીજ નાડી પિંગળાને ચલાવે જળપાનાદિસમયે તો તે નાડીને ઉક્ત પ્રકારથકી વિપરીતપણે ચલાવે ॥૧૯॥ યોગિએ શુકલપક્ષ ચંદ્રનો સમઝવો અને કૃષ્ણપક્ષ સૂર્યનો સમઝવો, એરીતે શુકલકૃષ્ણનો ચાંદ્રત્વ સૌરત્વ ભેદ જાણવો તથા બુધવાર શુક્રવાર સોમવાર અને ગુરૂવાર ચંદ્રના જાણવા, બીજા રવિવાર શનિવાર મગળવાર સૂર્યના જાણવા ॥૨૦॥ શુક્લ પ્રતિપદાને આરભીને અમાવાસ્યાપર્યંત ત્રણ ત્રણ દિવસો–પ્રતિપદા દ્વિતીયા તૃતીયા એમ ત્રણ દિનો, ચતુર્થી પચમી ષષ્ઠી એમ ત્રણ દિનો, આવા ક્રમથીજ ત્રણ ત્રણ દિનો અનુક્રમે ચંદ્રના અને પછી સૂર્યના સમઝવા ॥૨૧॥ ચંદ્રનાડી ઇડા ચાલતા તેને ઉક્ત પ્રકારે ચંદ્રપક્ષ ચંદ્રતિથિ અને ચંદ્રવારનો સયોગ થાય તો કરાતું સર્વ કાર્ય સિદ્ધ થાય છે તથા સૂર્યનાડી પિંગળા ચાલતા તેને સૂર્યપક્ષ સૂર્યતિથિ અને સૂર્યવારનો સમાગમ થાય તો કરાતું સર્વ કાર્ય સિદ્ધ થાય છે ॥૨૨॥ આ ચાંદ્રસૌરનાડી પક્ષ તિથિ-વારોના પરસ્પર મિશ્રભાવસમયે કરાતું કર્મ જલદી મનોભિલષિત ફળસિદ્ધિને

तूर्ण फलं नैव हि जायते ॥२३॥ इति तत्त्वादिरूपाणि तुभ्यं सङ्क्षेपतो मया। प्रोक्तानि तानि जानीयाद्योगकृत्स्वार्थसिद्धये ॥२४॥ एतत्तत्त्वादिविज्ञानं पूर्वोक्तनियमस्थितेः। भवेद्योगकृतः सर्वं ननु तद्बाह्यवर्तिनः ॥२५॥ कुपथ्यभोजी बह्वाशी प्रमादी व्यसनी सरट्। बहुभाषी दिवास्वापी कामी चैतन्न बुध्यते ॥२६॥ प्राणायामप्रसङ्गेन तत्त्वाद्येतन्निरूपितम्। यज्ज्ञानिनाऽर्थस्य सिद्धिरसिद्धिश्च हृदीक्ष्यते ॥२७॥ अङ्गानि चत्वारि मया सुबुद्धे! योगस्य तुभ्यं स्फुटलक्षणानि। निरूपितानीत्थमथापराणि फलैः सहानुक्रमतो वदामि ॥२८॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे पञ्चमप्रकरणे योगोपदेशे तत्त्वादिज्ञाननिरूपणनामैकोनषष्टितमोऽध्यायः ॥५९॥

---

પામતુંજ નથી ॥૨૩॥ હે મુને ! આ પ્રકારે તત્ત્વાદિકનાં સ્વરૂપો મેં સંક્ષેપમા તમને કહ્યાં તે તત્ત્વો યોગમાં પ્રવર્તેલા પુરૂષે સ્વાર્થસિદ્ધિ માટે અવશ્ય જાણવા ॥૨૪॥ આ સર્વ તત્ત્વાદિવિજ્ઞાન સર્વને સુલભ નથી, જેતો પૂર્વોક્ત નિયમોને નહિ ઉલ્લંઘીને યોગમાં પ્રવર્તે તેજ યોગિને સિદ્ધ થાય, પણ તેને ઉલ્લંઘીને વર્તનારાને નજ સિદ્ધ થાય ॥૨૫॥ જે કુપથ્યભોજનશીલ હોય, જે બહુભોજનશીલ હોય, જે પ્રમાદી હોય, જે દ્યૂતાદિવ્યસનપ્રકૃતિ હોય, જે ક્રોધાભિભૂત હોય, જે બહુભાષણસ્વભાવ હોય, જે દિવાનિદ્રાશીલ હોય, જે કામી હોય, તે આ સર્વે આ તત્ત્વાદિકની ગતિને જાણવામાટે સમર્થ થતા નથી ॥૨૬॥ પ્રાણાયામનિરૂપણના પ્રસગથી આ તત્ત્વાદિકનુ નિરૂપણ કર્યું. જે જન આ તત્ત્વાદિકને તત્ત્વથી જાણે છે તે આરભેલા કાર્યની ભાવી સિદ્ધિ અસિદ્ધિને સ્વય સ્વમનમાં સમ્યક્ જાણવા શક્ત થાય છે ॥૨૭॥ હે સુબુદ્ધે ! આ પ્રકારે મેં યમ નિયમ આસન પ્રાણાયામરૂપ ચાર યોગાગોનુ લક્ષણથી સ્પષ્ટ નિરૂપણ કર્યું હવે બીજાપણ પ્રત્યાહારાદિ અંગોનુ ફળ સાથે અનુક્રમે નિરૂપણ કરૂ છુ ॥૨૮॥ ઇતિ શ્રીસત્સંગિજીવને પંચમપ્રકરણે યોગોપદેશે તત્ત્વાદિજ્ઞાનનિરૂપણનામૈકોનષષ્ટિતમોઽધ્યાયઃ ॥૫૯॥

श्रीनारायणमुनिरुवाच—स्वस्वेभ्यो विषयेभ्यो यत्समाकर्षणमात्मनि। इन्द्रियाणां तु सर्वेषां स प्रत्याहार उच्यते ॥१॥ इन्द्रियाणां पारतन्त्र्याद्विमुक्तिर्योगिनस्त्विति । प्रत्याहारस्य कथितं फलं योगविशारदैः ॥२॥ आधारादिषु चक्रेषु प्राणस्य मनसा सह । हृदि वा भगवन्मूर्तौ धारणं धारणोच्यते ॥३॥ ध्यानसिद्धिर्धारणायाः फलं सद्भिर्निगद्यते। तच्च ध्यानं प्रवक्ष्यामि योगस्याङ्गं हि

## [1]અધ્યાય ૬૦ મો.

શ્રીનારાયણમુનિ કહેછે–હે મુને! શ્રોત્રાદિ સર્વે ઇન્દ્રિયોનું શબ્દાદિ પોતપોતાના વિષયોથકી આત્મામાં જે સમાકર્ષણ (ખેંચી લાવવું) તે પ્રત્યાહાર કહ્યો છે. યદ્યપિ આત્મામાં શ્રવણાદિકની ગતિ નથી, તથાપિ આત્મસન્મુખ મનનું આનુગુણ્ય જે તેના અવિરોધથી વર્તનમાત્ર તેને લીધે 'આત્મામાં સમાકર્ષણ' એમ કહે છે. અર્થાત્ વિષયોથકી નિવર્તનમાત્ર તે જાણવું. તેવું પાતંજળસૂત્ર છે–'स्वस्वविषयासम्प्रयोगे चित्तस्वरूपानुकार इवेन्द्रियाणां प्रत्याहारः' ઇતિ ॥૧॥ તેણે કરીને યોગી ઇન્દ્રિયોની પરવશતાથકી વિમુક્ત થાય છે, ઇન્દ્રિયોની અહીંતહીં જે વ્યાસક્તિ તેની નિવૃત્તિ થતાં નિશ્ચળતા થાય છે. અર્થાત્ ઇન્દ્રિયક્ષોભથકી વિમુક્ત થાય છે. તે આ પ્રત્યાહારનું ફળ યોગનિપુણાતોએ કહ્યુ છે. તેવું સૂત્ર છે–'ततः परमावश्यतेन्द्रियाणाम्' ઇતિ ॥૨॥ એરીતે યોગમાં બહિરંગો કહ્યાં. હવે અંતરંગોને કહું છું. આધારાદિ ચક્રોમાં કિંવા હૃદયવિષે ભગવન્મૂર્તિમાં પ્રાણસહિત મનનું જે ધારણ–સ્થિરીકરણ તે ધારણા કહી છે. તેવું સૂત્ર છે–'देशबन्धश्चित्तस्य धारणा' ઇતિ. આધારાદિ ચક્રો અને તેનાં સ્થાનો હઠપ્રદીપિકામાં કહ્યાં છે–'मूलाधारं स्वाधिष्ठानं मणिपूरमनाहतम् । विशुद्धिराज्ञा चैतानि षट् चक्राणि शुभानि तु ॥ मूलाधारं गुदे विद्यात्स्वाधिष्ठानं तु लिङ्गके । मणिपूरं नाभिगतं हृदयेऽनाहतं स्थितम् । विशुद्धिचक्रं कण्ठस्थमाज्ञाचक्रं भ्रुवोऽन्तरे ॥' ઇતિ ॥૩॥ ધ્યાનસિદ્ધિ ધારણાનું ફળ યોગિઓએ કહ્યુ છે. હવે

૧ આ અધ્યાયમાં પ્રત્યાહાર–ધારણા–ધ્યાન–સમાધિનુજ લક્ષણ કહ્યું છે

सप्तमम् ॥४॥ षडङ्गाभ्यासतः क्षीणकर्मदोषे समानसे। योगिना साधनीयं तद्भगवत्प्रेमवृद्धिकृत् ॥५॥ अस्ति नाभिह्रदे पद्मम-ष्टपत्रमधोमुखम् । कदलीकोशसङ्काशं द्वादशाङ्गुलनालकम् ॥६॥ प्रणवध्वनिभिस्तस्मिन्फुल्ले चोर्ध्वमुखीकृते । तेजोबिम्बे वासुदेव-चिन्तनं ध्यानमुच्यते ॥७॥ भास्वत्कोटिसमप्रभं सुवदनं सत्पद्म-पत्रेक्षणं कण्ठे कौस्तुभराजितं च मुरलीं सम्वादयन्तं रसात् । सर्वालङ्कृतिभूषणं सुमुकुटं कर्णोल्लसत्कुण्डलं ध्यायेद्दीर्घभुजं च पीतवसनं श्रीवासुदेवं हृदि ॥८॥ भातं मौक्तिकपुष्पहारतति-भिर्भक्तार्पिताभिर्गले हैमं विभ्रतमुज्वलं च रुचिरं सद्ब्रह्मसूत्रं प्रभुम् । तं ध्यायंश्चरणाम्बुजादिषु मनश्चाङ्गेषु सन्धारयेत्प्रत्येकं

યોગનું સાતમું અંગ જે ધ્યાન તે કહું છું ॥૪॥ ઉક્ત યમ-નિયમ-આસન-પ્રાણાયામ-પ્રત્યાહાર-ધારણાપર્યંત અનુષ્ઠાન કરેલાં છ સાધનોએ કરીને અતઃકરણને મલિન કરનારા કર્મદોષો પ્રક્ષય પામતાં યોગિએ ભગવાનમાં પ્રેમને વધારનારૂં તે ધ્યાન સાધવું ॥૫॥ ધ્યાનનું સ્થાન કહેવાપૂર્વક તેનું સ્વરૂપ કહેછે-કેળના ડોડા જેવું, બાર આંગળ નાળવાળું, અષ્ટદળ અધોમુખ કમળ (નાભિકદથકી ઉદ્ભવેલું) નાભિહ્રદમાં વર્તે છે. પ્રણવધ્વનિઓએ વિકાસ પમાડીને ઊર્ધ્વમુખ કરેલા તે પદ્મમાં તેજોમંડળમધ્યવર્તી વાસુદેવનું વિચિંતન કરે, તે આ વિચિંતન ધ્યાન કહ્યું છે ॥૬-૭॥ હવે ધ્યેય શ્રીવાસુ-દેવનું સ્વરૂપ કહેછે-સૂર્યકોટિસદૃશ પ્રભાવાળા, પ્રસન્ન મુખારવિંદવાળા, કમળદળતુલ્ય લોચનવાળા, કૌસ્તુભમણિથી સમલંકૃત કંઠપ્રદેશવાળા, મધુર મુરલીવાદનમાં બહુ રસિક, સમસ્ત આભરણોવડે સમલંકૃત, મુકુટવડે ઉજ્જવળ મસ્તકવાળા, મકરાકાર કુંડળથી અલંકૃત દિવ્ય કર્ણવાળા, જાનુ પર્યંત લાંબા સ્થૂળ બાહુવાળા, પીતાંબરને ધારી રહેલા, ગળામાં ભક્તોએ અર્પેલા મુક્તાહારો અને પુષ્પહારોની પંક્તિઓવડે બહુ શોભાયમાન, સુવર્ણ-મય સમુજ્જવળ સુંદર યજ્ઞોપવીતથી સમલંકૃત ખભાવાળા, એવા પ્રભુ શ્રીવાસુદેવનું મનમાં પરમ પ્રીતિપૂર્વક દૃઢમતિ સુસ્થિર યોગી ધ્યાન કરે અને ચરણકમળાદિ મસ્તકાંત અંગોમાં પ્રત્યેકને પૃથક્ પૃથક્ મનથી બહુ

तु पृथक्पृथग्दृढमतिर्योगी चिरं सुस्थिरः ॥९॥ अवतारा भगवतो वासुदेवस्य येऽभवन् । तेष्वन्यतममव्यग्रो ध्यायेद्वा योगसाधकः ॥१०॥ प्रतिमां वा यथादृष्टां ध्यायेद्भगवतोऽन्वहम् । यत्किञ्चिद्धरिसम्बन्धि वस्तु तद्ध्येयमुच्यते ॥११॥ ध्यानमभ्यसतो नित्यमित्थं वै योगिनोऽचिरात् । प्रेमा विवर्धते विष्णौ भक्तानामतिवाञ्छितः ॥१२॥ ध्यानस्थानानि देहेऽस्मिन्सन्त्यनेकानि योगिनः । तत्रापि नाभिकन्देऽस्मिन्विशेषोऽस्तीति तं शृणु ॥१३॥ तेजोमण्डलके तस्मिन्ध्याता योगी यदेक्षते । भगवन्तं वासुदेवं सर्वदेवाधिदैवतम् ॥१४॥ तदैव नाड्यः सकलाः सङ्कुचन्त्यसुभिः सह । निरोधं मनसश्चासौ ध्येये सपदि विन्दते ॥१५॥ ध्यायन्ति योगिनो नित्यमत एव समाहिताः । भगवन्तं नाभिपद्मे तद्विदः शीघ्रसिद्धिदे ॥१६॥ ध्यायन्तं भगवन्मूर्तिं भक्तं विघ्नाश्च-

કાળપર્યંત ચિંતન કરે ॥૮-૯॥ અથવા તે આ ભગવાન્ વાસુદેવના અવતારો જે રામકૃષ્ણાદિક તેમાંથી એક અવતારનું અવ્યગ્ર મનથી યોગસાધક ધ્યાન કરે અથવા ભગવાન્ વાસુદેવની યથાદૃષ્ટ અભિમત અર્ચામૂર્તિનું પ્રતિદિન ધ્યાન કરે. તથા તે ભગવાનના સંબન્ધને પામેલું જે દિવ્ય અસ્ત્ર વસ્ત્ર વિભૂષણ વિગેરે યત્કિંચિત્ વસ્તુ તેનુંપણ ધ્યાન કરે ॥૧૦-૧૧॥ આ પ્રકારે પ્રતિદિન ધ્યાનનો અભ્યાસ કરતા યોગિને ભગવાનમાં પ્રીતિ જલદી વૃદ્ધિ પામે છે, જે પરા ભક્તિને યોગિઓ અભિવાંછે છે તે સિદ્ધ થાય છે ॥૧૨॥ યદ્યપિ આ દેહમાં યોગિએ ધ્યાન કરવાનાં સ્થાનો અનેક વર્તે છે તથાપિ તે મધ્યે આ નાભિકંદમાં કોઇપણ વિશેષ છે તે કહું છું તે સાંભળો ॥૧૩॥ આ નાભિકંદમાં રહેલા પદ્મમાં રહેલા તેજોમંડળમધ્યવર્તી ભગવાન વાસુદેવ સર્વદેવાધિદેવને જ્યારે યોગી સાક્ષાત્ કરે છે ત્યારેજ એની સમસ્ત નાડીઓ પ્રાણોસાથે સંકોચ પામી જાય છે અને તેથી એનું ચિત્ત ઝટ ધ્યેય ભગવાન તે વાસુદેવમાં આત્યંતિક નિરોધને પામી જાયછે ॥૧૪-૧૫॥ માટેજ યોગોપાયને જાણનારા, શીઘ્રસિદ્ધિને આકાંક્ષતા યોગિઓ નિત્ય સાવધાન થઇને નાભિપદ્મમાં ભગવાન્ વાસુદેવનું ધ્યાન કરે છે ॥૧૬॥

तुर्विधाः । पीडयन्तीति ताञ्ज्ञात्वा जयेद्विद्वानतन्द्रितः ॥१७॥ तत्र चाद्यो लयः प्रोक्तो विक्षेपस्तदनन्तरः । कषायाख्यस्तृतीयश्च रसास्वादश्चतुर्थकः ॥१८॥ चित्तावस्थाविशेषा हि दोषा ज्ञेया इमे बुधैः । योगभ्रष्टोऽन्यथा योगी संसृतिं यात्यसंशयम् ॥१९॥ लयात्प्रबोधयेच्चित्तं विक्षेपाच्च निवर्तयेत् । कषायं क्षालयेद्बुद्ध्या विरक्त्या वर्जयेद्रसान् ॥२०॥ न सिद्ध्यत्यन्यथा ध्यानं ध्यानाभावे कुतः स्थितिः । तां विना च कुतो मुक्तिर्ध्याता दोषाञ्जयेत्तत

ભગવન્મૂર્તિનુ ધ્યાન કરનારા યોગિને આ ચાર પ્રકારના વિઘ્નો નડે છે, માટે તેને સ્વરૂપથી જાણીને યોગી આળસે રહિત થઇ ઉપાયવડે જીતે-તેને વશ વર્તનારો ન થાય ॥૧૭॥ તે વિઘ્નોમા પ્રથમનો લય કહ્યો છે, બીજો વિક્ષેપ કહ્યો છે, ત્રીજો કષાય કહ્યો છે અને ચોથો રસાસ્વાદ કહ્યો છે તે આ લયાદિદોષો ચિત્તની અવસ્થાવિશેષો છે તેમા નિદ્રાને ઉન્મુખપણુ તે લય આ તામસ ચિત્તલય ચિત્તનો વૃત્તિવિશેષ છે તેવુ સૂત્ર છે-'अभावप्रत्ययालम्बना वृत्तिर्निद्रा' ઇતિ કામભોગને ઉન્મુખપણુ તે વિક્ષેપ તીવ્ર રાગદ્વેષાદિકને લીધે દુ ખચિંતાને ઉન્મુખપણુ તે કષાય રસાસ્વાદ પ્રસિદ્ધ છે અથવા યોગબળથી સાક્ષાત્ કરાતા સ્વર્ગાદિલોકોના સુખાસ્વાદને ઉન્મુખપણુ તે રસાસ્વાદ જે યોગી આ લયાદિ ચાર દોષોને જીતે નહિ તે યોગથકી ભ્રષ્ટ થઈ સસારને પામે છે એમા સશય નથી, તો અવશ્ય આ દોષોનો જય કરવો ॥૧૮-૧૯॥ હવે સક્ષેપમાં લયાદિજયના સાધનોને કહેછે-તેમા ચિત્તને લયથકી જાગ્રદ્ભાવે યુક્ત કરે-નિદ્રોન્મુખ ચિત્તને જાગ્રત્ કરીને તેથકી નિવૃત્ત કરે. ચિત્તને કામભોગની ઉન્મુખતારૂપ વિક્ષેપથકી વિષયદોષદર્શનમૂળક વૈરાગ્યાભ્યાસે કરીને નિવૃત્ત કરે ચિત્તને દુ ખાનુચિંતનની ઉન્મુખતારૂપ કષાયથકી તત્ત્વસ્વરૂપનિરૂપણે કરીને નિવૃત્ત કરે. રસાસ્વાદને વૈરાગ્યાભ્યાસે કરીને જીતે ॥૨૦॥ આ લયાદિ અતરાયોના વિજય વિના તો ધ્યાન સિદ્ધ થાય નહિ ધ્યાનના અભાવમા સમાધિ સ્થિતિનો પ્રસગજ ક્યા છે ? સમાધિસ્થિતિ વિના મુક્તિ ક્યાથી થાય ? માટે ધ્યાતા યોગી આ અતરાયોને અવશ્ય જીતે પાતજળમા તો આ અતરાયો

॥२१॥ समाधिमष्टमं चाङ्गं योगस्याथ वदामि सः। ध्यानाभ्यासविवृद्धेन प्रेम्णा स्यान्मनसो हरौ ॥२२॥ एकैकावयवस्योक्तं पृथग्यच्चिन्तनं हरेः। तत्तथा न प्रकुर्वीत सर्वां मूर्तिं विचिन्तयेत् ॥२३॥ नैरन्तर्येण यन्मूर्तेः सर्वस्याश्चिन्तनं हरेः। स समाधिरिति प्रोक्तो योगाङ्गं योगवित्तमैः ॥२४॥ ध्येयाकारमनोवृत्तिप्रवाहः सुचिरं तु यः। संप्रज्ञातनामाङ्गी समाधिः कथ्यते बुधैः ॥२५॥ ध्यानेऽङ्गे चाङ्गिनि तथा समाधौ सूक्ष्मया दृशा। विशेषस्त्ववगन्तव्यः पक्वापक्वत्वभेदतः ॥२६॥ यथा वेदमधीयानोऽधीतवेदश्च

પ્રકારાંતરે પ્રદર્શાવ્યા છે-'व्याधिस्त्यानसंशयप्रमादालस्याविरतिभ्रान्तिदर्शनालब्धभूमिकात्वानवस्थितत्वानि' ઇતિ. આ દોષોની અનર્થહેતુતા પણ કહી છે-'दु:खदौर्मनस्याङ्गमेजयत्वश्वासप्रश्वासा विक्षेपसहभुवः' ઇતિ. આનો અર્થ તો વૃત્તિથકી જાણવો ॥૨૧॥

હવે યોગનુ આઠમુ અંગ જે સમાધિ તેનુ નિરૂપણ કરૂછુ. ભગવાનમાં ધ્યાનાભ્યાસના અતિશયથી સમુદ્ભવેલા પ્રેમપ્રકર્ષથી (મનના લયથી) સમાધિ થાય ॥૨૨॥ ધ્યાનસમયે જે પૃથક્ ભગવાનના ચરણાદિ એક એક અવયવનું ચિંતન કહ્યું તે સમાધિમાં ન કરે કિંતુ સર્વાંગસંપન્ન દિવ્ય મૂર્તિનું કરે ॥૨૩॥ ભગવાનની સમગ્ર મૂર્તિનું જે સાક્ષાત્કારરૂપ નિરંતર ચિંતન તે યોગનિષ્ણાતોએ યોગના અંગભૂત સમાધિ કહ્યો છે ॥૨૪॥ અહુકાળપર્યંત અનુવર્તતો જે ધ્યેયાકાર મનોવૃત્તિપ્રવાહ તે આ સંપ્રજ્ઞાત નામનો અંગી સમાધિ યોગિઓએ કહ્યો છે ॥૨૫॥ અહીં ધ્યાન અંગ અને અંગી સમાધિનું વિલક્ષણપણુ સૂક્ષ્મ દૃષ્ટિથી પકવ અપકવ ભેદે કરીને જાણવું. આ એમા સૂક્ષ્મ ભેદ સમજવો-ધ્યાનમાં ધ્યાતા આત્મા, ધ્યેય પરમાત્મસ્વરૂપ અને ધ્યાનક્રિયાની પરિસ્ફુર્તિ છે, સમાધિમાં તો તેવા વિભેદસ્મરણે રહિત, ધ્યેયાકારપણે પરિણામ પામેલી, નિરંતર સ્મૃતિપ્રવાહરૂપ મનોવૃત્તિધારા સ્વયંપ્રકાશમાન કેવળ અનુવર્તે છે. તેવું સૂત્ર છે-'तदेवार्थनिर्भासं स्वरूपशून्यमिव समाधिः' ઇતિ વૃત્તિકારપણ કહે છે-'कर्तृकरणानुसन्धानपुरःसरं जायमानः प्रत्ययो ध्यानम्, तदुत्कर्षात्कर्तृकरणानुसन्धानमन्तरेणैव

पूरुषः । वेदाध्यापक इत्येते क्रमाच्छ्रेष्ठाः प्रकीर्तिताः ॥२७॥ तथाऽत्र ध्यानवाञ्छ्रेष्ठस्तस्मादङ्गसमाधिमान् । तस्माच्छ्रेष्ठश्च कथितः संप्रज्ञातसमाधिमान् ॥२८॥ अष्टस्वङ्गेषु चैतेषु बहिरङ्गान्तरङ्गता । प्रोक्ता तत्राप्यन्तरङ्गश्रेष्ठत्वं विद्धि सन्मते ! ॥२९॥ पूर्वपुण्यौघसंस्कारैरादावेव लभेत य । अन्तरङ्गं स नो कुर्याद्बहिरङ्गाप्तये श्रमम् ॥३०॥ भक्त एकान्तिको विष्णोः स्नेहस्यातिशयेन यः । तस्मिन्समाधिं प्राप्नोति सिद्धयस्तस्य विघ्नदाः ॥३१॥ अणिमा महिमा प्राप्तिः प्राकाम्यं वशितेशिता । लघिमा कामपूर्तिश्चेत्यष्टौ मुख्या हि सिद्धयः ॥३२॥ शतशोऽन्या अपि तथा

ध्येयमात्रगोचरतया निर्भासमान समाधि ' इति ॥२६॥ જેમ વેદને પ્રથમત ભણનારો પુરૂષ, વેદને ભણી ગએલો પુરૂષ, વેદને ભણાવનાર પુરૂષ, આ ત્રણ મધ્યે અનુક્રમે ઉત્તરોત્તર શ્રેષ્ઠ કહ્યો છે તેમ આમાપણ ધારણાત પડગસપન્નોથકી ધ્યાનવાન્ શ્રેષ્ઠ છે, તેથકી અગસમાધિમાન્ શ્રેષ્ઠ છે, તેથકી સપ્રજ્ઞાતસમાધિમાન્ શ્રેષ્ઠ કહ્યો છે ॥૨૭-૨૮॥ હે સન્મતે ! આ યમનિયમાદિ આઠ અગોમા પ્રથમ પચક બહિરગ અને ઉત્તર ત્રિક અતરગ એવા ભેદથી ઉત્તરનુ શ્રેષ્ઠપણુ જાણુવુ એમજ ધારણાદિ ત્રણ અતરગમાપણુ પૂર્વપૂર્વની અપેક્ષાએ ઉત્તરોત્તરનુ શ્રેષ્ઠપણુ જાણવુ ॥૨૯॥ જે પુરૂષતો પૂર્વ જન્મમાં કરેલા સુકૃતસચયના સસ્કારાતિશયને લીધે પ્રથમથીજ અતરગ ધારણા કે ધ્યાનને પામ્યો હોય તે બહિરગ યમાદિકમા યત્નને ન કરે ॥૩૦॥

જે વિષ્ણુનો એકાતિકભક્ત ભગવાનમા પરાનુરાગથી સમાધિ-સમાધિની ઉન્મુખ અવસ્થા ધ્યાનસુધીની સ્થિતિને પામેછે ત્યારે તેને સમાધિમા અતરાય ભૂત સિદ્ધિઓ સમુદ્ભવે છે, તે સિદ્ધિઓ અણિમા મહિમા પ્રાપ્તિ પ્રાકામ્ય વશિતા ઇશિતા લઘિમા કામાવસાયિતા આ આઠ મુખ્ય માની છે તેના અવાતરભેદરૂપ બીજીપણ સિદ્ધિઓ સોએસો સમુદ્ભવે છે ભગવાનના માહાત્મ્યાતિશને જાણનારો એકાતિકભક્ત યોગી તે અણિમાદિ સર્વ સિદ્ધિઓમાં આસક્ત નજ થાય, કેમતો તે મોહોત્પાદિકા હોવાથી યોગીને મોહિત કરીને યોગથકી ભ્રષ્ટ કરે અણિમાદિ સિદ્ધિઓના લક્ષણો શ્રીમદ્ભાગવતના

सिद्धयः सन्ति मोहिकाः । तासु सक्तो भवेन्नैव योगी माहात्म्यविद्धरेः ॥३३॥ सिद्धिजालसमासक्तं योगिनं काललुब्धकः । प्रमत्तं पक्षिणमिव निहन्त्येव न संशयः ॥३४॥ तस्मान्मनः समाकृष्य सर्वतः परमात्मनि । वासुदेवे समादध्याज्ज्ञानिमुक्तो यतो भवेत् ॥३५॥ अन्यत्र भगवन्मूर्तेः कस्मिंश्चिदपि वस्तुनि । मनो यस्यात्र सक्तं स्यात्तस्य विघ्नो महान्भवेत् ॥३६॥ सक्तस्तुच्छपदार्थेऽत्र यः सोऽलौकिकवस्तुषु । सज्जेत न कथं योगी भगवद्धामवर्त्मनि ॥३७॥ अत्र सम्यग्विरक्तस्य दृढज्ञानवतो मुनेः । कुत्रापि स्थानके नास्ति विघ्नः कश्चन कर्हिचित् ॥३८॥ देवैः प्रलोभ्यमानोऽपि तत्र तत्र च सिद्धिभिः । उद्दालकादिमुनिवद्योगी नासज्जते क्वचित् ॥३९॥ अङ्गी समाधिरेपोऽपि द्वेधा सम्प्रोच्यते बुधैः । सम्प्रज्ञा-

---

એકાદશસ્કંધમાં આવેલા સિદ્ધિનિરૂપણાધ્યાય થકી જાણવાં ॥૩૧-૩૩॥ પ્રમાદથી જાળમાં સંલગ્ન થએલા પક્ષીને પારાધીજ જેમ એમ સિદ્ધિઓમાં સમાસક્ત થએલા પ્રમત્ત યોગીને કાળ નાશ કરે છે (ઇષ્ટસિદ્ધિવર્જીત કરે છે) એમાં સંશય નથી. તો યોગિને સિદ્ધિઓજ જાળબંધન છે. તેમાં મોહ પામે નહિ. જો મોહ પામે તો જાળલગ્ન પક્ષિજાતીયથકી એનો કશો વિશેષ નથી. માટે એમાં પ્રમાદ નજ કરવો ॥૩૪॥ માટે સર્વતઃ સિદ્ધિજાળ મોહકથકી મનને પાછુ વાળીને સર્વાંતરાત્મા વાસુદેવમાં સ્થિર કરે, જેથી જ્ઞાનિમુક્ત થાય ॥૩૫॥ જે યોગિનું મન ભગવન્મૂર્તિથકી અન્યત્ર માનુષ કે દૈવભોગમાં આસક્ત થાય તે યોગિને યોગસિદ્ધિ ન થાય, વિઘ્નથી તે પરાભવ પામે ॥૩૬॥ જે યોગી અહીં રહેલા તુચ્છ ભોગમાં આસક્ત થાય તેતો ભગવદ્ધામના માર્ગમાં આવતા અમાનુષ બ્રહ્માદિપ્રકૃષ્ટભોગમાં કેમ આસક્ત ન થાય? થાયજ ॥૩૭॥ અહીંના લૌકિક ભોગમાં જે અત્યંત વિરક્ત સુદૃઢ જ્ઞાનવાન્ છે તે યોગિને કુત્રાપિ અલૌકિકપણ સ્થાનમાં ક્યારેય આસક્તિ નજ થાય ॥૩૮॥ દેવોએ તથા સિદ્ધિઓએ ત્યા ત્યાં બહુ પ્રલોભ પમાડતાંપણ ઉદ્દાલકમુનિની પેઠે યોગી કદાપિ આસક્ત થતો નથી ॥૩૯॥ આ અંગી સમાધિપણ યોગિઓએ સંપ્રજ્ઞાત અસંપ્રજ્ઞાત એવા ભેદથી બે

तास्य एकोऽन्यस्त्वसम्प्रज्ञातसंज्ञकः ॥४०॥ लक्षणं तत्र चाद्यस्य प्रोक्तमन्यस्य कीर्तये। चित्तस्य भूमिकास्तस्य प्रसङ्गाच्छृणु पञ्च च ॥४१॥ क्षिप्तं मूढं च विक्षिप्तमेकाग्रं रुद्धमेव च। चित्तं पञ्चविधं तेन तत्संज्ञा भूमिका अपि ॥४२॥ आद्यद्वये तु शङ्कैव समाधेस्तत्र नास्ति हि। सन्देहोऽस्ति च विक्षिप्ते क्वाचित्कध्यानसम्भवात् ॥४३॥ सम्प्रज्ञातसमाधिस्तु चित्तैकाग्र्ये समीरितः। रोधे तु सर्ववृत्तीनामसम्प्रज्ञात उच्यते ॥४४॥ चेतसो विलये ह्यत्र ह्रयावान

પ્રકારનો કહ્યો છે તેમા સંપ્રજ્ઞાત સમાધિનુ સ્વરૂપ તો પ્રથમ કહ્યુ છે હવે અસંપ્રજ્ઞાતનુ સ્વરૂપ નિરૂપુ છુ તેના નિરૂપણપ્રસંગથી ચિત્તની પાચ ભૂમિકાનુ પ્રથમ નિરૂપણ કરૂ છુ તે સાંભળો ॥૪૦-૪૧॥ યોગમા પ્રવર્તેલા જને ચિત્તનો ભૂમિકાભેદ અનુકૂળ પ્રતિકૂળવિભાગથી જાણવો ક્ષિપ્ત મૂઢ વિક્ષિપ્ત એકાગ્ર રૂદ્ધ, એરીતે ચિત્ત પાચ પ્રકારનું થાય છે. તેથી ક્ષિપ્તાદિ નામવાળી પાચ પ્રકારની ભૂમિકાઓ (નિવાસસ્થાનો) પણ થાય છે. તેમા રજોગુણે વિષયોમાં ફેંકાતુ ચિત્ત ક્ષિપ્ત કહ્યુ છે. તમોગુણે અભિભૂત, નિદ્રાઆલસ્યાદિ વૃત્તિવાળુ ચિત્ત મૂઢ કહ્યુ છે કિંચિત્ રજતમના સસર્ગવાળા સત્ત્વગુણે કદાચિત્ ક્ષણ ધ્યાનમાં પ્રવર્તાવેલુ, ક્ષિપ્તથકી વિશિષ્ટ હોવાથી વિક્ષિપ્ત કહ્યુ છે. તે આ ત્રણેય ભૂમિકાઓ સમાધિમાં પ્રતિકૂળ છે યદ્યપિ વિક્ષિપ્તમા ધ્યાનપ્રસગ વીજળીના ઝબકારા જેવો છે, તથાપિ શુદ્ધ સત્ત્વમૂળક નહિ હોવાથી આ અનુકૂળ નથી ક્ષિપ્ત મૂઢ ચિત્તતો પ્રતિકૂળજ છે, તો તેમા સમાધિ થવાની શકાજ નથી કદાચિત્ ધ્યાન થવાનો સંભવ હોવાથી વિક્ષિપ્ત ચિત્તમાં સમાધિનો સદેહ છે ॥૪૨-૪૩॥ ચતુર્થભૂમિકાતો રજતમના મળે રહિત શુદ્ધ સત્ત્વગુણે કરીને થનારી ચિત્તની ધ્યેયાકારમા એકાગ્રતા છે આ ભૂમિકામા સપ્રજ્ઞાતસમાધિ થાય છે. સર્વ વૃત્તિઓનો એક ધ્યેયાકારમા નિરોધ થતાં તો પ્રશાત સમસ્ત વૃત્તિવાળુ, સસ્કારમાત્ર અવશેષવાળુ ચિત્ત થાય છે તે રૂદ્ધનામની પાચમી ભૂમિકા છે. આ ભૂમિકામા અસપ્રજ્ઞાતસમાધિ થાય છે આરીતે પ્રથમની ત્રણ ભૂમિકાઓ થકી વ્યતિરિક્ત બે ભૂમિકામાં રહેનારને સમાધિ થાય છે ॥૪૪॥ આનદમય પરમા-

न्द्वारिणौ । मग्नः किञ्चिन्न जानाति बाह्यमाभ्यन्तरं तथा ॥४५॥ व्युत्थानेऽस्य पुनश्चित्तवृत्तीनां सम्भवोऽपि च । निरिन्धनाग्निवद्ब्रह्मञ्छाम्यत्येव शनैः शनैः ॥४६॥ ततो योगी प्रशान्तात्मा ब्रह्मरूपतया स्थितः । अनिर्वाच्यं महानन्दं हृदयेऽनुभवत्यसौ ॥४७॥ यत्किञ्चित्स्वशरीरस्थं स्थूलं सूक्ष्मं च भौतिकम् । यथावत्किल तत्सर्वं समाधौ वीक्षते मुनिः ॥४८॥ ब्रह्माण्डस्थं च यत्किञ्चित्तत्सर्वं स्वहृदम्बरे । स्वातन्त्र्येणेक्षते चासौ तत्तन्नाड्यध्वना व्रजन् ॥४९॥ नाडीचक्राद्यात्मदेहस्थितं यत्सम्यग्योगी वीक्षते भौतिकं

આમાં ધ્યાનાતિશયને લીધે ચિત્તના (સુષુપ્તિવિષેજ જેમ) લયથી તેમાં નિમગ્ન થએલો યોગી બાહ્ય-દેહથકી બહાર વર્તતું મમતાસ્પદ કાંઇપણ વસ્તુમાત્રને નથી જાણતો તથા આભ્યંતર-અહતાસ્પદ દેહમધ્યે વર્તતા મનોબુદ્ધ્યાદિકને નથી જાણતો. પોતાનાજ ચૈતન્યજ્યોતિષથી આનંદમયનેજ અનુભવે છે, તે આ દશા અસંપ્રજ્ઞાતસમાધિ કહ્યો છે. ચિત્તનો લય નામ સંયોગવિશેષ જાણવો ॥૪૫॥ હે મુને! આ પ્રકારે જે અસંપ્રજ્ઞાત સમાધિનિષ્ઠ છે તે સમાધિથકી ઉઠેલા યોગિનું ચિત્ત તેથકી વિલક્ષ્ણ (જુદું) થાય તથાપિ તેણે કરીને એને બંધ નથી. કાષ્ઠાદિ આલંબને રહિત અગ્નિજ જેમ એમ ધીમે ધીમે શમીજ જાય છે. આનું ચિત્ત શબ્દાદિ વિષયોને આલખતું નથી. વૃત્તિવાળું છે તથાપિ વાસનાવિહીન હોવાથી એનું તે મન બન્ધક નથી ॥૪૬॥ અનંતર તે આ પ્રશાંતચિત્ત યોગી બ્રહ્માત્મક સ્વાત્મભાવનામાંજ એક નિષ્ઠાવાળો હોતાં અનિર્વચનીય કોઈપણ પરમાનંદને અંતઃ અનુભવે છે (આ મહામુક્તની સ્થિતિ કહી) ॥૪૭॥ તે આ યોગી સ્વશરીરમાં વર્તતું ભૌતિક સ્થૂળ સૂક્ષ્મ યત્કિંચિત્ સર્વનેપણ (નયનઅગોચરનેપણ) સમાધિથી યથાસ્થિત સાક્ષાત્ કરે છે ॥૪૮॥ કેવળ સ્વશરીરમાં વર્તતાને સાક્ષાત્ કરે છે એટલુંજ નહિ, કિંતુ બ્રહ્માંડમાં વર્તતા યત્કિંચિત્ સર્વનેપણ આ યોગી તે તે નાડીમાર્ગથી સંચરીને હૃદયાકાશમાં સ્વતંત્રતઃ સાક્ષાત્ કરે છે ॥૪૯॥ હે વિદ્વન્! જે નાડીચક્રાદિ ભૌતિકને પોતાના દેહમાં યોગીઓ જુવે છે અને જે બીજું ભૌતિક છે તે યોગગતિનિષ્ઠોએ જાણેલું સર્વ તમને

च । तत्ते सर्वं तत्त्वतो वच्मि विद्वन् ! मत्तेरन्तं योगशास्त्रस्य बुद्ध्यम् ॥५०॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे पञ्चमप्रकरणे योगोपदेशे प्रत्याहारधारणाध्यानसमाधिलक्षणनिरूपणनामा षष्टितमोऽध्यायः ॥६०॥

श्रीनारायणमुनिरुवाच—कोशा वपुषि षट् सन्ति वह्निस्थानतया मताः । वह्निनाऽन्नरसः पक्वो जाठरेण भवत्यसृक् ॥१॥ स्वकोशस्थेन तत्पक्वं वह्निना जायते पलम् । तत्स्वकोशाग्निना पक्वं मेदस्त्वं प्रतिपद्यते ॥२॥ मेदः स्वकोशाग्निपक्वमस्थितां तच्च वह्निना । पक्वं मज्जा भवेत्सोऽपि शुक्रतां याति वह्निना ॥३॥ परिणामो न शुक्रस्य कोश आद्यस्तदात्मनः । रम्भास्तम्भत्वच इव षट्कोशा देहरूपिणः ॥४॥ अस्थ्नां शतत्रयं चास्ति नरदेहेषु षष्टियुक् । दन्तास्तत्र चतु षष्टि

तत्त्वथी हवे कहुंछु ते साभळो ॥५०॥ इति श्रीसत्संगिजीवने पंचमप्रकरणे योगोपदेशे प्रत्याहार-धारणा-ध्यान-समाधि-लक्षणनिरूपणनामा षष्टितमोऽध्यायः ॥६०॥

## [1]अध्याय ६१ मो.

श्रीनारायणमुनि कहेछे—हे मुने ! शरीरमा अग्निना स्थानपणे निरूपण करेला छ कोशो छे, तेमा जठराग्निए पकव कराता अन्नरस रुधिररूपे थाय छे, ते रुधिर रुधिरकोशमा रहेला वह्निए पचन कराता मासरूपे थाय छे, ते मास मासकोशमा रहेला वह्निए पकव कराता मेदोभावने पामे छे, ते मेद मेद कोशमा रहेला अग्निए पचन कराता अस्थिरूपे थाय छे, ते अस्थि अस्थिकोशमा रहेला अग्निए पकव कराता मज्जारूपे थाय छे, ते मज्जापण स्वकोशमा रहेला वह्निए पकव कराता शुक्र-वीर्यरूपे थाय छे ॥२-३॥ शुक्र जे वीर्य तेनो तो उत्तर परिणामज (अवस्थातरप्राप्ति) नथी आ शुक्रज जीवनो प्रथम कोश छे शुक्रकोशादि छ कोशो केळना थाभलानी त्वचाओज जेम एम आ देहना छे ॥४॥ आ नरदेहमा त्रणसो साठ (३६०) अस्थिओ छे तेमा स्थाळ-दतभूळ प्रदेशमा रहेला अस्थिओ

[1] आ अध्यायमा लौतिक जे आ नाडी आदिकनी रचना छे तेनु निरूपण कर्युं छे

सस्थाला विंशतिर्नखाः ॥५॥ शलाकाः पाणिपादस्य सङ्ख्याता विंशतिः खलु । अस्थ्नां पदस्विङ्गुलीनामेकैकस्यात्रिकं त्रिकम् ॥६॥ गुल्फेषु सन्ति चत्वारि पार्ष्ण्योर्द्वे अस्थिनी मते । बाह्वोररत्निमानानि चत्वार्येवं च जङ्घयोः ॥७॥ जानूरुफलकस्कन्धकपोलस्य द्वयं द्वयम् । ताल्वक्षश्रोणिफलके द्वे द्वे चैकं तु मेहने ॥८॥ हनावेकं पञ्चदश ग्रीवायां जत्रुणोर्द्वयम् । हनुमूले द्वे च पृष्ठे चत्वारिंशच्च पञ्च च ॥९॥ अक्षिगण्डललाटे च द्वे द्वे चैकं नसि स्थितम् । अर्बुदैः स्थालकैः सार्धं पार्श्वास्थीनि द्विसप्ततिः ॥१०॥ चतुष्टयं कपालानां शीर्ष्णश्च द्वे तु शङ्खयोः । हृदि सप्तदशास्थीनि

બત્રીશ છે, દાંત બત્રીશ છે, મળીને (૬૪) ચોસઠ છે. નખો વીશ છે. હસ્તપાદની શલાકાઓ (શલાકાકાર અસ્થિઓ) વીશ પરિમિત છે. એક એક આંગળીમાં ત્રણ ત્રણ અસ્થિઓ છે, એમ મળીને વીશ આંગળીઓનાં અસ્થિઓ (૬૦) સાઠ છે ॥૫-૬॥ ચાર ઘુટીઓમાં ચાર ચાર અસ્થિઓ રહ્યાં છે. પાર્ષ્ણિ (પાદનો પશ્ચિમભાગ-પેની, એડી)માં બે અસ્થિ રહ્યાં છે. બાહુમાં અરત્નિમાપનાં ચાર અસ્થિ છે. (વિસ્તૃત કનિષ્ઠિકા આંગળીવાળા મુષ્ટિથી ઉપલક્ષિત (માપેલા) હસ્તને અરત્નિ કહે છે) જંઘામાં ચાર અસ્થિ છે. જાનુ (જંઘા સાથળનો સંધિ) સાથળ ખભા અને કપોળમાં બે બે અસ્થિ છે. તાળુ અક્ષ (કર્ણનેત્રને મધ્યે શંખથકી અધોભાગ) અને કટિમાં બે બે અસ્થિ છે. શિશ્નમાં એક અસ્થિ છે. હનુમાં (કપોળનો અધોભાગ-જડબુ) એક અસ્થિ છે. ગ્રીવામાં પનર અસ્થિઓ છે. જત્રુ (વક્ષઃસ્થળ અને ખભાનો સંધિ)માં બે અસ્થિ છે. હનુમૂળમાં બે અસ્થિ છે. પશ્ચિમ ભાગમાં (ખરડામાં) (૪૫) પીસતાળીશ અસ્થિઓ છે ॥૭-૯॥ નેત્ર ગંડ (કપોળ અને અક્ષનો મધ્ય પ્રદેશ) અને લલાટમાં બે બે અસ્થિ રહ્યાં છે. નાસિકામાં એક અસ્થિ રહ્યુ છે. અર્બુદ (અવાંતર અસ્થિઓ) અને સ્થાળક (પાર્શ્વસ્થ અસ્થિઓનાં આધારભૂત અસ્થિઓ) સાથે પાર્શ્વ (બાહુમૂળનો અધોભાગ બે પડખાં)નાં અસ્થિઓ (૭૨) બોંતેર છે ॥૧૦॥ મસ્તકકપાળોનાં ચાર અસ્થિઓ છે. શંખ જે ભ્રુકુટિ અને કર્ણનો મધ્ય-

पुंस इत्यस्थिसङ्ग्रहः ॥११॥ ओजो नाभिर्गुदं शुक्रं रक्तं शङ्खो शिरो गलः । प्राणस्यायतनान्यत्र हृदयादीनि सन्ति च ॥१२॥ वातपित्तश्लेष्मवहाश्चत्वारिंशच्छिरा इह । शाखाभेदेन चैताः स्युः शतानि सप्तसङ्ख्यया ॥१३॥ चतुर्विंशतिसङ्ख्याका धमन्यो वायुवाहिकाः । नाभिजाताश्च शाखाभिर्द्वे शते सन्ति सङ्ख्यया ॥१४॥ एकोनत्रिंशल्लक्षाणि तथा नव शतानि च । षट्पञ्चाशच्च शाखाभिः शिरा धमनिसंयुताः ॥१५॥ अङ्गप्रत्यङ्गसन्धीनां बन्धकाः स्नायवोऽपि च । शतानि नव सन्तीह पेश्यः पञ्चशतानि च ॥१६॥ श्मश्रूणि केशा उभये त्रीणि लक्षाणि देहिनाम् । सप्तोत्तरं मर्मशतं मुख्य सन्धिशतद्वयम् ॥१७॥ शरीररोम्णां सर्वेषां सूक्ष्मांशाः परमा-

---

પ્રદેશ તેમા બે અસ્થિઓ છે ઉર સ્થળમા સત્તર અસ્થિઓ છે આ પ્રકારે પુરૂષના અસ્થિઓની ગોઠવણીનો ક્રમ છે ॥૧૧॥ 'हृदि तिष्ठति यच्छुद्धमीषद्रक्त सपीतकम् । ओज शरीरे सङ्ख्यात तन्नाशे नाशमृच्छति ॥' એમ આયુર્વેદમા કહેલા લક્ષણવાળુ ઓજ, નાભિ, ગુદા, શુક્ર, રક્ત, શખ, શિર, ગળુ, હૃદય, ઈત્યાદિક આ દેહમા પ્રાણના મુખ્ય સ્થાનો છે ॥૧૨॥ આ દેહમા વાત પિત્ત શ્લેષ્મને વહેનારી પ્રધાનપણે નાડીઓ (નાભિસાથે બધાએલી, સકળ કળેવરમા વ્યાપનારી નાડીવિશેષો) (૪૦) ચાળીશ છે આ નાડીઓના શાખાભેદો પ્રધાનપણે સાતસો છે ॥૧૩॥ પ્રાણાદિ વાયુઓને વહન કરનારી, નાભિથકી ઉદ્ભવેલી નાડીઓ ચોવીશ છે તેની શાખા નાડીઓ બસો છે. આ નાડીઓએ સહિત શિરાઓ શાખા ઉપશાખા અવાતરોપશાખા આદિક ભેદથી તો ઓગણત્રીશ લાખ નવસો છપન (૨૯૦૦૯૫૬) છે ॥૧૪-૧૫॥ અંગસધિઓ અને પ્રત્યગસધિઓના બધક સ્નાયુઓપણ શરીરમા નવસો છે. બે કર બે ચરણ મધ્યભાગ મસ્તક, આ છ અગ કહ્યા છે અને ઉદર નાભિ લલાટ નાસિકા ચિબુક નેત્ર, આ છ પ્રત્યગ કહ્યા છે ઉરૂ પિંડીકા આદિક અગ પ્રત્યગસધિ સબન્ધી સ્થૂળાકાર પેશીઓ પાચસો છે ॥૧૬॥ દાઢી મુછના અને મસ્તકના કેશો મળી ત્રણ લાખ છે. મર્મસ્થળો એકસો સાત છે અસ્થિઓના મુખ્ય સાધાઓ બસો

णुभिः । वायवीयैः संविभक्ताः सन्ति स्वेदायनैः सह ॥१८॥ चतुः-पञ्चाशदनोक्ताः कोट्य. सप्ताधिका तथा । षट्षिलक्षाणि पञ्चाशत्सहस्राण्येव ते मताः ॥१९॥ न स्थूलदृष्ट्या केनापि ज्ञातुं शक्यं कथञ्चन । समाधिस्थैरिदं सर्वं दृश्यते सूक्ष्मदर्शिभिः ॥२०॥ सम्यक्परिणताहारसारस्याञ्जलयो नव । सन्ति देहे दशैवापां विशः सप्तासृजोऽष्ट च ॥२१॥ मूत्रपित्तश्लेष्मणां च चत्वारः पञ्च षट् क्रमात् । मज्जमेदोवसानां चाप्येको द्वौ च त्रयः क्रमात् ॥२२॥ मस्तिष्कस्याञ्जलिश्चार्धस्तावाञ्श्लेष्मरसस्य च । रेतसोऽर्ध इति प्रोक्ता समधातुवपु.स्थिति. ॥२३॥ देहस्य मध्ये हृदयं स्थानं तु

છે ॥૧૭॥ આ શરીરમા રૂવાડાના સૂક્ષ્મ અશો પરસેવાના સ્થાનભૂત વાયુ સબન્ધિ પરમાણુઓએ સહિત પૃથક્ વિભક્ત કરીને દર્શાવેલા બહુ છે તે શરીરરોમોના સૂક્ષ્માશો ચોપન કરોડ સડસઠ લાખ પચાસ હજાર (૫૪૬૭૫૦૦૦૦) યોગિઓએ માન્યા છે ॥૧૮-૧૯॥ આ સર્વે સ્થૂળ દૃષ્ટિથી કોઇએ પણ કોઈ પ્રકારે જાણી શકાતું નથી સમાધિસપન્ન સૂક્ષ્મ-વસ્તુદર્શનસમર્થોએજ જોઈ શકાય છે ॥૨૦॥ ખાધેલો આહાર જેનો સારી રીતે પરિપાકને પામે છે તેના શરીરમા ભુક્તાહારનો સારાશ નવ અજ લિપરિમિત હોય છે અજ્જલિશબ્દ કુડવપર્યાય લેવો (લગભગ પાશેર) જળ દશ અજ્જલિપરિમિત વર્તે છે, વિષ્ઠાશ સાત અજ્જલિપરિમિત વર્તે છે, રૂધિરાશ અષ્ટ અજ્જલિપરિમિત વર્તે છે, મૂત્રાશ ચાર અજ્જલિપરિમિત વર્તે છે, પિત્તાશ પાચ અજ્જલિપરિમિત વર્તે છે, શ્લેષ્માશ છ અજ્જલિપરિમિત વર્તે છે, મજ્જાશ એક અજ્જલિ પરિમિત વર્તે છે, મેદોંશ બે અજ્જલિપરિમિત વર્તે છે, વસાશ ત્રણ અજ્જલિ પરિમિત વર્તે છે, મસ્તકવર્તિ સ્નેહ, શ્લેષ્મસાર અને વીર્ય પ્રત્યેક અર્ધ અજ્જલિપરિમિત વર્તે છે આ પ્રકારે સમધાતુ શરીરની આ સ્થિતિ કહી છે વિષમધાતુ શરીરનો તો નિયમ નથી 'वैलक्षण्याच्छरीराणामस्थायित्वात्तथैव च । दोषधातुमलानां च परिमाणं न विद्यते ॥' એવુ આયુર્વેદનુ સ્મરણ છે ॥૨૧-૨૩॥ દેહમધ્યે વર્તતુ હૃદય મનનુ સ્થાન કહ્યુ છે, કફનુ પણ તેજ સ્થાન કહ્યુ છે, નાભિ પિત્તનુ સ્થાન

मनसः स्मृतम् । कफस्य हृदयं स्थानं पित्तं नाभ्यां प्रतिष्ठितम् ॥२४॥ पक्वाशयस्त्वधो नामेरूर्ध्वमामाशयः स्मृतः । मध्ये च जाठरो वह्निस्तयोस्तिष्ठन्ति चासवः ॥२५॥ अण्डाकृतिस्तत्र कन्दश्चतुरङ्गुलसम्मितः । हेतुर्देहस्थितेश्चास्ति नाभिचक्रं तदन्तरे ॥२६॥ जीवो भ्रमति तच्चक्रे पुण्यपापप्रचोदितः । प्राणारूढो यथोर्णायुः स्वकृते तन्तुपञ्जरे ॥२७॥ कन्दपार्श्वेऽस्ति परितः शक्तिः कुण्डलिनी मुने !।

છે, પકવાશય તો નાભિથકી નીચે છે, આમાશય નાભિથકી ઊર્ધ્વભાગમાં છે, તે બન્ને મધ્યે જઠરાગ્નિ વર્તે છે. તેમાંજ પ્રાણપણ વર્તે છે ॥૨૪-૨૫॥ તે નાભિમધ્યે ચાર આંગળ પરિમિત અંડાકૃતિ કંદ વર્તે છે, આ કંદ દેહસ્થિતિનો હેતુ છે, આ કંદના મધ્યભાગે નાભિચક્ર છે ॥૨૬॥ તેજ ચક્રમાં પુણ્યપાપપરવશ જીવ પ્રાણે વ્યાપ્ત હોઇને કરોળીયો પોતે નિર્માણ કરેલા તંતુચક્રમાંજ જેમ એમ પરિભ્રમે છે. યદ્યપિ કરોળીયો સ્વવશવર્તી હોઇને સ્વેચ્છાથી કરેલા તતુજાળમાં વિહાર કરે છે, આ જીવ તો કર્મગતિપરવશ હોઇને ઇશ્વરે આપેલા શરીરમાં પરિભ્રમે છે. તથાપિ પોતે સ્વકર્મથી અદૃષ્ટદ્વારા સર્જેલાને પોતાનું માને છે, તો પોતાપણાની માનીનતામાત્રથી કરોળીયો તંતુદૃષ્ટાંતની સંગતિ સમજવી. પરવશ એવા પણ આ જીવને સ્વદૃષ્ટિથી ભોગ્યતા બુદ્ધિ વર્તતી હોવાથી પરિભ્રમણજ વિહરણજ છે એમ તેની સગતિ છે. હૃદયમાં વર્તતાપણ આ જીવની ઇતિર અવયવોની અપેક્ષાએ નાભિકદમાં પ્રાણધારણસત્તા વિશેષ હોવાથી નાભિકંદમાં કહેલી સ્થિતિ વિરૂદ્ધ નથી. માટેજ 'हृदि ह्येष आमा' 'तन्मध्यं नाभिरिप्यते । तत्र चक्रं द्वादशारं तेपु विष्ण्वादिमूर्तयः...अरेपु भ्रमते जीवस्तन्तुपञ्जरमध्यगः । तन्तुपञ्जरमध्यस्था यथा भ्रमति लुतिका' આ બન્ને પ્રકારની શ્રુતિઓની પણ સંગતિ થાય છે. અથવા સાંખ્ય વેદાંત મતથી જીવની હૃદયમાં સ્થિતિ અને યોગ–આયુર્વેદના મતથી નાભિચક્રમાં તેની સ્થિતિ કહી છે, એમ બે મતથી બે પ્રકારે ઉક્તિ છે માટે વિરોધ નથી, એમ જાણવું ॥૨૭॥ હે મુને! નાભિમાં રહેલા કંદના પડખામાં ચોમેર આઠ કુંડાળાવાળી, સર્પિણીના જેવી આકૃતિવાળી કુંડળિની કોઈ શક્તિ બ્રહ્મરંધ્રનું મુખ રોકીને

ब्रह्मरन्ध्रमुखं रुध्वा सुप्ताऽग्रवलयोरगी ॥२८॥ द्वासप्ततिः सहस्राणि नाड्यः कन्दसमुद्भवाः । प्रसृताः सर्वतस्तासां सन्ति मुख्याश्चतुर्दश ॥२९॥ सुषुम्णा पिङ्गलेडा च वारणा च सरस्वती । यशस्विनी हस्तिजिह्वा पूषा विश्वोदरा कुहूः ॥३०॥ अलम्बुषा च गान्धारी शङ्खिनी च पयस्विनी । नाड्यस्तिस्रः सन्ति मुख्या एतास्प्यादिमा मुने ! ॥३१॥ कन्दमध्योद्भवा तत्र सुषुम्णोर्ध्वगतिप्रदा । मूर्ध्नि च ब्रह्मरन्ध्रे सा स्थिताऽतः सर्वतोऽधिका ॥३२॥ पिङ्गला

सुती छे. तेवी श्रुति छे–'तत्रोर्ध्वं कुण्डलीस्थानं नाभेस्तिर्यगधोर्ध्वत. । अष्टप्रकृतिरूपा सा चाष्टधा कुण्डलीकृता ।...परित' कन्दपार्श्वं तु निरुध्यैव सदा स्थिता । मुखेनैव समावेष्ट्य ब्रह्मरन्ध्रमुखं तथा' इति ॥२८॥ नाभिकंदथकी समुद्‌भवेली बोतेर हजार नाडीओ सर्वत' शरीरे प्रसरेली वर्ते छे. ते मध्ये चौद नाडीओ मुख्य वर्ते छे ते आ नाडीओ–सुषुम्णा पिंगळा इडा वारुणा सरस्वती यशस्विनी हस्तिजीह्वा पूषा विश्वोदरा कुहू अलम्बुषा गांधारी शंखिनी पयस्विनी. हे मुने! आ चौदमां पण प्रथमनी त्रण सुषुम्णा पिंगळा इडा नाडीओ मुख्य मानी छे तेमा पण सुषुम्णा मुख्य छे ॥२९–३१॥ हवे एमना स्थानभेदो कहुंछु–तेमा कंदमध्यथी समुद्‌भवेली सुषुम्णा नाडी स्वमार्गे करीने अहीथी नीकळीने जनारा जनोने ऊर्ध्वगति आपनार (अमृतगतिने आपनारी) छे. ते आ नाडी मस्तकमा रहेला ब्रह्मरंध्र सुधी रहेली छे, तेथी ते सर्वथी अधिक छे तेवी श्रुति छे–'कन्दमध्ये स्थिता नाडी सुषुम्णा सुप्रतिष्ठिता । पद्मपत्रप्रतीकाशा ऋजुरूर्ध्वं प्रवर्तनी । ब्रह्मणो विवर यावद्विद्युदाभासनालकम् । वैष्णवी ब्रह्मनाडी च निर्वाणप्राप्तिपद्धति.' इति तथा सुषुम्णानो हृदयथकी समुद्‌भव पण अन्यत्र श्रुतिए कह्यो छे–'शतं चैका हृदयस्य नाड्यस्तासां मूर्धानमभिनि'-सृतैका । तयोर्ध्वमायन्नमृतत्वमेति विश्वङ्ङन्या उत्क्रमणे भवन्ति' इति. आ बन्ने स्थानभेदने कहेनारी श्रुतिओनो ते सुषुम्णा नाडीनुं बन्ने प्रदेशमां संबद्धावापणु होवाथी स्थाननुं प्राधान्य कहेवानी इच्छाना भेदथी निर्वाह जाणवो (ज्यां जेनु प्राधान्य कहेवुं होय त्यां तेने कहे, तेथी बन्नेनो विरोध

चोर्ध्वगा याम्ये नासान्तं प्राप्य संस्थिता । इडापि सव्यनासान्तं सव्यभागेऽस्ति संस्थिता ॥३३॥ अधश्चोर्ध्वे च विज्ञेया वारुणा सर्वगामिनी । सरस्वती तथैवोर्ध्वमाजिह्वायाः प्रतिष्ठिता ॥३४॥ यशस्विनी याम्यभागे पादाङ्गुष्ठान्तमस्ति च । हस्तिजिह्वा तथा सव्यपादाङ्गुष्ठावधि स्थिता ॥३५॥ याम्ये पूषा च नेत्रान्तं पिङ्गलायास्तु पृष्ठतः । विश्वोदराभिधा नाडी तुण्डमध्ये व्यवस्थिता ॥३६॥ पूर्वभागे सुषुम्णाया मेढ्रान्तं च कुहूः स्थिता । अलम्बुषा तथा नाडी तुण्डमध्यादधोमुखी ॥३७॥ गान्धारी सव्यनेत्रान्तमिडायाः पृष्ठतः स्थिता । आसव्यकर्णाच्च मुने ! शङ्खिन्यस्त्यूर्ध्वगामिनी ॥३८॥ पयस्विनी तथैवोर्ध्वं याम्ये कर्णावधि स्थिता । एतास्त्वन्याः

नથી ) ॥૩૨॥ પિંગળા નાડી નાભિકંદના દક્ષિણભાગથકી સમુદ્‌ભવીને ઊર્ધ્વ પ્રસરતાં દક્ષિણ નાસિકાપુટને પામીને વર્તે છે. ઈડાનાડી પણ નાભિકંદના વામભાગમાં તે થકી સમુદ્‌ભવીને તેથકી ઊર્ધ્વ પ્રસરતાં વામનાસિકા પુટપર્યંત વર્તે છે. તેવી શ્રુતિ છે-'इडा च पिङ्गला चैव तस्याः सव्येतरे स्थिते । इडा समुत्थिता कन्दाद्वामनासापुटावधि । पिङ्गला चोत्थिता तस्माद्दक्षनासापुटावधि ॥' ઇતિ ॥૩૩॥ તે નાભિકંદ થકી નીકળેલી વારૂણી નાડી તેથકી નીચે ઉંચે સર્વત: પ્રસરેલી છે. સરસ્વતી નાડી નાભિકંદના ઊર્ધ્વ ભાગમાં પ્રસરીને જીહ્વાપર્યંત વ્યાપીને વર્તે છે ॥૩૪॥ યશસ્વિની નાડી તેથકી નીકળીને જમણા ચરણના અંગુઠાપર્યંત નીચે પ્રસરેલી છે. હસ્તિજીહ્વા નામની નાડી ડાબા ચરણના અંગુઠાપર્યંત પ્રસરેલી છે ॥૩૫॥ કંદના દક્ષિણ ભાગમાં પૂષા નામની નાડી પિંગળાના પૃષ્ઠભાગથી નીકળીને દક્ષિણ નેત્રપર્યંત વ્યાપીને વર્તે છે. વિશ્વોદરા નાડી મુખમધ્યપ્રદેશપર્યંત પ્રસરેલી વર્તે છે ॥૩૬॥ સુષુમ્ણાના પૂર્વભાગ થકી નીકળેલી કુહુ નાડી શિશ્નપર્યંત પ્રસરેલી વર્તે છે. અલમ્બુષા નાડી મુખમધ્ય પ્રદેશથકી અધોમુખી પ્રવર્તે છે ॥૩૭॥ ગાંધારી નાડી ઈડાના પૃષ્ઠભાગથી સમુદ્‌ભવીને વામનેત્રપર્યંત વ્યાપીને વર્તે છે. શંખિની નાડી તે નાભિકંદથકી ઊર્ધ્વ નીકળીને વામકર્ણપર્યંત પ્રસરેલી વર્તે છે ॥૩૮॥ પયસ્વિની નામની નાડી તેમજ ઊર્ધ્વ નીકળીને દક્ષિણ

संमुत्पन्ना नाड्यो ज्ञेयाः सहस्रशः ॥३९॥ इत्यादि स्वशरीरस्थं यत्किञ्चिदिह भौतिकम् । वीक्षते योगदृष्ट्या तद्योगवानेव नापरः ॥४०॥ वासुदेवचरणाब्जकृपायाः पात्रतामुपगतैस्तदुपास्त्या । योगिभिर्न किमपि ह्यनवाप्यं सर्वथेह च परत्र महर्षे ! ॥४१॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे पञ्चमप्रकरणे योगोपदेशे भौतिकदेहविकारनिरूपणनामैकषष्टितमोऽध्यायः ॥६१॥

श्रीनारायणमुनिरुवाच—कथयाम्यथ सङ्क्षेपाद्ब्रह्माण्डरचनामपि । अधोदलात्क्रमेणैव सर्वामूर्ध्वदलावधि ॥१॥ अधोदलोपरि महद्वर्तते विततं जलम् । तस्योपरि महाकूर्मः शेषस्तस्यास्ति चोपरि

કર્ણપર્યંત વ્યાપીને વર્તે છે. આ સુષુમ્ણાદિ ચૌદ નાડીઓની અવાંતર નાડીઓ બીજી હજારો હજાર છે ॥૩૯॥ ઈત્યાદિ સ્વશરીરમાં વર્તતુ યત્કિંચિત્ સૂક્ષ્મ ભૌતિક છે તે સર્વને યોગકુશળજ યોગદૃષ્ટિથી સાક્ષાત્ કરવા સમર્થ થાય છે. બીજો કોઈપણ નહિ ॥૪૦॥ હે મહર્ષે! શ્રીવાસુદેવ ભગવાનના ચરણકમળની એકાંતિક ઉપાસનાથી તેમના ચરણારવિંદની કૃપાના પાત્રભૂત યોગિઓએ અપ્રાપ્ય આ લોક પરલોકમાં કાંઈપણ વસ્તુ સર્વથા છેજ નહિ. કિંતુ સર્વ પણ સર્વથા તેમને સુલભજ વર્તે છે ॥૪૧॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...પંચમપ્રકરણે યોગોપદેશે ભૌતિકદેહવિકારનિરૂપણનામૈકષષ્ટિતમોઽધ્યાયઃ ॥૬૧॥

## [1]અધ્યાય ૬૨ મો.

**શ્રીનારાયણમુનિ** કહેછે–હવે અધોદળ જે આવરણભૂમિનું અધઃકપાળ તેને આરંભીને ઊર્ધ્વદળપર્યંત ક્રમથીજ બ્રહ્માંડની સર્વ રચનાસ્થિતિને પણ સંક્ષેપમાં કહું છું ॥૧॥ અધોદળની ઉપર ચોમેર વિસ્તૃત મહત્ જળ (ગર્ભોદકસંજ્ઞિત) વર્તે છે, તે જળની ઉપર ઊર્ધ્વગતિનો પ્રતિરોધક મહાકૂર્મ વર્તે છે. તે કૂર્મની ઉપર શેષ છે. તે સહસ્રફણાભૂષિત

૧ આ અધ્યાયમાં બ્રહ્માંડરચનાનું અનુક્રમે સંક્ષેપમાં નિરૂપણ કર્યું છે

॥२॥ सहस्रशीर्ष्णं एकस्मिन्फणे तस्याखिलोऽपि च। भूगोलोऽस्ति पुटेष्वस्य सप्त लोका भवन्ति हि ॥३॥ पाताललोकः प्रथमे भूपुटेऽस्ति मनोहरः। वसन्ति वासुकिमुखा नागा यत्र फणोज्ज्वलाः ॥४॥ दैत्याश्च दानवाः सन्ति तस्योपरि रसातले। महातले तदुपरि नागाश्च तक्षकादयः ॥५॥ तलातलेऽस्ति तस्योर्ध्वं सगणो मयदानवः। तस्योपर्यस्ति सुतले बलिर्भगवता सह ॥६॥ तस्योपर्यस्ति च शिवो वितले हाटकेश्वरः। तस्योपर्यतले चास्ति सगणो बलदानवः ॥७॥ अष्टमोऽयं हि भूर्लोकस्तन्मध्ये मेरुपर्वतः। तस्योपरि पुरः सन्ति ब्रह्मविष्णुकपर्दिनाम् ॥८॥ इन्द्रादीनां दिक्पतीनां तत्तद्दिक्षु पुरोऽष्ट च। तत्रामरावतीमुख्याः सन्ति हेमाचलेऽनघ ! ॥९॥ जम्बूद्वीपस्तममितो वेष्टितः क्षारसिन्धुना।

શેષના એક મધ્ય ફણા ઉપર સમગ્રપણુ આ ભૂગોળ (ગોળીની અંદર વર્તતી છાસના મધ્યમાં તરતા માંખણપિંડવત્) પ્રતિષ્ઠિત છે. આ ભૂગોળના અંતઃપુટોમાં (ઉપર ઉપર વર્તતાં અંતઃછિદ્રોમાં) સાત લોકો છે ॥૨-૩॥ સપુટ તે લોકોને કહે છે-તે આ ભૂગોળના પ્રથમ પુટમાં અતિ મનોહર પાતાળ લોક છે, તે પાતાળ લોકમાં રત્નોવડે ઉજ્જવળ ફણાવાળા વાસુકીપ્રમુખ નાગો વસે છે. તે પાતાળની ઉપર રસાતળ છે, તેમાં દૈત્યો તથા દાનવો વસે છે. તે રસાતળની ઉપરના ભૂપુટમાં મહાતળ છે, તેમાં તક્ષકાદિ નાગો નિવસે છે ॥૪-૫॥ તે મહાતળની ઉપર તળાતળ વર્તે છે, તેમાં મયનામે દાનવેન્દ્ર સગણ વર્તે છે. તે તળાતળ ઉપર સુતળ છે, તેમાં બળિ વર્તે છે, તેજ બળિના ભવનમાં તેની ઉપર અનુગ્રહાર્થે ભગવાન્ વિરાજે છે ॥૬॥ તે સુતળની ઉપર વિતળ વર્તે છે, તેમાં હાટકેશ્વર ભગવાન્ શિવ વર્તે છે. તે વિતળની ઉપર અતળ છે, તેમાં બળદાનવ સગણ વર્તે છે ॥૭॥ તેથકી ઉપર આ આઠમો ભૂર્લોક છે, તેના મધ્ય પ્રદેશે મેરૂનામે મહાપર્વત છે, તે મેરૂની ઉપર નગરીઓ ત્રણ છે, અનુક્રમે બ્રહ્મા વિષ્ણુ શિવે તે અધિષ્ઠિત છે ॥૮॥ હે મુને! એજ મેરૂવિષે પૂર્વાદિ દિશાઓમાં ક્રમથી આઠ અમરાવતીપ્રમુખ નગરીઓ ઇન્દ્રાદિ દિગ્પાળોની વર્તે

लक्षितो नवभिः खण्डैर्वर्तते भारतादिभिः ॥१०॥ सङ्कर्षण उपास्योऽस्ति तत्र खण्ड इलावृते । हयग्रीवश्च भद्राश्वे हरिवर्षे नृकेसरी ॥११॥ कामदेवः केतुमाले मत्स्यमूर्तिश्च रम्यके । उपास्यो भगवानस्ति कूर्मरूपो हिरण्मये ॥१२॥ वराहः कुरुखण्डेऽस्ति रामः किंपुरुषे तथा । नरनारायण ऋषिरुपास्योऽस्मिंश्च भारते ॥१३॥ क्षारोदवेष्टितादस्माद्द्वीपादुत्तर उत्तरः । द्विगुणो द्विगुणो ज्ञेयो द्वीपोऽब्धिश्चापि तादृशः ॥१४॥ जम्बूद्वीपात्परः प्लक्षद्वीपोऽस्तीक्षुरसाब्धिना । वृतस्तत्र हरिर्लोकैः सूर्यमूर्तिरुपास्यते ॥१५॥ ततश्च शाल्मलिद्वीपः सुरोदेनाब्धिना वृतः । वर्तते चन्द्ररूपश्च तत्रोपास्यो हरिर्जनैः ॥१६॥ ततः परः कुशद्वीपो घृतोदाब्ध्यभिवेष्टितः । अस्ति तत्राग्निरूपश्च हरिर्लोकैरुपास्यते ॥१७॥ क्षीरोदा-

---

છે ॥૯॥ તે મેરૂની ચોતરફ જમ્બુદ્વીપ ક્ષારસાગરથી વીંટાએલો ભારતાદિ નવ ખંડોએ સંયુક્ત વર્તે છે ॥૧૦॥ ઉપાસ્ય દેવતાઓએ સહિત તે ખંડોને નામથી કહે છે– તે નવખંડો મધ્યે ઈલાવૃત નામના ખંડમાં સંકર્ષણ ઉપાસ્ય વર્તે છે, ભદ્રાશ્વ ખંડમાં હયગ્રીવ ઉપાસ્ય વર્તે છે, હરિવર્ષ ખંડમાં નૃસિંહજી ઉપાસ્ય વર્તે છે, કેતુમાળ ખંડમાં કામરૂપ ભગવાન્ ઉપાસ્ય છે, રમ્યક ખંડમાં મત્સ્યમૂર્ત્તિ ભગવાન્ ઉપાસ્ય છે, હિરણ્મય ખંડમાં કૂર્મરૂપ ભગવાન્ ઉપાસ્ય વર્તે છે, કુરૂખંડમાં વરાહ ભગવાન્ ઉપાસ્ય વર્તે છે, કિંપુરૂષ ખંડમાં રામચંદ્ર ભગવાન્ ઉપાસ્ય છે, આ ભારત ખંડમાં નરનારાયણ ઋષિ ઉપાસ્ય વર્તે છે ॥૧૧-૧૩॥ ખારા સમુદ્રથી વીંટાઈ રહેલા આ લાખ યોજન પ્રમાણવાળા જંબુદ્વીપ થકી ઉત્તરોત્તર વર્તતો દ્વીપપણ બમણા પરિમાણવાળો જાણવો અને તેતે દ્વીપને વીંટાઇ રહેલો સમુદ્રપણ ઉત્તરોત્તર બમણા માપવાળો જાણવો ॥૧૪॥ તેમાં જંબુદ્વીપથકી ઉત્તર પ્લક્ષ નામનો દ્વીપ છે, તે શેલડીરસના સમુદ્રથી વીંટાએલો છે, તેમાં સૂર્યાત્મક હરિને લોકો ઉપાસે છે ॥૧૫॥ તેથકી ઉત્તર શાલ્મલી દ્વીપ વર્તે છે, તે સુરાસાગરથી વીંટાએલો વર્તે છે, તેમાં ચંદ્રરૂપ હરિનું જનો ઉપાસન કરે છે ॥૧૬॥ તેથકી પર કુશદ્વીપ છે, તે ઘૃતોદ સમુદ્રથી વીંટાએલો છે, તેમાં અગ્નિરૂપ ભગવા-

धिवृतश्चास्ति क्रौञ्चद्वीपस्ततः परः । अम्बुरूपस्तत्र लोकैर्वासुदेव
उपास्यते ॥१८॥ दधिमण्डोदाब्धिवृतः शाकद्वीपस्ततः परः । वर्तते
तत्र च जनैर्वायुर्हरिरुपास्यते ॥१९॥ स्वादूदकाब्ध्यभिवृतः पुष्क-
राख्यस्ततः परः । द्वीपोऽस्ति तत्र च ब्रह्मा पुष्करस्थ उपास्यते
॥२०॥ ततोऽस्ति काञ्चनी भूमिर्लोकालोकस्ततो नगः । तस्योपरि
चतुर्दिक्षु चत्वारः सन्ति दिग्गजाः ॥२१॥ तत्रैव साक्षाद्भगवान्म-
हापुरुष ईश्वरः । आस्ते च लोकरक्षार्थं विष्वक्सेनादिभिर्वृतः ॥२२॥
भूर्लोकादीदृशादूर्ध्वं भुवर्लोकोऽस्ति सन्मते ! । भूतप्रेतपिशाचानां
तद्विहारनिकेतनम् ॥२३॥ भूमध्यगे च हेमाद्रौ दिक्पालानां
पुरोऽभितः । सूर्यो दिव्यरथारूढो भ्रमति ह्यण्डमध्यगः ॥२४॥
उपर्युपरि सन्त्येनं मण्डलानि क्रमेण च । चन्द्रर्क्षशुक्रसौम्याङ्गारक-
देवपुरोधसाम् ॥२५॥ तदूर्ध्वं मण्डलं पङ्गोस्ततः सप्तर्षिमण्डलम् ।

નનુ ઉપાસન છે ॥૧૭॥ તેથકી ઉત્તર ક્રૌંચદ્વીપ છે, તે ક્ષીરસાગરથી વીંટા-
એલો વર્તે છે, તેમા જળરૂપ વાસુદેવને લોકો ઉપાસે છે ॥૧૮॥ તેથકી પર
શાકદ્વીપ છે, તે દધિમંડોદધિથી વીંટાએલો વર્તે છે, તેમા લોકોએ વાયુરૂપ
હરિ ઉપાસ્ય છે ॥૧૯॥ તેથકી પર પુષ્કર નામનો દ્વીપ વર્તે છે, તે સ્વાદુ-
દક સમુદ્રથી વીંટાએલો છે, તેમાં કમળ ઉપર રહેલા બ્રહ્મા જનોએ ઉપાસ્ય
છે ॥૨૦॥ તેથકી પર કાચનમયી ભૂમિ છે, તત પર લોકાલોક પર્વત વર્તે
છે, તે પર્વતની ઉપર ચાર દિશામા ચાર દિગ્ગજો છે ॥૨૧॥ તે લોકાલોક
પર્વતમાજ સમર્થ સાક્ષાત્ ભગવાન્ મહાપુરૂષ વિશ્વક્સેનાદિ પાર્ષદોથી
વીંટાઇને આ લોકના સરક્ષણ માટે સન્નિધિ પામી રહ્યા છે ॥૨૨॥ હે સન્મતે!
આવા આ ભૂર્લોક થકી ઊર્ધ્વ ભુવર્લોક છે, તે લોક ભુત પ્રેત પિશાચ
આદિકનુ વિહરણ સ્થાન છે ॥૨૩॥ અંડમધ્યે રહેલો સૂર્ય ભૂમધ્યે રહેલા
મેરૂમાં વર્તતાં ઇન્દ્રાદિ દિગ્પાળોનાં નગરોને ચોમેર મધ્યે દિવ્ય રથમા
બેસીને ભમે છે ॥૨૪॥ આ સૂર્યમંડળના ઉપરિતન ભાગમાં ચદ્ર નક્ષત્ર શુક્ર
બુધ મગળ અને બૃહસ્પતિનાં મંડળો ઉપર ઉપર અનુક્રમે વર્તે છે ॥૨૫॥
બૃહસ્પતિમંડળથકી ઊર્ધ્વ શનૈશ્ચરનું મંડળ વર્તે છે, તેથકી ઊર્ધ્વ સપ્તર્ષિ-

ततः परं ध्रुवपदं वर्तते धाम वैष्णवम् ॥२६॥ तत्समीपप्रदेशेऽस्ति स्वर्गलोकोऽस्ति शोभनः । तत्रास्तीन्द्रस्त्रिलोकीशः सर्वदेवगणैः सह ॥२७॥ शिशुमाराश्रितं ह्येतत्सूर्याद्यस्ति ध्रुवावधि । ग्रहचक्रं तदुपरि महर्लोकोऽस्ति शोभनः ॥२८॥ जनलोकस्तदुपरि तपोलोकस्ततः परम् । एते लोकास्त्रयः सन्ति ऋषिमण्डलसंश्रिताः ॥२९॥ तत ऊर्ध्वं सत्यलोको धाम विश्वसृजोऽस्ति तत् । चतुर्दशैते लोकाश्च परितस्तमसावृताः ॥३०॥ अस्ति तस्मात्तु तमसः परं गर्भोदकं मुने ! । ततः परं चाष्टसन्ति पृथ्व्याद्यावरणानि च ॥३१॥ ततोऽस्ति मूलप्रकृतिः परंज्योतिस्ततः परम् । तदेव भगवद्धाम यद्ब्रह्मपुरमुच्यते ॥३२॥ एवंस्थितेऽत्र ब्रह्माण्डे योगविद्यः समाधिना । तत्तन्नाड्यध्वना गत्वा तत्तत्स्थानं समीक्षते ॥३३॥ सुषुम्णयैव

મંડળ વર્તે છે, તેથકી ઊર્ધ્વ વૈષ્ણવધામ ધ્રુવપદ વર્તે છે ॥૨૬॥ તે ધ્રુવપદ થકી અધોવર્તી સમીપ પ્રદેશે અતિશોભન સ્વર્ગલોક વર્તે છે, તેમા ત્રણ લોકોનો ઈશ ઇન્દ્ર સમસ્ત દેવગણોથી વીંટાએલો વર્તે છે ॥૨૭॥ સૂર્યમંડળાદિ ધ્રુવપદપર્યંત આ સર્વ ગ્રહચક્ર શિશુમાર ચક્રને આશરીને વર્તે છે તે શિશુમાર ચક્રની ઉપર શોભન મહર્લોક વર્તે છે ॥૨૮॥ તે મહર્લોકની ઉપર જનલોક છે, તેની ઉપર તપોલોક છે, આ મહર્લોકાદિ ત્રણેય લોકો ઋષિમંડળોએ આશરેલા છે ॥૨૯॥ તે તપોલોક થકી ઊર્ધ્વ સત્યલોક છે, તે લોક વિશ્વનો સર્ગ કરનાર હિરણ્યગર્ભનુ સ્થાન છે આ ચૌદેય લોકો ચોમેર ગાઢ તમથી આવરિત વર્તે છે ॥૩૦॥ હે મુને! તે આવરણ તમથકી પર ગર્ભોદક વર્તે છે ગર્ભોદક થકી પર પૃથિવી—જળ—તેજ—વાયુ—આકાશ—અહંકાર—મહત્તત્ત્વ—પ્રકૃતિ નામના ઉત્તરોત્તર અષ્ટ આવરણો એક એકથકી ઉત્તર દશ દશ ઘણા વર્તે છે ॥૩૧॥ તે આવરણ પ્રકૃતિતત્ત્વથકીપણ પર મૂળ પ્રકૃતિ છે એણીનો અધ પરિચ્છેદ (માપ) નથી એણીની ઉપર પરંજ્યોતિ અક્ષરાખ્ય ભગવદ્ધામ છે, જેને શ્રુતિ બ્રહ્મપુર કહે છે અને જે મુક્તોએ પ્રાપ્ય છે ॥૩૨॥ આ પ્રકારની રચનાવાળા આ બ્રહ્માંડમાં યોગી યોગપ્રભાવથી તે તે લોકોમા ગમનના હેતુભૂત નાડીમાર્ગે કરીને જઇને તે તે

भगवद्धाम यत्प्रकृतेः परम् । तच्च दृष्ट्वा पुनर्देहं भौतिकं प्राप्य बुध्यते ॥३४॥ इत्थं समाधौ स्वातन्त्र्यं प्रेम्णा नारायणे भवेत् । तस्मात्तस्यैव वृद्ध्यर्थं शिक्षेद्योगं गुरोर्बुधः ॥३५॥ भक्तियोगनिपुणस्य सद्गुरोः शिक्षयाऽभ्यसत एव योगिनः । योगमेतमिह सिद्धिरीप्सिता स्याद्रुतं ह्यनघ ! नेतरस्य तु ॥३६॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे पञ्चमप्रकरणे योगोपदेशे ब्रह्माण्डरचनानिरूपणनामा द्विषष्टितमोऽध्यायः ॥६२॥

श्रीनारायणमुनिरुवाच—समाधिनिष्ठो योगीन्द्रः स्वतन्त्रः स निजेच्छया । देहं धत्ते त्यजति वा कालभीतिविवर्जितः ॥१॥ देहत्यागे

ઉક્ત લોકોને સાક્ષાત્ જુવે છે ॥૩૩॥ પ્રકૃતિથકી પર જે ભગવાનનુ ધામ તેનેતો પૂર્વોક્ત સુષુમ્ણા નાડીમાર્ગેથીજ સમાધિનિષ્ઠ સાક્ષાત્ કરે છે, સમાધિથકી બહાર આવતા ફરી આ ભૌતિક વપુને જાગ્રદવસ્થાથી પામીને 'આ હુ અમુક અહીં છુ' એમ પ્રબુદ્ધ થાય છે ॥૩૪॥ આ પ્રકારનુ સમાધિમા જે સ્વાતન્ત્ર્ય તે તે સ્થાનના અવલોકનરૂપ તે ભગવાન્ વાસુદેવમા પરા પ્રીતિથીજ થાય તો તે પ્રીતિની વૃદ્ધિમાટેજ ગુરૂથકી બુધજન ભક્તિગર્ભિત યોગનો અભ્યાસ કરે ॥૩૫॥ હે નિર્દોષ મુને! ભક્તિયોગમા જે નિપુણ હોય તે સદ્ગુરૂની શિક્ષાથી આ યોગનો અભ્યાસ કરનારાજ યોગિને ઇપ્સિત યોગસિદ્ધિ અવિલબથી થાય, અન્યથા તો નજ થાય ॥૩૬॥ ઇતિ શ્રીસત્સંગિજીવને.. પંચમપ્રકરણે યોગોપદેશે બ્રહ્માંડરચનાનિરૂપણનામા દ્વિષષ્ટિતમોઽધ્યાયઃ ॥૬૨॥

## [1]અધ્યાય ૬૩ મો.

**શ્રીનારાયણમુનિ** કહેછે—હે શતાનંદમુને! નિષ્પન્ન સમાધિમાન્ યોગીન્દ્ર સ્વતન્ત્ર થાય છે, એને કાળથી ભીતિ કશીપણ નથી, એને અવશને મૃત્યુ બળાત્ લઇ જવા સમર્થ થાય નહિ, તે સ્વેચ્છાથી દેહને ધારવા કે તજવા સ્વય સમર્થ છે ॥૧॥ સ્વેચ્છાથી બહુકાળ દેહના ધારણમા કિંવા

૧ આ અધ્યાયમા પાચ બાહ્યઆભ્યતર મહાભૂતોના સ્વરૂપનુ વિવેચન કર્યુ છે

योगिनोऽत्र चिरं वा देहधारणे । पञ्चानां महतां ज्ञाने भूतानामस्त्यपेक्षितम् ॥२॥ पिण्डब्रह्माण्डहेतूनां तेषां ज्ञानं विना तु सः । विद्याद्भौतिकपिण्डस्य त्यागात्यागकलां कथम् ॥३॥ तस्मात्कारणरूपाणि महाभूतानि पञ्च च । ज्ञेयानि तेषां कार्याणि ब्रह्माण्डपिण्डस्थितान्यपि ॥४॥ शतानन्द उवाच—पिण्डब्रह्माण्डहेतूनां भूतानां महतां विभो ! । विशेषं बोद्धुमिच्छामि वक्तुमर्हति तं भवान् ॥५॥ समानेष्विह भूतेषु पृथिव्यादिषु पञ्चसु । कार्याणां कारणानां च भेदो ज्ञायेत वा कथम् ॥६॥ श्रीनारायणमुनिरुवाच—कार्याणां कारणानां च ह्याधेयाधारभावतः । अल्पत्वेन महत्त्वेन तेषां भेदोऽवगम्यताम् ॥७॥ कारणेषु तु भूतेषु कार्यरूपाण्डगोलकाः ।

ત્યાગમાં યોગિએ પાંચ મહાભૂતોનું સ્વરૂપ તત્ત્વથી જાણવા યોગ્ય છે ॥૨॥ પિંડબ્રહ્માંડહેતુભૂત પાંચ મહાભૂતોના જ્ઞાન વિના ભૌતિક આ દેહરૂપ પિંડની સ્વેચ્છાથી ત્યાગ ધારણ વાર્તા કેમ ઘટતી આવે? નજ આવે ॥૩॥ માટે કારણભૂત-જે અંડનાં હેતુભૂત આકાશાદિ પાંચ મહાભૂતો છે તે યોગિએ જાણવાં અને જે તેમના કાર્યભૂત અંડપિંડમાં રહેલાં ભૂતો છે તે પણ જાણવાં ॥૪॥ આ પ્રકારે ભગવાને કહેલા **શતાનંદમુનિ** પોતાની તે સબન્ધી જીજ્ઞાસાને પ્રકાશ કરે છે–હે ભગવન્! પિંડબ્રહ્માંડમાં હેતુભૂત મહાભૂતોનો વિશેષ (ભેદ) જાણવા હું ઇચ્છુછું. તો તમો તે મને કહેવાને યોગ્ય છો ॥૫॥ લોકમાં વર્તતા કાર્ય પૃથિવ્યાદિ પાંચ ભૂતો સમાન દેખાય છે, તો કાર્યકારણભાવને પામેલાં તેમનો ભેદ કેમ જાણી શકાય? ॥૬॥

**શ્રીનારાયણમુનિ** કહેછે–હે મુને! પાંચ ભૂતોનું પૃથિવ્યાદિજાતીયપણે ઐક્ય છે પણ આધારાધેયભાવથી અને મહત્ત્વ અલ્પત્વથી (સૂક્ષ્મ સ્થૂળ ભેદથી) કારણકાર્યનો વિભેદ જાણવો ॥૭॥ જેમ પૃથ્વીપિંડથકી થએલા ઘટાદિકો પૃથ્વીમાં સૂક્ષ્મરૂપે રહ્યા છે તેમ કારણ પાંચ મહાભૂતોમાં કાર્યભૂત બહુ અંડગોલકો સૂક્ષ્મરૂપે રહ્યાજ છે. જે અસત હોય તેની ઉત્પત્તિ નથી, જે સત હોય તેનાજ જે આવિર્ભાવ તિરોભાવ (અવસ્થાંતરપ્રાપ્તિરૂપ) તેજ ઉત્પત્તિ વિનાશ કહેવાય છે. ઘટાદિક કાર્યપણ પ્રથમ ન હતું

संस्थिताः सन्ति हि यथा भुवि भौमा घटादयः ॥८॥ आधारभूतान्यण्डानां महाभूताभिधानि च । सन्ति तानि तरङ्गाणां यथाम्बुनिचयस्तथा ॥९॥ पुंप्रकृत्याश्रितान्येव पञ्च ज्ञेयानि तानि तु । तयोर्योगे यतोऽण्डानि तद्वारा सम्भवन्ति वै ॥१०॥ अण्डजद्वन्द्वसंयोगान्मायया परमात्मनः । यथाण्डसम्भवो ह्यत्र दृश्यते भुवि सन्मते ! ॥११॥ पुंप्रकृत्योस्तथा योगाद्भूतद्वाराण्डसम्भवः । परसैवेच्छया ताभ्यां भवत्येव हि नान्यथा ॥१२॥ ब्रह्माण्डमध्ये भूतानि यानि पश्चात्र तानि तु । जातान्यंशैर्हि महतां भूतानामी-

તે પછી થયું એમ પણ નથી, કિંતુ મૃત્તિકાપિંડમાં સૂક્ષ્મરૂપે રહેલાજ પ્રાદુર્ભવે છે. તેમ પ્રથમથી સૂક્ષ્મરૂપે રહેલું બ્રહ્માંડપણ પ્રાદુર્ભવે છે. તો આ રીતે આ કારણકાર્યનો આધારાધેયભાવ અને સૂક્ષ્મસ્થૂળભેદ વર્તે છે, જેમ સમુદ્ર તરંગોના આધારભૂત છે તેમ મહાભૂતો અંડોના આધારભૂત છે. સમુદ્ર પ્રકૃતિ છે અને તરંગો વિકૃતિ છે, વિકૃતિનો આશ્રય પ્રકૃતિ છે, આ વિકૃતિ પણ કાંઇ અપૂર્વ નથી, પ્રકૃતિરૂપે જે રહેલી હતી તેજ વિલક્ષણ આકૃતિથી પ્રાદુર્ભવતાં વિકૃતિરૂપે પ્રાદુર્ભવે છે, માટેજ તરંગોની પ્રકૃતિરૂપતામાં સૂક્ષ્મતા વર્તે છે અને વિકૃતિરૂપતામાં સ્થૂળતા વર્તે છે અને આધારાધેયતા છે અથવા-કારણોની મહત્તા પરિમાણથી છે, તેથકી અલ્પતા કાર્યની છે, જેમ પૃથિવીથકી અલ્પ ઘટાદિક છે, પૃથિવીતો ઘટાદિકથકી મોટી છે તરંગો સમુદ્રથકી અલ્પ છે, સમુદ્રતો તરંગોથકી મોટો છે. એમનો આધારાધેયભાવતો સ્પષ્ટજ છે. એરીતે મહાભૂતો અને તેના કાર્યભૂત અંડોનતનું જાણી લેવું ॥૮-૯॥ તેપણ પાંચ મહાભૂતો પુરૂષપ્રકૃતિએ આશ્રિત-તેણે અધિષ્ઠિતજ સમજવાં, કેમકે તે બન્નેનો યોગ થતાંજ તદ્દ્વારા-પંચમહાભૂતદ્વારા અંડો ઉપજે છે, (પ્રથમ મહાભૂતો, પછી અંડ એવા ક્રમથી) ॥૧૦॥ હે સન્મતે ! જેમ લોકમા મિથુનીભૂત અંડજ (પક્ષી) ના સંયોગથી અંડોત્પત્તિ થતી દેખાય છે તેમ પ્રકૃતિપુરૂષથકી પર પરમાત્માની માયા-સંકલ્પથીજ પુરૂષપ્રકૃતિનો સંશ્લેષ થતાં મહાભૂતદ્વારા આ અંડની ઉત્પત્તિ થાય છે, અન્યથા નહિ ॥૧૧-૧૨॥ જેમ લોકમાં પક્ષીના ઇંડામધ્યે પક્ષી

स्वरेच्छया ॥१३॥ यथाण्डजाण्डमध्येऽत्र पक्षिदेहसमुद्भवः । कालेन तद्वद्भवति ब्रह्माण्डे भूतसम्भवः ॥१४॥ कारणाख्यान्यतः प्राहुर्महाभूतानि तानि तु । ब्रह्माण्डमध्यभूतानि कार्याख्यानि च तद्विदः ॥१५॥ पिण्डाख्यः स्थूलदेहो यः शुक्रशोणितसम्भवः । स्त्रीपुंसयोगतः सोऽपि पञ्चभूतांशजोऽस्ति हि ॥१६॥ काठिन्यरूप आधारस्तत्र पृथ्वीति गद्यते । देहे द्रवस्तथैवाप ऊष्मा तेजश्च कथ्यते ॥१७॥ चेष्टा वायुस्तथाकाशमवकाशोऽस्ति सुव्रत ! । एवं पञ्चापि भूतानि सन्ति सर्ववपुष्वपि ॥१८॥ तत्राप्यग्निर्जलं वायुरिति त्रीणि विशेषतः । देहे मुख्यतया सन्ति ज्ञातव्यमिति योगिना ॥१९॥ तत्रापि वायुर्मुख्योऽस्ति भवतोऽन्ये तदाश्रिते । वायुस्तदाश्रितोऽस्त्येवमेषामन्योन्यसंश्रयः ॥२०॥ अग्निः पट्स्वपि कोशेषु धातूनां

---

દેહ કાળશક્તિથી સમુદ્દભવે છે તેમ તેવા બ્રહ્માંડને મધ્યે મહાભૂતોના અંશોથી પૃથિવ્યાદિ કાર્યાત્મક પાંચ ભૂતો ઇશ્વરેચ્છાથી ઉદ્દભવે છે ॥૧૩–૧૪॥ માટેજ પંચભૂતોના કાર્યકારણભાવને જાણનારા મુનિઓ બ્રહ્માંડને ઉપજાવનારાં મહાભૂતોને કારણ મહાભૂતો કહે છે અને બ્રહ્માંડમાં રહેલાંને તો કાર્યભૂતો કહે છે ॥૧૫॥ જે આ સ્ત્રીપુરૂષનો સયોગ થતાં શુક્રશોણિતથી સમુદ્દભવેલો પિંડનામનો સ્થૂળ દેહ છે તેપણ કાર્યભૂત પાંચ ભૂતોના અશોથી ઉપજ્યો છે ॥૧૬॥ તેમાં દેહમાં જે કાઠિન્યસ્વભાવ અન્ય દ્રવતા દ્રવ્યાદિકના (જળાદિક) આશ્રયભૂત દેખાય છે તે પૃથ્વીનો અંશ છે, જે દ્રવ દ્રવ્યવિભાગ છે તે જળનો અંશ છે, જે ઉનાશ જણાય છે તે તેજનો અંશ છે, જે ચેષ્ટા જણાય છે તે વાયુનો અંશ છે, જે અંતઃ અવકાશ તેતો આકાશનો અંશ છે. હે સુવ્રત ! આ રીતે સમગ્ર શરીરોમાંપણ પાંચભૂતોના અંશનો સમાવેશ સમજવો ॥૧૭–૧૮॥ પંચ ભૂતોમાંપણ તેજ જળ વાયુ આ ત્રણજ ભૂતો આ દેહમાં વિશેષતઃ પ્રધાનપણે છે એમ યોગિએ જાણવું ॥૧૯॥ તે ત્રણમાંપણ વાયુ મુખ્ય છે, વાયુની સત્તાથી તેજ જળની સત્તા છે અને તેજ જળની સત્તાથી વાયુની સત્તા છે, એમ આ ત્રણેય તત્વો પરસ્પર આશ્રયવાળાં જાણવાં ॥૨૦॥ એમની ક્રિયાને કહેનાથપ્ર મુખ્યપણાને

पक्तामिह । कुर्वाणो जाठरश्चासौ देहं धारयति ध्रुवम् ॥२१॥ जलं च वीर्यरूपेण कारणं वपुषोऽस्ति हि । वीर्येण वर्तते देहः क्षये वीर्यस्य नश्यति ॥२२॥ प्राणपञ्चकरूपेण चेष्टयंश्चाखिलं वपुः । इन्द्रियाद्यात्मतां प्राप्य वायुर्धारयते वपुः ॥२३॥ नाभिमध्ये स्थिताः सर्वे प्राणा देहेषु देहिनाम् । तत एव प्रसर्पन्ति तिर्यगूर्ध्वमधश्च ते ॥२४॥ सुषुम्णायां मुख्यतया वायुर्वहति सर्वदा । तदाश्रितासु नाडीषु सर्वास्वपि विशत्यतः ॥२५॥ नाभेरूर्ध्वं स्थितः प्राणः शरीरं परिपालयन् । मूर्ध्नि तत्स्थे तथा वह्नौ वर्तते व्याप्य सत्तम ! ॥२६॥ नाभेरधो ह्यपानश्च जाठराग्निसमिन्धनः । अपानप्राणयोर्मध्ये जाठरोऽग्निश्च वर्तते ॥२७॥ व्यानः सन्धिषु सर्वेषु वर्तते चेष्टयन्वपुः ।

દૃઢ કરે છે—આ જાઠર અગ્નિ રક્તાદિ છ કોશોમાં રહેલા રક્તાદિ ધાતુઓને પકવતાને કરતોથકો દેહને ધારી રાખે છે ।૨૧॥ જળ વીર્યરૂપે આ દેહની સ્થિતિમાં હેતુ છે, કેમતો આ દેહ વીર્યથી રહે છે, વીર્યનો ક્ષય થતાં નાશ થઈ જાય છે ॥૨૨॥ વાયુ પ્રાણ અપાનાદિ પાંચરૂપે શરીરને સર્વત વ્યાપીને ચેષ્ટાયુક્ત કરે છે અને વાગાદિ ઇન્દ્રિયાદિ રૂપતાને પામીને ચેષ્ટાયુક્ત કરેછે. ઇન્દ્રિયો યદ્યપિ અહંકારથકી ઉપજેલાં છે તથાપિ પ્રાણના આવેશ વિના કાર્યમાં સમર્થ થતાં નથી. પ્રાણે અધિષ્ઠાન કરતાંજ કાર્ય કરવામાં સમર્થ થાય છે, તો 'પ્રાણજ ઇન્દ્રિયાત્મના થઇને ચેષ્ટા કરાવે છે' એમ કહ્યુ તે યુક્ત છે ॥૨૩॥ સર્વે પ્રાણો દેહિઓના દેહોમાં રહેલા નાભિમધ્યેજ રહે છે, તેજ સ્થાનથકી તે પ્રાણો દેહમાં આડા અવળા ઉંચે નીચે પ્રસરે છે ॥૨૪॥ પ્રધાનપણે વાયુ સુષુમ્ણામાં સર્વદા વહે છે, તે સુષુમ્ણાથકીજ તેની આશ્રિત અન્ય સમસ્ત નાડીઓમાં પ્રવેશે છે ॥૨૫॥ હે સત્તમ ! તે પ્રાણ નાભિથકી ઊર્ધ્વ વ્યાપીને પ્રાણવૃત્તિએ વિશિષ્ટ વર્તતાં આ શરીરને ધારતોથકો મસ્તકમાં અને તેમાં રહેલા વહ્નિમાં વ્યાપીને વર્તે છે ॥૨૬॥ એજ પ્રાણ નાભિથકી નીચે પ્રસરતાં અપાનવૃત્તિભેદથી અપાનસંજ્ઞાને પામીને જાઠરાગ્નિને પ્રદીપ્ત કરે છે. અપાન પ્રાણને મધ્યે જાઠરાગ્નિ વર્તે છે ॥૨૭॥ વ્યાનવૃત્તિએ વિશિષ્ટ થતા વ્યાન સંજ્ઞાને પામેલો તે પ્રાણ સર્વ સન્ધિઓમાં સન્નિધિ આપીને આ વપુને ચેષ્ટા

वलकर्मप्रयत्नात्मा ह्युदानश्चास्ति कण्ठगः ॥२८॥ यत्किञ्चिदशितं पीतं तत्तन्मार्गे समानयन्। उद्दीपयंश्च कोशाग्निमास्ते नाभौ समानकः ॥२९॥ इत्यग्निजलवायूनां देहे मुख्यत्वमुच्यते। तत्रापि वायोः प्राधान्यं प्रोच्यते योगवेदिभिः ॥३०॥ त्यागे वा धारणे तस्मात्स्वशरीरस्य योगिना। कर्तव्ये सति तु ध्येयो वायुर्बाह्यस्तथान्तर. ॥३१॥ कृते प्राणनिरोधे च जाठरोऽग्निस्तदाश्रित.। स्वयं निरुध्यते तेन तिष्ठेद्योगिवपुश्चिरम् ॥३२॥ उपेक्षा धारणे यस्य वपुषो योगिनो भवत्। जिहासा तु भवेत्तर्हि ध्यात्वा वायुं तदुत्सृजेत् ॥३३॥ वायुस्वरूपं निश्चित्य पिण्डब्रह्माण्डसंस्थितम्। आदौ ततः स योगज्ञः कुर्यात्सुदृढमासनम् ॥३४॥ यल्लोकेच्छा भवेत्स्वस्य

युक्त કરતો થકો વર્તે છે કઠ દેશમા રહેલો વૃત્તિભેદથી ઉદાનસજ્ઞાને પામેલો પ્રાણ બળકર્મપ્રયત્નાત્મા—બળસાધ્ય જે કર્મ ભારવહનાદિરૂપ તેમા પ્રવૃત્તિનુ સામર્થ્ય સપાદે છે, માટેજ તદાત્મા થઇને રહ્યો છે અથવા બળ જે ભારાદિધારણસામર્થ્ય, કર્મ જે ગમનાદિક અને પ્રયત્ન જે તેમા અનુકૂળ ઉદ્યોગ તેનો આત્મા—પોષક છે ॥૨૮॥ યત્કિંચિત્ ખાધેલુ પીધેલુ તેને તેને સમરીતે તેતે સ્થાને પમાડતો, માટેજ વૃત્તિભેદથી સમાનસજ્ઞાને પામેલો પ્રાણ રક્તાદિ તેતે કોશોમા રહેલા વહ્નિને સમ્યક્ ઉદ્દીપન કરતોથકો નાભિમા વર્તે છે ॥૨૯॥ આરીતે અગ્નિ જળ વાયુનુ દેહમા પ્રાધાન્ય અને તેમાપણ વાયુનુ પ્રાધાન્ય યોગિઓ નિરૂપણ કરે છે ॥૩૦॥ માટે યોગિએ સ્વશરીરનો ત્યાગ કરવામા અથવા ધારણ કરવામા તે બાહ્ય વાયુ (બ્રહ્માડમા રહેલો આવહાદિરૂપ) તથા આતર (શરીરની અદર પ્રાણાદિરૂપે રહેલો) વાયુ સારીરીતે ધ્યાન કરવો—અભેદનુ એકરૂપપણે ચિંતન કરવુ ॥૩૧॥ પ્રાણનિરોધ કરતા પ્રાણાશ્રય જાઠરાગ્નિ પોતેજ રોકાઇ જાય છે તે બન્ને ઉપશાત થતા તે યોગિનુ વપુ બહુકાળપર્યંત રહે ॥૩૨॥ જે યોગીને વપુધારણમા અરુચિ હોઇને તેના ત્યાગની ઇચ્છા થાય તો તે યોગી બાહ્ય આતર વાયુને એકપણે ધ્યાન કરીને તે શરીરને સુખેથી ત્યાગ કરે ॥૩૩॥ ત્યાગનો પ્રકાર કહે છે—યોગજ્ઞ યોગી પિંડબ્રહ્માડમાં રહેલા વાયુસ્વરૂપને નિશ્ચય કરીને પછી પ્રથમ

तल्लोकप्रापकं हृदि। ध्यात्वा वायुं ततस्तत्स्थं जह्यात्स्वस्य कलेवरम् ॥३५॥ वायुरूपः स कालात्मा योगी सर्वत्र निर्भयः। स्वस्येप्सितं पदं याति वन्द्यमानः सुरादिभिः ॥३६॥ वासुदेवप्रसादेन ततो भागवतीं तनुम्। सम्प्राप्य परमानन्दं जुषमाणः स वर्तते॥३७॥ सम्प्राप्य धाम परमं परमस्य पुंसः साक्षाद्रमेव चरणाम्बुजमेव तस्य। संसेवमान ऋषिसत्तमचिन्त्यमूर्तेराप्नोति सौख्यमभिवाञ्छितमात्मनोऽसौ ॥३८॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे पञ्चमप्रकरणे योगोपदेशे बाह्याभ्यन्तरपञ्चभूतस्वरूपनिरूपणनामा त्रिषष्टितमोऽध्यायः ॥६३॥

शतानन्द उवाच—वायुस्वरूपं भगवन्पिण्डब्रह्माण्डसंस्थितम्।

सुदृढ આસન કરે ॥૩૪॥ પછી પોતાને જે લોકપ્રાપ્તિની વાંછા હોય તે લોકને પમાડનારા તે લોકમા રહેલા વાયુનુ (પોતાના દેહમા રહેલા વાયુની સાથે અભિન્નપણે) હૃદયમા ધ્યાન કરીને પછી સ્વકલેવરને સુખેથી ત્યાગ કરે ॥૩૫॥ તે યોગપ્રવીણ પુરૂષ વાયુરૂપ થઇને-બ્રહ્માંડવાયુની સાથે પોતાનો પ્રાણ એક કરેલો હોવાથી તદાત્મા થઇને સ્વેચ્છાધીન મરણ હોવાથી કાળ રૂપેપણ પોતેજ થઇને, સર્વત્ર ભયેરહિત થઇ દેવાદિકોએ વંદના કર્યોથકો સ્વેપ્સિત ભગવલ્લોકને પામે છે ॥૩૬॥ તે યોગી ભગવદ્ધામને પામીને, વાસુદેવના પ્રસાદથી ભાગવતી તનુને પામીને, ત્યા હે મુને! પરબ્રહ્મના પરમાનંદને અનુભવતોથકો વર્તે છે ॥૩૭॥ આ યોગી આ રીતે પરમપુરૂષના પરમ ધામને પામીને, સાક્ષાત્ રમાદેવીની પેઠે ઋષિવર્યોએ ધ્યેયમૂર્તિ શ્રીવાસુદેવ ભગવાનના ચરણકમળની પરિચર્યાપરાયણ થઇને સ્વાભિલષિત સર્વોત્તમ સુખને પામેછે 'स एकधा भवति द्विधा भवति त्रिधा भवति' આ શ્રુતિમા કહ્યાપ્રમાણે યથેચ્છ પરમાનંદને અનુભવે છે ॥૩૮॥ ઇતિ શ્રીસત્સંગિજીવને પંચમપ્રકરણે યોગોપદેશે બાહ્યાભ્યંતરપંચભૂત સ્વરૂપનિરૂપણનામા ત્રિષષ્ટિતમોઽધ્યાયઃ ॥૬૩॥

## [1]અધ્યાય ૬૪ મો.

પૂર્વ અધ્યાયમા 'वायुस्वरूपं निखिलं पिण्डब्रह्माण्डसंस्थितम्' એમ જે

[1] આ અધ્યાયમા પિંડબ્રહ્માંડગત વાયુ કે જે અંતર બહાર સ્થિતિથી ભિન્ન છે તેના સ્વરૂપનુ નિરૂપણ ક્રમથી કર્યુ છે

अञ्जसा ज्ञातुमिच्छामि वक्तुमर्हति तद्भवान् ॥१॥ श्रीनारायणमुनिरुवाच—सर्वात्मा सर्वगो वायुः सर्वाधारतया स्थितः । पिण्डे सोऽस्ति च ब्रह्माण्डे तद्बहिश्च स वर्तते ॥२॥ ज्ञेयः सप्तविधो वायुः पिण्डब्रह्माण्डयोः पृथक् । तत्र पिण्डे स्थितं वायुं सप्तधा शृणु बुद्धिमन् ! ॥३॥ प्राणोऽपानस्तथा व्यान उदानश्च समानकः । षष्ठ उत्क्रमणो वायुराधाराख्यस्तु सप्तमः ॥४॥ अथावहश्च प्रवह उद्वहः संवहस्तथा । विवहोऽथो परिवहः परावह इति क्रमात् ॥५॥ ब्रह्माण्डसंस्थितो वायुः सप्तधैव प्रकीर्तितः । उभयेषां लक्षणानि कथयामि च तेऽनघ ! ॥६॥ तत्रान्तराणां पञ्चानां प्राणादीनां नभस्वताम् । प्रोक्तानि लक्षणान्यत्र षष्ठस्य कथयामि ते ॥७॥ षष्ठ उत्क्रमणो

---

કહ્યુ તેના શ્રવણથી તેનુ સ્વરૂપ જાણવાની ઇચ્છાથી શતાનંદમુનિ પુછે છે– હે ભગવન્ ! પિંડબ્રહ્માંડમાં રહેલા વાયુનુ સ્વરૂપ તત્વથી જાણવા હુ ઇચ્છુ છુ, તો મને જીજ્ઞાસુને તે આપ કહેવા યોગ્ય છો ॥૧॥ એરીતે જીજ્ઞાસુ મુનિએ પુછેલા **શ્રીનારાયણમુનિ** કહેછે–હે મુને ! આ વાયુ સર્વાધાર, સર્વત્ર પ્રવિષ્ટ હોવાથી સર્વગ અને સર્વનો આધાર હોવાથી સર્વાત્મા કહ્યો છે (અત સ્થિતિમાત્રથી આત્માપણાનો તેમા ઉપચાર છે) તે આ વાયુ દેહનામના પિંડમાંપણ છે, બ્રહ્માંડમાપણ (ધારકપણે) છે, પિંડબ્રહ્માંડથકી બહારપણ છે. તેવી શ્રુતિ છે–'वायुना वै गौतम सूत्रेणायं च लोक. परश्च लोक' सर्वाणि च भूतानि सन्दब्धानि भवन्ति' ઇતિ ॥૨॥ હે બુદ્ધિમન્ ! પિંડમાં તથા બ્રહ્માંડમાં આ વાયુ પૃથક્ સાત પ્રકારે રહેલો જાણવો તેમા પિંડમાં સપ્તધા રહેલા વાયુને સાભળો ॥૩॥ પ્રાણ અપાન વ્યાન ઉદાન સમાન, છઠ્ઠોતો ઉત્ક્રમણ નામનો છે અને સાતમો આધારનામે છે ॥૪॥ બ્રહ્માંડમા આવહ–પ્રવહ–ઉદ્વહ–સંવહ–વિવહ–પરિવહ–પરાવહ એવા ભેદથી અનુક્રમે રહેલો આ વાયુ સાત પ્રકારનો છે હે નિર્દોષ મુને ! હવે એ બન્નેના લક્ષણોનું નિરૂપણ કરૂંછુ ॥૫–૬॥ તેમાં પિંડસ્થ પ્રાણાદિ પાંચ વાયુઓના લક્ષણો પૂર્વ અધ્યાયમાં કહ્યાંજ છે તો હવે છઠ્ઠા સાતમા વાયુનુ લક્ષણ તમને કહુંછુ ॥૭॥ મૂળાધારમાં રહેલો ઉત્ક્રમણ વાયુ મૃત્યુકાર્યને આશરીને

वायुर्मूलाधारे व्यवस्थितः । मृत्युमाश्रित्य सोऽस्त्येव प्राणोत्क्रमणकारकः ॥८॥ आधाराख्यस्तु देहस्य बहिरन्तश्च तिष्ठति । आश्रयः स हि सर्वेषां तत्त्वानामिति कथ्यते ॥९॥ ब्रह्माण्डे प्रथमो वायुर्वृष्टिकाले विहायसि । धूमोष्मजातान्यभ्राणि प्रेरयत्यावहाभिधः ॥१०॥ धूमज्योतिर्जलस्नेहान्सम्प्राप्यानुक्रमेण सः । महाद्युतिस्तडिद्रूपो भवतीत्यवधारय ॥११॥ द्वितीयः प्रवहो वायुर्ज्योतिश्चक्रभ्रमाश्रयः । सोमादीनामुदयकृन्मुने ! संवाति सर्वतः ॥१२॥ तृतीय उद्वहो वायुः समुद्रेभ्यो जलं स तु । जीमूतेभ्यः समुद्धृत्य ददात्येवाम्बरे द्रुतम् ॥१३॥ चतुर्थः संवहो वायुर्मेघान्सङ्घीकरोति सः । पुनर्भिनत्ति तान्नादो महानुत्पद्यते यतः ॥१४॥ अन्तरिक्षे विमानानां वाहकश्च स कथ्यते । स्ववेगेन गिरीणां च शिखराणां

વ્યવસ્થિત વર્તે છે. તે વાયુ શરીરથકી પ્રાણના ઉત્ક્રમણમાં (બહાર કાઢવામાં) હેતુ છે ॥૮॥ સાતમો આધારનામનો વાયુતો શરીરની બહાર અંદર વ્યવસ્થિત વર્તે છે. તે વાયુ દેહગત પૃથિવ્યાદિ તત્ત્વોના યથાયોગ્ય ધારણમાં હેતુ છે માટે આધારનામથી કહેવાય છે ॥૯॥ બ્રહ્માંડમાં રહેલા વાયુઓ મધ્યે પ્રથમનો આવહનામનો વાયુ વૃષ્ટિકાળ પ્રાપ્ત થતાં ગગનમાં ધૂમાડો ઉષ્મા (ગરમાઇ) અને જળના સંયોગરૂપ મેઘોને વર્ષાથેં ચલાવે છે ॥૧૦॥ તે આ આવહનામે વાયુ મેઘાંશભૂત ધૂમાડો, જ્યોતિ, (સૂર્યસંબન્ધી તેજ) જળ અને સ્નેહ (તેના સંબન્ધથી થતી ચિક્કણતા) માં અનુક્રમે પ્રવેશ કરીને વીજળીરૂપે થઇ મહાકાંતિમાન્ થાય છે, (વાયુ આવહજ ધૂમ જ્યોતિ જળના સંયોગથી વીજળીનો આરંભક થાય છે) એમ અવધારો ॥૧૧॥ હે મુને! બીજો પ્રવહનામનો વાયુ સૂર્ય ચંદ્ર તારા વિગેરે જ્યોતિશ્ચક્રના ભ્રમણમાં હેતુ છે, એજ વાયુ ચંદ્રાદિકના ઉદયને કરનારપણ હોઇને સર્વતઃ વાય છે ॥૧૨॥ ઉદ્વહસંજ્ઞિત ત્રીજો વાયુ તો સમુદ્રોથકી જળને ઉછાળીને ગગનતળમાં એકદમજ મેઘોને આપે છે ॥૧૩॥ ચોથો સંવહસંજ્ઞિત વાયુતો અહીંતહીં વિશીર્ણ થઈ ગયેલા મેઘોને એક કરીને ભેગા મેળવી દે છે, ફરી વર્ષવામાટે ભેદે છે, જે સંવહવાયુકૃત ભેદનથી મહાન્ નાદ ઉપજે છે.

स मर्दनः ॥१५॥ विवहः पञ्चमो वायुर्महावेगोत्कटध्वनिः । दारुणोत्पातरूपश्च स्वर्धुनीं खे दधाति सः ॥१६॥ तेन प्रतिहतो भानुः सहस्रकिरणोऽपि सन् । एकरश्मिरिवाभाति मृदुतेजा विहायसि ॥१७॥ षष्ठः परिवहो वायुः सोमाप्यायनकृन्मतः । ब्रह्माण्डनाशकश्चासौ यममृत्यू यमाश्रितौ ॥१८॥ संसारासक्तबुद्धीनां मृत्युरूपो ह्यसावपि । ध्यानाभ्यासरतानां तु योगिनाममृतप्रदः ॥१९॥ परावहः सप्तमस्तु योगिनामतिवल्लभः । ब्रह्माण्डस्य बहिश्चान्तः संवाति सुखदायकः ॥२०॥ योगिनः स्वेप्सितं स्थानं पुनरावृत्तिवर्जितम् । एष लम्भयते ब्रह्मंस्ततः सर्वाधिको मतः ॥२१॥ एतेषामेव सप्तानां पुराणेषु नभस्वताम् । प्रोक्तः स्थानविशेषश्च क्रमेण

એજ વાયુ અંતરિક્ષમા વિમાનોનો વાહક હોઇને સ્વવેગથી પર્વતશિખરોનેપણ પાડી દે છે ॥૧૪-૧૫॥ પાચમો વિવહનામનો વાયુ દુ સહ ઉગ્ર વેગવાળો અને અતિ ઉત્કટ ધ્વનિવાળો છે એજ વાયુ ગગનમાં આકાશગગાને ધારી રાખે છે, તે જો ઉન્મર્યાદિત થઇ અહીં પ્રસરે તો મહાન્ દારૂણ કોઇ વિદ્યુત્પાત ભૂકંપાદિ ઉત્પાત થાય ॥૧૬॥ તે વિવહવાયુએ કદાચિત્ મર્યાદાતિક્રમ કરીને વાતાં સૂર્ય સહસ્રકિરણવાળો છે પણ પ્રતિરૂદ્ધ થઇને એક કિરણવાળો હોય એમજ ગગનમાં મદ તેજવાળો જણાય છે ॥૧૭॥ છઠ્ઠો પરિવહ વાયુ ચદ્રનો આપ્યાયક છે-પ્રક્ષીણ થએલીપણ કળાને ફરી આ પરિપૂરે છે. આજ વાયુ પ્રલયકાળે બ્રહ્માડનો નાશક માન્યો છે યમ તથા મૃત્યુ એનો આશ્રય કરીને વર્તે છે. આજ વાયુ વળી સંસારમા આસક્ત મનવાળા જનોને જનનમરણરૂપ ભવપ્રવાહને કરનારો છે. ધ્યાનાભ્યાસમાં આસક્ત ચિત્તવાળા યોગિઓને તો તે કરનારો નથી, કિંતુ અમૃત (મોક્ષ) આપનારો છે ॥૧૮-૧૯॥ સાતમો પરાવહ વાયુ તો યોગિઓને અતિવહાલો સમધિક સુખ આપનારો છે; આ વાયુ બ્રહ્માડની બહાર અંદર સુખકર સંવાય છે ॥૨૦॥ હે બ્રહ્મન્ ! આજ વાયુ યોગિઓને સમભિલષિત અપુનરાવૃત્તિ સ્થાને પમાડે છે. માટેજ આ અન્યની અપેક્ષાએ અધિક (શ્રેષ્ઠ) માન્યો છે ॥૨૧॥ આ સાતેય વાયુઓનો સ્થાનભેદ પુરાણોમા પ્રસિદ્ધ

तमपि ब्रुवे ॥२२॥ भूर्लोकः प्रथमस्योक्तं द्वितीयस्य भुवस्तथा। सोमलोकस्तृतीयस्य वायोः स्थानमुदीरितम् ॥२३॥ तुर्यस्य लोको नाक्षत्रः पञ्चमस्य ग्रहाभिधः। सप्तर्षिलोकः षष्ठस्य ध्रुवलोकोऽन्तिमस्य च ॥२४॥ एवं बाह्याश्च शारीरा वायवः सप्त सप्त ते। मया सङ्कीर्तितास्ते च ध्येया एकतया मताः ॥२५॥ नाभिघ्राणाग्रहृदयं पादाङ्गुष्ठ इति ध्रुवम्। स्थानान्युक्तानि मुनिभिः प्राणोपासनहेतवे ॥२६॥ तत्र त्वेकतमे धिष्ण्ये प्राणं योगी विचिन्तयेत्। नीलवर्णं सप्रणवं मान्तबीजवपुर्धरम् ॥२७॥ आवहाख्येन तस्यैक्यं भावयेद्बाह्यवायुना। एवं सर्वत्र मरुतां ज्ञातव्यैक्येन भावना ॥२८॥ पार्ष्णिघाटापृष्ठगुदे स्थानेऽपानं सितेतरम्। सतारनान्तबीजं च

છે તેપણ ક્રમથી હું તમને કહું છું ॥૨૨॥ તેમાં આવહ વાયુનું સ્થાન ભુર્લોક (ભૂતળને આરંભીને મેઘમંડળપર્યંત) કહ્યું છે. પ્રવહ વાયુનું સ્થાન ભુવર્લોક (મેઘમંડળને આરંભીને સૂર્યમંડળપર્યંત) કહ્યું છે. ઉદ્વહ વાયુનું સ્થાન સોમલોક કહ્યું છે. સંવહવાયુનું સ્થાન નક્ષત્રસંબન્ધી લોક છે. વિવહવાયુનું સ્થાન ગ્રહલોક છે. પરિવહ વાયુનું સ્થાન સપ્તર્ષિલોક છે. પરાવહ વાયુનું સ્થાન ધ્રુવલોક છે ॥૨૩-૨૪॥ આ પ્રકારે બાહ્યવર્તી અને શરીરવર્તી વાયુઓનું સ્વરૂપ, સપ્તપ્રકારનો ભેદ અને સ્થાન મેં વર્ણન કર્યું. તે બાહ્ય આભ્યંતર વાયુઓ પરસ્પર એકાત્મભાવથી યોગિઓએ ધ્યેય માન્યા છે ॥૨૫॥

તેઓના ધ્યાનસ્થાનની ઉક્તિપૂર્વક તેનો પ્રકાર કહે છે-તે પ્રાણોપાસન કરવામાં નાભિ નાસાગ્ર હૃદય અને પાદનો અંગુષ્ઠ, એમ આ ચાર સ્થાનો મુનિઓએ માન્યાં છે ॥૨૬॥ તે ચાર મધ્યેથી એક સ્થાનમાં યોગી પ્રાણને મકારનો જે અંત-પશ્ચાત્તન યકાર બીજાક્ષર, પ્રણવસહિત તે યંકાર શરીર જેનું છે અને નીલવર્ણ જેનો છે એવાને આવહનામના બાહ્ય વાયુની સાથે એકપણે વિચિંતન કરે. એરીતે અપાનાદિકનું પણ બાહ્ય પ્રવહાદિક વાયુઓ સાથે એકાત્મપણે ધ્યાન કરવું (તે પણ પ્રકારને નિરૂપું છું) ॥૨૭-૨૮॥ અપાનને પેની, ડોકનો વાંસેનો ભાગ અથવા ડોકનો ઉન્નત ભાગ, પૃષ્ઠભાગ, ગુદા, આ ચાર મધ્યે એક સ્થાનમાં રહેવાપણે પ્રણવસહિત પકારબીજ-

द्धाम चेप्सितम् ॥३६॥ एवं वायुस्थितिं ज्ञात्वा स्वस्येच्छा यादृशी भवेत्। उपास्य तादृशं वायुं देहं जह्यात्तदात्मकः ॥३७॥ त्यागात्यागौ हि वपुष स्वतन्त्रौ विजितात्मनाम्। योगिनां भवतो ब्रह्मन्! भक्तिं विदधतां हरौ ॥३८॥ समाधिनिष्ठां परमामुपेतैः स्वातन्त्र्यमाप्तैः स्ववपुस्त्यजौ च। कर्तव्यमित्थं कथितं मया ते ब्रुवे ततोऽन्यैश्च विधेयमद्य ॥३९॥ इति श्रीमत्सत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे पञ्चमप्रकरणे योगोपदेशे बाह्याभ्यन्तरवायुस्वरूपनिरूपणनामा चतुःषष्टितमोऽध्यायः ॥६४॥

श्रीनारायणमुनिरुवाच—चिह्नैर्जाग्रति च स्वप्ने जायमानैस्तु योगि

वायुओ पोताना उपासक योगिओने पोतपोताना लोको अर्थे लई जाय छे, सातमो परावह वायु तो इप्सित भगवानना धामप्रति पमाडेछे ॥३६॥ योगी वायुओनी आवी बाह्य आभ्यतर भेदथी स्थितिने तत्त्वथी जाणीने पोताने जेवी रुचि (जे लोकनी प्राप्तिमा रुचि) होय तदनुरूप वायुनु उपासन करी ते वायुरूपे पोते थईने देहनो त्याग करे ॥३७॥ हे ब्रह्मन्! विजितमनवाळा वशीकृत प्राणवाळा, विशेषत भगवानमा एकांत भक्तिने करनारा योगिओने शरीरनो त्याग अत्याग स्वाधीन वर्तेछे ॥३८॥ हे मुने! आ प्रकारे परम समाधिनिष्ठाने पामेला, प्राणगतिमा स्वातन्त्र्यने पामेला योगिओए जे कर्तव्य ते सर्व तमने में कह्यु हवे जे योगिओ देहत्यागमा स्वातन्त्र्यने नहि पामेला (नहि आधीन प्राणगतिवाळा) छे तेमणे जे कर्तव्य छे तेनु निरूपण करु छु ते साभळो ॥३९॥ इति श्रीसत्संगिजीवने पंचमप्रकरणे योगोपदेशे बाह्याभ्यंतरवायुस्वरूपनिरूपणनामा चतुःषष्टितमोऽध्यायः ॥६४॥

## [1]अध्याय ६५ मो.

श्रीनारायणमुनि कहेछे-हे मुने! अस्वतंत्र योगिए लोकमा जाग्रत दशामा के स्वप्नदशामा उत्पन्न थता आगळ कहीश एवा चिह्नोए करीने

[1] आ अध्यायमा भगवाने योगिए स्वशरीरपातकाळनी चिह्नोवडे ज्ञातव्यता निरूपण करी छे

ना। एतैः स्वासन्नमृत्युत्वं निश्चेतव्यमिहादितः ॥१॥ देववर्त्म ध्रुवं शुक्रं तथा गुरुमरुन्धतीम्। आसन्नमृत्युः पुरुषश्छायां स्वस्य च नेक्षते ॥२॥ सूर्यमग्निं शशाङ्कं च पश्येन्निस्तेजसं स च। द्वैरूप्यमपि चन्द्रादेर्वीक्षेत ज्योतिषोऽम्बरे ॥३॥ वान्तिमूत्रपुरीषाणि स्वर्णरूप्यनिभानि च। वृक्षानपि स्वर्णवर्णानासन्नमृतिरीक्षते ॥४॥ कर्दमे वालुकादौ वा पदकार्धानि चात्मनः। छायां सच्छिद्रां पश्येच्च प्रतिबिम्बं स चाशिरः ॥५॥ कृशः स्थूलो भवेत्सद्यो देहः स्थूलोऽथवा कृशः। यदा तदपि विज्ञेयमासन्नमृतिलक्षणम् ॥६॥ देहश्चोरणदुर्गन्धो भवेद्यस्य च देहिनः। दहच्छवसगन्धो वा तस्यापि निकटे मृतिः ॥७॥ यस्य च स्नातमात्रस्य हृदयं चरणावपि। शुष्कतां

---

પોતાનું સમીપાગતમૃત્યુપણું દેહપાત પહેલાંજ નિશ્ચિત કરવું ॥૧॥ તેમાં જાગ્રત્ અવસ્થામાં જણાતાં સમીપ મૃત્યુનાં ચિહ્નોને કહેછે-જેનો મૃત્યુકાળ નિકટમાં આવ્યો હોય તે પુરૂષ દેવમાર્ગ ધ્રુવ શુક્ર ગુરૂ અરૂંધતી (વસિષ્ટતારાની સમીપે વર્તતો અરૂંધતીનો સૂક્ષ્મ તારો) અને પોતાની છાયાને જોઇ શકતો નથી. જ્યારે આ સર્વને જોઈ શકે નહિ ત્યારે નજીકમાં મૃત્યુ જાણવો ॥૨॥ તથા જેનો મૃત્યુ સમીપમાં આવ્યો છે એવો યોગી સૂર્ય અગ્નિ ચંદ્રને નિસ્તેજ જુવે. કદાચિત્ ગગનતળમાં ચંદ્રાદિ જ્યોતિબિંબને દ્વિરૂપપણ જુવે. (બે બે દેખાય) આવું દેખાય ત્યારે મૃત્યુ નજીકમાં આવેલો જાણવો ॥૩॥ સમીપાગતમૃત્યુ યોગી કદાચિત્ વાંતી મળ મૂત્રાદિકને સુવર્ણરૂપ્યસદૃશ જુવે. વૃક્ષોને પણ કદાચિત્ સુવર્ણવર્ણસદૃશ જુવે. આવું દેખાય ત્યારે મૃત્યુનો સમીપ સમય સમજવો ॥૪॥ કાદવમાં કે વેળુ વિગેરેમાં પોતાનો પાદ મુકતાં અર્ધોજ પદતળને જુવે પણ પૂર્ણ નહિ છાયાને અદર છિદ્રે સહિત જુવે. પોતાના પ્રતિબિંબને મસ્તકે વર્જીત જુવે. આ સર્વ અતિસમીપાગત મૃત્યુતામાં ચિહ્ન છે ॥૫॥ જ્યારે પ્રકૃતિથી સ્થૂળ દેહ એકદમ કૃશ થઈ જાય કિંવા કૃશ દેહ એકદમ સ્થૂળ થઇ જાય. આપણ સમીપાગત મરણનું લક્ષણ જાણવું ॥૬॥ જે યોગિનો દેહ ઘેટાજેવો દુર્ગંધવાળો થઈ જાય અથવા બળતા શબના ગંધ જેવો ગંધવાળો થઇ જાય

प्राप्नुयातां च स म्रियेताचिरेण वै ॥८॥ यस्याशितं च पीतं च न किञ्चिदपि जीर्यते। करोति न गुणं किञ्चिचोपधं सोऽपि तादृश ॥९॥ स्यात्तालूदरहृद्दाहो नासाश्रवणवक्रता। सर्वाङ्गसन्धिशूलानि भवेयुर्लक्ष्म तन्मृते. ॥१०॥ भुक्त्वा तृप्तस्यापि भवेद्यस्य सद्य क्षुदुद्भव । दीपादिगन्धज्ञानं च न स्यात्सोऽप्यन्तिकान्तक ॥११॥ योऽन्यनेत्रे न पश्येत्स्वं पिधाय श्रवसी तथा। प्राणघोषं न शृणुयान्मृत्युस्तस्याविदूरत. ॥१२॥ इन्द्रियैर्गृह्यमाणानां विषयाणां पृथक्पृथक्। सदसत्त्वेन विज्ञानं न स्याचन्मृत्युलक्षणम् ॥१३॥ नेत्रभ्रमिर्नाभिकार्ष्ण्यं दन्तानां चापि कृष्णता। प्रकृतेश्च विपर्यास

ત્યારે તેનો મૃત્યુ અતિનિકટમા છે એમ જાણવુ ॥૭॥ સ્નાન કરવામાત્રમા જે યોગિના ચરણ તથા હૃદય વિના વિલબે એકદમ શુકાઇ જાય તેનો મૃત્યુ અતિનજીકમા સમજવો ॥૮॥ જે યોગિનુ ખાધેલુ પીધેલુ વસ્તુ કિંચિત્ પણ ઉદરમા પચે નહિ અને ખાધેલુ ઓષધ રોગનાશરૂપ ગુણમાટે કલ્પાય નહિ તેપણ સમીપાગત મરણકાળવાળો જાણવો ॥૯॥ જેના તાળુસ્થાનમા ઉદરમા અને હૃદયમા દાહ થાય નાસિકા કે કર્ણની વક્રતા થઇ જાય અગના સર્વ સધિઓમા શૂળો (વ્યથા) થાય તે આ સર્વ સમીપમરણનુ લક્ષણ જાણવુ ॥૧૦॥ જમીને તૃપ્ત થએલા પણ જે યોગીને તત્ક્ષણજ ક્ષુધા ઉદ્ભવે અને જેને ઓલવી નાખેલા દીવાના ગધનુ જ્ઞાન ન થાય તેપણ સમીપમા આવેલા અતકાળવાળો જાણવો ॥૧૧॥ જે બીજાના નેત્રમા વર્તતી કાળી કીકીમા પોતાના મુખને જુવે નહિ તથા જે સ્વય પોતાના કર્ણને અગુળિપ્રવેશાદિકવડે બીડીને અદર ઉદ્ભવતા પ્રાણઘોષને સાભળે નહિ તેનો મૃત્યુ નજીકમા સમજવો ॥૧૨॥ આગળ પડેલા, ઇન્દ્રિયો સાથે સબન્ધ પામેલા વિષયોનુ પૃથક્ પૃથક્ સત્ અસતપણે (આ છે આ નથી એમ) વિવેચનથી જ્ઞાન જેને ન થાય તેનો મૃત્યુ સમીપમા છે એમ જાણવુ અથવા શ્લોકનો અર્થ એમ કરવો કે-ઇન્દ્રિયોથી ગ્રહણ થતા વિષયોનુ સારા નરસાપણે પૃથક્ પૃથક્ જ્ઞાન ન થાય તે સમીપાગત મૃત્યુનુ ચિહ્ન જાણવુ ॥૧૩॥ નેત્રનુ ભ્રમણ

आसन्नमृतिलक्षणम् ॥१४॥ पूज्यानामपमानश्च दानीयाद्ग्रहणेषणा। इत्यादीन्यवगम्यानि मृत्युचिह्नानि जाग्रति ॥१५॥ तथा स्वप्ने य आरुह्य ऋक्षवानरवाहनम्। खरं चोष्ट्रं व्रजेद्याम्यां दिशं तस्यान्तिके मृतिः ॥१६॥ गर्ते वा पतितः स्वप्ने तत्र रुद्ध्येत केनचित्। यः स आसन्नमृत्युर्वै प्रेतं यश्च परिष्वजेत् ॥१७॥ निमज्जेद्योऽप्सु वा स्वप्ने प्रविशेद्वा हुताशनम्। विषमद्यात्कर्दमे वा लग्नः स्यात्सोऽन्तिकान्तकः ॥१८॥ तैलाभ्यक्तः ककुब्वासा जपाकुसुममाल्यधृत्। दक्षिणां यो दिशं गच्छेत्स्वप्ने तस्यान्तिके मृतिः ॥१९॥ इत्यादीनि च चिह्नानि

થાય, (ચકળ વકળ થાય) નાભિપ્રદેશમાં કાળાશ આવી જાય, દાંત કાળા પડી જાય અને સ્વભાવનું એકદમ વિપરીતપણું થઈ જાય આ સર્વ નિકટમાં આવેલા મરણનાં લક્ષણો છે ॥૧૪॥ જ્યારે પૂજ્ય મોટાઓના અપમાનમાં પ્રવૃત્તિ થાય, દાનપાત્ર થકી દ્રવ્ય લેવામાં પ્રવૃત્તિ થાય ત્યારે એનો મૃત્યુ નજીકમા આવ્યો છે એમ જાણવું. ઇત્યાદિ જાગ્રત્ દશામાં ઉદ્ભવતાં સમીપાગતમૃત્યુનાં ચિહ્નો યોગીએ જાણવાં ॥૧૫॥ હવે સ્વપ્ન ચિહ્નોને કહેછે- તથા સ્વપ્નમાં જે ખર ઉંટ વાનર રીંછ વિગેરે વાહનમા બેસીને દક્ષિણ દિશાપ્રતિ જતો પોતાને જુવે તેનો મૃત્યુ પાસે જાણવો (આવું સ્વપ્ન આવે તેનું મરણ ઢુંકડું જાણવું) ॥૧૬॥ જે સ્વપ્નમા પોતાને ખાડામાં પડેલો જુવે અથવા બીજા કોઇએ પોતાને ખાડામા રોકી રાખેલો જુવે અથવા પ્રેતને જે સ્વપ્નમાં આલિંગન કરે તેનો મૃત્યુ પાસે આવેલો જાણવો ॥૧૭॥ જે સ્વપ્નમાં જળવિષે ડુબી જાય અથવા જે સ્વપ્નમા અગ્નિવિષે પોતાને પ્રવિષ્ટ જુવે અથવા જે સ્વપ્નમા કાદવવિષે ચોટી ગએલો પોતાને જુવે અથવા સ્વપ્નમાં જે પોતાને ઝેર ખાધેલો જુવે તેનો મૃત્યુ નજીકમાં આવેલો સમજવો (આવું આવું સ્વપ્ન આવે ત્યારે મૃત્યુ પાસે જાણવો) ॥૧૮॥ જે યોગી સ્વપ્નમાં શરીરમાં તેલ ચોળીને, દિગંબર થઇને, જપાકુસુમની માળાને ધારીને દક્ષિણ દિશામાં જાય (આવું સ્વપ્ન આવે) તેનો મૃત્યુ સમીપે જાણવો ॥૧૯॥ હે સન્મતે! ઇત્યાદિ સ્વપ્નસબન્ધી ચિહ્નો છે તેણે કરીને

सन्ति स्वामानि सन्मते ! । तैरपि स्वान्तिके मृत्युं प्राप्तं विद्यात्स योगकृत् ॥२०॥ चिह्नमासन्नमृत्योस्तु स्वस्य यस्मिन्दिने भवेत् । तत आरभ्य मतिमान्सावधानो द्रुतं भवेत् ॥२१॥ वपुर्जगच्च सकलमसदेवेति निश्चयात् । विरक्तस्तत्र नवधा भक्तो स्वाश्रितो हरेः ॥२२॥ भक्तः स निर्भयो योगी कालेन वपुषो मृतौ । स्वतन्त्रयोगिवद्धाम प्राप्नोति परमं हरेः ॥२३॥ इत्थं योगस्य महिमा वर्तते मुनिसत्तम ! । तस्माच्छ्रेयोर्थिभिः पुम्भिः साधनीयोऽयमादरात् ॥२४॥ प्रागपीह बहवो महर्षयो भूमिपाश्च शतशोऽपि योगतः । लेभिरे स्वमनसोऽभिवाञ्छितं साध्य इत्ययमुदारबुद्धिभिः ॥२५॥

इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे पञ्चमप्रकरणे योगोपदेशे कालज्ञाननिरूपणनामा पञ्चषष्टितमोऽध्यायः ॥६५॥

---

પણ યોગી પોતાનુ મરણ પાસે આવેલુ જાણે ॥૨૦॥ પોતાને જે દિને સમીપમૃત્યુનુ ચિહ્ન જણાય તે દિનને આરંભીને મતિમાન્ યોગી તત્ક્ષણજ સાવધાન થઇ જાય (શ્રેયોમાર્ગમા ચિત્ત જોડી દેવુ પ્રમાદ રાખવો નહિ) ॥૨૧॥ સાવધાન થઇને જે કર્તવ્ય છે તે કહેછે–દેહ અને દેહાનુબન્ધી સર્વ અસતજ (ક્ષણવિનાશી દુ ખૈકસ્થાન) છે એમ નિશ્ચય કરીને તેથકી તીવ્ર વૈરાગ્યને પામીને ભગવાનમા શ્રવણકીર્તનાદિરૂપ નવધા ભક્તિને કરે ॥૨૨॥ તે ભક્ત યોગી સમસ્ત ભયે રહિત થઈ કાળે કરીને વપુના પાત પછી સ્વેચ્છાયત્ત દેહપાતવાળો યોગીજ જેમ એમ આ પણ ભગવાનના પરમ ધામને પામેછે ॥૨૩॥ હે મુનિવર્ય ! યોગનો મહિમા આવો વર્તેછે, માટે મોક્ષાર્થી પુરૂષોએ તે આ યોગ આદરથી સાધવો ॥૨૪॥ સદાચારથી આ અર્થને દૃઢ કરે છે–પૂર્વે પણ આ લોકમા બહુ બ્રહ્મર્ષિઓએ અને રાજર્ષિઓએ પણ આ યોગનેજ સાધીને તેથી મનોવાછિત શ્રેય મેળવ્યુ છે તો શ્રેયની ઇચ્છાવાળા મહામતિ ભગવદ્ભક્તોએ આ યોગ અવશ્ય સિદ્ધ કરવો ॥૨૫॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...પંચમપ્રકરણે યોગોપદેશે કાળજ્ઞાનનિરૂપણનામા પંચષષ્ટિતમોઽધ્યાયઃ ॥૬૫॥

श्रीनारायणमुनिरुवाच—योगोऽयं सिद्धिमायाति देशाद्यैः सेवितैः शुभैः। न सिद्ध्यत्यशुभैरेतैर्नाशहेतुश्च जायते ॥१॥ देशः कालः क्रिया ध्यानं शास्त्रं दीक्षा तथा मनुः। सङ्गश्च यादृशा ह्येते तादृक्तत्सेविनां फलम् ॥२॥ शुभैरेतैः सेवितैस्तु शुभा बुद्धिर्भवेन्नृणाम्। अशुभैस्तैर्भवेद्बुद्धिरशुभा नात्र संशयः ॥३॥ असतो देशकालादीन् न सेवेत ततः सुधीः। विहाय ताञ्छुभानेव हितार्थी शीघ्रमाश्रयेत् ॥४॥ योगशास्त्ररहस्यं हि साङ्गोपाङ्गमशेषतः। तुभ्यं बुभुत्सवे मोक्षमिति योगज्ञसम्मतम् ॥५॥ एतत्तु परमं गुह्यं योग्यत्वात्तव धीमतः। मया निगदितं सम्यग्यथा पृष्टं त्वया तथा ॥६॥ निर्मथ्य सर्वशास्त्रार्थांस्तत्सारोऽयं समुद्धृतः। मया सङ्कथितस्तुभ्यं

## [1]અધ્યાય ૬૬ મો.

શ્રીનારાયણમુનિ કહેછે—હે મુને! આ યોગ શુભ દેશાદિકમાં સેવન કરતાં જલદી સિદ્ધ થાય છે. અશુભ દેશાદિકમાં સેવન કરતાં સિદ્ધ થતો નથી, ઉલટો અનર્થકર થાય છે ॥૧॥ દેશ કાળ ક્રિયા ધ્યાન શાસ્ત્ર દીક્ષા મત્ર સંગ, આ દેશાદિ આઠ જેવા હોય તેવું ફળ તેના સેવનારાઓને થાય છે. સત્ દેશાદિકના સેવનમાં સત્ ફળ અને અસત્ દેશાદિકના સેવનમાં અસત્જ ફળ થાય ॥૨॥ શુભ દેશકાળાદિકનું સેવન કરવાથી નરોની શુભ બુદ્ધિ થાય અને અશુભ દેશકાળાદિકનું સેવન કરવાથી તો અશુભજ બુદ્ધિ થાય એમાં સંશય નથી. માટે સુબુદ્ધિ નર અસત્ દેશકાળાદિકનો પરિત્યાગ કરીને તે શુભોનુંજ સેવન શીઘ્ર કરે, જેથી હિત થાય ॥૩-૪॥ જીજ્ઞાસુ તમને યોગરહસ્યાભિજ્ઞોએ સંમત યોગશાસ્ત્રરહસ્ય આરીતે સર્વાંશે સાંગોપાંગ નિરૂપણ કરી બતાવ્યું ॥૫॥ પરમ ગુહ્ય આ યોગશાસ્ત્રરહસ્ય તમે જેમ પુછયું હતું તેમ મેં બુદ્ધિમાન્ તમને યોગ્ય જાણીને રૂડીરીતે કહ્યું ॥૬॥ સકળ શાસ્ત્રને રૂડીરીતે નિર્મંથન કરીને સમુદ્ધરેલો તેનો આ સાર તમને મેં કહ્યો. આ

૧ આ અધ્યાયમા શતાનંદમુનિએ કરેલી ભગવત્સ્તુતિ અને ભગવાને શતાનંદમુનિને આપેલા વરદાનનું નિરૂપણ કર્યું છે.

सर्वलोकहितावहः ॥७॥ यो योगशास्त्रमेतत्तु शृणुयात्कीर्तयेच्च यः। सर्वपातकसङ्घेभ्यो मुच्येयातां हि तावपि ॥८॥ सुव्रत उवाच—इति सद्गुरुणा तेन योगशास्त्रमुदीरितम् । शतानन्दमुनिः श्रुत्वा सोऽतिहृष्टोऽभवन्नृप ! ॥९॥ अन्येऽपि मुनयः सर्वे निशम्यैतत्तदाश्रिताः। सम्प्राप्य परमानन्दं तं संस्तुत्य ववन्दिरे ॥१०॥ प्राप्तानन्द शतानन्दः स चापि परमादरात् । तं नमस्कृत्य तुष्टाव भगवन्तं नराकृतिम् ॥११॥ शतानन्द उवाच—श्रीवासुदेव ! विमलामृतधामवासं नारायणं नरकतारणनामधेयम् । श्यामं सितं द्विभुजमेव चतुर्भुजं

સાર સર્વના હિતને કરનારો છે ॥૭॥ જે જન મેં કહેલા આ યોગશાસ્ત્ર સારને સાંભળે અથવા જે બીજાની આગળ કીર્તન કરે તે બન્ને પણ સમસ્ત પાતકોથકી મુકાઇ જાય ॥૮॥ સુવ્રતઋષિ કહેછે-હે પ્રતાપસિંહ રાજન્ ! આ પ્રકારે સકળલોકગુરુ ભગવાન્ શ્રીહરિએ કહેલા યોગરહસ્યને તે શતાનંદમુનિ સાંભળીને પરમ હર્ષને પામ્યા ॥૯॥ તે સમયે સન્નિધિમા રહેલા બીજા પણ શ્રીહરિસમાશ્રિત સમસ્ત ગોપાળાનંદાદિ મુનિઓ તે યોગોપદેશને સાંભળીને, પરમાનંદ પામીને તે ભગવાનની સ્તુતિ કરતાથકા વંદના કરવા લાગ્યા ॥૧૦॥ તે શતાનંદમુનિ પણ પરમાનંદ પામીને પરમાદરથી તે નરાકાર ભગવાન્ શ્રીહરિને પ્રણામ કરીને સ્તુતિ કરવા લાગ્યા ॥૧૧॥

શતાનંદઋષિ સ્તુતિ કરેછે-હે ભગવન્ ! તમે વાસુદેવ છો-વેદાંતોમા સમસ્ત જગતના કારણપણે પરબ્રહ્મપણાથી શ્રવણ થતા, સ્થૂળસૂક્ષ્મ સમસ્ત વસ્તુઓમા અનુપ્રવેશ કરી રહેલા, માટેજ યોગરૂઢિથી 'વાસુદેવ' એવા નામથી વિખ્યાત તમો છો (સમસ્ત વસ્તુઓમા અનુપ્રવેશરૂપ યોગાર્થ છે અને દેવતાવિશેષ નારાયણમા રૂઢ છે, માટે વાસુદેવશબ્દ યોગરૂઢ છે, આથી દેવતાંતર થકી વ્યાવૃત્તિ કરી) વિમલ-હેયવિરોધિ, (નિર્દોષ) અમૃત-આનંદમય હોવાથી પરમભોગ્યભૂત અક્ષરાખ્ય દિવ્ય ધામવિશેષમા તમો સદાય નિત્યમુક્તોએ સસેવાતા ચરણકમળ જેમના છે એવા છો છતા પણ અમારી ઉપર અનુગ્રહ કરવા આ પ્રાકૃતલોકમાં ભક્તિધર્મના તનયરૂપે પ્રાદુર્ભવ્યા છે તમારું જે અસાધારણ, સમસ્ત ચેતન અચેતનના અતર્યા

**च त्वां भक्तिधर्मतनयं शरणं प्रपद्ये ॥१२॥ शिक्षार्थमत्र निजभक्तिमतां नराणामेकान्तधर्ममखिलं परिशीलयन्तम् । अष्टाङ्गयोगकलनाश्च महाव्रतानि त्वां भक्ति० ॥१३॥ श्वासेन साकमनुलोम-**

મિપણાને પ્રખ્યાપન કરનારૂં અને દેવતાંતરથકી નિવારણ કરનારૂં **'નારાયણ'** એવું દિવ્ય નામ છે તેના તેજ દિવ્ય નામથી આ લોકમાં અવતરેલા પણ પ્રકાશો છો. જેમ તેના તેજ ઐશ્વર્યથી અહીં અતરેલા છો તેમ તેના તેજ અસાધારણ નારાયણ નામથી પ્રખ્યાત થયા છો વળી તમો **નરકતારણનામધેય** છો–યોગાભ્યાસથી સુસંસ્કૃત થએલા મનવડે ધ્યાન કરતાં તમો સ્મરણ કરનારાઓનાં સકળ પાપને નાશ કરીને નરકથકી જેમ જાતે ઉદ્ધારો છે તેમ તમારૂં દિવ્ય નામ પણ ઉચ્ચારણ કરવામાત્રમાં સમગ્ર પાપને નાશ કરીને નરકથકી ઉદ્ધારે છે, તો આ તમારા નામનો મહિમા બહુ મોટો છે. વળી તમે **શ્યામ**–દિવ્ય દેહથી નવીન મેઘની પેઠે સર્વના નેત્રને આહ્લાદ કરનારા શ્યામસુંદરરૂપ છો. વળી તમે **સિત**–ચોમેર પ્રસરતી પોતાની જે પ્રભાસ્વર શુક્લ (તેજે યુક્ત શ્વેત) તેજ પ્રભા તેણે કરીને શ્વેત પણ જણાઓછો (ચોમેર નીકળતી પ્રદીપ્ત દિવ્ય કાંતિના પુંજમધ્યે શ્યામસુંદરાકૃતિ હોઇને સકળ લોકોના મનનેત્રને આહ્લાદકારક પ્રકાશો છો) પોતાના અસાધારણ દ્વિભુજ રૂપથીજ પ્રકાશમાન છો છતાંપણ ભક્તજનોના મનોરથને અનુસારે સ્વેચ્છાથી ચતુર્ભુજત્વાદિ દિવ્ય રૂપને પણ પ્રકટ કરનારા છો. તેવા તમને શરણ પામ્યો છું–કર્મયોગ જ્ઞાનયોગાદિ ઉપાયે રહિત એવો હું તમનેજ શરણપણે (ઉપાયપણે) પામ્યો છું ॥૧૨॥ આ માનુષ લોકમાં પ્રકટેલા આપ અહીં વર્તતા, આપવિષે ભક્તિમાન્ નરોને મોક્ષમાર્ગના શિક્ષણમાટે અહિંસા બ્રહ્મચર્યાદિરૂપ મહાવ્રતો તથા તેના અંગભૂત ધર્મો તથા અષ્ટાંગયોગની સકળ કળાઓ તથા અખિલ એકાંતિક ધર્મને પરિશીલન કરતા (સ્વાચરણથી સ્વભક્તોને શિખવતા) એવા ભક્તિધર્મતનય તમને શરણ પામ્યો છું ॥૧૩॥ પ્રાણાયામસમયે શ્વાસે સહિત પોતાના અંતર બહાર (પોતાના અંતઃકરણમાં અને બહાર નેત્રની આગળ) પોતાની જે ભગવાન વાસુદેવમાં વારેવારે અનુલોમ વિલોમવૃત્તિ (દેહની અંદર અનુ-

विलोमवृत्त्या स्वान्तर्बहिश्च भगवत्युरुधात्मनश्च । पूरे गतागतजलाम्बुधिनोपमेयं त्वां भक्ति० ॥१४॥ बाह्यान्तरिन्द्रियगणश्वसनाधिदैववृत्त्युद्भवस्थितिलयानपि जायमानान् । स्थित्वा ततः स्वमहसा पृथगीक्षमाणं त्वां भक्तिधर्मतनयं शरणं प्रपद्ये ॥१५॥ मायामयाकृतितमोऽशुभवासनानां कर्तुं निषेधमुरुधा भगवत्स्वरूपे ।

लोमवृत्ति અને દેહથકી બહાર પ્રતિલોમ વૃત્તિ) વર્તેછે તેણે કરીને આપ પૂરમા (વેળામાં જતા આવતા જળવાળા સ્થાનમાં) જતું આવતુ જળ જેનું છે એવા સમુદ્રની સાથે ઉપમા આપવા યોગ્ય જણાઓ છો. તેમાં ધ્યેય શ્રીવાસુદેવનુ સ્વરૂપ સમુદ્રપૂરને ઠેકાણે જાણવું. શ્રીહરિની જે નિઃશ્વાસસહિત અનુલોમવિલોમવૃત્તિ તે સમુદ્રજળનું જવું આવવું તેને ઠેકાણે જાણવી સ્વય શ્રીહરિ જળાધાર સમુદ્રને ઠેકાણે જાણવા. અર્થાત્ ભક્તશિક્ષાર્થે ઉચ્છ્વાસનિઃશ્વાસ સમયોમાં પણ ભગવદાત્મક જે સ્વસ્વરૂપ તેનાજ એક ધ્યાનમાં નિષ્ઠાવાળા આપ છો. તેવા ભક્તિધર્મતનય તમને શરણેપણે પામ્યો છું ॥૧૪॥ જે બાહ્ય ચક્ષુરાદિ ઇન્દ્રિયો, જે આંતર મનઆદિ ઇન્દ્રિયો, જે પ્રાણાપાનાદિ વાયુઓ, જે ઇન્દ્રિયાધિષ્ઠાતા દેવો, ગુણસ્વભાવને અનુસારે ગુણકાર્યોમાં પ્રવર્તતા તે સર્વની જે વિવિધ વૃત્તિઓ તેમના જે ઉત્પત્તિસ્થિતિલયો થાય છે તેને પણ પોતાના અસાધારણ જ્ઞાનાનંદૈકસ્વરૂપમાં સર્વદા વર્તતા તમો સ્વય સ્વપ્રતાપથી નિર્લેપ હોઇનેજ તે વૃત્ત્યુદ્ભવ સ્થિતિલયોથકી પૃથક્ રહીને સાક્ષાત્ કરો છે, એવા યોગિઓના અગ્રેસર ભક્તિધર્મતનય તમને શરણપણે હું પામ્યો છું ॥૧૫॥ સાંખ્ય યોગ પ્રત્યેક નિર્બીજ સબીજપણાથી ભેદ પામેછે, ( નિર્બીજસાંખ્ય સબીજસાંખ્ય, નિર્બીજયોગ સબીજયોગ, એમ ) પ્રકૃતિ ગુણમયી છે, પુરૂષ તેથકી વિલક્ષણ કમળપત્રવત્ નિર્લેપ નિર્ગુણ છે, આટલુંજ તત્ત્વસ્વરૂપ છે, એમ જે કેવળ પ્રકૃતિપુરૂષમાત્રનું વિજ્ઞાન તે નિર્બીજ સાંખ્ય માન્યું છે. તે પ્રકૃતિપુરૂષ બન્ને પરબ્રહ્માત્મક છે પણ સ્વતંત્ર નથી, એમ જે સેશ્વર સાંખ્યનું સમાશ્રયણ તે સબીજ સાંખ્ય માન્યું છે. તેમજ યોગપણ છે—અદૃશ્યત્વ અગ્રાહ્યત્વ આદિક ગુણોએ યુક્ત નિત્યશુદ્ધ આત્મસ્વરૂપનું જે ઉપાસન તે નિર્બીજ યોગ માન્યો છે.

निर्बीजसाङ्ख्यमतयोगगयुक्तिभाजं त्वा भक्तिधर्मतनयं शरणं प्रपद्ये

અનેક દિવ્ય કલ્યાણ ગુણોએ પરિપૂર્ણ પરમાનંદમય દિવ્યાકાર પરમાત્મભૂત પુરૂષોત્તમસ્વરૂપનુ જે ઉપાસન તે સબીજ યોગ માન્યો છે તેમા કેટલાક તે બનેને (સાખ્ય યોગને) તેનો વિષય ભિન્ન ભિન્ન હોવાથી એક નથી પૃથક્ પૃથક્ છે એમ માને છે, તેથી તે બનેની એકાર્થતાને પણ જાણતા નથી તમે તો તે બન્ને સાખ્યયોગને એકાર્થમા પરસ્પર મેળવીને બન્નેના વિરોધ સીવાય જ્ઞાનિઓએ તથા યોગિઓએ સેવવાયોગ્યપણે નિરૂપણ કરોછો એમ કેમ ઘટે ? તો કહે છે-નિર્બીજ સાખ્ય મતની યોજના કરવામા આપે એવી યુક્તિનો આદર કર્યો છે કે-જે સાખ્ય નિર્બીજ જેવુ જણાય છે તે આત્મામા દૃશ્યત્વ ગ્રાહ્યત્વ આદિક ગુણનિષેધમુખથીજ પ્રવર્તેછે એટલામાનથી સર્વથા કલ્યાણગુણાકાર દિવ્યાકાર પરમાત્માનો પ્રતિષેધ કરનાર નથી કિંતુ ભગવત્સ્વરૂપમા માયામય આકૃતિ, માયા મૂળ જેમા છે એવુ તમ (અજ્ઞાન) અને તે મૂળ જેમા છે એવી અશુભ વાસનાઓનો બહુધા નિષેધ કરવા પ્રવર્ત્યુ છે (શકા) નિર્ગુણપણે પચીશમા પુરૂષ (જીવ) નેજ સાખ્યો કહેછે ? છવીશમા પરમાત્માનો પ્રસગજ ક્યા છે ? (સમાધાન) તો તેમ નથી સાખ્યરહસ્યને નહિ જાણનારાઓની આ આશકા છે જીવની ક્ષેત્રકોટિમા અવિભાગથી સ્થિતિનો વિચાર કરીને પૃથક્ ગણના (પચીશમાપણે) કરી નથી, ચોવીશતત્વમાજ તેની ગણના કરી છે, તો ગુણશૂન્યત્વાદિનિષેધમુખથી પણ છવીશમા પરમાત્માનુજ પ્રતિપાદન કરે છે, તો અનીશ્વરવાદ સાખ્યાભિમત નથી નિર્બીજ યોગપણ જે નિર્ગુણત્વાદિપણે અવ્યક્તસ્વરૂપ (આત્મસ્વરૂપ)ના ઉપાસનપર છે તેપણ પરમાત્મવિષયકજ છે પણ પરમાત્માનાત્મક (જેના આત્મા પરમાત્મા ન હોય) કેવળ સ્વતંત્ર પુરૂષ (જીવાત્મા)ના ઉપાસનરૂપ નથી આ યોગ પરમાત્મા સકળ ચેતનાચેતન શરીરક છે તોપણ અને તે સાક્ષાત્ અવતરેછે તો પણ (પરદશામા તથા અવતારદશામા પણ) તેમને માયા તમ વાસના આદિકનો સબન્ધ નથી, આ અર્થના પ્રાધાન્યથી ઉપાસનાત્મકજ પ્રવર્ત્યો છે પ્રકૃતિવિલક્ષણ અક્ષરસરૂપ અલ્પગાત્માનુ ઉપાસન તેપણ બ્રહ્માત્મકપણે સ્વાત્માનુ ઉપાસન છે,

॥१६॥ दिव्याकृतित्वसुमहत्त्वसुवासनानां सम्यग्विधिं प्रथयितुं च पतौ रमायाः। साल्म्वसाङ्ख्यपथयोगसुयुक्तिभाजं त्वां भक्तिधर्मतन० ॥१७॥ कामार्ततस्करनटव्यसनिद्विषन्तः स्वस्वार्थसिद्धि-

(સ્વતંત્ર નથી) માટે સર્વેશ્વરરૂપ બીજાનો ત્યાગ કરીને તે થતું નથી. એરીતે સબીજ સાંખ્ય યોગનું પણ કેવળ માયિક ગુણ આકારના નિષેધમુખથી વિજ્ઞાન કે ઉપાસના પરિપૂર્ણ થાય નહિ, કિંતુ રમાપતિ ભગવાનનું સર્વજ્ઞત્વ સત્યસંકલ્પત્વ દિવ્યાકૃતિત્વ આદિક દિવ્ય ગુણોએ વિશિષ્ટપણે જે વિજ્ઞાન તથા ઉપાસન એજ શ્રેયસ્કર છે, આ અર્થમાં તાત્પર્ય છે. મૂળમાં સુવાસનાશબ્દથી સત્યસંકલ્પત્વાદિ ગુણો લેવા. તો બન્ને પ્રકારના પણ સાંખ્ય યોગનું આ રીતે સમરસપણે (એક બીજાના અવિરોધથી અર્થ કરવામાં) તાત્પર્યને વર્ણવતા આપ ભગવાને વિપરીત જ્ઞાનનું નિવારણ કર્યું. આ પ્રકારે સુયુક્તિથી યથાવસ્થિત સાખ્યયોગરહસ્યનો અવબોધ આપનારા ભક્તિધર્મતનય આપને શરણપણે હું પામ્યો છું ॥૧૬-૧૭॥ હવે સંસારદાવાનળમાં બહુ બળતા ચેતનોના સંરક્ષણમાટે અવતરેલા ભગવાનનું દિવ્યાવતારપ્રયોજન જે ચેતનોને નિઃશ્રેયસના ઉપાયમાં પ્રવર્તાવવા માટે સ્વયં કરેલું નિઃશ્રેયસોપાયભૂત ધ્યાન તેને વર્ણન કરતાથકા સ્તુતિ કરેછે–જેમ કામાતુર ચોર નટ વ્યસની અને દ્વેષી જનો પોતપોતાના હૃદયતળમાં વર્તતા પ્રિયતમ વસ્તુ સ્ત્રિયાદિકને પ્રેમપ્રકર્ષથી વૃત્ત્યંતર વિના સાક્ષાત્ કરતાથકા સદૈવ તેમાંજ એક વિલીન ચિત્તવૃત્તિવાળા થઈ રહે છે તેમ સ્વહૃદયતળમાં વિરાજમાન સ્વાત્મભૂત નારાયણમાંજ સહજ પ્રીતિપ્રકર્ષથી વિલીનચિત્ત થઈ તેમનાજ એક ધ્યાનપરાયણ આપ થઈ રહો છો. તેથી તમારે સાધ્ય કિંચિત્ પણ નથી, કેમકે તમે આત્મારામ છો. પરંતુ લોકોને મોક્ષમાર્ગમાં પ્રવર્તાવવા માટે આ આપનું આચરણ છે, આ આચરણપણ બીજાની પેંઠે સાધનાધીન નથી. કેમતો અનવધિકાનંદમય નારાયણ આનંદમય આપને સ્વાત્મામાં નિષ્ઠા-સ્વાભાવિકી વર્તેછે. જેમ લોકમાં પતિવ્રતા ચકોર પતંગીઓ મત્સ્ય મયૂર ચક્રવાક વિગેરે બહાર દૃષ્ટિમાર્ગમાં વર્તતા પોતપોતાના પ્રિયતમ વિષય પતિ આદિકને અભિમુખ પરમાનુરાગથી એકાગ્ર દૃષ્ટિ બાંધીને તેમાંજ એક

मिव चेतसि नित्यमेव । नारायणं परमयैव मुदा स्मरन्तं त्वां भक्ति० ॥१८॥ साध्वीचकोरशलभाग्निझषकालकण्ठकोका निजेष्टविषयेषु यथैव लग्नाः । मूर्तौ तथा भगवतोऽत्र मुदाऽतिलग्नं त्वां भक्ति० ॥१९॥ स्नेहातुरस्त्वथ भयातुर आमयावी यद्वत्क्षुधातुरजनश्च विहाय मानम् । दैन्यं भजेयुरिह सत्सु तथा चरन्तं त्वां भक्तिधर्मतनयं शरणं प्रपद्ये ॥२०॥ धर्मस्थितैरुपगतैर्बृहता सहैक्यं

---

વિલીન મનનેત્રવાળા થઇ રહેછે તેમ તમે પોતા આગળ સ્ફુરણાયમાન થએલી ભગવાનની દિવ્ય મૂર્તિમાં એકાગ્ર દૃષ્ટિ સમારોપીને તેમાંજ એક સંલગ્ન મનનેત્રવાળા થઇ રહો છો. એમ અતર બહાર સ્ફુર્તિમાં આવેલા ભગવત્સ્વરૂપમાં ચિત્તનો વિલય કરવાથી શ્રેય.સંપત્તિ લોકોને સ્વાચરણથી શિખવતાથકા વિરાજો છો. તેમાં કામાર્તને સ્ત્રીરૂપ પ્રિયતમ વસ્તુ છે, ચોરને ધનરૂપ પ્રિયતમ વસ્તુ છે, નટને નાનાવિધ કળાકુશળતારૂપ પ્રિયતમ વસ્તુ છે, વ્યસનીને વ્યસનરૂપ પ્રિયતમ વસ્તુ છે, દ્વેષીને વૈરિવિનાશરૂપ પ્રિયતમ વસ્તુ છે, પતિવ્રતા નારીને પતિરૂપ પ્રિયતમ વિષય છે, ચકોરને ચદ્રરૂપ પ્રિયતમ વિષય છે, પતગીયાને અગ્નિરૂપ પ્રિયતમ વિષય છે, મત્સ્યને જળરૂપ પ્રિયતમ વિષય છે, મયૂરને મેઘરૂપ પ્રિયતમ વિષય છે, ચક્રવાકને ચક્રવાકીરૂપ પ્રિયતમ વિષય છે, એવો વિવેક જાણવો. એરીતે ધ્યાનથી સ્વચિત્તમાં સ્ફુરેલા ભગવત્સ્વરૂપમાં અંતર્વૃત્તિથી તેમનું ચિંતન અને અતિધ્યાનાભ્યાસને લીધે બહાર સ્ફુરેલા ભગવત્સ્વરૂપમાં બહિર્વૃત્તિથી ચિત્તની લગ્નતા સ્વભક્તોને શિખવવામાટે આ શ્રીહરિનું ચરિત્ર જાણવું. એવા ભક્તિધર્મતનય તમને શરણ પામ્યો છુ ॥૧૮-૧૯॥ જેમ લોકમાં સ્નેહાતુર જન સ્નેહાસ્પદભૂત જનની આગળ માન મુકીને દીનતાને દર્શાવે છે, જેમ ભયાતુર જન ભયનિવર્તક જનની આગળ માન મુકીને દીનપણું દેખાડે છે, જેમ રોગાતુર જન રોગનિવારક વૈદ્યજન આગળ માન મુકીને દીનતાને ભજે છે, જેમ ક્ષુધાતુર જન અન્ન આપીને પોતાની ક્ષુધાને નિવારનાર જનની આગળ માન મુકીને દીનભાવને ભજે છે તેમ એકાંતિક સંતો આગળ સ્વાશ્રિતજનશિક્ષણાર્થે સ્વમાન મુકીને દીનપણાને દર્શાવનારા

सेव्यो हरिः सितमहःस्थितदिव्यमूर्तिः । शब्दाद्यरागिभिरिति समतं वदन्तं त्वां भक्ति० ॥२१॥ सद्ग्रन्थनित्यपठनश्रवणादिसक्तं ब्राह्मीं च सत्सदसि शासतमत्र विद्याम् । संसारजालपतिताखिल-

सताप्रिय धर्मभक्तितनय तमने हुं शरण पाम्यो छुं ॥२०॥ शब्दादि विषयरागे रहित, स्ववर्णाश्रमधर्ममां सदा वर्तता, अक्षरब्रह्मसाथे आत्म-स्वरूपना सारूप्यने विचारता (देवादि देहात्मभ्रमनो त्याग करी ज्ञानैकघन-पणे अने अपहतपाप्मत्वादिपणे 'अक्षरसरूप हुं छु' एम भावना करता) जनोए अक्षर नामना प्रभास्वर तेजःपुजना मध्ये नित्यविराजमान दिव्य मूर्ति जेमनी छे एवा भगवान वासुदेव सदा उपास्य छे, आवो पोतानो मत समाश्रित जनोने उपदेशो छो. एरीते निःश्रेयसप्राप्तिना उपायनो यथास्थित अवबोध आपता तमने शरणपणे हुं पाम्यो छुं. अहीं 'सेव्यः' आ पदथी भक्ति कही छे, तेमां अंगभूत आत्मज्ञान 'बृहता सहैक्यमुप-गतैः' आ पदथी कह्युं छे, तेमां पण अंगभूत कर्म 'धर्मस्थितैः' आ पदथी कह्युं छे, धर्मज्ञानथी संपादन कराती वैराग्यकाष्ठा जे भक्तिने वधारनारी छे ते 'शब्दाद्यरागिभिः' आ पदथी कही छे. अर्थात् धर्म ज्ञान वैराग्ये सहित भक्ति करवारूप स्वसिद्धांतने प्रतिपादन करनारा ॥२१॥ आत्मपरमात्मस्वरूप अने तेमनी प्राप्तिना उपायोने प्रतिपादन करनारा सद्ग्रंथोना पठन श्रवणादि-कमां लोकशिक्षार्थे तमे सदा प्रवर्तेला छो अने वळी लोकमां ब्रह्मसंबन्धिनी विद्या उपनिषदनो संतोनी सभामां उपदेश आपो छो. (सत्पुरुषोज ब्रह्म-विद्याना अधिकारिओ होवाथी) ए रीते स्वय आचरणथी, आचारणथी अने सत्यार्थना अवबोधनथी संसारजाळमां पडेला समस्त जीवोने तेथकी मुकावो छो, माटे तेओना तमेज परमार्थतः बन्धु छो. जे लौकिक बन्धुओ छे ते स्वयं जन्ममरणदुःखजाळमां लग्न होवाथी बीजाओने बळात खेंचीने जाळमांज योजी दे छे. ते बंधुओ केम होइ शके ? जे आपत्तिथकी मुकावे तेज साचो बंधु कहेवाय, तमे तो निष्कपट कृपाथी संसारजाळमां पडेला जीवोनो समुद्धार करवा आ लोकमां प्रादुर्भवीने स्वयं समस्तकाम-परिपूर्ण छो तथापि साधनदशानिष्ठ जननी पेठे धर्मादिसाधनने अनुष्ठान

जीवबन्धो ! त्वां भक्तिधर्मतनयं शरणं प्रपद्ये ॥२२॥ सुव्रत उवाच— इति स्तुत्वा च नत्वा तं प्राञ्जलिः स तदग्रतः । तस्थौ मुनिस्तं भगवान्प्रीतः प्रोवाच भूपते ! ॥२३॥ महर्षे ! यन्मनोभीष्टं भवेत्तव मद्य तत् । वृणु प्रीतोऽस्म्यहं तुभ्यं तद्दास्यामि न संशयः ॥२४॥ शतानन्द उवाच—प्रसन्नो यदि मे स्वामिंस्तर्हि त्वं कृपयाऽद्य हि । मनोरथं चिरत्नं मे सम्पूरयितुमर्हसि ॥२५॥ त्वच्चरित्रग्रन्थमहं चिकीर्षामि जगद्गुरो ! । तदाज्ञां देहि मे पूर्वं भवताऽस्ति प्रतिश्रुतम् ॥२६॥ सफलस्तेन भविता विद्याभ्यासश्रमो मम । इत्यभीष्टं हि मे देहि भक्ताभीष्टप्रदोऽसि हि ॥२७॥ इत्यर्थितः स मुनिना प्रेमभक्तेन धीमता । प्रसन्नः प्राह तं योगिन् ! कुरु ग्रन्थं स्ववाञ्छितम् ॥२८॥ यथाश्रुतं यथादृष्टं चरित्रं मम वर्णय । ज्ञानं त्रैकालिकं बुद्धौ

કરતા અને મોક્ષમાર્ગનો અવબોધ આપતાથકા તે જળબંધનથકી મુકાવો છો. તેવા ભક્તિધર્મતનય તમને શરણપણે હું પામ્યો છું ॥૨૨॥

સુવ્રતમુનિ કહેછે-હે ભૂપતે ! આ પ્રકારે તે શતાનંદમુનિ ભગવાનની પરા ભક્તિથી સ્તુતિ કરી પ્રણામ કરી, બે હાથ જોડીને તેમની આગળ ઉભા રહ્યા. પછી ભગવાન્ પ્રસન્ન થઇને એમ બોલ્યા કે-હે મહર્ષે ! તમારી ઉપર હું પ્રસન્ન થયો છું તો તમને જે મનોવાંછિત હોય તે મારાથકી હાલ માગો, તે તમને હું આપીશ એમાં સંશય નથી ॥૨૩-૨૪॥ આવું શ્રીહરિનું વચન સાંભળીને મનમાં આનંદ પામેલા શતાનંદમુનિ બોલ્યા કે-હે સ્વામિન્ ! તમે મારી ઉપર જો પ્રસન્ન થયા હો તો મારા બહુ કાળથી અનુવર્તતા મનોરથને હાલ કૃપા કરી સંપૂર્ણ કરવા યોગ્ય છો ॥૨૫॥ મનોરથને નિવેદન કરેછે-હે જગદ્ગુરો ! આપના દિવ્યાવતારચરિત્રગર્ભિત કોઈ ગ્રંથ કરવાની મારે ઇચ્છા છે, જેથી મારા વચનની અને વિદ્યાની સફળતા થાય અને તેથી હું કૃતાર્થ થઉં. તો આમાં આપ આજ્ઞા આપવાને યોગ્ય છો, કેમકે આપે પ્રથમ પ્રતિજ્ઞા કરેલી છે. આ મારૂં અભીષ્ટ છે, તમો ભક્તોને અભીષ્ટ અર્થ આપનારા છો ॥૨૬-૨૭॥ હે રાજન્ ! આ પ્રકારે બુદ્ધિમાન્ શતાનંદમુનિએ પરા ભક્તિથી પ્રાર્થના કરેલા ભગવાન્ પ્રસન્ન થઇને બોલ્યા કે-હે

भवत्येव तवानघ ! ॥२९॥ मनःस्थानप्यभिप्रायान्सर्वेषां वेत्स्यसि ध्रुवम् । न ते त्वविदितं किञ्चिद्भवितातिप्रियोऽसि मे ॥३०॥ अन्तर्हिते मयि भुवो मच्छ्रितानां नृणां मुने ! । त्वत्कृतो ग्रन्थ एवात्र भविष्यत्याश्रयो महान् ॥३१॥ शिक्षापत्रीं मल्लिखितां ग्रथानादौ त्वमञ्जसा । पद्यैरानुष्टुभैरेव महाग्रन्थं ततः कुरु ॥३२॥ विजने हि स्थिरा बुद्धिः स्यादतः कृष्णमन्दिरे । वासोचिताऽस्ति कुट्येका तत्रैव निवसेर्मुने ! ॥३३॥ सुव्रत उवाच—एवमुक्तः स हरिणा मुनिः प्रीततरोऽभवत् । तं प्रणम्य निजावासमुपेयाय नराधिप ! ॥३४॥ आज्ञा हरेरेव शुभं मुहूर्तं विदन्स कृष्णालयर-

યોગિન્ ! તમારા મનોરથને અનુસારે ગ્રંથ કરો ॥૨૮॥ હે નિર્દોષ મુને ! મારાજ અનુગ્રહથી તમને ત્રૈકાલિક જ્ઞાન થશે, જેથી મારા સર્વ ચરિત્રને યથાસ્થિત જાણશો. તે પછી તે પ્રસરેલા જ્ઞાનથી જેવું દેખ્યું હોય અને જેવું સાંભળ્યું હોય તેવું સર્વ ચરિત્ર તેમાં વર્ણન કરો ॥૨૯॥ આ મારા દિવ્ય ચરિત્રવર્ણનપ્રસંગમાં જે જે જાણવા યોગ્ય પરના મનોભિપ્રાય વિગેરે તે સર્વને મેં આપેલી અલૌકિક દૃષ્ટિથી નિશ્ચે જાણશો. તમને કાંઇપણ અવિદિત નહિજ રહે, કેમકે તમે મને અતિપ્રિય છો ॥૩૦॥ હે મુને ! હું ભૂતળથકી અંતર્ધાન થતાં તમે રચેલો મારા દિવ્ય ચરિતનો ગ્રંથજ લોકમા મારા આશ્રિત નરોને શ્રેયમાટે મુખ્ય આશ્રય થશે ॥૩૧॥ મેં સકળ લોકોના હિતમાટે કરેલી શિક્ષાપત્રીને અનુષ્ટુભ્છંદોબદ્ધ શ્લોકોવડેજ પ્રથમ તત્ત્વથી તત્કાળ ગુંથો. શિક્ષાપત્રી ગુંથ્યા પછી મારી પ્રાદુર્ભાવાદિકથાને પ્રતિપાદન કરનારા મહાગ્રંથને કરો ॥૩૨॥ હે મુને ! ગ્રંથનિર્માણમાં પ્રવર્તેલાને એકાંત સ્થાનમા સ્થિતિની અપેક્ષા છે, અન્યથા ચિત્તનું અવધાન થાય નહિ તો શ્રીગોપીનાથમંદિરમા એકાંતવાસસમુચિત કોઈ કુટી ( ઓરડી ) વર્તેછે, તેમાંજ તમે વસો ॥૩૩॥ સુવ્રતઋષિ કહે છે—હે નરાધિપ ! આ પ્રકારે ભગવાને પ્રીતિથી કહેતાં તે શતાનંદમુનિ પરમ પ્રસન્ન થઇને તે ભગવાનને પ્રણામ કરીને પોતાને નિવાસ સ્થાને ગયા ॥૩૪॥ ત્યાં જઇને 'ભગવાનની આજ્ઞા એજ સર્વ શુભસંપાદક મુહૂર્તવિશેષ છે' એમ અવ-

न्यकुटयाम्। कृत्वा स्ववासं च तदैव शिक्षापत्रीं मुनिर्ग्रन्थितु-मुद्यतोऽभूत् ॥३५॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे पञ्चमप्रकरणे शतानन्दवरप्रदाननामा षट्षष्टितमोऽध्यायः ॥६६॥

सुव्रत उवाच—त्रयोदशी धनाढ्याऽऽसीत्तदानीं नृपसत्तम!। शिक्षापत्रीं समारेभे स तस्यां ग्रन्थितुं मुनिः ॥१॥ पूर्णायमद्वितीयायां सा कृता तेन सत्क्रिया। श्लोकाः शतद्वयं तस्या आसंश्च द्वादशोत्तरम् ॥२॥ ततः स भगवत्प्रीत्यै तस्याष्टीकां च शोभनाम्। आरेभे तां सहोमासे पञ्चम्यां च समापयत् ॥३॥ तस्यामेव तिथौ

धारीने, शतानंदमुनि श्रीगोपीनाथालय समीपे वर्तती रमणीय कुटीमां भगवाननी आज्ञा मुजब पोतानो निवास करी, ते क्षणमात्र शिक्षापत्री गुंथवामाटे तत्पर थया ॥३५॥ इति श्रीसत्संगिजीवने...पंचमप्रकरणे शतानंदवरप्रदाननामा षट्षष्टितमोऽध्यायः ॥६६॥

## [1]अध्याय ६७ मो.

सुव्रतमुनि कहेछे–हे नृपसत्तम! ज्यारे भगवाने शतानंदमहामुनिने शिक्षापत्री नामनो ग्रंथ रचवानी आज्ञा करी ते समये संवत् १८८५ ना आसो मासनी कृष्णपक्षनी धनत्रयोदशी नामनी तिथि हती. ते तिथिए भगवाननी आज्ञाथी शतानंदमुनिए शिक्षापत्री गुंथवानो आरंभ कर्यो ॥१॥ आरंभेली ते शिक्षापत्री कुशाग्रबुद्धिशाळी शतानंदमुनिए यमद्वितीया जे कार्तिक शुकल द्वितीया ते तिथिए परिपूर्ण करी तेना (२१२) बसोबार श्लोको थया ॥२॥ अनंतर मुनिए तेज समये ते शिक्षापत्रीनी अर्थदीपिका•नामनी शोभन टीका भगवत्प्रसन्नतार्थे करवा प्रवर्तता ते टीका मार्गशीर्ष मासना शुकलपक्षनी पंचमी तिथिए समाप्त करी (आथी 'शिक्षापत्री रचवानी आज्ञा साथे तेनी टीका रचवानी आज्ञा पण भगवाने करी' एम प्रथम कह्युं नथी तोपण अर्थवशात् जाणी लेवुं) ॥३॥ हे राजन्!

१ आ अध्यायमा श्रीनगरादिकमा प्रतिष्ठा करेला नरनारायणादि अर्चास्वरूपमा भगवान् पुरुषोत्तम श्रीहरिकृष्णनी साक्षात् स्वस्वरूपथी सन्निधि थवाथी समस्त जनोने प्रत्यक्ष थएला ऐश्वर्यातिशयनुं निरूपण कर्युं छे.

राजन्नपराह्णे समार्पयत् । हरये मुनिभिः साकमुपविष्टाय संसदि ॥४॥ सटीकां पत्रिकां स्वीयां दृष्ट्वा तां सन्तुतोष सः । प्रशंसां बहुधा चक्रे शतानन्दस्य संसदि ॥५॥ यावान्मदीयोऽभिप्राय आसीत्तावानशेषतः । अत्रानीतोऽस्त्यनेनेति मुनीन्भक्तांश्च सोऽवदत् ॥६॥ प्रीत्या ददौ स्वकण्ठस्थां शतानन्दाय स स्रजम् । करद्वयं चातिमुदा दधौ तच्छिरसि प्रभुः ॥७॥ ततस्तां वाचयामास नित्यानन्देन संसदि । हरिर्भक्ताश्च मुनयः श्रुत्वा तां जहृषुर्नृप ! ॥८॥ ततः प्राह हरिः सर्वान्स्वभक्तान् शृणुताखिलाः । ये स्युर्मदीयास्तेरेषा पाठ्या श्रव्याऽथवाऽन्वहम् ॥९॥ प्रागेव भोजनान्नित्यं शुचिभिः

તેજ દિને અપરાહ્ણ સમયે (દિવસની છેલી છ ઘટિકાઓ થકી પહેલી છ ઘડીરૂપ કાળમધ્યે) સભામા મુનિજનો સાથે વિરાજમાન ભગવાનની સમીપે સટીક તે શિક્ષાપત્રી સમર્પણ કરી ॥૪॥ પોતે કહેલી શતાનંદમુનિએ ગુથેલી ટીકાસમલંકૃત શિક્ષાપત્રીને જોઇને બહુ પ્રસન્ન થએલા શ્રીહરિએ સભામાજ તે શતાનંદમુનિની પ્રશંસા વિશેષત કરી ॥૫॥ જેટલો મારો હૃદ્ગત અભિપ્રાય હતો તેટલો સર્વ પણ ન્યૂનાધિકભાવ વિના આ મુનિએ આ સટીક શિક્ષાપત્રીમાં આણ્યો છે. એમ સભામાં બેઠેલા મુક્તાનંદાદિ મુનિઓ અને સોમ ઉત્તમ હેમંતાદિ ભક્તજનો પ્રતિ ભગવાન્ બોલ્યા ॥૬॥ એ રીતે મુનિકૃતિકૌશળ વખાણતા બહુ પ્રસન્ન થએલા પ્રભુ શ્રીહરિએ પરા પ્રીતિથી પોતાના કંઠમા રહેલો દિવ્ય ગુલાબપુષ્પનો હાર તે મુનિને આપીને તેમના મસ્તક ઉપર અત્યાનંદથી સકલલોકક્ષેમકર પોતાના બે કરતળો મુક્યા ॥૭॥ હે નૃપ ! તદનંતર તે શિક્ષાપત્રી નિત્યાનંદમુનિ પાસે સભામા શ્રીહરિએ વચાવી તે મુનિએ વાચેલી તે શિક્ષાપત્રીને સાભળીને સર્વે મુનિઓ હરિભક્તો અને સ્વય ભગવાન્ મહાહર્ષને પામ્યા ॥૮॥ પછી ભગવાન્ પોતાના સર્વ ભક્તો પ્રતિ બોલ્યા કે–હે ભક્તો ! તમે સર્વે મારૂ વચન સાભળો જે મારા આશ્રિત હો તેમણે પ્રતિદિન આ શિક્ષાપત્રીનો નિયમથી પાઠ કરવો અથવા (ગીર્વાણવાણી નહિ ભણેલાએ) સાભળવી તેમા પઠનમા નિયમ કહેછે–ભોજન પહેલાજ બાહ્ય આભ્યતર શૌચપૂર્વક સ્વસ્તિકાસને બેસીને આદરથી નિત્ય

स्वस्तिशासनम् । समास्थितैरियं पाठ्या ततो भोज्यमनापदि ॥१०॥
दिवाऽऽनुकूल्याभावे तु निशि नित्यविधिं निजम् । कृत्वैकत्र निप-
ण्णैव पठनीयेयमादरात् ॥११॥ यथैतदर्थस्फुरणं हृदि स्वस्य भवेत्त-
था । शनैः स्फुटाक्षरं पाठ्या नित्यमेव मदाश्रितैः ॥१२॥ इति श्रुत्वा
हरेर्वाक्यं सर्वे भक्तजनास्तदा । एवमेव करिष्यामो वयमित्यूचु-
रानताः ॥१३॥ ततो हरिः शतानन्दं प्राह स्वामीप्रमुत्तमम् । कुरु
ग्रन्थं महाबुद्धे ! समर्थोऽसि हि तत्कृतौ ॥१४॥ कृष्णप्रसादलब्धैव
बुद्धिस्तेऽस्तीति भाति नः । अन्यथा मदभिप्रायमेवं वक्तुं क्षमेत कः
॥१५॥ स इत्युक्तो भगवता तं प्रणम्य निजाश्रमम् । आययौ दुर्लभं
देवैः सम्प्राप्तस्तदनुग्रहम् ॥१६॥ हरिप्रसादसम्प्राप्तसार्वज्ञ्यः सोऽथ

આ શિક્ષાપત્રીનો પાઠ કરવો આનો પાઠ કર્યા વિના ભોજન નજ કરવુ. રોગાદિ આપત્તિમાં આ નિયમ નથી ॥૯-૧૦॥ દિવસે પાઠ કરવાનો અવકાશ ન મળે તો રાત્રિએ નિત્યવિધિ સાયંસંધ્યાદિ પરિસમાપ્ત કરીને, એકાંત સ્થાનમા પૂર્વની પેઠે બેસીનેજ આદરપૂર્વક સાવધાન મનથી અર્થવિમર્શ પૂર્વક સ્પષ્ટાક્ષર ધીમેધીમે ( ત્વરાથી પાઠમા અક્ષરો અભિવ્યક્ત ન થાય માટે ) આ શિક્ષાપત્રીનો નિત્ય મદાશ્રિતોએ પાઠ કરવો ॥૧૧-૧૨॥ હે રાજન્ ! ભગવાનનું હિતવચન સાંભળીને સભામાં બેઠેલા સર્વ કોઇ ભક્તજનો એજ ક્ષણમા વિનયથી નમ્ર મસ્તકવાળા થઇ 'અમે તમારા કહ્યા પ્રમાણેજ કરીશુ' એમ બોલ્યા ॥૧૩॥ પછી ભગવાન્ શતાનંદમુનિપ્રતિ બોલ્યા કે-હે મહાબુદ્ધે ! હવે મનમાં કરવા ધારેલો સર્વગ્રંથોત્તમ ગ્રંથ કરો તેનો ગ્રંથ કરવામા અપેક્ષિત વૈદુષ્ય પ્રતિભાએ સંપન્ન સમર્થ તમે છો ॥૧૪॥ કેવળ વૈદુષ્ય પ્રતિભામાત્ર નહિ કિંતુ વિલક્ષણ બુદ્ધિસંપત્તિ શ્રીકૃષ્ણના પ્રસાદથી તમને પ્રાપ્ત થઇ છે, એમ અમને સર્વને જણાય છે અન્યથા આ સટીક શિક્ષાપત્રીમાં મારો આવો અભિપ્રાય કહેવા માટે કોણ સમર્થ થાય ? કોઇપણ નજ થાય ॥૧૫॥ હે રાજન્ ! આ પ્રકારે શ્રીહરિએ કહેલા શતાનંદમુનિ દેવોએ પણ સુદુર્લભ શ્રીહરિનો અનુગ્રહ પામીને તેમને પ્રણામ કરીને પોતાના આશ્રમમા આવ્યા ॥૧૬॥ અનંતર ભગવાનના તેવા નિરતિશય પ્રસાદથી સર્વજ્ઞભાવને પામેલા

योगिराट्। चम्पापष्ठ्यां समारेभे इदं सत्सङ्गिजीवनम् ॥१७॥ एकैकं च प्रकरणं कृत्वा सम्पूर्णमीश्वरम्। तमेव श्रावयामास निजावासस्थितं मुनिः ॥१८॥ स शुश्रावादरात्साकं नित्यं स्वान्तिकवासिभि.। शुकानन्दादिमुनिभिस्तेन तुष्टोऽभवद्भृशम् ॥१९॥ स चापि दशमं स्कन्धं पञ्चमं च पुनर्नृप।। नैरन्तर्येण शुश्राव त्यक्तान्यव्यावहारिकः ॥२०॥ अपराह्णे निजावासवितर्दावुपविश्य स.। अनन्यगतिकेभ्योऽदात्स्वभक्तेभ्यः स्वदर्शनम् ॥२१॥ द्वित्रेषु वा पञ्चषेषु क्वचिच्चित्रचतुरेषु वा। दिनेष्वतीतेष्वभवंश्चित्रा वार्तास्तदग्रत.॥२२॥ पौरा देशान्तरीयाश्च दृष्टाश्चर्या जना नृप।। हरेरग्रे सभायां ताश्च कुस्तास्ते वदाम्यहम् ॥२३॥ नरनारायणश्चैव लक्ष्मीनारायणस्तथा।

યોગીન્દ્ર શતાનંદમુનિએ માગશર માસના શુકલપક્ષની ષષ્ઠી તિથિએ સત્સંગિજીવન નામનો આ ગ્રંથ રચવાનો આરંભ કર્યો ॥૧૭॥ શતાનંદમુનિએ એક એક પ્રકરણ સંપૂર્ણ કરીને તેજ સમયે નિજાવાસમાં વિરાજમાન સર્વેશ્વર શ્રીહરિને વાચી સંભળાવ્યું ॥૧૮॥ ભગવાને તે મુનિએ વાચવા માંડેલો તે નિબન્ધ નિત્ય પોતાની સમીપે રહેનારા શુકાનંદાદિ મુનિઓ સાથે આદરથી સંપૂર્ણ સાંભળ્યો અને તેના શ્રવણથી અત્યંત સંતુષ્ટ થયા ॥૧૯॥ હે નૃપ! અનંતર ભગવાન્ શ્રીહરિપણ શ્રવણથકી વ્યતિરિક્ત વ્યાવહારિક કાર્યમાત્રનો પરિત્યાગ કરીને શ્રીમદ્ભાગવતના પંચમસ્કંધ દશમસ્કંધને વારેવારે અવ્યવધાનથી સાંભળવા લાગ્યા (માર્ગશીર્ષ શુકલષષ્ઠીને આરંભીને શ્રવણ કરવા લાગ્યા) ॥૨૦॥ શ્રીહરિએ અપરાહ્ન સમયે પોતાના નિવાસભવનની વેદિકા ઉપર વિરાજમાન થઇ સ્વચરણનાજ એક સમાશ્રયવાળા અનન્યભક્તોને સ્વાભિવાંછિત દેવદુર્લભ સ્વદર્શન આપ્યું ॥૨૧॥

તે સમયે બેત્રણ દિનો વ્યતીત થતા, કદાચિત્ ત્રણ ચાર દિવસો વ્યતીત થતા, કદાચિત્ પાંચ છ દિવસો અતિક્રાંત થતા, (એમ વારે વારે) વિવિધ વિચિત્ર વાર્તાઓ શ્રીહરિની આગળ થવા લાગી ॥૨૨॥ હે નૃપ! ત્યાં ત્યાં સાક્ષાત્ આશ્ચર્યને જોનારા પુરવાસી જનો અને દેશાંતરીય જનોએ યથા દૃષ્ટ જે વિચિત્ર વાર્તાઓ ભગવાનની સમીપે સભામાં કહી હતી તે તમને

१ 'तदेव' इति पाठान्तरम्।

गोपीनाथादयस्तेन स्थापिताः कृष्णमूर्तय. ॥२४॥ तत्र या या कृष्णमूर्ति. स्थापिता यत्र यत्र च । यदा यदा तेन तत्तद्दिवसात्तत्र तत्र तु ॥२५॥ आश्चर्यमभवत्तच्च ददृशुः सकला अपि । भक्ता अभक्ता अपि च पुमांसो योपितस्तथा ॥२६॥ क्वचित्क्वचिन्मूर्तयस्ता प्रत्यक्षं कृष्णवत्क्रियाः । मनोहराश्च विविधाः कुर्वन्ति स्म महीपते ! ॥२७॥ क्वचित्स्वाः प्रेक्षमाणांस्तु जनान् दृष्ट्वाऽहसन् हि ता. । जगृहु. पुष्पहारादींनुपहारान्कचित्स्वयम् ॥२८॥ क्वचिन्निवेदितान्नं च साक्षाद्बुभुजिरे च ताः । क्वचिन्निवेदितं दुग्धं पिबन्ति स्म जलं क्वचित् ॥२९॥ क्वचिन्नित्यनिजप्रेक्षानियमिभ्यः स्वदर्शनम् । ददुः सङ्क-

હવે કહુછું ॥૨૩॥ નરનારાયણ લક્ષ્મીનારાયણ ગોપીનાથ આદિક જે શ્રીકૃષ્ણ મૂર્તિઓ શ્રીહરિએ સ્થાપન કરી છે તે મૂર્તિઓ મધ્યે જે જે કૃષ્ણમૂર્તિ જે જે મંદિરમા જે જે કાળે શ્રીહરિએ પ્રતિષ્ઠા કરી છે તેતે મંદિરમા તે તે અર્ચાસ્વરૂપોમા તે તે પ્રતિષ્ઠાસમયને આરભીને થતા કાંઈપણ આશ્ચર્યને ભક્ત અભક્ત પણ સમસ્ત પુરૂષો તથા સમગ્ર સ્ત્રિયોપણ સાક્ષાત્ જોતી હતી ॥૨૪-૨૬॥ શુ આશ્ચર્ય જોયુ ? તે કહેછે–હે મહીપતે ! તે નરનારાયણ દિક મૂર્તિઓ કોઇ કોઇ સમયે સાક્ષાત્ પ્રાદુર્ભવેલા શ્રીકૃષ્ણની પેઠે અતિ મનોહર વિવિધ ક્રિયાઓ કરવા લાગી ॥૨૭॥ તે ક્રિયાઓને કહેછે–કદાચિત્ તે મૂર્તિઓ પોતાના દર્શન કરનારા જનોને જોઇને પ્રેમપ્રકાશક મંદહાસને કરવા લાગી કદાચિત્ ભક્તોએ સમર્પેલા પુષ્પહારાદિ ઉપહારોને પોતેજ સ્વીકરવા લાગી ॥૨૮॥ કવચિત્ સમયે ભક્તોએ પ્રેમથી નિવેદન કરેલા અન્નને સાક્ષાતજ જમવા લાગી કવચિત્ સમયે ભક્તોએ સમર્પેલા દુધ જળને પ્રીતિથી સાક્ષાતજ પીવા લાગી પ્રતિમાસ્વભાવને ઉલ્લઘીને પ્રવર્તેલુ આ સર્વ પારમેશ્વર કર્મ છે ॥૨૯॥ જે દેશાતરના પરમ ભક્તો 'આ તિથિએ આ સમયે નરનારાયણનુ દર્શન કરવુ, લક્ષ્મીનારાયણનુ દર્શન કરવુ' એમ નિત્ય દર્શનના નિયમધારી હતા તેમને પ્રબળ કાર્યાંતરની રોકામણથી તે તે મંદિરપ્રતિ જવાનો અવસર નહિ પામતા ભક્તોને પોતેજ તે તે નરનારાયણાદિ અર્ચામૂર્તિઓ તેતે ભક્તજનોના ગામે પણ

रुद्भ्यः साक्षाद्धामान्तरेऽपि ताः ॥३०॥ पुत्रान् ददुश्च केभ्यश्चि-त्कुर्वद्भ्यः स्वोपयाचितम् । तथा जहुश्च केषाञ्चिद्बलवद्वैरिसङ्कटम् ॥३१॥ क्वचित्स्वाः सेवमानेभ्यो निर्धनेभ्यो धनं च ताः । स्वप्ने प्रभूतं सम्प्रेर्य धनवन्तमदापयन् ॥३२॥ क्वचित्ता वीक्षकाः सद्यः समाधिं लेभिरे जनाः । क्वचित्ताः प्रेक्षमाणाश्च भूरितेजो व्यचक्षत ॥३३॥ इत्यादीनि बहून्यासंस्तत्र तत्राद्भुतानि हि । तानि दृष्ट्वा जना भूमौ बहवस्ताः समाश्रयन् ॥३४॥ एवमाद्यद्भुतं दृष्ट्वा केचि-त्तत्रागता जनाः । सभास्थितं हरिं प्रोचुस्तत्सर्वं हि तदा तदा ॥३५॥ तच्छ्रुत्वा लेभिरे चित्रं सभासंस्था हि मानवाः । हरेरेव

જઇને પોતાના દિવ્ય સ્વરૂપના સાક્ષાત્ દર્શન આપવા લાગી ॥૩૦॥ તે મૂર્તિઓ યથાશક્તિ વિત્તાદિવ્યયપૂર્વક પોતાની માનતા કરનારા પુત્રયાચક જનોને પુત્રો આપવા લાગી. તથા પોતાની બાધા કરનારા કેટલાક જનોને બળવાન્ વૈરીથકી આવેલા સંકટથકી નિવારણ કરવા લાગી ॥૩૧॥ કદાચિત્ તે મૂર્તિઓ પોતાની ધનપ્રાપ્ત્યર્થે પરિચર્યા કરનારા નિર્ધનોને સ્વપ્નમાં ધનાઢ્યને 'આ નિર્ધનને આટલું ધન તું આપ્ય' એમ પ્રેરણા કરીને તેદ્વારા બહુ ધન અપાવા લાગી ॥૩૨॥ કોઈ સમયે નિજસ્વરૂપનાં દર્શન કરનાર ભક્તોને તે મૂર્તિઓ એકદમ સમાધિ સંપાદીને દિવ્યસ્વરૂપનો સાક્ષાત્કાર કરાવા લાગી ક્વચિત્ સમયે તે મૂર્તિઓ પોતાનાં દર્શન કરનારા જનોને અક્ષરાખ્ય તેજોરાશિનો સાક્ષાત્કાર કરાવા લાગી ॥૩૩॥ તે તે મંદિરમાં આવાં અનેક અદ્‌ભુતો થવા લાગ્યાં. તે અદ્‌ભુતોને જોઇને બહુ જનો ભગવાનની તે તે દિવ્ય મૂર્તિઓમાં મહાવિશ્વાસ લાવીને તેમના ચરણકમળની સેવાપરાયણ થયા ॥૩૪॥ ત્યાં ત્યા થએલુ તે આ અદ્‌ભુતને દેખીને કેટલાક દેશાંતરથકી ત્યાં આવેલા જનો આ સર્વ અદ્‌ભુત સભામાં વિરાજમાન ભગવાનની આગળ તેતે સમયે નિવેદન કરતા હતા ॥૩૫॥ તે આ અદ્‌ભુતને સભામાં બેઠેલા સર્વ જનો સાંભળીને આશ્ચર્ય પામી ગયા અને જે આ અહીં આપણા નેત્રમાર્ગમાં પણ વર્તે છે તેજ સાક્ષાત્ અહીં સન્નિધિ પામી રહેલા ભગવાનનુંજ આ બધુ ઐશ્વર્ય છે, પોતે પધરાવેલી પોતાની અર્ચા-

प्रतापं तं विविदुः सर्वमेव ते ॥३६॥ तच्च नारायणमुनिर्निशम्य
वृत्तमादरात् । कथयामास तद्भक्तान् सदःस्थांश्च निजानपि ॥३७॥
साक्षात्कृष्णे भगवति नरनारायणादिषु । तन्मूर्तिषु च नास्त्येव
भेद इत्यवधार्यताम् ॥३८॥ श्रुत्वेति भगवद्वाक्यं प्रापुः सर्वे मुदं
पराम् । मूर्तिद्वारापि भूपेत्थं प्रतापं हरिरातनोत् ॥३९॥ वर्तमा-
नस्य तस्येत्थं जनमङ्गलदाकृतेः । अगात्संवत्सरः सार्धं आत्मारा-

મૂર્તિઓમાં પણ પોતેજ સન્નિધિ પામી રહ્યા છે એમ માનવા લાગ્યા ॥૩૬॥
ભગવાન્ નારાયણમુનિપણ દેશાંતરથી આવેલા તે જનોનું અદ્ભુતગર્ભિત
તે વચન આદરથી સાંભળીને, સભામાં બેઠેલા તે વક્તા શ્રોતા નિજભક્તો
પ્રતિ એમ બોલ્યા કે-હે ભક્તાઃ! તમે સર્વે સાંભળો. અમોએ પ્રતિષ્ઠાપેલી
નરનારાયણાદિ અર્ચાઓમાં અને પોતાના દિવ્ય રૂપથી રહેલા સાક્ષાત્
કૃષ્ણમાં લેશથી પણ ભેદ છેજ નહિ, એમ જાણો-'આતો અર્ચા હોઈને
અર્ચકપરાધીન વૃત્તિવાળી છે, તે સાક્ષાત્ ભગવાનજ જેમ એમ અર્થિ-
ઓને અભીષ્ટ અર્થ આપવા સમર્થ નથી' એવી ભેદબુદ્ધિ ન કરવી ॥૩૭-
૩૮॥ આવું ભગવાનનું વચન સાંભળીને સર્વે તેમના ભક્તો પરમાનંદને
પામ્યા. હે ભૂપ! આ પ્રકારે આ ભગવાને પોતાનું ઐશ્વર્ય પોતે પ્રતિષ્ઠાપેલી
મૂર્તિઓ દ્વારાપણ પ્રકાશ કર્યું ॥૩૯॥ આ પ્રકારે સદુપદેશ સદ્ગ્રંથપ્રવર્તન
આદિકવડે કલ્યાણમય દિવસોને ત્યાં સુખેથી નિર્ગમન કરતા ભગવાન્
શ્રીહરિ કે જે સકળજનમંગળમૂર્તિ આત્મારામ સતાંપતિ છે તેમને દોઢ
વર્ષ વીતી ગયું (સંતોના આ ભગવાનજ પતિ છે, સંતોનો જે સદ્ભાવ
તે એમને આયત્ત છે, તે અસતજ થાય છે જે એમનો આશ્રય કરતો
નથી, જે આશ્રય કરેછે તે સદ્ભાવને પામેછે. એમના આશ્રયણમાત્રથી
આશ્રિતનું અખિલ અમંગળ પાપ ટળી જાયછે-મંગળમય થઈ જાયછે,
કેમતો પોતે ભગવાન્ મંગળમૂર્તિ છે. એમ આશ્રય કરનારાઓને મળતું
મંગળતો અવાપ્તસમસ્તકામનાદિક છે, કેમતો આ ભગવાન્ મંગળમૂર્તિ
આત્મારામ છે. આત્મારામનો આશ્રય કરનારાઓને તેમની સાથે સારૂપ્યજ
થાય છે, આત્મારામસારૂપ્ય તો અવાપ્તસમસ્તકામનાદિકજ જાણવું)

मस्य सत्पतेः ॥४०॥ प्रतापस्तस्येत्थं सलिलनिधिपर्यन्तमभितो भुवि ग्रामे ग्रामे प्रतिपुरमपि व्याप्तिमगमत् । पुमांसो योषाश्च प्रतिनिलयमस्यैव हि यशो जगुः प्रीत्या नित्यं विशदमुरुधा मानवपते ! ॥४१॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे पञ्चमप्रकरणे हरिस्थापितनरनारायणादिमूर्तिप्रतापनिरूपणनामा सप्तषष्टितमोऽध्यायः ॥६७॥

सुव्रत उवाच—नवम्यामथ शुक्लायां ज्येष्ठस्य स निशात्यये । विचारमकरोद्भूय आत्मनात्मनि भूपते ! ॥१॥ मया धृतोऽवतारोऽयं यदर्थं तदशेषतः । कार्यं कृतं भूतलेऽत्र न किञ्चिदवशेषितम् ॥२॥ अधार्मिका गुर्वसुरा धर्मसाधुद्रुहो नृपाः । प्रतापेन

॥४०॥ હે પ્રતાપસિંહ રાજન્ ! આ સાક્ષાત્ પુરૂષોત્તમ ભગવાન્ કે જે કળિમળના હરણમાટે આવિર્ભવ્યા છે તેમનો તે આ જે અલૌકિક પ્રતાપાદિ તેણે કરેલુ યશ ભૂમડળમા સમુદ્રપર્યંત અભિવ્યાપીને ગ્રામે ગ્રામે નગરે નગરે વ્યાપ્ત થઈ ગયુ એમનાજ તે નિર્મળ યશને પ્રતિભુવન પુરૂષો અને સ્ત્રિયો નિત્ય પ્રીતિથી બહુધા ગાવા લાગ્યાં ॥૪૧॥ ઇતિ શ્રીસત્સંગિજીવને ..પંચમપ્રકરણે હરિસ્થાપિતનરનારાયણાદિમૂર્તિપ્રતાપનિરૂપણનામા સપ્તષષ્ટિતમોઽધ્યાયઃ ॥૬૭॥

## [1]અધ્યાય ૬૮ મો.

સુવ્રતઋષિ કહેછે–હે ભૂપતે ! અનંતર ભગવાન્ શ્રીહરિ જ્યેષ્ઠમાસના શુક્લપક્ષની નવમીની અપરરાત્રિએ ફરી પણ પોતેજ મનમાં એમ વિચાર કરવા લાગ્યા ॥૧॥ વિચારને કહે છે–જે પ્રયોજનમાટે મેં ભૂતળ ઉપર આ અવતાર ધાર્યો છે તે પ્રયોજન સમગ્રપણે મેં સંપાદન કર્યુંછે, કિંચિત્ પણ કાર્ય ન્યૂન રાખ્યું નથી ॥૨॥ અધર્મનું વિનાશન અને ધર્મનું સસ્થાપન, આ એજ પ્રાદુર્ભાવનું પ્રયોજન છે તેમાં ધર્મ અને ધર્મનિષ્ઠ સાધુઓના જે દ્રોહીઓ અધાર્મિક આસુરાશ ગુરૂનામધારીઓ રાજનામધારીઓ હતા તે

૧ આ અધ્યાયમા ભગવાન શ્રીહરિની અંતર્ધાનલીલા અને શતાનંદમુનિવિરચિત ગ્રંથોના નામો કહ્યા છે

मया स्वस्य परास्ताः सकला अपि ॥३॥ अधर्मवंश्या लोभेर्ष्याकामक्रोधादयोऽपि च । सच्छास्त्रस्वप्रतापाभ्यामुत्खाता हृदयान्नृणाम् ॥४॥ सत्यास्तेयब्रह्मचर्यदयाद्या धर्मवंशजाः । स्थापिता हृदये नृणां मया सम्यग्धरातले ॥५॥ स्वधर्मज्ञानवैराग्ययुक्ता भक्तिश्च सर्वतः । प्रवर्तिता प्रतिगृहं नृणां निःश्रेयसाय च ॥६॥ धर्मो मूर्तिश्चोद्धवश्च दुर्वासःशापतो मया । मोचिताश्चर्षयः प्रायो मुच्यमानास्तथेतरे ॥७॥ ब्रह्मविद्याश्च सकला नानायोगकलास्तथा । प्रवर्तिताः प्रतिजनमहिंसाश्च मखा भुवि ॥८॥ देवब्राह्मणतीर्थानां निगमानां सतां तथा । प्रवर्तिता मान्यता च सच्छा-

સર્વે પણ મારા પ્રતાપમાત્રથીજ પરાભવ પામીને વિનષ્ટ થઇ ગયા છે. જે અધર્મવંશથી ઉદ્ભવેલા લોભ ઈર્ષ્યા કામ ક્રોધાદિ દોષો તે પણ સદુપદેશ તથા સચ્છાસ્ત્રના પ્રવર્તનથી અને મારા સાનિધ્યરૂપ પ્રતાપથી નરોના હૃદયથકી દૂર કાઢી મુક્યા છે ॥૩-૪॥ જે ધર્મવંશથી સમુદ્ભવેલા સત્ય અસ્તેય બ્રહ્મચર્ય દયા આદિક ગુણો તે ભૂતળઉપર સર્વ નરોના હૃદયતળમાં મેં રૂડીરીતે સ્થાપન કર્યા છે. ધર્મે જ્ઞાન વૈરાગ્યે સહિત ભક્તિ સર્વતઃ પ્રતિગૃહ પ્રવર્તાવી છે, જેણે કરીને નરોનું નિઃશ્રેયસ થાય. (કેવળ ધર્મથકી નિઃશ્રેયસ થાય, કેવળ જ્ઞાનથકીજ થાય, કેવળ વૈરાગ્યથકી નિઃશ્રેયસ થાય, કેવળ ભક્તિથકી નિઃશ્રેયસ થાય, એમ ભિન્ન ભિન્ન પ્રવર્તેલા વાદોને પરાસ્ત કરીને કર્માદિકના સહકારવાળા ભક્તિયોગથકીજ નિઃશ્રેયસ થાય, આ અર્થ સર્વેના હૃદયમાં સમારોપણ કર્યો છે અને તેમજ સર્વેને પ્રવર્તાવ્યા છે) ॥૫-૬॥ ધર્મદેવ મૂર્તિદેવી અને ઉદ્ધવજીને દુર્વાસાના શાપથકી મેં મુકાવ્યા છે. તથા અન્ય મરીચ્યાદિ મહર્ષિઓ બહુધા તો તે શાપથકી વિમુક્તપ્રાય થયા છે (શાપથકી જે તેમનું વિમોચન તે મારા પ્રાદુર્ભાવનું પ્રયોજન છે) ॥૭॥ જે ઉપનિષદ્ગમ્ય બ્રહ્મવિદ્યાભેદો છે, જે વિવિધ રાજયોગ હઠયોગાદિરૂપ યોગકળાઓ છે, જે અહિંસાપ્રધાન યજ્ઞો છે, આ સર્વ મેં ભૂમિમાં સર્વતઃ રૂડીરીતે પ્રવર્તાવ્યું છે ॥૮॥ વેદો, તેની સાથે અવિરોધી સચ્છાસ્ત્રો, દેવો, બ્રાહ્મણો, તીર્થો અને સંતોની સર્વથા માનના જેમ વૃદ્ધિ પામે તેમ સર્વેની

स्त्राणां च सर्वथा ॥९॥ असच्छास्त्रस्य कौलादेर्नास्तिकानां मतस्य च । विधाय खण्डनं धर्मः स्थापितोऽत्र सनातनः ॥१०॥ विधाप्य मन्दिराण्यत्र स्वाश्रितानां सुखाय च । स्थापिता मूर्तयः स्वस्य नरनारायणादयः ॥११॥ भक्तिमार्गप्रवृत्त्यर्थं धर्मवंश्यद्विजेषु च । आचार्यता स्थापिताऽथ दीक्षारीतिः प्रवर्तिता ॥१२॥ सदाचारप्रवृत्त्यर्थं स्वाश्रितेषु प्रवर्तिता । सर्वसच्छास्त्रसारो हि शिक्षापत्री मया भुवि ॥१३॥ वर्णिनां नैष्ठिकानां च गृहिणां योषितां मया । साधूनामितरेषां च धर्माः सम्यङ्निरूपिताः ॥१४॥ व्रतोत्सवानां सर्वेषां विधिश्चोक्तो मयाऽखिलः । विधिरष्टाङ्गयोगस्य सकलोऽपि निरूपितः ॥१५॥ कलौ जनिष्यमाणानां शतानन्देन देहिनाम् । उद्धृत्यै कारितो ग्रन्थः समाप्तप्राय एव सः ॥१६॥ एवं यत्नेन

તેમાં શ્રદ્ધા મેં સંપાદન કરી આપી છે (તેમાં અનાસ્થા દૂરથી કાઢી નાંખી છે) ॥૯॥ કૌલાગમાદિ અસચ્છાસ્ત્ર અને ચાર્વાકાદિ નાસ્તિક મતનું ખંડન કરીને સર્વત્ર સનાતન ધર્મ સ્થાપન કર્યો છે ॥૧૦॥ આશ્રિત જનોના મારી અસન્નિધિમાં પણ શ્રેય સંપાદન માટે મંદિરો લોકમાં કરાવીને મારીજ નરનારાયણાદિ અર્ચામૂર્તિઓ સ્થાપન કરી છે. નરનારાયણાદિકનું સ્વરૂપ મારાથી ભિન્ન નથી ॥૧૧॥ મેં પ્રવર્તાવેલા ભક્તિમાર્ગની અભિવૃદ્ધિમાટે ધર્મવંશીય દ્વિજવરોમાં આચાર્યપદ સ્થાપન કર્યું છે. અનંતર પારમૈકાંતિક ધર્મદીક્ષારીતિ (પાંચરાત્રપ્રદર્શિત) પ્રવર્તાવી છે ॥૧૨॥ આશ્રિત જનોમાં સદા સદાચાર સદ્ધર્મની પ્રવૃદ્ધિ માટે સમસ્ત સચ્છાસ્ત્રોના સારરૂપ શિક્ષાપત્રી મેં ભૂમિમાં પ્રવર્તાવી છે ॥૧૩॥ નૈષ્ઠિકવર્ણિધર્મો સાધુધર્મો ગૃહસ્થધર્મો સ્ત્રીધર્મો અને તે થકી ઇતરોના ધર્મો રૂડીરીતે મેં નિરૂપણ કર્યા છે ॥૧૪॥ એકાદશ્યાદિ વ્રતો તથા જન્માષ્ટમ્યાદિ ઉત્સવોનો સમગ્ર વિધિ વ્યક્તપણે મેં નિરૂપણ કર્યો છે. અષ્ટાંગ યોગનો સમગ્ર પણ પ્રકાર સારીરીતે નિરૂપણ કર્યો છે ॥૧૫॥ ભાવિજનોના હિતમાટે મેં શતાનંદમુનિપાસે કરાવેલો સત્સંગિજીવન નામનો નિબંધ સમાપ્તપ્રાયજ છે (તિરોધાનલીલાવર્ણનમાત્ર અવશેષ છે) ॥૧૬॥ એરીતે લોકહિતાર્થે મારે જે કરવું જોઇએ તે સર્વ સંપૂર્ણ કરી દીધુંજ

कर्तव्यं तत्सर्वं हि कृतं मया । अतः परं स्वधामैव गन्तव्यमधुना भुवः ॥१७॥ किन्त्वद्यैव तिरोभूते मयि सर्वे मदाश्रिताः । मय्येवातिस्नेहभाजो देहान् हास्यन्ति तत्क्षणम् ॥१८॥ अतो मद्विरहं सोढुमक्षमाणां हि सर्वथा । तेषां शान्तिं विधायैव यास्यामि धाम निजं परम् ॥१९॥ इत्थं स कृतसङ्कल्पो नारायणमुनिर्नृप! । अजूह्वद्वर्णिराजा तत्रस्थान् स्वाश्रितान् द्रुतम् ॥२०॥ रामप्रतापेच्छारामौ तत्र सत्वरमीयतुः । तथाऽयोध्याप्रसादश्च रघुवीरः समातरो ॥२१॥ मुक्तानन्दस्तत्र शीघ्रं गोपालानन्द आययौ । नित्यानन्दः शुकानन्दो ब्रह्मानन्दश्च सत्वरम् ॥२२॥ आनन्दानन्दभजनानन्दावाजग्मतुस्तथा । निर्गुणानन्दमुख्याश्च साधवोऽन्ये च सत्वरम् ॥२३॥ दीनानाथादयो विप्राः सोमसूरोत्तमादयः ।

---

છે અવતરણકૃત્યમા કાઇપણ બાકી રહ્યુ નથી તો હવે પછી હુ હમણાજ આ ભૂમિથકી મારા અસાધારણ અક્ષરનામના ધામપ્રતિ જઉ ॥૧૭॥ પરતુ હમણાજ જે મારા ચરણકમળનાજ એક દૃઢ આશ્રયવાળા, મારેવિષે નિરતિશય પ્રીતિવાળા, માટેજ મારો વિયોગ ક્ષણપણ સહન કરવા સર્વથા અસમર્થ એવા આ સર્વ ભક્તજનોને પ્રિયવચન આશ્વાસનાદિકવડે ધૈર્ય ધારણ કરાવ્યા વિના ધામપ્રતિ જઉં તો તત્ક્ષણજ તેમના જીવિતનો વિયોગ થઇ જાય તે આ ભક્તોપાસે ભૂમિમા મેં પ્રવર્તાવેલો ધર્મભક્તિમાર્ગ સરક્ષરણ કરાવવો છે અને પ્રવૃદ્ધિ પમાડવો છે, જેથી લોકોનુ શ્રેય થાય તો મારો વિરહ સહન કરવા સર્વથા અસમર્થ તેઓની શાતિનો કોઇ પણ ઉપાય કરીનેજ મારા પરમ ધામપ્રતિ જઉં હે નૃપ! આવો વિચાર કરીને ભગવાન્ નારાયણમુનિએ મુકુદાનદવર્ણિરાજને મોકલીને ત્યા વર્તતા સર્વ આશ્રિતોને સત્વર બોલાવ્યા ॥૧૮–૨૦॥ તે ભગવાનના બોલાવવાથી રામપ્રતાપ ઇચ્છારામ ભ્રાતાઓ તથા પોતપોતાની માતાઓ સાથે અયોધ્યાપ્રસાદ રઘુવીર પુત્રો તથા મુક્તાનદ ગોપાળાનદ નિત્યાનંદ શુકાનંદ બ્રહ્માનદ આનદાનંદ ભજનાનદ નિર્ગુણાનદ આદિક સમસ્ત મુનિવરો તથા દીનાનાથ આદિક ગૃહાશ્રમનિષ્ઠ વિપ્રો તથા સોમ સૂર ઉત્તમ આદિક ક્ષત્રિયો તથા રતનજી મીયાજી

त्वदृ वर्ते साक्षान्मन्मूर्तियुग्मत ॥३७॥ नरनारायणाख्योऽह वर्ते श्रीनगरे तथा । गोपीनाथाख्यया चात्र वर्ते इत्येव वित्त माम् ॥३८॥ मयि चैतेषु रूपेषु भेदो नास्त्येव किञ्चन । अहमेवास्मि चै साक्षादेतद्रूपो हि भूतले ॥३९॥ एतत्संसेविनां साक्षाद्भविष्यति मदीक्षणम् । प्रत्यक्षवत्साम्प्रत च वर्तन्ते ता हि मूर्तय ॥४०॥ एतासां सेवन वेद्मि साक्षान्मत्सेवनं खलु । अत एता सेवनीया भवद्भिर्भक्तिभावत ॥४१॥ तथाऽयोध्याप्रसादोऽयं रघुवीरश्च वो गुरू । मया कृतौ स्तस्तौ मान्यौ भवद्भिश्च यथोचितम् ॥४२॥ शिक्षापत्र्युक्तधर्मेषु सर्वैर्युष्माभिरन्वहम् । यथाधिकार वृत्यं च

મારા વિરહના ભયથી તમને સર્વેને આ શોક વર્તે છે, આ ચિંતા તમારે કરવી નહિ, હું અહીંજ ભૂતળમા વૃત્તાલયપુરવિષે મેં પ્રતિષ્ઠાપેલી બે મૂર્તિઓરૂપે સાક્ષાતજ વર્તુછુ (આ શ્રીવૃંદાવનવિહારી લક્ષ્મીનારાયણ નામના સ્વસ્વરૂપનુ ઉપલક્ષણ છે) તથા શ્રીનગરમા હુ નરનારાયણરૂપે વર્તુછુ તથા અહીં દુર્ગપુરમા ગોપીનાથરૂપે સદા વર્તુછુ એમજ મને જાણો (આ ધોળેરા જુનાગઢ આદિકમા સ્વય પ્રતિષ્ઠાપેલા મદનમોહન દ્વારિકેશાદિ મૂર્તિઓનુ ઉપલક્ષણ છે) આ મારા રૂપથકી આ અર્ચારૂપ ભિન્ન નથી (આ અર્ચામૂર્તિઓમા રહીનેજ સદાય તમને હાલમાજ જેમ એમ સાન્નિધ્યનો આનદ ઉપજાવુ હુ) હુજ સાક્ષાત્ આ મૂર્તિરૂપે આ ભૂતળ ઉપર વર્તુછુ ॥૩૭-૩૯॥ એમજ જાણીને આ અર્ચાઓની પરિચર્યા આચરનારા જનોને એજ મૂર્તિઓમા સાક્ષાત્ મારૂ દર્શન થશે, કેમકે તે મૂર્તિઓ હાલમા પ્રત્યક્ષ વત્ વત છે–અદ્યાપિ તેજ મૂર્તિઓમા સાક્ષાત્ મારૂ દર્શન માગીસાધે આતા પાદિ સર્વ પ્રત્યક્ષપણે બહુજનો અનુભવેછે ॥૪૦॥ આ મૂર્તિઓનુ સેવનજ સાક્ષાત્ મારૂ સેવન છે એમ હું નિશ્ચયથી માનુ છુ, તો તમારે અવશ્ય આ મૂર્તિઓની ભક્તિભાવથી સેવા કરવી ॥૪૧॥ તેમજ આ અયોધ્યાપ્રસાદજી અને રઘુવીરજીને તમારા આચાર્યપદમા અભિષેકવિધિથી સ્થાપન કર્યા છે તો તમારે તે બન્નેને યથાયોગ્ય માનવા ॥૪૨॥ તમારે સર્વેએ પ્રતિદિન શિક્ષાપત્રીમા કહેલા ધર્મોમા યથાધિકાર વર્તવુ (તે ધર્મનુ સેવન કરવુ) મારા

शोकः कार्यो न मे क्वचित् ॥४३॥ आत्मघातो न कर्तव्यो नाशत्यागश्च मामनु । न करिष्यति यस्त्वित्थं स मे नात्र परत्र च ॥४४॥ सुव्रत उवाच—इति वाक्यं हरेः सर्वे श्रुत्वा साश्रुदृशो हि ते । तदिच्छां तादृशीमेव ज्ञात्वा तच्छिरसा दधुः ॥४५॥ प्रणम्योचुश्च तं सर्वे बद्धाञ्जलिपुटास्ततः । पदाब्ज एव तेऽस्माकं मनस्तिष्ठतु सर्वदा ॥४६॥ अस्माभिर्ज्ञाविबुध्या ये त्वपराधास्तव क्वचित् । कृताः स्युः सकलास्ते च क्षन्तव्या भवता प्रभो ! ॥४७॥ ध्यायेम त्वां वयं यर्हि तदा दद्याः स्वदर्शनम् । त्वद्भक्तौ मास्तु नो विघ्नः स्वतो वा परतः क्वचित् ॥४८॥ शीघ्रमेव वयं नेयास्त्वया स्वनिकटं प्रभो ! । इति त्वां प्रार्थयामोऽद्य त्वत्पादैकसमाश्रयाः

---

વિયોગથી શોકતો કદાપિ નજ કરવો ॥૪૩॥ મારો વિયોગ નહિ સહન થતાં આત્મઘાતમાટે ઉપવાસાદિકનો યત્ન મારી પાછળ નજ કરવો. જે મારી આ આજ્ઞાને અનુપાળશે નહિ તે મારા વચનના ઉલ્લંઘનથી આ લોક પરલોકમાં અનર્થને પામે, તો તમે સર્વે મારા વચનને અનુપાળતા થકા આ લોક પરલોકમાં શ્રેયને પામો ॥૪૪॥ સુવ્રતઋષિ કહેછે-હે રાજન્! આવું ભગવાનનું વચન સાંભળીને અશ્રુપૂર્ણ નેત્રવાળા તે સર્વે જનોએ ધૈર્ય ધારીને 'તે ભગવાનનો સંકલ્પ અનિવાર્ય છે' એમ માનીને તેમની આજ્ઞા મસ્તકે ધારણ કરી ॥૪૫॥ અનંતર તેઓ સર્વ શ્રીહરિને પ્રણામ કરીને બે હાથ જોડીને એમ બોલ્યા કે-હે ભગવન્! અમારી વારે વારે એજ પ્રાર્થના છે કે-આપના ચરણારવિંદમાંજ અમારૂં મન સદાકાળ રહો. હે પ્રભો! કદાચિત્ અમોએ આપનું ઐશ્વર્ય જાણવા છતાં પણ પ્રમાદથી આપનેવિષે જો માનુષસજાતીયબુદ્ધિ કરી હોય અને તે ભૂળથી આપના અપરાધો કર્યા હોય તે સર્વ તમે ક્ષમા કરો. વળી અમે જ્યારે આપનું ધ્યાન કરીએ ત્યારે આપનું સાક્ષાત્ દર્શન દેજ્યો. અને યાવજ્જીવ આપના ચરણારવિંદની ભક્તિમાં સ્વતઃ-સ્વકુમતિથી કે પરતઃ-વિષમ દેશ કાળ કુસંગાદિકથકી વિઘ્ન ક્યારેય પણ ન થાય. વળી હે પ્રભો! આપના ચરણકમળનાજ એક આશ્રયવાળા અમને આપે આપની સમીપે સત્વર તેડી જવા. આજ અમારૂં હાલમાં પ્રાર્થિત આપના પ્રતિ છે તે પરિ-

॥४९॥ इति तेषां वचः श्रुत्वा तथास्त्वित्याह तान् हरिः। कुर्वेऽह माह्निकं यूयं स्वस्थानं गच्छतेति च ॥५०॥ ततस्ते तं नमस्कृत्य भग्नाङ्घ्रय इवानघ!। साश्रुनेत्रा ययुः स्थानं चिन्तयन्तस्तमेव हि ॥५१॥ उत्पाता बहवो राजंस्तदाऽऽसञ्जगतीतले। खरो वायुर्महानासीन्निपेतुर्बहवो द्रुमाः ॥५२॥ ज्वालाभिः खं लिहन्नग्निर्ग्रामान्क्वतिचिदादहत्। आसीच्च वज्रनिर्घोष उल्कापातश्च भूतले ॥५३॥ क्वचिच्चाभूदश्मवृष्टी रक्तवृष्टिश्च कुत्रचित्। त्रासश्च हृदये नृणां तदासीत्सहसैव हि ॥५४॥ मनांसि कलुषाण्यासन्साधूनामपि तत्क्षणम्। निदाघभास्करोऽप्यासीन्निस्तेजाः सुरवर्त्मनि ॥५५॥ भक्तानां च हरेः पुंसां वामाङ्गस्फुरणं तथा। दक्षाङ्गस्फुरणं स्त्रीणा

---

પૂર્ણ કરો ॥૪૬-૪૯॥ હે રાજન્! આવું તે ભક્તોનું વચન સાભળીને ભગવાન્ તેમના પ્રતિ એમ બોલ્યા કે-જેવું તમારૂં અભિલષિત છે તે તેમજ થશે અત પર હું આહ્નિક કર્મ કરવા એકાંત સ્થાને જઉછું તમે સર્વે સ્વસ્વસ્થાને જાવ, એમ પણ બોલ્યા ॥૫૦॥ હે નિર્દોષ રાજન્! તે પછી તે સમસ્ત ભક્તો ભગવાનને પ્રણામ કરીને પગ ભાગી ગયા હોય એમ પ્રશિથિલગતિવાળા અશ્રુપૂર્ણ નેત્રવાળા હોઇને તેમનુજ ધ્યાન કરતાથકા પોતપોતાને સ્થાનકે ગયા ॥૫૧॥ હે રાજન્! તે સમયે જગતીતળમા બહુ ઉત્પાતો દેખાયા (તે કહેછે) અતિતીવ્ર વેગવાળો ભયકર શબ્દવાળો કોઈ પણ વાયુ વાવા લાગ્યો તે વાયુવેગથી બહુ તરૂઓ પડી ગયા ॥૫૨॥ અકસ્માત ત્યા ત્યા પ્રજ્જ્વળેલો કોઈ પણ અગ્નિ જ્વાળાઓ વૃદ્ધિ પામતા ગગનતળને ચાટતો થકો બહુ ગામોને બાળી દેવા લાગ્યો ગર્ભને ભેદનારો કોઈ પણ વજ્રઘોષ અને ભૂતળમા ઉલ્કાપાત થયો ॥૫૩॥ કોઈ સ્થળે ગગનથકી પાષાણવૃષ્ટિ થઈ તો કોઈ સ્થળે રૂધિરપાત થયો અસ્થાનમાજ ક્વચિત્ નરોના મનમા એકદમ ત્રાસ થઈ આવ્યો ॥૫૪॥ સાધુઓના પણ મનો અકસ્માત્ ઉદ્વેગથી કલુષિત થઈ ગયા આકાશમા ગ્રીષ્મકાલીન સહસ્રકિરણ (સૂર્ય) પણ નિસ્તેજ થઈ ગયો ॥૫૫॥ હરિભક્ત પુરૂષોના વામ અંગો ફરકવા લાગ્યા તથા તેવી સ્ત્રિયોના દક્ષિણ અંગો ફરકવા લાગ્યા, જે તે ભાવિ

मासीच्चाप्रियसूचकम् ॥५६॥ दृष्ट्वा तान् सहसोत्पातान् जायमानांस्तु तद्विदः । हरेरन्तर्धिमेवैते सूचयन्तीत्यमंसत ॥५७॥ हरिः स्नात्वाह्निकं कृत्वा तस्यां दशहरातिथौ । ददौ दानानि विप्रेभ्यो गवादीनि यथाविधि ॥५८॥ स्नात्वा धौताम्बरधरः कृतोर्ध्वतिलकः पुनः । भुवि गोमयलिप्तायामास्तार कुशांस्तिलान् ॥५९॥ तत्र सिद्धासनं कृत्वा निषण्णः स्थिरवीक्षणः । आत्मानमात्मना दध्यौ दुर्निरीक्ष्यः स तेजसा ॥६०॥ नित्यानन्दश्च गोपालानन्दस्तस्याग्रतः स्थितौ । आस्तां च भजनानन्दशुकानन्दाववस्थितौ ॥६१॥ तदान्तरिक्षे सहसा विमानानां तु कोटयः । पार्षदानामदृश्यन्त तस्य च त्रिदिवौकसाम् ॥६२॥ दिव्यगन्धैर्दिव्यपुष्पैर्दिव्यैः सर्वोप-

અશુભનુ સૂચક છે ॥૫૬॥ આવા એકદમ ઉપજેલા ઉત્પાતોને જોઇને શકુન અપશકુનનો ભેદ જાણનારા જનો 'આ સર્વે ઉત્પાતો શ્રીહરિના અંતર્ધાન નેજ સૂચવે છે' એમ માનવા લાગ્યા ॥૫૭॥ અનંતર શ્રીહરિ તે દશહરા તિથિએ પ્રાત સ્નાન કરી આહ્નિક કરી યથાવિધિ ગવાદિ દાનો વિપ્રોને આપીને, ફરી સ્નાન કરી, ધોએલા ધોળા વસ્ત્રો ધારીને, ઊર્ધ્વપુંડ્ તિલક કરીને, ગોછાણથી લીપેલી ભૂમિઉપર દર્ભો પાથરીને, તેની ઉપર તલ વેરીને, તેમા સિદ્ધાસનથી બેસીને પોતાની નાસિકાના અગ્રઉપર સ્થિર દૃષ્ટિ રાખીને સ્વબુદ્ધિથી સ્વસ્વરૂપના ધ્યાનપર થયા (પોતાના દિવ્ય જ્ઞાનજ્યોતિષથી જ્ઞાનજ્યોતિ સ્વરૂપ સ્વાત્મામા સમગ્ર વૃત્તિઓને વિલીન કરીને પ્રવિષ્ટ થઈ ગયા) તે સમયે તેમનુ દિવ્ય તેજ અંદરજ જેમ એમ બહાર પણ પ્રસ્ફુરતા અન્યજનોએ ન જોઈ શકાય એવુ થયુ ॥૫૮-૬૦॥ તે સમયે તેવા શ્રીહરિની આગળ નિત્યાનંદમુનિ ગોપાળાનંદમુનિ ભજનાનંદમુનિ અને શુકાનંદમુનિ હાજર હતા ॥૬૧॥ તે સમયે ગગનતળમા અક્ષરધામથકી આવેલા શ્રીદામ-પ્રમુખ ભગવત્પાર્ષદો અને પોતપોતાના લોકથકી આવેલા બ્રહ્માદિ દેવોના વિમાનોની કોટિઓ એકદમ ત્યાં રહેલા દિવ્ય દૃષ્ટિવાળા જનોના જોવામા આવી ॥૬૨॥ તે દિવ્ય પાર્ષદો તથા બ્રહ્માદિ દેવોએ દિવ્ય ચંદન પુષ્પાદિ સમગ્ર ઉપચારોવડે પ્રીતિથી પૂજા કરેલા ભગવાન્ તેઓસાથે અહીંથી સ્વધામ

चारकैः । दिव्यैर्भक्तैः पूज्यमानः स्वधाम सह तैर्ययौ ॥६३॥ अत्यु
त्साहेन देवानां तं समर्चयता पथि । उत्सवोऽभून्महांस्तेषां वादि
त्राणां च नि स्वनः ॥६४॥ तेषां पूजयतां राजश्चन्दनद्रवबिन्दवः ।
पुष्पाणि च तदा भूमौ न्यपतंश्च क्वचित्क्वचित् ॥६५॥ तेज पुञ्जो
महानादौ ददृशेऽतिसितो घनः । ततस्तिरोदधे सद्यः स नाल
क्ष्यत कैश्चन ॥६६॥ सौदामन्यास्तिरोधानं यथा दीपार्चिषोऽथवा ।
मर्त्यैर्न लक्ष्यते तद्वद्गतिस्तस्यापि कैश्चन ॥६७॥ नित्यानन्दादयस्ते
च तद्दृष्ट्वाश्चर्यमागताः । तद्दत्तधैर्या विदधुरुच्चैस्तन्नामकीर्तनम्
॥६८॥ तन्निशम्याखिला भक्तास्तत्राजग्मुश्च सत्वरम् । ज्ञात्वा

પધાર્યા (સંવત્૧૮૮૬ના જ્યેષ્ઠમાસના શુક્લપક્ષની દશમીતિથિએ મધ્યાહ્ન
સમયે આ લોકથકી અંતર્ધાન થયા) ॥૬૩॥ તે આકાશમાર્ગમાં ભગવાન્
શ્રીહરિને અતિ ઉત્સાહથી મહોપચારોવડે સંપૂજતા તે બ્રહ્માદિ દેવોનો આન
સૂચક મહાન્ વાદિત્રનાદ તે સમયે થયો હતો ॥૬૪॥ હે રાજન્! ગગનત
ળમાં વર્તતા બ્રહ્માદિ દેવોએ ભગવાનના ચરણકમળમાં સમર્પેલા સુરતરૂ
પુષ્પો આકાશતળ થકી પડેલા કોઈ કોઈ સ્થળે ભૂમિઉપર દેખાયા હતા
તથા ચંદનબિંદુઓ પડેલા દેખાયા હતા ॥૬૫॥ હવે દેવાદિકને પણ શ્રીહ
રિના અદર્શનનો પ્રકાર કહે છે-તે સમયે પ્રથમ તો કોઇ પણ અતિ અદ્ભુત
અતિશ્વેત ઘાટો મહાન્ તેજ પુંજ બ્રહ્માદિ દેવોના જોવામાં આવ્યો તેઓ
તેમના સ્વરૂપને જાણવા માટે સમર્થ થયા નહિ તે ભગવાન્ શ્રીહરિ તત્ક્ષણજ
તિરોહિત થઈગયા તેથી તે બ્રહ્માદિકના કોઇનાપણ લક્ષમાં તે ભગવાન્
આવ્યા નહિ ॥૬૬॥ તેમાં દૃષ્ટાંત કહેછે-જેમ તિરોહિત થતી વિજળીની
ગતિ કોઇથી જાણી શકાતી નથી તથા જેમ તિરોહિત થતી દીપશિખાની
ગતિ કોઇએ જાણી શકાતી નથી, એમજ અક્ષરનામના તેજ પુંજમાં તિરો
હિત થતા ભગવાનની પણ ગતિ કોઇપણ દેવો કે મનુષ્યોએ જાણી શકાતી
નથી (તેમના પાર્ષદોજ સારીરીતે જાણી શકે છે) ॥૬૭॥ તે સમયે ત્યાં
રહેલા નિત્યાનંદાદિ મુનિઓ ભગવાનનું આશ્ચર્યમય તિરોધાન જોઇને અતિ
આશ્ચર્ય પામીને તેમણે આપેલી ધૈર્યશક્તિને ધારીને તે સમયે તે ભગવાનનું

तिरोहितं तं तु विलेपुः करुणं भृशम् ॥६९॥ ततस्तदिच्छया प्रापुधैर्यं ते सकला अपि। विशोका इव तन्नामकीर्तनं चक्रुरुच्चकैः। ॥७०॥ नानाविधानि चित्राणि चरित्राण्यथ तस्य ते। स्मरन्तः कीर्तयन्तश्च दुःखेनाहानि निन्यिरे ॥७१॥ अखण्डसच्चिदानन्दमूर्तेर्भगवतो नृप! । जननं च तिरोधानं लीलैवेत्यवधारय ॥७२॥ असुरास्त्वत्र मुह्यन्ति न तु भक्ताः कदाचन। वैभवं योगमायाया जानन्तो राधिकापतेः ॥७३॥ यथा नटस्य मायायां मुह्यन्तु प्रेक्ष-

દિવ્ય નામકીર્તન ઉચ્ચ સ્વરે કરવા લાગ્યા ॥૬૮॥ નિત્યાનંદાદિ મુનિજનોએ કરેલું નામકીર્તન સાભળીને સર્વ ભક્તો તે સ્થળે સત્વર આવી પહોચતાં ભગવાનનું અંતર્ધાન જાણીને તત્ક્ષણ ઉપજેલા શોકવેગથી કરૂણ બહુ વિલાપ કરવા લાગ્યા ॥૬૯॥ અનંતર તે સમસ્ત ભક્તો તે ક્ષણે ભગવાને આપેલી ધૈર્યશક્તિથી તે શોકવેગને ઉપરથી શમાવીને ઉચ્ચ સ્વરે ભગવાનનું નામકીર્તન કરવા લાગ્યા ॥૭૦॥ તેપછી તે સમગ્ર ભક્તજનો તે ભગવાનના નાનાવિધ દિવ્ય ચરિત્રોને સ્મરણ કરતાથકા અને પરસ્પર કીર્તન કરતાથકા જેમ તેમ ભગવાનના વિરહથી દુઃખમય દિવસો નિર્ગમન કરતા થયા ॥૭૧॥ હે નૃપ! નિત્યસિદ્ધ દિવ્ય સ્વરૂપ જેમનું છે એવા ભગવાન્ સચ્ચિદાનંદમૂર્તિનો આ પૃથ્વી ઉપર જે પ્રાદુર્ભાવ તિરોભાવ તે કેવળ લીલાજ છે એમ જાણો (સમસ્તકામપરિપૂર્ણ સમગ્રદોષરહિત સર્વેશ્વર ભગવાનની જગજ્જન્માદિવ્યાપર જેમ લીલા છે તેમ ધર્મસ્થાપનાર્થે અવતરણપણ લીલાજ છે) ॥૭૨॥ અસુરો તો ભગવાનનો પરંભાવ નહિ જાણીને મોહવશાત્ તેમને જન્મમરણના સ્વભાવવાળા પ્રાકૃત પુરુષસજાતીય સમઝીને તેમનો અતિદ્રોહ આચરતાં નાશ પામી જાય છે. ભક્તો કે જે ભગવાનનું સ્વરૂપ રૂપ ગુણ વિભૂતિ વિગેરેને જાણનારા છે તેતો તે રાધિકાપતિનો યોગમાયાવૈભવ જાણીને પ્રાદુર્ભાવતિરોભાવને લીલાવિશેષપણે સ્મરણ કરતાથકા પ્રેમાર્દ્રચિત્ત થઈને પરા ગતિને પામે છે ॥૭૩॥ જેમ નટ પોતાની વિલક્ષણ આશ્ચર્યમય માયાશક્તિથી વિવિધરૂપે વિવિધ વ્યાપારોને પ્રકાશ કરેછે તેનાં તેને રૂપ તેને ચેષ્ટાઓમાં પ્રેક્ષક જનો મોહ પામી જાયછે પણ તેની માયાશક્તિને જાણનારા જનો મોહ

केष्वपि । तद्विदस्तु न वै तद्धलीलायां तज्जना हरेः ॥७४॥ शतानन्दोऽथ मुनिराट् राजंस्तद्विरहाकुलः । तद्ध्यानिष्ठया धैर्यं प्राप्य तत्राब्दमावसत् ॥७५॥ सत्सङ्गिजीवनग्रन्थं कृत्वा सम्पूर्णमञ्जसा । तं संशोध्य तदीयार्थं सर्वं हृद्यवधार्य च ॥७६॥ तत्प्रकाशकमन्वर्थं हरेर्नामसहस्रकम् । सर्वमङ्गलसंज्ञेन स्तोत्रेणारचयत्स्वयम् ॥७७॥ ततस्तदर्थमादाय सङ्क्षेपाज्जनमङ्गलम् । स्तोत्रं चकार भक्तानां नित्यपाठाय योगिराट् ॥७८॥ सभाकृतास्तत्रतत्र हरेर्वार्तासुधास्ततः । मुक्तानन्दादिभिः सद्भिः संश्रुताः सर्वशश्च याः ॥७९॥ तासां तैर्लिखिताः स्मृत्वा तास्तु सत्सङ्गिनां मुदे । शतद्वयेन प्रमिता द्विषष्ट्या संयुतेन वै ॥८०॥ तासां ग्रन्थकृतेराशा पद्यै

પામતા નથી તેમ ભગવાનની યોગમાયાના મહિમાને જાણનારા તેમના ભક્તો તેમની પ્રાદુર્ભાવતિરોભાવરૂપ દિવ્ય લીળામા મોહ પામતાજ નથી ॥૭૪॥

હે રાજન્ ! અનંતર મુનિરાજ શતાનંદજી ભગવાનના વિરહથી વિહ્વળ થઈ જેમ તેમ ધૈર્યને ધારીને તેમની ધ્યાનનિષ્ઠાથી એકવર્ષપર્યંત તે દુર્ગપુરમાંજ નિવાસ કરી રહ્યા ॥૭૫॥ પ્રારંભેલો સત્સંગિજીવન નામનો પ્રબંધ પરિપૂર્ણ કરીને, તેને સારીરીતે સંશોધીને પછી કેટલાક સુવ્રતાદિ શિષ્યોને ભણાવીને, તેમાં રહેલો સમગ્ર અર્થ મનથી અવધારીને, તેના સંક્ષિપ્ત સારાર્થથી ગર્ભિત એવું ભગવાનનુ દિવ્ય નામસહસ્ર તેમના ગુણચરિતને પ્રતિપાદન કરનાર હોવાથી સાર્થક સર્વમંગળસંજ્ઞિત સ્તોત્રરૂપે સ્વય રચ્યું. (શ્રીહરિના સહસ્ર નામોને જણાવનારૂ સર્વમંગળસ્તોત્ર કર્યું) ॥૭૬-૭૭॥ તે પછી યોગિરાજ શતાનંદમુનિએ સર્વમંગળસ્તોત્રમા કહેલો અર્થ સંક્ષેપમાં સારથી સંગ્રહીને ભક્તોને નિત્યપાઠમાં ઉપયોગી થાય એવું જનમંગળ નામનું સ્તોત્ર કર્યું ॥૭૮॥ તે પછી દુર્ગપુરાદિ સ્થાનોમાં થએલી સભામાં સાધુપ્રમુખ સ્વાશ્રિત જનોની આગળ ભગવાનના મુખકમળથી નીકળેલા જે સદુપદેશરૂપ સર્વ વચનામૃતો મુક્તાનંદાદિ મુનિઓએ સાંભળ્યાં હતા, તે મધ્યે પ્રધાનપણે સભારીને તે મુક્તાનંદાદિ મુનિવરોએ સત્સંગિઓના આનંદ માટે લખેલા (૨૬૨) બસો બાસઠ વચનામૃતો હતાં તેના સુંદર

रम्येस्तु या कृता । पूर्वं श्रीहरिणा तां स स्मृत्वैकं ग्रन्थमातनोत् ॥८१॥ धर्मज्ञानविरागाणां सम्यग्रूपप्रकाशकम् । हरिवाक्यसुधासिन्धुं कृष्णभक्तेश्च तत्त्वतः ॥८२॥ शिक्षापत्र्यास्ततष्टीकां द्वितीयामपि सोऽकरोत् । सुखबोधाय सर्वेषां ततः सिद्धान्तमौद्धवम् ॥८३॥ उभे स्तोत्रे चकाराथ मुनिः श्रीभक्तिधर्मयोः । नाम्नामष्टोत्तरशतं पृथग्यत्र प्रकीर्तितम् ॥८४॥ महामुनिस्ततश्चक्रे जयन्त्या विधिमुत्तमम् । श्रीहरेर्यत्र पूजादि प्रोक्तं भक्तेप्सितार्थदम् ॥८५॥ ततश्च कृतकृत्योऽसौ हरिमेव स्मरन् हृदि । सिद्धदेहोऽचरद्भूमौ मुमुक्षून् बोधयन् स्थितान् ॥८६॥ तिरोधानलीलामिमां यश्च लोके पठेद्वा हरेर्यश्च भक्त्या निशाम्येत् । कृतान्तस्य पाशाद्विमुक्तो

---

પદ્યગ્રંથરૂપે પ્રકાશ કરવાની ભગવાને જે પ્રથમજ આજ્ઞા કરી હતી તેને આ શતાનંદમુનિએ સ્મૃતિમાં લાવીને ભગવાનના વચનામૃતગર્ભિત, ધર્મ જ્ઞાન વૈરાગ્ય ભક્તિના તત્વથી સ્વરૂપને બોધ કરનારો હરિવાક્યસુધાસિંધુ નામનો એક નિબન્ધ કર્યો ॥૭૯-૮૨॥ અનંતર શતાનંદમુનિએ શિક્ષાપત્રીની અન્વયદીપિકા નામની બીજી પણ ટીકા સર્વેના સુખબોધ માટે કરી. તેપછી ઉદ્ધવસિદ્ધાંત નામનો એક નિબન્ધ ઉદ્ધવસંપ્રદાયપ્રાપ્ત અર્થોના સુખબોધમાટે કર્યો ॥૮૩॥ તે પછી મુનિએ ભક્તિદેવી ધર્મદેવનાં બે સ્તોત્ર કર્યાં, જેમાં તે બન્નેનાં અષ્ટોત્તરશત (૧૦૮) નામો પૃથક્ પૃથક્ કહ્યાં છે ॥૮૪॥ તેપછી મહામુનિએ શ્રીહરિજયંતીવ્રતનો ઉત્તમ વિધિ કર્યો, જેમાં ભક્તોને ઇપ્સિત અર્થ આપનારૂં શ્રીહરિપૂજાદિવિધાન કહ્યું છે ॥૮૫॥ એરીતે શતાનંદમુનિ

भवेतां धराधीश! तावप्यमुष्य प्रतापात् ॥८७॥ उन्मूलितसकवृषध्रुगधर्मसर्गः सम्पोषिताखिलवृषान्वय आत्मतन्त्रः। आत्मीयभक्तजनकल्पमहीरुहाभो वृत्तालये स भगवान् जयतीह साक्षात् ॥८८॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे पञ्चमप्रकरणे भगवत्तिरोधानलीलानिरूपणनामाऽष्टषष्टितमोऽध्यायः ॥६८॥

श्रुत्वा श्रीहरिचारित्रं परमानन्दनिर्वृतः। प्रतापसिंहो नृपतिः पुनः पप्रच्छ सुव्रतम् ॥१॥ राजोवाच—नारायणचरित्राणि मुहुः श्रुतवतोऽपि मे। मनो न तृप्तिमाप्नोति शुश्रूषैव हि वर्धते ॥२॥ विधि-

થઇને દિવ્ય ધામને પામીને પરમાનંદને પામે એમાં સંશય નથી ॥૮૭॥ જે સાક્ષાત્ અક્ષરધામી પુરુષોત્તમ નારાયણ પૃથ્વીઉપર ધર્મનંદનરૂપે અવતરીને સર્વના લોચનગોચર થઇને પોતાને અતિશય પ્રિય એવા ધર્મવંશના વિરોધિભૂત અધર્મવંશ દંભલોભાદિકનો મૂળમાંથી નાશ કરી ધર્મવંશ જ્ઞાનવૈરાગ્યાદિકનું રૂડીરીતે પરિપોષણ કરતાથકા સ્વાત્મારામ, સર્વેશ્વરેશ્વર, સ્વતંત્ર, આત્મીય ભક્તજનોના સમગ્ર મનોરથોના પરિપૂરણમાં કલ્પવૃક્ષતુલ્ય હોઇને સર્વ કોઇને મહાન્ આનંદ ઉપજાવી રહ્યા હતા તેજ ભગવાન્ વૃત્તાલયપુરમાં પોતાના દિવ્ય મંદિરવિષે સાક્ષાત્ અપરોક્ષરૂપે સદા વિરાજમાન વિજય પામે છે ॥૮૮॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...પંચમપ્રકરણે ભગવત્તિરોધાનલીલાનિરૂપણનામાઽષ્ટષષ્ટિતમોઽધ્યાયઃ ॥૬૮॥

## [1]અધ્યાય ૬૯ મો.

ભગવાન્ શ્રીહરિનું દિવ્ય ચરિત્રામૃત સાંભળીને પરમાનંદ પામેલા પ્રતાપસિંહ રાજાએ સુવ્રતમુનિને ફરી પુછયું (આ ગ્રંથકર્તા પોતે શતાનંદમુનિનીજ ઉક્તિ છે) ॥૧॥ રાજા પુછેછે—હે મુને! ભગવાન્ નારાયણમુનિનાં દિવ્ય ચરિતોને સાંભળતાપણ મારા મનમાં તૃપ્તિ થતીજ નથી, કિંતુ જેમ જેમ સાંભળું છું તેમ તેમ સાંભળવાની ઇચ્છા વધતીજ જાયછે ॥૨॥ હે મુને! શ્રીહરિજયતીનો જે વિધિ તેમાં તેમના શરણને પામેલા પુરુષોએ

૧ આ અધ્યાયમાં શ્રીહરિજયતીવ્રતના વિધિનું સવિસ્તર નિરૂપણ કર્યું છે

हरिजयन्त्या यो यत्कार्यं तत्र तच्छ्रितैः । पुम्भिः स्त्रीभिश्च तत्सर्वं वक्तुमर्हसि मे मुने ! ॥३॥ सुव्रत उवाच—धन्योऽसि नृपते ! यस्त्वं हरेरेव कथां मुहुः । श्रोतुमिच्छसि भक्त्यैव नूतनामिव सादरम् ॥४॥ विधिं हरिजयन्त्यास्ते कथयाम्यखिलं नृप ! । भवेद्व्रतफलं सम्यग्यस्य संश्रवणादपि ॥५॥ आसीत्सुहर्षनगरे शिवगुप्ताभिधो महान् । वैश्यवर्यः सुधीर्दान्तः स्वधर्मनिरतः शुचिः ॥६॥ सर्वसम्पत्समृद्धोऽपि स आसीदप्रजो नृप ! । तत आसीदुदासीनः सचिन्तो भार्यया सह ॥७॥ येन येन यदुक्तं तस्य पुत्रार्थं व्रतादिकम् । यथाविधि चकाराथ देवोपयाचितान्यपि ॥८॥ तथाप्यलब्धतनयः प्रष्टुं कञ्चन सद्विदम् । तीर्थयात्रामिवेणासौ

તથા સ્ત્રીઓએ જે ઉપવાસ પૂજા આદિક કરવા યોગ્ય હોય તે સર્વે મને કહેવાને યોગ્ય છો ॥૩॥ એરીતે રાજાએ પુછેલા સુવ્રતમુનિ કહેછે—હે નૃપતે ! તમે ધન્ય છો, કારણ કે તમે ભગવાનના કથામૃતને સાંભળીને પણ ફરીફરી તેજ ભગવત્કથાને આદરપૂર્વક ભક્તિથીજ સાંભળવા ઇચ્છો છો. રસમય ભગવાનમાં જે સંબંધ પામેલું વચન તેજ રસવત્ કહેવાય, તે રસને જે જાણે તેજ રસિક કહેવાય, એજ રસિકતા જન્મનું ફળ છે, તમે રસવિદોમાં અગ્રેસર છો, માટે ધન્ય છો ॥૪॥ હે નૃપ ! સાંભળવા વાંછતા તમને હરિજયંતીનો વિધિ સર્વાંશે કહુંછું, જેના શ્રવણમાત્રથી વ્રતના અનુષ્ઠાનથી જે ફળ થાય તે ફળ સિદ્ધ થાય ॥૫॥

હવે જેને હરિવ્રતના આચરણથી ફળ મળ્યું છે તેદ્વારા તેનો વિધિ કહેવા ઇતિહાસને કહેછે—હે રાજન્ ! સુહર્ષ નામના નગરમાં (આમોદપુરમાં) કોઈ એક વૈશ્યવર્ય શિવગુપ્ત નામનો સદ્બુદ્ધિ શાંત દાંત પવિત્ર સ્વધર્મનિષ્ઠ હતો ॥૬॥ હે નૃપ ! તે સમસ્ત સંપત્તિએ સમૃદ્ધપણ વૈશ્યને પ્રજા ન હતી. માટે તે પ્રજાહીન વૈશ્ય ભાર્યા સાથે સદા ઉદાસીન ચિંતાગ્રસ્ત રહેતો ॥૭॥ તે શિવગુપ્ત વૈશ્ય પુત્રૈષણાથી જે જે બ્રાહ્મણાદિજને જે જે વ્રતપૂજાદિ વિધિ કહ્યો તેને તેને શ્રદ્ધાથી કરવા લાગ્યો અને બહુ દેવોની પૂજા પ્રાર્થના માનતા આદિકપણ યથાવિધિ કરવા લાગ્યો ॥૮॥ એમ કરતાં પણ

भ्रमति स धरातले ॥९॥ अप्राप्नुवन् दाम्भिकानां विश्वासं वचनेषु सः । ददर्श स्वातिसुहृदं ब्राह्मणं गोमतीतटे ॥१०॥ कृष्णभक्तं वेदशास्त्रनिपुणं धर्मपालकम् । रामशर्माभिधं तं च नत्वा साश्रुरुपाविशत् ॥११॥ सोऽपि तं तादृशं दृष्ट्वा चिन्ताकृशतनुं विशम् । तदुदन्तमपृच्छत्तं यथावत् प्राह सोऽपि तम् ॥१२॥ तच्छ्रुत्वोवाच विप्रस्तं चिन्तां त्यक्त्वा स्थिरो भव । यद्वदामि तदेवाशु कुरु ते भविता सुतः ॥१३॥ व्रतं हरेर्जयन्त्यास्त्वं प्रीत्या कुरु यथाविधि ।

પુત્રને નહિ પામેલો ખિન્ન મનવાળો તે વૈશ્ય 'કોઈ સિદ્ધના અનુગ્રહ વિના મારો મનોરથ નહિ સિદ્ધ થાય' એમ અવધારીને પુત્રના લાભનો કોઈપણ ઉપાય યોગૈશ્વર્યસિદ્ધિવાળો પુછવાની ઇચ્છાથી તીર્થયાત્રાના મિષથી ભૂતળમા અહીં તહીં બહુ ભમ્યો ॥૯॥ ત્યા ત્યાં વર્તતા દાંભિકોના વચનજાળમા વિશ્વાસથી નહિ લગ્ન થએલા આ વૈશ્યે પોતાના અત્યત સુહૃદ્ કોઈ પણ બ્રાહ્મણ શ્રીવૃત્તાલયપુરથકી વાયુકોણમા વર્તતી શ્રીમતી ગોમતીજીના તટમા જોયો ॥૧૦॥ વેદશાસ્ત્રના સારને સમઝનારા, ધર્મપરાયણ, શ્રીકૃષ્ણની એકાંતિકભક્તિએ સંપન્ન, રામશર્મા નામના તે બ્રાહ્મણને પ્રણામ કરીને, પોતાના અતરમા ગૂઢપણે વર્તતા, આસુમિષથી બહાર પ્રસરતા અપ્રજપણાના શોકને રોકવા માટે અસમર્થ અશ્રુપૂર્ણનેત્રવાળો તે વૈશ્ય તે વિપ્રનીપાસે બેઠો ॥૧૧॥ તે વિપ્રેતો ચિંતાને લીધે ઉદાસીન તે વૈશ્યને કૃશ શરીરવાળો અશ્રુપૂર્ણનેત્રવાળો જોઇને તેનુ વૃત્તાત પુછયુ. (તને આ ચિંતા શાથી થઈ છે, કે જેથી તારૂ શરીર બહુ કૃશ થઈ ગયું છે અને નેત્રમા પૂર્ણ આસુ ભરાઇ ગયાં છે, તે તું યથાસ્થિત કહે ) એરીતે પુછેલા તે વૈશ્યેપણ યથાસ્થિત શોકકારણ નિવેદન કર્યું ॥૧૨॥ તેનુ વૃત્તાત સાભળીને તે વિપ્ર તેના પ્રતિ બોલ્યો કે-હે વૈશ્ય ! ચિંતાનો ત્યાગ કરો અને સ્વસ્થહૃદયવાળા થાવ પુત્રલાભમા ઉપાય સુકર સિદ્ધિપ્રદ તમને કહૂંછુ. જેમ હું કહુ તેમ સત્વર કરો. સ્વલ્પ સમયમા તમારે પુત્ર થશે ॥૧૩॥ શ્રીહરિજયંતીનુ વ્રત પ્રીતિથી તમે યથાવિધિ કરો. તેનાથી અલભ્ય ફળ કાઈ પણ વર્તતું નથી. ધર્મ અર્થ કામ મોક્ષ આ ચારેય પુરુષાર્થો તે વ્રતથીજ તત્કાળ સિદ્ધ થાય છે

यदीप्सितं चतुर्वर्गं तत्तेनैवाशु सिद्ध्यति ॥१४॥ वैश्य उवाच— कोऽसौ हरिर्व्रतं तस्य विधिना केन वा मया । कर्तव्यं ब्रूहि तत्सर्वं विश्वास्योऽसि त्वमेव मे ॥१५॥ ब्राह्मण उवाच—अवतीर्णोऽभवत्साक्षात्कृष्ण एव धरातले । हरिरित्युदितो नाम्ना कृष्णो नारायणश्च सः ॥१६॥ हरिकृष्णो घनश्यामो नीलकण्ठश्च स स्मृतः । स्वामी च सहजानन्दः स्वामिनारायणस्तथा ॥१७॥ गुणकर्मानुरूपाणि विश्रुतानामान्यनेकशः । भूरिप्रतापश्चासीत्तत्कथयामि समासतः ॥१८॥ कोसलेषु भवतीह विश्रुतश्छुप्पया इति हि खेट उत्तमः । तत्र विप्रवर आस नामतो देव इत्यमलधीः सदा शुचिः ॥१९॥ धर्म एव सततस्थितेरसौ धर्म इत्यपि च विश्रुतोऽभवत् । भक्तिरित्यभिहिताऽस्य सुन्दरी कृष्णभक्तिनिरतत्वतः सदा ॥२०॥

॥१४॥ આ પ્રકારે રામશર્મા વિપ્રે કહેલો તે વૈશ્ય બોલ્યો કે–હે વિપ્રવર ! કયા તે હરિ ? કે જેમનું તમે જયતીવ્રત ઉપદેશો છો તે વ્રત કેવી રીતે કરવું તે સર્વ મને કહો તમેજ મારે વિશ્વાસપાત્ર છો, તમે કહેલા માર્ગથી પ્રવર્તવા હું તૈયાર છું ॥૧૫॥

એરીતે કહેલો બ્રાહ્મણ કહેછે–હે વૈશ્ય ! જે અક્ષરધામી સાક્ષાત્ શ્રીકૃષ્ણ છે તેજ પોતે ધરાતળમાં સ્વેચ્છાથી પ્રાદુર્ભવ્યા હતા. તે હરિ કૃષ્ણ નારાયણ એવા નામથી પ્રખ્યાત થયા હતા. તે સાક્ષાત્ ભગવાનનાં દિવ્યગુણાનુસારી દિવ્યચરિત્રાનુસારી બહુ નામો હરિકૃષ્ણ ઘનશ્યામ નીલકંઠ સ્વામી સહજાનંદ સ્વામિનારાયણ ઇત્યાદિ પ્રખ્યાત છે. એવમાદિ અનેક દિવ્ય નામોવડે પ્રખ્યાતિને પામેલા, અનવધિકાતિશય દિવ્ય ઐશ્વર્યે સંપન્ન અહીં આવિર્ભવ્યા હતા તેમનું અવતારચરિતાદિ સર્વ સંક્ષેપમાં તમને કહુંછું ॥૧૬-૧૮॥ આ ભારતમાં આવેલા ઉત્તરકોસળ દેશોમાં છપૈયા નામથી વિખ્યાત કોઈ એક ઉત્તમ ગ્રામ વર્તે છે. તેમાં નિર્મળમનવાળા, સદા બાહ્ય આભ્યંતર શૌચે સંપન્ન, દિવ્ય દીપ્તિગુણયોગને લીધે દેવ એવા અન્વર્થ નામથી વિખ્યાત અને સતત ધર્મૈકપરાયણ હોવાથી ધર્મ એવાપણ સાર્થક નામથી પ્રખ્યાતિને પામેલા એક વિપ્રવર હતા. તેની ભાર્યા સતત કૃષ્ણભક્તિપરાયણ

दम्पती सततमेकभावत· कृष्णमेव हृदि सन्तमीश्वरम् । दृष्य-
तुर्विषयरागवर्जितौ धर्मशुद्धहृदयौ जितेन्द्रियौ ॥२१॥ कलिबलै
धितभूरितरासुरैर्नृपतिदेशिकरूपधरैर्मुहुः । भुवि भृशं परितः समु-
पद्रुतावपि न तत्यजतुर्धृतिमात्मनः ॥२२॥ सकलभीतिभयङ्कर-
विग्रहो निजसमाश्रितसौम्यनिरीक्षण· । तदवनं विदधे कुलदेवता
निखिलकष्टततेर्हनुमानपि ॥२३॥ स्वधर्मभक्तिस्थितिदार्ढ्यमाप्तौ
तौ विष्णुयागेन यथोदितेन । वृन्दावने कृष्णमनन्यभावौ प्रसाद-
यामासतुरेव साक्षात् ॥२४॥ तयो· प्रसन्नो भगवानपीह कौलाद्य-
धर्म भृशमासुरोत्थम् । जिहीर्षुराशु क्षितिदु·खहेतुं प्रादुर्बभूषुश्च

હોવાથી ભક્તિ એવા નામથી ખ્યાતિને પામેલી હતી ॥૧૯-૨૦॥ તે આ દંપતી શબ્દાદિ તુચ્છ વિષયરાગે રહિત, સતત ધર્માચરણથી નિર્મળ હૃદય વાળા જીતેન્દ્રિય થઇને સર્વના હૃદયકમળમા અતર્યામિપણે સર્વદા વર્તતા સર્વેશ્વર શ્રીકૃષ્ણ વાસુદેવનુજ મનમા નિરતર એકાતિકભાવથી ધ્યાન કરતા હતા ॥૨૧॥ કળિબળને લીધે પ્રવૃદ્ધિ પામેલા, રાજાઓ તથા ગુરૂઓના રૂપોને ધારી રહેલા અનેક અસુરોએ ભૂમિમા સર્વત વારવાર અત્યત પીડા પમાડેલા પણ તે દપતીએ પોતાની ધર્મથી ધૃતિનો લેશથીપણ ત્યાગ કર્યો નહિ ॥૨૨॥ આસુરોએ વારેવારે પીડા આપેલા પણ આ દપતીને તે તે સમયે અચાનક આવી પડતા અનેક મહાભયમા તે ભયથકી સર્વ જનોને ભય જેનાથકી છે એવા ભૂત ભૈરવ વૈતાલાદિ વીરોનેપણ ભય કરનારો દેહ જેમનો છે અને પોતાના આશ્રિત જનોને સુખ કરનારૂ દર્શન જેમનુ છે એવા કુળદેવ હનુમાનજી સન્નિધિ આપીને તે દપતીને મુકાવતા હતા ॥૨૩॥ અતિદૃઢ વૈરાગ્ય અને ભગવાનમા પરમ સુસ્થિર ભક્તિને પામેલા તે દપતીએ વૃદાવનમા અનન્યભાવથી શ્રીકૃષ્ણનુ આરાધન કરતાથકા યથાવિધિ વિષ્ણુયાગ કર્યો તે યાગથી સાક્ષાત્ કૃષ્ણે તેમની ઉપર પ્રસાદ કર્યો ॥૨૪॥ ભક્તિધર્મની ઉપર પ્રસન્ન થએલા તે પુરૂષોત્તમ ભગવાને પૃથ્વીમા ચોમેર આસુરોએ પ્રવર્તાવેલો, ભૂમિને પણ મહાદુ ખકારણ એવા મહાન્ કૌળાદિ અધર્મનો તત્કાળ નાશ કરવાની ઇચ્છાથી અને તેના નાશ

बभूव ताभ्याम् ॥२५॥ धर्मप्रियोऽथाखिलदेवदेवो नारायणोऽसौ कृपया सुतत्वम्। प्राप्तयोरेव हि कोसलेषु दिव्यां मनुष्याकृतिमेव बिभ्रत् ॥२६॥ ऋतौ वसन्ते मधुमासि शुक्लपक्षे नवम्यां विधुवासरे सः। सुरेज्यभे प्रादुरभून्निशायां द्वितीययामस्य तृतीयनाड्याम् ॥२७॥ बभूव भूयो भुवि मङ्गलं तदा सतां च हर्षो हृदि धर्मसेविनाम्। भयं च भूयेव हि धर्मविद्विषां गुरुक्षितीशाववपुर्द्रुहां नृणाम् ॥२८॥ जातक्रियाद्या उपनायनान्तास्तत्संस्कृतीः साधु चकार धर्मः। हर्यादिनामा स च सर्वथैव तं प्रीणयामास च मातरं स्वाम् ॥२९॥ वैराग्यवेगोज्झितगेहसौख्यः स तीर्थयात्रां विदधद्वरायाम्। निजप्रतापातिशयेन धर्मप्रतिष्ठिपत्तद्रिपुमुत्स-

मिषथी सकळ साधुजनोनुं संरक्षण करवानी इच्छाथी ते दंपतीना पुत्रभावथी प्रादुर्भावनो पोते संकल्प कर्यो ॥२५॥ अनंतर यथासंकल्प धर्मप्रिय आ सकळदेवदेव नारायण श्रीकृष्ण भगवान् परम कृपाथी पोतानी असाधारण दिव्याकृतिनेज मनुष्यसजातीय आकृतिपणे संपादीने, उत्तरकोसल देशमां वसंतऋतुमां चैत्रमासना शुकलपक्षनी नवमीतिथिए सोमवारे पुष्यनक्षत्रमां रात्रिए बीजा पहोरनी त्रीजी घडीमां ते दंपतीना पुत्रभावथी पृथ्वीउपर प्रादुर्भव्या ॥२६-२७॥ ते समये शुभसूचक बहु मंगळचिह्नो भूमिमां थयां हतां, धर्मसेवी संतोना हृदयमां कोइपण अपूर्व हर्ष उद्भव्यो. धर्मद्रोहमांज प्रधानपणे प्रवर्तेला, असुरांशभूत, नृपगुरुना व्यपदेशथी विचरता, भगवानना वपुभूत विप्रादिकना द्रोही एवा मनुष्योना मनमां बहुज भय उपज्यो ॥२८॥ ते मानुषलीलाधारी भगवानना जातकर्मादि उपनयनपर्यंतना संस्कारो रूडीरीते ते धर्मदेवे ते ते काळे कर्या हरि कृष्ण हरिकृष्ण आदिक नामोने धारी रहेला ते मनुष्याकृति भगवाने माता पिता धर्मभक्तिना पुत्रभावने पृथ्वीमां प्रख्यापन करताथका सर्वथा बाळलीलावडे अतिमानुष ऐश्वर्यवडे शीलवडे अने वृत्तादिकवडे तेमने बहु प्रसन्न कर्यां ॥२९॥ उपवीतने पामेला आ भगवाने अल्पज दिवसोमां तीव्र वैराग्यथी गृहसुखनो त्याग करी तपश्चर्यापर थतां तीर्थयात्राने करताथका

नंश्च ॥३०॥ स्वधर्मविज्ञानविरागयुक्तामेकान्तिकीं श्रीरमणस्य भक्तिम् । प्रावर्तयत्स्वाश्रितपुंसु भूमौ धर्मद्विषश्चुक्षुभुराशु तेन ॥३१॥ अधर्मसंस्थासुरदेशिकानां यूथानि भूयांसि च तत्र तत्र । धर्मद्रुहो भूपतयश्च शुष्कज्ञानाभिमाना अथ दम्भभक्ताः ॥३२॥ सद्धर्मसंस्थापनमस्य दृष्ट्वा तथैश्वर्यमलौकिकं ते । समस्तरास्तत्पदवीमशक्ता लब्धुं व्यधुर्द्रोहभरं तु चास्य ॥३३॥ ते दुर्जनास्तस्य कदर्थनोत्थपापेन भूम्नातिविमोहमापुः । सहस्रशः शस्त्रभृतश्च तत्र कृत्वा प्रहारं मिथ आपुरन्तम् ॥३४॥ जुगुप्सितं कर्म

ત્યાં ત્યાં ફરતા ધર્મપરિપન્થિઓનો પોતાના પ્રબળ પ્રતાપથી નાશ કરતાથકા ધરામાં ધર્મની સ્થાપના કરી ॥૩૦॥ પોતાના આશ્રિત પુરૂષોમાં ધર્મ જ્ઞાન વૈરાગ્યથી પરિપૂર્ણ (ધર્માદિકે રહિત નહિ) શ્રીપતિ શ્રીકૃષ્ણની એકાંતિકી ભક્તિ ભૂમિમાં પ્રવર્તાવી, તેવી ભક્તિની પ્રવૃત્તિ જોઇનેજ ધર્મદ્રોહમાટે પ્રવર્તેલા આસુરો તત્ક્ષણ અંતરમાં અતિશય ક્ષોભ પામ્યા ॥૩૧॥ જેઓ તે તે ભૂપ્રદેશમાં સંઘથી રહેલા, અધર્મપ્રવર્તનવ્રતને ધારી રહેલા, ઉપરથી ગુરૂપદને પ્રખ્યાપન કરનારા હતા. જેઓ 'અમે પ્રજારક્ષક છીએ' એવા મિષથી પ્રજાઓને અધર્મમાર્ગમાં નિયોજીને તેનો નાશ કરનારા રાજાઓ હતા. જેઓ ભક્તિમાર્ગનો તિરસ્કાર કરીને સ્વયં જ્ઞાનલેશશૂન્ય હોવા છતાં જ્ઞાનિઓના વાદોને 'હું બ્રહ્મ છું' એમ વાણીમાત્રથી સભામાં ઉચ્ચરતા શુષ્કજ્ઞાનિઓ હતા. જેઓ પોતે પરમ ભક્તિને ઉપરથી પ્રખ્યાપન કરનારા, પરદ્રવ્ય પરવનિતાના હરણપરાયણ દાંભિકો હતા. તે આ સર્વેપણ ભગવાનના સન્નિધિમાત્રથી થતી તત્ક્ષણ ધર્મપ્રવૃત્તિ અને પોતાનો થતો પરાભવ જોઇને તેમનું અલૌકિક ઐશ્વર્ય નહિ સહન થતાં માત્સર્યથી ગ્રસ્ત હૃદયવાળા થઈ, તે ભગવાનની પદવી પામવા તો અસમર્થ હોઇને તેમના અતિશય દ્રોહમાટે પ્રવર્ત્યા ॥૩૨-૩૩॥ દિવ્યતેજોનિધિ ભગવાનના દ્રોહાચરણમાં પ્રવર્તેલા તે સર્વે દુર્જનો તેજોરાશિ તેમનો પરાભવ કરવા અસમર્થ થઇને, ઉલટા ઉદ્ભવેલા તેજ પાપાતિશયથી અને બહુ પાપકર્મથી પોતેજ વિમોહ પામતાં શસ્ત્રોને ધારીને પરસ્પર પ્રહાર કરતાં હજારોહજાર

विनाशं केचिन्नासाश्रुतिच्छेदखरावरोहान् । सम्प्राप्य भूपादिकृतान् विनेशुः केचिच्च नौकाजलमज्जनेन ॥३५॥ हरिद्रुहो भूपतयस्तु केचिद्रोगैः सपत्नैः कतिचिच्च नेशुः । हृतश्रियोऽन्ये बलिभिर्नृपाद्यैर्मृतिं लभन्ते स्म च दुर्दशां वै ॥३६॥ एवंप्रतापो विचरन्स भूमावधर्मसर्गं मूलमुच्चखान । प्रवर्तयामास च धर्मसर्गं सुरामिषाशासुरमकलुषम् ॥३७॥ सद्यः समाधिं भुवि मानवानां विधापयन्नात्मन इच्छयैव । विस्मापयामास स योगभाजस्तत्प्राप्तये भूरितरप्रयत्नान् ॥३८॥ अज्ञाततद्भूरितरप्रतापा अप्यत्र ये तं शरणं

નાશ પામી ગયા ॥૩૪॥ કેટલાક તો એજ પાપાતિશયને લીધે પરાંગના-પરિગ્રહ પરધનહરણ આદિક અતિનિંદિત દુષ્કર્મ કરતાં, રાજાદિકે દંડરૂપે કરેલો નાસિકાચ્છેદ કર્ણછેદ અને ખરારોહણને પામીને વિનાશ પામી ગયા. કેટલાકતો નૌકામાં આરોપીને મહાનદીના પ્રવાહમધ્યે નૃપાદિકે કરાવેલા અગાધ જળની અંદર મજ્જનથી (બુડાડવાથી) વિનાશ પામી ગયા ॥૩૫॥ કેટલાક ભગવદ્‌દ્રોહમાં પ્રવર્તેલા ભૂપતિઓ તો અચિકિત્સક ક્ષયાદિ મહા-રોગોથી પીડા પામતાં પ્રણાશ પામી ગયા. કેટલાકતો શત્રુઓએ હણતાં નાશ પામી ગયા. બીજા કેટલાકતો બળીયા બીજા રાજાદિકોએ રાજ્યલક્ષ્મી હરી લેતાં અતિશય દારિદ્રયદુઃખને પામીને નાશ પામી ગયા ॥૩૬॥ એરીતે ત્યાં ત્યાં પોતાનો પ્રતાપ પ્રકટ કરતા ભગવાન્ શ્રીહરિએ પૃથ્વીમાં વિચરીને અધર્મ-સર્ગ કામાદિકનો મૂળમાંથી નાશ કર્યો અને સુરામાંસના ભક્ષણમાં પ્રીતિવાળા આસુરવૃત્તિવાળા કાલ્યાદિપૂજકોએ વિલોપેલા ધર્મસર્ગ સત્ય અહિંસાદિકની પ્રવૃત્તિ કરી ॥૩૭॥ ક્વચિત્ ક્વચિત્ કેટલાક માનવોને યમ નિયમાદિકના અભ્યાસ વિનાજ પોતાના સંકલ્પમાત્રથીજ યોગિજનદુર્લભ એવી આત્મ-સ્વરૂપમાં તત્ક્ષણ સમાધિ કરાવીને, બહુ કાળથી સમાધિસિદ્ધિમાટે બહુ પ્રયત્ન કરતા, તથાપિ તેવી સ્થિતિને નહિ પામેલા યોગિજનોને અતિવિસ્મિત કરી દીધા ॥૩૮॥ જેઓ શ્રેયઃસાધનમાર્ગને નહિ જાણનારા, સદાચરણને નહિ આચરનારા, ભગવાનના અસાધારણ પારમેશ્વર સ્વભાવને પણ નહિ જાણનારા હતા, પણ કેવળ સન્નિધિમાં આવીને તેમનો આશ્રય કરનારા

प्रपन्नाः । तानप्यवित्वा यमदूतदोर्भ्यो मुक्तिं ददावेष दयालुवर्यः ॥३९॥ मुमुक्षवः सुज्ञजनास्तु तस्य दृष्ट्वा प्रतापातिशयं स्वमुक्त्यै । तदीयमेवाश्रयमाशु चक्रुः साक्षाद्विनिश्चित्य तमेव कृष्णम् ॥४०॥ केचित्तदीयाङ्घ्रिकरस्थचिह्नैस्तमैश्वरैर्निश्चितवन्त ईशम् । अनन्यसाध्येन समाधिनापि केचिच्च तं साहजिकेन सुज्ञाः ॥४१॥ सतामसाधारणधर्मनिष्ठामालोक्य केचिच्च तदाश्रितानाम् । शास्त्रोदितामप्यनवेक्षमाणा विदुस्तमीशं ननु लोकसत्सु ॥४२॥ ये दम्भभक्ताः स्वमतं सदोषं त्यक्त्वा न कृष्णाश्रयमाचरंस्तान् । ऐश्वर्यमाश्चर्यमलौकिकं स्वं प्रादर्शयद्योगकला वितन्वन् ॥४३॥ सहस्र-

હતા (પણ તેમના વિરોધમા નહિ પ્રવર્તેલા) તેઓને પણ 'આ અમારો આશ્રિત છે' એમજ અભિમાનીને પરમ કૃપાથી યમદૂતોના હાથથકી મુકાવીને આ ભગવાને મોક્ષ પમાડ્યો હતો ॥૩૯॥ જેતો સત્ત્વપ્રકૃતિવાળા દૈવીસંપદાએ સપન્ન સુજ્ઞ જનો હતા તેઓ તે આ ભગવાનનો અતિમાનુષ અપાર પ્રતાપ પેખીને, 'આ શ્રીહરિ સાક્ષાત્ સર્વેશ્વર પરમાત્મા શ્રીકૃષ્ણજ છે' એમ દૃઢ નિશ્ચય કરીને મુક્તિમાટે તેમના ચરણકમળનોજ સમાશ્રય કરી રહ્યા ॥૪૦॥ કેટલાક જનોએ તે શ્રીહરિના ચરણતળમાં તથા કરતળમાં વર્તતા, પરમેશ્વરપણાને સૂચવનારા ધ્વજ કમળ ઊર્ધ્વરેખા આદિક ચિહ્નવિશેષથી તેમને સર્વેશ્વરપણે નિશ્ચય કરીને તેમના ચરણકમળનો સમાશ્રય કર્યો બીજા કેટલાક સુજ્ઞ જનોએ અનન્યસાધ્ય સાહજીક સમાધિસંપાદનનુ ઐશ્વર્ય અવલોકીને પણ તેમનો સર્વેશ્વરપણે નિશ્ચય કરીને તેમનો સમાશ્રય કર્યો ॥૪૧॥ કેટલાક જનોએ તે શ્રીહરિના ચરણના સમાશ્રયવાળા સાધુજનોની અસાધારણ ધર્મનિષ્ઠા શાસ્ત્રાર્થજ્ઞાન છતાપણ બીજાઓથી ન મેળવી શકાય એવી અત્યુત્કૃષ્ટ અવલોકીને અને અન્યત્ર લૌકિક સાધુઓમા એવી સચ્છાસ્ત્રોક્ત ધર્મનિષ્ઠા નહિ અવલોકીને તે શ્રીહરિનો પરમેશ્વરપણે નિશ્ચય કર્યો હતો ॥૪૨॥ જે દાંભિક પડિતમન્યો પોતાનો મત સદોષ છતા પણ તેનો ત્યાગ નહિ કરીને કૃષ્ણાશ્રયથકી વિમુખ રહ્યા હતા તે જનોને સ્વયોગૈશ્વર્યો પ્રકાશ કરતા થકા પોતાનું અસાધારણ અલૌકિક પારમૈશ્વર્ય આશ્ચ-

शस्ते च विना प्रयत्नं सद्य. समाधिं हृदयेऽलभन्त । स्वस्वेष्टदेवं च विलोक्य तत्र तमेव तं चापुरतिप्रहर्षम् ॥४४॥ ते व्युत्थिता आत्मन इष्टदेवं तमेव निश्चित्य सचिन्नमाशु । विधाय तस्याश्रयमात्म-मुक्त्यै तद्वाचि तस्थु स्वमतं विहाय ॥४५॥ ये शुष्कवेदान्तविदो नरास्तान् जित्वाशु वादेन स सप्रमाणम् । उपासनं ब्रह्मण एव साक्षाद्दिव्याकृतेर्ग्राहयति स्म भक्त्या ॥४६॥ तदाश्रयं ये विदधुश्च विप्रास्ते स्नानसन्ध्यामुखषट्क्रियाभिः । सहैव राधारमणस्य भक्तिं चक्रु शमाद्यात्मगुणोपपन्ना ॥४७॥ तदाश्रिता वर्णिजनाश्च सन्तो बृहद्व्रतं दुश्चरमष्टधैव । सम्पालयन्तोऽखिलसाधुधर्मा विलक्षणा

र्यैरूप प्रदर्शाव्युं ॥४३॥ भगवानना सङ्कल्पथी ते हजारो जनो धारणाध्या नादि प्रयत्न विना तत्क्षण स्वस्वहृदयमा कृपाथी समाधिने पामी गया समाधिदशामा पोतपोताना ईष्टदेवरूपे श्रीहरिनेज प्रादुर्भवेला निहाळीने परम हर्ष पामी गया ॥४४॥ समाधिथकी उठेला ते जनो आश्चर्य पामीने श्रीहरिनेज पोताना ईष्टदेवपणे निश्चय करीने, प्रथम अभिमानेला पोताना सिद्धातने अपसिद्धात समझी तेनो तत्क्षण त्याग करी ते भगवानना शरणने पामीने आत्मसुक्तिमाटे तेमनीज आज्ञामा वश वर्तनारा थई रह्या ॥४५॥ जेओ निर्विशेष ब्रह्मवादिओ होईने परब्रह्म परमात्मानी दिव्याकृतिमा अप्रामाण्य उपपादन करनारा हता ते शुष्कज्ञानिओ सर्वने वादवडे प्रमाणपूर्वक सदर्थना उपन्यासथी विजीतीने 'समग्र शुभगुणना स्थानभूत दिव्याकृति साक्षात् वासुदेव परब्रह्मनु प्रेमपूर्वक उपासनज साक्षात् नि श्रेयससाधक छे' एवो सत्सिद्धात सर्वने स्वीकारान्यो हतो ॥४६॥ जे विप्रोए श्रीहरिना चरणकमळनो आश्रय कर्यो हतो ते सर्व कोई स्नान सध्यादि षट् स्वकर्ममा तत्पर, शमदमादि आत्मगुणसपन्न थईने राधारमण श्रीकृष्णनी भक्तिमा प्रवर्त्या (एक पण विप्र वर्णाश्रमधर्मनो त्याग करीने अने शमदमादि गुणसपत्तिने त्याग करीने भक्त्याभासपर न हतो) ॥४७॥ जे श्रीहरिना समाश्रयवाळा वर्णिजनो तथा साधुजनो हता ते सर्वे अस्खलित ब्रह्मचर्यव्रतधारी थईने कळिमा बीजाओए दुर्धर बृहद्व्रतने अष्टधा-

लौकिकसङ्ग्र आसन् ॥४८॥ अन्ये च वर्णाश्रमिणः स्वधर्मं नित्यं यथाशास्त्रमिहाचरन्तः । भेजुर्हरिं भक्तिभरेण हित्वा तस्य प्रतापादखिलान्स्वदोषान् ॥४९॥ प्रापुः श्रितास्तं सधवस्त्रियोऽत्र पतिव्रताधर्म उरुप्रतिष्ठाम् । स्वधर्मनिष्ठा विधवस्त्रियश्च सद्ब्रह्मचर्यें स्थितिमापुरग्र्याम् ॥५०॥ सम्भारभारैर्विपुलैः स शुद्धैश्चित्रावहान्भूमिभुजामपीह । महोत्सवान् कृष्णजनुर्दिनादौ चक्रेऽन्नकूटप्रमुखान्मुहुश्च ॥५१॥ यज्ञान्स वैश्योत्तम! वैष्णवांश्च व्यधापयद्भूपतिचित्रकर्तृन् । मासान्बहून्भोजयति स विप्रान्सहस्रशः साधुजनान्मुहुश्च ॥५२॥ महाघसत्राणि च तत्र तत्र सोऽचीकरद्यात्रिकलोकतुष्ट्यै । यत्रागता भूरिसुखं यथेष्टं पान्था लभन्ते स्म जनाः सचित्रम् ॥५३॥ कूपांश्च वापीः स सरोवराणि सद्धर्मशाला अपि

પાળતા થકા સમસ્ત સાધુગુણોએ પરિપૂર્ણ, માટેજ લોકમાં ભમતા બીજા સાધુનામધારીઓથકી અત્યંત વિલક્ષણ હતા ॥૪૮॥ લોકમાં બીજા બહુ ગૃહસ્થજનો પોતપોતાના વર્ણાશ્રમધર્મને યથાશાસ્ત્ર નિત્ય આચરતાથકા તે શ્રીહરિના પ્રતાપથી સમસ્ત પ્રતિષિદ્ધ કામાદિ દોષોને છોડીને તે ભગવાનનેજ પરા ભક્તિથી ભજતા હતા ॥૪૯॥ લોકમાં જે તેમના ચરણકમળના સમાશ્રયવાળી સધવા વિધવા સ્ત્રિયો હતી તે સર્વે પાતિવ્રત્ય ધર્મથી અને બ્રહ્મચર્યવ્રતથી પરિપૂર્ણ હોઇને સ્વધર્મને નહિ ઉલ્લંઘતીથકી તે ભગવાનમાં પરા ભક્તિરૂપ ઉત્તમ સ્થિતિને પામી હતી ॥૫૦॥ વળી તે ભગવાને લોકમાં જન્માષ્ટમ્યાદિમહોત્સવદિવસોએ નિરવધિ શુદ્ધ સામગ્રીસમૂહોવડે મહારાજાઓને પણ આશ્ચર્ય ઉપજે એવા મહોત્સવો અને અન્નકૂટાદિ ઉત્સવો વારેવારે કર્યા હતા ॥૫૧॥ હે વૈશ્યોત્તમ! તે શ્રીહરિએ બહુ દ્રવ્યવ્યયસાધ્ય વૈષ્ણવ મહામખો રાજજનોને આશ્ચર્ય ઉપજે એવાં અન્નાદિ દાનોવડે અને દક્ષિણાદાનોવડે કર્યા હતા. બહુ માસપર્યંત અસંખ્યાત વિપ્રો તથા સાધુઓને યથેષ્ટ વારેવારે જમાડ્યા હતા ॥૫૨॥ તેને ગામ નગરોમાં યાત્રિક લોકોના સંતોષ માટે અનુકૂળ અનેક મહાઅન્નસત્રો બંધાવ્યાં હતાં, જેમાં આવેલા વટેમાર્ગુ જનો આશ્ચર્યથી યથેષ્ટ બહુ સુખને પામતા હતા

तत्र तत्र । व्यधापयद्वीपहिताय भूमौ सोपस्करा ब्रह्मपुरीरदाच्च ॥५४॥ उपानयद्विप्रकुमारकांश्च यथोपयुक्तं द्रविणं स दत्त्वा । सहस्रशः कारयति स्म कन्यादानानि विप्रेश्च यथाविधानम् ॥५५॥ कर्तुं न शक्तान्स्वऋणापहारं निजाश्रितान्कांश्चन धर्मनिष्ठान् । स उत्तमर्णेभ्य उरुप्रतापो दत्त्वा धनं मोचयति स्म सद्यः ॥५६॥ उपासनाग्निं कतिचित्स विप्रांस्त्रेतामपि ग्राहयति स्म विद्वान् । देयं धनं च प्रतिवर्षमेभ्यो न्यबन्धयद्येन हि कर्मसिद्धिः ॥५७॥ गोभूहिरण्यादि च पर्वकाले दानं महद्विप्रवरेभ्य एषः । सदक्षिणं दापयति स्म भूयो यथाविधानं भुवि धर्मपोष्टा ॥५८॥ प्रादर्शयच्च स्वकभूरिभक्तान्स ब्रह्मगोलोकमुखानि भूमा । दिव्यानि धामानि

॥૫૩॥ વળી તે શ્રીહરિએ તેતે દેશોમાં પ્રાણિહિતાર્થે વાવ્યો કુવાઓ સરોવરો અને ધર્મશાળાઓ પણ કરાવી હતી તથા ગૃહોપકરણે સહિત બ્રહ્મપુરીઓ આપી હતી ॥૫૪॥ હજારો બ્રાહ્મણબાળકોને ઉપનયનસંસ્કાર કરાવ્યો હતો તથા હજારો વિપ્રકન્યાદાનો બહુ દ્રવ્યવ્યયથી યથાવિધિ કરાવ્યાં હતાં ॥૫૫॥ બહુ પ્રતાપી તે શ્રીહરિએ પોતાના ચરણકમળના આશ્રયવાળા ધર્મૈકપર કેટલાક જનો કાળયોગથી થએલી ધનદુર્ગતિને લીધે મહાઋણની પીડા પામતાં તે ઋણ આપવા અસમર્થ તેઓને બહુ ધન આપીને તત્ક્ષણ દેણદારોથકી મુકાવ્યા હતા ॥૫૬॥ દારસંગ્રહવાળા પણ અગ્નિસંગ્રહે રહિત કેટલાક વેદાભિજ્ઞ વિપ્રોને આવસથ્ય અગ્નિ ગ્રહણ કરાવ્યો હતો અને કેટલાક વિપ્રોને ત્રેતાગ્નિ ગ્રહણ કરાવ્યો હતો. તે વિપ્રોને કુટુંબભરણમાં ઉપયોગી વાર્ષિક ધનની આવકપણ બાંધી આપી હતી, જે જીવનની અનુકૂળતા થવાથી હોમકર્મને હાનિ પહોચે નહિ ॥૫૭॥ વળી પૃથ્વીમાં ધર્મનું પોષણ કરનારા આ શ્રીહરિએ અમાવાસ્યા સંક્રમણ ગ્રહણ આદિક પર્વસમયે પૂર્ણ દક્ષિણાસહિત ગાયો ભૂમિ સુવર્ણ આદિક મહાદાન યથાવિધિ વિપ્રવરોને બહુ વાર અપાવ્યું હતું ॥૫૮॥ અનવધિકાતિશય સુખસ્વરૂપ તે ભગવાને કેટલાક નિજચરણના એકાંતિક આત્યંતિક ભક્તોને પોતાનું દિવ્ય બ્રહ્મધામ ગોલોકધામ અને બીજાંપણ દિવ્ય ધામો તે તે અનવધિ મહાઐશ્વર્યો સાથે સમાધિમાં

निजानि भूयस्तत्तन्महैश्वर्ययुतानि चान्त. ॥५९॥ सहैव तत्तत्परिचारकाद्यैर्निजावतारानपि पूर्वपूर्वान् । प्रादर्शयत्तत्तदुपासकेभ्यः सोऽचिन्त्यशक्तिः कतिचिज्जनेभ्यः ॥६०॥ स जीवमाया ब्रह्मदीश्वराणां रूपाणि सच्छास्त्रविदां मतानि । निरूपयामास सभासु सम्यक् प्रादर्शयत्तानि च कांश्च शक्त्या ॥६१॥ भ्रष्टाः स्वराज्यात्कतिचिच्च भूपा हृतश्रियः शत्रुजनैर्बलिष्ठैः । तदाश्रयेणैव पुनः स्वऋद्धिं प्राप्याधिकत्वं खलु पूर्वतोऽगु. ॥६२॥ स्वेच्छानुरूपा पुरुषार्थसिद्धिं सकामभक्ताः किल तस्य चापुः । निष्कामभक्ता अपि भुक्तिमुक्ती तदिच्छयैवापुरनेकशोऽत्र ॥६३॥ भक्तिप्रवृत्तेर्भुवि भूरिकालं महान्ति कृष्णस्य स मन्दिराणि । व्यधापयद्यानि विलोक्य भूपा आश्चर्यमापुर्हृदयङ्गमानि ॥६४॥ निसीमकारुण्यभरेण नृणां निःश्रेयसाय स्वकधर्मवंशे । अतिष्ठिपद्धर्म

સંકલ્પમાત્રથી વારેવારે પ્રદર્શાવ્યાં હતા ॥૫૯॥ વળી અચિંત્ય દિવ્ય મહા શક્તિવાળા તે આ ભગવાને પોતાના પૂર્વપૂર્વ પ્રાદુર્ભાવો રામકૃષ્ણાદિક તેમના તેમના સેવકાદિકે સહિતજ તેમના તેમના ઉપાસક કેટલાક જનોને સંકલ્પ માત્રથી પ્રદર્શાવ્યા હતા ॥૬૦॥ વળી તે શ્રીહરિએ સચ્છાસ્ત્રવિદોએ સભાનેવિષે જીવ માયા બ્રહ્મ ઇશ્વરના સ્વરૂપો સભામા પૃથક્ પૃથક્ યથાશાસ્ત્ર રૂડીરીતે નિરૂપણ કર્યાં હતાં અને કેટલાક જનોને તો તે જીવાદિકના સ્વરૂપોનો સ્વ શક્તિથી સાક્ષાત્કાર પણ કરાવ્યો હતો ॥૬૧॥ બળિષ્ઠ શત્રુજનોએ રાજલક્ષ્મી હરિ લેતા સ્વરાજ્યથકી ભ્રષ્ટ થએલા કેટલાક ભૂપતિઓ આ શ્રીહરિના ચરણ કમળના સમાશ્રયથી ફરી રાજ્ય પામીને પૂર્વથકી અધિક સમૃદ્ધિને પામ્યા હતા ॥૬૨॥ લોકમા શ્રીહરિના અનેક સકામ ભક્તો સ્વેચ્છાનુસારી પુરૂષાર્થ સિદ્ધિને પામ્યા હતા અનેક નિષ્કામભક્તોપણ શ્રીહરિની ઇચ્છાથીજ આ લોકમા ભુક્તિરૂપ આનંદ અને પરલોકમા મુક્તિરૂપ પરમાનંદને પામ્યા હતા ॥૬૩॥ વળી આ શ્રીહરિએ ભૂમિમા બહુકાળપર્યંત ભક્તિમાર્ગની પ્રવૃત્તિને દૃઢ કરવા અને તે દ્વારા જનોનુ શ્રેય કરવા મોટા શ્રીકૃષ્ણમંદિરો કરાવ્યા, જે મનોહર મંદિરોને ભાળીને ભૂપોપણ આશ્ચર્ય પામેછે ॥૬૪॥ એરીતે

धुरां स्वकीयां धास्यंस्तिरो मानुषनाट्यमेषः ॥६५॥ एवंविधान्यद्भुतानि कर्माणीह समाचरन् । सर्वथाश्रयणीयोऽभूद्धरिः साक्षाज्जगद्गुरुः ॥६६॥ अधुनापि स भक्तेभ्यः स्वकीयेभ्यः क्वचित् क्वचित् । साक्षात्स्वदर्शनं दत्ते यथापूर्वं निजेच्छया ॥६७॥ देहावसानकाले तु स्वभक्तेभ्यः स सर्वेशः । दत्त्वा स्वदर्शनं दत्ते मुक्तिमेव यमाद्वन् ॥६८॥ तस्य जन्मदिने कार्यः सोपवासो महोत्सवः । वाञ्छितं सकलं तेन सिद्ध्यतीत्यनुभूयते ॥६९॥ व्रतेनानेन निष्कामस्त्यागवानपि पूरुषः । ज्ञानवैराग्यसंसिद्धिं भक्तिपुष्टिमुपैति च ॥७०॥ धर्मार्थी लभते धर्मं कामान् सर्वांश्च कामुकः । धनं धनार्थी लभते मोक्षार्थी मोक्षमीप्सितम् ॥७१॥ भार्यार्थी लभते भार्यां पुत्रार्थी

---

ભૂમિમાં ધર્મ પ્રવર્તાવીને માનુષનાટ્યને અંતર્ધાન કરશે એવા તે શ્રીહરિએ નિરવધિ કૃપાભરથી પોતે પ્રવર્તાવેલા ભક્તિમાર્ગના સંરક્ષણમાટે અને સદુપદેશાદિવડે જનોના શ્રેયમાટે ધર્મસંરક્ષણભાર પોતાના ધર્મવંશમાં સ્થાપન કર્યો ॥૬૫॥ આવાં સર્વ જીવોનું સમુજ્જીવન કરનારાં અદ્ભુત અનેક દિવ્ય કર્મોને કરતા તે આ જગદ્ગુરૂ સાક્ષાત્ શ્રીહરિ આ લોકમાં સર્વ પ્રકારે સર્વ કોઇએ સમાશ્રય કરવા યોગ્ય થયા હતા ॥૬૬॥ તે ભગવાન્ અહીંથી અંતર્ધાન થઈ ગયા છે તથાપિ કદાચિત્ કદાચિત્ ભક્તોને સ્વેચ્છાથી સ્વસ્વરૂપનું સાક્ષાત્ દર્શન આપે છે ॥૬૭॥ કિં બહુના–સમસ્ત સ્વાશ્રિતોનેજ દેહવિયોગસમયે સ્વયં શ્રીહરિ સ્વદિવ્યસ્વરૂપનો સાક્ષાત્કાર કૃપાથી આપીને તેઓનું યમથકી સંરક્ષણ કરી (સમગ્ર પાપ ટાળીને) મુક્તિ પમાડે છે (વિમાનાદિકમાં બેસાડીને ગોલોકાદિ સ્વધામપ્રતિ પહોંચાડે છે) ॥૬૮॥

હે વૈશ્યવર! તે ભગવાનના પ્રાદુર્ભાવદિવસે ઉપવાસસહિત મહોત્સવ કરવો, તે વ્રતથી સમસ્ત વાંછિત સિદ્ધ થાયછેજ. એવો મને સાક્ષાત્ અનુભવ છે ॥૬૯॥ જેતો નિષ્કામ–ત્રણ એષણાએ રહિત ત્યાગાશ્રમનિષ્ઠ છે તે આ શ્રીહરિજયંતીવ્રતના અનુષ્ઠાનથી જ્ઞાન વૈરાગ્યની સિદ્ધિ અને ભક્તિની પુષ્ટિને પામે છે ॥૭૦॥ આ વ્રતના આચરણથી જે જન જે ઇચ્છે તે તેને પામે છે. ધર્માર્થી ધર્મને, કામાર્થી કામને, ધનાર્થી ધનને, મોક્ષાર્થી મોક્ષને,

पुत्रमुत्तमम् । तस्मादेतद्व्रतं कार्यं नवम्यां चैत्रिके सिते ॥७२॥
अष्टमीवेधरहिता शुद्धैषा नवमी मधो । सूर्योदयस्था व्रतिभि
र्ग्राह्या चोपोषणे तिथिः ॥७३॥ शुद्धाधिका यदा चैषा विद्धा
वाऽपि क्षयं गता । भवेत्तदा तु पूर्वैव ग्रहीतव्या व्रते तिथि. ॥७४॥
यदा पूर्वदिने ह्येव रजन्यामश्विनीक्षणे । नवमीचन्द्रपुष्याणां
योग. स्यान्न परत्र स. ॥७५॥ तदा तु विद्धाप्यष्टम्या सैव ग्राह्या
व्रतोत्सवे । नवमी तादृशो योगो यतोऽभूद्धरिजन्मनि ॥७६॥ चातु
र्वर्ण्यस्याधिकारो भवत्यत्र सयोषित. । तस्मात्पुम्भिश्च नारीभि
कार्यमेतद्व्रतं हरेः ॥७७॥ सर्वथैव विधातव्य उपवासोऽत्र तच्छ्रितै.
तत्पूजा महती कार्या रात्रौ जागरणं च तै ॥७८॥ सिताहारो

પુત્રાર્થી પુત્રને અને ભાર્યાર્થી ભાર્યાને પામે છે માટે મુમુક્ષુ મુમુક્ષુ સર્વે કોઇએ ચૈત્રમાસના શુકલપક્ષની નવમી તિથિએ આ વ્રત કરવુ ॥૭૧-૭૨॥ આ વ્રતને આચરતાઓએ ઉપોષણ કરવામા સૂર્યોદયવ્યાપિની અષ્ટમીવેધ રહિત નવમી તિથિ લેવી ॥૭૩॥ જો આ તિથિ શુદ્ધા-અષ્ટમીવેધવિહીન હોઇને અધિક-બે દિવસ વ્યાપતી હોય તો પૂર્વનીજ તે તિથિ ઉપોષણમા ગ્રહણ કરવી જો અષ્ટમીના વેધવાળી નવમી ક્ષય પામી જતી હોય-પરદિને સૂર્યો દય પહેલાજ નિવૃત્ત થઈ જતી હોય ત્યારે તો પ્રથમની વિદ્ધાજ નવમી વ્રતમા સ્વીકારવી ॥૭૪॥ જો પૂર્વદિને અષ્ટમીવિદ્ધા નવમી હોય, પરદિવસે તો શુદ્ધા હોય, અથાપિ પૂર્વદિને રાત્રિએ દશઘટિકા પરિમિત કાળ વ્યતિ ક્રમ થતા પુષ્યનક્ષત્રયોગ જો હોય અને જો સોમવાર હોય અને પરદિને તે આ નવમી ચદ્ર પુષ્યયોગ ન હોય તો વિદ્ધાપણ તેજ નવમી વ્રતોત્સવમા ગ્રહણ કરવી પણ શુદ્ધા પરદિને વર્તતી ન ગ્રહણ કરવી કેમ તો ભગવત્પ્રાદુર્ભાવદિને આ બધો યોગ હતો ॥૭૫-૭૬॥ આ શ્રીહરિજયતીવ્રતમા ચારેય વર્ણોને અધિકાર છે તથા સ્ત્રીયોને છે, માટે શ્રેયની સ્પૃહાવાળા નરનારી સર્વેએ આ હરિનુ વ્રત કરવુ ॥૭૭॥ શ્રીહરિના સમાશ્રિત સ્ત્રીપુરૂષોએ આ હરિજયતીવ્રતમા નવમીનો ઉપવાસ સર્વથાજ કરવો, ફળાહારાદિ ન કરવુ અને તે ભગવાન્ હરિકૃષ્ણની મહાપૂજા કરવી અને રાત્રિએ જાગરણ કરવુ

नरोऽष्टम्यां नवम्यामरुणोदये । उत्थाय चिन्तयन् कृष्णं देहशुद्धिं समाचरेत् ॥७९॥ अपां द्वादश गण्डूषाः कर्तव्या मुखशुद्धये । न दन्तधावनं कार्यं काष्ठेन व्रतवासरे ॥८०॥ कृत्वा स्नानादि कर्माथ हरिं नत्वा तदग्रतः । मन्त्रेणानेन नियमं गृह्णीयात्कृतकृञ्जरः ॥८१॥ अहोरात्रं निराहारो भवाम्यद्य जगत्पते ! । श्वो भोक्ष्ये व्रतमेतन्मे पालनीयं त्वया हरे ! ॥८२॥ एवं गृहीत्वा नियमं नित्यकर्म समापयेत् । न व्यावहारिकं कर्म व्रती कुर्वीत तद्दिने ॥८३॥ तदेव कर्म कर्तव्यं कृष्णसम्बन्धि यद्भवेत् । ब्रह्मचर्यं पालनीयं त्याज्यः क्रोधस्तु सर्वथा ॥८४॥ स्त्रीणां निरीक्षणात्स्पर्शात्ताभिः सङ्कथनादपि । भ्रश्यति ब्रह्मचर्यं वै सभार्यायास्तु सङ्गतः ॥८५॥ दिवा निद्रा च ताम्बूलमेकोऽप्यन्नकणोऽशितः । उपवासं निहन्त्येव

॥७८॥ व्रतकर्ता नर पूर्वदिन अष्टमीએ मिताहार थई नवमीએ અરૂણોદય-સમયેજ ઉઠીને શ્રીહરિકૃષ્ણ ભગવાનનુ ચિંતન કરતોથકો દેહશુદ્ધિને કરે ॥૭૯॥ મુખશુદ્ધિને સ્વચ્છ જળના બાર કોગળાવડે કરે. દતકાષ્ઠવડે દત ધાવન ન કરે, કેમતો વ્રતદિને કાષ્ઠથી દતધાવનનો પ્રતિષેધ કર્યો છે ॥૮૦॥ સ્નાનાદિ નિત્યકર્મ કરીને ભગવાનને પ્રણામ કરીને વ્રતકર્તા નર ભગવાનની આગળ બે હાથ જોડીને 'હે હરે ! જગત્પતે ! આ દિને અહોરાત્ર નિરાહાર રહીને આવતીકાલે આપનુ પ્રાસાદિક અન્ન જમીશ, આપની પ્રસન્નતામા પ્રવર્તેલા મારૂ આ વ્રત તમે પરિપૂરણ કરો' આ મન્ત્રથી વ્રતને ગ્રહણ કરે ॥૮૧-૮૨॥ વ્રતકર્તા જન આ પ્રકારે નિયમ ગ્રહણ કરીને નિત્યકર્મને સમાપ્ત કરે તે વ્રતદિવસે વ્યાવહારિક કર્મ ન કરે ॥૮૩॥ જે કર્મ શ્રીકૃષ્ણની પરિચર્યારૂપ હોય તેજ કરવુ બ્રહ્મચર્ય પાળવુ ક્રોધતો સર્વથા તજવો ॥૮૪॥ તે બ્રહ્મચર્યનો પરદારાના નિરીક્ષણથી, તેણીનો સ્પર્શ કરવાથી, તેણીસાથે સભાષણ કરવાથી ભ્રશ થાય છે સ્વસ્ત્રીનો તો અગસ્પર્શ કરવાથીજ ભ્રશ થાય છે, તો તે સર્વ પ્રકારે વ્રતદિને પરહરવુ ॥૮૫॥ દિવસની નિદ્રાથી, તાબુળના ચર્વણથી, એક પણ અન્નકણના ભક્ષણથી અને વારેવારે જળનુ પાન કરવાથી ઉપવાસ નાશ થઈ જાય છે, તો તે આ સર્વને વ્રતકર્તા વર્જે

जलपानं मुहुस्तथा ॥८६॥ स्त्रीभिः शोको न कार्योऽत्र रोदनं सूत्रकर्तनम्। भूरिवस्त्रक्षालनं च सीवनं कलहस्तथा ॥८७॥ निजशक्त्यनुसारेण व्रती संसाधयेद्दिवा। पूजोपहारान्सकलान् निशि सम्पूजयेद्धरिम् ॥८८॥ तत्र कार्यः शुचौ देशे मण्डपश्च सुशोभनः। रम्भास्तम्भैः सुवस्त्रैश्च पुष्पाशोकाम्रपल्लवैः ॥८९॥ रङ्गवल्लीशोभितेऽथ तन्मध्ये पीठ उत्तमे। पञ्चवर्णैर्विरचिते तण्डुलैर्मण्डले शुभे ॥९०॥ सर्वतोभद्रसंज्ञे वा तण्डुलाष्टदले व्रती। अव्रणं ताम्रकलशं स्थापयेदम्बुना भृतम् ॥९१॥ पञ्चरत्नाद्युपेतेऽस्मिंस्ताम्रपात्रे सदासने। स्थापयेत्प्रतिमां हैमीं यथाशक्ति कृतां हरेः ॥९२॥ भक्तिधर्मयुतस्यास्य हरिकृष्णस्य यत्र तु। प्रतिमा स्यात्स्थिरा वापि मन्दिरे चञ्चला तु सा ॥९३॥ तस्या एवार्चनं तत्र व्रती कुर्याद्यथाविधि। अन्यत्र हैमी कर्तव्या तन्मूर्तिः पूज-

॥८६॥ આ વ્રતમાં પ્રવર્તેલી સ્ત્રિયોએ ઉપવાસદિવસે શોક, રોદન, સૂતરનું કાંતવું, બહુ વસ્ત્રોનું ધોવું, સીવવું અને કળહ નજ કરવો ॥૮૭॥ વ્રતપર પુરૂષ રાત્રિએ કરવાની વિશેષ પૂજા માટે દિવસે યથાશક્તિ પુષ્પાદિ સમગ્ર પૂજોપહારો મેળવી રાખી રાત્રિએ હરિની પૂજા કરે ॥૮૮॥ તે દિવસે પવિત્ર પ્રદેશમાં કેળના થાંભલા, સુવસ્ત્રો, પુષ્પો, આસોપાલવના તથા આંબાના પલ્લવો, ઇત્યાદિકવડે સમલંકૃત મંડપ કરે ॥૮૯॥ અનંતર તે મંડપના મધ્યભાગે રંગવલ્લીથી સુશોભિત ઉત્તમ પીઠ ઉપર રક્તાદિ પાંચ વર્ણના રંગોથી રંગેલા આખા ઝીણા ચોખાવડે વિરચેલા સર્વતોભદ્રનામના શુભ મંડળમાં અથવા તંદુળના અષ્ટદળ કમળમંડળમાં છિદ્રવર્જીત તામ્રકળશને જળથી ભરીને વ્રતી સ્થાપન કરે ॥૯૦-૯૧॥ તે તાંબાના કળશમાં પંચરત્ન પંચપલ્લવાદિ નાંખે. તે કળશની ઉપર શોભન અમૂલ્ય વસ્ત્રાદિવડે રચેલા આસનમાં યથાશક્તિ કરાવેલી સુવર્ણમયી શ્રીહરિકૃષ્ણની પ્રતિમાને પ્રતિષ્ઠાપન કરે ॥૯૨॥ પ્રતિષ્ઠાપેલી તે પ્રતિમાની પૂજા કરે. જે મંદિરમાં ભક્તિધર્મસહિત આ શ્રીહરિકૃષ્ણની મૂર્તિ અચળા કે ચળા હોય ત્યાં તેનીજ પૂજા યથાવિધિ વ્રતી કરે. અન્યત્રતો ઉક્તપ્રકારે હેમમયી પ્રતિમા કરાવીને તેને પૂજે ॥૯૩-૯૪॥

नाय तु ॥९४॥ स्थाप्याऽस्य दक्षिणे भक्तिर्वामे धर्मस्तथाविधः। प्रत्यक् सङ्कर्षणश्चास्य स्थाप्यश्छत्रं दधत्करे ॥९५॥ प्रद्युम्नश्चानिरुद्धोऽग्रे धर्मभक्त्योः सचामरौ। स्थाप्यौ हरेरग्रतश्च स्थितो रौप्यस्तथोद्धवः ॥९६॥ धर्माद्युपेतस्य हरेर्महापूजां ततो व्रती। विधाय जागरं कुर्यात्तत्कथाश्रवणादिभिः ॥९७॥ अशक्त उपवासे तु पूजनान्ते हरेर्निशि। किञ्चित्कुर्यात् फलाहारं पिबेद्वा कुडवं पयः ॥९८॥ प्रातः कृत्वा पुनः पूजां कुर्यात्तस्य विसर्जनम्। विप्राय प्रतिमां दत्त्वा ततो विप्रांश्च भोजयेत् ॥९९॥ ततश्च स्वजनैः साकं व्रती कुर्वीत पारणाम्। एवं कृते व्रते सर्वे सफलाः स्युर्मनोरथाः ॥१००॥ पूजनादावशक्तस्तु हरिमन्यसमर्चितम्। भक्त्यैव प्रणमे-

આ શ્રીહરિકૃષ્ણના દક્ષિણભાગમાં સુવર્ણમયી ભક્તિમૂર્તિ સ્થાપવી. વામભાગમાં ધર્મદેવની સુવર્ણમયી મૂર્તિ સ્થાપવી. આ શ્રીહરિકૃષ્ણ ભગવાનના પશ્ચિમભાગમાં સંકર્ષણ હસ્તમાં છત્ર ધારી રહેલા સ્થાપવા. ભક્તિધર્મના અગ્રભાગમાં પ્રદ્યુમ્ન અનિરૂદ્ધ હસ્તમાં ચામર ધારી રહેલા સ્થાપવા (તેમાં ધર્મદેવની આગળ પ્રદ્યુમ્ન અને ભક્તિની આગળ અનિરૂદ્ધ જાણવા. આ સંકર્ષણાદિ ત્રણ શક્તિ અશક્તિને અનુસારે સુવર્ણમય કે રૂપામય જાણવા) તથા શ્રીહરિની આગળ અભિમુખ ઉદ્ધવજી રૂપામય સ્થાપવા ॥૯૫-૯૬॥ તેપછી વ્રતકર્તા ધર્માદિસહિત તે ભગવાન્ શ્રીહરિની મહાપૂજા યથાવિધિ કરે. પછી તેમની દિવ્યકથાના શ્રવણકીર્તનાદિવડે જાગરણ કરે ॥૯૭॥ નિરાહાર ઉપવાસમાં અશક્તતો રાત્રિએ હરિપૂજાને પરિસમાપીને ફળાહાર અલ્પ કરે અથવા ચારપળપરિમિત પયને પિવે ॥૯૮॥ અનંતર પ્રાતઃકાળે ઉઠીને સ્નાન

दृष्ट्वा तद्भक्तांश्च सतः पुमान् ॥१०१॥ तावता पूजनस्यासौ प्राप्नुयात्फलमञ्जसा । एतद्व्रतं सर्वथाऽत: कर्तव्यं सकलैर्नरै: ॥१०२॥ प्रतिवर्ष विधातव्यं यावज्जीवमिदं व्रतम् । स्त्रीभिश्च पुरुषैः सर्वैर्बालवृद्धातुरान्विना ॥१०३॥ यदा स्वस्यानुकूल्यं स्यात्तदोद्यापनमस्य च । यथाशक्ति विधातव्यं तेन पूर्णं व्रतं भवेत् ॥१०४॥ सुव्रत उवाच—एवमुक्त: स विप्रेण वैश्योऽभूद्धृष्टमानसः । व्रतं चिकीर्षुः पप्रच्छ विधिमुद्यापनस्य तम् ॥१०५॥ वैश्य उवाच—उद्यापनविधिं ब्रूहि व्रतस्यास्य द्विजोत्तम ! । सम्पूर्णफलद येन तद्भवेद्व्रतचारिणाम् ॥१०६॥ ब्राह्मण उवाच—उद्यापनं विना नैव व्रतं स्यात्फलदं तत । कर्तव्यं तद्यथाशक्ति वित्तशाठ्यं न कारयेत् ॥१०७॥ प्रतिमासं नवम्यां तु व्रतं कृत्वा यथाविधि । कार्यमुद्या-

તે મૂર્તિના દર્શન કરીને ભક્તિથીજ પ્રણામ કરે તથા શ્રીહરિના એકાંતિક સેવક સાધુઓના દર્શન કરી ભક્તિથી પ્રણામ કરે ॥૧૦૧॥ તેટલામાત્રથી પણ આ અશક્ત નર સાક્ષાત્ કરેલા પૂજનના ફળને તત્કાળજ પામે આ વ્રતનો આવો મહિમા છે માટે સકળજનોએ આ વ્રત સર્વથા કરવુ ॥૧૦૨॥ આ વ્રત પ્રતિવર્ષ બાળ વૃદ્ધ આતુરથકી બીજા સર્વકોઈ સ્ત્રીપુરૂષોએ યાવજ્જીવ કરવુ ॥૧૦૩॥ જ્યારે પોતાને આનુકૂલ્ય હોય ત્યારે આ વ્રતનુ ઉદ્યાપન યથાશક્તિ કરવુ તેથી આ વ્રત પરિપૂર્ણ થાય ॥૧૦૪॥

સુવ્રતઋષિ કહેછે-હે રાજન્ ! આ પ્રકારે રામશર્મા વિપ્રે કહેલો તે શિવગુપ્ત વૈશ્ય મનમા પ્રહર્ષ પામીને વ્રત કરવાની ઇચ્છાથી ઉદ્યાપનવિધિને પુછવા લાગ્યો ॥૧૦૫॥ વૈશ્ય પુછેછે—હે દ્વિજોત્તમ ! આ હરિજયતીવ્રતનો ઉદ્યાપનવિધિ કહો, જે ઉદ્યાપનના અનુષ્ઠાનથી વ્રતની પૂર્તિ થતા વ્રતકર્તાઓને તે વ્રત સંપૂર્ણ ફળ આપનારૂ થાય ॥૧૦૬॥ બ્રાહ્મણ કહેછે-હે વૈશ્યવર ! સાભળો, ઉદ્યાપનના અનુષ્ઠાન વિના કોઈપણ વ્રત ફળ આપનારૂ નજ થાય, તો અવશ્ય યથાશક્તિ ઉદ્યાપન કરવુજ તેમા વિત્તલોભ નજ કરવો ॥૧૦૭॥ ચૈત્રશુક્લનવમીને આરભીને પ્રતિમાસ શુકલનવમીએ ઉપવાસ પૂજાદિ વ્રત યથાવિધિ કરીને સવત્સરને અતે ઉદ્યાપન યથાવિધિ દેશ

पनं तस्य देशकालानुसारतः ॥१०८॥ अथवोद्यापनं कृत्वा तत
आरभ्य च व्रती। प्रतिमासं व्रतं कुर्याद्वर्षमेकं समाहितः॥१०९॥
गुरुशुक्रास्तरहिते मलमासविवर्जिते। मधौ शुक्लनवम्यां तदि-
त्थमुद्यापनं चरेत् ॥११०॥ विवाहादौ यथा नृणां भवत्युत्साह
आदरात्। तथैवात्रापि कर्तव्य उत्साहश्च यथाधनम्॥१११॥ देशा-
न्तरे भवेयुर्ये निजसम्बन्धिनो जनाः। मित्राणि हरिभक्ताश्च पत्रै-
स्तांश्च समाह्वयेत् ॥११२॥ मधोः शुक्लप्रतिपद आरभ्यायं महो-
त्सवः। यथाधनं यथाशक्ति कर्तव्यो व्रतचारिभिः॥११३॥ पाल-
नीयं ब्रह्मचर्यं कथा श्रव्यान्वहं हरेः। तदीयगुणपद्यानि गात-
व्यानि च भक्तितः ॥११४॥ हरेर्भक्ता ब्राह्मणाश्च साधवो ब्रह्मचा-
रिणः। नित्यं चन्दनपुष्पाद्यैः पूज्या भोज्याश्च शक्तितः ॥११५॥
विधिज्ञं ब्राह्मणं पृष्ट्वा प्रागष्टम्यां सुसाधयेत्। उपहारान् यथा-

---

કાળને અનુસારે કરે ॥૧૦૮॥ અથવા વ્રતી પ્રથમ ઉદ્યાપન કરીને, તે દિનને આરંભીને સાવધાન થઈ એકવર્ષપર્યંત પ્રતિમાસ તે આ વ્રતને કરે ॥૧૦૯॥ ગુરૂશુક્રના અસ્તે રહિત, મળમાસાદિદોષે વર્જીત ચૈત્રમાસમાં શુક્લનવમીએ આ ઉદ્યાપન આ રીતે કરવું ॥૧૧૦॥ વિવાહાદિકમાં નરોને જેમ મહાન્ ઉત્સાહ વર્તેછે તેમજ આ ઉદ્યાપનમાં મહાન્ ઉત્સાહ રાખવો અને વ્યયમાં યથાધન આદર કરવો ॥૧૧૧॥ દેશાંતરમાં જે પોતાના દેહસંબન્ધી જનો હોય, જે મિત્રજનો હોય, જે હરિભક્તજનો હોય, તે સર્વને મહોત્સવના અનુભવમાટે મંગળપત્રિકાઓ મોકલીને બોલાવે ॥૧૧૨॥ આ વ્રતમાં પ્રવર્તેલાએ યથાધન યથાશક્તિ ચૈત્રશુકલ પ્રતિપદાને આરંભીને આ ઉદ્યાપનરૂપ મહોત્સવ કરવો ॥૧૧૩॥ પ્રતિદિન વ્રતસમાપ્તિપર્યંત બ્રહ્મચર્ય પાળવું. શ્રીહરિની કથા પ્રતિદિન ભગવત્પરાયણ સાધુજનથકી ભક્તિથી સાંભળવી. ભગવાનનાં ગુણોને પ્રતિપાદન કરનારાં કીર્તનો ભક્તિથી ગાવાં ॥૧૧૪॥ હરિના ભક્ત બ્રાહ્મણો સાધુઓ બ્રહ્મચારિઓ ચંદનાદિકવડે નિત્ય પૂજવા અને યથાશક્તિ શ્રદ્ધાદરપૂર્વક તેમને જમાડવા ॥૧૧૫॥ હરિજયંતીવ્રતના વિધિને જાણનારા વિપ્રને પુછીને તેણે કહેલા પૂજનોચિત ઉપહારો પૂર્વદિને અષ્ટમી-

वित्तं हरिकृष्णार्चनोचितान् ॥११६॥ कृत्वाह्निकं नवम्यां च सर्वे तोभद्रमण्डलम् । शोभनं कारयेद्विप्रैर्मण्डपे निर्मिते शुभे ॥११७॥ चतुर्भिः कदलीस्तम्भैराम्राशोकादिपल्लवैः । पुष्पैः फलैश्च सद्वस्त्रैः शोभयेत्तं च दर्पणैः ॥११८॥ ताम्रान्वा मृन्मयानष्टौ फलशानष्ट दिक्षु च । स्थापयेन्मध्यदेशे तु ताम्रजं चाव्रणं घटम् ॥११९॥ पूगीफल ताम्रमुद्रा तण्डुला लड्डुकस्तथा । पृथक्पृथङ्निधेयाश्च फल शेषु ततोऽष्टसु ॥१२०॥ स्थालवद्वेणुपात्राणि तेष्वष्ट स्थापयेत्ततः । नालिकेर पृथक्तेषु द्वे द्वे वस्त्रे सिते पुमान् ॥१२१॥ मध्यमं ताम्र फलश जलेनापूर्य तत्र च । फलं सरत्नं निक्षिप्य ताम्रपात्रे पिधापयेत् ॥१२२॥ मृदुवस्त्रासने तत्र सौवर्णी प्रतिमां हरेः । यथाशक्ति कृतां धर्माद्युपेतां स्थापयेत्ततः ॥१२३॥ यथाविधि महापूजा कुर्यान्निशि महोत्सवम् । महाभिषेकं च महानैवेद्यं तत्र कारयेत् ॥१२४॥ पूजाविधिं समाप्याथ हरेस्तच्छ्रवणादिभिः । विधाय

એજ યથાધન તૈયાર કરે ॥૧૧૬॥ નવમીએ પ્રાત નિત્ય આહ્નિક કરીને પવિત્ર પ્રદેશમાં રચેલા શુભ મડપમા સુશોભન સર્વતોભદ્રમડળ વિપ્રોપાસે કરાવે ॥૧૧૭॥ તે મડળને ચાર કેળના થાભલા, આમ આસોપાલવના પત્રો, પુષ્પો, ફળો, સદ્વસ્ત્રો અને દર્પણાદિકવડે સમલકૃત કરે ॥૧૧૮॥ આઠ દિશામા તામ્રમય કે મૃત્તિકામય આઠ કળશોને સ્થાપન કરે મધ્યભાગે તો તામ્રમય છિદ્રવર્જીત કળશને સ્થાપન કરે ॥૧૧૯॥ તેપછી તે આઠ કળશ સ્થાનોમા સોપારી તામ્રમુદ્રા તદુળ અને લડુકને પૃથક્ પૃથક્ સ્થાપન કરે ॥૧૨૦॥ તેપછી વ્રતી પુરૂષ તે આઠ કળશોમા થાળ જેવા વાસના પાત્રો અષ્ટ પરિમિત સ્થાપન કરે. તે વશપાત્રોમા પૃથક્ પૃથક્ નાળીયેર એક એક અને બે બે શુકલ નવીન વસ્ત્રને સ્થાપન કરે ॥૧૨૧॥ મધ્યમ પ્રધાન તામ્ર કળશને જળથી ભરીને તેમા ફળ રત્નસહિત નાખીને તે કળશને તામ્રપાત્રથી ઢાકે ॥૧૨૨॥ તેપછી તે તામપાત્રમા કોમળ વસ્ત્રમય આસન પાથરીને તેમા યથાશક્તિ સુવર્ણથી કરાવેલી ધર્મભક્તિસહિત હરિપ્રતિમાને સ્થાપે ॥૧૨૩॥ તેની યથાવિધિ મહાપૂજા કરે. તેમા રાત્રિએ મહોત્સવ કરાવે તથા

जागरं प्रातः पुनः पूजां समाचरेत् ॥१२५॥ होममष्टोत्तरशतं मन्त्रेणाष्टाक्षरेण च। तिलाज्यपायसद्रव्यैस्ततोऽर्चेद्वर्णिनो द्विजान् ॥१२६॥ धेनुं पयस्विनीं दद्यात्पात्रविप्राय सादरम् । हेमशृङ्गीं रूप्यखुरां ताम्रपृष्ठीं सुलक्षणाम् ॥१२७॥ धेनोः पात्रस्य चालाभे स्वस्याशक्तौ च वा पुमान् । दद्यात्तन्निष्क्रयद्रव्यं कुर्याद्वापि जपादिकम् ॥१२८॥ तिलपात्रं चाज्यपात्रं दद्यात्स्वर्णं च शक्तितः । अन्नवस्त्राद्यष्टविधं पदं देयं द्विजाय च ॥१२९॥ शय्यादानं ततः कुर्यात्तदशक्तः सुखासनम् । दद्यात्ततश्च वस्त्राणि दम्पत्योरुचितानि सः ॥१३०॥ कौशेयानि तानि दद्यात्कार्पासान्यथवाऽधनः। मिश्राणि वा ततः कुर्यात्साङ्गदेवविसर्जनम् ॥१३१॥ वर्णिभ्यो धान्यविप्रेभ्यो दद्यादष्टौ घटांश्च तान् । प्रतिमासहितं कुम्भं मध्यमं

---

મહાભિષેક મહાનૈવેદ્ય કરાવે ॥૧૨૪॥ એરીતે શ્રીહરિની પૂજાનો વિધિ સમાપ્ત કરીને પછી તેમની કથાના શ્રવણકીર્તનાદિવડે જાગરણમાં અવશેષ રાત્રિને નિર્ગમન કરીને, પ્રાતઃ સ્નાન કરી ફરી પૂજાને કરે ॥૧૨૫॥ તદનંતર અષ્ટાક્ષર મંત્રથી તલ ઘૃત અને પાયસ દ્રવ્યવડે પ્રત્યેક અષ્ટોત્તરશત (૧૦૮) આહુતીને હોમે. હોમને અંતે વર્ણિઓ, સાધુઓ અને વિપ્રોને ચંદન પુષ્પ અક્ષતાદિવડે પૂજે ॥૧૨૬॥ બહુ દુધવાળી, સોનાની શીંગડીયોવાળી, રૂપાની ખરીયોવાળી, તાંબાના પૃષ્ઠભાગવાળી અને સારા લક્ષણવાળી ગાય પાત્ર વિપ્રને આદરથી આપે ॥૧૨૭॥ ગાયના અલાભમાં કે સત્પાત્રના અલાભમાં અને પોતાની અશક્તિમાં વ્રતકર્તા જન ગાયના મૂલ્ય જેટલું દ્રવ્ય આપે અથવા મંત્રાવૃત્તિ સ્તોત્રપાઠાદિકને કરે ॥૧૨૮॥ તિલથી ભરેલું પાત્ર, ઘૃતથી ભરેલું પાત્ર અને યથાશક્તિ સુવર્ણ સત્પાત્રને આપવું તથા અન્નવસ્ત્રાદિ અષ્ટપ્રકારનું પદ વિપ્રને આપવું ॥૧૨૯॥ તેપછી વ્રતી શય્યાદાન કરે. શય્યાદાન કરવા અશક્તતો સુખકર આસનમાત્રને આપે. પછી દંપતીને ઉચિત વસ્ત્રો આપે ॥૧૩૦॥ તે વસ્ત્રો રેશમી આપે અથવા અધન સુતરાઉ આપે અથવા મિશ્રિત-રેશમ સુતરે મિશ્રિત કે કેટલાંક રેશમી અને કેટલાંક સુતરાઉ આપે. પછી અંગદેવસહિત શ્રીહરિનું વિસર્જન કરે ॥૧૩૧॥ સ્થાપેલા આઠ

गुरवेऽर्पयेत् ॥१३२॥ भूयसीं दक्षिणां दत्त्वा साधून्विप्रांश्च भूरिशः। भोजयेदल्पवित्तस्तु विंशतिं द्वादशापि वा ॥१३३॥ नवम्या निश आरभ्य पालनान्दोलनोत्सवः। कृष्णद्वितीयापर्यन्तं वीक्ष्यश्च व्रतचारिभिः ॥१३४॥ एवं कृते विधाने तु व्रत सम्पूर्णतामियात्। मनोरथाश्च सफलास्तेन स्युर्व्रतचारिणाम् ॥१३५॥ कुरु व्रतं त्वमप्येतन्मित्रत्वाद्ब्रच्मि ते हितम्। इह पुत्रफलं प्राप्य तेन मुक्तिं च यास्यसि ॥१३६॥ सुव्रत उवाच—इत्युक्तः स सुधीर्वैश्यो निश्चित्य हरिमीश्वरम्। विश्वस्तो विप्रवचने तं प्रपन्नोऽभवद्दृढम् ॥१३७॥ गृहमेत्य सभार्योऽथ व्रत चक्रे यथाविधि। कालेनाल्पेन सत्पुत्रं प्रसादात्प्राप स प्रभोः ॥१३८॥ ततोऽन्ये बहवो भक्ताः स्वस्वकार्यस्य सिद्धये। व्रतमेतद्विधायापुर्वाञ्छितं सकलं फलम्

દક્ષિણા કળશો વર્ણિઓને કિંવા અન્ય વિપ્રોને આપે પ્રતિમાસહિત મધ્યમ કુંભ ગુરૂ આચાર્યને આપે ॥૧૩૨॥ ઘણી દક્ષિણા બ્રાહ્મણોને આપે પછી બહુ વિપ્રો સાધુઓ અને વર્ણિઓને યથાતૃપ્તિ જમાડે અલ્પવિત્ત અશક્ત તો વીશ કે બાર બ્રાહ્મણ સાધુઓને જમાડે ॥૧૩૩॥ વ્રતકર્તાઓએ નવમીની રાત્રિને આરભીને બાળરૂપ ભગવાનનો પ્રવર્તતો પારણામા ઝુલાવાનો જે ઉત્સવ તેનુ અવશ્ય કૃષ્ણદ્વિતીયાપર્યંત દર્શન કરવુ ॥૧૩૪॥ આ રીતે શ્રીહરિજયતીવ્રત ઉક્ત નિયમપૂર્વક અનુષ્ઠાન કરતા સપૂર્ણતાને પામે તેથી વ્રતકર્તાઓના સકળ મનોરથો સફળ થાય ॥૧૩૫॥ હે વૈશ્યનર ! મિત્રભાવથી મેં આ તમને હિત કહ્યુ તે આ વ્રતને તમે કરો તેથી તમને આ લોકમા પુત્રલાભ થશે અને પરલોકમા મોક્ષને પણ પામશો ॥૧૩૬॥

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્ ! આ પ્રકારે તે વિપ્રવરે કહેલો તે સુબુદ્ધિ વૈશ્ય મિત્ર વિપ્રના વચનમા વિશ્વાસ પામીને, શ્રીહરિકૃષ્ણને સર્વેશ્વરપણે નિશ્ચય કરીને તે ભગવાનના દૃઢ શરણને પામ્યો ॥૧૩૭॥ તેપછી તે વૈશ્યે ત્યાથી ઘેર જઇને વિપ્રના વચનને અનુસારે ભાર્યાસાથે શ્રીહરિજયતીવ્રત યથાવિધિ શ્રદ્ધાથી કર્યું પ્રભુ શ્રીહરિના પ્રસાદથી અલ્પજ કાળમા તે વૈશ્ય સત્પુત્રને પામ્યો ॥૧૩૮॥ તદનંતર બીજા બહુ ભક્તો પોતપોતાના કાર્યની

॥१३९॥ इति प्रोक्तो मया भूप! जयन्तीविधिरुत्तमः । हरिकृष्णस्य भक्तानां वाञ्छितोऽभीष्टसिद्धिदः ॥१४०॥ भक्त्या पुमान् यः शृणुयाज्जयन्त्या विधिं हरेर्यः परिकीर्तयेद्वा । तौ प्राप्नुयातां हि फलं व्रतस्य हरेः प्रसादात्स्वमभीप्सितं च ॥१४१॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे पञ्चमप्रकरणे श्रीहरिजयन्तीव्रतविधिनिरूपणनामैकोनसप्ततितमोऽध्यायः ॥६९॥

सूत उवाच—नारायणस्य चरितमिति ते मङ्गलप्रदम् । भवत्प्रश्नानुसारेण क्रमेण कथितं नृप ! ॥१॥ तत्रादितस्ते कथितो हिमाद्रौ बदरीवने । समागमो महर्षीणां नरनारायणेन च ॥२॥ धर्मस्यापि

---

સિદ્ધિમાટે આ વ્રતને કરીને વાછિત સકળ ફળને પામ્યા ॥૧૩૯॥ હે રાજન્! આ પ્રકારે મેં શ્રીહરિકૃષ્ણના ભક્તોએ ઇચ્છેલો, વાછિત સમગ્ર અર્થને આપનારો ઉત્તમ શ્રીહરિજયંતીવ્રતવિધિ ભગવદ્ગુણરસને જાણનારા શુશ્રૂષુ તમને કહી સંભળાવ્યો ॥૧૪૦॥ જે પુરૂષ તે આ હરિજયંતીવ્રતવિધિને ભક્તિથી સાંભળે અથવા કીર્તન કરે તે બન્ને પણ શ્રીહરિના પ્રસાદથી અનુષ્ઠાન કરેલા વ્રતનું જે ફળ તેને પામે અને સર્વ સ્વેપ્સિતને પામે ॥૧૪૧॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...પંચમપ્રકરણે શ્રીહરિજયંતીવ્રતવિધિનિરૂપણનામૈકોનસપ્તતિતમોઽધ્યાયઃ ॥૬૯॥

## [1]અધ્યાય ૭૦ મો.

સુવ્રતમુનિ કહેછે—હે પ્રતાપસિંહ રાજન્! સકળ લોકોના કલ્યાણ કારણે કૃપાથી પૃથ્વીઉપર પ્રકટ થએલા ભગવાન્ શ્રીનારાયણનું સમગ્ર મંગળને આપનારૂં ચરિત્ર જીજ્ઞાસુ તમારા પ્રશ્નને અનુસારે મેં આ પ્રકારે અનુક્રમે કહ્યુ ॥૧॥ તેમાં પ્રથમ હિમાદ્રિવિષે વર્તતા બદરીકાશ્રમમાં નરનારાયણસાથે મરીચ્યાદિ મહર્ષિઓનો સમાગમ તમને કહ્યો તથા મહર્ષિઓએ કહેલુ ભારત ભૂમિમાં થએલા અધર્મોદ્ભવનું નિવેદન કહ્યું ॥૨॥ હે નૃપ! તત્પર શ્રીનારા-

---

૧ આ અધ્યાયમા આ સત્સંગિજીવનસંજ્ઞિત સચ્છાસ્ત્રનો સંક્ષેપમા વિષયાનુક્રમ અને તેનો સર્વથી ઉત્કર્ષ નિરૂપ્યો છે.

स्त्रिया तत्रागमनं च ततः परम् । शापाद्दुर्वाससो नृत्वमेतेषां कथितं नृप ! ॥३॥ उद्धवस्य च धर्मस्य मूर्तेश्च जननं भुवि । ऋषीणां चापि कथितं धर्मोद्वाहस्ततः परम् ॥४॥ असुरोपद्रुतस्याथ धर्मस्य सह योषितः । रामानन्दस्वामिगुरोः समाश्रय उदीरितः ॥५॥ पुनर्दैत्यांशभूपाद्यैः क्लेशितस्य नृपस्य च । हनूमदाज्ञया प्रोक्तो गेहाद्वृन्दावनागमः ॥६॥ विष्णुयागाराधितस्य श्रीकृष्णस्येक्षणादि च । धर्मस्य शापश्चारण्ये द्रौणेः प्रोक्तस्ततः परम् ॥७॥ शापश्च विन्ध्यवासिन्या आसुराणामुदीरितः । प्रादुर्भावोत्सवः प्रोक्तस्ततो धर्मगृहे हरेः ॥८॥ तन्नामकर्म चौलं च कालीदत्तोपमर्दनम् । पौगण्डलीलाऽयोध्यायां हरेश्च व्रतबन्धनम् ॥९॥ हरिगीता ततो भक्तिधर्मदिव्यगतिस्तथा । ततो हरेः प्रव्रज्या च भैरवीय-

યણસમીપે ધર્મદેવનુ મૂર્તિપત્નીસાથે આગમન પણ કહ્યુ. ત્યા ભગવત્સંકલ્પને અનુસારે થએલો દુર્વાસાઋષિનો શાપ અને તેને અનુસારે તે સર્વેનો મનુષ્યભાવ કહ્યો ॥૩॥ તેજ શાપને અનુસરીને ઉદ્ધવજી ધર્મદેવ મૂર્તિદેવી અને અન્ય મહર્ષિઓનુ ભૂમિમા માનુષભાવથી અવતરણ કહ્યુ તત પર ધર્મદેવનુ ભક્તિદેવીસાથે વિવાહમંગળ કહ્યુ ॥૪॥ ત્યારપછી અસુરોએ પીડા પમાડતા ભક્તિભાર્યાસાથે તીર્થયાત્રામા પ્રવર્તેલા ધર્મદેવને થએલો ઉદ્ધવાવતારભૂત રામાનંદસ્વામી સદ્ગુરુનો સમાશ્રય કહ્યો ॥૫॥ ફરી દૈત્યાંશભૂત ભૂપાદિકે ક્લેશ આપેલા ધર્મદેવનુ આરાધનથી સંતુષ્ટ થએલા મારૂતિની આજ્ઞાથી ગૃહ થકી વૃંદાવનમા આગમન કહ્યુ ॥૬॥ તે પછી વિષ્ણુયાગથી આરાધેલા શ્રીકૃષ્ણના ધર્મને તથા મરીચ્યાદિમુનિઓને થએલા સાક્ષાત્ દર્શન વરપ્રદાનાદિક કહ્યુ તેપછી અરણ્યમા અશ્વત્થામાથકી ધર્મદેવને શાપની પ્રાપ્તિ કહી ॥૭॥ ત્યારપછી વિંધ્યવાસિની દેવીથકી કાળીદત્તાદિ આસુરોને પ્રાપ્ત થએલો શાપ કહ્યો તેપછી ધર્મદેવના ભવનમા ભગવાન્ શ્રીહરિનો પ્રાદુર્ભાવમહોત્સવ તમને કહ્યો ॥૮॥ તેપછી શ્રીહરિનો જાતકર્મસંસ્કાર નામસંસ્કાર ચૌળસંસ્કારાદિ કહ્યુ તેપછી કાળીદત્તનો પરાભવ કહ્યો તેપછી અયોધ્યામા આવેલા શ્રીહરિની પૌગંડલીળા કહી તથા ઉપનયનસંસ્કાર કહ્યો ॥૯॥ તેપછી માતાને

पराभवः ॥१०॥ पुलहाश्रमे उक्तश्च भास्करस्य प्रसादनम् । योगाभ्यासः पिबैकादिमहाशाक्तपराजयः ॥११॥ तत उत्कलदेशीयासुरसङ्घपराभवः । तीर्थयात्रा हरेश्चोक्ता पार्वतीशङ्करेक्षणम् ॥१२॥ प्रोक्तस्ततो लोजपुरे औद्धवीयसमागमः । रामानन्दस्वामिनोऽथ दर्शनं चास्य शिष्यता ॥१३॥ हरेर्गुरुत्वस्वीकारो दिव्यभावप्रदर्शनम् । पराजयो मेघजितः स्वप्रतापप्रदर्शनम् ॥१४॥ प्रादुष्कारः समाधीनां कृष्णरूपप्रदर्शनम् । नारायणस्य गीतोक्ता लोभादीनां च दुष्टता ॥१५॥ अहिंसधर्मस्य भुवि स्थापनं हरिणा कृतम् । प्रोक्तस्ततश्च संवादः खट्वाङ्गाभयभूभुजोः ॥१६॥ अभयस्य प्रार्थ-

---

मिष करीने प्रकाशेली हरिगीता कही. तेपछी भक्तिधर्मने दिव्यगतिनी प्राप्ति कही तथा भगवाननो गृहत्याग कह्यो. तेपछी वनमां वटवृक्षवासी भैरवनो पराजय कह्यो ॥२०॥ तदनंतर पुलहाश्रममां तपोनिष्ठ भगवानने साक्षात् सूर्यदेवनो साक्षात्कार कह्यो. तेपछी गोपाळयोगिसमीपे भगवाने करेलो योगाभ्यास कह्यो. तेपछी श्रीहरिए करेलो पिबैकादि महाशाक्तोनो पराजय तमने कह्यो ॥२१॥ तेपछी भगवाने उत्कळदेशमां करेलो आसुरसंघनो पराभव, भगवाननी तीर्थयात्रा, पार्वतीशंकरनुं साक्षात् दर्शन, इत्यादि तमने कह्युं ॥२२॥ तेपछी लोजपुरमां उद्धवावतारभूत श्रीरामानंदस्वामीना समाश्रयवाळा मुक्तानंदादि त्यागिओने थएलो श्रीहरिसमागम कह्यो तेपछी रामानंदस्वामीनुं श्रीहरिने थएलुं दर्शन कह्युं पछी ते स्वामीनो श्रीहरिए करेलो शिष्यभावस्वीकार कह्यो ते पछी रामानंदस्वामीना आग्रहथी तेमना शिष्योनो गुरुभावस्वीकार कह्यो (एरीते प्रथम प्रकरणनो अनुक्रम छे) तेपछी वापिकोत्सर्गप्रसंगे भक्तोने पोताना दिव्यभावनुं प्रदर्शन, मेघजित् वणिकनो पराजय अने मागरोळमां मतवादिओने स्वप्रतापप्रदर्शन कह्युं ॥२३-२४॥ तेपछी समाधिओनो अद्‌भुत प्रादुर्भाव कह्यो. तेमां कृष्णस्वरूपनुं दर्शनादि कह्युं. पछी नारायणगीता अने लोभादि दोषोनी दुष्टता कही ॥२५॥ अनंतर भगवाने भूमिमां प्रवर्तावेला अहिंसाधर्मनुं स्थापन, तेपछी खट्वांग राजर्षि अने अभय भूपनो संवाद, त्यारपछी

नया हरेर्दुर्गपुरागमः । गवेन्द्रभूमिपालाय वरदानमथोदितम् ॥१७॥ उद्धवाध्वप्रकटनं नानाग्रामपुरेष्वथ। हरेर्विचरणं तत्र धर्मस्थापनमञ्जसा ॥१८॥ नानायज्ञविधानं च कौलादिमतखण्डनम् । हरेर्दिग्विजयः प्रोक्तो निवासो दुर्गपत्तने ॥१९॥ भक्त्युत्कर्षश्चोत्तमादेर्हरिसेवाव्यवस्थितिः । सविस्तरं ततः प्रोक्तो ह्यन्नकूटमहोत्सवः ॥२०॥ ततः सभास्वनुदिनं भक्तसङ्घानुरञ्जनम् । प्रकाशनं च सत्सङ्गदीपस्य हरिणा कृतम् ॥२१॥ धर्मरक्षा ततः स्पर्शविवेकस्तेन कीर्तितः । धर्मसिद्धिश्च निष्कामशुद्धिश्चोक्तं सदाह्निकम् ॥२२॥ कृष्णस्वरूपाद्वैतं च कृष्णमन्त्रजपे विधिः ।एकादशीविधानं च प्रबोधन्युत्सवो महान् ॥२३॥ वृत्तालयपुरेऽथोक्तः पुष्पदोलोत्सवो महान् । पुराणश्रवणस्याथ विधिः सर्वो निरूपितः ॥२४॥

અભયભૂપતિની પ્રાર્થનાથી ભગવાનનું દુર્ગપુરમાં પધારવું, તદનંતર ભગવાને ગવર્નર ભૂપાળને આપેલું વરદાન, અનંતર જીજ્ઞાસુઓમાટે ઉદ્ધવસંપ્રદાયનું શિવરામવિપ્રપ્રતિ પ્રકાશન, તેપછી અનેક ગ્રામ નગરોમાં ભગવાનનું લોકાનુગ્રહાર્થે વિચરણ, ત્યાં ત્યાં ભગવાને કરેલું અનાયાસથી ધર્મસ્થાપન, તેપછી નાનાવિધ યજ્ઞોનું આચરણ, કૌલાદિમતનું ખંડન, ત્યાં ત્યાં ભગવાને કરેલો દિગ્વિજય અને તેપછી દુર્ગપુરમાં શ્રીહરિનો નિવાસ તમને કહ્યો. (આ રીતે દ્વિતીય પ્રકરણનો અનુક્રમ છે) ॥૧૬-૧૯॥ ત્યારપછી ઉત્તમરાજા જયા લલિતા આદિકની ભગવાનવિષે ભક્તિનો ઉત્કર્ષ કહ્યો. હરિસેવામાં પરમા વ્યવસ્થા કહી અને તેપછી અન્નકૂટમહોત્સવ સવિસ્તર નિરૂપણ કર્યો ॥૨૦॥ તેપછી પ્રતિદિન ભગવાને કરેલુ સભામાં સદુપદેશથી ભક્તસંઘનું અનુરંજન કહ્યું અને શ્રીહરિએ કરેલું સત્સંગદીપનું પ્રકાશન કહ્યું ॥૨૧॥ તેપછી ભગવાને ધર્મરક્ષા, સ્પર્શવિવેક, ધર્મસિદ્ધિ, નિષ્કામશુદ્ધિ અને સાધુઓનો આહ્નિક વિધિ કહ્યો ॥૨૨॥ તેપછી ભગવાને કૃષ્ણસ્વરૂપનું અદ્વૈત, કૃષ્ણમંત્રજપનો વિધિ, એકાદશીવ્રતવિધિ અને મહાન્ પ્રબોધનીઉત્સવ કહ્યો ॥૨૩॥ અનંતર વૃત્તાલયપુરમાં ભગવાને કરેલો મહાન્ પુષ્પદોલોત્સવ કહ્યો (આ રીતે તૃતીય પ્રકરણનો અનુક્રમ છે) તદનંતર પુરાણશ્રવણનો સર્વ વિધિ

श्रीमद्भागवतस्योक्तं माहात्म्यं तु विशेषतः । जन्माष्टम्युत्सवः प्रोक्तस्ततः सारङ्गपत्तने ॥२५॥ नागटक्कपुरे यानं ततः प्रोक्तं हरेर्नृप ! पञ्चाले गमनं तत्र प्रोक्तः श्रुत्यर्थनिर्णयः ॥२६॥ ततः श्रीनगरे प्रोक्ता नरनारायणस्य च । प्रतिष्ठा विधिवत्प्रोक्ता भुजङ्गनगरे च सा ॥२७॥ वृत्तालये प्रतिष्ठोक्ता लक्ष्मीनारायणस्य च । आगमो द्वारिकेशस्य तत्र चोक्तस्ततः परम् ॥२८॥ ततस्त्रियुगशब्दार्थनिर्णयश्च निरूपितः । स्वीकारः पुत्रयोश्चोक्तो गुरुत्वे स्थापनं तयोः ॥२९॥ वटपत्तन उक्तं च सहर्षेर्गमनं हरेः । सिंहजिन्नृपसन्मानः शिक्षापत्र्याश्च लेखनम् ॥३०॥ दोलोत्सवः श्रीनगरे भालदेशागमो हरेः । राधाकृष्णस्य धौरेयनगरे स्थापनं ततः ॥३१॥ दीक्षाविधेश्चोपदेशस्तस्य भूमौ प्रवर्तनम् । व्रतोत्सवानां च विधिः साधुधर्मानुशासनम् । ॥३२॥ ज्ञानोपदेशश्च ततः साङ्ख्यशास्त्रार्थ-

અને શ્રીમદ્ભાગવતનો મહિમા વિશેષપણે કહ્યો. તેપછી સારંગપુરમાં જન્માષ્ટમીનો મહોત્સવ કહ્યો ॥૨૪–૨૫॥ હે નૃપ ! તેપછી ભગવાનનું નાગડકાપુરમાં ગમન અને પંચાળાગ્રામમાં ગમન કહ્યું. ત્યાં દ્વૈતાદ્વૈત શ્રુતિઓના અર્થનો નિર્ણય કહ્યો ॥૨૬॥ તેપછી શ્રીનગરમાં ભગવાને યથાવિધિ કરેલી નરનારાયણદેવની પ્રતિષ્ઠા તથા ભુજનગરમાં કરેલી નરનારાયણની પ્રતિષ્ઠા કહી ॥૨૭॥ તતઃપર વૃત્તાલયપુરમાં ભગવાને કરેલી લક્ષ્મીનારાયણાદિકની પ્રતિષ્ઠા અને તે વૃત્તાલયમાં દ્વારકાધીશનું આગમન કહ્યું ॥૨૮॥ તેપછી ત્રિયુગશબ્દાર્થનું નિરૂપણ, તેપછી ભગવાને કરેલો દત્તપુત્રસ્વીકાર અને પુત્રપણે સ્વીકારેલા અયોધ્યાપ્રસાદ રઘુવીરનું આચાર્યપદમાં સ્થાપન નિરૂપ્યું ॥૨૯॥ તેપછી વટપત્તનમાં મુનિમંડળસહિત શ્રીહરિનું ગમન, સયાજીરાવ રાજાએ કરેલું શ્રીહરિનું અતિશય સન્માન અને શિક્ષાપત્રીનું લેખન કહ્યું ॥૩૦॥ અનંતર અમદાવાદમાં ભગવાને કરેલો પુષ્પદોલોત્સવ, તેપછી શ્રીહરિનું ભાલદેશમાં પધારવું, તેપછી ધોલેશમાં રાધાકૃષ્ણ (મદનમોહન)નું પ્રતિષ્ઠાપન કહ્યું ॥૩૧॥ તેપછી દીક્ષાવિધિનો ઉપદેશ, તેનું ભૂમિમાં પ્રવર્તન, વ્રતોત્સવોનો વિધિ અને સાધુધર્મોનો ઉપદેશ (ધર્મામૃત) કહ્યો ॥૩૨॥ તે

निश्चयः । ततो धर्मोपदेशश्च कथितस्ते नराधिप ! ॥३३॥ वर्णा नामाश्रमाणां च तद्बाह्यानां च सर्वशः । स्त्रीणां च कथिता धर्मा हरिणा तत्र विस्तरात् ॥३४॥ महतां च लघूनां च सर्वेषामेनसां तथा । प्रायश्चित्तविधानं च कृच्छ्राणां लक्षणानि च ॥३५॥ जीर्णदुर्गे प्रतिष्ठोक्ता द्वारिकाधीश्वरस्य च । ततो धर्माश्च कथिता नैष्ठिकब्रह्मचारिणाम् ॥३६॥ गोपीनाथस्य च ततः प्रतिष्ठा दुर्गपत्तने । साङ्ख्ययोगस्योपदेशो योगशास्त्रार्थसङ्ग्रहः ॥३७॥ वरदानं तत. प्रोक्तं शतानन्दमहर्षये । सत्सङ्गिजीवनस्याथ तेनैव च विधापनम् ॥३८॥ स्वीयाविर्भावहेतोश्च विचारो भक्तबोधनम् । हरेरन्तर्धिलीलोक्ता जयन्त्याश्च विधिस्ततः ॥३९॥ एवं मया ते नृपते ! हरेश्चरितमद्भुतम् । उक्तं क्रमेण सकलं यथा पृष्टं त्वया तथा ॥४०॥

---

પછી જ્ઞાનોપદેશ અને સાખ્યશાસ્ત્રાર્થનુ નિરૂપણ કહ્યુ (એરીતે ચતુર્થ પ્રકરણનો અનુક્રમ છે) હે રાજન્! તેપછી ધર્મોપદેશ તમને કહ્યો તેમા વર્ણો, આશ્રમો, તે થકી બાહ્ય વર્તતા અને સ્રીયોના સર્વ ધર્મોનું નિરૂપણ વિસ્તારથી કર્યું ॥૩૩-૩૪॥ ત્યારપછી ગુરૂલઘુ સમગ્ર પાપોનો પ્રાયશ્ચિત્તવિધિ અને ચાદ્રાયણાદિ કૃચ્છ્રવ્રતોના લક્ષણો કહ્યા ॥૩૫॥ તેપછી જુનાગઢમા ભગવાને કરેલી દ્વારિકાધીશ્વરની પ્રતિષ્ઠા કહી અને તે પછી નૈષ્ઠિક વર્ણિઓના ધર્મો કહ્યા ॥૩૬॥ તેપછી દુર્ગપત્તનમા શ્રીગોપીનાથજીની પ્રતિષ્ઠા કહી તે પછી સાગ યોગનો ઉપદેશ અને યોગશાસ્ત્રાર્થનો સારસગ્રહ કહ્યો ॥૩૭॥ તેપછી શતાનદમહર્ષિને શ્રીહરિએ આપેલુ વાછિત સત્સગિજીવન ગ્રથવિરચનરૂપ વરદાન કહ્યુ અને તે દ્વારાજ સત્સંગિજીવનસજ્ઞિત સચ્છાસ્ત્રનુ વિરચન કહ્યુ ॥૩૮॥ ત્યારપછી પોતાના પ્રાદુર્ભાવપ્રયોજનની પરિપૂર્ણતાનુ પર્યાલોચન, ભક્તોને ભગવાને આપેલો બોધ અને ભગવાનની અતર્ધાનલીલા કહી તેપછી શ્રીહરિજયતીનો વિધિ કહ્યો ॥૩૯॥

હે પ્રતાપસિંહ રાજન્! આ પ્રકારે જેમ તમે પુછયુ તેમ કળિમળના અપહરણમાટે અવનિમાં અવતરેલા સમસ્તદેવદેવ કૃપાનિધિ ભગવાન્ શ્રીહરિનુ સમગ્ર દિવ્ય ચરિત્ર તમને મેં અનુક્રમે કહી સભળાવ્યુ ॥૪૦॥

सत्सङ्गिजीवनमिदं शास्त्रं परमपावनम् । शतानन्दो मुनिः कृत्वा मामपाठयदञ्जसा ॥४१॥ मया ते कथितं सर्वं प्रीत्या शुश्रूषवे नृप ! । वेदशास्त्रपुराणानां साररूपमिदं परम् ॥४२॥ सन्तं तमीशं भुवि संश्रिता ये सत्सङ्गिनस्ते कथिता हि तेषाम् । भवत्यदो जीवनमेव यस्मात्तत्सर्वथा सेव्यमिदं सदा तैः ॥४३॥ एतस्य पठनादेव वेदादेः पाठजं फलम् । द्विजन्मा प्राप्नुयान्नूनं सर्वयज्ञफलं तथा ॥४४॥ चातुर्वर्ण्यो नरः स्त्री वा श्रुत्वैतत् परमादरात् । इह लोके परे चापि प्राप्नुयात्सुखमीप्सितम् ॥४५॥ ब्राह्मणः प्राप्नुयाद्बुद्धिमाधिपत्यं च बाहुजः । सम्पदं श्रवणादस्य वैश्यः शूद्रस्तथा सुखम् ॥४६॥ येन येन च कामेन पठेद्वा श्रृणुयादिदम् । तं तमाप्नोति पुरुषो निष्कामो भक्तिमुत्तमाम् ॥४७॥ पुरश्चरणमेतस्य

સત્સંગિજીવન નામનો આ પરમપાવન નિબન્ધ સ્વય વિરચીને શતાનંદમુનિએ મને તત્વથી ભણાવ્યો હે નૃપ ! તે ગુરૂવરની કૃપાથી વિજ્ઞાનને પામેલા મેં સકળ વેદ શાસ્ત્ર પુરાણોના સારભૂત સર્વોત્તમ આ શાસ્ત્ર પ્રીતિથી સાભળવા ઇચ્છતા તમને સર્વાંશે કહી સંભળાવ્યુ ॥૪૧-૪૨॥ આનું 'સત્સગિજીવન' એવું નામ સાર્થક છે, કેમતો ભૂમિમા સચ્ચિદ્દવાચ્ય પરબ્રહ્મ પુરૂષોત્તમ શ્રીહરિના ચરણના જે આશ્રિતો તે સત્સગિઓ કહ્યા છે. સસારવિષથી સમૂર્છિત તેઓનું સજીવન આ શાસ્ત્ર છે. માટેજ શ્રેયની લાલસાવાળા સર્વ સત્સગિઓએ આ શાસ્ત્ર સદાય સર્વથા–શ્રવણપઠનાદિવડે સેવવુ ॥૪૩॥ દ્વિજાતિ આ શાસ્ત્રના પઠનથીજ વેદાદિકના પઠનથી અને સર્વ યજ્ઞોના આચરણથી જે ફળ મળે તેને નિશ્ચે પામે ॥૪૪॥ ચારેય વર્ણમા વર્તતો નર કે નારી પરમાદરથી આ શાસ્ત્રને સાભળીને આ લોકમાં અને પરલોકમા પણ ઇપ્સિત સુખને પામે. એને દુ ખલેશનો પ્રસગ નથી ॥૪૫॥ બ્રાહ્મણ આ શાસ્ત્રના શ્રવણથી ઉત્તમ બુદ્ધિને પામે, ક્ષત્રિય નિષ્કટક રાજ્યને પામે, વૈશ્ય ધનસમૃદ્ધિને પામે અને શૂદ્ર સત્પુરૂષસેવાસુખને પામે ॥૪૬॥ જે સકામ જન જે કામને ધારીને આ શાસ્ત્રનો પાઠ કરે કે શ્રવણ કરે તે તેતે કામને પામે. નિષ્કામ નરતો ઉત્તમ–એકાંતિકી ભક્તિને પામે ॥૪૭॥

ये करिष्यन्ति च द्विजाः । सर्वे मनोरथास्तेषां सिद्धिमाप्स्यन्ति निश्चितम् ॥४८॥ धर्मं ज्ञानं च वैराग्यं भक्तिं वा ये बुभुत्सवः । नराः स्युस्तैरयं ग्रन्थः सेवनीयः प्रयत्नतः ॥४९॥ येषां निःश्रेयसेच्छा स्यात्तैरयं तु विशेषतः । श्रोतव्यः पठनीयश्च ग्रन्थोऽभीष्टफलप्रदः ॥५०॥ एतज्ज्ञानवतां पुंसां ज्ञेयं किञ्चिन्न शिष्यते । तस्मात्सर्वप्रयत्नेन सेव्योऽयं स्वहितार्थिभिः ॥५१॥ नारायणाय मुनये कृष्णाय हरये नमः । शतानन्दाय गुरवे तद्भक्ताय नमोनमः ॥५२॥ इति राजा सुव्रतेन मुनिवर्येण कीर्तितम् । नारायणस्य चरितं स श्रुत्वा मुदितोऽब्रवीत् ॥५३॥ धन्योऽहं मुनिशार्दूल! सफलं मे नृजन्म

જે દ્વિજો આ પ્રબન્ધનું પુરશ્ચરણ અષ્ટોત્તરશતપારાયણરૂપ કરશે તેમના સમસ્ત મનોરથો નિશ્ચે સિદ્ધ થશે ॥૪૮॥ ધર્માર્થી ધર્મને પામે, જ્ઞાનાર્થી જ્ઞાનને પામે, વૈરાગ્યાર્થી વૈરાગ્યને પામે અને ભક્ત્યર્થી ભક્તિને પામે, માટે ધર્માદિકની ઈચ્છાવાળા નરોએ આ ગ્રંથ પ્રયત્નથી પરાપ્રીતિપૂર્વક સેવવો ॥૪૯॥ જે જનોને આત્યંતિક કલ્યાણની લાલસા હોય તેમણેતો અભીષ્ટ ફળને આપનારો આ પ્રબન્ધ વિશેષપણે સાંભળવો અને પાઠ કરવો ॥૫૦॥ આ ગ્રંથમાં કહેલા અર્થના જ્ઞાનવાળા પુરૂષોને કિંચિતપણ જાણવાનું અવશેષ રહેતું નથી, કિંતુ સર્વાર્થને જાણે છે. માટે હિતાર્થી જીજ્ઞાસુ જનોએ આ ગ્રંથ સર્વ પ્રયત્નથી સેવવો ॥૫૧॥ એરીતે ભગવાનના દિવ્ય ચરિત્રામૃતથી પરિપૂર્ણ સચ્છાસ્ત્ર સાંભળવા ઈચ્છતા સત્પાત્રભૂત રાજાને કહીને, અંતે સુવ્રતમુનિ પ્રબન્ધપ્રતિપાદ્ય સ્વેષ્ટદેવને અને નિબન્ધકાર ગુરૂને પ્રણામ કરે છે—જે આ અક્ષરધામી પરબ્રહ્મ પરમાત્મા આનંદમય હોવાથી કૃષ્ણનામથી કહેલા, સ્વાશ્રિતોનાં સમગ્ર કર્મોને હરનાર હોવાથી હરિનામથી કહેલા, આ સર્વ જગતમાં અંદર બહાર વ્યાપીને વર્તતા હોવાથી નારાયણનામથી કહ્યા છે. આ માનુષ લોકમાં ધર્મસ્થાપનમાટે અવતરેલા મુનિવૃત્તિ તે ભગવાન્ શ્રીહરિને વારેવારે નમસ્કાર છે તથા જે તેમના એકાંતિક આત્યંતિક ભક્ત શતાનંદમુનિ મારા ગુરૂ છે તેમને વારેવારે નમસ્કાર છે ॥૫૨॥ આ પ્રકારે મુનિવર્ય સુવ્રતે કહેલું નારાયણચરિત્ર સાંભળીને તે પ્રતાપસિંહ રાજા

च । समागमेन भवतो जातमेव न संशयः ॥५४॥ नारायणचरित्राणि श्रुत्वानन्दो महान् हृदि । महामुनेऽद्य जातो मे वक्तुं शक्नोमि तं न हि ॥५५॥ त्वं तु धन्योऽसि येनेह साक्षात्संसेवितो हरिः । वशीकृतः स भक्त्या च कृपापात्रं तथाऽस्य च ॥५६॥ सतां परोपकारित्वमस्ति स्वाभाविकं मुने ! । अस्मादृशां हि बोधाय चरसि त्वं धरातले ॥५७॥ अहं च तव शिष्योऽस्मि त्वामेव शरणं गतः । कुरु मेऽनुग्रहं येन साक्षादीक्षेय तं प्रभुम् ॥५८॥ इति प्रतापसिंहेन सोऽर्थितो मुनिराह तम् । यथाश्रुतं हरिं राजन् ! ध्याय दास्यति दर्शनम् ॥५९॥ ग्रन्थमेतं तु ये प्रीत्या शृणु-

પ્રસન્ન થઇને બોલ્યા (આ શતાનંદમુનિની ઉક્તિ છે) ॥૫૩॥ હે મુનિવર્ય ! આપના સમાગમથી હું ધન્ય થયો છુ. મારૂં આ માનુષ જન્મ સફળ થયુ, એમાં સંશયજ નથી. હે મહામુને ! હાલમાં આપનાથકી સાભળેલા નારાયણચરિત્રથી જે આ મહા આનદ હૃદયમાં વૃદ્ધિ પામ્યોછે તેને હું કહેવા સમર્થ નથી અપાર આ આનદ છે ॥૫૪-૫૫॥ હે સુવ્રતમુને ! તમે તો ધન્ય છો, જે તમે અહીં તે પરમપુરૂષ સાક્ષાત્ અક્ષરધામી શ્રીહરિ દર્શન સ્પર્શન અર્ચનાદિવડે રૂડીરીતે સેવ્યા છે. જેની સેવાને બ્રહ્માદિદેવોપણ પામતા નથી તે ભગવાન્ તમે ભક્તિથી વશ કરી દીધા છે તે ભગવાનના તમે કૃપાપાત્ર છો ॥૫૬॥ હે મુને ! તમારા જેવા સાધુઓની પરોપકારપરાયણતાજ સ્વભાવસિદ્ધ છે. કેમતો તમે અમારા જેવા, અજ્ઞાનાંધકારમાં પડેલાઓને સદ્બોધ આપવા ભૂતળમાં વિચરો છો ॥૫૭॥ હે મુને ! મારે તમેજ એક શરણ છો તમારો શિષ્ય એવો હું તે મારી ઉપર તમે અનુગ્રહ કરો, જેથી તે પ્રભુ શ્રીહરિનું સાક્ષાત્ દર્શન મને થાય ॥૫૮॥ આ પ્રકારે પ્રતાપસિંહ પ થિવે પ્રાર્થના કરેલા સુવ્રતમુનિ તેમનાપ્રતિ બોલ્યા કે–હે રાજન્ ! જે પ્રકારે તમે મારાથકી તે ભગવાનનું સ્વરૂપ સાંભળ્યું છે તે પ્રકારે તેમનું એકાગ્ર મનથી ધ્યાન કરો. તે કરૂણાનિધિ ભગવાન્ તમને સ્વસ્વરૂપનું દર્શન પોતેજ આપશે ॥૫૯॥ જે જનો આ સત્સંગિજીવન સચ્છાસ્ત્રને પ્રીતિથી સાંભળે તેમને ભગવાન્ શ્રીહરિ પોતાનુ સાક્ષાત્ દર્શન આપેજ. એમ મારા ગુરૂ

युस्तेभ्य ईश्वरः । दद्यात्स्वदर्शनं चेति शतानन्द उवाच माम् ॥६०॥
ततः स भूपतिर्नत्वा सुव्रतं सुस्थिरासनः । यथाश्रुतं हरिं दध्यौ
हृदये दृढनिश्चयः ॥६१॥ अपरोक्षानुभूतेर्हि गुरोस्तस्य प्रसादतः ।
तच्छास्त्रश्रुतिपुण्याच्च स ददर्श हरिं हृदि ॥६२॥ तेजःपुञ्जान्तरे
साक्षात्कोटिकन्दर्पसुन्दरम् । समर्च्यमानं भक्तैस्तं दृष्ट्वा लेभे मुदं
पराम् ॥६३॥ व्युत्थितोऽथ मुनिं नत्वा प्रसन्नः प्राह भूपतिः ।
कृतार्थोऽहं हि जातोऽस्मि प्रसादात्तव निश्चितम् ॥६४॥ नृपं प्राह
मुनी राजन्नित्थं ध्यायाः सदा हरिम् । स्वधर्मस्थो भजेस्तं च
लप्स्यसे तत्पदं परम् ॥६५॥ अत्रैव पावने क्षेत्रे निवसंस्तं भजेः

---

શતાનંદમુનિએ મને પૂર્વે કહ્યુ હતું ॥૬૦॥ તદનંતર તે ભૂપતિ પ્રતાપસિંહ મુનિ સુવ્રતને પ્રણામ કરીને, સુસ્થિર આસનવાળા થઈ 'ભગવાન્ દર્શન આપશેજ' એવા દૃઢ નિશ્ચયપૂર્વક જેવા સાંભળ્યા છે તેવા શ્રીહરિના હૃદયમા ધ્યાનપરાયણ થયા ત્યારે ભગવાનના પ્રત્યક્ષ અનુભવે પરિપૂર્ણ તે ગુરૂ સુવ્રતમુનિના અનુગ્રહથી અને સત્સંગિજીવન સચ્છાસ્ત્રના શ્રવણજન્ય સુકૃતના અતિશયથી ભગવાન્ શ્રીહરિ સુપ્રસન્ન થઇને રાજાના હૃદયમા પ્રાદુર્ભવ્યા તેજ પુંજમધ્યે વિરાજમાન, કોટિકંદર્પસરખા સુંદર, મુક્ત ભક્તજનોએ સર્વત દિવ્ય ઉપચારોવડે પૂજેલા, ક્ષરાક્ષરાતીત, અક્ષરધામાધિપતિ ભગવાન્ શ્રીહરિના સાક્ષાત્ દર્શન પામીને રાજા પરમાનંદને પામ્યા ॥૬૧–૬૩॥ એરીતે ભગવાનના સ્વહૃદયમા પ્રત્યક્ષ દર્શન થયા પછી ધ્યાનથકી બહાર આવેલા ભૂપતિ પ્રસન્ન થઇને મુનિ સુવ્રતને પ્રણામ કરી બે હાથ જોડીને બોલ્યા કે–હે મુને! તમારા અનુગ્રહથી હુ કૃતાર્થ થઈ ગયો છુ કેમતો તમારા અનુગ્રહથકી તે ભગવાને હૃદયમા ધ્યાનમાત્રથી પોતાના અસાધારણ દિવ્ય રૂપનો સાક્ષાત્કાર કરાવ્યો ॥૬૪॥ આ રીતે કહેલા મુનિ સુવ્રત તે પ્રતાપસિંહરાજા પ્રત્યે બોલ્યા કે–હે રાજન્! આજ પ્રકારે પ્રતિદિન સ્વધર્મનિષ્ઠ થઇને તે શ્રીહરિનુ સદા ધ્યાન કરો તેથી તમે તેમના સકળમુનિજનપ્રાર્થનીય પરપદને પામશો ॥૬૫॥ આજ પરમ પવિત્ર ક્ષેત્રમા (જગન્નાથપુરીમા) રહીને તે શ્રીહરિને પરા પ્રીતિથી સદા ભજો આ પ્રકારે

सदा । इत्युक्त्वा प्रणतो राज्ञा ययौ क्षेत्रान्तरं मुनिः ॥६६॥ राजापि तत्र निवसन् भजन्प्रेम्णा हरिं सदा । कालेनाल्पेन गोलोकं तद्धाम परमं ययौ ॥६७॥ श्रवणं मङ्गलं यस्य कीर्तनं यस्य मङ्गलम् । स्मरणं मङ्गलं यस्य स हरिर्मङ्गलं क्रियात् ॥६८॥ अधर्मसर्गोत्खननस्य कर्ता धर्मान्वयस्याधिकपुष्टिकर्ता । स प्रीयतां मेऽखिलपापहर्ता हरिः स्वभक्तैः सह दुःखहर्ता ॥६९॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे पञ्चमप्रकरणे ग्रन्थानुक्रमणिकानिरूपणनामा सप्ततितमोऽध्यायः ॥७०॥

## समाप्तं पञ्चमप्रकरणम् । समाप्तं सत्सङ्गिजीवनसच्छास्त्रम् ।

कृपाथी राजाने कहीने ते राजाए भक्तिथी प्रणाम करेला सुव्रतमुनि त्यांथी अन्य क्षेत्रप्रति चाल्या गया ॥६६॥ सुव्रतमुनि गया पछी ते राजा प्रताप सिंहपण तेज जगन्नाथपुरीमां रहीने, परा भक्तिथी भगवान् श्रीहरिकृष्णने सदा भजवाथी अल्पज काळमां ते भगवानना सकळमुक्तजनोए संसेवेला परम धाम गोलोकने पामी गया ॥६७॥ 'मंगळ आदि जेमां छे, मंगळ मध्ये जेमां छे, मंगळ अंते जेमां छे एवां शास्त्रो प्रख्यातिने पामे छे' आवा वचनने मनमां धारीने ग्रंथने अंते मंगळ करे छे-जे श्रीहरिनुं श्रवण कीर्तन अने स्मरण स्वयं मंगळस्वरूप होइने सर्वेना मंगळने करनार छे ते मंगळमूर्ति भगवान् श्रीहरि वक्ता श्रोता सर्वेना मंगळने करो ॥६८॥ अधर्मसर्गने समूळ नाश करनारा, धर्मसर्गनी अधिक पुष्टिने करनारा, समस्त पाप तथा दुःखने हरनारा, एवा ते श्रीहरि भगवान् स्वामिनारायण मारी उपर प्रसन्न थाव तथा तेमना समग्र भक्तो प्रसन्न थाओ ॥६९॥ इति श्रीसत्संगिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे पंचमप्रकरणे ग्रंथानुक्रमणिकानिरूपणनामा सप्ततितमोऽध्यायः ॥७०॥

सर्वेश्वरेश्वरो महाधामनाथोऽखिलेष्टदः ।
येद्वर्ण्यंयशा मेऽस्तु प्रसन्नः श्रीहरिः सदा ॥१॥

## समाप्तं पंचमप्रकरणम् ।

## समाप्तं सत्सङ्गिजीवनसच्छास्त्रम् ।

# सत्सङ्गिजीवनशुद्धिपत्रम् ।

| अशुद्धम् | शुद्धम्. | पृष्ट | पंक्ति |
|---|---|---|---|
| | ભૂમિકામાં— | | |
| વિનયની | વિનયથી | ૨૦ | ૨૨ |
| અને | એમ | ૨૫ | ૯ |
| સ્તુથિથી | સ્તુતિથી | ૨૯ | ૪ |
| માત્રક્ષી | માત્રથી | ૩૯ | ૧૧ |
| દેશાતર | દેશાતર | ૪૮ | ૭૩ |
| લીધુ | દીધુ | ૫૪ | ૩ |
| સપરિપાર | સપરિવાર | ૫૪ | ૭ |
| સપરિપાર | સપરિવાર | ૫૯ | ૧૯ |
| ચાજુ | બાજુ | ૬૨ | ૨૨ |
| | માહાત્મ્યમાં— | | |
| જેવુ છે | છે | ૫ | ૧૩ |
| પ્રવેશ | પ્રદેશ | ૨૫ | ૨૦ |
| વિધિ | નિધિ | ૩૨ | ૧૭ |
| જીવને | જીવનને | ૩૯ | ૭૧ |
| | વિપયાનુક્રમણિકામાં— | | |
| પરાપણ | પરાયણ | ૫ | ૧૦ |
| શુક્લ | કૃષ્ણ | ૧૭ | ૧૫ |
| | પ્રથમ પ્રકરણમાં— | | |
| દર્શનથીજ | દર્શનનીજ | ૩૫ | ૧૧ |
| વસ્વોકસારા | વસ્વૌકસારા | ૬૧ | ૨૭ |
| એટલાક | કેટલાક | ૧૧૪ | ૧૫ |

| अशुद्धम्. | शुद्धम्. | पृष्ठ. | पंक्ति. |
|---|---|---|---|
| जक्षणम् | लक्षणम् | २२५ | १ |
| દયાર્દ્રષ્ટિથી | દયાર્દ્રદૃષ્ટિથી | ૨૪૭ | ૧૭ |
| उपद्रतौ | उपद्रुतौ | २५२ | १ |
| ગ્રજ | વજ્ર | ૨૭૦ | ૨૭ |
| कर्णेमिः | कर्णैर्मिः | २८४ | ९ |
| નથી | નભી | ૩૧૨ | ૨૧ |
| પત્રિકાએ | પત્રિકાઓ | ૩૩૫ | ૨૧ |
| शुक्राष्टम्यां | शुक्राष्टम्यां | ३५० | ६ |
| सद्गतौ | सद्गतौ | ३५८ | ८ |
| શૂદ્રો | શૂદ્રો | ૩૭૩ | ૧૩ |
| મુમુક્ષુઓ | મુમુક્ષુઓએ | ૩૯૬ | ૬ |
| વિશેષભૂત | વિશેષણભૂત | ૪૦૩ | ૫ |
| વાયુના | પાયુના | ૪૧૨ | ૨૪ |
| દશમી | દ્વાદશી | ૫૨૨ | ૧૫ |
| પ્રહર | પ્રહાર | ૫૬૪ | ૧૮ |
| साक्षारणां | साधारणां | ६०८ | १ |
| नुहरते | नुद्धरते | ६११ | १५ |
| રસના | રશના | ૬૪૦ | ૨૪ |
| નિવધિક | નિરવધિક | ૬૮૯ | ૧૩ |
| व्याख्यत् | व्याख्यात् | ६९८ | १ |

દ્વિતીય પ્રકરણમાં—

| | | | |
|---|---|---|---|
| त्वमूज्जीवय | त्वमुज्जीवय | ४५ | ३ |
| सङ्गस्तादश | सङ्गं तादश | ६८ | २ |
| શિષ્યાએ | શિષ્યોએ | ૯૭ | ૨૧ |
| ધનતો | ધનનો | ૧૦૮ | ૧૪ |

| अशुद्धम् | शुद्धम् | पृष्ठ. | पंक्ति. |
|---|---|---|---|
| કે છે | છે કે | ૧૪૨ | ૨૨ |
| શ્રીનરિની | શ્રીહરિની | ૧૮૫ | ૨૩ |
| ગુરૂન | ગુરૂના | ૨૪૮ | ૨૧ |
| રાજાન | રાજાના | ૨૪૮ | ૨૩ |
| પકિવડે | પક્ષિવડે | ૪૦૧ | ૨૬ |
| માળપુવા | માલપુવા | ૪૨૪ | ૧૩ |
| પ્રત્યમાત્મા | પ્રત્યગાત્મા | ૪૬૪ | ૨૫ |
| મૈરેય | મૈરેય | ૪૮૦ | ૧૮ |
| પાર્થિઓને | પાર્થિવોને | ૪૯૭ | ૫ |
| વૃક્ષા | વૃથા | ૪૯૯ | ૮ |
| ગદોદક | ગંગોદક | ૫૧૯ | ૧૮ |
| આપવાનો | આવવાનો | ૫૬૧ | ૧૪ |

તૃતીય પ્રકરણમાં—

| | | | |
|---|---|---|---|
| ઉભય | ઉત્તમ | ૨૫ | ૧૧ |
| ભજ્ય | ભક્ષ્ય | ૨૬ | ૧૪ |
| वच श्रुति | वच श्रुति | ३० | ७ |
| લખાણુવા | વખાણુવા | ૭૯ | ૨૭ |
| મુમુદ્રજ | સમુદ્રજ | ૮૬ | ૧૮ |
| પિત આદિક | પિતા આદિક | ૯૪ | ૧૨ |
| નમનગોચર | નયનગોચર | ૧૨૧ | ૨૧ |
| નયનગોચન | નયનગોચર | ૧૩૬ | ૯ |
| ઠગલો | ઢગલો | ૧૮૧ | ૧૯ |
| ઠગલો | ઢગલો | ૧૮૩ | ૨૨ |
| જન્મો | જમ્યો | ૨૦૨ | ૨૬ |
| अनवति | अवनति | २१८ | १४ |

| अशुद्धम्. | शुद्धम्. | पृष्ठ. | पंक्ति. |
|---|---|---|---|
| સ્વાર્થપ્રવૃત્તિ | સ્વાર્થપ્રવૃત્તિ | ૨૨૪ | ૨૩ |
| નૃંથ | નૃંથ | ૨૩૧ | ૨ |
| અભિનવ | અભિભવ | ૨૪૩ | ૨૨ |
| નારજીને | નારદજીને | ૩૦૬ | ૧૮ |
| સસ્કરીકરણ | સંકરીકરણ | ૨૪૪ | ૨૧ |
| સ્વતિકા | સ્વસ્તિકા | ૨૮૯ | ૯ |
| વ્યત્પત્તિ | વ્યુત્પત્તિ | ૨૯૪ | ૧૭ |
| શ્રુતીરિતિ. | શ્રુતીરિતઃ | ૨૯૫ | ૧ |
| અયયવે | અવયવે | ૨૯૬ | ૧૬ |
| નિરાજે છે | વિરાજે છે | ૨૯૯ | ૧૨ |
| कार्यार्थ | कार्यार्थं | ३०२ | १ |
| નારજીને | નારદજીને | ૩૦૬ | ૧૮ |
| યથાર્થ | યથાર્થ | ૩૧૨ | ૨૩ |
| અદિક | આદિક | ૩૧૬ | ૮ |
| યાસની | યાસથી | ૩૨૪ | ૧૨ |
| ઉતાસીન | ઉદાસીન | ૩૩૨ | ૨૫ |
| मया नीतं | मयानीतं | ३८४ | ९ |
| સસાપ્ત | સમાપ્ત | ૪૦૩ | ૨૨ |
| કાર્યકાર્ય | કાર્યાકાર્ય | ૪૪૩ | ૧૫ |
| સંપેક્ષમાં | સક્ષેપમા | ૪૪૬ | ૨૪ |
| બાજુ | બીજુ | ૪૮૧ | ૧૫ |
| આવેલી | આપેલી | ૪૮૫ | ૧૮ |
| प्रतिच्छदि | पुरे प्रतिच्छदि | ५४६ | ४ |
| तास्तान् | तास्तान् | ६४६ | ४ |
| ગુરૂપલીએ | ગુરૂપુત્રીએ | ૬૬૯ | ૧૫ |
| સૂરિત | સહિત | ૬૮૬ | ૨૦ |
| યથવિધિ | યથાવિધિ | ૬૯૩ | ૨૩ |

| अशुद्धम्. | शुद्धम्. | पृष्ट. | पंक्ति. |
|---|---|---|---|
| લોભ | લાભ | ૩૮૯ | ૨૦ |
| નિષધ | નિષેધ | ૪૦૧ | ૧૭ |
| કોઈ | કાઈ | ૪૦૩ | ૨૫ |
| ઉપરકાર | ઉપકાર | ૪૦૮ | ૮ |
| શ્લાધા | શ્લાઘા | ૪૧૫ | ૨૭ |
| ઔપાધિકે | ઔપાધિક | ૪૩૯ | ૨૪, |
| વિકોરોને | વિકારોને | ૪૬૧ | ૧૮ |
| પતિપત્ની | પતિવત્ની | ૫૧૪ | ૮ |
| અચેતતના | અચેતનના | ૬૪૯ | ૧૪ |
| | પંચમપ્રકરણમાં— | | |
| मर्वसिद्धदा | सर्वसिद्धिदा | ૪૪ | ૫ |
| द्वादस्या | द्वादश्या | ૬૨ | ૧ |
| धर्मापदेशे | धर्मोपदेशे | ૬૫ | ૧૪ |
| નામની | નામથી | ૬૯ | ૨૭ |
| કણવડો | કણવડે | ૮૬ | ૯ |
| मिच्छिता | मिच्छता | ૮૭ | ૨ |
| પ્રશસ્ત | પ્રશસ્ત | ૮૯ | ૨૭ |
| ધાતુઓ। | ધાતુઓ | ૯૫ | ૨૭ |
| તથ | તથા | ૧૨૦ | ૨૬ |
| શુષ્ક | શુષ્ક | ૧૩૭ | ૨૩ |
| शक्ति | शक्ति | ૧૪૦ | ३ |
| અત્યત | અત્યત | ૧૫૦ | ૧૮ |
| અન્યક્ષની | અન્યની | ૧૫૧ | ૧૨ |
| विक्षेमिप | विक्षेपमि | ૧૫૭ | ૪ |
| वसेद्वेदे | वसेद्वेदे | ૧૮૩ | ૧ |
| અતરિક્ષ | અતરિક્ષ | ૨૦૨ | ૨૭ |

| अशुद्धम्. | शुद्धम्. | पृष्ठ. | पंक्ति. |
|---|---|---|---|
| ભોગેવેછે | ભોગવેછે | ૨૪૯ | ૨૩ |
| દેવી | દૈવી | ૨૬૫ | ૧૫ |
| ઑળાવીને | ઑલાવીને | ૨૯૦ | ૧૩ |
| भर्त्सय | भर्त्सये | २९७ | २ |
| કલટા | કુલટા | ૨૯૭ | ૧૧ |
| ભર્તામાં | ભર્તા | ૩૧૮ | ૨૬ |
| કદાપિ | ૦ | ૩૨૦ | ૨૧ |
| શેકલાં | શેકેલાં | ૩૩૨ | ૨૬ |
| દેસસંબન્ધિ | દેવસંબન્ધિ | ૩૫૨ | ૧૩ |
| भुञ्जीतौपव | भुञ्जीतौपघव | ३८४ | ७ |
| તેવોઓમાં | તેઓમાં | ૩૮૮ | ૧૪ |
| एतः | एत— | ४४२ | ३ |
| लघुं | लघु | ४५२ | ६ |
| નિદય | નિર્દયુ | ૪૫૩ | ૨૨ |
| નેત્રુ | નેત્રું | ૪૬૧ | ૭ |
| રહિ | નહિ | ૪૭૦ | ૧૭ |
| તદનંદર | તદનંતર | ૫૦૨ | ૨૬ |
| જડભતર | જડભરત | ૫૧૪ | ૧૩ |
| पाप्त | प्राप्त | ५१६ | २३ |
| માહાત્મ્યાતિશને | માહાત્મ્યાતિશયને | ૫૫૦ | ૨૫ |
| सवा | सर्वा | ५६१ | ८ |
| સ્વીકરવા | સ્વીકારવા | ૫૫૭ | ૨૨ |
| વ્યાપર | વ્યાપાર | ૬૧૧ | ૧૯ |
| દુષ્કૂર્મ | દુષ્કર્મ | ૬૨૧ | ૧૦ |
| પાઠાદિ | પાઠાદિ | ૬૩૫ | ૨૧ |